# નિવેદન

તત્ત્વજ્ઞાનનું આ અગત્યનુ પુસ્તક ઘણાં વર્ષોથી ગુજરાતી સાહિત્યમાં મળતુ નહોતું, તે આજે વાચક બંધુઓ સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે

વેદાંતશાસ્ત્રમાં પ્રવેશ કરાવીને દર્શનની દરેક પ્રક્રિયાથી ઓછા પરિશ્રમે માહિતગાર કરાવવામા આ ગ્રથ અગત્યનો અને સૌથી મોખરે છે, એમ કહેવામા અતિશયોક્તિ નથી.

આ ગ્રંથનો શ્રી હાથીભાઈ હરિશંકર શાસ્ત્રીએ અનુવાદ કરેલો અને તે સ. ૧૯૯૫માં પ્રસિદ્ધ થયો હતો. તે અનુવાદ ત્રણ પ્રસિદ્ધ વિદ્વાનો (૧) શ્રી મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, (૨) શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી અને પ્રો. આનંદશંકર ધ્રુવ · એમણે જોઈ આપેલો.

ગુજરાતી ભાષામાં આ ગ્રથનું કોઈ આધારભૂત ભાષાંતર હાલ મળતું નહિ હોવાથી ઉપર જણાવેલા પુસ્તક ઉપરથી ભાષાંતર તપાસીને, ભાષાશુદ્ધિ રાખીને તથા ટીકાઓનો અત્યારના સમયમા બીનઉપયોગી જણાતો ભાગ કમી કરી, આ પુસ્તક સ્વામી માધવતીર્થે નવેસરથી સંપાદન કરી આપ્યું છે, તે માટે તેમનો અહી આભાર માનવામા આવે છે.

આ ગ્રથના મૂળ લેખક શ્રી હાથીભાઈ શાસ્ત્રીએ આ પછીના પાનામા આપેલી તેમની પ્રસ્તાવનામાં પુસ્તકના વિષયના સબંધમા કેટલીક વિગતો આપેલી છે, તે તરફ વાચક બધુઓનુ ધ્યાન દોરવામાં આવે છે.

મુબઈ,<br>તા ૨૦-૭-'૫૪

સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી<br>મનુ સુબેદાર (પ્રમુખ)

# પ્રસ્તાવના

આ મનુષ્યદેહ ઘણાક જન્મોમાં સંચિત કરેલાં શુભ કર્મોના પરિપાકનું પરિણામ છે અને તે ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચારે પુરુષાર્થોનો સાધનભૂત છે. તેમા ત્રિવર્ગ( ધર્માર્થકામ )નું સાધન તથા પ્રકાર ઋગ્વેદાદિકને વિષે તથા મન્વાદિ મહર્ષિપ્રણીત ધર્મશાસ્ત્રોમાં ઘણા વિસ્તારથી નિરૂપિત કરેલ છે; પણ ચતુર્થ જે પરમ પુરુષાર્થરૂપ મોક્ષનુ પ્રતિપાદક તો વેદાંતશાસ્ત્ર છે ગીતામાં વેદને માટે 'त्रैगुण्यविषया वेदा । વેદો તો ત્રણ ગુણોની સૃષ્ટિને વિષય કરનારા છે' એમ કહ્યું તે એમ બતાવે છે કે, સ્વર્ગાદિ સાધનભૂત અગ્નિહોત્ર જ્યોતિષ્ટોમાદિક કર્મોનુ વિધાન વેદોમાં આવેલું છે, તેમ પૂર્વમીમાંસા સૂત્રકાર જૈમિનિ મુનિ મીમાંસાદર્શનના પ્રથમ અધ્યાયમાં 'आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम् । વેદ માત્ર ક્રિયાને અર્થે જ છે; તેથી જે વાક્યોમાં કંઈ પણ ક્રિયાવિધાનનો અર્થ ન હોય તેનુ અનર્થકપણુ સમજવું,' એમ કહી અધ્યાત્મવિદ્યાનું વેદપ્રતિપાદિતપણું નિવારે છે. પણ 'तमेत वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति ।' એ શ્રુતિમાં 'તે આ આત્માને બ્રહ્મનિષ્ઠ પુરુષો વેદના અનુવચનથી જાણવા ઇચ્છે છે' એમ કહેલુ છે, તેથી આત્મવિદ્યા પણ વેદથી જ સંપાદનીય છે, અને તેથી જ આ બધા વ્યવહારનુ યાવત્પ્રારબ્ધ ઉપસેવન કરીને અતે તીવ્ર વૈરાગ્યાદિ સાધનસપન્ન પુરુષને અર્થે આત્મવિદ્યાની ઉપદેશક ईशावास्यम् ઇત્યાદિ ઉપનિષદો વેદને અતે આવેલ છે, તે ઉપરથી આ આત્મજ્ઞાનપ્રધાન વેદભાગને વેદાત એવી સંજ્ઞા અપાયેલી છે.

આ શાસ્ત્રની શ્રેષ્ઠતા અનાદિ કાળથી ગણાયેલી છે, એમ બૃહદારણ્યક વગેરે ઉપનિષદોમાંના યાજ્ઞવલ્કય જનકાદિકનાં ઇતિહાસરૂપ આખ્યાનોથી તથા મહાભારતાંતર્ગત ભગવદ્‌ગીતા જેવા નિબંધોથી સુસાધિત જણાય છે; તથાપિ તેના ઉપર કંઈ અલૌકિક પ્રકારનું અજવાળું નાખનાર અને ખરું કહીએ તો બૌદ્ધ—જૈનાદિક પ્રજ્ઞાપરાધવશ લોકોના ઉપદ્રવથી ઘેરાયેલા વેદાંતદર્શનને પુનરુદ્ધારમાં લાવનાર તો શ્રીમદ્ ભગવત્પૂજ્યપાદ શ્રીશંકરાચાર્ય જ થયા, કે જેઓએ ઉપનિષદ, ભાષ્યો તથા બ્રહ્મસૂત્રભાષ્ય અને ગીતાભાષ્યાદિક પ્રમેય ગ્રથો લખી લોકોપકાર કર્યો અને જેની પરંપરામા થયેલા અનેક સમર્થ સંન્યાસીઓએ તેમ જ તદનુયાયી વિદ્વાનોએ પણ અદ્વૈતસિદ્ધાંતરૂપ પુષ્પિત વૃક્ષની રક્ષાને અર્થે ચિત્સુખી, અદ્વૈતસિદ્ધિ, ખંડનખંડખાદ્ય જેવા કંટકાવરણ તુલ્ય વાદગ્રંથો અથવા પ્રમાણગ્રંથો લખી અધિક લોકોપકાર કર્યો છે. એ ઉપર કહેલા પ્રૌઢ ગ્રંથો ભણવા—સમજવામાં અધિકારી થવાને ઘણા કાળની, ઘણા શ્રમની તથા ઘણાક ગ્રથોનું પ્રથમ અધ્યયન કરવાની જરૂર રહે છે, પણ થોડાક સમયમાં તથા સ્વલ્પશ્રમથી વેદાતદર્શનમાં પ્રવેશ કરાવી તે દર્શનની દરેક પ્રક્રિયાથી માહિતગાર કરાવવામા પંચદશી ગ્રથ જેણે રચ્યો, તે શ્રીવિદ્યારણ્યસ્વામીને સર્વથી અધિક લોકોપકારકર્તા કહેવા એમાં જરા પણ અતિશયોક્તિ જેવું કહેવાય નહિ.

આ ગ્રંથ વેદાંતના પ્રકરણગ્રથોમા શ્રેષ્ઠતા ધરાવનારો છે અને મનાયો છે. આ ગ્રથના કર્તા વિદ્યારણ્યમુનિ કહેવાય છે પણ સમગ્ર ગ્રંથ તેઓનો કરેલો નથી. પણ તેમાંનાં પહેલાં ૭ પ્રકરણો વિદ્યારણ્યમુનિરચિત છે, તથા બાકીનાં નવ પ્રકરણો વિદ્યારણ્યના પરમ ગુરુ ભારતીતીર્થ મુનિએ કરેલાં છે એમ પંચદશી ટીકાકાર રામકૃષ્ણ પડિતનો મત છે. જો કે વિચારસાગરકાર નિશ્ચલદાસજી પ્રથમનાં દશ પ્રકરણો વિદ્યારણ્યકૃત માને છે, પણ તેમ માનવાને કશી સાબિતી નથી. છેલ્લાં પાંચ પ્રકરણનો બ્રહ્માનદ નામનો સ્વતંત્ર ગ્રંથ ભારતીતીર્થમુનિ કૃત છે એમ તો સર્વસમત છે, અને તે બ્રહ્માનદના ચોથા વિદ્યાનદ નામના પ્રકરણના ૨૯મા શ્લોકમાં લખે છે કે—'उभयं तृप्तिदीपे हि सम्यगस्माभिरीरितम् । બન્ને (કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતા) અમે તૃપ્તિદીપ નામના સપ્તમ પ્રકરણને વિષે સમ્યક્ પ્રકારે નિરૂપણ કરેલ છે.' આ ઉપરથી સાતમા પ્રકરણથી લઈને સમગ્ર ગ્રંથ ભારતીતીર્થમુનિકૃત છે એમ જણાય છે, અને રામકૃષ્ણ ટીકાકારે પણ તેમ માનેલું છે તે સોપપત્તિક છે. ૭ પ્રકરણ સુધીનો ગ્રથ નિર્મ્યા પછી વિદ્યારણ્ય મુનિ ઉપરત થયા હોય અને તે પછીનાં ચાર પ્રકરણો નવાં રચી તે સાથે પોતાના પૂર્વનિર્મિત બ્રહ્માનંદ નામક પંચપ્રકરણાત્મક ગ્રંથને જોડી દઈ પંચદશી એવી અન્વર્થ સજ્ઞા ભારતીતીર્થયતિએ જ આપેલી હોય, એમ માનવાને સબળ અનુમાન ટેકો આપે છે. આ ગ્રંથનાં પ્રથમ પાંચ પ્રકરણો ૧ પ્રત્યક્તત્ત્વવિવેક, ૨ પંચભૂતવિવેક, ૩ પચકોશવિવેક, ૪ દ્વૈતવિવેક તથા ૫ મહાવાક્યવિવેક, એવી રીતે વિવેકશબ્દાંત નામવાળાં છે; તથા તે પછીનાં પાંચ પ્રકરણો ૬ ચિત્રદીપ, ૭ તૃપ્તિદીપ, ૮ કૂટસ્થદીપ, ૯ ધ્યાનદીપ તથા ૧૦ નાટકદીપ; એમ દીપશબ્દાંત નામવાળાં છે અને છેલ્લાં પાંચ પ્રકરણો ૧૧ યોગાનંદ, ૧૨ આત્માનંદ, ૧૩ અદ્વૈતાનંદ, ૧૪ વિદ્યાનંદ તથા ૧૫ વિષયાનંદ એ પ્રકારે આનંદશબ્દાંત નામવાળાં છે.

તેમાંનું પ્રત્યેક પ્રકરણ સ્વતંત્ર ગ્રંથરૂપ છે, તે દરેકમાં વિષયો ઉપસંહાર પર્યંત ચર્ચેલા છે અને સમગ્ર ગ્રંથમાં ૧૫૭૨ શ્લોકો વડે અધ્યાત્મશાસ્ત્ર સંપૂર્ણપણે વિવેચિત કરેલું છે. તેથી પંદર પ્રકરણના સમુદાયરૂપ ગ્રંથને શોભતું પંચદશી એવું નામ રાખ્યું છે. આ ગ્રંથ આગળ કહેવાઈ ગયું તે પ્રમાણે વિદ્યારણ્ય તથા ભારતીતીર્થ એમ બે મહાપુરુષોની નિર્મિતિરૂપ છે.

આ વિદ્યારણ્યમુનિ પૂર્વાશ્રમમાં દક્ષિણ દેશાંતર્ગત કર્ણાટક પ્રાંતમાં આવેલા વિજયનગરના અધિપતિ વીરબુક્ક રાજાના મંત્રી હતા. તેમનું નામ માધવાચાર્ય હતું. તેઓએ એ મંત્રીપદ ભોગવવાની સાથે અનેક ગ્રંથો નિર્મ્યા છે. એ ગ્રંથોમાંના પરાશરસ્મૃતિવ્યાખ્યાનમાં પોતે લખે છે કે–श्रीमती जननी यस्य सुकीर्त्तिर्मायणः पिता। सायण. सोमनाथश्च मनोबुद्धी सहोदरौ॥ यस्य बौधायनं सूत्रं शाखा यस्य च याजुषी। भारद्वाजं यस्य गोत्रं सर्वज्ञ. स हि माधव.॥ શ્રીમતી જેની માતા છે, સારી કીર્તિવાળા માયણ જેના પિતા છે, સાયણ તથા સોમનાથ એ બે બુદ્ધિ તથા મન જેના સહોદર ભાઈઓ છે, બૌધાયન જેનું સૂત્ર છે, યજુર્વેદની માધ્યંદિનીયા જેની શાખા છે, અને જેનું ભારદ્વાજ ગોત્ર છે તે જ સર્વજ્ઞ માધવ (પ્રકૃત ગ્રંથના કર્તા) છે. આમાં સાયણને, માધવ પોતાનો ભાઈ કહે છે અને કેટલાક ગ્રંથોમાં सायणमाधवीये એમ લખી સાયણ તથા માધવને એકસરખા ગણાવે છે, જેથી તે ગ્રંથો બન્નેએ મળીને લખ્યા હોય અથવા એકે રચી બીજાને માન અપાવવા તેનું પણ નામ સાથે કથેલું હોય એમ અનુમાન કરાય છે. આને વધારે સ્પષ્ટ સમજવા યત્ન કરીએ તો સર્વદર્શનસંગ્રહના આરંભમાં 'श्रीमत्सायणदुग्धाब्धिकौस्तुभेन महौजसा। क्रियते माधवाचार्येण सर्वदर्शनसङ्ग्रहः॥ સાયણરૂપ દુગ્ધસમુદ્રમાં કૌસ્તુભમણિરૂપ થયેલા માધવાચાર્યથી આ સર્વદર્શનસંગ્રહ કરાય છે' એમ લખે છે તેથી સાયણ એ તેનું કુલનામ અથવા પ્રવરનામ હોય એમ જણાય છે. અને માધવીય ધાતુ વૃત્તિમાંના–अस्ति श्रीसङ्गमक्ष्मापः पृथ्वीतलपुरन्दर.। तस्य मन्त्रिशिखारत्नमस्ति मायणसायण॥ આમા પિતા માયણને પણ સાયણ એવું વિશેષણપદ લગાડેલું છે, તેથી ઉપરની માન્યતાને ટેકો મળે છે તેમ તૈત્તિરીય ભાષ્યના ઉપોદ્‌ઘાતમાં–स ह्याह नृपतिं राजन् सायणार्यो ममानुज। એમ કહી માધવાચાર્ય પોતાના ભાઈ તરીકે સાયણને ગણે છે, તે ભાઈનું કુળનામાનુકૂળ સાયણ નામ હોય એમ માની શકાય છે.

આ માધવાચાર્યના સમયને માટે તેમણે માધવપુર નામનો અગ્રહાર બ્રાહ્મણગ્રામ–બ્રાહ્મણોને અર્પ્યા બાબતનો તામ્રલેખ કે જે કાવ્યમાળામાં પ્રાચીન લેખમાળાના ૪૪મા નંબરે પૂર્ણ છપાયો છે તેમાં માધવાચાર્યના નામલેખપૂર્વક હકીકત દર્શાવી છે, તે ઉપરથી નિર્ણીત થાય છે કે તેઓ શાકે ૧૩૧૩માં હયાત હતા તેઓનો જન્મ તેરમા શતકના અંતમા અને ચૌદમા શતકના આરંભમાં શ્રી વીરબુક્ક રાજાના મંત્રીપણાના પૂર દમામમાં ગ્રામદાનાદિ સત્કર્મો કર્યા અને તે જ શતકના મધ્યકાળમાં સંન્યાસ ગ્રહણ કર્યું. તે સમયે તેમનું દીક્ષાનામ વિદ્યારણ્ય થયું. તેમણે પૂર્વાશ્રમમાં ચારે વેદની સંહિતાઓનાં ભાષ્યો તથા ચારે વેદનાં બ્રાહ્મણોનાં ભાષ્યો લખ્યાં છે તેમ જ મીમાંસાની જૈમિનિપ્રણીત દ્વાદશાધ્યાયીનાં ૨૭૪૫ સૂત્રો ઉપર અધિકરણન્યાયમાળા નામનો ૯૦૭ અધિકરણનો પદ્યબંધ નિબંધ લખ્યો છે કે જેમાં તેમનું અપૂર્વ પૂર્વમીમાંસા પાંડિત્ય પ્રકટ જણાય છે. વળી શંકરદિગ્વિજય નામક ષોડશસર્ગાત્મક મહાકાવ્ય જોતાં તેઓનું મહાકવિત્વ પણ અભિવ્યક્ત થાય છે. સર્વદર્શનસંગ્રહ નામનો ગ્રંથ તેઓનું દર્શનદર્શીત્વ સૂચવે છે. નિદાનમાધવ ગ્રંથ તેઓનું આયુર્વેદરહસ્યવેદિત્વ જણાવે છે અને કાળમાધવ, વ્યવહારમાધવ આદિક ગ્રંથોમાં તેમનું ધર્મશાસ્ત્રતત્ત્વજ્ઞપણું સ્ફુટ થાય છે. આ ઉપરાંત ઉપનિષદોની દીપિકાઓ, જીવન્મુક્તિવિવેક, દૃગ્દૃશ્યવિવેક, તથા ૧૯૨ અધિકરણોની બ્રહ્મસૂત્રાધિકરણ રત્નમાલા* આદિક ગ્રંથો વેદાંતદર્શનની મર્મજ્ઞતાના અવધિનો આવિષ્કાર કરે છે.

સંન્યાસદીક્ષા લીધા પછી શ્રીવિદ્યારણ્યમુનિ શ્રીમદ્ ભગવત્પૂજ્યપાદ શંકરાચાર્યની પરંપરામાં ગણાયા અને તેઓએ શૃંગેરીમઠનું આધિપત્ય પામી અક્ષોભ્ય નામના રામાનુજમતાનુયાયી વિશિષ્ટાદ્વૈતવાદી વિદ્વાનને પરાસ્ત કર્યો હતો એવી કિંવદંતી ચાલે છે. શૃંગેરી મઠની ગુરુપરંપરામાં શ્રીશંકરાચાર્યથી ૩૧મા ભારતીતીર્થ, ૩૨મા વિદ્યાતીર્થ અને ૩૩મા વિદ્યારણ્યમુનિ લખેલા છે. આ ઉપરથી વિદ્યારણ્યના ગુરુ વિદ્યાતીર્થ તથા તેના પરમગુરુ ભારતીતીર્થ એમ સિદ્ધ થાય છે. પણ આ ગ્રંથના આરંભમાં नम श्रीशङ्करानन्दगुरुपादाम्बुजन्मने–એમ

---

* વ્યાસસૂત્રવૃત્તિકાર રંગનાથ–विद्यारण्यकृतैः श्लोकैर्नृसिंहाश्रमसूक्तिभिः। संरब्धा व्याससूत्राणां वृत्तिर्भाष्यानुसारिणी– એમ લખે છે, તે ઉપરથી એ ગ્રંથ વિદ્યારણ્યકૃત માની લખ્યું છે, પણ આનંદાશ્રમગ્રંથાવલીમાં છપાયેલ વૈયાસિકન્યાયમાળાના ઉપોદ્‌ઘાતમાં લખેલ છે, તે પ્રમાણે જોતા એ ગ્રંથ ભારતીતીર્થ મુનિનો કરેલો હોય એમ જણાય છે.

લખે છે તથા વિવરણપ્રમેયસંગ્રહના આરંભમાં श्रीशङ्करानन्दपद हृदब्जे—એવી રીતે મંગલાચરણમાં સ્મરણ કરે છે. આ ઉપરથી વિદ્યારણ્યના ગુરુ શંકરાનંદ હતા એમ જણાય છે. તેમ જ વેદભાષ્યભૂમિકાના આરંભમાં यस्य निःश्वसितं वेदा यो वेदेभ्योऽखिलं जगत् । निर्ममे तमहं वन्दे विद्यातीर्थमहेश्वरम् ॥ એ મંગલમાં વિદ્યાતીર્થને વન્દન કરે છે, અને એ જ ગ્રંથને અંતે 'यद्विद्यातीर्थगुरवे' એમ કહી ગ્રંથસમર્પણ કરેલો છે તે ઉપરથી વિદ્યાતીર્થ તેમના (વિદ્યારણ્યના) ગુરુ હતા એમ પણ સ્પષ્ટ જણાય છે, પરંતુ વેદાંતાધિકરણમાલાના મંગલમાં प्रणम्य परमात्मानं श्रीविद्यातीर्थरूपिणम् । वैयासिकन्यायमाला श्लोकैः सङ्गृह्यते मया ॥ આવી રીતે ગ્રંથકાર ભારતીતીર્થ મુનિ પોતાના ગુરુ તરીકે વિદ્યાતીર્થને પ્રણામ કરે છે આ જોતાં વિદ્યારણ્યના તથા ભારતીતીર્થના બન્નેના વિદ્યાતીર્થ ગુરુ હોય એમ પણ શંકા જાય છે પણ તે સાથે વિદ્યારણ્યમુનિકૃત જૈમિનીયન્યાયમાલા વિસ્તારના ઉપોદ્‌ઘાતમાંના स भव्याद् भारतीतीर्थयतीन्द्रचतुराननात् । कृपामव्याहतां लब्ध्वा पराध्यप्रतिमोऽभवत् ॥ એ સાતમા શ્લોકથી એમ નિશ્ચય થાય છે કે, ભારતીતીર્થ મુનિ વિદ્યારણ્યના ગુરુ હશે. આ બધાનો નિષ્કર્ષ એવો થઈ શકે છે કે, વિદ્યારણ્યના શંકરાનંદ એ વિદ્યાગુરુ હોય અને ભારતીતીર્થ એ સંન્યાસદીક્ષાગુરુ, તેમ જ વિદ્યાગુરુ પણ ખરા, અને વિદ્યાતીર્થમુનિ વિદ્યારણ્યના પરમગુરુ હોય, પણ શૃંગેરી મઠની ગુરુપરંપરા પ્રમાણે તો વિદ્યારણ્યના ગુરુ વિદ્યાતીર્થ અને ભારતીતીર્થ તો પરમગુરુ જણાય છે અને એ શૃંગેરી મઠની પરંપરાની નોંધ ઉપરથી સમયનો નિર્ણય કરતાં વિક્રમ સંવત ૧૦૭થી ૧૩૯ સુધી શ્રીશંકરાચાર્ય સમય એમ લખીને પછી શાલિવાહન શકની ગણનાથી ૧૦૮૯માં ભારતીતીર્થ, ૧૧૨૭માં વિદ્યાતીર્થ તથા ૧૧૬૯માં વિદ્યારણ્યમુનિ થયા એમ જણાવે છે, એટલે હાલ તેઓને આશરે ૬૫૦ વર્ષો થયાં એમ અટકળાય છે. તેઓએ સંન્યાસાશ્રમ ૪૨ વર્ષ ભોગવ્યો છે એમ પણ એ પરંપરાની નોંધ ઉપરથી જ જણાય છે. આ પંચદશી ગ્રંથ તેઓના ચાતુર્થાશ્રમસ્વીકાર પછીનો યત્નપરિણામ જણાય છે, કેમકે તેમાં સંન્યાસદીક્ષાલબ્ધ વિદ્યારણ્ય નામનો કર્તા તરીકે ઉલ્લેખ કરેલો છે અને એવા સમર્થ પુરુષની પરિપાક દશાની કસાયેલી કલમથી લખાયેલો આ પંચદશી ગ્રંથ વેદાંતના પ્રક્રિયા ગ્રંથોમાં અદ્વિતીય ગણાય એમાં શું આશ્ચર્ય ?

આ ગ્રંથનું ગુર્જરભાષ્ય લખાવામાં શુભસ્મરણાવશિષ્ટ મહાશયશિરોમણિ શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો સંકલ્પ પ્રયોજક થયેલો છે. જો કે તેમના સંકલ્પને ઉદ્‌ભવ આપનાર વડોદરાના નાયબ સૂબા રા૦ પ્રહ્લાદજીભાઈ છે એમ પાછળથી જણાયું છે તથાપિ મારા અંતઃકરણનું પ્રેરકપણું તો કેવળ વિદ્વદ્વર્ય મણિલાલને આપવાનું હું ઉચિત સમજું છું. મારા મનમાં કોઈ આર્ષગ્રંથનું ગુજરાતી ભાષાંતર લખવાનો ચિરનિરૂઢ સંકલ્પ હતો, તોપણ તેને કૃતિમાં મૂકવાને આલસ્ય તથા વ્યાવહારિક વ્યવસાય પ્રતિબંધક થતાં હતા, પણ જ્યારે સુદર્શનના ચરમપૃષ્ઠ ઉપરથી એમ જણાયું કે, જો પંચદશીનું ગુજરાતી કોઈ લખે તો તેના લેખ ઉપર વિદ્વદ્વર્ય મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, મણિલાલ નભુભાઈ દ્વિવેદી તથા પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ, એ ગુર્જર દેશની રત્નત્રયી દૃષ્ટિપાત કરવાની તસ્દી સ્વીકારશે, એટલે પછી તે જ દિવસથી દેવપૂજનાંત નિત્યકર્મ આટોપી વૈશ્વદેવપૂર્વેના અવકાશમાં મળતા કલાક અર્ધા કલાકના કાળવ્યયથી બે અઢી માસમાં થોડાક પ્રકરણો લખી નિયમિત સમયની અંદર મોકલ્યાં જે સાથે લખી મોકલેલા પત્રમાંના થોડાક શ્લોકો મારો ઉદ્દેશ દર્શાવવા ખાતર અહીં નીચે આપ્યા છે.

मासैस्त्रिभिर्लिखितमेतदियत्तदेव श्रीमद्दृशो. प्रणयितानुवनेतुमद्य ।<br>
सम्प्रेषितं भवतु मार्मिकभावभाजां दृक्पातनश्रमभरन्छिदुरं चिरं व ॥<br>
नेवाऽत्र कर्मणि निजप्रकृतेरधीनं ममाङ्ग ! रूपकशतानि नियोजयन्ति ।<br>
युष्मादृशा अपि मदीयमुपाददीरन् लेखं तदेव खलु मे परिपूर्णतुष्ट्यै ॥<br>
आवेदयन्ति कृतिनां वचसां महत्त्वं लेखाः परीक्षणचणैरुररीकृतास्ते ।<br>
मूर्ध्ना धृतोऽभ्रकभिदाऽपि, फलैकमात्रा नूनं विधुः स कुटिलोऽपि जनाभिवन्द्यः ॥<br>
लेखान् विधातुमपि ये स्वयमेव शक्तास्तेष्वेव तिष्ठति परीक्षकताऽनवद्या ।<br>
नाऽन्यैस्त्विह स्मृतिमुपैतु मुरारिवाक्यं जानाति बालविधवा नहि सूतिकार्तिम् ॥<br>
अग्रेऽपि नित्यमयमेधत एव लेखः पूर्णोऽपि नाऽतिचिरतोभवितेत्यन्यतैव ।

આ પછી થોડા સમય બાદ 'સુદર્શનમાં' તથા 'ગુજરાતી' વગેરે વર્તમાનપત્રોમાં ઉપર નિર્દિષ્ટ કરેલા મહાશયોના આ ભાષાંતરવિષયના સંતોષ વાક્યો વાચ્યાં એટલે પછી અવશિષ્ટ અંશ પૂર્ણ કરી રાખ્યો હતો, પણ મારા પોતામાં છપાવવાની અતિ ઉત્કટ ઇચ્છાના અભાવને લીધે કેટલોક કાળ પુસ્તક છાપખાનાને

શરણે થયું નહિ. ગયે વર્ષે 'મનોરંજક' પ્રિન્ટિંગ પ્રેસના મેનેજર રા. પ્રીતમલાલ વિ. હાથીભાઈએ છાપી પ્રસિદ્ધ કરવા પોતાનો ઉત્સાહ બતાવ્યો, તેનુ અનુમોદન કરી મે અનુજ્ઞા આપી અને તેઓએ સારા કાગળો વાપરી ઉત્તમ રીતિથી ગ્રંથ છાપી તૈયાર કર્યો કે જે આજે લોકો સમક્ષ ધરવા યોગ્ય થયો.

આ ભાષાંતરની અંદર મેં કેવળ ટીકાકાર રામકૃષ્ણના લેખનેજ મુખ્ય અવલંબન તરીકે લીધેલ છે, શ્લોકનું અવતરણ પ્રથમ સૂક્ષ્માક્ષરથી આપીને તે પછી સ્થૂલાક્ષરે મૂળ શ્લોક આપેલ છે અને તદનંતર મધ્યમાક્ષરોથી ટીકાના આશય સહિત મૂળ શ્લોકનો સમન્વયપૂર્વક સદબ્ધવાક્યાર્થ આપેલ છે કે જેથી વાંચનાર મધ્યમ અધિકારીને પણ અવ્યવહિત રીતે મૂલાર્થ ઝટ બુદ્ધિમાં આરૂઢ થઈ શકે, ભાષા સરળ ગુજરાતી લખવા પ્રયત્ન રાખેલ છે તથાપિ વિષયના શાસ્ત્રીયપણાને લઈને તથા પ્રતિપાદ્ય વસ્તુના ગાભીર્યપ્રયુક્ત કંઈ દુર્બોધપણાને લીધે તેમ જ કોઈ કોઈ સ્થળે તો ગુજરાતી પર્યાય શબ્દજ નહિ મળવાથી તેવે સ્થળે સંસ્કૃતમિશ્ર ગુજરાતી લખવુ પડ્યું છે, અને ખાસ પારિભાષિક સંસ્કૃત શબ્દોજ વાપરવા પડ્યા છે, પણ તે તે ઠેકાણે સ્પષ્ટ અર્થ સમજવા માટે તળે નોટ–ટિપ્પણુ–આપેલ છે. બનતાં સુધી 'नाऽमूलं लिख्यते किंचिन्नाऽनपेक्षितमुच्यते= મૂળનો કંઈ પણ ભાગ લખ્યા વિના રહી જવા નથી દીધો, તેમ ન જોઈતુ મૂળથી અતિરિક્ત ખાલી ટાયલુ કર્યું નથી; એ મલ્લિનાથ પ્રતિજ્ઞાનુસાર વર્તી અતિસ્વલ્પ અથવા અતિપલ્લવિત લેખ કર્યો નથી મનુષ્યની વૃત્તિની પસંદગી ક્ષણે ક્ષણે બદલાય છે તેની સાથે લેખની શૈલીઓ પણ બદલતી ચાલી છે, એક જ ગ્રંથ ઉપર અનેક પ્રકારની ટીકાઓ લખાય છે, તે ઉપર કહેલા વૃત્તિભેદને અનુકૂળ થવામા સાર્થક છે, પણ મૂળ ગ્રંથના આશયને સમજાવી હૃદયારૂઢ કરી સાંગવાક્યાર્થને સમજાવવામા ઉતાવળી અને તે સાથે વ્યર્થ લંબાણ વગરની હોય તેવી શૈલી વિદ્વદભિલષણીય હોવાની સાથે મંદાધિકારીઓની પણ ઉપકારક થઈ પડે એમ મારી માન્યતા હોવાથી મે તેવી જ શૈલી અખત્યાર કરેલ છે. × × ×

## પ્રત્યક્તત્ત્વવિવેક નામના પ્રથમ પ્રકરણનું મનન

શ્રી વિદ્યારણ્ય મુનિ પંચદશીના પ્રત્યક્ તત્ત્વવિવેક નામના પ્રથમ પ્રકરણના આરંભમા શ્રી શંકરાનંદ ગુરુને નમનરૂપ મંગલાચરણ કરી ગ્રંથના અધિકારી આદિક અનુબંધ ચતુષ્ટય જણાવવા બીજા શ્લોકથી મનની નિર્મળતા ગુરુ ભક્તિ વડે થાય છે, એમ દર્શાવી તાદશ ગુરુભક્તિજન્ય મનોનિર્મલ્યવાન પુરુષનુ આત્મવિદ્યાને વિષે અધિકારીપણું કહીને 'आचार्यवान् पुरुषो वेद। આચાર્યવાન પુરુષ જાણે છે' એ શ્રુતિનો અર્થ સૂચવે છે. અને તે સાથે–તેવા અધિકારી જનોને બોધ કરવા તત્ત્વનો વિવેક આ ગ્રંથથી કરાય છે–એમ કહીને વિષય, પ્રયોજન તથા સબંધ પણ દર્શાવ્યા, તદનંતર જીવ તથા બ્રહ્મની એકતા સમજાવવા જ્ઞાનની સ્વપ્રકાશતાનુ સાધન કર્યું, જેમ રેખાગણિતમા (क / ब △ अ) આ આકૃતિમાં अ કોણ તથા ब કોણ સમાન છે તેમ જ ब કોણ તથા क કોણ તુલ્ય છે એમ જો સાધિત થાય તો પછી क કોણ તથા अ કોણ સમાન છે એમ સિદ્ધ થવાની સાથે ત્રણે કોણ તુલ્ય છે એમ મનાય છે, તેમ જ અહીં પણ જ્ઞાન એક જ છે, કારણ કે જાગ્રતના તથા સ્વપ્નના પદાર્થો ક્રમે કરી વ્યાવહારિક તથા પ્રાતિભાસિક સત્તાવાળા હોવાથી પરસ્પર ભિન્ન છે, પણ તે પદાર્થોના જ્ઞાનમા કશો ભેદ છે નહિ, તેમ જ સુષુપ્તિમાં થયેલા અજ્ઞાન તથા આનંદના અનુભવથી જાગ્યા વખતે–હુ સુખે સૂતો, મેં કંઈ પણ જાણ્યું નહિ–એવા આકારવાળાં સ્મૃતિરૂપ જ્ઞાન પણ જ્ઞાનત્વે કરી એક જ છે, એ જ્ઞાન સદા સર્વદા એક જ છે તે ઉદય પામતુ નથી કે નાશ પામતુ નથી, એવી રીતે જ્ઞાનની સર્વત્ર એકતા સાધીને–એ જ જ્ઞાન આત્મા છે, કારણ કે તે પર પ્રેમનુ આસ્પદ છે–એમ કહી તે જ્ઞાનનુ આત્મપણું સાધ્યું. હવે જો સત્–ત્રણે કાળમાં અબાધ્ય, ચિત્–ચૈતન્ય તથા પરમાનંદરૂપ જ્ઞાન એ જ આત્મા કહ્યો, અને બ્રહ્મ પણ તેવું જ છે, તો પછી જ્ઞાન, આત્મા તથા બ્રહ્મ, એ ત્રણ નહિ પણ એક જ થયાં; એવી રીતે પ્રથમના રેખાગણિતના ઉદાહરણવત્ સિદ્ધ કર્યું. એ પ્રમાણે યુક્તિથી સાધેલ વિષયને સમર્પિત કરવા વેદાંતવાક્યો આપી તેની શ્રુતિસિદ્ધતા દર્શાવી

અહી શંકા ઊઠાવી કે જો આત્મસ્વરૂપનુ ભાન ન હોય તો તેમા પરપ્રેમ ઘટે નહિ અને જો ભાન હોય તો પછી વિષયોમાં સ્પૃહા જ થવી ન જોઈએ; તેના સમાધાનમાં સાથે સાથે ભણવારૂપ પ્રતિબંધને લીધે વિદ્યાર્થીવર્ગમા ભણતા દેવદત્તના પુત્રનુ ભાન નથી થતું તેમ અહી પણ 'છે અને ભાસે છે' એવા વ્યવહારને યોગ્ય વસ્તુને વિષે અનાદિ અવિદ્યારૂપ જે પ્રતિબંધ છે, તેને લઈને અજ્ઞાની જનોને અવિદ્યાકૃત આવરણ હોવાથી પરમાનંદતાની સામાન્યત: પ્રતીતિ હોવાની સાથે વિશેષત: અપ્રતીતિ હોઈ શકે છે અને જ્ઞાનીને તો

નદીમાના વેળુના વીરડાની પેઠે એક વાર દૂર કરેલુ વેળુરૂપ આવરણ પ્રમાદથી પાછું આવે તો ફરીને પણ દૂર કરવાથી જેમ નિવારણ જલસ્વરૂપ દેખાય છે તેમ આત્મસ્વરૂપ નિરાવરણ પ્રતીત રહે છે. એવા પ્રકારથી સમાધાન આપ્યુ. ત્યાર પછી પ્રકૃતિના, શુદ્ધ સત્ત્વોપાધિપણાથી માયાપણું તથા મલિન સત્ત્વોપાધિ સંબંધથી અવિદ્યાપણુ એવા બે પ્રકાર કહ્યા તેમા માયાએ ઉપહિત જે ચૈતન્ય તે ઈશ્વર તથા અવિદ્યાધીન જે ચૈતન્ય પ્રતિબિબ તે જીવ, એમ જીવ તથા ઈશ્વરનો વિભાગ દર્શાવી તે ઈશ્વરથી આકાશાદિ ભૂતસૃષ્ટિ તથા ઇંદ્રિયાદિ ભૌતિક પદાર્થોની સૃષ્ટિ વર્ણવી, સમષ્ટિ તથા વ્યષ્ટિ ભેદે કરી સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણદેહનુ નિરૂપણ કરવાના પ્રસગમા શરીરાદિકની સિદ્ધિને અર્થે પચભૂતનો પચીકરણ પ્રકાર દર્શાવ્યો, અને એ પચીકૃત પચમહાભૂતથી બ્રહ્માડ પર્યંતની સૃષ્ટિ વર્ણવી તદંતપાતિ ચૈતન્યની સ્થિતિ પરત્વે નીચે પ્રમાણે વિભાગ બતાવ્યા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ્થૂળ શરીર | સમષ્ટિ | [ અભિમાની ] | વૈશ્વાનર = વિરાટ | જાગ્રતાવસ્થા | ત્રણે અવસ્થાઓ તથા ત્રણે શરીરોમાં જુદું તુરીય ચૈતન્ય એકજ છે. |
| | વ્યષ્ટિ | [ અભિમાની ] | વિશ્વ | | |
| સૂક્ષ્મ શરીર | સમષ્ટિ | [ અભિમાની ] | હિરણ્યગર્ભ | સ્વપ્નાવસ્થા | |
| | વ્યષ્ટિ | [ અભિમાની ] | તૈજસ | | |
| કારણ શરીર | સમષ્ટિ | [ અભિમાની ] | ઈશ્વર | સુષુપ્તિઅવસ્થા | |
| | વ્યષ્ટિ | [ અભિમાની ] | પ્રાજ્ઞ | | |

ઉપરના દર્શનમા વિશ્વસંજ્ઞક જે જીવો કહ્યા તે ભોગવવા માટે કર્મ કરે છે, અને નવાં કર્મ કરવા માટે આગળના કર્મ ભોગવે છે. એવી રીતે નદીના વમળમા પડેલા કાંડાની પેઠે એક જન્મથી બીજા જન્મમાં એમ ચક્કરો ખાતા નિવૃત્તિ પામતા નથી, પણ જ્યારે સત્કર્મના પરિપાકથી કોઈ કરુણાનિધિ ગુરુ આવી ચડે અને તેઓ જ્યારે આત્મવિદ્યોપદેશરૂપ અવલંબન આપી ઉદ્ધાર કરીને આ ભવસાગરને કિનારે મૂકે એટલે પછી આત્માના વિવેકરૂપ વિશ્રામસ્થાને આવીને પરમ નિવૃત્તિને પામે છે, એમ કહી પચકોશથી આત્માનો વિવેક કરવાનો પ્રકાર સમજાવ્યો ઉક્ત પ્રકારે આત્માનો વિવેક થતા જેમ મુજ જાતિના તૃણમાંથી ઇષીકા નામનુ સૂક્ષ્મ તૃણ કાઢવામા આવે છે, તેમ ત્રણે શરીરોથી આત્માને યુક્તિ વડે જ્યારે વિવેચિત કરાય ત્યારે તે આત્મા બ્રહ્મરૂપજ થાય છે. એ આત્માના બ્રહ્મભાવને સમજાવવા तत्त्वमसि એ મહાવાક્યગત પદોનો અર્થ કહીને ભાગત્યાગ લક્ષણાથી આત્માનું બ્રહ્માભિન્નત્વ સિદ્ધ કર્યું. આ સ્થળે નૈયાયિકવાદીએ બ્રહ્મને લક્ષ્ય માનવામાં જે શકા કરી તેનો અનેક વિકલ્પથી ઉત્તર કરતાં આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા, અનવસ્થા ઇત્યાદિ દૂષણોનું ઉદ્ભાવન કરી સકલપદાર્થનુ કલ્પિતત્વ સાધી સમાધાન આપ્યુ. એ પૂર્વોક્ત આત્મબોધને અર્થે ગુરૂપદિષ્ટ મહાવાક્યથી અર્થાનુસધાનરૂપ શ્રવણ તથા યુક્તિથી તે અર્થનુ સભવિતપણાના અનુસધાનરૂપ મનન, અને એ શ્રવણ તથા મનનથી નિસશય થયેલા વિષયમા સ્થાપિત કરેલા ચિત્તની એકતાનતારૂપ નિદિધ્યાસન, એ ત્રણ સાધનોથી આત્મવિદ્યા સપ્રાપ્તિ કહી, નિર્વાત પ્રદેશમા રાખેલા દીપની પેઠે કેવળ ધ્યેયાકાર ચિત્તસ્થિતરૂપ સમાધિનું વર્ણન કર્યુ. તાદશ સમાધિથી વાસનાજાળ તથા પુણ્ય-પાપાદિ કર્મ નિશેષ ઉન્મૂલન થઈ જાય ત્યારે પ્રતિબધ વગરનુ મહાવાક્યજ અપરોક્ષજ્ઞાન ઉત્પન્ન કરનારુ થાય છે. એવી રીતે ગુરૂપદેશલબ્ધ વાક્યજન્ય પરોક્ષજ્ઞાન પાપને બાળી ભસ્મ કરે છે અને તાદૃશ અપરોક્ષ બોધ થતા, જેમ સૂર્યોદયે અધકાર નાશ પામે છે, તેમ અજ્ઞાન સર્વાશે નાશ પામે છે એમ કહી આ પ્રકરણના વિચારથી સસારબધ-નિવૃત્તિપૂર્વક પરમપદ પમાય છે; એવુ ફળ દર્શાવી પ્રકરણોપસહાર કર્યો.

આ પ્રમાણે તમામ પ્રકરણોને અતે તે તે પ્રકરણોનું મનન આપેલ છે, પ્રથમ પ્રકરણનું મનન અહીં નમુના તરીકે અપાયુ છે, એટલે પુનરુક્તિ ભયથી ફરી પ્રકરણાતે આપેલું નથી. હવે આ પ્રસ્તાવના સમાપ્ત કરતા મારે આટલુ કહેવું આવશ્યક છે કે, આવા શાસ્ત્રીય ગ્રથનું ગુજરાતી ભાષાંતર લખવાનો આ મારો પ્રાથમિક પ્રસંગ છે તેથી માનુષબુદ્ધિ-સ્વભાવસુલભ પ્રમાદવશાત્ જે કંઈ મારુ સ્ખલિત અથવા અન્યથા લેખ જેવુ થયેલ હોય, તે માર્મિક વિદ્વજ્જનો અવધાનપૂર્વક અવલોકન કરી સ્વકીય સૌજન્યાનુપ્રાણિત ઔદાર્ય ખરચી મને સૂચવવા કૃપા કરશે, તો મારા ઉપર તેમનો મોટો ઉપકાર થયો માનીશ

સર્વનો સૌજન્ય વશંવદ,

હાથીભાઈ હરિશંકર

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | કોલમ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- | --- |
| ૨ | ૨ | | ટીપણું ૧૧નું લખાણ ટીપણ ૧૨ તરીકે અને ટીપણ ૧૨નુ લખાણ ટીપણું ૧૧ તરીકે વાંચવું. | |
| ૨ | ૨ | ૩૬ | જાગ્રતનરથામાં | જાગ્રત અવસ્થામાં |
| ૫ | ૧ | ૮ | સવેનો | સર્વેનો |
| ૫ | ૨ | ૩૦ | વિદ્યાથી | વિદ્યાર્થી |
| ૫ | ૨ | ૩૪ | પ્રતિબંધ | પ્રતિબંધે |
| ૭ | ૧ | ૨૨ | एक्षत | ऐक्षत |
| ૧૭ | ૨ | ૨૨ | અથનું | અર્થનું |
| ૧૮ | ૧ | ૨ | क्षीयन्त | क्षीयन्ते |
| ૨૫ | ૨ | ૨૩ | सदा मनि | सदात्मनि |
| ૩૪ | ૧ | ૮ | सद्वत्स्यधिक | सद्वस्त्वधिक |
| ૩૬ | ૧ | ૧૦ | ભાવપુરાણમાં | ભાવ પુરાણમ |
| ૪૩ | ૧ | ૧૦ | અન્નાત્મતા | અનાત્મતા |
| ૪૪ | ૨ | ૨૬ | કઠવલ્લીમાં | કેનોપનિષદમાં |
| ૪૮ | ૧ | ૩૬ | તત્=બ્રહ્મા | તત્=બ્રહ્મ |
| ૪૯ | ૧ | ૨૭ | ससूक्ष्म | सुसूक्ष्म |
| ૫૦ | ૧ | ૩૬ | नियम्यरे | नियम्येर |
| ૬૪ | ૧ | ૨૯ | તત્ત્વચિત | તત્ત્વવિત |
| ૬૮ | ૨ | ૧૦ | सृष्ट | सृष्टे· |
| ૬૮ | ૨ | ૧૫ | છટ્ઠા પાઠક | છટ્ઠા પ્રપાઠક |
| ૭૦ | ૧ | ૩૩ | જે ન હોય | જેમાં જે ન હોય |
| ૮૦ | ૨ | ૧૮ | થયેલા | થયેલી |
| ૮૯ | ૨ | ૨૨ | વિપરીત લોપ | લોપ |
| ૧૦૩ | ૨ | ૧૩ | (બૃ. ૩–૭–૧૬) | (બૃ. ૩–૭–૧૫) |
| ૧૨૯ | ૧ | ૮ | સ્થાયી | સ્થાનીય |
| ૧૩૪ | ૧ | ૨૫ | અપરોક્ષપણું | પરોક્ષપણું |
| ૧૪૫ | ૨ | ૧૩ | થાય | ન થાય |
| ૧૪૫ | ૨ | ૩૪ | ઉપાધિ | ઉપાધિ[૨૦] |
| ૧૫૭ | ૧ | ૨૧ | अनोकविध | अनेकविध |
| ૧૬૭ | ૨ | ૨૪ | અવિવિક્ત | પ્રવિવિક્ત |
| ૧૬૯ | ૨ | ૧૮ | કહી | કરી |
| ૧૭૬ | ૨ | ૧૩ | કમીનો | કર્મીનો |
| ૧૭૭ | ૧ | ૨૭ | અથવા | અર્થાત્ |
| ૧૮૧ | ૧ | ૧૨ | બન્ને | બન્ને એક જ |
| ૧૯૨ | ૧ | ૧૫ | અયં | અહં |
| ૧૯૩ | ૧ | ૧ | समरोप्यस्य | समारोप्यस्य |
| ૧૯૪ | ૧ | ૨૪ | હોય | હોય નહિ |
| ૧૯૮ | ૧ | ૧૪ | અજ્ઞાનતા | અજ્ઞાનની |
| ૧૯૯ | ૧ | ૧૬ | વિવિધ | દ્વિવિધ |
| ૨૦૪ | ૨ | ૨૮ | દર્ભ | ગર્ભ |
| ૨૦૯ | ૨ | ૧૭ | મૂઢ | જે મૂઢ |
| ૨૧૦ | ૧ | ૨૯ | (દુ. સૂ. | (બ્ર. સૂ. |
| ૨૧૦ | ૨ | ૩૭ | ઉપલક્ષણ | ઉપલક્ષક |
| ૨૧૩ | ૧ | ૪ | અવરોધી | અવિરોધી |
| ૨૧૩ | ૧ | ૭ | અવરોધી | અવિરોધી |
| ૨૧૪ | ૧ | ૩૩ | સિદ્ધ છે | સિદ્ધ થાય છે |
| ૨૧૭ | ૧ | ૧૦ | વિલક્ષણ | વિલક્ષણપણું |
| ૨૨૨ | ૧ | ૯ | પરમાત્વભાવે | પરમાત્મભાવે |
| ૨૩૦ | ૧ | ૧૫ | ભાસ ન | ભાસન |
| ૨૩૭ | ૧ | ૨ | સુષુપ્તિ ન | સુષુપ્તિને |
| ૨૪૨ | ૧ | ૩૭ | આવદ્યમાન | અવિદ્યમાન |
| ૨૬૫ | ૧ | ૧૬ | (જ્ઞાન)જ | (જ્ઞાન)ની જ |
| ૨૬૭ | ૨ | ૭ | વ્યવહારના | વ્યવહારમાં |
| ૨૬૮ | ૧ | ૧૯ | કરવાથી | કરવાની |
| ૨૭૭ | ૧ | ૧૭ | અનાદરણાય | અનાદરણીય |
| ૨૮૩ | ૨ | ૫ | ચિદ્રૂબ્રહ્મ પ | ચિદ્રૂપ બ્રહ્મ |
| ૨૮૬ | ૨ | ૧૪ | પ્રાપ્તપ્રાપ્તતા | પ્રાપ્ય પ્રાપ્યતા |
| ૨૮૮ | ૧ | ૧૮ | થાય | થયા |
| ૨૯૨ | ૨ | ૧૨ | વિપર્યવાન | વિપર્યયવાન |
| ૨૯૩ | ૧ | ૧૯ | નિક્ષેપ | નિર્લેપ |
| ૨૯૬ | ૧ | ૪ | मालियात्सुत्खांश | मालिन्यात्सुखांश |

# વેદાંત–તત્ત્વજ્ઞાનના ગ્રંથો

## પક્ષપાતરહિત અનુભવપ્રકાશ

પાન ૫૨૪ કિં. ૫–૦ ટ ખ. ૦–૧૨

ષડ્દર્શનોમાં વેદાંતદર્શનની સર્વોત્કૃષ્ટતા–કર્મ, ભક્તિ અને જ્ઞાનના વિષયમાં જ્ઞાનની વિશિષ્ટતા વગેરે બાબતો સિદ્ધ કરતા આ ગ્રંથમાં વેદો, શાસ્ત્રો અને પુરાણોમાંની તાત્ત્વિક વસ્તુઓને આધ્યાત્મિક અર્થમાં ઘટાવી યુક્તિ–પ્રયુક્તિઓ દ્વારા તેનુ સ્પષ્ટ રીતે વર્ણન કર્યું છે. ઉપરાંત ગ્રંથના વાચન, અભ્યાસ અને મનનથી વાચકોની શંકાઓરૂપી અવિદ્યાની ગ્રંથિઓ છિન્નભિન્ન થઈ જાય એવો આમાં જ્ઞાનનો પ્રકાશ રેલાયેલો છે.

## વેદાંત–રસબિંદુ

પાન ૧૦૪ . કિં. ૦–૧૨ ટ ખ ૦–૨

સરળ ભાષામાં ગુરુ–શિષ્યના સંવાદરૂપે વેદાંતનું ગૂઢ આધ્યાત્મિક જ્ઞાન આપતું પુસ્તક.

## મનુષ્યધર્મ

પાન ૨૪૦ કિં. ૨–૦ ટ ખ ૦–૫

ઈશ્વર, ધર્મ, મુક્તિ અને ઉચ્ચ જીવનના મહાન પ્રશ્નોનો ઉપનિષદો, આપણા પ્રાચીન ઋષિમુનિઓ–સંતો અને મહાત્મા ગાંધીજી તેમ જ ગુરુદેવ ટાગોરનાં વચનોમાં ઉકેલ.

## શ્રી વેદાંતમાર્ગદર્શિની

પાન ૩૨૮ કિં ૧–૮ ટ ખ ૦–૫

પંચીકરણ, વિચારસાગર વગેરે ગ્રંથોમાંના વેદાંતના કઠિન પ્રશ્નોની ગુરુ–શિષ્યના સંવાદરૂપે સરળ સમાલોચના.

## સનાતન ધર્મ

લે૦ સ્વ૦ મણિલાલ ન દ્વિવેદી

પાન ૨૦૮ . કિં. ૧–૦ ટ ખ ૦–૩

પંચશતીની આ નવી આવૃત્તિ છે, જેમાં તત્ત્વજ્ઞાનના જુદા જુદા પ્રાચીન ગ્રંથોમાંથી ૫૦૦ ધર્મસૂત્રો પસંદ કરીને ભાષાંતર સાથે આપેલાં છે.

## મહાવાક્યરત્નાવલી

શ્રી રામચંદ્રેન્દ્રસ્વામી યોજિત

પાન ૧૮૪ કિં. ૦–૧૨ · ટ ખ. ૦–૩

તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓ માટે ઈશાવાસ્ય વગેરે ૧૧૨ ઉપનિષદોની કેટલીક શ્રુતિઓના સંગ્રહરૂપ આ પુસ્તકનું મૂળ શ્લોકો સાથે સરળ ભાષાંતર.

## વિચારસાગર

લે૦ મહાત્મા નિશ્ચલદાસજી

પાન ૪૦૦ કિં. ૩–૦ ટ. ખ. ૦–૧૦

જડ–ચેતન, વિનાશી–અવિનાશી, આત્મા-અનાત્મા વગેરેનો કલ્પિત ભેદભાવ છોડી અભેદનો વિચાર સમજાવતો આ મહાન ગ્રંથ 'વૈરાગ્ય વગર જ્ઞાન ટકતું નથી,' 'સદ્‌ગુરુની કૃપા વગર વૈરાગ્ય ટકતો નથી' વગેરે વિચારોથી મુમુક્ષુઓને આત્મ-સાધનામાં સહાય કરે છે.

## આત્મસાક્ષાત્કારની કસોટી

પાન ૨૦૮ કિં. ૧–૪ ટ ખ ૦–૩

સ્વામી રામતીર્થને અદ્વૈત જ્ઞાનની તીવ્ર જિજ્ઞાસા ઉત્પન્ન કરનાર બાબા નગીનાસિંહનું ગુરુ–શિષ્યના સંવાદરૂપે અધ્યાત્મજ્ઞાનનું પુસ્તક.

## ધર્મજ્યોતિ

લે૦ સ્વામી પ્રકાશાનંદજી

પાન ૨૫૯ . કિં. ૧–૮ ટ ખ ૦–૪

આધ્યાત્મિક વિદ્યાના અભ્યાસીઓની અને સાધકોની શંકા અને સવાલોનું, વેદ, ઉપનિષદો, શ્રુતિ, સ્મૃતિ અને ગીતા વગેરેમાંના દૃષ્ટાંતો દ્વારા નિરાકરણ.

## આપણો ધર્મ

(સ્વામી પ્રકાશાનંદજી)

પાન ૩૨૮ કિં. ૨–૦ · ટ ખ ૦–૬

સ્વામી પ્રકાશાનંદ અને વાંસદાનરેશ વચ્ચે થયેલા મનુષ્યજીવનને સ્પર્શતા આધ્યાત્મિક વાર્તાલાપો; જેમાં આપણા ધર્મનાં લગભગ બધાં અંગો બહુ સરળ રીતે સમજાવ્યાં છે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } સ્વામી અખંડાનંદ માર્ગ, અમદાવાદ
નેપ્રિન્સેસ સ્ટ્રીટ, હવાડા સામે, મુંબઈ–૨

# અનુક્રમ

## ૧: પ્રત્યક્-તત્ત્વ-વિવેક



## ૨: પંચભૂતવિવેક



## ૩: પંચકોશવિવેક



## ૪: દ્વૈતવિવેક



## ૫: મહાવાક્યવિવેક



## ૬: ચિત્રદીપ



## ૭: તૃપ્તિદીપ



## ૮: કૂટસ્થદીપ



## ૯: ધ્યાનદીપ

## ૧૦: નાટકદીપ



## ૧૧: બ્રહ્માનંદગત યોગાનંદ



## ૧૨: બ્રહ્માનંદાંતર્ગત આત્માનંદ



## ૧૩: બ્રહ્માનંદાંતર્ગત અદ્વૈતાનંદ



## ૧૪: બ્રહ્માનંદાંતર્ગત વિદ્યાનંદ



## ૧૫: બ્રહ્માનંદાંતર્ગત વિષયાનંદ

# પંચદશી

## ૧ : પ્રત્યક્‌-તત્ત્વ-વિવેક

### મંગળાચરણ

શ્રીવિદ્યારણ્યસ્વામી ગ્રંથના આરંભમા મંગળાચરણ લખી દર્શાવે છે અને એના અર્થ ઉપરથી આ ગ્રંથના અનુબંધચતુષ્ટયનું[1] પણ સૂચન કરે છે :

**नमः श्रीशंकरानंदगुरुपादांबुजन्मने ।**
**सविलासमहामोहग्राहग्रासैककर्मणे ॥ १ ॥**

શ્રીશંકરાનંદ ગુરુના પાદકમળને હું નમસ્કાર કરું છું. સ્થાવર-જંગમ આદિ વ્યષ્ટિ-સમષ્ટિરૂપ[2] સર્વ કાર્ય સહિત (સવિલાસ) મૂળ અજ્ઞાન (મહામોહ)રૂપી ઝૂડ(ગ્રાહ)નો[3] ગ્રાસ કરવો, એ જ તેનુ એક મુખ્ય કર્મ છે; અથવા શ્રી(પરાવિદ્યા)થી યુક્ત એવા શંકરાનંદ (સકળ જગતને સુખ આપનારા પરમાનંદ સ્વરૂપ) પ્રત્યક્ આત્મા ગુરુના[4] જગતમા ઉત્પન્ન થતા મહામત્સ્યને[5]-કમળને હું નમસ્કાર કરું છું.

૧.× અધિકારી, સબંધ, વિષય અને પ્રયોજન એ ચાર મળી અનુબધ-ચતુષ્ટય કહેવાય છે. એ ચારમાથી આ ગ્રથના વિષય, પ્રયોજન તથા સબંધ એ ત્રણ પ્રથમ શ્લોકમા સૂચવ્યા છે અને અધિકારીનું નિરૂપણ બીજા શ્લોકમા કર્યું છે.

૨. પ્રત્યેક વ્યક્તિ તે વ્યષ્ટિ અને વ્યક્તિસમુદાય તે સમષ્ટિ દાખલા તરીકે ગો, અશ્વ, પુરુષ, હાથી, શકુનિ, મૃગ અને બ્રાહ્મણ ઇત્યાદિ વ્યષ્ટિવચન છે અને તેમાં રહેલી ગોત્વ, અશ્વત્વ ઇત્યાદિ જાતિ તે સમષ્ટિ પદાર્થ છે. બીજી રીતે 'વન' એ સમષ્ટિવાચક પદ છે અને તે વનમાનુ 'અમુક ઝાડ' એ વ્યષ્ટિ પદાર્થ છે.

૩. પોતાને આધીન થયેલા પ્રાણીને ઝૂડ જેમ અત્યંત દુખ આપે છે, તેમ મહામોહ (અવિદ્યા) પણ તેણે વશ કરેલા જીવોને જન્મમરણાદિક ક્લેશ આપે છે.

૪. परिपक्वमला ये तान् प्रतिवन्धकहेतुशक्तिपातेन ॥ योजयति परे तत्त्वे सदीक्षयाऽऽचार्यमूर्तिस्थः ॥ જે પુરુષોના રાગ-દ્વેષાદિક મળ પરિપકવ થયા છે, તે અધિકારીઓને આત્મતત્ત્વના ઉપદેશરૂપ દીક્ષા આપી જે જ્ઞાનમા પ્રતિબધ કરનારા આવરણાદિક હેતુના સામર્થ્યનો નાશ કરે છે અને તેમને પરતત્ત્વ-પરમાત્મ સ્વરૂપમાં જોડી દે છે, તે આચાર્ય ઉપદેશ કરનારની મૂર્તિમા રહેલા પ્રત્યગાત્મા જ પરમ ગુરુ છે

૫. ગ્રાહનો ગ્રાસ કરનાર, એવું 'पादाम्बुजन्म'નું જે વિશેષણ છે, તે જો આ કલ્પના કરીએ તો જ ઘટી શકે છે; કેમકે અબુજન્મ એટલે જળમાથી ઉત્પન્ન થનાર કોઈ રાઘવ અથવા માનવ જેવો મહામત્સ્ય આ સ્થળે ઉદ્દિષ્ટ જણાય છે, અથવા જો 'અબુજન્મ' પદનો લોકપ્રસિદ્ધ કમળ એવો જ અર્થ લઈએ તો ગ્રાહનો ગ્રાસ કરી જવાનુ તેના વિશેષણ તરીકે કહેલુ જે કર્મ છે, તે પ્રસગ વગર જ વચ્ચે નાખેલા જેવુ થઈ પડે છે.

× ટિપ્પણના આકડા આખા પુસ્તકમાં પ્રકરણવાર સળગ આપવામા આવેલા છે.



### ગ્રંથના આરંભની પ્રતિજ્ઞા

ગ્રંથનું અવાતર પ્રયોજન જણાવવાની સાથે ગ્રંથના આરંભની પ્રતિજ્ઞા કરે છે :

**तत्पादाम्बुरुहद्वंद्वसेवानिर्मलचेतसाम् ।**
**सुखबोधाय तत्त्वस्य विवेकोऽयं विधीयते ॥ २ ॥**

એવા ગુરુશ્રીનાં ચરણકમળના યુગલનુ સેવન કરવાથી જેનુ ચિત્ત નિર્મળ થયેલુ છે,[6] તેમને વગર પરિશ્રમે તત્ત્વનો બોધ થાય તે માટે આ પ્રથમ પ્રકરણમા તત્ત્વનો વિવેક[7] (એટલે આરોપિત સંસારથી અનારોપિત સ્વરૂપ બ્રહ્મનુ વિવેચન) કરવામાં આવે છે.

૬. ગુરુચરણનુ સેવન કરવાથી જેનુ અતઃકરણ નિર્મળ થયેલુ છે, એવો શમદમાદિ સપન્ન પુરુષ આ વેદાતવિચારનો અધિકારી છે. કહ્યુ છે કે, तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणि श्रोत्रियं ब्रह्मनिष्ठम् । (મુડક ૧-૨-૧૨) આમ ગુરુચરણના સેવન વિના અતઃકરણની શુદ્ધિ થતી નથી અને ચિત્તના મળ-વિક્ષેપાદિક દોષો

દૂર થતા નથી, ત્યા સુધી વેદાંતવિચારના અધિકારી થવાતુ નથી વળી બ્રહ્મનિષ્ઠ ઉપદેષ્ટા ગુરુના આરાધનથી આત્મજ્ઞાન મળે છે, અન્યથા નહિ.

૭. આગળ આ જ પ્રકરણના ૪૬મા શ્લોકમા કહ્યુ છે 'અખડ સચ્ચિદાનદ સ્વરૂપ બ્રહ્મ મહાવાક્ય વડે લક્ષિત થાય છે.' એટલે અન્નમયાદિ પચકોશાત્મક જગતથી અસગ એવા આત્માનુ વિવેચન પૃથક્કરણ કરવુ, એ જ તત્ત્વનો વિવેક છે.

## યુક્તિથી જીવ–બ્રહ્મની એકતાનું પ્રતિપાદન

### નિત્ય તથા સ્વયંપ્રકાશ સંવિત્‌ના જાગ્રત આદિ અવસ્થામાં અભેદ અને વિષયનો ભેદ

જાગ્રત અવસ્થામા અનુભવાતા શબ્દાદિ વિષયો ભિન્ન છે, પણ તેઓના જ્ઞાનરૂપ સંવિત્ ભિન્ન નથી એમ કહે છે:

**शब्दस्पर्शादयो वेद्या वैचित्र्याज्जागरे पृथक् ।
ततो विभक्ता तत्संविदैकरूप्यान्न भिद्यते ॥ ३ ॥**

વિસ્પષ્ટ વ્યવહારવાળી જાગ્રતઅવસ્થાના[8] શબ્દ, સ્પર્શ આદિ[9] વિષયભૂત પદાર્થો તેમના વૈચિત્ર્યને કારણે એકબીજાથી જુદા છે. છતા બુદ્ધિએ કરીને પદાર્થોથી વિભક્ત જણાતી[10] વિષયોની સવિત્ (જ્ઞાન) તો એકરૂપ[11] જ છે, તેથી તેમાં ભેદ[12] પડતો નથી.

૮ જે દશામા પ્રકાશ આદિ સાથે ચક્ષુ આદિ ઇંદ્રિયો-થી પદાર્થનુ ગ્રહણ થાય છે, તે જાગ્રત અવસ્થા

૯. આદિ શબ્દમાં રૂપ, રસ વગેરે ગુણો તથા તેના આધારભૂત આકાશાદિ પચ મહાભૂત તેમજ સર્વ ભૌતિક પદાર્થો પણ સમજવા

૧૦ નિશ્ચયાત્મક અત કરણથી વેદ્ય પદાર્થથી પૃથક્ વેદનરૂપે જણાતી

૧૧. ભેદ એટલે એકનો બીજામા અભાવ જેમકે ઘટ પટ નથી, તેમ જ પટ ઘટ નથી અહી ઘટનો પટથી અને પટનો ઘટથી ભેદ સ્પષ્ટ છે. તે ભેદ સજાતીય, વિજાતીય અને સ્વગત એમ ત્રણ પ્રકારનો છે એક વૃક્ષનો બીજા વૃક્ષથી જે ભેદ છે, તે સજાતીય ભેદ છે. બન્ને વૃક્ષ એક-બીજાથી ભિન્ન છતા વૃક્ષત્વરૂપે સમાન જાતિવાળાં છે, તેથી તે સજાતીય ભેદ છે વૃક્ષનો પર્વતથી જે ભેદ છે તેમા તે વૃક્ષત્વ તથા પર્વતત્વ બન્ને વિલક્ષણ જાતિવાળા છે, તેથી તે વિજાતીય ભેદ છે વળી એક જ વૃક્ષમાં પાન, ડાળીઓ અને પુષ્પ વગેરે જે ભેદ છે તે સ્વગત ભેદ છે. ભેદના પ્રસ્તાર કરીએ તો અનંત ભેદ થાય, પણ તેના મુખ્યત્વે જડ, જીવ અને ઈશ્વર એ ત્રણને અવલબી-ને પાચ પ્રસ્તાર થાય છે તેમનાં નામ ૧ જીવ–ઈશનો ભેદ, ૨ જીવોનો પરસ્પર ભેદ, ૩ જીવ–જડનો ભેદ, ૪ ઇશ જડનો ભેદ અને ૫ જડ–જડનો ભેદ.

૧૨ સંવિત્–(જ્ઞાન) સર્વત્ર એકરૂપ હોવુ જોઈએ (એટલે સ્વાભાવિક ભેદરહિત હોવુ જોઈએ), કારણકે કાઈ પણ ઉપાધિના સબધ સિવાય જ્ઞાનમાં ભેદ પ્રતીત થતો નથી, જેમકે આકાશ આકાશ એકરસરૂપ હોવા છતા ઘટ, મઠ વગેરેની ઉપાધિથી ઘટાકાશ, મહાકાશ કહેવાય છે. એવી રીતે સવિત્ (જ્ઞાન) સમરસરૂપ હોવા છતા પુસ્તક વગેરે પદાર્થોની ઉપાધિથી પુસ્તકનું જ્ઞાન વગેરે કહેવાય છે ઉપાધિની દૃષ્ટિ છોડીને વિચાર કરીએ તો જ્ઞાન અખડ એકરસરૂપ છે, એટલે જ્ઞાનમા સ્વાભાવિક ભેદ નથી ઉપાધિ=પોતે વસ્તુથી અલગ રહી બીજી વસ્તુથી ઉપહિત વસ્તુને જુદી કરી બતાવે તે જેમકે ઘડો આકાશના સ્વરૂપમા પ્રવેશ કર્યા વગર મહાકાશથી ઘટા-કાશને જુદો કરી બતાવે છે તેથી આકાશમાં ઉપાધિથી ભેદ પ્રતીત થાય, પરતુ વાસ્તવમા આકાશમા ભેદ હોય નહિ તેવી રીતે સિદ્ધાતમા સમજવુ

જાગ્રત અવસ્થામા જ્ઞાનનો અભેદ સિદ્ધ કરવા યોજેલી યુક્તિનો સ્વપ્ન અવસ્થામા કેવી રીતે ઉપયોગ થાય છે તે કહે છે

**तथा स्वप्नेऽत्र वेद्यं तु न स्थिरं जागरे स्थिरम् ।
तद्भेदोऽतस्तयोः संविदेकरूपा न भिद्यते ॥ ४ ॥**

તે જ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં (એટલે ઇંદ્રિયોનો ઉપસંહાર થયા પછી), જાગ્રત અવસ્થામા કરેલા અનુભવના સસ્કારથી તે તે વિષય સહિત જ્ઞાન ઉત્પન્ન થાય છે, ત્યારે તે અવસ્થામા[13] પણ માત્ર વિષય ભિન્ન હોય છે, કઈ સવિત્–જ્ઞાન[14] ભિન્ન હોતુ નથી. સ્વપ્નાવસ્થા અને જાગ્રદવસ્થા વિષયની અસ્થિ-રતા અને સ્થિરતાએ કરીને ભિન્ન છે; (એટલે સ્વપ્નદૃષ્ટ વસ્તુ કાલાતરસ્થાયી નથી હોતી અને જાગ્રત અવસ્થામાં જણાતુ સઘળું કાલાતરસ્થાયી હોય છે) તેથી તે બે અવસ્થામાં જણાતી વસ્તુનો સ્થિરત્વ અને અસ્થિરત્વ પ્રયુક્ત ભેદ છે. પણ તે બન્નેમા એક જ રૂપે ભાસતું જ્ઞાન ભિન્ન નથી; કેમકે જાગ્રતવસ્થામાં વિષયના સાક્ષાત્કારથી જેવા પ્રકારનુ જ્ઞાન થાય છે, સ્વપ્નમાં પણ તે તે વિષયના સાક્ષાત્કારથી તેવા જ પ્રકારનું જ્ઞાન થાય છે; કારણ કે જ્ઞાન સર્વત્ર એકરૂપ જ છે.[15]

૧૩ [illegible] ... જ્ઞાન [illegible] ... (આ [illegible] ... )

૧૪ [illegible] સાક્ષાત્ અનુ-[illegible] જ્ઞાન, તે સંવિદ્-રૂપે [illegible]; કેમકે 'રૂપનું જ્ઞાન' 'રસનું જ્ઞાન' [illegible] ભિન્ન ભિન્ન છે, પણ જ્ઞાન-[illegible], તેથી જ્ઞાન [illegible] એકરૂપ જ છે. [illegible] સિદ્ધ થાય છે.

૧૫ જાગ્રત [illegible] પદાર્થોથી [illegible] અવસ્થાના પદાર્થો ભિન્ન હોવા છતાં તે બંને અવસ્થાના પદાર્થોનું જ્ઞાન એકરૂપ છે

જાગ્રત-સ્વપ્ન બંને અવસ્થાઓમા જ્ઞાનની એકતા સિદ્ધ કરીને હવે સુષુપ્તિમાં તેની એકતા સિદ્ધ કરવા માટે પ્રથમ સુષુપ્તિમાં જ્ઞાનનુ અસ્તિત્વ સિદ્ધ કરે છે.

**सुप्तोत्थितस्य सौषुप्ततमोबोधो भवेत्स्मृतिः ।**
**सा चावबुद्धविषयाऽवबुद्धं तत्तदा तमः ॥ ५ ॥**

સૂઈ ઊઠેલા પુરુષને સુષુપ્તિ સમયના અજ્ઞાનનું જે ભાન થાય છે તે સ્મૃતિરૂપ[16] છે. તેથી એમ સિદ્ધ થાય છે કે, સુષુપ્તિ દશામાં અજ્ઞાનનો અનુભવ કરનારું જ્ઞાન હતું, માટે ઊઠ્યા પછી 'હુ સુખે સૂઈ રહ્યો હતો,' 'હુ કંઈ પણ જાણતો નહોતો,' એવા આકારનુ સ્મૃત્યાત્મક જ્ઞાન થાય છે, કારણ કે સ્મૃતિ હમેશાં અનુભવપૂર્વક જ હોય છે. અનુભવ નહિ કરેલી વસ્તુનુ સર્વથા સ્મરણ સભવતુ નથી

૧૬. 'હુ સુખે સૂતો હતો મે કંઈ પણ જાણ્યુ નહિ.' આવા પ્રકારનુ સ્મરણાત્મક જ્ઞાન સુષુપ્તિમા સુખનો અનુભવ તથા બીજા પદાર્થોના અભાવનો અનુભવ બતાવે છે. એથી એમ સિદ્ધ થાય છે કે, સુષુપ્તિમા કાઈ નથી એમ નહિ પરતુ કાઈ નથી તેનો અનુભવ તો જરૂર રહે છે. જો તે પણ ન હોય તો જાગ્યા પછી કોઈને ઉપર પ્રમાણેનુ સ્મરણ ન થવુ જોઈએ. સ્મૃતિ અનુ-ભવેલા વિષયની હોય છે

અજ્ઞાનનો અનુભવ અજ્ઞાનરૂપ વિષયથી ભિન્ન છે, પણ જાગ્રત-સ્વપ્ન બન્નેના અનુભવરૂપ જ્ઞાનથી ભિન્ન નથી. એમ જણાવે છે:

**स बोधो विषयाद्भिन्नो न बोधात्स्वप्नबोधवत् ।**
**एवं स्थानत्रयेऽप्येका संवित्तद्वद्दिनांतरे ॥ ६ ॥**

તે સુષુપ્તિ દશામા થયેલો, 'મે કંઈ જાણ્યુ નહિ,' એવા આકારવાળી જાગ્યા પછીની સ્મૃતિનો ઉત્પાદક અજ્ઞાનનો અનુભવ પોતાના વિષયભૂત અજ્ઞાનથી ભિન્ન છે. પણ બોધશબ્દ વાચ્ય જે સવિત તેથી ભિન્ન[17] નથી. તેવી રીતે એક જ દિવ-સમાં અનુભવાતી જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે અવસ્થામા અનુગત (ઉત્તરોત્તર ચાલી આવતી) જે સવિત્ (જ્ઞાન) તે એક જ છે, તેમ અન્ય દિવસે પણ તે જ્ઞાન એકરૂપ જ છે.

૧૭ સુષુપ્તિકાળમા થયેલો અજ્ઞાનવિષયક બોધ, તેના વિષયભૂત અજ્ઞાનથી ભિન્ન હોવો જોઈએ, કારણ કે તે બોધ છે, જેમકે ઘટવિષયક બોધ તેના વિષયભૂત ઘટથી ભિન્ન છે પણ તે અજ્ઞાનવિષયક બોધ. બોધ-શબ્દ વાચ્ય સવિતથી ભિન્ન હોઈ શકે નહિ; જેમકે સ્વપ્નાવસ્થાજન્ય બોધ, તેના પ્રાતિભાસિક વિષયથી ભિન્ન છતા સવિતથી ભિન્ન નથી, પરતુ સંવિદ્રૂપ જ છે, તેમ આ અજ્ઞાનને વિષય કરવાવાળો બોધ, તેના વિષયભૂત અજ્ઞાનથી ભિન્ન છે. અને સવિતથી અભિન્ન સવિદ્રૂપ જ છે.

ત્રણે કાળમા જ્ઞાનની એકતા છે એમ કહીને તેનું ફળ કહે છે.

**मासाब्दयुगकल्पेषु गतागामिष्वनेकधा ।**
**नोदेति नास्तमेत्येका संविदेषा स्वयंप्रभा ॥ ७ ॥**

અનેકવાર વ્યતીત થઈ ગયેલા તથા હવે પછી આવવાના જે માસ, વર્ષ, યુગ, તથા કલ્પ ઇત્યાદિ કાલપર્યાયો છે, તે સર્વને વિષે સંવિત્ એક જ છે. તે સવિત્ ઉદય (ઉત્પત્તિ) પામતી નથી તેમ અસ્ત (નાશ) પામતી નથી; પરંતુ એ સવિત્ નિત્ય[18] છે અને સ્વયપ્રભા સ્વપ્રકાશ છે.

૧૮. ઉત્પત્તિ–વિનાશરહિત હોય તે નિત્ય, કેમકે સાક્ષી-રહિત ઉત્પત્તિ–વિનાશની સિદ્ધિ થાય નહિ તેમ પોતાના ઉત્પત્તિ–વિનાશનુ ગ્રહણ પોતાથી થઈ શકે નહિ, કારણ કે કોઈ પણ વસ્તુની ઉત્પત્તિ થયા પહેલાં તેનો જે અભાવ છે તેને પ્રાગભાવ કહે છે એ પ્રાગભાવની છેલ્લી ક્ષણ તે ઉત્પત્તિ ક્ષણ કહેવાય છે, અને તેના પ્રધ્વસની જે પ્રથમ ક્ષણ તે નાશ ક્ષણ કહેવાય છે આ બન્ને ક્ષણમાં વસ્તુનુ અસ્તિત્વ હોતુ નથી, તેથી કોઈ પણ પદાર્થ પોતાના ઉત્પત્તિ–વિનાશનો સાક્ષી પોતે હોઈ શકે નહિ.

ત્યારે આ સંવિત્ કે જે દીપકની પેઠે પોતાના સમાન-કાળની વસ્તુઓનો પ્રકાશ કરે છે, તે પોતાની સ્થિતિની હદ બહારના પ્રાગભાવની છેલ્લી ક્ષણરૂપ જન્મની અને ધ્વંસની પ્રથમ ક્ષણરૂપ નાશને કેમ જાણી શકે? તેમ તે સંવિતના ઉત્પત્તિ–વિનાશનું ગ્રાહક બીજું કંઈ સંવિત્ જેવું છે નહિ, તેથી સંવિત્ ઉત્પત્તિ–વિનાશરહિત છે, માટે નિત્ય છે, એમ સિદ્ધ થાય છે શંકા –ગ્રાહક કોઈ નથી ત્યારે તે સંવિતનું ભાન નહિ થાય અને જો એમ થાય તો જગત આખાયની અપ્રતીતિ થઈ જશે? સમાધાન –તે સંવિત્ સ્વપ્રકાશ છે, કારણ કે તે જ્ઞાનનો વિષય થતી નથી, છતાં અપરોક્ષરૂપે અનુભૂત થાય છે જે વસ્તુ જ્ઞાનનો વિષય થતી નથી તથાપિ અપરોક્ષ થાય છે તે સ્વપ્રકાશ છે अवेद्यत्वे सति अपरोक्षव्यवहारयोग्यत्वं स्वप्रकाशत्वं। અવેદ્ય (જ્ઞાનનો વિષય નહિ) હોવા છતાં પણ અપરોક્ષ અનુભવની યોગ્યતા જેમાં હોય તે સ્વપ્રકાશ એ પ્રમાણે સ્વપ્રકાશનું લક્ષણ શ્રીચિત્તસુખાચાર્યે લખ્યું છે એ લક્ષણના સમન્વયે પણ, સંવિત્ જ્ઞાનનો વિષય નહિ થઈને અપરોક્ષ વ્યવહારને યોગ્ય થાય છે, માટે સ્વપ્રકાશ છે. સંવિતને સ્વસંવેદ્ય માનીએ તો એક જ વસ્તુમાં કર્તૃત્વ તથા કર્મત્વનો વિરોધ આવે છે અને જો કોઈ ઇતર વસ્તુથી વેદ્ય–જાણવા યોગ્ય માનીએ તો તે પરવસ્તુનું જાણનાર બીજું કંઈ માનવું જ પડશે. વળી તેનું કંઈ અન્ય માનવું પડશે એમ અનવસ્થા દોષને તાબે થઈ વિરામ પામીએ અને આખરે જતાં એક જ્ઞાનને સ્વપ્રકાશ માન્યા વગર છૂટકો જ નથી, તો પછી આ પ્રાથમિક જ્ઞાનને જ સ્વપ્રકાશ માની લઈએ, તો તેથી સર્વ દોષનો પરિહાર થઈ જાય છે, માટે સ્વપ્રકાશના ધર્મથી સર્વત્ર ભાસમાન સંવિત્, સર્વ વસ્તુની અવભાસક–પ્રકાશક હોવાથી સંવિતની સત્તા સર્વાનુભવસિદ્ધ છે.

### સંવિત્ એ જ આત્મા છે અને તે આત્મા પરમાનંદરૂપ છે

જ્ઞાનની નિત્યતા અને સ્વપ્રકાશતા સિદ્ધ થવાથી શું સિદ્ધ થયું ? તેનો જવાબ આપે છે.

**इयमात्मा परानंदः परप्रेमास्पदं यतः ।**
**मा न भूवं हि भूयासमिति प्रेमात्मनीक्ष्यते ॥८॥**

આ પૂર્વોક્ત લક્ષણવાળી સંવિત્ પોતે જ[19] આત્મા છે અને તે આત્મા પરાનંદ[20] (નિરતિશય સુખસ્વરૂપ) છે; કારણ કે તે આત્મા પરપ્રેમાસ્પદ[21] (નિરુપાધિ સ્નેહ)નો વિષય છે, એટલે સર્વથી અધિક પ્રેમનું સ્થાન છે, કેમકે 'હું ન હોઉં' એમ નહિ પરંતુ 'હું સદાકાળ હોઉં' એવો પ્રેમ આત્માને વિષે સર્વને જણાય છે.

૧૯. આ સંવિત્ આત્મરૂપ હોવી જોઈએ, કારણ કે નિત્ય હોઈને સ્વપ્રકાશ છે, માટે જે વસ્તુ આત્મા નથી તે નિત્ય હોઈને સ્વપ્રકાશ પણ નથી; જેવો કે ઘટ આત્મા નથી તો તે નિત્ય હોઈને સ્વપ્રકાશ પણ નથી. આ સંવિત્ સ્વરૂપ આત્માના નિત્યત્વ સાધનની સાથે સત્યત્વ સિદ્ધિ તો અર્થાત્ થઈ જાય છે,

૨૦. આત્મા પરમાનંદરૂપ છે, કારણકે તે આત્મા સર્વોત્કૃષ્ટ પ્રેમનો વિષય છે. માટે જે પરમાનંદરૂપ નથી હોતો તે પર પ્રેમાસ્પદ પણ નથી હોતો જેવો કે ઘટ પરપ્રેમનો વિષય નથી માટે પરમાનંદરૂપ પણ નથી આ આત્મા પરમ પ્રેમાસ્પદ નથી એમ નથી, તેથી તે પરમાનંદ નથી એમ નથી, પરંતુ પરમાનંદ સ્વસ્વરૂપ જ છે. અહીં આત્માની પરમાનંદતા સાધવા માટે જે ઘટનું દૃષ્ટાંત કહ્યું તે પણ વ્યતિરેકી દૃષ્ટાંત છે.

૨૧. શંકા કોઈ પુરુષ કોઈ પ્રસંગે 'મને ધિક્કાર છે' એમ પશ્ચાત્તાપ સાથે આત્મામાં દ્વેષ ધરાવતો જણાય છે, તેથી આત્માની પ્રેમવિષયતા પણ ખંડિત થાય છે તો પછી તે આત્માની પરપ્રેમાસ્પદતા કેમ ગણી શકાય? સમાધાન દુઃખ સંબંધની નિમિત્તતાથી દુઃખમાં થતો દ્વેષ ભ્રાંતિથી આત્મામાં પ્રતીત થાય છે. વાસ્તવમાં આત્મા પરપ્રેમાસ્પદ છે, કારણ કે જ્યારે દુઃખ અને તેના નિમિત્તનો અભાવ થાય છે, ત્યારે આત્મા પૂર્વવત્ અનુભવમાં આવે છે. (જેમકે તંદુરસ્ત માણસને કોઈ રોગ થાય ત્યારે તેને તંદુરસ્તીનો અનુભવ થતો નથી; પરંતુ હું રોગી છું એવો અનુભવ થાય છે. રોગ દૂર થતાં પોતાનું પૂર્વનું અનુભવેલું સ્વાસ્થ્ય અનુભવમાં આવે છે. નવું સ્વાસ્થ્ય ઉત્પન્ન થતું નથી.) માટે આત્મા ઉપરનો પ્રતીત થતો દ્વેષ અવિચારસિદ્ધ છે પોતાનો અભાવ કોઈને રુચતો નથી

હવે આત્માનું પરમાનંદપણું વિશેષ સ્પષ્ટ કરે છે:

**तत्प्रेमात्मार्थमन्यत्र नैवमन्यार्थमात्मनि ।**
**अतस्तत्परमं तेन परमानंदतात्मनः ॥ ९ ॥**

અન્યત્ર એટલે પોતાથી ભિન્ન સ્ત્રીપુત્રાદિકને વિષે થતો પ્રેમ કેવળ[22] આત્માને માટે છે અને આત્મામાં જે પ્રેમ છે તે કોઈ અન્યને માટે નથી પરંતુ સ્વાભાવિક જ છે. (અર્થાત્ બીજા પદાર્થોમાં જે પ્રેમ છે તે સોપાધિક છે અને આત્માને વિષે જે પ્રેમ છે તે નિરુપાધિક છે) તેથી તે આત્મ-

[illegible]

[illegible]

ત્રીજા શ્લોકથી ... સુધી જે અર્થ પ્રતિપાદન કર્યો તે અર્થ ટૂંકમાં કહે છે :

**इत्थं सच्चित्परानंद आत्मा युक्त्या तथाविधम् ।**
**परं ब्रह्म तयोश्चैक्यं श्रुत्यंतेषूपदिश्यते ॥ १० ॥**

એવી રીતે[23] યુક્તિથી આત્મા સત્, ચિત્, અને પરમાનંદરૂપ સિદ્ધ થયો. એવા જ પ્રકાર વાળું એટલે સત્, ચિત્ અને આનંદરૂપ પરબ્રહ્મ છે, અને તે તત્પદાર્થ બ્રહ્મ તથા ત્વંપદાર્થ આત્મા એ બન્નેનું એકત્વ વેદાંત–ઉપનિષદને વિષે પ્રતિપાદન કરેલું છે.

૨૩. शब्दस्पर्शादयो वेद्या० એ ત્રીજા શ્લોકથી मायाऽऽनन्द० એ સાતમા શ્લોક સુધીના ગ્રંથથી જ્ઞાનનું સર્વત્ર અનુગતપણું તથા નિત્યપણું સિદ્ધ કર્યું. इयमात्मा० એ આઠમા શ્લોકથી તે જ્ઞાન તથા આત્માનું એકત્વ દર્શાવી તે તે આત્મા સત્–ત્રણે કાળમાં અબાધ્ય, ચિત્–ચૈતન્યરૂપ–સ્વપ્રકાશ, તથા પરમાનંદ–નિરતિશય સુખસ્વરૂપ છે એમ સ્થાપિત કર્યું અને એ આત્મા તત્ત્વમસિ ઇત્યાદિ મહાવાક્યના અર્થમાં ત્વંપદના અર્થ તરીકે સિદ્ધ છે, એમ અહીં સુધીના ગ્રંથથી પ્રતિપાદિત કર્યું.

આત્માના પરમાનંદપણામાં સંદેહ કરીને તેનું સમાધાન કરે છે :

**अभाने न परं प्रेम भाने न विषये स्पृहा ।**
**अतो भानेऽप्यभाताऽसौ परमानंदतात्मनः ॥ ११ ॥**

(શંકા :) જો આત્માનું પરમાનંદપણું ભાસતું ન હોય, તો આત્મામાં પરમ પ્રેમ[24] થાય નહિ, અને ભાસતું હોય તો વિષયોનાં સ્પૃહા[25] થવી જોઈએ નહિ? (સમાધાન :) આત્માની પરમાનંદતા સામાન્યરૂપે ભાસવા છતાં વિશેષરૂપે ભાસતી નથી.

૨૪. ... જેનું જ્ઞાન થયા પછી જ ... . માટે અજ્ઞાન (અપ્રતીતિ) દશામાં તેની પ્રીતિ જ ... નથી, અજ્ઞાત વસ્તુના જ્ઞાન ... પ્રેમ સંભવે નહિ.

૨૫. આત્માના નિરતિશય સુખનું જ્ઞાન હોય તો ... વિષયાદિ, પુષ્પમાળા વગેરેની સ્પૃહા થવી જોઈએ નહિ, કેમકે ફળ પ્રાપ્ત થયા પછી તેના સાધનની ... નહિ, તો નિત્ય અને નિરતિશય આનંદ ... , સાધનને આધીન તેમ જ ... વિષયસુખની ઇચ્છા ... અયોગ્ય છે, કારણ કે મિષ્ટ ભોજન મળ્યા પછી લાકડાં સળગાવી ધુમાડો ... કોણ પસંદ કરે? વિષયોની ક્ષણિકતા સર્વને અનુભવસિદ્ધ છે. ... વખતે સુખરૂપ લાગતો વિષય ... વખતે દુઃખરૂપ થઈ પડે છે, વળી વિષયસુખ ન્યૂનાધિકતાવાળું હોવાથી દોષરૂપ છે.

એક જ વસ્તુમાં એક જ વખતે ભાન અને અભાન એમ વિરુદ્ધ ધર્મ કેમ રહી શકે? સમાધાનમાં કહે છે :

**अध्येतृवर्गमध्यस्थपुत्राध्ययनशब्दवत् ।**
**भानेऽप्यभानं भानस्य प्रतिबंधेन युज्यते ॥ १२ ॥**

વિદ્યાર્થીઓના સમુદાયમાં સર્વની સાથે અધ્યયન કરતા પોતાના પુત્રનો શબ્દ (ધ્વનિ) બહાર ઊભેલા તેના પોતાના જાણવામાં સામાન્યતઃ આવે છે. (એટલે એવું ભાન થાય કે આ વિદ્યાર્થીઓમાં મારો પુત્ર પણ ભણે છે.) તથાપિ ‘આ સ્વર મારા પુત્રનો છે’ એમ વિશેષ રીતે જાણી શકાતું નથી. એવી રીતે આત્માની પરમાનંદતાનું સામાન્યરૂપે ભાન હોવા છતાં પણ પ્રતિબંધ કરીને વિશેષ રૂપથી અભાન (અપ્રતીતિ) સંભવે છે.[26]

૨૬ શંકા : એક જ વખતે એક વસ્તુનું ભાસવું અને ન ભાસવું એવી વિરોધવાળી વસ્તુઓ સાથે કેમ રહી શકે? સમાધાન : ઘણા વિદ્યાર્થીઓની મધ્યમાં પોતાના પુત્રને બોલતો સાંભળીને, તેને નિશ્ચય થયો કે ‘મારો

પુત્ર નિશાળમા છે ' પિતાનો આ નિશ્ચય સામાન્ય અવાજ ઉપરથી જ થયેલો છે, પરતુ અમુક અવાજ મારા પુત્રનો છે એવુ વિશેષ જ્ઞાન થયુ નથી તેવી રીતે આત્માના સચ્ચિદાનદ રૂપનુ સામાન્ય જ્ઞાન સર્વને છે, પરતુ આ આનદ આત્માનો છે એમ વિસ્પષ્ટ અનુભવ આત્મસાક્ષાત્કાર વગરના લોકોને થતો નથી તેનુ કારણ અવિદ્યારૂપી પ્રતિબધ છે અનુભવ થવામા અંતરાયરૂપ હોય તેને પ્રતિબધ કહે છે

ઉપર જણાવેલા પ્રતિબધનુ સ્વરૂપ કહે છે

**प्रतिबंधोऽस्तिभातीतिव्यवहारार्हवस्तुनि ।**
**तन्निरस्य विरुद्धस्य तस्योत्पादनमुच्यते ॥ १३ ॥**

અસ્તિ ( છે ) અને ભાતિ ( ભાસે છે )એવા પ્રકારના વ્યવહારને યોગ્ય વસ્તુને વિષે, તેવા વ્યવહારનો નિષેધ કરી તેથી વિરુદ્ધ તે છે નહિ ને ભાસતું ( પ્રકાશતું ) પણ નથી, એવા પ્રકારનો વ્યવહાર થવો એ પ્રતિબધ કહેવાય છે.

દૃષ્ટાતમા અને સિદ્ધાતમા પ્રતિબધના જે કારણો છે, તે ક્રમપૂર્વક જણાવે છે :

**तस्य हेतुः समानाभिहारः पुत्रध्वनिश्रुतौ ।**
**इहानादिरविद्यैव व्यामोहैकनिबंधनम् ॥ १४ ॥**

આગળના દૃષ્ટાતમા પુત્રના ધ્વનિનુ સ્પષ્ટ શ્રવણ નહિ થવામા સમાનાભિહાર( બધા શિષ્યોનુ એકસાથે ભણવુ )રૂપ પ્રતિબધ છે અને અહી સિદ્ધાતમા આત્માની પરમાનંદરૂપતાના ભાન છતાં પણ અભાન રહેવામા વ્યામોહ એટલે વિપરીત જ્ઞાનનુ મુખ્ય કારણ અનાદિ ( ઉત્પત્તિ રહિત ) અવિદ્યા પ્રતિબધનુ કારણ છે.

## પ્રકૃતિનું સ્વરૂપ

ઉપર જણાવેલી અવિદ્યાનુ સ્વરૂપ પ્રતિપાદન કરવા માટે પ્રથમ તેના મૂળ સ્વરૂપભૂત પ્રકૃતિનુ પ્રતિપાદન કરે છે

**चिदानंदमयब्रह्मप्रतिबिंबसमन्विता ।**
**तमोरजःसत्त्वगुणा प्रकृतिर्द्विविधा च सा ॥ १५ ॥**

ચિદ્રૂપ તથા આનંદમય બ્રહ્મના પ્રતિબિંબવાળી તમોગુણ, રજોગુણ તથા સત્ત્વગુણની જે સામ્યાવસ્થા ( સમાનભાવની દશા ) તે પ્રકૃતિ કહેવાય છે અને તે પ્રકૃતિ બે પ્રકારની છે.

હવે બે પ્રકારની પ્રકૃતિના સ્વરૂપ તથા ઈશ્વરનું સ્વરૂપ જણાવે છે.

**सत्त्वशुद्ध्यविशुद्धिभ्यां मायाविद्ये च ते मते ।**
**मायाबिंबो वशीकृत्य तां स्यात्सर्वज्ञ ईश्वरः ॥ १६ ॥**

પ્રકાશાત્મક સત્ત્વગુણની શુદ્ધતા તથા અશુદ્ધતાને લીધે તે પ્રકૃતિ[૨૭] માયા તથા અવિદ્યા કહેવાય છે. માયામાં પ્રતિફલિત ( પ્રતિબિંબિત ) થયેલો જે ચિદાત્મા—તે માયાને પોતાને વશ રાખી વર્તે છે, ત્યારે સર્વજ્ઞ—ઈશ્વર કહેવાય છે.

૨૭ શુદ્ધ સત્ત્વપ્રધાના ( તમોગુણ તથા રજોગુણથી કલુષિત નહિ થયેલી ) માયા અને મલિન સત્ત્વપ્રધાના ( તમોગુણ તથા રજોગુણથી દૂષિત થયેલી ) અવિદ્યા આ બન્ને પ્રકૃતિની અવસ્થાઓ છે અને બ્રહ્મની ઉપાધિઓ છે. માયામા ચૈતન્યનું પ્રતિબિબ પડે છે અને તે ઈશ્વર કહેવાય છે ઈશ્વરને પોતાના શુદ્ધ સ્વરૂપનુ ભાન રહેવાથી માયાને પોતાના વશમાં રાખે છે. તેથી માયા તેમને આવરણ કરતી નથી માયામાં સત્ત્વગુણ પ્રધાન હોવાથી તેને પ્રકાશાત્મક કહેલી છે

જીવનુ તથા કારણ શરીરનુ નિરૂપણ કરે છે

**अविद्यावशगस्त्वन्यस्तद्वैचित्र्यादनेकधा ।**
**सा कारणशरीरं स्यात्प्राज्ञस्तत्राभिमानवान् ॥ १७ ॥**

અવિદ્યામા પ્રતિબિબરૂપે સ્થિત ચિદાત્મા અવિદ્યાને વશ ( અધીન ) રહી વર્તે છે, ત્યારે તે જીવ કહેવાય છે. તે જીવ પોતાની ઉપાધિરૂપ અવિદ્યાના વિચિત્રપણાને લીધે પોતે પણ વિચિત્ર—[૨૮] અનેક પ્રકારનો થાય છે. તે જ અવિદ્યા કારણશરીર[૨૯] કહેવાય છે અને તેમાં અભિમાનવાન—તે શરીરની સાથે પોતાની તદ્રૂપતાનો અધ્યાસ કરી અહીં ' હુ ' એવા અભિમાનને ધારણ કરવાથી—જીવ ' પ્રાજ્ઞ '[૩૦] એવી સજ્ઞા પામે છે.

૨૮. સત્ત્વની મલિનતાના તારતમ્ય( ઓછાવધતાપણા )થી તે અવિદ્યા અનેક પ્રકારની થઈ

૨૯. સ્થૂળ તથા સૂક્ષ્મ શરીરની કારણભૂત પ્રકૃતિની અમુક અવસ્થા, તે કારણશરીર જો કે સર્વનુ પરમકારણ તો બ્રહ્મ જ છે, તોપણ ઉપચારથી અવિદ્યામા પણ કારણપણુ કહેવાય છે જેમ સ્થૂળ દેહાદિક શીર્ણ થાય છે ( નાશ પામે છે ), તેથી શરીર કહેવાય છે, તેમ જ આ કારણભૂત અવિદ્યા પણ તત્ત્વજ્ઞાનથી શીર્ણ ( નિવૃત્ત ) થાય છે, તેથી તેને પણ શરીર કહેવાય છે.

૩૦ પ્રજ્ઞા એટલે અવિનાશી સ્વરૂપજ્ઞાન, તાદૃશ જ્ઞાનસંપન્ન હોવાથી તે પ્રાજ્ઞ એવી સંજ્ઞા પામે છે.

### અપંચીકૃત પંચમહાભૂતની ઉત્પત્તિ

હવે સૂક્ષ્મ શરીરનું નિરૂપણ કરવા માટે પહેલા સૂક્ષ્મ શરીરના કારણરૂપ આકાશાદિનુ નિરૂપણ કરે છે

**तमःप्रधानप्रकृतेस्तद्भोगायेश्वराज्ञया ।**
**वियत्पवनतेजोम्बुभुवो भूतानि जज्ञिरे ॥ १८ ॥**

તે પ્રાજ્ઞસંજ્ઞક જીવોના ભોગને[31] માટે, (તેઓને સુખદુઃખાદિકનો સાક્ષાત્કાર કરાવવા માટે) તમોગુણના પ્રાધાન્યવાળી ઉપાદાન કારણભૂત પ્રકૃતિથી[32] ઈશ્વરની આજ્ઞા[33] (ઈક્ષણપૂર્વક સૃષ્ટિ કરવાની ઇચ્છા) વડે કરીને આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી; એ પ્રમાણે પંચમહાભૂત ઉત્પન્ન થયા.

૩૧ सुखदुःखसाक्षात्कारो भोग –સુખદુ ખાદિકનો જે અનુભવ તે ભોગ શબ્દનો અર્થ છે સૂક્ષ્મ દેહના સબધ વિના સુખાદિકનો અનુભવ પ્રાજ્ઞને થઈ શકે નહિ તેટલા માટે પંચમહાભૂતની સૃષ્ટિ થઈ.

૩૨ ઉપાદાન કારણ હમેશા કાર્યમાં સ્વસમાનજાતીય ધર્મોને ઉત્પન્ન કરે છે તે મુજબ અહી પણ જડસ્વભાવ જે તમોગુણ તેના આધિક્યવાળી પ્રકૃતિથી જડતાદિક ધર્મવાળાં પંચમહાભૂત ઉત્પન્ન થયા. આ પૂર્વોક્ત માયા તથા અવિદ્યાથી જુદી ત્રીજી પચભૂતની ઉપાદાન કારણભૂત તમ પ્રધાન પ્રકૃતિ કહી

૩૩ 'स एक्षत प्रजामानुसृजा इति । તેણે જોયુ, વિચાર્યું કે હુ પ્રજા સરજુ ' ઇત્યાદિ શ્રુતિપ્રતિપાદિત ઈક્ષાપૂર્વક સૃષ્ટિ કરવાની ઇચ્છાવાળા માયોપાધિક ચૈતન્યની નિમિત્ત કારણભૂત પ્રેરણા વડે (એમ અર્થ સમજવો)

દરેક સૂક્ષ્મભૂતના સત્ત્વાશથી પાચ જ્ઞાનેદ્રિયની ઉત્પત્તિ તથા તેમના નામ કહે છે

**सत्त्वांशैः पंचभिस्तेषां क्रमाद्धीन्द्रियपंचकम् ।**
**श्रोत्रत्वगक्षिरसनघ्राणाख्यमुपजायते ॥ १९ ॥**

પાચે મહાભૂતોમાના સત્ત્વગુણના[34] અશથી ક્રમે કરીને શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના અને ઘ્રાણ એ પાચ જ્ઞાનેંદ્રિયો ઉત્પન્ન થઈ.

૩૪ પાચે ભૂતોમા પોતાના કારણરૂપ પ્રકૃતિમાંથી ઊતરી આવેલા સત્ત્વાદિ ગુણોમાથી સાત્ત્વિક અશથી પાચ જ્ઞાનેદ્રિયો ઉત્પન્ન થઈ. તેમનો ક્રમ આ પ્રમાણે છે આકાશના સત્ત્વ અશથી શ્રોત્ર, વાયુના સત્ત્વ અશથી ત્વચા, અગ્નિના સત્ત્વ અંશથી ચક્ષુ, જલના સત્ત્વ અશથી રસન અને પૃથ્વીના સત્ત્વ અશથી ઘ્રાણ ઇંદ્રિય ઉત્પન્ન થઈ.

સર્વ સૂક્ષ્મભૂતોના મળેલા સત્ત્વાશનુ સાધારણ કાર્ય અંત.કરણની ઉત્પત્તિ તથા તેના ભેદનુ નિરૂપણ કરે છે

**तैरंतःकरणं सर्वैर्वृत्तिभेदेन तद्द्विधा ।**
**मनो विमर्शरूपं स्याद्बुद्धिः स्यान्निश्चयात्मिका ॥**

તે પાંચે ભૂતોના સત્વાંશોના મિશ્રણથી અતઃકરણ થયુ, એ અતઃકરણ વૃત્તિ[35] (પરિણામ)ના ભેદે કરીને મન તથા બુદ્ધિ એમ બે પ્રકારનું છે. તેમાં વિમર્શ (સંશયાત્મિકા વૃત્તિ) એ મનનું સ્વરૂપ છે; અને નિશ્ચયાત્મિકા (અધ્યવસાયરૂપ) જે વૃત્તિ એ બુદ્ધિનુ સ્વરૂપ છે.

૩૫ પાચ ભૂતોના સત્ત્વાશોનુ મિશ્રણ થવાથી અ ત કરણનુ ઉપાદાન ભૂતદ્રવ્ય ઉત્પન્ન થયુ, તેમાથી અ ત કરણ થયુ. તેના પરિણામના ભેદે કરીને, મન તથા બુદ્ધિ એમ બે પ્રકારનુ થયુ સંદેહાત્મક અથવા સકલ્પ–વિકલ્પાત્મક મન કહેવાય છે અને નિશ્ચયાત્મક બુદ્ધિનુ સ્વરૂપ છે. સકલ્પોના જથ્થા સિવાય મનનુ કાંઈ પણ સ્વરૂપ નથી

પ્રત્યેક સૂક્ષ્મ ભૂતોના રજોગુણ અ શ વડે થનારી કર્મેંદ્રિયોને તથા તેના નામોને કહે છે

**रजोंऽशैः पंचभिस्तेषां क्रमात्कर्मेंद्रियाणि तु ।**
**वाक्पाणिपादपायूपस्थाभिधानानि जज्ञिरे ॥२१॥**

તે પચમહાભૂતના રજોગુણના અંશથી ક્રમપૂર્વક[36] વાણી, હાથ, પગ, ઉપસ્થ અને ગુદા, એ કર્મેંદ્રિયપંચક ઉત્પન્ન થયુ.

૩૬ તે તે ભૂતના, પ્રકૃતિમાથી અનુવૃત્ત થયેલા રજોગુણાશરૂપ ઉપાદાન કારણથી (એટલે આકાશના રજોગુણાશથી વાણી, વાયુમાંથી હાથ, તેજમાથી પગ, જળમાથી ઉપસ્થ અને પૃથ્વીમાથી ગુદા) પાંચ કર્મેંદ્રિયો ઉત્પન્ન થઈ આ ઇંદ્રિયો શરીરના અવયવો જે હાથ, પગ વગેરે જણાય છે તે નથી, પરતુ તે તે અવયવોમા રહેલ જે તે ક્રિયાનુ સામર્થ્ય છે, તેને કહે છે.

પાચે સૂક્ષ્મ ભૂતોના મળેલા રજોગુણ અંશના કાર્યરૂપ પ્રાણને તથા તેના પ્રકારને કહે છે

**तैः सर्वैः सहितैः प्राणो वृत्तिभेदात्स पंचधा ।**
**प्राणोऽपानः समानश्चोदानव्यानौ च ते पुनः ॥२२**

તે પાચે ભૂતના એકત્ર થયેલા રજોગુણાંશમાંથી પ્રાણ ઉત્પન્ન થયો, તે પ્રાણ[37] વૃત્તિ (સ્થાન)-ના ભેદના કારણે પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન; એ પ્રમાણે પાચ પ્રકારનો કહેવાય છે.

૩૭ हृदि प्राणो गुदेऽपान समानो नाभिमण्डले ।
उदान कण्ठदेशे स्याद् व्यान सर्व शरीरग. ॥

અર્થ પ્રાણ હૃદયમા, અપાન ગુદાસ્થાને, સમાન નાભિ વિષે, ઉદાન કંઠમા અને વ્યાન સર્વ શરીરમાં વ્યાપક રહેલ છે.

આ પ્રમાણે પોતપોતાના સ્થાનમાં રહીને શ્વાસોચ્છ્વાસ કરનાર પ્રાણ કહેવાય છે. મળમૂત્રને બહાર કાઢવાની ક્રિયા કરનાર અપાન કહેવાય છે. અન્નના રસને નાડી દ્વારા સર્વ શરીરમા પહોચાડવાની ક્રિયા કરનાર સમાન કહેવાય છે. ઓડકાર, બગાસા, વમન, છીંક તથા સ્વપ્ન વગેરેના હેતુભૂત ઉદાન કહેવાય છે શરીરમા સર્વત્ર રહીને શરીરના સાધાઓને વાળનાર વ્યાન કહેવાય છે. આ પ્રમાણે તેઓના સ્થાન તથા ક્રિયાના ભેદે કરીને તેઓનાં ભિન્ન ભિન્ન નામ થયા છે

### સૂક્ષ્મ શરીરનુ સ્વરૂપ

હવે સૂક્ષ્મ શરીરના અવયવો તથા તેના અન્ય નામને કહે છે.

**बुद्धिकर्मेंद्रियप्राणपंचकैर्मनसा धिया ।
शरीरं सप्तदशभिः सूक्ष्मं तल्लिंगमुच्यते ॥ २३ ॥**

પાંચ જ્ઞાનેન્દ્રિય, પાચ કર્મેન્દ્રિય, તથા પાંચ પ્રાણ; અને મન તથા બુદ્ધિ, એવી રીતે સત્તર તત્ત્વ મળીને એક સૂક્ષ્મ શરીર થાય છે. એને વેદાંતમા લિંગશરીર પણ કહે છે.

સૂક્ષ્મ શરીરના અભિમાનીઓની અને અભિમાનથી બનેલી તેઓની બીજી અવસ્થાઓ કહે છે

**प्राज्ञस्तत्राभिमानेन तैजसत्वं प्रपद्यते ।
हिरण्यगर्भतामीशस्तयोर्व्यष्टिसमष्टिता ॥ २४ ॥**

મલિનસત્ત્વ અવિદ્યાની ઉપાધિવાળો પ્રાજ્ઞ, તેજ શબ્દ વાચ્ય અંતઃકરણથી ઉપલક્ષિત લિંગ શરીરમાં તાદાત્મ્ય–અભિમાન[૩૮] કરવાથી તૈજસ સંજ્ઞાને પ્રાપ્ત થાય છે અને શુદ્ધસત્ત્વા માયાને ઉપાધિરૂપે સ્વીકારીને સમષ્ટિ કારણ શરીરનો અભિમાની ઈશ્વર આ લિંગ શરીરના અભિમાનથી હિરણ્યગર્ભ સંજ્ઞાને પામે છે. એ બંનેનો વ્યષ્ટિ અને સમષ્ટિ[૩૯] પણાને લઈને ભેદ છે. (તૈજસ વ્યષ્ટિનો અભિમાની છે અને હિરણ્યગર્ભ સમષ્ટિનો અભિમાની છે.)

૩૮. અભિમાન એટલે શરીરમા પોતાનો તાદાત્મ્યભાવ અથવા અભેદભાવ અથવા તદ્રૂપતા–બુદ્ધિ; એવો અર્થ સમજવો.

૩૯. બધા સૂક્ષ્મ શરીરોનો સમુદાય તે સૂક્ષ્મ સમષ્ટિ શરીર કહેવાય, તેનો અભિમાની ઈશ્વર હિરણ્યગર્ભ કહેવાયો અને પ્રત્યેક સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ વ્યષ્ટિ શરીર કહેવાય, તેનો અભિમાની પ્રાજ્ઞ તૈજસ કહેવાયો. એવી રીતે બંનેનો ભેદ છે.

ઈશ્વર અને જીવ એ સમષ્ટિ અને વ્યષ્ટિ શા માટે કહેવાય છે, તેનું કારણ કહે છે:

**समष्टिरीशः सर्वेषां स्वात्मतादात्म्यवेदनात् ।
तदभावात्ततोऽन्ये तु कथ्यंते व्यष्टिसंज्ञया ॥२५॥**

ઈશ્વર તૈજસ સંજ્ઞાને પામેલા સર્વ જીવોની સાથે સ્વાત્માનુ તાદાત્મ્ય, એટલે પોતાની[૪૦] તદ્રૂપતા જાણે છે; કેમકે ઈશ્વર સર્વજ્ઞ હોવાથી સર્વ તૈજસ પોતાના સ્વરૂપ સાથે એકત્વ જાણે છે; માટે તે ઈશ્વર સમષ્ટિરૂપ છે અને તે ઈશ્વરથી અન્ય અલ્પજ્ઞ જીવો તેમ જાણી શકતા નથી, તેથી તેઓ વ્યષ્ટિ શબ્દે કરી કહેવાય છે.

૪૦. ષષ્ઠી વિભક્તિનો અર્થ કોઈ પણ પ્રકારનો સબંધ એવો થાય છે. ત્યારે 'राहो शिर । રાહુનું મસ્તક' આ વાક્યમા ષષ્ટીના અર્થ તરીકે તાદાત્મ્ય વિના બીજો સબંધ કલ્પી શકાય તેમ નથી, કારણ કે રાહુ પોતે મસ્તકાત્મક (મસ્તકરૂપ) જ છે તેવી રીતે પ્રકૃતમાં પણ વ્યષ્ટિ તૈજસોના સમુદાયાત્મક જ સમષ્ટિ ઈશ્વર છે, માટે તેઓનો પણ તાદાત્મ્ય સબંધ કલ્પ્યો છે. ઈશ્વર સમષ્ટિરૂપ હોવાથી સર્વજ્ઞ છે અને જીવ વ્યષ્ટિરૂપ હોવાને લીધે અલ્પજ્ઞ છે.

તૈજસને સ્થૂળ શરીરની પ્રાપ્તિ થયા વિના ભોગની સિદ્ધિ થાય નહિ, તેથી સ્થૂળ શરીરની ઉત્પત્તિ સિદ્ધ કરવા માટે અપંચીકૃત એટલે સૂક્ષ્મ ભૂતોનુ પંચીકરણ કરે છે:

**तद्भोगाय पुनर्भोग्यभोगायतनजन्मने ।
पंचीकरोति भगवान्प्रत्येकं वियदादिकम् ॥२६॥**

ભગવાન[૪૧] ફરીને પણ તે વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરના અભિમાની જીવોને ભોગ સુખદુઃખાદ્યનુભવ કરાવવા વાસ્તે, ભોગ્ય (ભોગવવા યોગ્ય અન્નપાનાદિક વિષયો તથા ભોગાયતન[૪૨] (ભોગ ભોગવવાનુ સ્થાન–સ્થૂલ શરીર), એ બન્નેને ઉત્પન્ન કરવા માટે પોતે સરજેલાં આકાશાદિક પંચમહાભૂતોનુ પંચીકરણ કરે છે.

૪૧. ભગવાન-પરમ ઐશ્વર્ય, પરમ ધર્મ, પરમ યશ, પરમ લક્ષ્મી, પરમ જ્ઞાન, અને પરમ વૈરાગ્ય, આ ૭ ગુણોએ કરી સંપન્ન પરમેશ્વર.

૪૨ यदवच्छिन्नात्मनि भागो जायते तद्भोगायतनम् । આત્મા જેનાથી સયુક્ત થઈને સુખદુઃખાદિકનો અનુભવ કરી શકે છે, તે ભોગાયતન-સ્થૂલ શરીર સમજવુ. जरायुज, अण्डज, स्वेदज અને उदभिज्ज, એમ મળી સ્થૂલ શરીરના ચાર વર્ગ પાડેલા છે.

પંચીકરણનો પ્રકાર કહે છે

**द्विधा विधाय चैकैकं चतुर्धा प्रथमं पुनः ।**
**स्वस्वेतरद्वितीयांशैर्योजनात्पंच पंच ते ॥ २७ ॥**

પ્રત્યેક ભૂતના બે બે સરખા ભાગ કરી તેમાંનો એક આખાદ રાખી, બીજા ભાગના ચાર ભાગ કરી તેમાંનો એક એક ભાગ પોતા સિવાયના બીજા ચાર ભૂતના જે અરધા અરધા ભાગ રાખેલા છે તેમા મેળવી દેવાથી એ દરેક મહાભૂત પંચીકૃત[૪૩] થયુ એમ કહેવાય.

૪૩. આ પંચીકરણનો ખુલાસો આ સસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલાં 'પંચીકરણ' તથા 'વેદાન્તમાર્ગ-દર્શિની'-માં આપેલો છે.

પંચીકૃત મહાભૂતોના કાર્યને જણાવે છે

**तैरंडस्तत्र भुवनं भोग्यभोगाश्रयोद्भवः ।**
**हिरण्यगर्भः स्थूलेऽस्मिन्देहे वैश्वानरो भवेत् ॥ २८ ॥**

ઉપાદાન કારણરૂપ તે પચીકૃત પંચમહાભૂતથી બ્રહ્માડ ઉત્પન્ન થયુ. તે બ્રહ્માંડને વિષે (ભૂલોકથી માંડીને ઉપરના સાત તથા અતલથી માંડીને પાતાલ પર્યંતના નીચેના સાત એમ મળીને) ચૌદ ભુવન, ભોગ્ય (તે તે ભુવનમા રહેનારા પ્રાણીઓને ઉપભોગ કરવા યોગ્ય અન્ન-પાનાદિક પદાર્થો) અને ભોગાશ્રય (તે તે લોકમાં ઉચિત દેવ, મનુષ્ય, નાગ ઇત્યાદિ શરીરો) વગેરે સર્વ પચીકૃત પચભૂત સમુદાયથી જ ઈશ્વરની આજ્ઞા-ઇચ્છા વડે ઉત્પન્ન થાય છે અને સમષ્ટિ સૂક્ષ્મ શરીરનો અભિમાની હિરણ્યગર્ભ આ સમષ્ટિ સ્થૂલ શરીરનો અભિમાની થવાથી વૈશ્વાનર[૪૪] એવી સજ્ઞાને પામ્યો.

૪૪. વિશ્વ-સકળ નર-પ્રાણીમાત્રનો અભિમાની થવાથી વૈશ્વાનર કહેવાયો અને તે વિવિધ પ્રકારે કરી રાજમાન છે તેથી વિરાજ-વિરાટસ્વરૂપ પણ કહેવાય છે.

વિશ્વ નામના જીવનું નિરૂપણ તથા તેને સંસારપ્રાપ્તિનું કારણ

**तैजसा विश्वतां याता देवतिर्यङ्नरादयः ।**
**ते पराग्दर्शिनः प्रत्यक्तत्त्वबोधविवर्जिताः ॥ २९ ॥**

સ્થૂળ દેહમાં વર્તમાન તૈજસ જીવો વિશ્વ[૪૫] એવી સંજ્ઞા પામે છે, તેઓ દેવ, તિર્યક્-પશુ-પક્ષી તથા મનુષ્ય આદિ ભેદે કરી અનેક પ્રકારના છે અને તે દેવાદિક સર્વે જીવો પરાગ્દર્શી[૪૬] (બાહ્ય જે શબ્દાદિ વિષય તેનુ જ માત્ર ગ્રહણ કરી શકે તેવા) છે. તેથી પ્રત્યક્ તત્ત્વ આત્માના જ્ઞાનથી રહિત છે.

૪૫. સ્થૂળ દેહમાં 'હુ' એવા અભિમાનવાળો જાગ્રદાભિમાની જે જીવ તે વિશ્વસજ્ઞાથી કહેવાય છે.

૪૬. पराञ्चिखानि व्यतृणत् स्वयम्भूस्तस्मात्पराक् पश्यति नान्तरात्मन् (કઠ ૨-૧)=સ્વયભૂ ઈશ્વરે સર્વ પ્રાણીઓની ઇંદ્રિયોને બહિર્મુખ રચીને હિંસિત કરી છે, તેથી તે ઇંદ્રિયો કેવળ બહારના પદાર્થોને જ જોઈ શકે છે. અતર આત્માને જોઈ શકતી નથી. આ શ્રુતિમાં ઇંદ્રિય શબ્દ ઇંદ્રિયવાળાનો બોધક છે, એટલે જીવ માત્ર પરાગ્દર્શી છે એવો આ શ્રુતિનો અભિપ્રાય છે.

તેની સંસારપ્રાપ્તિમા દૃષ્ટાત

**कुर्वते कर्म भोगाय कर्म कर्तुं च भुंजते ।**
**नद्यां कीटा इवावर्तादावर्तांतरमाशु ते ।**
**व्रजंतो जन्मनो जन्म लभंते नैव निर्वृतिम् ॥ ३० ॥**

તે જીવો સુખદુઃખાદિ ભોગનો અનુભવ કરવા માટે, મનુષ્ય-શરીરનો આશ્રય કરીને કર્મ કરે છે.[૪૭] ફરીને પણ કર્મ કરવા માટે દેવાદિ શરીરનો આશ્રય કરી તે કર્મના ફળને ભોગવે છે. આ પ્રમાણે વર્તતા જીવો, નદીના પ્રવાહમાં એક વમળમાથી બીજામા ખેંચાતા કીડાઓની પેઠે, એક જન્મથી બીજા જન્મને પામે છે, પરતુ નિવૃત્તિના સુખને પામતા નથી.

૪૭ સ્વર્ગાદિ જે ભોગલોક છે, તેમા સુખાદિકનો જે અનુભવ કરે છે તે પાછો જ્યારે 'क्षीणे पुण्ये मर्त्यलोके विशन्ति' એ વાક્ય પ્રમાણે સુખને અતે પુનર્જન્મ થાય, ત્યારે પાછા શુભ કર્મ કરવામા ઉપર કહેલો પ્રથમનો સ્વર્ગસુખાદ્યનુભવ પ્રયોજક થાય છે.

### વિશ્વસંજ્ઞક જીવને સંસારનિવૃત્તિનો ઉપાય

સંસારની નિવૃત્તિમા દૃષ્ટાંત

**सत्कर्मपरिपाकात्ते करुणानिधिनोद्धृताः ।**
**प्राप्य तीरतरुच्छायां विश्राम्यंति यथासुखम् ॥२१**

તે નદીના પ્રવાહમાં આવર્તપરંપરામા અથડાતા જીવો પૂર્વજન્મમાં સંપાદન કરેલા શુભ કર્મના પરિપાકથી, કોઈ કૃપાળુ પુરુષ આવી ચડે અને નદીના પ્રવાહમાંથી તેને બહાર કાઢે, ત્યારે તીર ઉપરના કોઈ ઝાડ તળે છાયામા જઈને વિશ્રામ પામી સુખી થાય છે.

ઉપરનુ દૃષ્ટાંત સિદ્ધાંતમા ઘટાવે છે:

**उपदेशमवाप्यैवमाचार्यात्तत्त्वदर्शिनः ।**
**पंचकोशविवेकेन लभंते निर्वृतिं पराम् ॥२२॥**

એ જ પ્રમાણે પૂર્વજન્મમાં ઉપાર્જિત કરેલા શુભ કર્મના પરિપાકને લીધે કોઈ તત્ત્વદર્શી આત્મસાક્ષાત્કારવાન્ આચાર્ય (ગુરુ) મળી આવે ત્યારે તેવા ગુરુ પાસેથી 'તત્ત્વમસિ' ઇત્યાદિ મહાવાક્યોના અર્થનો ઉપદેશ[૪૮] પામી અન્નમય આદિક પંચકોશનો વિવેક કરીને પરમનિવૃત્તિ-(મોક્ષસુખ)ને પ્રાપ્ત થાય છે.

૪૮ આ જ પ્રકરણના ૬૩મા શ્લોકમા આગળ શ્રવણ-મનનાદિકનુ નિરૂપણ કરશે

### પંચકોશનું નિરૂપણ

અન્નમયાદિ પાચકોશોના નામ અને તે વડે આચ્છાદિત થયેલા જીવનુ સંસારભ્રમણ.

**अन्नं प्राणो मनो बुद्धिरानंदश्चेति पंच ते ।**
**कोशास्तैरावृतः स्वात्मा विस्मृत्या संसृतिं व्रजेत् ॥**

અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય એ પાચ કોશો[૪૯] છે. તેનાથી આવૃત્ત (આચ્છાદિત) થયેલો આત્મા સ્વસ્વરૂપના વિસ્મરણને લીધે જન્મમરણાદિ લક્ષણરૂપ સંસારને પામે છે.

૪૯ કોશ—કોશેટો જેમ રેશમના કીડાનો આવરક એટલે વીંટાળી લેનાર થઈને તેને કલેશનો હેતુ થાય છે તેમ અન્નાદિક કોશો અદ્વૈતાનંદના આવરક થઈને આત્માને કલેશના હેતુ થાય છે, તેથી તેને પણ કોશ એવી સંજ્ઞા આપી છે, અથવા કોશ—મ્યાન જેમ તલવારના સ્વરૂપનુ આવરણ કરે છે, તે પ્રમાણે આ અન્નમયાદિક પણ આત્માના સચ્ચિદાનંદ સ્વરૂપનું આવરણ કરે છે, તેથી તે અન્નમય સ્થૂળશરીરાદિક કોશ શબ્દથી કહેવામા આવે છે.

તે પાચે કોશનું ક્રમપૂર્વક ફરી નિરૂપણ કરે છે:

**स्यात्पंचीकृतभूतोत्थो देहः स्थूलोऽन्नसंज्ञकः ।**
**लिंगे तु राजसैः प्राणैः प्राणःकर्मेंद्रियैः सह ॥ ३४ ॥**

પંચીકૃત પંચમહાભૂતથી ઉત્પન્ન થયેલા સ્થૂળ દેહ અન્નમય[૫૦] કોશ કહેવાય છે. લિંગદેહને વિષે પંચમહાભૂતના એકીભૂત રજોગુણાંશથી ઉત્પન્ન થયેલાં પાચ પ્રાણ અને પાંચ કર્મેંદ્રિય, આ દશ તત્ત્વ મળીને પ્રાણમય કોશ કહેવાય છે.

૫૦. તૈત્તિરિયોપનિષદના સૃષ્ટિ પ્રકરણમાં લખ્યું છે કે —'*अन्नाद्रेतो रेतस इमा प्रजाः प्रजायन्ते*' અર્થાત્ અન્નથી શુક્ર દ્વારા આ સકળ દેહ ઉત્પન્ન થયેલા છે અને અન્ને કરીને વૃદ્ધિ પામે છે માટે તે અન્નમય કોશ કહેવાય છે આત્માની સત્તા તથા ચેતનતાએ દેહાદિકની અસત્તા તથા જડતાને આચ્છાદિત કરી દીધી છે, જેથી દેહાદિક સત્ તથા ચેતન જેવા પ્રતીત થાય છે અને દેહાદિકનાં દુખરૂપતા તથા સદ્વયતાએ આત્માની પરમાનંદતા તથા અદ્વયતાનું આચ્છાદન કરેલુ છે. તેથી આત્મા દુખી અને સદ્વય જેવો પ્રતીત થાય છે એવી રીતે આત્મા તથા પંચકોશનો પરસ્પર જે અધ્યાસ છે, તેની નિવૃત્તિને અર્થે મુમુક્ષુજનોએ આત્મા અને પંચકોશનુ વિવેચન—પૃથક્કરણ અવસ્ય કરવુ જોઈએ.

મનોમય તથા વિજ્ઞાનમયનું સ્વરૂપ

**सात्त्विकैर्धींद्रियैः साकं विमर्शात्मा मनोमयः ।**
**तरेव साकं विज्ञानमयो धीर्निश्चयात्मिका ॥ ३५ ॥**

પ્રત્યેક ભૂતના સત્ત્વગુણના અંશથી ઉત્પન્ન થયેલા પાચ જ્ઞાનેંદ્રિય તથા વિમર્શાત્મા (સંશયાત્મક) મન, એ છ તત્ત્વ મળીને મનોમય કોશ કહેવાય છે અને તે જ પાચ જ્ઞાનેંદ્રિય સહિત જે બુદ્ધિ (નિશ્ચયાત્મક—વિજ્ઞાન)એ વિજ્ઞાનમય કોશ કહેવાય છે.

આનંદમય કોશનુ સ્વરૂપ જણાવે છે

**कारणे सत्त्वमानंदमयो मोदादिवृत्तिभिः ।**
**तत्तत्कोशैस्तु तादात्म्यादात्मा तत्तन्मयो भवेत् ॥**

કારણશરીરભૂત અવિદ્યાને વિષે પ્રિય, મોદ અને પ્રમોદ વગેરે વૃત્તિઓવાળું[૫૧] સત્ત્વ છે તે

આનંદમય કોશ કહેવાય છે. આત્મા તો તે કોશોની સાથે તાદાત્મ્યાભિમાનથી તન્મય[૫૨] કહેવાય છે.

૫૧ ઇષ્ટ વસ્તુના દર્શનથી જે સુખ થાય તે પ્રિય કહેવાય છે અને તે ઇષ્ટ વસ્તુના લાભથી જે સુખ થાય તે મોદ કહેવાય છે તેમ જ તે વસ્તુના ઉપભોગથી જે સુખ થાય તે પ્રમોદ કહેવાય છે, ઇત્યાદિ સુખના ભેદરૂપ વૃત્તિઓ સુરેશ્વરાચાર્યે વાર્તિકમાં કહેલી છે.

૫૨ જ્યારે અન્નમય કોશ સાથે આત્મા તન્મય થાય છે, ત્યારે 'હુ મનુષ્ય છુ', 'હુ રૂપાળો છુ', 'હુ પુષ્ટ છુ'. ઇત્યાદિ સ્થૂળ શરીરના ધર્મોવાળો થઈને વ્યવહાર કરે છે.

પ્રાણમય કોશ સાથે તાદાત્મ્ય થવાથી 'હુ ભૂખ્યો છુ'. 'હુ બળવાન છુ', 'હુ તૃપાતુર છુ', તેમ જ 'હુ લગડો છુ', 'હુ હાથ વગરનો છુ' ઇત્યાદિ પ્રાણ અને કર્મેન્દ્રિયોના ધર્મોવાળો પ્રતીત થાય છે.

મનોમય કોશ સાથે મળવાથી 'હુ સકલ્પવાળો છુ', 'હુ કામી છુ', 'હુ લોભી છુ', તેમ જ 'હુ શ્રોતા છુ,' 'હુ દ્રષ્ટા છુ', ઇત્યાદિ મન અને જ્ઞાનેન્દ્રિયોના ધર્મવાળો પ્રતીત થાય છે

વિજ્ઞાનમય કોશ સાથે તાદાત્મ્ય થાય, ત્યારે 'હું કર્તા છુ' 'હુ બુદ્ધિશાળી છુ' 'હુ રાગી છુ' તેમ જ 'હુ પડિત છુ', 'હુ વિરક્ત છુ', ઇત્યાદિ બુદ્ધિ અને જ્ઞાનેન્દ્રિયોના ધર્મનો નિશ્ચયાત્મક રીતે આત્મામા અનુભવ થાય છે.

આનદમય કોશ સાથે આત્માનો અન્યોન્યાધ્યાસ થવાથી 'હુ ભોક્તા છુ', 'હુ સુખી છુ' 'હુ ત્રણ ગુણવાળો છુ' 'હુ મૂઢ છુ' 'હુ દુષ્ટ છુ', 'હુ મોહિત છુ' ઇત્યાદિ અવિદ્યાના ધર્મવાળો પ્રતીત થાય છે આ પ્રમાણે વ્યવહારદશામા આત્મા પાચ કોશ સાથે અન્યોન્યાધ્યાસ કરીને વ્યવહાર કરે છે, તે વગર આત્મા વ્યવહાર કરી શકે નહિ અન્યોન્યાધ્યાસનુ સ્વરૂપ નોધ ૫૦માં આપેલુ છે

### અન્વય તથા વ્યતિરેક વડે આત્માની બ્રહ્મરૂપતાનુ નિરૂપણ

પાચ કોશથી આવૃત્ત આત્માને બ્રહ્મપ્રાપ્તિનો ઉપાય બતાવે છે :

**अन्वयव्यतिरेकाभ्यां पंचकोशविवेकतः ।**
**स्वात्मानं तत उद्धृत्य परं ब्रह्म प्रपद्यते ॥ ३७॥**

અન્વય તથા વ્યતિરેક[૫૩] વડે અન્નમયાદિક પાચે કોશથી આત્માનો વિવેક કરીને, એટલે તે પચકોશના સમુદાયથી પ્રત્યગાત્માને બુદ્ધિ વડે પૃથક્ કરી ચિદાનંદસ્વરૂપે જાણીને પોતે પરબ્રહ્મ[૫૪] જ થઈ જાય છે.

૫૩ અન્વય-વ્યતિરેક=અન્વય એટલે અનુવૃત્તિ અને વ્યતિરેક એટલે વ્યાવૃત્તિ (અભાવ) જેમ જાગ્રતમા દેહ અને આત્મા બન્ને છે પરતુ સ્વપ્નમા આત્મા છે, જાગ્રતનો દેહ નથી, માટે સ્વપ્નમા આત્માનો અન્વય અને જાગ્રતના દેહનો વ્યતિરેક કહેવાય છે

૫૪ 'ब्रह्मविद् ब्रह्मैव भवति। બ્રહ્મને જાણનાર પુરુષ બ્રહ્મ જ થાય છે,' એ શ્રુતિના અર્થનો અનુવાદ અહીં કરેલો છે (એટલે હુ પરબ્રહ્મરૂપ જ છુ એમ જ્ઞાન થાય છે, એવો તાત્પર્યાર્થ સમજવાનો છે).

ઉપર કહેલા અન્વય-વ્યતિરેકનો પાચ કોશોમા ઉપયોગ કરી બતાવે છે

**अभाने स्थूलदेहस्य स्वप्ने यद्भानमात्मनः ।**
**सोऽन्वयो व्यतिरेकस्तद्भानेऽन्यानवभासनम् ३८**

સ્વપ્ન અવસ્થામા જાગ્રતનો સ્થૂળ દેહ (અન્નમય કોશ) પ્રતીત થતો નથી; પરતુ સ્વપ્ન અવસ્થાના સાક્ષીરૂપે આત્માનુ સ્ફુરણ હોય છે. તે સ્વપ્નમાં આત્માની અનુવૃત્તિરૂપ અન્વય અને તે અવસ્થામા આત્માનુ ભાન હોવા છતા સ્થૂળ દેહનુ અભાન (અપ્રતીતિ), તે વ્યાવૃત્તિ-વ્યતિરેક કહેવાય છે (એથી આત્મા અન્નમય કોશથી પૃથક્ છે એમ જાણવું).

લિંગદેહાન્તર્ગત પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમયમા અન્વય-વ્યતિરેક બતાવે છે

**लिंगाभाने सुषुप्तौ स्यादात्मनो भानमन्वयः ।**
**व्यतिरेकस्तु तद्भाने लिंगस्याभानमुच्यते ॥३९॥**

સુષુપ્તિ અવસ્થામા જ્યારે લિગદેહનુ સર્વથા ભાન નથી હોતુ, તે દશામા પણ તે અવસ્થાના સાક્ષીરૂપે આત્માનુ જે ભાન[૫૫] છે, તે આત્માનો અન્વય સમજવો અને આત્માનું ભાન છતા લિગદેહની જે અપ્રતીતિ, તે લિંગદેહનો વ્યતિરેક કહેવાય છે.

૫૫. પ્રથમ પાચમા શ્લોકમાં સુષુપ્તિ કાળમાં તત્કાલીન અજ્ઞાનના સાક્ષીરૂપે આત્માનુ અસ્તિત્વ સિદ્ધ કરેલું છે.

એક જ લિંગદેહમા ત્રણ કોશો કહેવાનુ કારણ જણાવે છે :

**तद्विवेकाद्विविक्ताः स्युः कोशाः प्राणमनोधियः ।**
**ते हि तत्र गुणावस्थाभेदमात्रात्पृथक्कृताः ॥४०॥**

તે લિંગદેહના વિવેકથી પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમય, એ ત્રણ કોશોનું વિવેચન થઈ જાય છે. તે કોશોમા સત્ત્વ તથા રજોગુણની ગૌણતા તથા પ્રધાનતાને[૫૬] લઈને ભિન્ન નિરૂપણ કરેલુ છે. આથી સિદ્ધ થાય છે કે, એ ત્રણ કોશો અનાત્મા છે અને આત્મા એથી પૃથક્ છે.

૫૬. પચભૂતના રજોગુણ અશની પ્રધાનતાથી પ્રાણમય કોશની ઉત્પત્તિ છે સત્ત્વાશમાથી મનોમય તેમ જ વિજ્ઞાનમયની ઉત્પત્તિ છે સશયાત્મક અને નિશ્ચયાત્મક ભેદે કરીને મનોમય અને વિજ્ઞાનમય એવો ભેદ છે

કારણશરીરમા રહેલા આનદમય કોશથી આત્માનો વિવેક કરી બતાવે છે·

**सुषुप्त्यभाने भानं तु समाधावात्मनोऽन्वयः ।**
**व्यतिरेकस्त्वात्मभाने सुषुप्त्यनवभासनम् ॥४१॥**

નિર્વિકલ્પ સમાધિ અવસ્થામા સુષુપ્તિનુ[૫૭] ભાન હોતું નથી; માત્ર આત્માનુ જ ભાન રહે છે, તેથી તે દશામા આત્માનો અન્વય છે અને આત્માના ભાનકાળમા સુષુપ્તિની અપ્રતીતિ રહે છે; એ વ્યતિરેકનુ સ્વરૂપ છે.[૫૮]

૫૭ સુષુપ્તિ શબ્દે કરી આ ઠેકાણે કારણશરીરભુત અવિદ્યાનુ ગ્રહણ કરવાનૃ છે

૫૮ અહી સુધીના પચકોશના નિરૂપણનું મનન આ પ્રમાણે થઈ શકે પ્રત્યગાત્મા પાચે કોશોથી ભિન્ન છે, કારણ કે ઉત્તરોત્તર અવસ્થાઓમા અન્નમય વગેરે કોશો વ્યાવૃત્ત થાય છે પણ આત્મા કોઈ પણ અવસ્થામા વ્યાવૃત્ત થતો નથી, પરતુ સર્વત્ર અનુગત રહે છે, માટે આત્મા પાચ કોશથી ભિન્ન છે જેમકે પુષ્પની માળા (પુષ્પની માળામા સૂત્ર દરેક પુષ્પમા અનુગત છે; પરંતુ એક પુષ્પનો બીજા પુષ્પમા અભાવ છે, માટે સૂત્ર પુષ્પથી ભિન્ન છે)

ત્રણે શરીરમા પચકોશોથી પૃથક જાણેલો આત્મા પરબ્રહ્મરૂપ થાય છે:/

**यथा मुंजादिषीकैवमात्मा युक्त्या समुद्धृतः ।**
**शरीरत्रितयाद्धीरैः परं ब्रह्मैव जायते ॥४२॥**

જેમ મુંજ નામના ઘાસમાથી, તેના પડમાં છુપાયેલી સળીને યુક્તિથી કાઢી શકાય છે, તેમ આત્માને આવરણ કરનાર પાચ કોશથી યુક્તિ (અન્વય–વ્યતિરેકરૂપ ઉપાય) વડે, પચકોશાત્મક ત્રણ શરીરથી ધીર[૫૯] પુરુષો પૃથક્ જાણે, તો તે આત્મા પરબ્રહ્મરૂપ થાય છે.[૬૦]

૫૯ ધી–બુદ્ધિને ઈર-નિયમમાં રાખનાર=ધીર, અર્થાત્ બ્રહ્મચર્ય, વૈરાગ્ય વગેરે સાધનસપન્ન અધિકારી પુરુષો.

૬૦. સચ્ચિદાનદરૂપતા બન્ને વિષે સમાન હોવાથી, તે આત્મા બ્રહ્મસ્વરૂપ જ થાય છે. આ એકતાનું નિરૂપણ આગળ દસમા શ્લોકમાં કરેલુ છે.

## મહાવાક્યોથી જીવ–બ્રહ્મની એકતાનું પ્રતિપાદન

### તત્ત્વમસિ એ મહાવાક્યનો અર્થ

૪૨મા શ્લોક સુધી યુક્તિથી જીવ–બ્રહ્મની એકતાનું નિરૂપણ કર્યું, હવે મહાવાક્યોથી જીવાત્માની અને પરમાત્માની યુક્તિ વડે સિદ્ધ કરેલી એકતા વેદાતના મહાવાક્યો વડે સિદ્ધ કરે છે·

**परापरात्मनोरेवं युक्त्या संभावितैकता ।**
**तत्त्वमस्यादिवाक्यैः सा भागत्यागेन लक्ष्यते ॥४३॥**

એ પ્રમાણે પરમાત્મા અને જીવની એકતા યુક્તિ વડે સિદ્ધ કરી તે એકતા તત્ત્વમસિ ઇત્યાદિ વાક્યો વડે ભાગત્યાગ[૬૧] (વિરુદ્ધ અશના પરિત્યાગવાળી જહદ્–અજહત્ નામક) લક્ષણાવૃત્તિથી બોધન કરાય છે.

૬૧ લક્ષણાવૃત્તિ જહત્, અજહત્ અને જહદ્-જહત્ નામથી ત્રણ પ્રકારની છે. તેમાં છેલ્લીને ભાગ-ત્યાગ લક્ષણા પણ કહે છે એ ત્રણેનાં સ્વરૂપ આ પ્રમાણે છે

જહત્–વાચ્યાર્થનો સપૂર્ણ ત્યાગ કરી, લક્ષ્યાર્થનું ગ્રહણ કરવુ તે જેમકે 'ગગામા ગાયનો વાડો છે' અહી ગગા· પદથી ગગાજળનો પ્રવાહ બોધિત થાય છે પ્રવાહમા ગાયો રહી શકે નહિ, માટે વાચ્યાર્થનો સપૂર્ણ ત્યાગ કરી, તેના સબધી કિનારાનુ ગ્રહણ થાય છે, એટલે ગગાના કિનારા પર ગાયોનો વાડો છે, એમ વક્તાનુ તાત્પર્ય છે.

અજહત્–વાચ્યાર્થનો ત્યાગ કર્યા વગર લક્ષ્યાર્થનું ગ્રહણ કરવુ તે–જેમકે 'કાગડાથી દહીનું રક્ષણ કરજે.' આ વાક્યમા કાગડા પદથી દહીં બગાડવાના સ્વભાવ-વાળુ પક્ષી એવો અર્થ થાય છે તે અર્થ કાયમ રાખી, બીજા દહીં બગાડવાના સ્વભાવવાળા પ્રાણીઓથી પણ દહીનું રક્ષણ કરવુ એવુ વક્તાનુ તાત્પર્ય છે, એટલે કાગડા ઉપરાત કૂતરા–બિલાડાનુ લક્ષ્યાર્થથી ગ્રહણ થાય છે.

જહદ્–અજહત્ અથવા ભાગત્યાગ–વાચ્યાર્થના વિરુદ્ધ

અંશનો ત્યાગ કરી, અવિરુદ્ધ અંશનુ ગ્રહણ કરવુ તે. જેમકે 'તે આ દેવદત્ત છે.' એમાં 'તે' પદથી જણાતાં તે દેશ-કાળવિશિષ્ટ અને 'આ' પદથી જણાતા આ વર્તમાન દેશ-કાળવિશિષ્ટ દેવદત્ત એક જ છે એમ કહેવામા વિરોધ સ્પષ્ટ થાય છે. માટે તે વિરોધ દૂર કરવા માટે તે-પણુ તથા આ-પણુ કાઢીને કેવળ દેવદત્તના શરીરને ગ્રહણ કરવાથી, તે દેશકાળમા જે દેવદત્ત હતો તે જ દેવદત્ત આ વર્તમાન દેશકાળમાં પ્રતીત થાય છે. દેવદત્તનુ શરીર બન્ને દેશકાળમા એક જ છે, એમ વક્તાનુ તાત્પર્ય છે.

વાચ્યાર્થ=શબ્દનો સીધો અર્થ.

લક્ષ્યાર્થ=શબ્દના સીધા અર્થના સબધવાળો અને વક્તાના તાત્પર્યવાળો અર્થ.

વેદાંતમા ભાગત્યાગ-જહદજહત્ લક્ષણા જીવબ્રહ્મની એકતામા માન્ય કરેલી છે, તે પાછળ શ્લોક ૪૬મા આપેલી છે.

વાક્યના અર્થનું જ્ઞાન થવા માટે વાક્યમાના પદોના અર્થનું જ્ઞાન થવુ જોઈએ તે વિના વાક્યના અર્થનું જ્ઞાન થઈ શકે નહિ; માટે 'તત્ત્વમસિ'માના ત્રણ પદોના પૃથક અર્થ કહી બતાવે છે:

**जगतो यदुपादानं मायामादाय तामसीम् ।**
**निमित्तं शुद्धसत्त्वां तामुच्यते ब्रह्म तद्गिरा ॥४४॥**

જે સચ્ચિદાનદલક્ષણ બ્રહ્મ તમઃપ્રધાનમાયાને ઉપાધિરૂપે સ્વીકારી, આ (ચરાચર) જગતનુ ઉપાદાનકારણ થાય છે તથા શુદ્ધ સત્ત્વપ્રધાન માયાને ઉપાધિરૂપે સ્વીકારીને આ જગતનુ નિમિત્ત કારણ થાય છે, તે અભિન્નનિમિત્તોપાદાન[૬૨]કારણ ઈશ્વર મહાવાક્યમાના તત્ પદનો વાચ્ય છે.

૬૨. અભિન્નનિમિત્તોપાદાનકારણ-જેમ ઘટનું ઉપાદાનકારણ મૃત્તિકા છે અને નિમિત્તકારણ કુભાર છે, તેમ આ જગતના કારણમા કંઈ ભેદ નથી. જેમ કરોળિયો જાળાનુ ઉપાદાનકારણ, પોતાના જ મોઢામાથી લાળના તતુઓ કાઢે છે તેથી પોતે છે અને નિમિત્તકારણ પણ, આંટા ફરીફરીને વીટા દે છે તેથી પોતે જ છે, તેમ આ જગતનુ ઉપાદાનકારણ, તમપ્રધાન માયાએ કરી ઉપહિત થઈ પચભૂતાદિરૂપ થાય છે તેથી પરબ્રહ્મ જ છે અને જેમ કુભાર ઘટનુ ઉપાદાન મૃત્તિકાનો તથા દડ, ચક્ર, સૂત્ર, ઇત્યાદિક નિમિત્તકારણનો જ્ઞાતા છે, તેમ પચભૂતાદિક ઉપાદાનકારણનો, તથા જીવોનાં પુણ્યપાપાદિ અદૃષ્ટ, સ્વકીય ઇચ્છા, જ્ઞાન, પ્રયત્ન, કાળ. દિશા, પ્રાગભાવ અને પ્રતિબધકાભાવ, વગેરે નિમિત્તકારણોનો દ્રષ્ટા હોવાથી નિમિત્તકારણ પણ તે પરબ્રહ્મ છે. અર્થાત્ પરમાત્મા જ જગતના અભિન્નનિમિત્તોપાદનકારણ છે. ઉપાદાન=જેમાથી કાર્ય ઉત્પન્ન થાય અને ઉત્પન્ન થયેલા કાર્યમા જે ઓતપ્રોત રહે તે. જેમ માટી ઘટનું ઉપાદાન છે. નિમિત્ત=જે કાયના સ્વરૂપમા પ્રવેશ કરીને રહે નહિ છતા તેને ઉત્પન્ન કરવામા જે હેતુભૂત હોય તે, જેમ કુંભાર

એ પ્રમાણે તત્પદનો અર્થ કહીને હવે ત્વ પદનો વાચ્ય અર્થ કહે છે:

**यदा मलिनसत्त्वां तां कामकर्मादिदूषिताम् ।**
**आदत्ते तत्परं ब्रह्म त्वंपदेन तदोच्यते ॥ ४५ ॥**

તે જ પરબ્રહ્મ જે અવસ્થામાં, રાજસાદિ ગુણોનું મિશ્રણ થવાથી મલિન થયેલા સત્ત્વવાળી અને કામ (વિષયેચ્છા) તથા કર્મ (પુણ્ય-પાપ આદિની વાસના)થી દૂષિત થયેલી અવિદ્યાને ઉપાધિરૂપે અગીકાર કરે છે, ત્યારે તે त्वम् પદનો વાચ્યાર્થ કહેવાય છે.

તત્ અને ત્વનો અર્થ કહીને હવે સમગ્ર વાક્યનો અર્થ કહે છે

**त्रितयीमपि तां मुक्त्वा परस्परविरोधिनीम् ।**
**अखंडं सच्चिदानन्दं महावाक्येन लक्ष्यते ॥४६॥**

તમઃપ્રધાન, શુદ્ધ સત્ત્વપ્રધાન તથા મલિન સત્ત્વપ્રધાન, એ ત્રણ પ્રકારની પરસ્પર વિરોધવાળી માયાનો ત્યાગ કરવાથી મહાવાક્ય[૬૩] વડે અખડ (સ્વગતાદિ ભેદરહિત) સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ લક્ષણાવૃત્તિથી[૬૪] અનુભવાય છે.

૬૩ મહાવાક્યમા તત્પદવાચ્ય પરોક્ષ ચૈતન્ય અને ત્વંપદવાચ્ય અપરોક્ષ ચૈતન્ય, આ બન્નેનુ સામાનાધિકરણ (એક દેશ-કાળમા રહેવાપણુ) ઘટી શકતુ નથી. તેથી તત્પદવાચ્ય ઈશ્વરની ઉપાધિ માયા અને માયા કાર્ય; તેમ જ ત્વપદવાચ્ય જીવની ઉપાધિ અવિદ્યા અને અવિદ્યા કાર્યનો ત્યાગ કરીને, શુદ્ધ ચૈતન્ય માત્રનુ ગ્રહણ ભાગત્યાગ લક્ષણાથી થાય છે એથી ઈશ્વરની માયારૂપ ઉપાધિ તથા તેનાં કરેલા સર્વજ્ઞતાદિક ધર્મો, ઉત્પત્તિ, સ્થિતિ અને લય તેમ જ જીવની ઉપાધિ અવિદ્યા તથા તેના કરેલા અલ્પજ્ઞતાદિક ધર્મો જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ ઇત્યાદિક સઘળું સ્વપ્નની પેઠે કલ્પિત છે, તેથી તેને મિથ્યા જાણીને, તે છે જ નહિ એવી રીતે તેની દૃષ્ટિનો ત્યાગ કરવો એ જ અહીં વિરોધી ભાગનો ત્યાગ છે.

તેમ કરવાથી કોઈ પણ જાતના વિરોધ વગરનું અખંડ શુદ્ધ ચૈતન્ય અવશિષ્ટરૂપે અનુભવાય છે. દૃષ્ટાંત તરીકે જેમ ઘટ અને મઠની ઉપાધિનો ત્યાગ કરતા આકાશ એક, અખંડ અનુભવાય છે.

૬૪ વાક્યાર્થનો બોધ, મુખ્યવૃત્તિ, લક્ષણાવૃત્તિ અને ગૌણીવૃત્તિ એ ત્રણ પ્રકારની વૃત્તિથી થાય છે.

(૧) મુખ્યવૃત્તિ–'ઘડો છે' 'પુસ્તક છે' ઇત્યાદિ સ્થળમાં મુખ્યવૃત્તિથી અર્થબોધ થાય છે, તેને શક્તિવૃત્તિ તથા વાચ્યવૃત્તિ પણ કહે છે

(૨) લક્ષણાવૃત્તિ–જ્યા મુખ્ય અર્થમાં બાધ આવતો હોય, ત્યા લક્ષણાથી બોધ થાય છે, એટલે જ્યારે વક્તાનુ તાત્પર્ય મુખ્ય અર્થને કહેવાનુ ન હોય ત્યારે લક્ષણા પ્રવૃત્ત થાય છે જેમકે સાસુ વહુને કહે છે કે 'ઘઉ વીણી નાખ' ત્યારે વહુ લક્ષણાથી ઘઉ વીણવાને બદલે કાકરા વીણે છે અને તેથી સાસુને સંતોષ થાય છે ત્યા સાસુનુ ઘઉ શબ્દથી મુખ્ય અર્થમા તાત્પર્ય ન હતુ, એટલે વાચ્ય સબધી કાકરા વીણવાનુ સાસુના કહેવાનુ તાત્પર્ય હતુ. આ લક્ષણાના ભેદનુ નિરૂપણ નોધ ૬૧ માં થઈ ગયેલુ છે

(૩) ગૌણીવૃત્તિ–'આ બાળક સિંહ છે' આ વાક્યમા ગૌણીવૃત્તિથી અર્થબોધ થાય છે, કારણ કે બાળક કાંઈ સિંહ નથી, પરંતુ સિંહ જેવો બળવાન છે એમ કહેવાનુ તાત્પર્ય છે.

આ પ્રસંગોનુ અન્ય ગ્રંથોમા વિસ્તૃત વર્ણન હોઈ ગ્રંથવિસ્તારના ભયથી અહી વિશેષ લંબાણ કર્યું નથી

આવી રીતે લક્ષણાવૃત્તિથી વાક્યાર્થનું જ્ઞાન થવામા દૃષ્ટાંત આપે છે

**सोऽयमित्यादिवाक्येषु विरोधात्तदिदंतयोः ।**
**त्यागेन भागयोरेक आश्रयो लक्ष्यते यथा ॥४७॥**

'તે આ દેવદત્ત' એવા પ્રત્યભિજ્ઞા[૬૫]પ્રયોગમાં તેપણું, તથા આ–પણુ, એ બે વિરુદ્ધ ધર્મો છે. માટે તે વિરુદ્ધાંશનો ત્યાગ કરીને, તેપણું તથા આ–પણુ એ બન્ને ધર્મોનુ આશ્રયભૂત જે દેવદત્તાદિ નામવાળું ધર્મીસ્વરૂપ (શરીર) છે, તે ભાગત્યાગ લક્ષણાથી લક્ષિત થાય છે.

૬૫. પૂર્વના અનુભવથી ઉત્પન્ન થયેલા સંસ્કાર સહિત જે પ્રત્યક્ષ જ્ઞાન, તેને પ્રત્યભિજ્ઞા કહે છે

દૃષ્ટાંતનો મહાવાક્યમા ઉપયોગ કરી બતાવે છે

**मायाविद्ये विहायैवमुपाधी परजीवयोः ।**
**अखंडं सच्चिदानंदं परं ब्रह्मैव लक्ष्यते ॥४८॥**

'તે આ દેવદત્ત છે' એ વાક્યની પેઠે પરમાત્માની ઉપાધિ માયા અને જીવની ઉપાધિ અવિદ્યા. એ બન્નેને છોડી દઈને અખંડ–ભેદરહિત–સચ્ચિદાનંદસ્વરૂપ પરબ્રહ્મ જ મહાવાક્ય વડે કરીને સ્પષ્ટ રીતે લક્ષિત થાય છે; અર્થાત્ લક્ષણાવૃત્તિથી જણાય છે.

મહાવાક્યમા લક્ષણાવૃત્તિથી જણાતા પરબ્રહ્મ સવિકલ્પ છે કે નિર્વિકલ્પ? એવી શંકા કરીને શિષ્ય બન્ને પક્ષમાં દોષ બતાવે છે

**सविकल्पस्य लक्ष्यत्वे लक्ष्यस्य स्यादवस्तुता ।**
**निर्विकल्पस्य लक्ष्यत्वं न दृष्टं न च संभवि ॥४९॥**

(શંકા) જો સવિકલ્પ[૬૬] લક્ષ્ય માનો તો લક્ષ્ય મિથ્યા થશે અને નિર્વિકલ્પ[૬૭] લક્ષ્ય માનો તો તે જોયુ નથી અને સંભવ પણ નથી.

૬૬. સવિકલ્પ–વિકલ્પ એટલે અખંડ સચ્ચિદાનંદથી વિપરીતપણે કલ્પેલા નામ, રૂપ, જાતિ ઇત્યાદિ વિકલ્પ કહેવાય છે. તે સહિતને સવિકલ્પ કહે છે. તેવા નામ, રૂપ, જાતિવાળા બ્રહ્મને લક્ષ્ય માનો તો અન્ય પદાર્થની પેઠે બ્રહ્મ પણ મિથ્યા થશે

૬૭. નિર્વિકલ્પ–નામ, જાતિ આદિથી રહિતને લક્ષ્ય માનો તો તેવું લક્ષ્ય હોઈ શકે નહિ, કારણ કે લક્ષ્યતારૂપ ધર્મવાળા પદાર્થને નિર્વિકલ્પ કહેવુ એ વ્યાઘાત દોષવાળું છે, માટે તમે મહાવાક્ય વડે અખંડ બ્રહ્મ લક્ષ્ય થાય છે, એમ જે માનો છો તે કેવળ ખોટુ છે

વ્યાઘાત=પોતાના કથનનો પોતાના જ વચનથી બાધ થાય તે વ્યાઘાત દોષ જેમકે 'મારે જીભ છે કે નહિ?' એમ પૂછવામાં વ્યાઘાત છે, કારણ કે જીભ ન હોય તો એટલુ પણ બોલી શકે નહિ નિર્વિકલ્પને લક્ષ્ય માનવામાં પણ એમ જ છે.

આવો પ્રશ્ન યોગ્ય નથી એમ સમજાવવા માટે શિષ્યે દર્શાવેલા દોષો તેના પ્રશ્નમા જ રહેલા છે, એમ નિરૂપણ કરે છે

**विकल्पो निर्विकल्पस्य सविकल्पस्य वा भवेत् ।**
**आद्ये व्याहतिरन्यत्रानवस्थात्माश्रयादयः ॥५०॥**

તમે આ વિકલ્પ (શંકા) કરો છો તે લક્ષ્યને સવિકલ્પ માનીને કરો છો, કે નિર્વિકલ્પ માનીને કરો છો? નિર્વિકલ્પનો વિકલ્પ કહેશો તો વદતો વ્યાઘાત દોષ આવશે અને સવિકલ્પનો વિકલ્પ કહેશો તો આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકાપત્તિ, અનવસ્થા વગેરે દોષો[૬૮] આવશે.

એ એમાનું કાંઈ નથી. તે અને મન તથા વાણીના વિષય થનારા પદાર્થોમા હોય છે આગળ જે નિર્વિકલ્પ અને લક્ષ્ય વગેરે શબ્દો વાપરેલા છે, તે આત્માનુ સ્વરૂપ સમજાવવા માટે કેવળ કલ્પેલા છે, એમ સમજવુ

૭૧. સબધ ચાર પ્રકારના હોય છે. સયોગ સબધ. સમવાય સબંધ, તાદાત્મ્ય સબધ અને કલ્પિત તાદાત્મ્ય સબધ એ પાર્થિવ વસ્તુનો સબધ તે સયોગ સબધ જેમકે ટેબલ અને પુસ્તકનો સંબધ. નિત્ય સંબધને સમવાય સબધ કહે છે, જેમકે માટી અને ઘડાનો સંબધ સમવાયને વેદાતમા ઉપાદાન પણ કહે છે. તાદાત્મ્ય સબધ, એક વસ્તુ બીજી વસ્તુમાં ઓતપ્રોત થઈ જાય તેને કહે છે, જેમકે અગ્નિ અને લોખડનો ગોળો વેદાંતસિદ્ધાતમા કલ્પિત તાદાત્મ્ય સબધ છે. ભેદ તથા અભેદથી વિલક્ષણ (અનિર્વચનીય–કલ્પિત) સંબધને કલ્પિત તાદાત્મ્ય સબધ કહે છે. અહીં ભેદથી વિલક્ષણ એટલે વાસ્તવ અભેદ અને અભેદથી વિલક્ષણ એટલે કલ્પિત ભેદ સમજવો, અર્થાત્ કલ્પિત ભેદથી યુક્ત વાસ્તવ અભેદનુ નામ વેદાતમા તાદાત્મ્ય સબધ છે.

## શ્રવણ, મનન તથા નિદિધ્યાસનુ લક્ષણ

શ્રવણ અને મનનનુ સ્વરૂપ બતાવે છે.

**इत्थं वाक्यैस्तदर्थानुसंधानं श्रवणं भवेत् ।**
**युक्त्या संभावितत्वानुसंधानं मननं तु तत् ॥५३॥**

એ પ્રમાણે આ પ્રકરણના ૪૪મા શ્લોકથી માંડીને આ ૫૨મા શ્લોક પર્યંતના ગ્રથમા, તત્ત્વમસિ ઇત્યાદિ મહાવાકયોથી જીવબ્રહ્મની એકતાના બોધરૂપ જે પ્રકાર પ્રદર્શિત કરવામાં આવ્યો, તેનું અનુસધાન–શોધન–કરવુ તે શ્રવણ કહેવાય છે. તે શ્રવણ કરેલા અર્થનુ ત્રીજા શ્લોકથી માડીને ૪૩મા શ્લોક સુધીમાં દર્શાવેલી યુક્તિથી–આ અર્થ ઘટી શકે છે કે કેમ? એવી રીતે ચિતન કરવુ તેને મનન[૭૨] કહે છે.

૭૨. ઉપક્રમ–ઉપસહાર, અભ્યાસ, અપૂર્વતા, ફળ, અર્થવાદ અને ઉપપત્તિ (દૃષ્ટાત) એ છ લિગરૂપ યુક્તિ વડે તથા અભેદની સાધક અને ભેદની બાધક યુક્તિઓ વડે, શ્રવણ કરેલા અર્થમાં (જીવ અને બ્રહ્મની એકતામાં) બુદ્ધિની સ્થિતિ થાય તેવી રીતે વિચાર કરી દૃઢ નિશ્ચય કરવો તેને મનન કહે છે.

નિદિધ્યાસનનું સ્વરૂપ કહે છે.

**ताभ्यां निर्विचिकित्सेऽर्थे चेतसः स्थापितस्य यत् ।**
**एकतानत्वमेतद्धि निदिध्यासनमुच्यते ॥ ५४ ॥**

તે શ્રવણ તથા મનન વડે નિઃસંદેહ થયેલા, જીવ–બ્રહ્મની એકતારૂપ મહાવાકયના અર્થમાં ધારણાયુક્ત[૭૩] ચિત્તની જે એકતાનતા, એટલે આત્મા અને બ્રહ્મના એકત્વમા તદાકાર વૃત્તિની પ્રવાહમય સ્થિતિ એ નિદિધ્યાસન[૭૪] કહેવાય છે.

૭૩ देशसम्बन्धश्चित्तस्य धारणा । (योगसूत्र ३-१) ચિત્તનો કોઈ પ્રદેશથી સબધ થવો તે ધારણા કહેવાય છે, જેમકે એક શિવલિગ સામે રાખી તેની સાથે ચિત્ત સબંધ કરવો એ ધારણા પ્રથમ ધારણા થયા પછી ધ્યાન થઈ શકે છે, માટે ચિત્તને 'ધારણાવાળુ' એવુ વિશેષણ આપ્યુ છે.

૭૪. વિજાતીય અનાત્માકાર વૃત્તિનો તિરસ્કાર કરી કેવળ આત્મામા એકાકાર વૃત્તિનો પ્રવાહ કરવો, તે નિદિધ્યાસનનો શબ્દાર્થ છે શરૂમા પ્રયત્નપૂર્વક સજાતીય વૃત્તિ રાખવી પડે છે. પછી અભ્યાસ દૃઢ થાય છે, ત્યારે અનાત્માકાર વૃત્તિરૂપ વ્યવધાનથી રહિત બ્રહ્માકારવૃત્તિની સ્થિતિ સહજ રહે છે.

## નિર્વિકલ્પ સમાધિનુ નિરૂપણ

તે નિદિધ્યાસનના પરિપાકને સમાધિ કહે છે એ વાત જણાવે છે.

**ध्यातृध्याने परित्यज्य क्रमाद्ध्येयैकगोचरम् ।**
**निवातदीपवच्चित्तं समाधिरभिधीयते ॥ ५५ ॥**

નિદિધ્યાસન દશામા ધ્યાતા,[૭૫] ધ્યેય તથા ધ્યાન એ ત્રણ (ત્રિપુટી)નો ભાસ થાય છે. એ ત્રણેમા જ્યારે ઘણા અભ્યાસ વડે ક્રમે કરી ધ્યાતા તથા ધ્યાન આ બન્નેનો પરિત્યાગ કરીને ધ્યેયૈકગોચર એટલે કેવળ ધ્યેય વસ્તુને જ વિષય કરવાવાળું ચિત્ત વાયુરહિત પ્રદેશમા[૭૬] રહેલા દીપક જેવુ નિશ્ચળ થાય છે, ત્યારે તે દશાનું નામ સમાધિ કહેવાય છે.

૭૫ ધ્યાતા=ધ્યાન કરનાર, સાભાસ અંત કરણવાળું ચેતન

ધ્યાન=ધ્યેય આકારે થનાર વૃત્તિ ચેતન

ધ્યેય=જેનુ ધ્યાન કરવામા આવે છે તે વિષય ચેતન.

૭૬ વાયુ એ અગ્નિનુ ઉપાદાન કારણ છે, તેથી અગ્નિની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ વાયુને જ આધીન છે, માટે સર્વથા વાયુનો અભાવ હોય તો દીપકની સ્થિતિ પણ સભવે નહિ ત્યારે એમ માનવુ કે વિશેષ પવનરહિત ફાનસ જેવા સ્થળમા દીપક જેમ અચળ

[illegible]

[illegible]

**वृत्तयस्तु तदानीमज्ञाता अप्यात्मगोचराः ।**
**स्मरणादनुमीयन्ते व्युत्थितस्य समुत्थितात् ॥५६॥**

આત્મગોચર વૃત્તિઓ તે વખતે (સમાધિ વખતે) અજ્ઞાત[77] (અપ્રતીત) હોય છે; તોપણ સમાધિમાંથી ઉત્થાન થયેલા પુરુષને ઉત્પન્ન થતી 'અત્યાર સુધી હું સમાધિમા સ્થિત રહ્યો,' એવા પ્રકારની-સ્મૃતિથી તેનુ અનુમાન[78] કરી શકાય છે.

૭૭. શંકા: સમાધિમાં વૃત્તિઓની પ્રતીતિ થતી નથી, ત્યારે તે વૃત્તિઓ કેવળ કલ્પના જ લાગી રહી છે એમ નિશ્ચય થઈ શકતો નથી.

સમાધાન: સમાધિકાળમા પણ વૃત્તિઓ છે એમ સુષુપ્તિના જ્ઞાનની પેઠે અનુમાનથી સિદ્ધ થાય છે.

દૈતનું અદર્શન સુષુપ્તિમા તેમ જ સમાધિમા સમાન છે, પરંતુ સુષુપ્તિમા વૃત્તિઓ અજ્ઞાનમા લીન થાય છે. તેથી નિદ્રાથી ઘેરાયેલા પુરુષનુ મસ્તક સીધુ રહી શકતુ નથી ત્યારે સમાધિમાં વૃત્તિઓ છે, તેથી સમાધિમાં બેઠેલા પુરુષનું મસ્તક ઢળી પડતુ નથી. આ વૃત્તિઓ એકતાર થઈ જવાથી જુદી ભાસતી નથી, ફક્ત જાગ્રત થયા પછી અનુમાનથી જણાય છે.

૭૮. અનુમાનનું સ્વરૂપ સમાધિકાળમાં વૃત્તિઓનો સદ્ભાવ છે, કારણ કે ઉત્થાન સમયે તે સમાધિનુ સ્મરણ થાય છે, તેથી નિદ્રાની પેઠે જે જે સ્મરણ થાય છે, તે તે અનુભવપૂર્વક જ થાય છે. જેમ 'તે મારી માતા' એવી રીતે દૃષ્ટાંતગત પુત્રને થતા સ્મરણ ઉપરથી તે પુત્રે કરેલી પોતાની માનુ પ્રત્યક્ષ દર્શનાદિ અનુમિત થાય છે.

સમાધિમા આત્માકારે થયા કરતી સૂક્ષ્મ વૃત્તિઓનો પ્રવાહ ચાલુ રહે છે, તેમા કારણ બતાવે છે:

**वृत्तीनामनुवृत्तिस्तु प्रयत्नात्प्रथमादपि ।**
**अदृष्टासकृदभ्याससंस्कारसचिवाद् भवेत् ॥५७॥**

વૃત્તિઓની અનુવૃત્તિ તો,-અદૃષ્ટ એટલે સાધક યોગીનું પુણ્યાદિક તથા વારંવાર સમાધિના અભ્યાસથી ઉત્પન્ન થયેલ ભાવના[79] નામક સંસ્કાર, આ બે સહકારી કારણો સહિત સમાધિથી પ્રથમ કાળમાં પ્રવૃત્ત થયેલા જે પ્રયત્ન[80]-તેથી પણ થઈ શકે છે.

૭૯. અનુભવ જેનાથી ઉત્પન્ન થતો સ્મૃતિનો હેતુભૂત જે સંસ્કાર તેને ભાવના કહે છે.

૮૦. જેમ કુંભાર દડાની ચક્રને ભમાવે છે. તે વારે દંડનો ને ચક્રનો વિયોગ થઈ જાય તોપણ વેગ નામના સંસ્કારને લીધે તે ચક્રનુ ભમણુ તે કાળના પ્રયત્ન વિના પણ ચાલ્યા જ કરે છે, તેમ જ પૂર્વકાળમા કરેલા પ્રયત્નથી વૃત્તિઓની અનુવૃત્તિ હોઈ શકે છે.

ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ગીતામા આ સમાધિનુ કથન કર્યુ છે

**यथा दीपो निवातस्थ इत्यादिभिरनेकधा ।**
**भगवानिममेवार्थमर्जुनाय न्यरूपयत् ॥ ५८ ॥**

'यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ॥ જેમ વાયુ વિનાના સ્થળમાં રાખેલો દીપક હાલતોચાલતો નથી, તેમ આત્મા પણ આ નિર્ગુણ સમાધિ દશામા નિશ્ચલ સ્થિત હોય છે' ઇત્યાદિ ગ્રંથથી શ્રી ભગવાને અર્જુન પ્રતિ અનેક પ્રકારે આ જ અર્થનું નિરૂપણ કરેલું છે.

આ સમાધિના ગૌણ ફળને કહે છે

**अनादाविह संसारे संचिताः कर्मकोटयः ।**
**अनेन विलयं यांति शुद्धो धर्मो विवर्धते ॥५९॥**

આ અનાદિ સંસારમાં સંચિત[81]-એકત્ર થયેલ અપરિમિત કર્મો, આ નિર્વિકલ્પ સમાધિ વડે જ્ઞાન દ્વારા વિલય[82] (નાશ) પામે છે. એટલું જ નહીં પણ સવિલાસ અવિદ્યાને નિવૃત્ત કરનાર આત્મસાક્ષાત્કારમા, પ્રતિબંધની નિવૃત્તિના સાધનભૂત, એવો શુદ્ધ[83] ધર્મ આ (યોગ)થી વૃદ્ધિ પામે છે.

૮૧. જ્ઞાનીનાં ક્રિયમાણ (નવા થતાં કર્મો) કર્મ તો 'હુ અકર્તા અને અભોક્તા છુ' એવા નિશ્ચયના બળથી કમળપત્રને જળની જેમ જ્ઞાનીને સંસ્પર્શ કરતાં નથી અને પ્રારબ્ધ કર્મનો તો ભોગે કરીને જ ક્ષય થઈ જાય છે, એટલે અવશિષ્ટ માત્ર અનેક જન્મમાં એકઠા કરેલાં સંચિત કર્મોનો જ તત્ત્વજ્ઞાનથી ક્ષય થાય છે.

૮૨. 'भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥'
તે પરાવર–પર એટલે પુનરાવૃત્તિવાળા બ્રહ્મ–લોકાદિક જેનાથી અવર–નિકૃષ્ટ–છે. તે પ્રત્યગભિન્ન પરબ્રહ્મનું જ્યારે અપરોક્ષ જ્ઞાન થાય, ત્યારે હૃદયની ગ્રંથિ અહંતા મમતાદિક છે તે ભેદાઈ જાય છે અને સર્વ પ્રકારના સંશય છેદાઈ જાય છે. તે સાથે બધાં (સંચિત) કર્મો ક્ષય પામે છે. એ શ્રુતિલભ્ય અર્થનો અહીં અનુવાદ કરેલો છે. ગીતામાં પણ 'ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुतेऽर्जुन । હે અર્જુન' જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મને ભસ્મીભૂત કરી નાખે છે.' એવી રીતે ભગવાને કહેલું છે તેથી ઉપરની બાબતને ટેકો મળે છે

૮૩ આત્મસાક્ષાત્કારમા પ્રતિબંધકભૂત ચિત્તના મલવિક્ષેપાદિ દોષનો અભાવ કરનાર જે પુણ્યવિશેષ, તે અહીં 'શુદ્ધ ધર્મ' પદે કરી વિવક્ષિત–કહેવા ઇચ્છેલો–અર્થ છે.

યોગીઓ આ સમાધિને 'ધર્મમેઘસમાધિ' એવું નામ આપે છે.

**धर्ममेघमिमं प्राहुः समाधिं योगवित्तमाः ।**
**वर्षत्येष यतो धर्मामृतधाराः सहस्रशः ॥ ६० ॥**

યોગવિત્તમ–યોગમાં પારંગત–આત્મસાક્ષાત્કારવાન પુરુષો આ નિર્વિકલ્પ સમાધિને 'ધર્મમેઘ' કહે છે; કારણ કે એ નિર્વિકલ્પ સમાધિ હજારો ધર્મરૂપી[૮૪] અમૃતની ધારાઓ વરસે છે; માટે તે સમાધિને પરમયોગી પુરુષો 'ધર્મમેઘ'[૮૫] એવી સંજ્ઞા આપે છે.

૮૪. 'क्षणमेकं क्रतुशतस्यापि । તે સમાધિની એક ક્ષણ સો યજ્ઞ સમાન છે' એમ શ્રુતિ પણ તેની પ્રશંસા દર્શાવે છે

૮૫ યોગસૂત્રના વ્યાસભાષ્ય ઉપર વિવરણ–કર્તા વાચસ્પતિ મિશ્ર ચોથા કૈવલ્યપાદના અઠ્ઠાવીસમા સૂત્રના વ્યાખ્યાનમાં લખે છે કે, પ્રસંખ્યાન એટલે ચિત્તની એકાગ્રતા થયા છતા પણ જ્યારે તે સાધક મુમુક્ષુ વિરક્ત રહે છે, એટલે કંઈ પણ સિદ્ધિ વગેરેની પ્રાર્થના કરતો નથી, ત્યારે તેને વિવેકખ્યાતિ એટલે સ્વરૂપ-સાક્ષાત્કાર થાય છે, તેથી તેને 'ધર્મમેઘ' નામક સમાધિની સિદ્ધિ થાય છે

સમાધિનું પરમ પ્રયોજન કહે છે

**अमुना वासनाजाले निःशेषं प्रविलापिते ।**
**समूलोन्मूलिते पुण्यपापाख्ये कर्मसंचये ॥ ६१ ॥**
**वाक्यमप्रतिबद्धं सत्प्राक्परोक्षावभासिते ।**
**करामलकवद्बोधमपरोक्षं प्रसूयते ॥ ६२ ॥**

આ સમાધિ (રૂપ આત્મયોગાનુષ્ઠાન) વડે કરીને વાસનાજાળ એટલે અહંતા–મમતાદિક અભિમાનનો હેતુભૂત, જ્ઞાનવિરોધી સંસ્કારસમૂહ જ્યારે નિઃશેષ રીતે નાશ પામે અને પુણ્ય તથા પાપ નામક કર્મોનો સંચય (ઢગલો) મૂળ સહિત વિનષ્ટ થાય; ત્યારે 'तत्त्वमसि'–ઇત્યાદિ મહાવાક્ય, કર્મ તથા વાસનારૂપ પ્રતિબંધથી રહિત થઈને પૂર્વે પરોક્ષપણે પ્રકાશિત કરેલા આત્મતત્ત્વનો હાથમાં ધારણ કરેલા આમળાને[૮૬] વિષય કરનાર અપરોક્ષ જ્ઞાનીની પેઠે, અપરોક્ષપણે સાક્ષાત્કાર કરાવવામાં સમર્થ જ્ઞાનને ઉત્પન્ન કરે છે.

૮૬. હથેળીમાં રહેલ આમળાને જેમ ચારે કોરથી જાણી લઈએ છીએ, તેમ અથવા કરમાં સ્થિત અમલક–નિર્મળ જલ–તેની પેઠે આત્માનો અપરોક્ષ અનુભવ થાય છે.

## ઉત્તરગ્રંથનો ફલિતાર્થ

પરોક્ષ જ્ઞાનનું ફળ કહે છે:

**परोक्षं ब्रह्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।**
**बुद्धिपूर्वकृतं पापं कृत्स्नं दहति वह्निवत् ॥ ६३ ॥**

દેશિકપૂર્વક–બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી પ્રાપ્ત થયેલું, તત્ત્વમસ્યાદિક આગમવાક્યથી ઉત્પાદિત જે પરોક્ષ બ્રહ્મજ્ઞાન તે બુદ્ધિપૂર્વક જાણી જોઈને કરેલા સર્વ પાપને અગ્નિની પેઠે બાળી નાખે છે.

અપરોક્ષ જ્ઞાનનું ફળ કહે છે:

**अपरोक्षात्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।**
**संसारकारणाज्ञानतमसश्चण्डभास्करः ॥ ६४ ॥**

એ જ પ્રમાણે તત્ત્વદર્શી આચાર્યના ઉપદેશથી મળેલું, વેદાંતવાક્ય સંબંધી અસંભાવના અને વિપરીત ભાવનારહિત અપરોક્ષ જ્ઞાન, જન્મ અને મરણના હેતુભૂત અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવામા મધ્યાહ્નના સૂર્ય સમાન[૮૭] છે.

૮૭ બાહ્ય બ્રહ્માંડના અંધકારનો નાશ કરનાર મધ્યાહ્નકાળના સૂર્યની પેઠે, આ અપરોક્ષાત્મબોધ આંતર અવિદ્યારૂપી અંધકારને નિવૃત્તિ પમાડનાર છે.

આ પ્રકરણના ઉપદેશ વડે પુરુષને જે ફળ થાય છે તે બતાવે છે:

**इत्थं तत्त्वविवेकं विधाय विधिवन्मनः समाधाय ।**
**विगलितसंसृतिबंधः**
**प्राप्नोति परं पदं नरो न चिरात् ॥ ६५ ॥**

મનુષ્ય ઉક્ત પ્રકારે તત્ત્વનો[૮૮] વિવેક કરી, તે તત્ત્વમાં શાસ્ત્રોક્ત રીતે મનને સ્થિર કરી, અપરોક્ષ આત્મવિજ્ઞાનથી સંસારબંધન શિથિલ થઈ જતાં, પરમપદ એટલે નિરતિશય આનંદરૂપ મોક્ષને તત્કાલ પ્રાપ્ત[૮૯] થાય છે.

૮૮. આત્મા તથા બ્રહ્મની એકતાનો વિચાર તથા લયચિંતન વગેરે ઉપાયો વડે સર્વ પ્રપંચના અભાવનો વિચાર કરી, એટલે સકળ પ્રપંચનું મિથ્યાત્વ ચિંતન કરી 'अहं ब्रह्माऽस्मि।' 'હું બ્રહ્મ જ છું' એવી રીતે મનોવૃત્તિને તદાકાર કરીને

૮૯ મોક્ષ કંઈ પ્રાપ્ય-પામવા યોગ્ય-વસ્તુ નથી, કેમકે તે પોતાથી અતિરિક્ત પદાર્થ નથી; પરંતુ આત્મસ્વરૂપ જ છે, માટે અહીં 'પ્રાપ્ત થાય છે' એ પદનો અર્થ, સત્ય, જ્ઞાન, આનંદરૂપ બ્રહ્મ જ હું છું, એનું અપરોક્ષ જ્ઞાન થાય છે, એમ સમજવું. એટલે પ્રાપ્તની પ્રાપ્તિ થાય છે

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામી વિરચિત પંચદશી વિષે 'પ્રત્યક્-તત્ત્વ-વિવેક' નામનું પહેલું પ્રકરણ સમાપ્ત**

# ૨: પંચભૂતવિવેક

## પંચભૂતવિવેકની પ્રતિજ્ઞા

**सदद्वैतं श्रुतं यत्तत्पंचभूतविवेकतः ।**
**बोद्धुं शक्यं ततो भूतपंचकं प्रविविच्यते ॥ १ ॥**

જે સદ્રૂપ અદ્વૈત બ્રહ્મ-છાંદોગ્ય[૧] શ્રુતિમાં કહ્યું છે, તે પંચભૂતના વિવેક વડે જાણી શકાય તેવું છે; માટે તે પંચભૂતનું બ્રહ્મથી[૨] સ્પષ્ટ રીતે વિવેચન કરીએ છીએ. (બ્રહ્મથી ભૂતપંચકને પૃથક્ કરી જણાવીએ છીએ.)

૧. 'सदेव सौम्येदमग्र आसीदेकमेवाऽद्वितीयम्।' (છાં. ૬-૨-૧) હે સૌમ્ય ! આ દૃશ્યમાન સઘળું જગત ઉત્પત્તિ પહેલાં, એક જ અને અદ્વિતીય સદ્રૂપ જ હતું. આ શ્રુતિમાં 'આ' શબ્દથી જણાવેલા જગતની ઉત્પત્તિ પહેલાં, તેના કારણરૂપ, સદ્રૂપ, અદ્વિતીય બ્રહ્મ કહ્યું છે. તે બ્રહ્મ વાણી તથા મનનો વિષય થઈ શકતું નથી; તેથી સ્વત જાણી શકાય તેવું નથી, માટે તે બ્રહ્મમાં ઉપાધિરૂપ પંચભૂતને પૃથક્ કરવાથી તે બ્રહ્મસ્વરૂપ જાણવામાં આવે છે. આ શ્લોકમાં ઉપોદ્ઘાતરૂપે પ્રતિજ્ઞા કરેલી છે.

પ્રતિપાદ્ય વિષયને મનમાં રાખી તેના પ્રતિપાદન માટે બીજા અર્થનું નિરૂપણ કરવું તે ઉપોદ્ઘાત કહેવાય છે.

૨ બાહ્ય પદાર્થોની પેઠે તુરત જ વિચાર વગર આ બ્રહ્મ જાણી શકાય તેવું નથી ઘટ વગેરેમાં જેમ માટી ઓતપ્રોત છે, તેમ સમસ્ત ભૌતિક પદાર્થોના મૂળરૂપ પંચમહાભૂતમાં બ્રહ્મના સત્, ચિત્, આનંદ ઓતપ્રોત છે. તેથી કાર્ય વર્ગ (ઉપાધિરૂપ પંચમહાભૂતાદિ)ની દૃષ્ટિનો બાધ કરીને અખંડ સત ચિત્ આનંદ બ્રહ્મનું જ્ઞાન થઈ શકે છે (જાણવામાં આવે છે).

**અપંચીકૃત મહાભૂતના ગુણો તથા કાર્યોનું વર્ણન**

**शब्दस्पर्शौ रूपरसौ गंधो भूतगुणा इमे ।**
**एकद्वित्रिचतुःपंच गुणा व्योमादिषु क्रमात् ॥२॥**

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ભૂતોના ગુણો છે અને તે આકાશાદિમાં ક્રમે કરી એક[૩] બે, ત્રણ, ચાર અને પાંચ ગુણો રહેલા છે.

૩. આકાશમાં એક, વાયુમાં બે, તેજમાં ત્રણ, જળમાં ચાર અને પૃથ્વીમાં પાંચ એ પ્રમાણે ગુણો રહેલા છે.

ઉપર કહેલા પ્રકારને ખુલાસાથી સ્પષ્ટ કરી સમજાવે છે:

**प्रतिध्वनिर्वियच्छब्दो वायौ वीसीति शब्दनम् ।**
**अनुष्णाशीतसंस्पर्शो वह्नौ भुगुभुगुध्वनिः ॥ ३ ॥**

આકાશમાં પ્રતિધ્વનિરૂપ[૪] એક શબ્દ જ ગુણ છે. વાયુમાં 'વી'-'સી' એવો શબ્દ અને શીત નહિ તેમ જ ઉષ્ણ પણ નહિ એવો સ્પર્શ, એમ બે ગુણ છે. અગ્નિમાં 'ભુગુ' 'ભુગુ' એવો ધ્વનિરૂપ શબ્દ થાય છે.

૪. પ્રતિધ્વનિ=પડઘો.

**उष्णः स्पर्शः प्रभारूपं जले बुलुबुलुध्वनिः ।**
**शीतः स्पर्शः शुक्लरूपं रसो माधुर्यमीरितम् ॥४॥**

ઉષ્ણ સ્પર્શ છે અને પ્રભા (પ્રકાશ) રૂપ છે એ ત્રણ ગુણ છે. જળમાં 'બુલુબુલુ' એવો ધ્વનિરૂપ શબ્દ છે, શીત સ્પર્શ છે, શુક્લ રૂપ છે

અને માધુર્ય રસ રહેલો છે.

ભૂમિના પાંચે ગુણોનું સ્પષ્ટીકરણ કરી બતાવે છે·

**भूमौ कडकडाशब्दः काठिन्यं स्पर्श इष्यते ।**
**नीलादिकं चित्ररूपं मधुराम्लादिको रसः ॥५॥**

પૃથ્વીને વિષે 'કડકડા' એવા પ્રકારનો શબ્દ છે, કઠિન સ્પર્શ છે અને નીલ[5] આદિક ચિત્રરૂપ (રંગ) છે અને મધુર અમ્લાદિક રસ છે.

૫ કાળો, ધોળો, પીળો રાતો લીલો ભૂખરો અને નારંગી એ સાત વર્ણ (રંગ) તથા મીઠો, ખાટો ખારો. તીખો. તૂરો અને કડવો એ ૭ પ્રકારના રસ છે.

### પાંચ જ્ઞાનેંદ્રિયોનું વર્ણન

**सुरभीतरगंधौ द्वौ गुणाः सम्यग्विवेचिताः ॥**
**श्रोत्रं त्वक्चक्षुषी जिह्वा घ्राणं चेंद्रियपंचकम् ॥६॥**

પૃથ્વીને વિષે સુરભિ (સુગંધ) અને ઈતર એટલે અસુરભિ (દુર્ગંધ) આ બે પ્રકારનો ગંધ રહેલો છે. એ પ્રમાણે પાંચે ભૂતના ગુણોનું ક્રમે કરી બરાબર વિવેચન કર્યું, અર્થાત્ દરેકના ગુણો ભિન્ન ભિન્ન કરી સ્પષ્ટ રીતે જણાવ્યા. શ્રોત્ર–કાન, ત્વક્–ત્વચા, ચક્ષુ–આંખ, જિહ્વા–જીભ અને ઘ્રાણ–નાસિકા એ પાંચ (જ્ઞાનના સાધનભૂત) ઇંદ્રિયો છે.

તે જ્ઞાનેંદ્રિયોના સ્થાન તથા તેમની ક્રિયાઓ કહી બતાવે છે

**कर्णादिगोलकस्थं तच्छब्दादिग्राहकं क्रमात् ।**
**सौक्ष्म्यात्कार्यानुमेयं तत्प्रायो धावेद्बहिर्मुखम् ॥७**

એ પાંચ જ્ઞાનેંદ્રિયો, કર્ણાદિક (કર્ણ, શરીર, નેત્ર, જીભ અને નાક) ગોલક (સ્થાન) માં રહેલાં છે, અને ક્રમે કરી શબ્દ આદિ પાંચ ગુણોનાં ગ્રાહક–ગ્રહણ કરવાવાળાં છે. એ ઇંદ્રિયપંચક સૂક્ષ્મ[6] છે; તેથી તેના કાર્ય ઉપરથી અનુમાન[7] પ્રમાણ વડે જાણવા યોગ્ય છે. પ્રાયઃ–ઘણુ કરીને તે સર્વે ઇંદ્રિયો બહિર્મુખ[8] એટલે બાહ્ય ઘટપટાદિ વિષયને ગ્રહણ કરવા માટે દોડે છે.

૬. અપંચીકૃત પંચસૂક્ષ્મભૂત તથા તેના કાર્યરૂપ ઇંદ્રિયો, એ અંતઃકરણ તથા પંચપ્રાણ એટલા ઇંદ્રિયોના વિષય થઈ શકતા નથી, તેથી પ્રત્યક્ષ જણાતા નથી એટલે તેને સૂક્ષ્મ કહેલ છે.

૭. અહીં કાર્ય ઉપરથી કારણનું અનુમાન થાય છે. જેમકે પોષ માસમાં પ્રાતઃકાળમાં વૃક્ષનાં પાન જળનાં બિંદુઓવાળાં જોઈને, ઝાકળ પડ્યાનું અનુમાન થાય છે. એવી રીતે શબ્દ, સ્પર્શાદિ ગુણવાળા પદાર્થોનું જ્ઞાન થાય છે, માટે તે જ્ઞાનનો હેતુ પાંચ જ્ઞાનેંદ્રિયો હોવી જોઈએ, કારણ કે તે વગર જ્ઞાન થાય નહિ, એવી રીતે પાંચ જ્ઞાનેંદ્રિયોનું અનુમાનથી જ્ઞાન થાય છે.

૮. पराञ्चि खानि व्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन् । 'સ્વયંભૂ–પરમાત્માએ ઇંદ્રિયોને સરજીને તેને હિંસિત કર્યાં એટલે પરિમિત સામર્થ્યવાળાં કરી નાખ્યા. તેથી તે ઇંદ્રિયો પરાક્ એટલે માત્ર બાહ્ય વિષયને જ ગ્રહણ કરી શકે છે; પણ અંતઃસ્થિત આત્માને તેઓ વિષય કરી શકતા નથી.

સ્વભાવથી જ બહિર્મુખ ઇંદ્રિયો કોઈ વખત શરીરની અંદર પણ કામ કરે છે, તે બે શ્લોકો વડે બતાવે છે:

**कदाचित्पिहिते कर्णे श्रूयते शब्द आंतरः ।**
**प्राणवायौ जाठराग्नौ जलपानेऽन्नभक्षणे ॥ ८ ॥**
**व्यज्यंते ह्यांतराः स्पर्शा मीलने चांतरं तमः ।**
**उद्गारे रसगंधौ चेत्यक्षाणामांतरग्रहः ॥ ९ ॥**

કોઈ સમયે બન્ને કાનને આંગળાંઓ વતી ઢાંકી દઈએ, ત્યારે અંદર પ્રાણવાયુમાં તથા જઠરાગ્નિપ્રદેશમાં થતો આંતર (અંદરનો) શબ્દ સંભળાય છે. શીતળ જળનું પાન કરતા, તેમ જ ઉષ્ણ દૂધ પીતા તથા અન્નનું ભક્ષણ કરતા; અંતરના સ્પર્શ[9] પ્રકટ જણાય છે. આંખો મીંચી જઈએ ત્યારે શરીરની અંદરનું તમઃ (અંધકાર) જણાય છે. ઓડકાર આવે ત્યારે ખાધેલા પદાર્થના રસ તથા ગંધનુ ગ્રહણ થાય છે; એમ ઉપર કહેલા પ્રકારે ઇંદ્રિયો અંદરના વિષયોનું ગ્રહણ કરે છે.

૯. જળ પીતાં અને અન્ન ખાતા અંદર કાંઈક અડે છે એવી જે લાગણી થાય છે તે આંતરસ્પર્શ કહેવાય છે.

### પાંચ કર્મેંદ્રિયોનું વર્ણન

કર્મેંદ્રિયોની સિદ્ધિ કરનાર તેના લિંગભૂત ક્રિયાઓને કહી બતાવે છે·

**पंचोक्त्यादानगमनविसर्गानंदकाः क्रियाः ।**
**कृषिवाणिज्यसेवाद्याः पंचस्वंतर्भवंति हि ॥१०॥**

ઉક્તિ (વચનક્રિયા), આદાન (એટલે લેવું-દેવું), ગમન (ચાલવું), વિસર્ગ (એટલે મળત્યાગ) અને આનંદ (વિષયસુખ) એ પાંચ જ ક્રિયાઓ પ્રસિદ્ધ છે; કારણ કે ખેતી, વેપાર તથા

સેવા–નોકરી આદિક[૧૦] બીજી સર્વ ક્રિયાઓનો આ પાંચમા જ અંતર્ભાવ થઈ જાય છે.

૧૦. અહીં આદિ શબ્દથી ઉત્ક્ષેપણ (ઉછાળવું), અપક્ષેપણ (નીચે ફેંકવું) આકુંચન (સમેટવુ), પ્રસારણ (ફેલાવવુ), ભ્રમણ (ભમવુ), ઝરવુ, આડું જવુ; ઇત્યાદિ અનેક ક્રિયાનુ ગ્રહણ કરવું: એ સઘળા પ્રકાર આ પાચ પ્રકારમા અંતર્ગત થઈ જાય છે. તેથી પાચ જ ક્રિયાઓ છે એમ કહેલું છે.

તે ક્રિયાની જનક ઇંદ્રિયોના નામ અને તેના સ્થાન કહી બતાવે છે:

**वाक्पाणिपादपायूपस्थैरक्षैस्तत्क्रियाजनिः ।**
**मुखादिगोलकेष्वास्ते तत्कर्मेंद्रियपंचकम् ॥ ११ ॥**

વાક્ (વાણી), પાણિ (હાથ), પાદ (પગ), પાયુ (ગુદા) અને ઉપસ્થ (જનનેંદ્રિય); એ પાચ કર્મેંદ્રિયો વડે પૂર્વ શ્લોકમા કહેલી વચનાદિક ક્રિયાઓની ક્રમે કરી ઉત્પત્તિ થાય[૧૧] છે અને તે કર્મેંદ્રિયપંચક મુખ આદિક[૧૨] ગોલક-(સ્થાન)મા રહેલુ છે.

૧૧. આ કર્મેંદ્રિયો પણ સૂક્ષ્મ હોવાથી કાર્યાનુમેય છે એટલે કાર્યથી અનુમાન થાય છે. તે આ પ્રમાણે છે:

વચનરૂપી ક્રિયા સાધનપૂર્વક હોવી જોઈએ, કારણ કે તે ક્રિયા છે જે જે ક્રિયા હોય તે સઘળી સાધન-પૂર્વક જ હોય છે, જેમકે છેદનક્રિયા

કુહાડા આદિરૂપ સાધનથી જ છેદન ક્રિયા થાય છે. તે વિના થાય નહિ. તેમ અહી વચન બોલાય છે. માટે તેનુ સાધન વાક્ ઇંદ્રિય હોવી જોઈએ. તે વિના બોલાય નહિ. આને કાર્યલિંગક અનુમાન કહે છે.

૧૨. આદિક શબ્દથી કર, ચરણ, ગુદાચ્છિદ્ર તથા શિશ્નચ્છિદ્રનું ગ્રહણ કરવુ.

**મનનું વર્ણન**

પ્રસંગપ્રાપ્ત મનનું કૃત્ય તથા સ્થાન દર્શાવે છે:

**मनो दशेंद्रियाध्यक्षं हृत्पद्मगोलके स्थितम् ।**
**तच्चांतःकरणं बाह्येष्वस्वातंत्र्याद्विनेंद्रियैः ॥१२॥**

મન ઉપર કહેલી દશ ઇંદ્રિયોનુ પ્રેરક હોવાથી સર્વનુ અધ્યક્ષ[૧૩] છે અને હૃદય–કમળરૂપ[૧૪] સ્થાનમાં સ્થિત છે. વળી તે મન–ઇંદ્રિયોની સહાયતા વિના બહારના શબ્દાદિ વિષયો વિષે પ્રવૃત્તિ કરવામાં અસ્વતંત્ર છે, તેથી તે અંતઃકરણ (આંતર-ઇંદ્રિય) છે.

૧૩. इन्द्रियाणि हयानाहु । (કઠ.૧–૩–૪) मन प्रग्रहवाच्नर (કઠ. ૧–૩–૯)। ઇંદ્રિયો ઘોડા સમાન છે અને મન રેન પકડનાર પુરુષ તુલ્ય છે અર્થાત્ ઘોડાઓનો અધ્યક્ષ જેમ સારથિ છે તેમ ઇંદ્રિયોનો અધ્યક્ષ મન છે. મન બાહ્ય પ્રવૃત્તિમા સ્વતંત્ર નથી, પરંતુ ઇંદ્રિયોની મદદ લે છે તેથી મન આંતર ઇંદ્રિયરૂપ છે

૧૪. જો કે 'પગમા મને વેદના થાય છે અને માથે સુખ છે.' એમ એક કાલે બોધ થાય છે. તે મનના સંબંધ વિના બની શકે નહિ તે ઉપરથી મનની અવસ્થિતિ સમગ્ર શરીરમા છે, કેવળ હૃદયમાં નથી, તથાપિ વિશેષે કરી હૃદયદેશ તેનુ કેન્દ્રસ્થાન છે તેથી હૃદયસ્થાન નિર્દિષ્ટ કરેલુ છે.

મનના અધ્યક્ષપણાનું વિશેષ સ્પષ્ટીકરણ કરે છે:

**अक्षेष्वर्थार्पितेष्वेतद्गुणदोपविचारकम् ।**
**सत्त्वं रजस्तमश्चास्य गुणा विक्रियते हि तैः ॥१३॥**

જ્ઞાનેંદ્રિયો જ્યારે પોતપોતાના વિષયોને ગ્રહણ કરે છે, ત્યારે આ મન 'આ સારું છે, આ સારું નથી' વગેરે ગુણદોષોનો વિચાર[૧૫] કરનારુ થાય છે. આ મન સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોના પરિણામરૂપ અનેક પ્રકારની વૃત્તિઓ વડે વિકારને પ્રાપ્ત થાય છે.

૧૫ ઉપાધિવાળો આત્મા પ્રમાતા છે, એટલે પ્રમાજ્ઞાન(યથાર્થ જ્ઞાન)નો આશ્રય છે, તેથી તે સર્વ જ્ઞાનમાં સાધારણ છે અને ચક્ષુ વગેરે ઇંદ્રિયો માત્ર તેમના વિષયને ગ્રહણ કરીને વિરમી જાય છે. તેથી પદાર્થોમાં ગુણદોષનું વિવેચન આત્મા તથા ઇંદ્રિયોથી બની શકે નહિ, છતા ગુણદોષનુ જ્ઞાન થાય છે એ સ્પષ્ટ છે. ત્યારે પરિશેષાનુમાનથી મન જ તે કામ કરે છે એ સિદ્ધ થાય છે, એટલે પદાર્થોમા ગુણદોષનુ જ્ઞાન મનથી થાય છે.

ગુણ વડે વિકૃત મનના વિકારોનું વિશેષ વર્ણન:

**वैराग्यं क्षांतिरौदार्यमित्याद्याः सत्त्वसंभवाः ।**
**कामक्रोधौ लोभयत्नावित्याद्या रजसोत्थिताः ॥**

વૈરાગ્ય (વિષયોમાં ભોગ્યત્વ બુદ્ધિનો અભાવ), ક્ષમા, ઉદારતા, ઇત્યાદિક[૧૬] જે શાંતવૃત્તિ છે, તે સત્ત્વગુણથી ઉત્પન્ન થાય છે અને કામ,[૧૭] ક્રોધ, લોભ, પ્રયત્ન ઇત્યાદિક જે ઘોર વૃત્તિઓ છે, તે રજોગુણથી ઉત્પન્ન થાય છે.

૧૬ અહીં આદિ શબ્દથી વિવેક (નિત્યાનિત્ય વસ્તુ-

વિચાર), શમ (મનોનિગ્રહ) દમ (ઇંદ્રિયોનો નિગ્રહ), ઉપરામ (ત્યાગ કરેલા વિષયની ઇચ્છાનો અભાવ), તિતિક્ષા (ટાઢ, તડકો વરસાદ વગેરેમાં સહનશીલતા), શ્રદ્ધા (ગુરુ તથા શાસ્ત્રના વચનમાં દૃઢ વિશ્વાસ) સમાધાન (સદ્રૂપ બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા), મુમુક્ષુતા (મોક્ષની ઇચ્છા) તપ (સ્વધર્મમાં વૃત્તિ), સત્ય (સમદૃષ્ટિ). દયા (હેતુ વગર જ પરદુઃખ નિવારણ કરવાની ઇચ્છા), સ્મૃતિ (પૂર્વાપરનુ અનુસંધાન), તુષ્ટિ (જે મળ્યુ તેમા સંતોષ) ત્યાગ (વસ્તુમાત્રમાં અનાસક્તિ) અનુચિત કામમા લજ્જા દાનશીલપણું. અમાનિતા (આત્મશ્લાઘારહિતપણું), અદંભ (સ્વધર્મમા ડોળરહિતપણું), અહિંસા (પરપીડાનુ વર્જન), આર્જવ (સરળતા); ઇત્યાદિ ગીતાના તેરમા અધ્યાયમાં લખેલા દૈવી સંપત્તિના ગુણોનું ગ્રહણ કરી લેવુ

૧૭. ગીતાના ત્રીજા અધ્યાયના સાડત્રીસમા શ્લોકમાં ભગવાને કહેલું છે કે 'काम एष क्रोध एष रजोगुणसमुद्भवः । આ કામ અને ક્રોધ રજોગુણથી ઉત્પન્ન થયેલા છે' આ ભગવદ્વાક્યને હૃદયમા રાખી લખે છે. અહીં આદિ શબ્દે કરી મદ-દર્પ, તૃષ્ણા-અસંતોષ, સ્તંભ-જડતા, આશિષ-ધનાદિ વાંછનાથી દેવાદિ પ્રાર્થના, મદ-હું અને આ એમ ભેદદૃષ્ટિ, સુખ-વિષયનો અનુકૂળ અનુભવ મદોત્સાહ-યુદ્ધ વગેરેમા આગ્રહ, યશમાં પ્રીતિ, હાસ્ય-ઉપહાસ, વીર્ય-પોતાના પ્રભાવનું પ્રકટ કરવુ, બળથી ઉદ્યમ કરવો, સુખના તૃષ્ણા; ઇત્યાદિ આસુરી સંપત્તિના ગુણોનું ગ્રહણ કરી લેવુ

તમોગુણની વૃત્તિઓ કહે છે:

**आलस्यभ्रांतितंद्राद्या विकारास्तमसोत्थिताः ।**
**सात्त्विकैः पुण्यनिष्पत्तिः पापोत्पत्तिश्च राजसैः ॥**

આલસ્ય (પ્રમાદથી ઉત્સાહરહિતપણું), ભ્રાંતિ (અન્ય પદાર્થમા અન્યની પ્રતીતિ અર્થાત મોહ), તંદ્રા (નિદ્રાની શરૂઆતમા જે આલસ્ય થાય છે તે); વગેરે[18] જે મૂઢ વૃત્તિઓ છે તે તમોગુણમ.થી ઉત્પન્ન થયેલા વિકારરૂપ વૃત્તિઓ છે. સત્ત્વગુણથી ઉત્પન્ન થતી-વૃત્તિઓથી પુણ્યની ઉત્પત્તિ થાય છે અને રજોગુણથી ઉત્પન્ન થતી વૃત્તિઓથી પાપની ઉત્પત્તિ થાય છે.

૧૮. અહીં વગેરે એ શબ્દથી પ્રમાદ-કોઈ કાર્યમાં આસક્તિ થવાથી ફરજિયાત કરવાના કામમાં ગફલત કરવી, નિદ્રા-વૃત્તિલય, અપ્રકાશ-અવિવેક, અપ્રવૃત્તિ. કૃપણતા-ધનાદિ દેવામાં સંકોચ. અનૃત-અસત્ય, હિંસા-પરપીડન, શ્રમ, કલહ, શોક-નાશ થયેલી વસ્તુની ચિંતા, વિષાદ-ખેદ, દીનતા-કંગાલપણું, આશા-'મને આ મળશે?' એવા પ્રકારની વૃત્તિ, ભય, જડતા ઇત્યાદિનું ગ્રહણ કરી લેવુ

**तामसैर्नोभयं किंतु वृथायुःक्षपणं भवेत् ।**
**अत्राहंप्रत्ययी कर्तेत्येवं लोके व्यवस्थितिः ॥१६॥**

તમોગુણથી ઉત્પન્ન થતી-વૃત્તિઓથી ઉભય એટલે પુણ્ય કે પાપ કશું થતું નથી, પરંતુ કેવળ આયુષ્યનો વૃથા ક્ષય થાય છે. એ સર્વ વૃત્તિઓમા ચૈતન્યરૂપે અનુગત જે હું[19] એવા આકારની વૃત્તિવાળો છે તે કર્તા છે અર્થાત્ પ્રભુ કહેવાય છે; કારણ કે લોકમાં કાર્યકારી જે હોય તે પ્રભુ-સ્વામી એમ કહેવાય છે.

૧૯. 'હું સુખી, હું દુઃખી, હું કર્તા, હું ભોક્તા, હું કામાદિ વૃત્તિવાળો' એમ અહંપ્રત્યયવાળો સાભાસ અહંકાર અહીં સ્વામી કહેવા ઇચ્છેલો છે.

### પૂર્વોક્ત જગતની ભૂતકાર્યતાનો નિશ્ચય

**स्पष्टशब्दादियुक्तेषु भौतिकत्वमतिस्फुटम् ।**
**अक्षादावपि तच्छास्त्रयुक्तिभ्यामवधार्यताम् ॥१७॥**

સ્પષ્ટ શબ્દ સ્પર્શાદિ ગુણવાળાં ઘટાદિક પદાર્થો વિષે ભૌતિકપણું અતિ સ્પષ્ટ છે; અર્થાત્ તે વસ્તુઓ ભૂતનાં કાર્ય છે એમ સ્પષ્ટ જણાય છે. ઇંદ્રિયાદિક[20] વિષે શાસ્ત્ર[21] (શ્રુતિઓ) તથા યુક્તિ[22] (અનુમાનાદિક) વડે ભૂતકાર્યપણાનો નિશ્ચય કરી લેવો.

૨૦. આદિ શબ્દથી મન અને બુદ્ધિરૂપ અંતઃકરણ તથા પાંચ પ્રાણ તથા દશ ઇંદ્રિયો મળી સત્તર તત્ત્વનું બનેલું સૂક્ષ્મ શરીર ગ્રહણ કરી લેવું.

૨૧. अन्नमयं हि सौम्य! मन आपोमयः प्राणस्तेजोमयी वाक्। (છાં. પ્ર. ૬.) હે સૌમ્ય! નિશ્ચયપૂર્વક મન અન્નમય પૃથ્વીનુ કાર્ય છે, ખાધેલા અન્નનો સ્થૂળ ભાગ વિષ્ટારૂપે થાય છે. મધ્ય ભાગ માંસરૂપે અને સૂક્ષ્મ ભાગ મનરૂપે થાય છે. તેથી મન અન્નમય પૃથ્વીનુ કાર્ય છે, પ્રાણ જળમાંથી થાય છે. તેમાં જળનો સ્થૂળ ભાગ મૂત્રરૂપ થાય છે, મધ્યભાગ રુધિરરૂપ થાય છે અને સૂક્ષ્મ ભાગ પ્રાણરૂપ થાય છે વળી, તેજોમય પદાર્થથી વાણી થાય છે. ઘી આદિ તેજ તત્ત્વના પદાર્થોના સ્થૂળ ભાગથી હાડકાં, મધ્ય ભાગથી ચરબી અને સૂક્ષ્મ ભાગથી વાણી થાય છે. આ રીતે શાસ્ત્રથી ઇંદ્રિયાદિ પંચભૂતનાં બનેલાં

[illegible]

૨૨. ઇન્દ્રિયાદિ પંચભૂતનું કાર્ય છે; કારણ કે જે ઇન્દ્રિય જે ભૂતમાંથી ઉત્પન્ન થઈ છે, તે વિષયને જ ગ્રહણ કરે છે. પોતાને નહિ પણ કારણને આધારે કાર્ય રહે છે. તેથી જ્યાં સુધી પંચભૂત રહે ત્યાં સુધી સૂક્ષ્મ શરીર રહે છે. પંચભૂતોનો વિનાશ થતાં સૂક્ષ્મ શરીર રહી શકે નહિ. જેમ ઘડો, જ્યાં સુધી માટીનો નાશ થયો નથી ત્યાં સુધી રહે છે. માટીનો નાશ થતા ઘડો રહી શકે નહિ, એવી રીતે સમસ્ત સૂક્ષ્મ શરીર ભૌતિક છે.

**'सदेव सौम्य' એ છાંદોગ્ય શ્રુતિના અર્થનું કથન**

શ્રુતિમા આવેલ 'इदं' પદનો અર્થ બતાવે છે:

**एकादशेन्द्रियैर्युक्त्या शास्त्रेणाप्यवगम्यते ।**
**यावत्किंचिद्भवेदेतदिदंशब्दोदितं जगत् ॥ १८ ॥**

પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય અને એક મન મળી એકાદશ ઇંદ્રિયો વડે, પ્રત્યક્ષાદિકથી તથા યુક્તિ અનુમાનથી તેમજ સર્વ પ્રમાણોથી તથા શાસ્ત્ર(શબ્દપ્રધાન વેદાદિક)થી જે કાંઈ આ પ્રપંચ ભાસે છે તે સઘળું જગત 'આગળ 'આ' સત જ હતું' (सदेव सौम्येदमग्र आसीत) એ શ્રુતિવાક્યમા સ્થિત ઇંદપદ વડે કહેવામા[૨૩] આવે છે, અર્થાત્ ઇદં શબ્દનો અર્થ છે.

૨૩. શાસ્ત્ર, અનુમાન તથા ઇંદ્રિયોરૂપ પ્રત્યક્ષાદિ સર્વ પ્રમાણોથી જે કાંઈ જગતનુ જ્ઞાન થાય છે, તે સર્વ ઇદંના અર્થમા સમાઈ જાય છે. ટૂંકામા જે વસ્તુને 'આ' શબ્દ લાગે અને તે જ્ઞાનનો વિષય થઈને ભાસે તો તેનો સમાવેશ જગતમાં થાય છે. अयं શબ્દ આત્માને પણ લાગે છે. એટલે 'આ આત્મા' એમ કહેવાય છે. પરતુ આ આત્મા જ્ઞાનનો વિષય થઈને ભાસતો નથી એટલે તેનો સમાવેશ જગતમાં થતો નથી આત્મા સિવાય અહંકારથી સ્થૂળ પદાર્થો પર્યંત જગત કહેવાય છે.

હવે તે શ્રુતિને અર્થથી કહે છે:

**इदं सर्वं पुरा सृष्टेरेकमेवाद्वितीयकम् ।**
**सदेवासीन्नामरूपे नास्तामित्यारुणेर्वचः ॥ १९ ॥**

આ પ્રતીયમાન સર્વ જગત ઉત્પત્તિ પહેલાં એક જ અદ્વિતીયરૂપ સત્કારણાત્મક જ હતું. અન્ય નામરૂપ કશું હતું નહિ. આવું આરુણિ (અરુણ ઋષિના પુત્ર ઉદ્દાલક મુનિ)નુ પોતાના પુત્ર શ્વેતકેતુ પ્રત્યે વચન છે.

દૃષ્ટાંત સહિત સ્વગતાદિ ત્રણ ભેદનું કથન:

**वृक्षस्य स्वगतो भेदः पत्रपुष्पफलादिभिः ।**
**वृक्षांतरात्सजातीयो विजातीयः शिलादितः ॥२०॥**

વૃક્ષનો પત્ર, પુષ્પ, ફળ આદિક અવયવોથી જે ભેદ તે સ્વગત[૨૪] ભેદ કહેવાય છે અને બીજા વૃક્ષથી જે ભેદ તે સજાતીય ભેદ કહેવાય છે અને પાષાણ વગેરેથી જે ભેદ તે વિજાતીય ભેદ કહેવાય છે.

૨૪ સ્વગત–એક જ વસ્તુમાં, પોતાના અવયવો વગેરેથી જે પોતાનો ભેદ તે સ્વગત જેમ પુરુષ અને તેના હાથપગ વગેરે અવયવોનો ભેદ.

સજાતીય–એક જ જાતની બે જુદી વસ્તુઓનો ભેદ તે સજાતીય ભેદ છે. જેમ મનુષ્યજાતિ સમાન હોવા છતાં એક પુરુષનો બીજા પુરુષથી ભેદ છે તે

વિજાતીય–અત્યંત વિલક્ષણ વસ્તુથી ભેદ તે વિજાતીય જેમ પથ્થરથી પુરુષનો ભેદ છે.

સદ્દામા ભ્રાંતિથી પ્રાપ્ત થયેલા ત્રણેય ભેદનું શ્રુતિ ત્રણ પદોથી ક્રમે કરી નિવારણ કરે છે:

**तथा सद्वस्तुनो भेदत्रयं प्राप्तं निवार्यते ।**
**ऐक्यावधारणद्वैतप्रतिषेधैस्त्रिभिः क्रमात् ।२१॥**

વસ્તુપણાની સમાનતાને લીધે અનાત્મ વસ્તુની પેઠે સદ્‌વસ્તુ આત્મામાં પણ પ્રાપ્ત થયેલા જે સ્વગતાદિક ત્રણ ભેદ, તેની એકતા, અવધારણ અને દ્વૈતનો નિષેધ, એ ત્રણ અર્થના વાચક एकं, एव, अद्वितीयं એ ત્રણ પદો વડે ક્રમે કરીને નિવારણ કરે છે.

અવયવરહિત સદ્‌વસ્તુમાં સ્વગતભેદની શંકા થઈ શકે નહિ:

**सतो नावयवाः शंक्यास्तदंशस्यानिरूपणात् ।**
**नामरूपे न तस्यांशौ तयोरद्याप्यनुद्भवात् ॥२२॥**

સત્‌ના અવયવની[૨૫] શંકા કરવી યોગ્ય નથી; કારણ કે તે સત્‌ના અંશ અવયવનુ ક્યાંય પણ નિરૂપણ કરવામા[૨૬] આવતું નથી. નામ અને રૂપ એ બે સત્‌ના અંશ નથી; કેમકે તે નામરૂપ બન્નેની સૃષ્ટિથી પૂર્વકાળમા હજી ઉત્પત્તિ પણ થયેલી હોતી નથી.

૨૫. સત્ જો સાવયવ હોય તો વિનાશી અને જડ થઈ જાય; કારણ કે સાવયવ પદાર્થ ક્યાંય પણ નિત્ય હોઈ શકતો નથી અને સત્‌નો નાશ કહેવો એ વ્યાઘાત

હોય છે તેથી સત્ નિરંશ (નિરવયવ) છે, માટે સતના અંશ નથી, તે અખંડ છે.

૨૬ શ્રુતિઓમાં સત્‌નું રૂપરહિતપણું કથન કરેલું છે જેમકે अस्थूल अनण्वह्रस्वमदीर्घम ॥ સતચિતઆનંદ એ બ્રહ્મનું સ્વરૂપ છે. એ ત્રણુ નામથી બ્રહ્મના અવયવોનુ બોધન કરાતુ નથી, તેમ તે બ્રહ્મના ભિન્ન ભિન્ન ગુણો પણુ નથી તેમ હોય તો બ્રહ્મનુ બ્રહ્મપણું મટી જાય, તેથી જ સતચિતઆનંદના યથાર્થ અનુભવ માટે નિષેધમુખ પ્રક્રિયા લેવાય છે. તે આ પ્રમાણે સત=જે અસત્ ન હોય તે (અસતથી વિલક્ષણુ), ચિત્-જે જડ ન હોય તે (જડથી વિલક્ષણુ), આનંદ=જે દુખરૂપ ન હોય તે (દુ ખથી વિલક્ષણુ) અસત્-જડ-દુ ખનો સર્વને અનુભવ છે, એવુ જેમા ન હોય તે બ્રહ્મ, એ રીતે બ્રહ્માનુભવ આવે છે માટે સતમા સ્વગત ભેદ થતો નથી

ઉત્પત્તિ પહેલા નામરૂપના અભાવનુ કથન

**नामरूपोद्भवस्यैव सृष्टित्वात्सृष्टितः पुरा ।**
**न तयोरुद्भवस्तस्मान्निरंशं सद्यथा वियत् ॥ २३ ॥**

નામ તથા રૂપની જે ઉત્પત્તિ થવી તેનું નામ જ સૃષ્ટિ, એટલે પછી સૃષ્ટિથી પૂર્વે તે નામરૂપનો ઉદ્ભવ-જન્મ જ નથી. તેથી જેમ આકાશ નિરંશ -અંશરહિત છે, તેમ સત્-બ્રહ્મ નિરંશ[૨૭]- અવયવરહિત છે એમ સિદ્ધ થયુ.

૨૭. અહી એવુ અનુમાન થઈ શકે છે કે, સદ્-વસ્તુ, સ્વગતભેદશૂન્ય હોવી જોઈએ. કારણુ કે તે નિરવયવ છે. જે જે નિરવયવ હોય તે સ્વગતભેદરહિત હોય છે, જેમકે આકાશ આ સદ્‌વસ્તુ તેવી જ (નિરંશ) છે, માટે સ્વગતભેદરહિત છે. જેમ આકાશના ઘટ મઠાદિક ઉપાધિ સબંધથી ભેદ પ્રતીત થાય છે, તેમ આ સદ્‌વસ્તુના પણુ નામરૂપાદિક ઉપાધિકૃત જ ભેદ ભાસે છે. વાસ્તવ સ્વભાવસિદ્ધ-ભેદ ભાસતો નથી.

સજાતીય ભેદના નિષેધ માટે સતથી વિલક્ષણુ બીજા સતનો અભાવ છે એમ કહે છે

**सदंतरं सजातीयं न वैलक्षण्यवर्जनात् ।**
**नामरूपोपाधिभेदं विना नैव सतो भिदा ॥२४॥**

સતનુ સજાતીય[૨૮] સતથી ભિન્ન બીજું સત્ છે જ નહિ; કારણુ કે સતની વિલક્ષણુતાનો અભાવ છે; અર્થાત્ સતમાં નાનાત્વ-અનેકપણાના અભાવ ને લીધે સતનુ સમાન જાતિવાળુ અન્ય સત્ સંભવે જ નહિ. નામ અને રૂપ એ બે ઉપાધિના ભેદ વિના સતનો ભેદ હોય જ નહિ

૨૮ સદ્‌વસ્તુ અનેક કોઈ શકે નહિ. કેમકે વાસ્તવિક અનેક સત્ કહીએ તો અદ્વૈત શ્રુતિનો વિરોધ આવે. તેમ જ વાસ્તવિક અનેક સત્ જો પરિચ્છિન્ન હોય તો ત્રણુ પ્રકારના પરિચ્છેદવાળાં થવાથી તેમા અનત્પણું પ્રાપ્ત થશે અને વ્યાપક માનીએ તો વ્યાપક વસ્તુ અનેક હોઈ શકે નહિ, જેમ આકાશ ઉપાધિથી અનેક સત્ કહેવાય છે એમ માનીએ, તો ઉપાધિ સાચી નથી એટલે વાસ્તવિક ભેદ થઈ શકે નહિ અને હજી નામરૂપ વગેરે કોઈ પણુ ઉપાધિની ઉત્પત્તિ જ થઈ નથી, કારણુ કે અહી જે સતની વાત કરે છે. તે જગતની ઉત્પત્તિ પહેલાં કેવું હતુ તે બતાવે છે. એટલે જેમ આકાશ, ઘટ, મઠ વગેરે ઉપાધિથી ઘટાકાશ મઠાકાશ વગેરે કહેવાય છે, પણુ વાસ્તવમાં આકાશનું સજાતીય બીજું આકાશ છે નહિ, તેમ પદાર્થોની ઉપાધિથી સત્તા અનેક હોય એમ ભાસે છે; પરંતુ વાસ્તવિક સતનું બીજુ સજાતીય સત્ નથી તેથી સજાતીય ભેદ બને નહિ.

હવે વિજાતીય ભેદનુ નિવારણુ કરે છે:

**विजातीयमसत्तत्तु न खल्वस्तीति गम्यते ।**
**नास्यातः प्रतियोगित्वं विजातीयाद्भिदा कुतः ॥२५**

સતનું વિજાતીય અસત્ થશે. તે અસત્ છે એવી રીતે નિશ્ચયપૂર્વક જણાતું નથી, તેથી અસતનુ પ્રતિયોગીપણુ[૨૯] થઈ શકતું નથી, તો પછી સતનો વિજાતીય વિપરીત જાતિવાળી વસ્તુથી ભેદ કેવી રીતે સભવી શકે? કોઈ પણુ રીતે સભવે નહિ.

૨૯. પ્રતિયોગી=જે વસ્તુનો અભાવ હોય તે વસ્તુને અભાવનો પ્રતિયોગી કહે છે. જેનું કાંઈ સ્વરૂપ જ ન હોય, તે પ્રતિયોગી થઈ શકે નહિ. અહી સતથી વિજાતીય (વિલક્ષણુ) અસત છે અને અસત્ એટલે સસલાના શિગડા જેવુ. ત્રણુ કાળમા જેનું સ્વરૂપ હોય જ નહિ તે હવે જેનુ કાંઈ સ્વરૂપ જ નથી એવું અસત્. સતનુ પ્રતિયોગી થઈને સતમાં વિજાતીય ભેદ કેમ ઉત્પન્ન કરી શકે? અહી અસત્ શબ્દથી માયા અને તેનુ કાર્ય પ્રપંચ (જગત) લઈએ તોપણુ સતનો વિજાતીય ભેદ થતો નથી, કારણુ કે માયા અને તેના કાર્યનો બાધ થાય છે, તેથી તેમનુ સ્વરૂપ સ્વપ્નના પદાર્થોની પેઠે નિસ્તત્ત્વ છે, માટે એથી પણુ વિજાતીય ભેદની સિદ્ધિ થતી નથી.

કેવળ અનુમાન ઉપર જ દૃષ્ટિ રાખીને નિરાત્મતા[36] એટલે આત્માના અસત્યપણાનો નિશ્ચય કરી બેઠા છે.

૩૬. વસ્તુમાત્ર પૂર્વોત્તર કાળમાં છે નહિ, તો પછી વર્તમાનમાં પણ નિરાત્મક શૂન્ય જ છે, એમ તેઓ માને છે.

અસદ્વાદમા વિકલ્પપૂર્વક દૂષણો દર્શાવે છે :

**शून्यमासीदिति ब्रूषे सद्योगं वा सदात्मताम् ।**
**शून्यस्य न तु तद्युक्तमुभयं व्याहतत्वतः ॥३२॥**

'શૂન્ય હતું' એમ જે તમે કહો છો તેમાં શૂન્યની સત્તા હતી, એમ અભિપ્રાય છે, કે શૂન્ય સદ્રૂપ હતું એમ કહેવા ધારેલુ છે? આ બન્ને શૂન્યમાં ઘટી શકશે નહિ; કારણ કે વ્યાઘાતાદિક[37] દોષો આવે છે.

૩૭. અસત્ એટલે શૂન્ય આસીત્–હતુ. આ બોલવુ જ વ્યાહત છે, કેમકે જે અસત્ છે તે હોઈ શકે નહિ. અને જે 'હતુ' એમ કહેવાય તેને અસત્ કહી શકાય નહિ, અર્થાત્ અસત્–શૂન્ય–ને સત્તાજાતિનો યોગ થઈ શકે નહિ, તો પછી સદ્રૂપતા તો દૂર જ રહી

વ્યાઘાતપણું દૃષ્ટાંતપૂર્વક સ્પષ્ટ કરે છે.

**न युक्तस्तमसा सूर्यो नापि चासौ तमोमयः ।**
**सच्छून्ययोर्विरोधित्वाच्छून्यमासीत्कथं वद ॥३३॥**

સૂર્ય અને અંધકાર એ બેનો સંબંધ હોય જ નહિ, તેમ તે તમોમય પણ હોય નહિ; કારણ કે સૂર્ય અને તમને વિરોધીપણું છે. એવી રીતે અહીં પણ સત્ અને શૂન્યને વિરોધીપણુ છે, તેથી 'શૂન્ય હતું' એમ કેમ કહી શકાય?

જો સત્મા શૂન્યનો સદ્ભાવ ન હોય, તો તેમા આકાશાદિનો પણ સદ્ભાવ ન હોવો જોઈએ એવી પૂર્વપક્ષીની શંકાનુ સમાધાન કરે છે

**वियदादेर्नामरूपे मायया सुविकल्पिते ।**
**शून्यस्य नामरूपे च तथा चेज्जीव्यतां चिरम् ॥३४॥**

વિયત્ આદિકના નામરૂપ માયાએ કલ્પેલાં છે, અને જો કદી શૂન્યનાં પણ નામરૂપ સદ્વસ્તુમાં માયાએ કલ્પિત છે એમ તારું કહેવું હોય, તો ચિરંજીવ[38] સો વર્ષનો થા.

૩૮. અધિષ્ઠાનરૂપ સદ્વસ્તુમાં માયા વડે નામરૂપ સઘળો પ્રપંચ કલ્પાયેલો છે એમ વેદાંતમા માનેલું છે હવે જો શૂન્યવાદી શૂન્યના નામરૂપ પણ સદ્વસ્તુમાં કલ્પિત છે એમ માને, તો પોતાના વિરોધી સિદ્ધાંતનો અંગીકાર કર્યો કહેવાય, એથી સિદ્ધાંતી મશ્કરી સાથે આશીર્વાદ આપે છે કે સો વર્ષનો થા

શૂન્યના નામરૂપ કલ્પિત છે, તો પછી સત્ના નામરૂપ કલ્પિત કેમ નહિ? એવી શંકાનું સમાધાન કરે છે :

**सतोऽपि नामरूपे द्वे कल्पिते चेत्तदा वद ।**
**कुत्रेति निरधिष्ठानो न भ्रमः क्वचिदीक्ष्यते ॥३५॥**

સત્નાં નામરૂપ કલ્પિત છે[39] એમ જો તમે કહો, તો એ નામરૂપ કયા અધિષ્ઠાનમા કલ્પેલાં છે તે કહો; કારણ કે અધિષ્ઠાન વગર ભ્રાંતિ થઈ શકતી નથી.

૩૯. અહીં આ પ્રમાણે વિચાર થઈ શકે :

સત્ના નામરૂપ સત્માં કલ્પિત છે, કે અસત્મા? અથવા જગતમા? સત્મા કલ્પિત છે એમ કહીએ તો તે અસંભવિત છે; કારણ કે પોતાની ભ્રાંતિ પોતામા થઈ શકે નહિ, અર્થાત્ પોતે પોતાનું અધિષ્ઠાન થઈ શકે નહિ જો અસતને અધિષ્ઠાન તરીકે સ્વીકારીએ તો તે પણ શક્ય નથી, કારણ કે અસત્ (નિરાત્મકતા) કોઈનું અધિષ્ઠાન થઈ શકે નહિ હવે ત્રીજો પક્ષ જગત વિષે સત્ના નામરૂપ કલ્પિત છે એ લઈએ, તો જે સત્થી ઉત્પન્ન થયેલુ છે તે જગત સત્ના નામરૂપનુ અધિષ્ઠાન થઈ શકે નહિ અને અધિષ્ઠાન વગર ભ્રમ સિદ્ધ થતો નથી, માટે નિરંશ સત્ વસ્તુ વિષે આવી શંકા યોગ્ય નથી.

'શૂન્ય હતુ' એ કહેવુ જેમ યોગ્ય નથી, તેમ 'સત્ હતુ' એમ કહેવું પણ યોગ્ય નથી, એમ શંકાપૂર્વક સમાધાન કરે છે

**सदासीदिति शब्दार्थभेदे वैगुण्यमापतेत् ।**
**अभेदे पुनरुक्तिः स्यान्मैवं लोके तथेक्षणात् ॥३६॥**

'સત્ હતું' આ બે શબ્દોનો અર્થ જુદો હોય તો બે સત્ થવાથી અદ્વૈત સિદ્ધાંતની હાનિ થશે. બન્ને પદનો અર્થ એક જ છે એમ માનો તો એક જ અર્થને કહેવા માટે બે શબ્દો વાપરવારૂપી પુનરુક્તિદોષ આવે છે? અહીં એક જ અર્થમાં બે શબ્દો વપરાયેલા હોવા છતા પુનરુક્તિદોષની શંકા ન કરવી; કારણ કે લોકમાં એવા પ્રયોગો જોવામાં આવે છે.

લોકમા એવા પ્રયોગોમા પુનરુક્તિદોષ ક્યાં નથી ગણવામાં આવતો તે કહે છે :

**कर्तव्यं कुरुते वाक्यं ब्रूते धार्यस्य धारणम् ।**
**इत्यादिवासनाविष्टं प्रत्यासीत्सदितीरणम् ॥२७॥**

કર્તવ્ય[૪૦] કરે છે, વાક્ય બોલે છે અને ધારણ કરવા યોગ્ય વસ્તુનું ધારણ (કરે છે). એવા પ્રકારની વાસના(ટેવ)વાળાં જેનાં અંતઃકરણ હોય, તેવા પુરુષોને ઉદ્દેશીને 'સત્ હતું' એમ નિર્દેશ કરવામાં શ્રુતિનું તાત્પર્ય છે.

૪૦. 'કર્તવ્ય કરે છે' આદિ કર્તવ્યનો તથા કરવાનો ક્રિયારૂપ અંશ કંઈ ભિન્ન નથી અને પદ બે વાપરેલાં છે. તથાપિ તે પુનરુક્તિદોષ દુષ્ટ ન કહેવાય. કારણ કે લોક એવા પ્રકારની વાસનાથી પરિચિત છે એટલે એમ પ્રયોગ કરાય છે. તદ્વત્ અહીં પણ 'સત્' -ત્રિકાળમાં અબાધ્ય જે વસ્તુ તે- 'હતું' એમ કહેવામાં કંઈ પુનરુક્તિ થતી નથી, કારણ કે પૂર્વોક્ત વાસનાના આવેશવાળાને એ પુનરુક્ત નથી પણ 'વાક્ય બોલે છે' એની પેઠે ઉક્ત અર્થને સુસંગત રીતે દર્શાવનાર પ્રયોગ છે.

'જગતની ઉત્પત્તિ પૂર્વે સત્ હતું' એમ કાળરહિત સદ્દમાં ભૂતકાળનો નિર્દેશ શા માટે કર્યો છે? એ શંકાનું સમાધાન:

**कालाभावे पुरेत्युक्तिः कालवासनया युतम् ।**
**शिष्यं प्रत्येव तेनात्र द्वितीयं न हि शंक्यते ॥२८॥**

સદ્દવસ્તુને વિષે કાળનો અભાવ છે, એટલે શ્રુતિમાં જે 'પૂર્વે હતું' એમ ભૂતકાળ નિર્દેશ કરેલો છે, તે કાળની વાસનાથી યુક્ત જેનું અંતઃકરણ છે એવા શિષ્યને ઉદ્દેશીને જ એમ કહેલું છે. તેથી 'સત્ હતું' એ પ્રયોગમાં દ્વૈતની શંકા કરવી નહિ.

વેદાંત-સિદ્ધાંતનું રહસ્ય ટૂંકમાં કહી બતાવે છે

**चोद्यं वा परिहारो वा क्रियतां द्वैतभाषया ।**
**अद्वैतभाषया चोद्यं नास्ति नापि तदुत्तरम् ॥२९॥**

શંકા અને સમાધાન દ્વૈતભાષા[૪૧] વડે ભલે કરો પણ અદ્વૈતભાષાથી[૪૨] તો શંકા કે સમાધાન કશું થઈ શકે તેવું નથી; અર્થાત્ વ્યવહારદશામાં શંકા અને ખુલાસો થઈ શકે છે, પરમાર્થતાથી તો અદ્વૈત જ છે.

૪૧. અજ્ઞાનીની દૃષ્ટિથી આરોપિત દ્વૈતને વિષય કરનારી જે ભાષા તે દ્વૈત ભાષા

૪૨. સકળ આરોપ સહિત મન, વાણી ઇત્યાદિકના અપવાદ-નિષેધ-દ્વારા નિર્ધર્મક બ્રહ્મસ્વરૂપની બોધક જે ભાષા તે અદ્વૈતભાષા. એ શંકા-સમાધાનાદિકનો વિષય જ નથી

પરમાર્થે દ્વૈતનો અભાવ છે, એ બાબતમાં સ્મૃતિનું પ્રમાણ દર્શાવે છે.

**तदा स्तिमितगंभीरं न तेजो न तमस्ततम् ।**
**अनाख्यमनभिव्यक्तं सत्किंचिदवशिष्यते ॥४०॥**

તે સમયે[૪૩] નિશ્ચળ, અચિંત્ય, પ્રકાશથી વિલક્ષણ, તેમ જ અંધકારથી વિલક્ષણ (અનાવરણ સ્વભાવવાળું), વાણીથી ન કહી શકાય એવું અને નેત્રાદિક ઇંદ્રિયોનો વિષય થઈ શકે નહિ એવું કાંઈક સદ્રૂપ (અભાવથી વિલક્ષણ સ્વરૂપવાળું) અવશેષ[૪૪] રહે છે.

૪૩ સૃષ્ટિના આરંભની પહેલાનો કાળ અથવા પ્રલયોત્તર કાળ અથવા તો પ્રબોધ કાળ અહીં લેવો.

૪૪. દ્વૈત નિષેધાવધિ રહે છે; કારણ કે વિવર્ત હમેશાં અધિષ્ઠાન જ્ઞાન પર્યંત જ હોય છે. જેમકે છીપનું ભાન થયું એટલે રજતવિવર્તનો અવધિ થઈ રહે છે, તેમ અધિષ્ઠાનભૂત બ્રહ્મના જ્ઞાનથી યાવદ્ દ્વૈતનો નિષેધ થઈ જાય છે.

ઉત્પત્તિવાળા હોવાથી પૃથ્વી ઇત્યાદિક અનિત્ય પદાર્થોનું અસત્ત્વ ભલે હો; પરંતુ નિત્ય[૪૫] આકાશનું અસત્ત્વ કેમ કબૂલ કરાય? એવી આશંકા કરે છે

**ननु भूम्यादिकं मा भूत्परमाण्वंतनाशतः ।**
**कथं ते वियतोऽसत्त्वं बुद्धिमारोहतीति चेत् ॥४१॥**

ભૂમિ આદિક પદાર્થો પરમાણુ પર્યંત નાશ પામે છે, તેથી તેઓનું અસત્ત્વ કદી હો, પણ આકાશનું અસત્ત્વ[૪૫] તમારી બુદ્ધિમાં કેમ આવી શકે છે?

૪૫. નૈયાયિકના મત પ્રમાણે આકાશ નિત્ય મનાય છે.

દૃષ્ટાંતનો આશ્રય લઈ પરિહાર આપે છે

**अत्यंतं निर्जगद्व्योम यथा ते बुद्धिमाश्रितम् ।**
**तथैव सन्निराकाशं कुतो नाश्रयते मतिम् ॥४२॥**

અત્યંત-તદ્દન-નિર્જગત એટલે જગન્માત્રથી રહિત એવું આકાશ જેમ તમારી બુદ્ધિમાં ઝટ લઈને ઊતરી ગયું, એવી રીતે આકાશરહિત સદ્-વસ્તુ તમારી બુદ્ધિમાં આરૂઢ કેમ થતી નથી?

તેના સંબંધમાં તાર્કિકનો પૂર્વપક્ષ અને સમાધાન

**निर्जगद्व्योम दृष्टं चेत्प्रकाशतमसी विना ।**
**क्व दृष्टं किं च ते पक्षे न प्रत्यक्षं वियत्खलु ॥४३॥**

કદી એમ કહો કે જગતથી રહિત એવું આકાશ તો દેખાય છે, તો કહો કે પ્રકાશ[46] અને અંધકાર સિવાય આકાશ ક્યાં દીઠું ? વળી તમારા પક્ષ(મત)મા આકાશ સર્વથા પ્રત્યક્ષ માનેલું નથી.

૪૬. પ્રકાશ અથવા અંધકાર દૃષ્ટિગોચર થાય છે તે સિવાય આકાશનુ કંઈ પણ સ્વરૂપ પ્રત્યક્ષ થતુ નથી, એટલે 'આકાશ દીઠું' એ બોલવુ સર્વથા અસંગત છે.

આકાશની પેઠે સદ્રૂપ બ્રહ્મ અપ્રત્યક્ષ નથી.

**सद्वस्तु शुद्धं त्वस्माभिर्निश्चितैरनुभूयते ।**
**तूष्णीं स्थितौ न शून्यत्वं शून्यबुद्धेश्च वर्जनात् ॥४४**

શુદ્ધ સદ્વસ્તુનો નિશ્ચિત રીતે આપણે અનુભવ[47] ગોચર કરી શકીએ છીએ. તૂષ્ણીં સ્થિતિ (મનની ચૂપ અવસ્થા)મા પણ શૂન્યપણું હોતું નથી, કારણ કે શૂન્ય બુદ્ધિનો અભાવ છે. અર્થાત્ શૂન્યતાનો[48] અનુભવ થતો નથી એટલે શૂન્યની પ્રતીતિ સંભવતી નથી.

૪૭ હું ચિત્ છું એમ સામાન્ય આકારથી સર્વને અનુભવજ્ઞાન થાય છે અને હુ સત્ છું, હુ આનંદ છું. આનુ જ્ઞાન તો માત્ર જ્ઞાનીને જ થાય છે.

૪૮. શૂન્યનુ જો જ્ઞાન થાય, તો શૂન્યનો જ્ઞાતા હોવાથી સર્વાભાવરૂપ શૂન્યતાની સિદ્ધિ ન થાય અને જો શૂન્યનુ જ્ઞાન ન થાય તો પછી સાક્ષીરહિત શૂન્ય માની કેમ શકાય ? તેથી તૂષ્ણીભાવરૂપ નિઃસ્ફુરણ દશામાં કંઈ પણ વસ્તુનુ જ્ઞાન નથી એટલે શૂન્યના જ્ઞાનનો પણ અભાવ હોવાથી તે કાળમા શૂન્ય પણ નથી એમ સિદ્ધ થયુ

તે વખતે શૂન્યના જ્ઞાનના અભાવની પેઠે સત્‌ના જ્ઞાનનો પણ અભાવ છે, એવી શંકા અને તેનું સમાધાન.

**सद्बुद्धिरपि चेन्नास्ति मास्त्वस्य स्वप्रभत्वतः ।**
**निर्मनस्कत्वसाक्षित्वात्सन्मात्रं सुगमं नृणाम् ॥४५**

સદ્વસ્તુનુ પણ જ્ઞાન હોતુ નથી એમ જો કહો તો ભલે ન હો; કારણ કે સદ્વસ્તુ તો સ્વપ્રભ (સ્વપ્રકાશ) છે એટલે તેના જ્ઞાનનો અભાવ કંઈ અનિષ્ટ નથી, પણ સંમત છે. નિર્મનસ્કત્વ (એટલે મનનો જેમાં પ્રવિલય હોય છે એવી સુષુપ્તિ આદિક) દશામાં સાક્ષીરૂપે માત્ર સદ્વસ્તુની પ્રતીતિ સર્વને સુગમ રીતે થાય છે, તેથી સદ્વસ્તુ સર્વાનુભવસિદ્ધ છે.

ઉપર સુષુપ્તિ આદિમા મનની ચૂપ અવસ્થાની પેઠે જગતની ઉત્પત્તિ પહેલા સત્ વસ્તુનો નિશ્ચય કરી શકાય છે એમ સૂચવે છે

**मनोजृंभणराहित्ये यथा साक्षी निराकुलः ।**
**मायाजृंभणतः पूर्वं सत्तथैव निराकुलम् ॥ ४६ ॥**

મનના સ્ફુરણથી રહિત સ્થિતિમાં સાક્ષી જેમ નિરાકુલ એટલે શુદ્ધ પ્રતીત થાય છે, એવી રીતે માયાના જૃંભણ (એટલે પ્રકટ થવું તે) પહેલા સત્ નિરાકુલ (શુદ્ધ) અનુભવગોચર કરી શકાય છે.

## માયાશક્તિનું વર્ણન

### માયાનુ લક્ષણ (અનિર્વચનીય) અને દ્વૈતનો અભાવ

હવે માયાનું લક્ષણ કહે છે

**निस्तत्त्वा कार्यगम्याऽस्य शक्तिर्मायाग्निशक्तिवत् ।**
**न हि शक्तिः क्वचित्कैश्चिद्बुध्यते कार्यतः पुरा ॥४७**

અગ્નિની શક્તિની પેઠે અધિષ્ઠાન સત્‌થી પૃથક્ સત્તા વિનાની[49] (નિસ્તત્ત્વા) અને પોતાના કાર્ય ઉપરથી જ્ઞાત થનારી એવી આ સત્ બ્રહ્મની શક્તિ એ જ માયા છે. કાર્યને જાણ્યા સિવાય કોઈ પણ ક્યાંય પણ આ શક્તિને જાણી શકતું નથી

૪૯ નિસ્તત્ત્વા એટલે સ્વતંત્ર તત્ત્વરૂપે ગણવાને અયોગ્ય, કારણ કે સ્વતંત્ર તત્ત્વ તો એક સત્ બ્રહ્મ જ છે અને કાર્યગમ્યા અર્થાત્ પહેલા પ્રકરણમા કહેલુ છે તે મુજબ કાર્યલિંગક અનુમાનથી જણાય એવી જ્યારે લોઢાનુ સાંનિધ્ય હોય ત્યારે આકર્ષણરૂપ કાર્ય ઉપરથી ચુંબકમા રહેલી આકર્ષણશક્તિનુ આપણને જ્ઞાન થાય છે તેમ આ શક્તિની બાબતમા છે

માયાને સ્વતંત્ર સત્તા નથી, એમ સિદ્ધ કરે છે:

**न सद्वस्तु सतः शक्तिर्न हि वह्नेः स्वशक्तिता ।**
**सद्विलक्षणतायां तु शक्तेः किं तत्त्वमुच्यताम् ॥४८**

જેમ અગ્નિની દાહકશક્તિ અગ્નિરૂપ નથી, તેમ સત્‌ની શક્તિ સદ્રૂપ નથી. જો શક્તિ સત્‌થી વિલક્ષણ છે એમ કહો, તો તે શક્તિનું સ્વરૂપ[50]

શું છે?

૫૦. બ્રહ્મસત્તાથી ભિન્ન સત્તારહિત માયાશક્તિ છે. જેમ અગ્નિમાં રહેલી દાહકશક્તિ અગ્નિથી અભિન્ન કહી શકાય નહિ. જો અભિન્ન કહીએ તો મણિ, મંત્ર અથવા ઔષધ વગેરે પ્રયોગોથી તે દાહકશક્તિનો પ્રતિબંધ થઈ શકે છે. તા. ૧૮-૧૦-૧૯૧૬, બુધવારને દિવસે મુંબઈમાં ચોપાટી પર કોઈ એક ફકીરે મંત્રનો પ્રયોગ કરીને ધીખતા અંગારામાં ઘણા માણસોને ચલાવ્યા હતા, છતાં કોઈ દાઝયુ ન હતું. એથી સિદ્ધ થાય છે કે, અગ્નિની શક્તિ અગ્નિરૂપ નથી: કારણ કે લાલચોળ અંગારા તો સર્વ કોઈ જોઈ શકતા હતા, એવી રીતે સત્‌ની શક્તિ સદ્રૂપ નથી; કારણ કે બ્રહ્મજ્ઞાનથી તેનો નિષેધ થાય છે. જે સદ્રૂપ હોય તેનો નિષેધ થઈ શકે નહિ આ શક્તિ નિસ્તત્ત્વરૂપ છે એમ કહેવા માટે આ પ્રશ્નો ઊભા કરેલા છે.

સત્ વિલક્ષણ આ શક્તિ શૂન્યરૂપ છે, એમ કોઈ કહે તો તેનું નિવારણ કરે છે:

**शून्यत्वमिति चेच्छून्यं मायाकार्यमितीरितम् ।**
**न शून्यं नापि सद्यादृक्तादृक्तत्त्वमिहेष्यताम् ॥४९**

શૂન્યપણું એ શક્તિનુ તત્ત્વ છે, એમ જો કહેશો તો શૂન્ય તો માયાનું કાર્ય છે એમ આગળ ૩૪મા શ્લોકમાં કહેવાઈ ગયું છે. ત્યારે આ શક્તિ શૂન્ય નથી તેમ જ સદ્રૂપ પણ નથી. માટે માયા જેવી છે તેવી[૫૧] (અનિવર્ચનીય) જાણો.

૫૧. માયાનું સ્વરૂપ સત્ત્વ અને અસત્ત્વ બન્નેથી વિલક્ષણ છે: તેથી તે અનિર્વચનીય છે. અનિર્વચનીય એટલે સદસદ્ વિલક્ષણ (સત્ અને અસત્ એ બેયથી વિલક્ષણ) મિથ્યા. માયાને જો સત્ કહે અને બ્રહ્મથી ભિન્ન માને તો અદ્વૈત શ્રુતિવિરોધ આવે. કદી બ્રહ્મથી અભિન્ન સત્ એવી માયા કહે તો શક્તિ અને શક્તિમાન એ બેને અભિન્ન માનવામાં ૪૭મા શ્લોકમાં કહેલો અસંભવ દોષ આવે છે, એટલું જ નહિ. પણ જ્ઞાનથી જેની નિવૃત્તિ થાય તેવું કંઈ રહ્યું નહિ ત્યારે કદી તે માયા અસત્ કહેશો તો તુચ્છરૂપ માયાને જગતનું કારણપણું સંભવી શકશે નહિ માટે સદસદ્ વિલક્ષણ એટલે ત્રણે કાળમાં અબાધ્ય જે સદ્ વસ્તુ બ્રહ્મ તેથી વિલક્ષણ અથવા બાધયોગ્ય (જેનો બાધ થઈ શકે એવી) અને અસત્(શૂન્ય)થી વિલક્ષણ (અર્થાત્ નિઃસ્વરૂપથી વિલક્ષણ સ્વરૂપવાળી) એટલે મિથ્યાત્વ નિશ્ચય યોગ્ય સ્વરૂપવાળી અનિવર્ચનીયા માયા છે, એમ સમજવું.

ઉપર પ્રદર્શિત કરેલા વિષયને શ્રુતિનું પ્રમાણ આપી વધારે સ્પષ્ટ કરે છે.

**नासदासीन्नो सदासीत्तदानीं किंत्वभूत्तमः ।**
**सद्योगात्तमसः सत्त्वं न स्वतस्तन्निषेधनात् ॥५०॥**

તે સમયે (સૃષ્ટિથી પૂર્વકાળમા) અસત્ નહોતું તેમ સત પણ નહોતું, પણ તમઃપદવાચ્ય[૫૨] માયા હતી. સત્‌ના યોગથી એટલે કલ્પિત તાદાત્મ્ય સંબંધથી[૫૩] તમઃપદવાચ્ય માયાનું સત્ત્વ કહેલુ છે. કંઈ સ્વતઃ માયાનું સત્ત્વ કહેલુ નથી; કારણ કે માયાના સત્ત્વનો તો નિષેધ કરેલો છે; એટલે માયામા સ્વતઃ સત્ત્વ નથી.

૫૨. तम आसीत्तमसागूढमग्र। (ઋ. સં. ૮૭-૧૭-૧) એ શ્રુતિમાં એમ જણાવ્યુ કે તમ હતુ અને તે તમ વડે કરીને પ્રથમત ગૂઢ એટલે આચ્છાદિત હતુ; અર્થાત્ આવરક માયાનો નિર્દેશ કર્યો છે.

૫૩. બ્રહ્મ અને માયા તથા તેના કાર્યનો કલ્પિત તાદાત્મ્ય સંબધ છે, તે સિવાય બીજો સંબધ કહી શકાય તેમ નથી આકાશ અને તેમા ભાસતી નીલતા-(કાળાશ)નો જેમ તાદાત્મ્ય સંબધ છે, તેવો અહીં બ્રહ્મ તથા માયા અને તેના કાર્યનો સમજવો, તે આધ્યાસિક (કલ્પિત) તાદાત્મ્ય સંબધ કહેવાય છે, એને વેદાન્તમાં અનિર્વચનીય તાદાત્મ્ય સંબંધ પણ કહે છે.

ફલિત અર્થ ટૂંકમાં કહી બતાવે છે.

**अत एव द्वितीयत्वं शून्यवन्न हि गण्यते ।**
**न लोके चैत्रतच्छक्त्योर्जीवितं लिख्यते पृथक् ॥**

માયાનું સ્વતઃ સત્ત્વ નથી તેથી જ શૂન્યની પેઠે માયાનુ પણ દ્વિતીયત્વ એટલે બીજાપણું જણાતું નથી, જેમ લોકમાં ક્યાંય ચૈત્ર (નામનો પુરુષ) અને તેની શક્તિ પૃથક્ ગણાતી નથી.

શક્તિની અધિકતાથી વેતન અધિક મળે છે, માટે શક્તિનું પણ પૃથક વેતન સ્વીકારવું જોઈએ તેના જવાબમાં કહે છે:

**शक्त्याधिक्ये जीवितं चेद्वर्धते तत्र वृद्धिकृत् ।**
**न शक्तिः किंतु तत्कार्यं युद्धकृष्यादिकं तथा ॥५२**

શક્તિનું અધિકપણું હોય તો આજીવિકા વધે છે એમ કહેતા હો, તો ત્યાં તેની વૃદ્ધિ કરનાર શક્તિ નથી, પણ તે શક્તિનાં કાર્ય યુદ્ધ,

કૃષિ (ખેતી) વગેરે છે, તે જીવિત–વૃદ્ધિનાં કારણ છે.

શક્તિ અને શક્તિના કાર્ય બ્રહ્મથી ભિન્ન નથી :

**सर्वथा शक्तिमात्रस्य न पृथग्गणना क्वचित् ।**
**शक्तिकार्यं तु नैवास्ति द्वितीयं शंक्यते कथम् ॥५३॥**

સર્વથા શક્તિમાત્રની શક્તિમાનથી પૃથક્ ગણના ક્યાય પણ હોતી નથી અને શક્તિનાં કાર્ય જે આકાશાદિક તે તો હજી તે સમયે ઉત્પન્ન થયેલા નથી; એટલે તેથી પણ સત્‌ના અદ્વિતીયપણાની શંકા કેમ થઈ શકે ? સર્વથા નહિ.

બ્રહ્મના એક દેશમાં માયાશક્તિનું હોવું–વર્તવું

**न कृत्स्नब्रह्मवृत्तिः सा शक्तिः किंत्वेकदेशभाक् ।**
**घटशक्तिर्यथा भूमौ स्निग्धमृद्येव वर्तते ॥ ५४ ॥**

તે માયાશક્તિ બ્રહ્મસ્વરૂપમા સર્વત્ર રહેલ નથી, કિંતુ એક દેશમા[૫૪] વર્તનારી (રહેલ) છે. જેમકે ઘટશક્તિ (મૃત્તિકાનિષ્ઠ ઘટજનન સામર્થ્ય) માત્ર સ્નિગ્ધ મૃતિકા અર્થાત્ ચીકાશવાળી માટીમા જ હોય છે. કંઈ સઘળી ભૂમિમા નથી.

૫૪. બ્રહ્મમા એક દેશમાં માયા છે એમ કહો તો તે માયાની સ્થિતિને અર્થે બ્રહ્મમા દેશ–અવયવ–ની કલ્પના કરવી પડશે, ત્યારે તે દેશ જો વાસ્તવ માનો તો બ્રહ્મના નિરવયવપણાનો વ્યાકોપ થાય, એટલે વાસ્તવ તો માની શકાય જ નહિ માટે નિરવય બ્રહ્મમા દેશના અભાવથી એક દેશમા માયાની સ્થિતિ કહી તે સંભવે નહિ, તેને માટે ભાષ્યકારે 'अंशो नाना व्यपदेशात्' એ સૂત્રના ભાષ્યમા એમ કહેલું છે કે. अंश इव अंश એટલે અંશના જેવુ વાસ્તવિક અંશ નહિ, અર્થાત્ કલ્પિત અંશ માની નિર્વાહ કરવો

શક્તિના એકદેશવૃત્તિપણામા શ્રુતિનું પ્રમાણ આપે છે.

**पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्ति स्वयंप्रभः ।**
**इत्येकदेशवृत्तित्वं मायाया वदति श्रुतिः ॥ ५५ ॥**

એ પરમાત્માના કલ્પિત એક પાદમા (અર્થાત ચતુર્થાંશ સદેશ અવયવમા) આ સર્વ ભૂત એટલે સચરાચર જગત છે અને અવશિષ્ટ ત્રણ પાદ (એટલે ત્રણ ચતુર્થાંશવત્ કલ્પિત જે અંશ તે) તો સ્વપ્રકાશરૂપે અવસ્થિત છે, એવી રીતે માયાનુ એકદેશવર્તીપણું શ્રુતિ કહે છે.

માત્ર શ્રુતિ જ નહિ; સ્મૃતિ પણ તેમ જ કહે છે:

**विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ।**
**इति कृष्णोऽर्जुनायाह जगतस्त्वेकदेशताम् ॥५६॥**

હે અર્જુન ! હું (એટલે અસ્મત્પ્રત્યય–ગોચર પરમાત્મા) આ સઘળા જગતમાં એક અંશમાત્ર–એક દેશ વડે વ્યાપીને રહેલો છું, એમ અર્જુન પ્રતિ શ્રીકૃષ્ણે જગતને બ્રહ્મની એકદેશતા સ્પષ્ટ[૫૫] કહેલી છે.

૫૫. ગીતાના દશમા અધ્યાયના ૪૨મા શ્લોકમા

બ્રહ્મનુ સ્વરૂપ માયાના સંબધથી રહિત છે, એમાં પ્રમાણ કહે છે :

**स भूमिं विश्वतो वृत्वा ह्यत्यतिष्ठद्दशांगुलम् ।**
**विकारावर्ति चात्रास्ति श्रुतिसूत्रकृतोर्वचः ॥५७॥**

તે પરમાત્મા આ ભૂમિને[૫૬] પરિતઃ વ્યાપ્ત થઈને દશાંગુલરૂપે સ્થિતિ પામી રહેલા છે એમ શ્રુતિ કહે છે, તેમ જ ભગવાન બ્રહ્મસૂત્રકાર પણ 'विकारावर्ति च तथाहि स्थित्तिमाह' (ब्र. ४–४–१९) વિકારમાં નહિ વર્તનારું બ્રહ્મસ્વરૂપ છે; કારણ કે બ્રહ્મની ઉભયવિધ–બન્ને રીતે સ્થિતિ શ્રુતિમાં કહેલી છે; 'पादोस्य विश्वाभूतानि त्रिपादस्यामृतं दिवि' એમ શ્રુતિ અને સૂત્રકાર બન્ને કહે છે.

૫૬. આ સ્થળે ભૂમિ શબ્દે કરીને ભૂમ્યુપલક્ષિત સકળ પ્રપંચનું ગ્રહણ કરી લેવું અને દશાંગુલ કથન છે તે ઉપચાર એટલે લક્ષણાવૃત્તિથી સર્વ પ્રપંચથી અતિરિક્તપણાનુ બોધન કરે છે.

બ્રહ્મના એક દેશમા માયા અને તેનું કાર્ય જગત હોય તો બ્રહ્મ નિરવય કેમ રહી શકે ? આ શંકાનો ઉત્તર.

**निरंशेऽप्यंशमारोप्य कृत्स्नेंऽशे वेति पृच्छतः ।**
**तद्भाषयोत्तरं ब्रूते श्रुतिः श्रोतृहितैषिणी ॥ ५८ ॥**

વાસ્તવિક અંશ રહિત સદ્વસ્તુને વિષે અંશનો આરોપ કરીને 'સકળ બ્રહ્મમા માયાશક્તિ રહી છે કે બ્રહ્મના એક દેશમાં ?' એમ પૂછનારા પ્રતિ, શ્રોતાનું હિત ચાહનારી[૫૭] શ્રુતિ તે જ ભાષાથી તેનો ઉત્તર આપે છે.

૫૭. નાના બાળકની માતા અનેક કલ્પના કરીને બાળકને વિનોદ આપે છે તેમ 'માયા છે' એવી બુદ્ધિવાળા મંદાધિકારીઓની માતૃતુલ્ય એવી શ્રુતિ, દેશ-

રહિત બ્રહ્મમાં પણ દેશકલ્પના કરીને ઉત્તર આપી સમજાવે છે. તેથી શ્રુતિને શ્રોતૃહિતૈષિણી એનું વિશેષણ આપેલું છે માયાની સ્થિતિને અર્થે કલ્પિત દેશનો અંગીકાર કરવામાં તે દેશ માયારૂપ જ કહેવો જોઈએ.

### શક્તિનિરૂપણનું પ્રયોજન અને તેના કાર્યનું વર્ણન

**सत्तत्त्वमाश्रिता शक्तिः कल्पयेत्सति विक्रियाः ।**
**वर्णा भित्तिगता भित्तौ चित्रं नानाविधं यथा ॥५९**

બ્રહ્મસ્વરૂપનો આશ્રય કરીને રહેલી માયા-શક્તિ સદ્વસ્તુને વિષે વિવિધ પ્રકારની ક્રિયા એટલે કાર્યવિશેષને કલ્પે છે. જેમ ભીતનો આશ્રય કરીને રહેલા રાતા, પીળા વગેરે વર્ણો (રંગો) ભીતને વિષે નાના પ્રકારનાં ચિત્રો દર્શાવે છે.

### સત્ અને આકાશનો વિવેક

માયાનો પ્રથમ વિકાર

**आद्यो विकार आकाशः सोऽवकाशस्वरूपवान् ।**
**आकाशोऽस्तीति सत्तत्त्वमाकाशेऽप्यनुगच्छति ॥**

તેનો પહેલો વિકાર આકાશ છે અને તે અવકાશ[૫૮]–સ્વરૂપ છે. આકાશ અસ્તિ–'છે' એમ કહેવાય છે એટલે આકાશમાં પણ સત્તત્વ અસ્તિત્વ રૂપે અનુગત થાય છે, અર્થાત્ આકાશ બ્રહ્મનું કાર્ય છે, એમ હેતુ સિદ્ધ થાય છે.

૫૮. સ્થિતિ–(રહેવું), પ્રસરણ (ફેલાવું), ઇત્યાદિ ક્રિયાઓને અનુકૂળ જે પદાર્થ તેનું નામ જ અવકાશ. એ અવકાશ એ જ આકાશનું સ્વરૂપ છે.

આકાશમાં સત્તત્ત્વની અનુવૃત્તિથી શું થયું તે વર્ણવી બતાવે છે:

**एकस्वभावं सत्तत्त्वमाकाशो द्विस्वभावकः ।**
**नावकाशः सति व्योम्नि स चैषोऽपि द्वयं स्थितम् ॥**

સત્તત્વ એક સ્વભાવ છે અને આકાશ દ્વિસ્વભાવ થયું, કેમકે સદ્વસ્તુમાં અવકાશ[૫૯] નથી. પરંતુ સત્સ્વભાવ જ છે અને આકાશને વિષે તો અવકાશ તથા સત્સ્વભાવ બન્ને છે.

૫૯. तदेतदनतरमवाह्यमेकात्मप्रत्ययसारं । (માડૂક્ય) ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મને વિશે અવકાશનો પ્રતિષેધ સૂચવ્યો છે.

સત્નું એક સ્વભાવત્વ અને આકાશનું દ્વિસ્વભાવત્વ બીજી રીતે સિદ્ધ કરે છે

**यद्वा प्रतिध्वनिर्व्योम्नो गुणो नासौ सतीक्ष्यते ।**
**व्योम्नि द्वौ सद्ध्वनी तेन सदेकं द्विगुणं वियत् ॥**

અથવા પ્રતિધ્વનિ આકાશનો ગુણ છે એમ આગળ કહેલું છે. એ પ્રતિધ્વનિ ગુણ સદ્વસ્તુમાં જણાતો નથી અને આકાશમાં તો સત્સ્વભાવ અને તે ધ્વનિ બન્ને જણાય છે, થાય છે, તેથી એમ સિદ્ધ થયું કે, સદ્વસ્તુ એકસ્વભાવ છે અને આકાશ દ્વિસ્વભાવ છે.

આકાશ સત્નું કાર્ય છે, ત્યારે 'આકાશની સત્તા' એમ વ્યવહારમાં કહેવાય છે તેમાં સત્ આકાશનો ધર્મ હોય એમ ભાસે છે, એ કેમ ઘટે? સમાધાન આપે છે:

**या शक्तिः कल्पयेद्व्योम सा सद्व्योम्नोरभिन्नताम् ।**
**आपाद्य धर्मधर्मित्वं व्यत्ययेनावकल्पयेत् ॥ ६३ ॥**

જે માયાશક્તિ સદ્વસ્તુને વિષે આકાશની કલ્પના કરે છે, તે શક્તિ પહેલાં સત્ અને આકાશ-નો અભેદ કલ્પીને પછી તે બન્નેના ધર્મધર્મી-ભાવ[૬૦] ઉલટાવીને કલ્પે છે, તેથી 'આકાશની સત્તા' એવું ભાન થાય છે.

૬૦. 'આકાશની સત્તા' આમાં આકાશ ધર્મી છે અને આકાશનો સત્તારૂપ ધર્મ કહ્યો છે. વસ્તુગત્યા તો આકાશ સત્નો ધર્મ છે અને આ તેથી વિપરીત કથન છે, એ વિપરીતતા અવિદ્યાને આભારી છે.

માયાએ વિપરીતપણું કેમ કલ્પ્યું તે કહે છે:

**सतो व्योमत्वमापन्नं व्योम्नः सत्तां तु लौकिकाः ।**
**तार्किकाश्चावगच्छन्ति मायाया उचितं हि तत् ॥६४**

સદ્વસ્તુને આકાશરૂપતા પ્રાપ્ત થઈ છે. પરંતુ લોકમાં તેમ જ ન્યાયશાસ્ત્રવાળા આકાશની સત્તા છે, એમ જાણે છે. આવી વિપરીતતાનું હેતુ[૬૧] પણું માયામાં ઉચિત જ છે.

૬૧. માયાને વિષે વિપરીત દેખાવનું હેતુપણું દૂષણ નથી; કારણ કે માયા અનિર્વચનીયા અર્થાત્ અઘટઘટનાપટીયસી છે. અસંભવનો પણ સંભવ કરી બતાવે એવી વિચિત્ર છે.

માયાનું વિપરીત પ્રતીતિનું હેતુપણું લૌકિક યુક્તિ દર્શાવી સ્પષ્ટ કરે છે

**यद्यथा वर्तते तस्य तथात्वं भाति मानतः ।**
**अन्यथात्वं भ्रमेणेति न्यायोऽयं सार्वलौकिकः ॥६५**

જે વસ્તુ જેવા પ્રકારે સ્થિત છે, તેવા પ્રકારે તે વસ્તુનું યથાર્થ સ્વરૂપ પ્રત્યક્ષાદિક પ્રમાણ વડે જણાય છે અને તે વસ્તુનું અન્યથાપણું અર્થાત્ જે પ્રકારે છે તેનાથી વિલક્ષણરૂપ[62] ભ્રાંતિ વડે ભાસે છે. આ ન્યાય (સિદ્ધાંત) તો સર્વ લોકમાં પ્રસિદ્ધ છે.

૬૨. જેમકે શુક્તિનું શુક્તિરૂપે જ્ઞાન તો પ્રત્યક્ષ પ્રમાણથી થાય છે અને તેનું અન્યથાપણું એટલે રજતરૂપે જ્ઞાન ભ્રમથી થાય છે.

એમ ભ્રાંતિથી વિપરીત જ્ઞાન દર્શાવીને તે વિપરીત જ્ઞાનની નિવૃત્તિનો ઉપાય કહે છે:

**एवं श्रुतिविचारात्प्राग्यथा यद्वस्तु भासते ।**
**विचारेण विपर्येति ततस्तच्चिन्त्यतां वियत् ॥ ६६ ॥**

ઉપરના ૬૩, ૬૪ અને ૬૫મા શ્લોકમાં કહ્યા પ્રમાણે શ્રુતિના અર્થનો વિચાર કર્યા પહેલાં જે સદ્રૂપબ્રહ્મ ગગનાદિરૂપે પ્રતીત થાય છે, તે વિચાર (શ્રુત્યર્થનું પર્યાલોચન) કરવાથી વિપરીત થઈ જાય છે; અર્થાત્ ગગનાદિ ભાવનો ત્યાગ કરી સદ્રૂપ બ્રહ્મ જ પ્રતીત થાય છે; માટે આકાશનો પણ તે પ્રમાણે વિચાર કરીને વિવેક કરી લેવો.

વિયત્‌નું સ્વરૂપ સ્પષ્ટ કરી બતાવે છે:

**भिन्ने वियत्सती शब्दभेदाद्बुद्धेश्च भेदतः ।**
**वाय्वादिष्वनुवृत्तं सद्यत्तु व्योमेति भेदधीः ॥६७**

આકાશ અને સત્ બન્ને ભિન્ન છે, કારણ કે બન્નેના વાચક શબ્દો ભિન્નભિન્ન છે અને બુદ્ધિનો એટલે જ્ઞાનનો પણ ભેદ[63] છે, કેમકે વાયુ આદિક ચારે ભૂત વિષે વાયુ છે, તે જ છે એવી રીતે સત્ સર્વત્ર અનુગત પ્રતીત થાય છે અને આકાશ એવી રીતે અનુવૃત્ત જણાતું નથી. આ પ્રકારનું જે જ્ઞાન તે ભેદજ્ઞાન, અર્થાત્ જ્ઞાનની ભિન્નતા જણાય છે તેથી પણ સત્ અને આકાશ ભિન્ન છે, એમ સિદ્ધ થાય છે.

૬૩. શંકા: પ્રથમ પ્રકરણના શ્લોક ૩–૭ માં જ્ઞાનનો અભેદ પ્રતિપાદિત કર્યો અને અહીં જ્ઞાનનો ભેદ સિદ્ધ કરાય છે, તેથી પૂર્વાપર ગ્રંથનો વિરોધ આવશે. સમાધાન: પ્રથમ પ્રકરણમાં ચૈતન્યરૂપ જ્ઞાનનો અભેદ સિદ્ધ કરેલો છે અને અહીં તો બુદ્ધિની વૃત્તિરૂપ જ્ઞાનનો ભેદ માનીએ છીએ. તેથી કશો વિરોધ નથી.

સદ્રૂપ બ્રહ્મ ધર્મી છે અને આકાશ તેનો કલ્પિત ધર્મ છે. એ આકાશને સત્‌થી પૃથક્ વિચારતાં તેની સ્વતંત્ર સત્તા સંભવતી નથી:

**सद्वस्त्वधिकवृत्तित्वाद्धर्मि व्योम्नस्तु धर्मता ।**
**धिया सतः पृथक्कारे ब्रूहि व्योम किमात्मकम् ॥६८**

સદ્રૂપ બ્રહ્મ અધિક સ્થળે વ્યાપીને[64] રહેલ હોવાથી (સર્વવ્યાપક હોવાથી) ધર્મી ગણાય છે અને બ્રહ્મના બહુ જ થોડા ભાગમાં રહેવાથી આકાશનું કલ્પિત ધર્મપણું મનાય છે. હવે વિવેક વડે આકાશથી સત્‌ને પૃથક્ કરવાથી આકાશનું સ્વરૂપ શું રહે છે તે કહો, અર્થાત્ આકાશને સદ્રૂપ બ્રહ્મથી પૃથક્ કરવાથી તે અસત્ એટલે અભાવરૂપ થાય છે.

૬૪. આકાશનો ધર્મીભાવ—આશ્રયતા અને સત્‌નો ધર્મભાવ—આશ્રિતતા—અવિચારથી પ્રતીત થાય છે, એમ પ્રતિપાદન કર્યું, કેમકે અધિક વૃત્તિવાળું—વ્યાપક—આધાર—ધર્મી હોય છે, જેમ રજ્જુમાં સર્પ, પાણીનો રેલો, હાર, જમીનની તરડ વગેરે જુદાજુદા પુરુષોને જે ભ્રાંતિ થાય છે, તેમાં સર્વત્ર આ સર્પ, આ હાર એમ રજ્જુનો જે ઇદમંશ 'આ' છે તે બધામાં પ્રતીત થાય છે; તેથી તે ઇદમંશ અનુસ્યૂત હોવાથી વ્યાપક—આધાર તે ધર્મી છે અને ન્યૂનવૃત્તિ એટલે વાયુ વગેરેથી તેમ જ સત્‌થી વ્યભિચરિતરૂપે રહેનાર આકાશ વ્યાપ્ય એટલે આશ્રિત—ધર્મરૂપ છે. જે જે અધિક વૃત્તિવાળું હોય તે વ્યાપક કહેવાય અને ન્યૂન વૃત્તિવાળું હોય તે વ્યાપ્ય કહેવાય છે.

સત્‌થી પૃથક્ કરેલ આકાશના સ્વરૂપ વિષે શંકા–સમાધાન:

**अवकाशात्मकं तच्चेदसत्तदिति चिन्त्यताम् ।**
**भिन्नं सतोऽसच्च नेति वक्षि चेद्व्याहतिस्तव ॥६९**

(શંકા) સત્‌થી પૃથક્ કરેલું તે આકાશ અવકાશસ્વરૂપ છે. (સમાધાન) સત્‌થી ભિન્ન તે અવકાશ અસત્‌રૂપ જ છે એમ ચિંતન કરો.

સત્‌થી ભિન્ન છે અને અસત્ નથી એમ જો કહે, તો તમારા કથનમાં વ્યાઘાતદોષ આવે[65] છે.

૬૫. વ્યાઘાત: વાક્ય બોલતાં જ વિરોધ જણાય તે. જેમકે 'મારો પિતા બાળબ્રહ્મચારી છે,' 'મારી મા વાંઝણી છે.' 'મને જીભ છે કે નહિ' વગેરે સત્‌થી જુદું અને વળી અસત્ નથી એ કહેવામાં વિરોધ સ્પષ્ટ જણાય છે.

આકાશ અસત્ય હોય તો દેખાય છે કેમ?

**भातीति चेद्भातु नाम भूषणं मायिकस्य तत् ।**
**यदसद्भासमानं तन्मिथ्या स्वप्नगजादिवत् ॥७०॥**

જો કહો કે આકાશ ભાસે છે, તો તે ભલે ભાસો. એમ ભાસવું તે માયાના કાર્યનું ભૂષણ છે, દૂષણ નથી.

[ આકાશના ભાવનો મિથ્યાત્વથી અવિરોધ દેખાડવા મિથ્યા વસ્તુનું લક્ષણ તથા દૃષ્ટાંત કહી બતાવે છે. ]

જે વસ્તુ અસત્ (સ્વરૂપે અવિદ્યમાન) હોઈને ભાસમાન-પ્રતીત થાય છે, તે વસ્તુ સ્વપ્નમાં પ્રતીત થતા હાથીની પેઠે મિથ્યા[૬૬] છે એમ સમજવું.

૬૬. મિથ્યાનું લક્ષણ : જે અસત્ (સ્વરૂપથી અવિદ્યમાન) હોય અને ભાસમાન થાય તે મિથ્યા. જેમકે સ્વપ્નમાં દેખાતા હાથી વગેરે પદાર્થો.

મિથ્યાત્વનું સર્વસામાન્ય લક્ષણ :
૧ જે હોય ખોટું.
૨ સાચા જેવુ લાગે.
૩ તેનાથી વ્યવહાર થાય.
૪ બીજી દશામાં બાધ થાય.
૫ બાધ થાય છે માટે ખોટું છે.

આ રીત એક બ્રહ્મ સિવાય સર્વ સ્થળે લગાડી શકાય છે. સત્થી પૃથક્ કરેલ આકાશ છે ખોટું, છતાં સાચા જેવુ લાગે છે અને તેનાથી વ્યવહાર થાય છે, પરંતુ સત્ બ્રહ્મનો વિચાર કરતાં તે બાધિત થાય છે અને બાધ થાય છે માટે ખોટુ છે. આનું નામ મિથ્યાપણું.

અસત્=જે હોય નહિ અને જણાય પણ નહિ, જેમ સસલાના શિંગડાં.

મિથ્યા=જે હોય નહિ પણ જણાય ખરા, જેમ સ્વપ્નના હાથી-ઘોડા.

નિયમથી હમેશા સાથે જ પ્રતીત થાય એવાનો ભેદ ક્યાય જોવામા આવતો નથી. એવી શંકાનું સમાધાન:

**जातिव्यक्ती देहिदेहौ गुणद्रव्ये यथा पृथक् ।**
**वियत्सतोस्तथैवास्तु पार्थक्यं कोऽत्र विस्मयः ॥७१॥**

જેમ ગોત્વ, બ્રાહ્મણત્વ ઇત્યાદિક જાતિ અને ગોશરીરાદિ વ્યક્તિ, દેહી અને દેહ તથા ગુણ અને દ્રવ્ય ભિન્ન ભિન્ન[૬૭] છે, તેમ જ આકાશ અને સત્નો પણ[૬૮] ભેદ હો, એમાં વિસ્મય પામવા જેવું શું છે?



૬૭. અનેક ધર્મીમાં અનુગત ધર્મરૂપ જાતિ અને જાતિને આશ્રય આકૃતિરૂપ વ્યક્તિ, એ બેનો જેમ વાસ્તવ અભેદ છતા ધર્મ-ધર્મીભાવે ભેદ પ્રતીત થાય છે. તેમ દેહી-આત્મા સત્ અને દેહ મિથ્યા, ઇત્યાદિકમાં વ્યવહારનિમિત્તક ભેદ કલ્પના છે, તેથી ધર્મ-ધર્મીભાવે ભેદ પ્રતીત થાય છે, સિદ્ધાતમાં તો સર્વ વસ્તુના અધિષ્ઠાનભૂત બ્રહ્મથી ભિન્ન કશું છે જ નહિ.

૬૮. કલ્પિતની સત્તા અધિષ્ઠાનથી ભિન્ન હોય જ નહિ. એ નિયમ અનુસાર સત્થી કલ્પિત આકાશનો ભેદ સંભવે નહિ. તથાપિ આકાશપણાનો બાધ કર્યાં વિના સત્ અને આકાશનો અભેદ બને નહિ, તેથી આકાશની ભેદકલ્પના કરી છે. વસ્તુવિચારમાં તો આકાશ પણ છે નહિ, તો પછી તેનો સત્થી ભેદ સર્વથા બનતો નથી.

આકાશ અને સત્નો ભેદ જોકે જણાય છે; તોપણ નિશ્ચય થતો નથી? એમ પ્રશ્ન થતા સિદ્ધાંતી પૂછે છે:

**बुद्धोऽपि भेदो नो चित्ते निरूढिं याति चेत्तदा ।**
**अनैकाग्र्यात्संशयाद्वा रूढ्यभावोऽस्य ते वद ॥७२॥**

ભેદ જાણ્યો તો છે, તોપણ મારા ચિત્તમાં બરાબર દૃઢ થતો નથી, એમ જો કહો તો તેમ થવાનુ કારણ શું? ચિત્તની એકાગ્રતાનો અભાવ છે કે સંશય છે?

બન્ને પક્ષનું ક્રમે કરી સમાધાન આપે છે.–

**अप्रमत्तो भव ध्यानादाद्येऽन्यस्मिन्विवेचनम् ।**
**कुरु प्रमाणयुक्तिभ्यां ततो रूढतमो भवेत् ॥७३॥**

જો પહેલો પક્ષ ચિત્તની એકાગ્રતાના અભાવને લીધે સત્ અને આકાશના ભેદનો નિશ્ચય થતો નથી, તો ધ્યાનથી અપ્રમત્ત એટલે સાવધાન મનવાળો થા, અને જો બીજો વિકલ્પ એટલે સંશયને લીધે નિશ્ચય ન થતો હોય તો અનુમાનાદિક પ્રમાણ તથા શ્રુત્યનુકૂલ તર્કાદિક યુક્તિ વડે વિવેચન કર, તે પ્રમાણ અને યુક્તિરૂપ બે સાધનથી સત્ અને આકાશનો ભેદ અત્યંત રૂઢ થશે.

ફલિત કહી બતાવે છે:

**ध्यानान्मानाद्युक्तितोऽपि रूढे भेदे वियत्सतोः ।**
**न कदाचिद्वियत्सत्यं सद्वस्तु छिद्रवन्न च ॥७४॥**

પૂર્વોક્ત ધ્યાનથી, પ્રમાણથી[૬૯] તથા યુક્તિથી આકાશ અને સત્નો ભેદ જ્યારે દૃઢ ચિત્તમાં આરૂઢ થઈ જાય, ત્યાર પછી આકાશ કોઈ પણ

કાળમાં સત્ય જણાશે નહિ, પણ સર્વદા મિથ્યા જ ભાસે છે અને સદ્ વસ્તુ છિદ્ર—અવકાશવાળું જણાતું નથી.

૬૯ અનુમાન—આ પ્રકરણના ૬૭મા શ્લોકમા ‘भिन्ने वियत्सती०=આકાશ અને સત્ ભિન્ન છે; કારણ કે તેના વાચક શબ્દોનો તથા તે શબ્દના વાચ્ય અર્થના બોધનો ભેદ છે તેથી’ ઇત્યાદિક સવિસ્તર કહેવાઈ ગયેલ છે. યુક્તિ પણ ૬૮મા શ્લોકમા ‘सद्वत्स्यधिकवृत्तित्वाद्धर्मि०—અધિક વૃત્તિ હોવાથી સત્ ધર્મી છે અને ન્યૂનવૃત્તિ હોવાથી આકાશ ધર્મ છે.’ એમ સ્પષ્ટ જણાવેલ છે.

એમ આકાશ અને સત્‌ના વિવેકથી શું ફળ થાય તે કહે છે:

**ज्ञस्य भाति सदा व्योम निस्तत्त्वोल्लेखपूर्वकम् ।**
**सद्वस्त्वपि विभात्यस्य निश्छिद्रत्वपुरःसरम् ॥७५**

જ્ઞાની પુરુષને આકાશ સદા નિસ્તત્ત્વ[70]—મિથ્યા જ્ઞાનપૂર્વક ભાસે છે અને એ જ્ઞાનીને સદ્‌વસ્તુ પણ નિશ્છિદ્ર[71]—અવકાશરહિત ભાસે છે.

૭૦. આકાશ સ્વતંત્ર તત્ત્વ નથી, પણ મિથ્યા છે, એવા પ્રકારનુ જ્ઞાન જ્ઞાનીને આકાશના જ્ઞાનના આદિ ક્ષણમા જ થાય છે અને તદનંતર લૌકિક દૃષ્ટિથી આકાશની અવકાશરૂપે પ્રતીતિ થાય છે.

૭૧. બ્રહ્મસ્વરૂપને વિષે કંઈ અવકાશાદિકની પ્રતીતિ જ્ઞાનીને થતી નથી, પણ જ્ઞાનઘન આત્મસ્વરૂપ જ વ્યાપક રૂપે પ્રતીત થાય છે.

આકાશના મિથ્યાપણાનુ અને સત્‌ના સત્યપણાનુ ચિંતન કરવાથી શું ફળ થાય છે?

**वासनायां प्रवृद्धायां वियत्सत्यत्ववादिनम् ।**
**सन्मात्राबोधयुक्तं च दृष्ट्वा विस्मयते बुधः ॥७६॥**

આકાશ મિથ્યા છે અને સદ્રૂપ બ્રહ્મ સત્ય છે, એવા વિચારથી ઉત્પન્ન થયેલી તેમના ભેદજ્ઞાનની વાસના ( સંસ્કાર ) અત્યંત દૃઢ થવાથી તે જ્ઞાની પુરુષ આકાશનું સત્યપણું કહેનારા તથા સદ્રૂપ બ્રહ્મના અજ્ઞાનવાળા પુરુષને જોઈને આશ્ચર્ય પામે છે.

### સત્ અને વાયુનો વિવેક

આકાશના મિથ્યાપણાની પેઠે વાયુ આદિનુ પણ મિથ્યાપણું વિચારવુ એમ જણાવે છે.

**एवमाकाशमिथ्यात्वे सत्सत्यत्वे च वासिते ।**
**न्यायेनानेन वाय्वादेः सद्वस्तु प्रविविच्यताम् ॥७७**

આકાશનો મિથ્યાભાવ તથા સત્‌નો સદ્‌ભાવ ચિત્તને વિષે આરૂઢ થયા પછી એ જ રીતે વાયુ આદિક ચારે ભૂતથી સદ્‌વસ્તુનું વિવેચન કરી લેવું.

સત્ અને વાયુનો સંબંધ:

**सद्वस्तुन्येकदेशस्था माया तत्रैकदेशगम् ।**
**वियत्तत्राप्येकदेशगतो वायुः प्रकल्पितः ॥७८॥**

સદ્‌વસ્તુના એક દેશમાં રહેલી માયાના એક દેશમાં આકાશની કલ્પના છે અને તે આકાશના પણ એક દેશમાં વાયુ[72] કલ્પિત છે.[73]

૭૨. આકાશ પોતે માયોપહિત ચેતન વિષે કલ્પિત છે, તેથી બીજી કલ્પનાનું તે અધિષ્ઠાન થઈ શકે નહિ; માટે અહી આકાશ શબ્દનો અર્થ આકાશોપહિત ચેતન એમ કરવો, એટલે પછી વાયુકલ્પનાનું અધિષ્ઠાન આકાશોપહિત ચેતન માનવાને કશો બાધ ન આવે એમ જ સર્વ સ્થળે કલ્પના કરી લેવી.

૭૩. સદ્રૂપબ્રહ્મ વાયુનુ સાક્ષાત્કારણ નથી, પણ પરંપરા વડે કારણ છે, તેથી વાયુ આદિથી સદ્રૂપ બ્રહ્મનુ પૃથક્કરણ કરવુ નિરર્થક નથી.

એ પ્રમાણે સત્ અને વાયુનો સંબંધ દર્શાવીને તે બન્નેનું ધર્મથી ભેદજ્ઞાન જણાવવા માટે વાયુમા જણાતા ધર્મોને કહી બતાવે છે.

**शोषस्पर्शौ गतिर्वेगो वायुधर्मा इमे मताः ।**
**त्रयः स्वभावाः सन्मायाव्योम्नां ये तेऽपि वायुगाः ।**

શોષણ કરવું, સ્પર્શ ( અનુષ્ણાશીત ), ગમન, અને વેગ; એ ચાર તો વાયુના પોતાના ધર્મ માનેલા છે. અને સત્, માયા અને આકાશ એ ત્રણ કારણના જે ત્રણ[74] સ્વભાવ છે, તે પણ વાયુમાં સ્થિત છે.

૭૪ સતનો ધર્મ સત્તા, માયાનુ મિથ્યાત્વ તથા આકાશનો ધર્મ શબ્દ, એ ત્રણ સ્વભાવો વાયુને વારસામા મળેલ છે.

તે વાયુમા રહેલ કારણના ધર્મો કયા તે કહે છે

**वायुरस्तीति सद्भावः सतो वायौ पृथक्कृते ।**
**निस्तत्त्वरूपता मायास्वभावो व्योमगो ध्वनिः ॥८०**

‘વાયુ છે’ એ વ્યવહારની હેતુભૂત વાયુમા જે સદ્રૂપતા પ્રતીત થાય છે, તે સદ્ વસ્તુનો ધર્મ છે અને સત્‌થી વાયુને પૃથક્ કરીએ ત્યારે વાયુને વિષે જે નિસ્તત્ત્વપણું ( મિથ્યારૂપતા ) છે, તે માયાનો સ્વભાવ છે અને વાયુમાં જે શબ્દ છે તે

આકાશનો ધર્મ છે.

આગળ ૬૭મા શ્લોકમા કહેલું છે કે વાયુ આદિમા સત્‌ની અનુવૃત્તિ છે, પણ આકાશની નથી અને હવે કહો છો કે આકાશનો ધર્મ વાયુમાં અનુગત છે, તો પૂર્વોત્તર ગ્રંથનો વિરોધ સ્પષ્ટ આવે છે? એમ શંકા કરે છે :

**सतोऽनुवृत्तिः सर्वत्र व्योम्नो नेति पुरेरितम् ।**
**व्योमानुवृत्तिरधुना कथं न व्याहतं वचः ॥८१॥**

પૂર્વે કહ્યું કે, સત્‌ની અનુવૃત્તિ સર્વત્ર છે અને આકાશની અનુવૃત્તિ નથી અને હમણાં કહો છો કે, વાયુમાં શબ્દરૂપે આકાશની અનુવૃત્તિ થાય છે. આ તમારુ બોલવું વ્યાઘાત દોષવાળું કેમ નહિ?

પૂર્વે આકાશના સ્વરૂપની અનુવૃત્તિનુ નિવારણ કરેલ છે, કંઈ ધર્માનુવૃત્તિનુ નહિ; એમ સિદ્ધાંતી સમાધાન કહે છે :

**छिद्रानुवृत्तिर्नेतीति पूर्वोक्तिरधुना त्वियम् ।**
**शब्दानुवृत्तिरेवोक्ता वचसो व्याहतिः कुतः ॥८२॥**

છિદ્ર(આકાશના સ્વરૂપભૂત અવકાશ)ની અનુવૃત્તિ નથી એમ પૂર્વે ૬૭મા શ્લોકમાં કહ્યું છે અને અહીં તો આકાશના ધર્મરૂપ શબ્દની અનુવૃત્તિ કહી છે, કંઈ સ્વરૂપની અનુવૃત્તિ કહી નથી; તેથી વચનની વ્યાહતિ કેમ કહેવાય? કોઈ પણ પ્રકારે કહી શકાશે નહિ.

પૂર્વપક્ષી બીજા પ્રકારે શંકા કરે છે :

**ननु सद्वस्तुपार्थक्यादसत्त्वं चेत्तदा कथम् ।**
**अव्यक्तमायावैषम्यादमायामयतापि नो ॥८३॥**

જો સદ્‌વસ્તુથી ભિન્ન (અર્થાત્ વિલક્ષણ) હોવાને લીધે વાયુમાં અસત્ત્વ એટલે મિથ્યાત્વરૂપ માયામયપણુ કહીશું, તો અવ્યક્ત (અપ્રકટ સ્વરૂપ માયા)થી પણ વાયુનુ વૈષમ્ય-વિલક્ષણપણું છે, તેથી વાયુની અમાયામયતા પણ કેમ ન થાય?

ઉપરની શંકાનું સમાધાન કરે છે :

**निस्तत्त्वरूपतैवात्र मायात्वस्य प्रयोजिका ।**
**सा शक्तिकार्ययोस्तुल्या व्यक्ताव्यक्तत्वभेदिनोः ॥**

અહીં વાયુને વિષે નિસ્તત્ત્વરૂપતા એટલે સત્‌થી ભિન્ન સ્વરૂપનો અભાવ માત્ર જ માયામયપણાને જણાવનાર હેતુ છે અને તે નિસ્તત્ત્વરૂપતા તો વ્યક્તતા (પ્રકટપણુ) તથા અવ્યક્તતા[75] (અપ્રકટપણુ) આ બે ધર્મથી ભેદવાળાં જણાતાં એવાં શક્તિ-માયા તથા તેના કાર્ય વાયુ આદિક એ બન્નેને વિષે તુલ્ય-સમાન છે.

૭૫. ઇંદ્રિયાદિગોચર થાય તે વ્યક્ત અને ઇંદ્રિયાદિગોચર ન થાય તે અવ્યક્ત.

માયા-શક્તિ અને તેના કાર્ય વાયુ આદિકમા નિસ્તત્ત્વરૂપતા સમાન છે, તો પછી વ્યક્તતા અનેઅવ્યક્તતારૂપે તે બન્નેનો ભેદ કેમ ઘટે? એવી શંકાનુ સમાધાન :

**सदसत्त्वविवेकस्य प्रस्तुतत्वात्स चिंत्यताम् ।**
**असतोऽवांतरो भेद आस्तां तच्चिंतयात्र किम् ॥८५**

સત્ અને અસત્ મિથ્યાપણાનો વિવેક હાલ ચાલતા પ્રસંગનો વિષય છે, માટે તે સત્-અસત્યપણાના વિવેકનુ ચિંતન કરવું જોઈએ. અસત્‌નો જે અવાંતરભેદ છે તે રહો.[76] તેના વિચારનુ અહીં સત્-અસત્યપણાના વિચારપ્રસંગમાં શું પ્રયોજન છે? કંઈ જ નહિ.

૭૬. શક્તિની અવ્યક્તતા તથા કાર્યની વ્યક્તતામા હેતુ આગળ અદ્વૈતાનંદ પ્રકરણના ૩૬મા શ્લોકમા કહેવામાં આવશે. તેથી અહી 'आस्ताम्-રહો' એમ કહ્યું છે.

ઉપર કહેલા અર્થનો ફલિત અર્થ કહી બતાવે છે :

**सद्वस्तु ब्रह्म शिष्टोंऽशो वायुर्मिथ्या यथा वियत् ।**
**वासयित्वा चिरं वायोर्मिथ्यात्वं मरुतं त्यजेत् ॥८६**

વાયુને વિષે 'વાયુ છે' એવા આકારનો જે સત્ વસ્તુનો સત્તાલક્ષણ અંશ છે તે બ્રહ્મરૂપ છે અને શેષ અર્થાત્ નિસ્તત્ત્વ આદિ[77] છે તે વાયુનું સ્વરૂપ છે, તે વાયુ નિસ્તત્ત્વરૂપ છે માટે આકાશની પેઠે મિથ્યા છે. એવી રીતે વાયુનુ મિથ્યાપણું મનમાં દૃઢ નિશ્ચિત કરી વાયુનો ત્યાગ કરવો એટલે વાયુ સત્ય છે એવી બુદ્ધિ છોડી દેવી

૭૭. 'આદિ' શબ્દ વડે શબ્દસ્પર્શાદિકનુ ગ્રહણ કરી લેવું

## સત્ અને અગ્નિનો વિવેક

સત્‌થી વાયુનો વિવેક કરવામા જે વિચાર કર્યો તેનો તેજમા પણ ઉપયોગ કરે છે

**चिंतयेद्वह्निमप्येवं मरुतो न्यूनवर्तिनम् ।**
**ब्रह्मांडावरणेष्वेषा न्यूनाधिकविचारणा ॥८७॥**

જેમ વાયુનું પૃથક્કરણ કર્યું, એવી જ રીતે વાયુથી દશ અંશ ન્યૂન દેશમાં રહેલા અગ્નિનું પણ પૃથક્કરણ કરો. બ્રહ્માંડનાં આવરણોમાં ન્યૂનાધિક ભાવનો વિચાર કર્યો છે. લોકપ્રસિદ્ધ પદા-

શોમાં એ ન્યૂનાધિક વિચાર નથી તેથી લોકમાં એ ન્યૂનાધિક ભાવની પ્રતીતિ થાય નહિ અર્થાત્ એ વિચાર બ્રહ્માંડાવરણમાં લેવાનો છે.

વાયુથી કેટલે અંશે અગ્નિ ન્યૂન છે, તે કહે છે:

**वायोर्दशांशतो न्यूनो वह्निर्वायौ प्रकल्पितः ।**
**पुराणोक्तं तारतम्यं दशांशैर्भूतपंचके ॥ ८८ ॥**

વાયુથી દશ અંશે કરી અગ્નિ ન્યૂન છે અને તે અગ્નિ વાયુને વિષે કલ્પિત[૭૮] છે; અર્થાત્ તે પણ વાયુની પેઠે વાસ્તવસત્તારહિત છે. પંચભૂતોમાં પરસ્પર દશ અંશથી ન્યૂનાધિક ભાવપુરાણમાં કહેલ છે, વેદમા નથી.

૭૮. અહીં પણ પૂર્વની પેઠે વાયુ પોતે આકાશમાં કલ્પિત છે તેથી તેની અધિષ્ઠાનતા ઘટી શકે નહિ, તેથી મૂલાધિષ્ઠાન બ્રહ્મને વિષે જ વાયુ, અગ્નિ ઇત્યાદિક સઘળું કલ્પિત છે, અર્થાત્ વાયુઉપહિત ચેતનને વિષે અન્ય કલ્પિત છે એમ કલ્પવુ

અગ્નિતત્ત્વનુ સ્વરૂપ બતાવે છે:

**वह्निरुष्णः प्रकाशात्मा पूर्वानुगतिरत्र च ।**
**अस्ति वह्निः स निस्तत्त्वः शब्दवान्स्पर्शवानपि ॥८९**

અગ્નિ ઉષ્ણ અને પ્રકાશસ્વરૂપ છે અને તેમાં પણ પૂર્વે કહેલા ધર્મોની અનુવૃત્તિ છે; અર્થાત્ કારણભૂત સત્, માયા, આકાશ અને વાયુના ધર્મોની અનુવૃત્તિ છે.

'અગ્નિ છે' એમ અગ્નિમાં અસ્તિત્વપ્રતીતિ થાય છે તે સત્નો ધર્મ છે; અને તે અગ્નિને સત્થી પૃથક્ કરવાથી તેનુ જે મિથ્યાપણું રહે છે, તે માયાનો ધર્મ છે. અગ્નિમાં જે શબ્દ છે તે આકાશનો ધર્મ છે અને તેમાં જે (ઉષ્ણ) સ્પર્શવાળાપણું છે તે વાયુનો ધર્મ છે.

અગ્નિનો પોતાનો ધર્મ દર્શાવી સત્થી અગ્નિનું પૃથક્કરણ કરવું એમ કહે છે:

**सन्मायाव्योमवाय्वंशैर्युक्तस्याग्नेर्निजो गुणः ।**
**रूपं तत्र सतः सर्वमन्यद्बुद्ध्या विविच्यताम् ॥९०**

સત્, માયા, આકાશ અને વાયુ એ ચાર કારણના અંશથી અગ્નિનો પોતાનો ગુણરૂપ છે. તે ધર્મોમાં સત્થી અન્ય સર્વ ધર્મનું બુદ્ધિ વડે વિવેચન કરી લેવું; એટલે તે ધર્મોમાં સત્થી અન્ય સર્વ ધર્મો મિથ્યા છે એમ બુદ્ધિથી વિવેક કરી લેવો.

અગ્નિના મિથ્યાપણાનો નિશ્ચય કરી મુમુક્ષુએ જલના મિથ્યાપણાનું ચિંતન કરવુ:

**सतो विवेचिते वह्नौ मिथ्यात्वे सति वासिते ।**
**आपो दशांशतो न्यूनाः कल्पिता इति चिंतयेत् ॥९१**

સત્થી અગ્નિનું વિવેચન કર્યું અર્થાત્ ભિન્ન જાણ્યો તથા તેના મિથ્યાભાવનો દૃઢ નિશ્ચય થયો એટલે પછી અગ્નિથી દશ અંશે ન્યૂન—અલ્પવર્તિ જે જળ છે તે અગ્નિ વિષે કલ્પિત છે એમ ચિંતન કરવું.

એ જળના પણ કારણધર્મ તથા તેના પોતાના ધર્મ-વિભાગ કરી દર્શાવે છે:

**सत्यापोऽमूः शून्यतत्त्वाः सशब्दस्पर्शसंयुताः ।**
**रूपवत्योऽन्यधर्मानुवृत्त्या स्वीयो रसो गुणः ॥९२**

સદ્રૂપ બ્રહ્મ આદિ અન્ય તત્ત્વોના ધર્મની અનુવૃત્તિ વડે જલ છે, તે શૂન્યરૂપ છે. તે શબ્દવાળું તથા સ્પર્શવાળું છે અને રૂપવાળું પણ છે, એમ જણાય છે. તેનો પોતાનો ખાસ ગુણ રસ છે.

### સત્ અને પૃથ્વીનો વિવેક

એ પ્રમાણે પૃથ્વીના મિથ્યાત્વનું ચિંતન કરવું.

**सतो विवेचितास्वप्सु तन्मिथ्यात्वे च वासिते ।**
**भूमिर्दशांशतो न्यूना कल्पिताप्स्विति चिंतयेत् ॥९३**

એવી રીતે સત્થી જળનું વિવેચન કર્યું અર્થાત્ ભિન્ન જાણ્યુ તથા તેના મિથ્યાપણાનો દૃઢ નિશ્ચય થયો એટલે પછી જળથી દશ અંશે ન્યૂન—અલ્પવૃત્તિ જે ભૂમિ તે જળને[૭૯] વિષે કલ્પિત છે એમ ચિંતન કરવું.

૭૯. પૂર્વવત્ જલ એટલે જલોપહિત ચૈતન્ય સમજવુ.

તે પૃથ્વીના મિથ્યાભાવના ચિંતન માટે પૃથ્વીના ધર્મોનો વિભાગ કરે છે:

**अस्ति भूस्तत्त्वशून्यास्यां शब्दस्पर्शौ सरूपकौ ।**
**रसश्च परतो गंधो नैजः सत्ता विविच्यताम् ॥९४॥**

'પૃથ્વી છે' 'તે પૃથ્વી તત્વશૂન્ય (મિથ્યા) છે' અને 'એ પૃથ્વીને વિષે શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ' એ ગુણો કારણોમાંથી[૮૦] આવેલા છે અને પૃથ્વીનો પોતાનો ગુણ ગંધ છે, એ સર્વથી

સત્તામાત્રનું વિવેચન કરી લેવું.

૮૦. સત્, માયા, આકાશ વાયુ, તેજ અને જળ-રૂપ કારણોમાંથી ક્રમે કરી સત્તા, નિસ્તત્ત્વતા, શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ; એ છ ધર્મો પૃથ્વીમાં અનુવૃત્ત થયેલા છે અને પૃથ્વીનો ખાસ ગુણ ગંધ છે.

### બ્રહ્માંડાદિકનો વિવેક તથા પ્રપંચના ભાનનો અવિરોધ

પૃથ્વીના દસમા ભાગમાં બ્રહ્માંડની કલ્પના છે એમ કહે છે:

**पृथक्कृतायां सत्तायां भूमिर्मिथ्याऽवशिष्यते ।**
**भूमेर्दशांशतो न्यूनं ब्रह्मांडं भूमिमध्यगम् ॥९५॥**

સત્તાનું વિવેચન કરવાથી એટલે પૃથ્વીની સત્તાને ભિન્ન કરવાથી ભૂમિ મિથ્યા જ અવશેષ રહે છે.

પૃથ્વીથી[૮૧] દશ અંશે કરી ન્યૂન જે ચતુર્દશ ભુવનરૂપ બ્રહ્માંડ છે, તે પૃથ્વીના મધ્યમાં સ્થિત છે.

૮૧. અહીં પૃથ્વી શબ્દે કરીને સકળ લોકની અવસ્થિતિ હેતુભૂત જે ઉપાદાનકારણરૂપ પૃથ્વી છે, તેનું ગ્રહણ કરવું. અન્યથા આ પૃથ્વી તો ભૂલોકવાચ્ય છે તેથી બ્રહ્માંડમાં અંતર્ગત છે એટલે પૂર્વે પૃથ્વીથી દશાંશે કરી ન્યૂન એવું બ્રહ્માંડ કહ્યું, એ કથનનો વિરોધ આવે છે.

બ્રહ્માંડના અંતર્વર્તિ પદાર્થો કહી બતાવે છે:

**ब्रह्मांडमध्ये तिष्ठंति भुवनानि चतुर्दश ।**
**भुवनेषु वसंत्येषु प्राणिदेहा यथायथम् ॥ ९६ ॥**

બ્રહ્માંડના મધ્યમાં ચતુર્દશ[૮૨] ભુવન સ્થિત છે અને ચતુર્દશ ભુવનોને વિષે યથાયોગ્ય[૮૩] પ્રાણિઓના દેહ વસે છે.

૮૨ અતલ, વિતલ, સુતલ તલાતલ. મહાતલ. રસાતલ અને પાતાળ એ સાત નીચેના લોક તથા ભુર્, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ. અને સત્ય-(બ્રહ્મલોક) એ સાત ઉપરના લોક મળી ચતુર્દશ ભુવનો છે.

૮૩. નાગ, અસુર, મનુષ્ય તથા દેવ ઇત્યાદિક પ્રાણીદેહો તે તે લોકમાં વસે છે.

એ બ્રહ્માંડાદિકમાં સત્‌નું વિવેચન કરવાનું ફળ કહી બતાવે છે:

**ब्रह्मांडलोकदेहेषु सद्वस्तुनि पृथक्कृते ।**
**असतोऽण्डादयो भान्तु तज्ज्ञानेऽपीह का क्षतिः॥९७**

બ્રહ્માંડ (ચૌદલોક) અને જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્ભિજ્જ આ ચાર પ્રકારનાં શરીરો એ સર્વથી સદ્રૂપ બ્રહ્મને પૃથક્ કર્યા પછી મિથ્યા બ્રહ્માંડાદિ ભલે પ્રતીત થાઓ. તેમના પ્રતીત થવાથી સદ્રૂપ બ્રહ્મમાં શી હાનિ[૮૪] થવાની છે? કાંઈ પણ હાનિ નથી.

૮૪. જેમ મરુમરીચિકા એટલે ઝાંઝવાનાં જળની પ્રતીતિમાં તે જળથી પૃથ્વી જરા પણ ક્લિન્ન-ભીની થતી નથી, તેમ જગતની પ્રતીતિથી અધિષ્ઠાનભૂત બ્રહ્મને વિશે કશી હાનિ થવા સંભવ જ નથી.

ઉપર જણાવેલી વાતને વધારે સ્પષ્ટ કરે છે:

**भूतभौतिकमायानामसत्त्वेऽत्यंतवासिते ।**
**सद्वस्त्वद्वैतमित्येषा धीर्विपर्येति न क्वचित् ॥९८**

ભૂત, ભૌતિક અને માયા એ ત્રણેની[૮૫] અધિષ્ઠાન બ્રહ્મથી ભિન્ન સત્તાનો અભાવ અથવા એ ત્રણેનો મિથ્યાભાવ જ્યારે અત્યંત દૃઢ નિશ્ચિત થયો, ત્યારે સદ્‌વસ્તુ અદ્વૈત જ છે એવા પ્રકારની બુદ્ધિ કોઈ પણ કાળે વિપર્યય (વિપરિત ભાવ) પામતી નથી.

૮૫. ભૂત આકાશાદિક. ભાતિક એટલે ભૂતનાં કાર્ય બ્રહ્માંડાદિક તથા તેની કારણભૂત માયા એ ત્રણેનું મિથ્યાપણું વિવેક તથા ધ્યાનથી ચિત્તને વિષે જ્યારે દૃઢ થાય, ત્યાર પછી અદ્વૈતભાવના કદી પણ ચલિત થતી નથી, એવો આશય છે.

બ્રહ્માંડાદિ મિથ્યા માનીએ તો જ્ઞાનીના વ્યવહારનો લોપ થશે? એવી શંકાનું સમાધાન કરે છે:

**सदद्वैतात्पृथग्भूते द्वैते भूम्यादिरूपिणि ।**
**तत्तदर्थक्रिया लोके यथा दृष्टा तथैव सा ॥९९॥**

ભૂમિ આદિ રૂપવાળા દ્વૈતરૂપ જગતને સદ્રૂપ અદ્વૈત બ્રહ્મથી પૃથક્ કર્યા પછી લોકવ્યવહારમાં તે તે પદાર્થોના સંબંધથી થનારાં કાર્યો જેવાં પૂર્વે થતાં હતાં તેવાં આગળ પણ થશે; તેથી જ્ઞાનીના વ્યવહારના લોપનો પ્રસંગ આવતો નથી.

સાંખ્ય આદિના મતને માનનારાઓ કલ્પિત દ્વૈતનું જે રીતે નિરૂપણ કરતા હોય તે રીતે ભલે કરે, તેમના મતનું ખંડન કરવાની અમારે અગત્ય નથી એમ કહે છે:

**सांख्यकाणादबौद्धाद्यैर्जगद्भेदो यथा यथा ।**
**उत्प्रेक्ष्यतेऽनेकयुक्त्या भवत्वेष तथा तथा ॥१००**

સાંખ્ય, કાણાદ તથા બૌદ્ધ આદિક વાદીઓએ

અનેક યુક્તિ વડે જે જે પ્રકારે જગતના ભેદની કલ્પનાઓ કરી છે, તે તે પ્રકારે એ જગતનો ભેદ ભલે હો, એમાં અમને કાંઈ હાનિ નથી.

મુમુક્ષુઓના હિતને માટે કલ્પિત દ્વૈતનો અનાદર કરવો એમા અમને કંઈ હાનિ થતી નથી

**अवज्ञातं सदद्वैतं निःशंकैरन्यवादिभिः ।**
**एवं का क्षतिरस्माकं तद्‌द्वैतमवजानताम् ॥१०१॥**

જેમ અન્યવાદીઓએ નિઃશંક થઈને શ્રુત્યાદિકથી સિદ્ધ સત્તાના અદ્વૈતપણાની પણ અવજ્ઞા કરી છે, તો શ્રુતિ, યુક્તિ તથા અનુભવ વગેરે પ્રબળ પ્રમાણના આશ્રયથી તેઓએ માનેલા દ્વૈતનો અનાદર કરવામાં અમારી શું ક્ષતિ છે? કંઈ જ નહિ.

### દ્વૈતના અનાદરના ફળનું કથન

આ દ્વૈતની અવજ્ઞા નિષ્પ્રયોજન છે એમ કોઈ આશંકા કરે તો તેના પ્રતિ સમાધાન આપે છે:

**द्वैतावज्ञा सुस्थिता चेदद्वैते धीः स्थिरा भवेत् ।**
**स्थैर्ये तस्याः पुमानेष जीवन्मुक्त इतीर्यते ॥१०२॥**

દ્વૈતની અવજ્ઞા (અનાદર) જ્યારે સુસ્થિત-દૃઢ નિશ્ચિત થાય, ત્યારે અદ્વૈત વિષે બુદ્ધિ સારી રીતે સ્થિર થાય છે અને તે અદ્વૈતબુદ્ધિ સ્થિર થાય એટલે આ પુરુષ (જીવ) જીવન્મુક્ત[૮૬] થાય છે એમ કહેવાય છે.

૮૬ પ્રપંચની પ્રતીતિ રહ્યા છતા અદ્વૈતબ્રહ્મસ્વરૂપમાં જે સ્થિતિ થવી તે જ જીવન્મુક્તિ, એવી સ્થિતિ જેને થાય તે પુરુષ જીવન્મુક્ત કહેવાય

વિદેહમુક્તિ પણ દ્વૈતઅવજ્ઞાનું ફળ છે એમ કહેવા ગીતાનું વાક્ય નોંધે છે

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।**
**स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥**

હે અર્જુન! આ મે જે તને કહી સંભળાવી તે બ્રાહ્મી સ્થિતિ[૮૭] (બ્રહ્મનિષ્ઠા) છે. તે સ્થિતિને પામીને પુરુષ આ સંસારમા વિમોહ (ભ્રાંતિ) પામતો નથી અને એ બ્રાહ્મી અવસ્થા વિષે માત્ર અંતકાળ સમયમાં પણ જો કદી સ્થિત થવાય, તોપણ પુરુષ બ્રહ્મનિર્વાણ એટલે બ્રહ્મભાવરૂપ વિદેહમુક્તિને[૮૮] પ્રાપ્ત થાય છે.

૮૭ સર્વકર્મત્યાગપૂર્વક બ્રહ્મસ્વરૂપમા અવસ્થાન થવું, તે બ્રાહ્મી સ્થિતિનુ સ્વરૂપ છે.

૮૮. પ્રપંચપ્રતીતિરહિત અદ્વૈતબ્રહ્મમાં જે અવસ્થિતિ થવી, તે વિદેહમુક્તિ કહેવાય. એવી વિદેહમુક્તિ જેને થાય તે વિદેહમુક્ત કહેવાય છે.

ઉપરના ગીતાવાક્યમા 'અંતકાળ' શબ્દથી વર્તમાન દેહના પાતનો કાળ સમજાય તે માટે અંતકાળ શબ્દનો, પોતાનો અભિમત અર્થ કહી દર્શાવે છે:

**सदद्वैतेऽनृतद्वैते यदन्योऽन्यैक्यवीक्षणम् ।**
**तस्यान्तकालस्तद्भेदबुद्धिरेव न चेतरः ॥१०४॥**

સત્ અદ્વૈતને વિષે અને અનૃત-મિથ્યા દ્વૈત વિષે, અન્યોન્ય અધ્યાસરૂપે એટલે પરસ્પર એકતાજ્ઞાનરૂપ જે ભ્રમ છે, તે ભ્રમનો જે અંતકાળ અર્થાત્ તે સત્ અદ્વૈત અને મિથ્યા દ્વૈતની ક્રમે કરી સદ્રૂપે તથા મિથ્યારૂપે જે ભેદબુદ્ધિ થવી, તે જ અંતકાળપદનો વાચ્યાર્થ છે; અન્ય નહિ.

લોકપ્રસિદ્ધ અંતકાળ શબ્દનો અર્થ અંગીકાર કરવામા પણ કંઈ દોષ નથી એમ સૂચવે છે:

**यद्वांतकालः प्राणस्य वियोगोऽस्तु प्रसिद्धितः ।**
**तस्मिन्कालेऽपि न भ्रांतेर्गतायाः पुनरागमः ॥१०५॥**

અથવા લોકપ્રસિદ્ધ આ વર્તમાન દેહથી પ્રાણનો અર્થાત્ પ્રાણની પ્રધાનતાવાળા લિંગ શરીરનો જે વિયોગસમય, તે અંતકાળ પદનો વાચ્યાર્થ હો; કેમકે તે દેહ તથા પ્રાણના વિયોગકાળમા પણ જો કદી ભ્રાંતિની નિવૃત્તિ થઈ, તો તેનો ફરીથી જન્મ થતો નથી.

એ વિષયને વધારે સ્પષ્ટ કરે છે.

**नीरोग उपविष्टो वा रुग्णो वा विलुठन्भुवि ।**
**मूर्च्छितो वा त्यजत्वेष प्राणान्भ्रान्तिर्न सर्वथा ॥**

આ બ્રહ્મવેત્તા રોગરહિત હોઈને બેઠાં બેઠાં, અથવા રોગયુક્ત હોઈને ભૂમિ ઉપર આળોટતાં આળોટતાં, તેમ જ મૂર્છા પામીને પ્રાણનો ત્યાગ[૮૯] કરે, તોપણ તેને દેહાદિમાં આત્માની અને જગતમાં સત્યત્વની ભ્રાંતિ કદી પણ થતી નથી.

૮૯ 'બ્રહ્મવાદ' કરતો કરતો અથવા રામ રામ કરતો કરતો કે પીડાથી વ્યાકુળ થઈને અથવા રોતો રોતો અથવા કાશી આદિ સ્થળમા તેમ જ કુરુક્ષેત્ર જેવા પ્રદેશમા, ઉત્તરાયણાદિક પવિત્ર કાળમાં અથવા અપવિત્ર કાળમાં ગમે ત્યાં ગમે ત્યારે એ જ્ઞાની દેહત્યાગ કરે તોપણ 'હું દેહાદિક છું' અથવા 'હું જીવ છું' 'આ જગત

[illegible] 'બ્રહ્મ અને મારે એક સાક્ષાત્ છે.' 'હું જન્મ-મરણાદિ ધર્મવાળો છું' એવા પ્રકારની ભ્રાંતિ તે જ્ઞાનીને ઉપજતી નથી. પણ જ્ઞાની સર્વથા મુક્ત છે. જ્ઞાનીના દેહપાત વિષે દેશકાળ સંબંધી કશો પણ નિયમ નથી. એ સર્વ નિયમ ઉપાસક યોગીના દેહત્યાગ વિષે જાણવાનો છે.

હવે [illegible] કોઈ પણ નિમિત્તથી નાશ પામતું નથી એમ કહે છે:

**दिने दिने स्वप्नसुप्त्योरधीते विस्मृतेऽप्ययम् ।**
**परेद्युर्नानधीतः स्यात्तद्वद्विद्या न नश्यति ॥१०७**

જેમ દિવસે અધ્યયન કરેલ વેદ વગેરે વિદ્યાનું સ્વપ્ન તથા સુષુપ્તિ દશામાં વિસ્મરણ થઈ ગયા છતાં અન્ય દિવસે જાગ્રતમાં તે પુરુષ તે જ્ઞાનને ભૂલી જતો નથી; અર્થાત્ વિદ્યા( જ્ઞાન )નો નાશ થતો નથી. એવી રીતે[૯૦] મરણકાળમાં પણ ઉપદ્રવને લીધે બ્રહ્મ તથા આત્માની એકતારૂપ તત્ત્વાનુસંધાનનો અભાવ રહે; તોપણ જ્ઞાનનો નાશ થતો નથી, તેથી મુક્તિ સિદ્ધ થાય છે.

૯૦. અહીં આટલું રહસ્ય છે 'अहं ब्रह्मास्मि—હું બ્રહ્મરૂપ છું.' એવા પ્રકારની દૃઢ નિશ્ચયાત્મક જે અપરોક્ષ બ્રહ્મનિષ્ઠા છે તે એક ક્ષણમાં ઉદય પામે છે. બીજી ક્ષણમાં સ્થિતિ પામીને કાર્ય સહિત અવિદ્યાના બાધનો પ્રારંભ કરે છે અને ત્રીજી ક્ષણમાં અવિદ્યા તથા તેના કાર્યની નિવૃત્તિરૂપ બાધ થાય છે, તે જ ક્ષણમાં કતકરેણુ જેમ જળના મલ મળને પોતા સહિત એકસાથે તળે બેસાડે છે તેમ ઉપર કહેલ બાધની સાથે વૃત્તિજ્ઞાનનો પણ મિથ્યાત્વ નિશ્ચયરૂપ અથવા ત્રૈકાલિક અભાવ નિશ્ચયરૂપ બાધ થઈ જાય છે: તેથી જ્ઞાની જીવન્મુક્ત છે. ફરીને જો કદી જ્ઞાનીને જીવન્મુક્તિના વિલક્ષણ આનંદની ઇચ્છા થાય તો બ્રહ્માકારવૃત્તિની આવૃત્તિ કરે; પરંતુ 'तत्त्वमसि' ઇત્યાદિક શ્રુતિ વગેરે પ્રમાણો વડે એકવાર નાશ પામેલી અવિદ્યાની ફરીને ઉત્પત્તિ સર્વથા થાય જ નહિ; તેથી અવિદ્યાનિવૃત્તિને માટે બ્રહ્માકારવૃત્તિની આવૃત્તિનું કરીને વિદ્વાનને પ્રયોજન રહેતું નથી, તેમ ફરીને આવૃત્તિ કરવાનું વિદ્વાનને માટે પ્રેરક કોઈ પ્રમાણ પણ છે નહિ અને મરણ સમયે ક્ષણ, ઘડી અથવા તેથી અધિકકાળ સુધી મૂર્છા પણ થાય છે. તે મૂર્છામા બ્રહ્માકારવૃત્તિની આવૃત્તિનો સંભવ પણ નથી. હવે આવરણશક્તિ તથા વિક્ષેપશક્તિવાળી જે અવિદ્યા છે, તેમાં આવરણહેતુ જે શક્તિ તેનો તો જ્ઞાનસમકાલમાં જ બાધ અને નાશ થઈ જાય છે અને વિક્ષેપહેતુ જે શક્તિ છે તેનો કાર્ય પ્રપંચ સહિત બાધ થાય છે. પરંતુ પ્રારબ્ધબળથી તેનો નાશ થતો નથી; એટલે પ્રારબ્ધનો ભોગે કરીને જ્યારે અંત આવે, ત્યારે વિક્ષેપહેતુ શક્તિનો પણ નાશ થાય, તથાપિ તે અવિદ્યા છે તેથી વિદ્યા વિના તેનો નાશ સંભવે નહિ માટે બ્રહ્મનિષ્ઠારૂપ વિદ્યાની અપેક્ષા છે. તોપણ મૂર્છાકાળમાં સંસ્કારરૂપે વિદ્યાની સ્થિતિ છે. તે વિદ્યારૂપ વૃત્તિમાં આરૂઢ ચેતનથી તે અવિદ્યાલેશનો–પ્રપંચનો તેના જ્ઞાન સહિત અંતે નાશ થાય છે અને તે જ સમયમાં કાષ્ઠમાં રહેલા અગ્નિ વડે જેમ અન્ય કાષ્ઠ, તૃણ વગેરેનો તે કાષ્ઠ સહિત દાહ થાય છે. એવી રીતે તે વિદ્યાના સંસ્કારનો પણ સ્વવિશિષ્ટ ચેતનથી જ નાશ થાય છે; એટલે જ્ઞાન થયા પછી જ્ઞાનીને સંપૂર્ણ કર્તવ્યનો અભાવ છે અને વિદેહમોક્ષ પર્યંત અનુસંધાન હો અથવા ન હો તોપણ જ્ઞાનનો અભાવ નથી, પણ વિશેષરૂપે વા સામાન્યરૂપે અથવા સંસ્કારરૂપે જ્ઞાનની અવસ્થિતિ છે. તેથી 'एषा ब्राह्मी स्थितिः' એ ગીતાવાક્યમાં કહેલા અંતકાળમાં પણ બ્રહ્મનિષ્ઠને બ્રાહ્મી સ્થિતિનો સંભવ છે, તેથી જીવન્મુક્ત જ્ઞાની વિદેહમુક્તિ પામે છે.

પ્રબળ પ્રમાણ વેદાંતથી ઉત્પન્ન થયેલું જ્ઞાન બીજા કોઈ પણ પ્રમાણથી બાધ પામતું નથી એમ કહે છે:

**प्रमाणोत्पादिता विद्या प्रमाणं प्रबलं विना ।**
**न नश्यति न वेदान्तात्प्रबलं मानमीक्ष्यते ॥१०८**

પ્રમાણો વડે ઉત્પન્ન થયેલી વિદ્યા ( જ્ઞાન ) પ્રબળતર પ્રમાણ વગર નાશ પામે નહિ અને વેદાંત( ઉપનિષદ )થી પ્રબળ બીજું પ્રમાણ દેખાતું નથી અર્થાત્ છે જ નહિ.

સિદ્ધ કરેલા અર્થની સમાપ્તિ કરે છે:

**तस्माद्वेदांतसंसिद्धं सदद्वैतं न बाध्यते ।**
**अंतकालेऽप्यतो भूतविवेकान्निर्वृतिः स्थिता ॥१०९**

ઉપર સિદ્ધ કર્યું તે પ્રમાણે જ્ઞાનનો સર્વથા નાશ થતો નથી, એટલા માટે વેદાંતરૂપ પ્રમાણ વડે કરી સારી રીતે સિદ્ધ કરેલ જે સદ્રૂપ અદ્વૈત બ્રહ્મ, તે અંતકાળ વિષે પણ બાધ પામતું નથી. તેથી પંચભૂતનો વિવેક કરવાથી નિવૃત્તિ અર્થાત્ નિરતિશય સુખરૂપ પરમ પુરુષાર્થ મોક્ષની પ્રાપ્તિ નિશ્ચિત થાય છે.

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામી વિરચિત પંચદશી વિષે 'પંચભૂતવિવેક' નામનું બીજું પ્રકરણ સમાપ્ત**

### પંચમહાભૂત વિવેકનું મનન

सदेवसौम्येदमग्र आसीदेकमेवाद्वितीयं ब्रह्म । એ છાંદોગ્ય શ્રુતિમા જે સત્ અદ્વૈત બ્રહ્મ કહ્યું, એ પંચભૂતના વિવેકથી જાણી શકાય, માટે પંચભૂતથી સતનો વિવેક કરવો. તેને માટે પ્રથમ પંચભૂતના સ્વરૂપ કહ્યા. તેમાં આકાશમાં એક શબ્દ ગુણ છે, વાયુમા શબ્દ તથા સ્પર્શ એ ગુણ છે; અગ્નિમાં શબ્દ, સ્પર્શ તથા રૂપ એ ત્રણ ગુણો છે, જળમા શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ એમ ચાર ગુણ છે, અને પૃથ્વીમા શબ્દ, સ્પર્શ, રૂપ રસ અને ગંધ એમ પાચ ગુણ છે. એ પાચે ગુણોના ગ્રહણ કરનાર અને એ પંચભૂતનાં કાર્ય, પાંચ ઇંદ્રિયો જેવા કે શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના અને ઘ્રાણ એમ યથાક્રમે છે, અને તે બધાં બહિર્મુખ પ્રવૃત્તિવાળાં છે. વળી વાક્, પાણિ, પાદ, વાયુ અને ઉપસ્થ એ પાચ કર્મેન્દ્રિય થયાં કે જેના કાર્યક્રમે કરી વચન, આદાન, ગમન, વિસર્ગ અને આનંદ એમ પાચ છે એ દશે ઇંદ્રિયોનું અધ્યક્ષ નાયક મન છે. અને તે અંતઃકરણ કહેવાય છે એ અંતઃકરણના વિકારક સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ છે. વૈરાગ્ય, ક્ષમા, આદિક સત્ત્વગુણજન્ય વિકારો છે; કામ, ક્રોધાદિક રજોગુણના વિકારો છે અને આલસ્ય, નિદ્રા આદિક તમોગુણના વિકારો છે. સાત્ત્વિક વિકારોથી પુણ્યોત્પત્તિ થાય છે, રાજસથી પાપ થાય છે અને તામસથી તો કેવળ વ્યર્થ આયુષ્ય ક્ષય થાય છે આ બધામા 'अहं' એમ કહેનારાવાળો કર્તા છે. ઉપરની શ્રુતિમા एकं પદ છે તે બ્રહ્મની એકતાનું બોધક છે. एव પદ છે તે 'એક જ' એમ નિર્ધારણ કરે છે અને અદ્વિતીય એ પદ છે તે સજાતીય, વિજાતીય, અને સ્વગત એ ત્રણે પ્રકારના ભેદથી રહિતપણું દર્શાવે છે અહીં શૂન્યવાદી એમ કહે છે કે તે અસત્ શૂન્ય હતુ તેને માટે આચાર્યે એમ કહ્યુ છે કે, તેને ગમે તે કહો પણ તે હતુ એમ જો કહો તો પછી અમારો સિદ્ધાંત આવી રહે છે, કેમકે તમે 'હતુ' એમ કહો છો તે જ અમારું બ્રહ્મ એટલે માયાનું જૃંભણ નહોતુ ત્યારે તે સત્ નિરાકુલ હતુ માયા એટલે પોતે સ્વતંત્ર તત્ત્વરહિત પણ કાર્ય ઉપરથી જાણી શકાતી સતની શક્તિ, જેમકે અગ્નિથી પૃથક્ સત્તાવાળી જણાતી નથી તથાપિ દાહ, પ્રકાશ આદિક કાર્ય ઉપરથી જણાતી અગ્નિની શક્તિ છે. તદ્વત્ આ માયાશક્તિ તથા તેના આશ્રયભૂત બ્રહ્મની તેના કાર્યમાત્રમાં તે તે ધર્મરૂપે અનુવૃત્તિ છે. જેમકે પહેલું કાર્ય આકાશ તો તેમાં આકાશ 'છે' એ સત્તાધર્મ બ્રહ્મમાંથી અનુગત છે, અને આકાશથી 'છે' ને જો પૃથક્ કરીએ તો જે શેષ-નિસ્તત્ત્વતા રહે તે માયાધર્મ છે અને અવકાશ એ તેનુ સ્વરૂપ છે. એ જ પ્રમાણે વાયુ છે, અગ્નિ છે, જળ છે, પૃથ્વી છે, ઇત્યાદિકમા જે 'છે.' અંશ છે તે સત્તાધર્મ બ્રહ્મમાથી અનુગત થયેલ છે અને તે સર્વમાંથી સતને પૃથક કરીએ તો જે શેષ રહે નિસ્તત્વતા, એ માયાનું સ્વરૂપ છે, તેમ જ પૂર્વ પૂર્વ કારણરૂપ ભૂતમાથી ઉત્તરોત્તર ગુણોની અનુવૃત્તિ થઈ, પણ તે તે સ્વરૂપ અનુવૃત્ત થતુ નથી; કેમકે બુદ્ધિથી જ્યારે એ ભૂતપંચકમાથી સતને પૃથક્ કરીએ ત્યારે બાકી સતથી વિલક્ષણ મિથ્યા એટલે નિસ્તત્ત્વતારૂપ=માયામાત્ર રહે એ સદ્વસ્તુ બ્રહ્મ છે, તેથી ઇતર મિથ્યા છે. એમ સત્ અદ્વૈતથી ચતુર્દશ ભુવન પર્યંતનુ દ્વૈતમાત્ર જ્યારે પૃથક્ છે, કેવળ અધિષ્ઠાનભૂત બ્રહ્મને વિષે કલ્પિત છે; એવો નિરૂઢ સંસ્કાર થઈ જાય તો પછી કદી પ્રારબ્ધ શેષવશાત્ દ્વૈતભાન રહ્યા કરે તો એ સર્વથા પ્રતિબંધક નથી; એટલે તેવા બોધવાળો જ્ઞાની જીવન્મુક્ત જ છે. એનું જ નામ બ્રાહ્મી સ્થિતિ કે જે ગીતામાં શ્રીકૃષ્ણે કહેલ છે. અંતકાળ સમયે કદી ક્ષણમાત્ર પણ એવી સ્થિતિ રહે તો એ પુરુષ બ્રહ્મનિર્વાણ પામે છે, એવું આ પ્રકરણનું સંક્ષેપત પ્રતિપાદ્ય વસ્તુ છે.

# ૩: પંચકોશવિવેક

## ગ્રંથારંભની પ્રતિજ્ઞા

શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામી કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીય ઉપનિષદના તાત્પર્યના નિરૂપણરૂપ પંચકોશવિવેક નામના આ ત્રીજા પ્રકરણનું મંગલાચરણ કરી, ફળ સહિત પ્રકરણનો વિષય જણાવી પ્રકરણની પ્રતિજ્ઞા કરે છે:

**गुहाहितं ब्रह्म यत्तत्पंचकोशविवेकतः ।**
**बोद्धुं शक्यं ततः कोशपंचकं प्रविविच्यते ॥१॥**

પંચકોશરૂપ[1] ગુફામાં સ્થિત જે બ્રહ્મ, તૈત્તિરીય[2] શ્રુતિમાં કહેલું છે તે સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ, ગુહાશબ્દવાચ્ય અન્નમયાદિક પંચકોશથી તેનો વિવેક કરાય, ત્યારે જાણી શકાય તેવું છે એટલા માટે તે કોશનું પંચક, પ્રત્યગાત્માથી અતિશય ભિન્ન છે, એમ વિભાગ પાડી દર્શાવાય છે.

૧. કોશ=ઢાંકણુ–તલવારના મ્યાનની પેઠે, કોશેટા (એક જાતનો કીડો)આવરક રેસાના પડની પેઠે. અથવા અનાજના કોઠારની પેઠે જે આત્માને ઢાંકે છે (આચ્છાદન કરે છે).

૨. 'यो वेद निहितं गुहायां परमे व्योमन्' (તૈ. ૨–૧–૧)

દેહને વિષે અહંતા, હુંપણું અને ગૃહાદિને વિષે મમતા (આ મારુ) એવું અભિમાન જે ધરાવે છે અને કામ, સંકલ્પ વિચિકિત્સા, ઇત્યાદિક અવસ્થાઓ વડે ભ્રાંત વિકારી–થયેલો છે, તે મનોમયકોશ કહેવાય છે. તે આત્મા નથી; કારણ કે કામ સંકલ્પાદિક વૃત્તિયુક્ત હોવાથી તે અનિયત સ્વભાવવાળો છે, જે વિકારી હોય તે આત્મા નથી, જેવો કે આ પંચભૌતિક દેહ, વિકારી એટલે બાલ્ય, યૌવન, વૃદ્ધત્વ વગેરે અવસ્થાવાળો હોવાથી આત્મા નથી, એવી રીતે આ મનોમય પણ વિકારી છે, તેથી અનાત્મ-રૂપ છે.

કર્તૃ શબ્દના વાચ્ય અર્થરૂપ વિજ્ઞાનમયકોશનું સ્વરૂપ તથા તેનુ અનાત્મપણું સ્પષ્ટ કરી દેખાડે છે:

**लीना सुप्तौ वपुर्बोधे व्याप्नुयादानखाग्रगा ।**
**चिच्छायोपेतधीर्नात्मा विज्ञानमयशब्दभाक् ॥७**

જે ચેતનના પ્રતિબિંબવાળી બુદ્ધિ સુષુપ્તિ અવસ્થામા લીન થઈને રહે છે અને જાગ્રત અવસ્થામાં નખાગ્ર ભાગ પર્યંત આખા શરીરમા વ્યાપ્ત થાય છે, તે બુદ્ધિ વિજ્ઞાનમયકોશ કહેવાય છે. તે વિજ્ઞાનમયકોશ પણ આત્મા નથી. (કારણ કે તે ઉદય–વિલય વગેરે અવસ્થાવાળો છે, તેથી જેને ઉદય–વિલય વગેરે દશાઓ આવે છે તે આત્મા નથી, જેમકે ઘટાદિક. એવી રીતે આ વિજ્ઞાનમયકોશ પણ અનાત્મરૂપ છે.)

મન અને બુદ્ધિ એકજ અંતઃકરણરૂપ હોવા છતા તેમના પૃથક્ નિરૂપણનું કારણ કહે છે:

**कर्तृत्वकरणत्वाभ्यां विक्रियेतांतरिंद्रियम् ।**
**विज्ञानमनसी अन्तर्बहिश्चैते परस्परम् ॥ ८॥**

એક જ અંતઃકરણ[7] કર્તારૂપે તથા કરણ (સાધન)રૂપે વિકાર–પરિણામ પામે છે. કર્તા–પણા રૂપે પરિણામ પામેલું અંતઃકરણ વિજ્ઞાન (બુદ્ધિ) કહેવાય છે અને કરણપણારૂપે પરિણત થયેલુ અંતઃકરણ મન કહેવાય છે. આ વિજ્ઞાન તથા મન પરસ્પર[8] અંતર્ભાવે તથા બહિર્ભાવે રહેલાં છે, તેથી વિજ્ઞાનમય તથા મનોમય એ બે કોશની કલ્પના યોગ્ય છે.

૭ જેમ એક જ પુરુષ રસોઈની ક્રિયા કરતો હોય ત્યારે રસોઇયો કહેવાય છે તથા શિક્ષણ આપતો હોય ત્યારે શિક્ષક કહેવાય છે. એવી રીતે અંતઃકરણ કર્તારૂપે અને કરણ(સાધન)રૂપે બુદ્ધિ તથા મન એવી બે સંજ્ઞાઓ ધારણ કરે છે.

૮. મનની અપેક્ષાએ બુદ્ધિ આંતર તથા સૂક્ષ્મ છે, તેમ જ બુદ્ધિની અપેક્ષાએ મન બહિર્ તથા સ્થૂળ છે. આવી રીતે બન્ને પરસ્પર આંતર્–બહિર્ રહેલા છે.

હવે ભોક્તા શબ્દથી કહેવાતા આનંદમયકોશનું સ્વરૂપ કહી બતાવે છે.

**काचिदंतर्मुखावृत्तिरानंदप्रतिबिंबभाक् ।**
**पुण्यभोगे भोगशान्तौ निद्रारूपेण लीयते ॥९॥**

પુણ્યનાં ફળ સુખાદિકના અનુભવકાળમાં કોઈ અનિવર્ચનીય વૃત્તિ અંતર્મુખ એકાગ્ર થઈને આત્મસ્વરૂપભૂત આનંદના પ્રતિબિંબનું ગ્રહણ કરે છે, તે જ વૃત્તિ પુણ્યકર્મના ફળ–ભોગની શાંતિ થાય ત્યારે, (અર્થાત્ ફળ ભોગવાઈ રહે ત્યારે) નિદ્રારૂપે વિલીન થાય છે તે વૃત્તિ આનંદ-મયકોશ કહેવાય છે.

તે આનંદમયકોશનું અનાત્મપણું કહી દર્શાવે છે

**कादाचित्कत्वतो नात्मा स्यादानंदमयोऽप्ययम् ।**
**बिंबभूतो य आनंद आत्माऽसौ सर्वदास्थितेः ॥१०**

આ આનંદમયકોશ ક્યારેક[9] પ્રતીત થતો હોવાથી આત્મા નથી, પરંતુ બિંબરૂપ જે આનંદ છે તે આનંદ સર્વદા[10] સ્થિત હોવાથી આત્મા છે.

૯. કાદાચિત્ક = ક્યારેક, કોઈ કોઈ સમયે અર્થાત્ પુણ્યભોગના સમયમાં અથવા નિદ્રાકાળમાં જ તે આનંદ-મય હોય છે. આ કાદાચિત્ક આનંદમય કોશના અનાત્મ-પણામાં હેતુ છે.

૧૦. બિંબભૂત આનંદના આત્મપણામાં અનુમાન આ આનંદ આત્મા હોવો જોઈએ, કારણ કે તે નિત્ય (સર્વદા) છે. જે આત્મા ન હોય તે નિત્ય પણ હોતો નથી જેમકે દેહાદિક પદાર્થ. અહીં શંકા થવા સંભવ છે કે, નૈયાયિક લોકો આકાશને નિત્ય દ્રવ્ય માને છે, છતાં તે આત્મા નથી? તેનું સમાધાન આ રીતે થઈ શકે કે જો કે નૈયાયિક આકાશનું નિત્યપણું માને છે, પરંતુ વેદાંતમતમા તો આકાશની ઉત્પત્તિ શ્રુતિપ્રમાણ-પૂર્વક માનેલી છે, તેથી આકાશ ઉત્પન્ન થતું હોવાથી નિત્ય નથી. તે શ્રુતિ–'तस्माद्वा एतस्मादात्मन आकाश सम्भूत । (તૈ૦ ૨–૧) તે આત્માથી આ આકાશ ઉત્પન્ન થયુ.'

### આત્માની જ્ઞાનરૂપતા

[illegible] શંકા:

**ननु देहमुपक्रम्य निद्रानंदांतवस्तुषु ।**
**मा भूदात्मत्वमन्यस्तु न कश्चिदनुभूयते ॥११॥**

અન્નમય કોશથી માંડીને આનંદમયકોશ પર્યંત પાંચ કોશોમાં આત્મપણું[11] ભલે ન હો: પરંતુ તે પંચકોશથી અન્ય કોઈ પણ આત્મા અનુભવમાં આવતો નથી.

૧૧. [illegible] શ્લોકથી દશમા શ્લોક સુધીમાં અન્નમયાદિ પાંચ કોશની અનાત્મતા સિદ્ધ કરતાં આ કોશો 'કાર્ય છે માટે,' 'જડ છે માટે,' 'વિકારી છે માટે,' 'ચિદાભાસાદિ અવસ્થાવાળા છે માટે,' કોઈ સમયમાં વિદ્યમાન હોય છે અને કોઈ સમયમાં નથી હોતા' ઇ. પ્રમાણે એ કરી કહેલા હેતુઓથી તે પાંચે કોશને આત્મસ્વરૂપ સર્વથા કહી શકાતું નથી અને પંચકોશથી અતિરિક્ત કોઈ આત્મા કોઈ વસ્તુ જ પ્રતીત થતી નથી. તેથી કોઈ આત્મા જ નથી એમ નિરાત્મવાદ(શૂન્યવાદ)ની પ્રાપ્તિ થાય છે. હવે પછીના શ્લોકમાં આનો જવાબ આપેલો છે.

ઉપરની શંકાનું સમાધાન આપે છે:

**बाढं निद्रादयः सर्वेऽनुभूयंते न चेतरः ।**
**तथाप्येतेऽनुभूयंते येन तं को निवारयेत् ॥१२॥**

આનંદમય આદિક સર્વ કોશ અનુભવના વિષય થાય છે, પણ તેથી ભિન્ન આત્મા અનુભૂત થતો નથી, એ પ્રમાણે તારું જે કહેવું છે તે સત્ય છે.

[તો પછી તે કોશથી ભિન્ન આત્માનો અંગીકાર કેમ કરીએ છીએ એ આશંકાનો પ્રત્યુત્તર શ્લોકના ઉત્તરાર્ધથી કહે છે.] એ પાંચકોશથી અન્ય કોઈ આત્મા પ્રતીતિ ગોચર થતો નથી, તોપણ જેના વડે એ પંચકોશાદિકનો અનુભવ થાય છે, તે અનુભવનું નિવારણ–નિષેધ કયો પુરુષ કરી શકશે? (કોઈ પણ કરી શકશે નહિ, માટે તે અનુભવસ્વરૂપ જ આત્મા શા માટે અંગીકાર ન કરવો?)

આત્મા અનુભવનો વિષય નથી પરંતુ સ્વયં અનુભવરૂપ છે એમ જણાવે છે:

**स्वयमेवानुभूतित्वाद्विद्यते नानुभाव्यता ।**
**ज्ञातृज्ञानांतराभावादज्ञेयो न त्वसत्तया ॥ १३ ॥**

આત્મા અનુભવસ્વરૂપ જ હોવાથી તે બીજાના અનુભવનો વિષય થતો નથી. અન્ય જ્ઞાતા તથા જ્ઞાનનો અભાવ[12] હોવાથી આત્મા અજ્ઞેય કહેવાય છે; તેનો અભાવ હોવાથી અજ્ઞેય[13] છે એમ નથી.

૧૨. नचास्ति वेत्ता मम चित्सदाऽहम्। (કૈ. ઉ. ૨૧) અહીં એવા જ્ઞાનને વિષય કરનાર જે સાક્ષી છે તેનો જાણનારો અન્ય કોઈ છે જ નહિ. विज्ञातारमरे केन विजानीयात्॥ સર્વના જ્ઞાતા આત્માને શી રીતે જાણી શકાય. (બૃહદા૦ ૨–૪–૧૪) ઇત્યાદિ શ્રુતિઓમાં આત્માનું અજ્ઞેયપણું કહેલું છે. તેથી આત્મા કોઈના જ્ઞાનનો વિષય થઈ શકતો નથી.

૧૩. અજ્ઞેય–જ્ઞાનનો વિષય નહિ થનાર પદાર્થના ત્રણ પ્રકાર હોય છે ૧. અસત્–સસલાના શિંગડાં જેવો પદાર્થ, ૨. જેના પર આપણી વૃત્તિ ગઈ ન હોય તેવો ઘટાદિ પદાર્થ અને ૩. સ્વપ્રકાશ પદાર્થ કે જેના સાક્ષાત્કારમાં બીજાની જરૂર રહેતી નથી. એ ત્રણમાં આત્મા સસલાનાં શિંગડાં જેવો અસત્ નથી; તેમ જ અજ્ઞાત ઘટાદિ પદાર્થ જેવો પણ નથી; પરંતુ સદ્રૂપ અને સર્વના સાક્ષીરૂપે તેમ જ અવિલુપ્ત પ્રકાશ હોવાથી અર્થાત્ સ્વપ્રકાશ હોવાથી આત્માને જાણનાર બીજાની અપેક્ષા નથી અને એવી કોઈ વસ્તુ પણ નથી કે જે આત્માને જાણી શકે, માટે આત્મા અજ્ઞેય છે, એથી આત્મા નથી એવો અર્થ થતો નથી.

અનુભવસ્વરૂપ આત્મા અનુભવનો વિષય નથી; એ બાબતમાં દૃષ્ટાંત કહી બતાવે છે:

**माधुर्यादिस्वभावानामन्यत्र स्वगुणार्पिणाम् ।**
**स्वस्मिंस्तदर्पणापेक्षा नो न चास्त्यन्यदर्पकम् ॥१४॥**

ઈતર પદાર્થમાં માધુર્ય વગેરે પોતાના ગુણોનું અર્પણ કરનાર માધુર્યાદિક સ્વભાવવાળા[14] ગોળ વગેરે જે પદાર્થો છે, તેઓને પોતામાં માધુર્યાદિકની અર્પણની અપેક્ષા નથી હોતી, તેમ તેવા ગોળ ઇત્યાદિ પદાર્થમાં માધુર્યાદિકનો અર્પક અન્ય કોઈ છે નહિ.[15]

૧૪. અહીં આદિ શબ્દે કરી અમ્લ, લવણ, કટુ, કષાય, તિક્ત વગેરે સર્વ રસનું ગ્રહણ સમજી લેવું જેમ સાકર ભળવાથી ચૂરમું મિષ્ટ થઈ જાય છે તેમ લીંબુ નિચોવવાથી દાળ ખાટી થાય છે, એમ સર્વે રસો સંયુક્ત વસ્તુમાં પોતાના સ્વભાવસિદ્ધ ધર્મના સમર્પક છે.

૧૫. સ્વભાવસિદ્ધ મધુરતા ધર્મવાળા શર્કરા, ગોળ વગેરે પદાર્થો તેની સાથે સંયોગ પામતાં ચૂરમા વગેરે વસ્તુઓમાં પોતાના મધુરપણારૂપ ગુણનું અર્પણ કરે છે,

તે શર્કરા આદિક પદાર્થોને પોતાના સ્વરૂપમાં મિષ્ટતા વગેરે ગુણના સંપાદનની અપેક્ષા નથી; એટલે કોઈ બીજો પદાર્થ અમારામાં મિષ્ટતાનું અર્પણ કરે એવા આકારની આકાંક્ષા શર્કરાદિકને થતી નથી તેમ તે શર્કરા, ગોળ વગેરેને મધુરતાદિકનું અર્પણ કરનાર બીજું કોઈ છે નહિ. એવો ભાવાર્થ છે.

દૃષ્ટાંત સહિત ફલિતાર્થનું કથન કરી દેખાડે છે.

**अर्पकांतरराहित्येऽप्यस्त्येषां तत्स्वभावता ।**
**मा भूत्तथानुभाव्यत्वं बोधात्मा तु न हीयते ॥१५**

જેમ શર્કરાદિકને વિષે મધુરતાદિકનું અર્પણ કરનાર બીજું કોઈ છે નહિ, છતાં તે શર્કરાદિક પદાર્થનું મધુરતાદિક સ્વભાવપણું પ્રતીત થાય છે, તેમ આત્માનું પણ અનુભાવ્યત્વ એટલે અનુભવ જ્ઞાનનું વિષયપણું ભલે ન હો; પરંતુ આત્માનું બોધાત્મકપણું અર્થાત્ નિત્ય-જ્ઞાન સ્વરૂપપણું તો સર્વથા ન્યૂન થતું નથી; કિંતુ સર્વદા હોય છે.

કહેવાઈ ગયેલ બાબતમાં[16] શ્રુતિનું પ્રમાણ આપે છે

**स्वयंज्योतिर्भवन्येष पुरोऽस्माद्भासतेऽखिलात् ।**
**तमेव भान्तमन्वेति तद्भासा भास्यते जगत् ॥१६॥**

એ પુરુષ[17] સ્વયંજ્યોતિ થાય છે, એ અખિલ જગતથી પૂર્વે ભાસમાનરૂપે સ્ફુરે છે અને તેના ભાસ-પ્રકાશ વડે કરીને જગત ભાસે છે.

૧૬ તેરથી સોળ સુધીના શ્લોકમાં અનુભવસ્વરૂપ આત્માની અજ્ઞેયતા એટલે સ્વપ્રકાશત્વાનું જે નિરૂપણ કર્યું તે બાબતમાં,

૧૭ ‘अत्राय पुरुष स्वयज्योतिर्भवति। અહીં (સ્વપ્ન અવસ્થામાં) આ પુરુષ સ્વયંજ્યોતિ થાય છે’ (બૃહદા૦ ૪-૩-૯)

‘अस्मात्सर्वस्मात्पुरत सुविभातम्। સંપૂર્ણ જગતની પહેલાં ભાસી રહ્યો છે’ (નૃ-ઉ-તા ૨)

તેમ જ ‘तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिद विभाति। તે પરમાત્માના સ્ફુરણ પછી આ સર્વ જગતનું સ્ફુરણ થાય છે, તેના પ્રકાશે કરીને આ સંપૂર્ણ જગત પ્રકાશિત થાય છે’ (મુંડક ૨-૨-૧૦; શ્વે. ૬-૧૪, કઠ. ૫-૧૪) ઇત્યાદિક શ્રુતિઓ આત્માના સ્વયંપ્રકાશમાં પ્રમાણરૂપ છે.

येनेद सर्वं विजानाति तं केन विजानीयात्। विज्ञातारमरे केन विजानीयात्। જે આત્મા વડે પુરુષ આ સર્વ જગતને જાણે છે, તે આત્માને બીજા કયા સાધને કરીને જાણે? અરે મૈત્રેયી, વિજ્ઞાતા-સર્વના જાણનારને-કયા પ્રકારે દૃશ્યરૂપે કરી જાણે? બૃહદા૦ ૨-૪-૧૪. આ શ્રુતિવાક્યનું અર્થતઃ કથન કરી આત્માનું અજ્ઞેયપણું દૃઢ કરી દેખાડે છે:

**येनेदं जानते सर्वं तत्केनान्येन जानताम् ।**
**विज्ञातारं केन विद्याच्छक्तं वेद्ये तु साधनम् ॥१७**

જે સાક્ષી ચૈતન્યરૂપ આત્મા વડે પ્રાણીઓ આ સર્વ દૃશ્ય પ્રપંચસ્વરૂપ જગતને જાણે છે, તે સાક્ષીરૂપ આત્માને ઇતર કયા જડ પદાર્થે કરીને જાણે? દૃશ્ય પદાર્થમાત્રનો જ્ઞાતા જે આત્મા તેને પુરુષ કયા દૃશ્યભૂત સાધન વડે કરીને જાણે? કશાથી નહિ. જ્ઞાનનું સાધન જે મન છે, તે તો માત્ર વેદ્ય-જ્ઞાનમાં વિષયભૂત જે વસ્તુ-તેને વિષે શક્ત છે, અર્થાત્ વેદ્ય વસ્તુમાં જ પ્રવૃત્ત થવાનું મનનું સામર્થ્ય છે; પરંતુ જ્ઞાતા જે આત્મા છે તેને જાણવામાં મન સમર્થ[18] નથી.

૧૮. नैव वाचा न मनसा (કઠ. ૬-૧૨) ઇત્યાદિ શ્રુતિઓમાં એ આત્મા વાણીથી કે મનથી જાણી શકાય એવો નથી એમ કહેલું છે. વળી તે આત્માને જો વેદ્ય માનીએ તો જાણવાવાળો કર્તા તથા જ્ઞેય-જાણવાનો વિષય-કર્મ એ બન્ને એક જ થાય છે ને એકને કર્તૃત્વ તથા કર્મત્વનો વિરોધ આવે છે, તેથી પણ આત્માને વિષે અનુભવની વિષયતાનો અભાવ છે અર્થાત્ આત્મા અનુભવનો વિષય થઈ શકતો નથી.

स वेत्ति वेद्य न च तस्यास्ति वेत्ता। (શ્વે.-૩-૧૯) अन्यदेव तद्विदितादथो अविदितादधि॥ (કેન. ૧-૩) તે પરમાત્મા વેદ્ય-જાણવાના વિષયમાત્રને જાણે છે, પણ તે આત્માનો કોઈ જાણનારો નથી વળી કઠવલ્લીમાં કહ્યું છે કે ‘જે પ્રત્યગાત્મા વિદિત એટલે જ્ઞાત વસ્તુથી અન્ય છે અને અવિદિત એટલે અજ્ઞાત પદાર્થથી પણ ભિન્ન છે. આ બે શ્રુતિવાક્યો આત્માની સ્વપ્રકાશતાના સાધક પ્રમાણ માની તેનું અર્થથી કથન કરી બતાવે છે:

**स वेत्ति वेद्यं तत्सर्वं नान्यस्तस्यास्ति वेदिता ।**
**विदिताविदिताभ्यां तत्पृथग्बोधस्वरूपकम् ॥१८॥**

તે આત્મા સઘળા વેદ્ય પદાર્થોને જાણે છે, પણ તે આત્માનો જ્ઞાતા-જાણનારો કોઈ છે નહિ; કારણ કે તે બોધસ્વરૂપ પ્રત્યગાત્મા વિદિત[19] (એટલે જ્ઞાનનો વિષય થાય તે) તથા અવિદિત (એટલે અજ્ઞાનથી આવૃત પદાર્થ) એ બન્નેથી પૃથક્ અર્થાત્ વિલક્ષણ છે.

૧૯. જ્ઞાન વડે પ્રકાશિત થતી વ્યાકૃત (પ્રગટ)-સ્વરૂપ જે વસ્તુ તે વિદિત કહેવાય અને વિદિતથી

વિપરીત અવ્યાકૃત અવિદ્યારૂપ વસ્તુને અવિદિત પદાર્થ કહેવાય છે.

વિદિત અવિદિત વસ્તુથી વિલક્ષણ આત્માનો અનુભવ થતો નથી, એવી શંકાનું સમાધાન કરે છે:

**बोधेऽप्यनुभवो यस्य न कथंचन जायते ।**
**तं कथं बोधयेच्छास्त्रं लोष्टं नरसमाकृतिम् ॥१९॥**

જેને[૨૦] બોધ વિષે પણ કોઈ પ્રકારે અનુભવ થાય નહિ, તેવા નર સમાન આકૃતિવાળા લોષ્ટને–માટીનાં ઢેફાને શાસ્ત્ર કેવી રીતે બોધન કરી શકે? કોઈ પણ પ્રકારે સમજાવી શકે નહિ.

૨૦. મંદ બુદ્ધિવાળો મનુષ્ય કે જેને ઘટાદિક સ્ફુરણરૂપ ચેતનસ્વરૂપ બોધમાં પણ અનુભવ થતો નથી તે; અર્થાત્ ઘટાદિ સંપૂર્ણ પદાર્થોનું જ્ઞાન સર્વને થાય છે અને ઘટાદિ ઉપાધિને દૂર કરતા જે જ્ઞાનસ્વરૂપ રહે છે તે જ બ્રહ્મ છે; આવી રીતે જ્ઞાન હોવા છતાં જે એમ કહે છે કે, મને જ્ઞાન થતુ નથી આવાને શાસ્ત્ર અથવા કોઈ પણ કેવી રીતે ઉપદેશ આપી શકે?

'બોધ જણાતો નથી' એ બોલવું જ વ્યાઘાતદોષપણું છે, એમ દષ્ટાંત આપી દર્શાવે છે:

**जिह्वा मेऽस्ति न वेत्युक्तिर्लज्जायै केवलं यथा ।**
**न बुध्यते मया बोधो बोद्धव्य इति तादृशी ॥२०**

'મારા મુખમાં જીભ છે કે નહિ' આવું કોઈ ઉન્મત્ત પુરુષનું કહેવું, જેમ કેવળ લજ્જા ઉત્પન્ન કરનારું થાય છે, એવી રીતે[૨૧] 'બોધ મારાથી જણાતો નથી, હવે પછી જાણવાનો છે' એવુ કોઈ મૂઢ પુરુષનુ કથન પણ તેવું જ લજ્જા ઉત્પન્ન કરનારું થાય છે એમ સમજવું.

૨૧. 'મારે જીભ છે કે નહિ' એ બોલવું પણ જીભ વિના શક્ય નથી, એટલે એવું બોલવુ જ એમ સિદ્ધ કરી આપે છે કે તેને જીભ છે, એવી રીતે હું જ્ઞાનસ્વરૂપ બ્રહ્મને જાણતો નથી' એ કહેવું પણ એવુ જ છે; કારણ કે જગતનું જ્ઞાન થાય છે, તેમાં જે જાણવાપણું છે એટલે જે જ્ઞાન છે તે બ્રહ્મસ્વરૂપ છે. વળી ઉપરના વાક્યમાં હુ બ્રહ્મને જાણતો નથી, એમ જાણતો નથી એવુ ય જ્ઞાન તો છે; જો જ્ઞાન ન હોય તો તે વાક્ય શી રીતે કહે? આવી રીતે જ્ઞાન વગર કોઈ પણ વ્યવહાર સંભવતો નથી. શાસ્ત્રની ભાષામાં જ્ઞાન વિના જગત પ્રતીતિનો અભાવ આવે માટે આવું કહેવુ વ્યાઘાતદોષવાળું છે, એમ સમજવુ.

ભલે ઘટાદિક પદાર્થનો એવા પ્રકારનો બોધ થાઓ, તેથી આ પ્રકારના આરંભમા કથન કરેલો જે બ્રહ્માવબોધ છે, તેમા શી અસર થઈ? એવી આશંકા કરી સમાધાન દર્શાવે છે:

**यस्मिन्यस्मिन्नस्ति लोके बोधस्तत्तदुपेक्षणे ।**
**यद्बोधमात्रं तद्ब्रह्मेत्येवं धीर्ब्रह्मनिश्चयः ॥२१॥**

જગતમાં જે જે ઘટાદિરૂપ વિષયોનું જ્ઞાન થાય છે, તે તે ઘટાદિ વિષય માત્રનો અનાદર કરતાં (તે સર્વ પદાર્થ મિથ્યા જાણીને તેનું વિસ્મરણ કરવાથી) જે બોધ માત્ર અવશેષ રહે છે તે જ પરબ્રહ્મ છે; એવા પ્રકારની જે બુદ્ધિ (નિશ્ચય), તેનું નામ જ બ્રહ્મનિશ્ચય છે એમ જાણવું.

## આત્માની શૂન્યતાના નિરાસપૂર્વક આત્માની સ્વપ્રકાશતાનું નિરૂપણ

આવી રીતે વિષયોના અનાદરથી બ્રહ્માવબોધ થાય છે, તો પછી પંચકોશના નિરૂપણની[૨૨] શી આવશ્યકતા છે? આ શંકાનું સમાધાન આપે છે.

**पंचकोशपरित्यागे साक्षिबोधावशेषतः ।**
**स्वस्वरूपं स एव स्याच्छून्यत्वं तस्य दुर्घटम् ॥२२**

અન્નમયાદિક પાંચ કોશનો પરિત્યાગ કરીએ અર્થાત્ બુદ્ધિ વડે તે પાંચે કોશના અનાત્મભાવનો નિશ્ચય કરીએ, ત્યારે સાક્ષીરૂપ બોધ અવશેષ રહે છે. તેથી તે સાક્ષી–પ્રત્યગાત્મરૂપ બોધ જ પોતાનુ સ્વરૂપ છે અને એ બોધ જ બ્રહ્મરૂપ છે. તે સાક્ષીરૂપ બોધનું શૂન્યપણુ[૨૩] દુર્ઘટ છે અર્થાત્ અસંભવ છે.

૨૨. પરિપૂર્ણ ચૈતન્યસ્વરૂપ બ્રહ્મની જ્યાં સુધી પ્રત્યગાત્મરૂપતાનું જ્ઞાન ન થાય, ત્યા સુધી કર્તાભોક્તા તથા જન્મ-મરણ, હર્ષ–શોક વગેરે રૂપ સંસારની નિવૃત્તિ થાય નહિ; માટે તે વ્યાપક બ્રહ્મની પ્રત્યગાત્મરૂપતાના જ્ઞાનમા પંચકોશનો વિવેક ઉપયોગી છે, માટે તેનુ નિરૂપણ વ્યર્થ નથી

૨૩. પંચકોશનો પરિત્યાગ કરતાં બાકી શૂન્ય જ રહે છે. આત્મા તો ક્યાંય દેખાતો નથી. એવી શંકાનુ સમાધાન આ પ્રકરણના ૧૨મા શ્લોકમાં થઈ ગયેલુ છે, માટે આ આત્માનું શૂન્યપણુ સંભવતુ નથી.

આત્માની શૂન્યતાનું દુર્ઘટપણું યુક્તિથી સાધે છે:

**अस्ति तावत्स्वयं नाम विवादाविषयत्वतः ।**
**स्वस्मिन्नपि विवादश्चेत्प्रतिवाद्यत्र को भवेत् ? ॥२३**

પ્રથમથી જ સ્વયં એટલે સ્વસ્વરૂપ[૨૪] તો

સર્વને વિદ્યમાન જ છે; કારણ કે તે વિવાદનો[25] અવિષય છે. સ્વાત્મામાં પણ જ્યારે વિવાદ થાય, તો વિવાદમાં પ્રતિવાદી—જવાબ દેનારો કોણ થશે?

૨૪. લૌકિક તથા વેદાર્થવેત્તા સર્વને 'હું છું' એવો સમાન બોધ હોય છે.

૨૫ પોતાના સ્વરૂપ વિષે કોઈને સંશય હોતો નથી. કોઈ પણ પુરુષને 'હું છું કે નહિ' એવી શંકા થતી નથી. પૂ પાદ શ્રીમત્ શંકરાચાર્યજી પણ કહે છે

अस्ति स्वयमित्यस्मिन्नर्थे कस्यास्ति संशय पुंस. ।
अत्रापि संशयश्चेत्संशयिता य. स एव भवसि त्वम् ॥

(આત્મનિરૂપણ ૪)

અર્થ 'પોતે છે' આ અર્થમા કયા પુરુષને સંશય છે? જો આમા પણ સંશય હોય તો સંશય કરનાર છે તે જ તું છે; અર્થાત્ તે જ તારુ સ્વરૂપ છે.' જો સર્વને પોતા વિષે સંશય હોય તો જવાબ આપનાર કોણ થશે? કારણ કે સર્વને પોતા વિષે સંશય છે, માટે પોતાપણુ સર્વાનુભવથી સિદ્ધ છે.

'હુ નથી' એમ માનનારો કોઈ પણ માણસ પ્રતિવાદી થઈ શકે નહિ, એ સમજાવે છે

**स्वासत्त्वं तु न कस्मैचिद्रोचते विभ्रमं विना ॥**
**अत एव श्रुतिर्बाधं ब्रूते चासत्त्ववादिनः॥ २४॥**

એક વિભ્રમ—ભ્રાંતિ દશા સિવાય અન્ય અવસ્થામાં પોતાનો અભાવ કોઈ પણ પુરુષ અંગીકાર કરતો નથી. પોતાનો અભાવ કોઈને પણ પ્રિય લાગતો નથી, માટે જ શ્રુતિ અસત્ વાદીનો બાધ કરે છે અર્થાત્ શૂન્યવાદીનો નિષેધ કરે છે.

પૂર્વોક્ત શ્રુતિવચનને[26] અર્થથી કહે છે·

**असद्ब्रह्मेति चेद्वेद स्वयमेव भवेदसत् ।**
**अतोऽस्य मा भूद्वेद्यत्वं स्वसत्त्वं त्वभ्युपेयताम्॥२५**

જે બ્રહ્મને અસત્ જાણે છે, તે બ્રહ્મનો અસત્ત્વવાદ કરનારો (અર્થાત્ બ્રહ્મની અવિદ્યમાનતા જાણનારો) પુરુષ પોતે જ અસત્ બને છે, કારણ કે પોતે જ બ્રહ્મરૂપ છે, તેથી તે પોતાનું જ અસત્પણું કહે છે. આથી કરી એ આત્માનુ વેદ્યત્વ એટલે જ્ઞાનની વિષયતા ભલે ન હો, તોપણ સ્વસત્ત્વ (પોતાનુ વિદ્યમાનપણુ) તો અંગીકાર કરવું જ જોઈશે, અન્યથા શૂન્યતાની પ્રાપ્તિ થશે.

૨૬. 'असन्नेव स भवति, असद्ब्रह्मेति वेद चेत् જો બ્રહ્મને અસત જાણે છે, તે પોતે બ્રહ્મરૂપ હોવાથી અસત-પણાને પામે છે.' (તૈ૦ ૨–૬–૧)

ત્યારે આત્માનું સ્વરૂપ કેવું છે, એવી ઇચ્છા થતા જણાવે છે·

**कीदृक्तर्हीति चेत्पृच्छेदीदृक्ता नास्ति तत्र हि ।**
**यदनीदृगतादृक्च तत्स्वरूपं विनिश्चिनु ॥ २६ ॥**

ત્યારે આ આત્મા કેવો છે? એમ જો તમે પૂછો, તો અમે કહીએ છીએ કે તેને આવો છે એમ કહી શકાય નહિ, જે આવો નથી અને તેવોય નથી[27] તે આત્માનું સ્વરૂપ છે, એમ દૃઢ નિશ્ચય કરો.

૨૭. અહી આ અભિપ્રાય છે· જો આત્માને 'આવો છે' એમ કહો તો તે જ્ઞાનનો વિષય થઈને જડપણાને પ્રાપ્ત થાય અર્થાત્ અનાત્મા થઈ જાય, અને આવાપણુ ન લગાડીએ તો આત્મા શૂન્ય થઈ જાય એમ 'ઉભય-પાશારજ્જુ' એ ન્યાય લાગુ પડે છે. (બેવડા ગાળાના પાશને ઉભય પાશારજ્જુ કહેવાય છે. તેનો બેમાથી ગમે તે છેડો ખેંચીએ તોપણ ફાંસો બિડાઈ જાય છે. તેને ચોડાગાંઠ પણ કહે છે) કારણ કે એમાંથી ગમે તે પક્ષ અંગીકાર કરીએ તોપણ દોષ તો આવે છે જ. માટે આ આત્મા આવોય નથી તેમ, તેવો પણ નથી, એટલે નિર્વિશેષ (નામ–રૂપાદિ સર્વ પ્રકારના વિશેષોથી રહિત) છે એમ સમજવુ.

આત્મા 'આવો' નથી અને 'તેવો' નથી એમ કહેવા માત્રથી તેના સ્વરૂપની સિદ્ધિ થતી નથી એવી શંકાના સમાધાન માટે તે બે શબ્દોનો અર્થ કહે છે.

**अक्षाणां विषयस्त्वीदृक्परोक्षस्तादृगुच्यते ।**
**विषयी नाक्षविषयः स्वत्वान्नास्य परोक्षता ॥२७॥**

જે વસ્તુ ઇંદ્રિયોના વિષયરૂપ હોય, તેને આવા પ્રકારની[28] અને જે ઇંદ્રિયોના વિષયરૂપ ન હોય તેને તેવા પ્રકારની એમ કહેવામાં આવે છે. આત્મા ઇંદ્રિયાદિ સર્વ દૃશ્યને પ્રકાશનારો હોવાથી તે ઇંદ્રિયોના વિષયરૂપ થતો નથી; અને સર્વનું પોતાપણુ (આત્મા) હોવાથી તે પરોક્ષ પણ નથી અર્થાત્ અપરોક્ષ છે.

૨૮. ઘટાદિ પદાર્થ ઇંદ્રિયોના વિષય છે, તેથી તેનુ પ્રત્યક્ષજ્ઞાન થાય છે, તેમ જ પુણ્ય–પાપ–સ્વર્ગ વગેરે પદાર્થો ઇંદ્રિયોના વિષય થતા નથી તેથી તેમને પરોક્ષ કહેવાય છે. આત્મા આ બંને પ્રકારના પદાર્થોથી વિલક્ષણ

૩૧. यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ સંપૂર્ણ વ્યક્ત–અવ્યક્ત પદાર્થો નષ્ટ થવા છતા એટલે બાધ પામવા છતાં પણ અવિનાશી ભાવ પદાર્થ આત્મા નષ્ટ (બાધ) થતો નથી.' (ગીતા ૮–૨૦)

સર્વનો બાધ થતા કાંઈ પણ શેષ રહેતું નથી, એવી શંકાનુ સમાધાન કરે છે:

**सर्वबाधे न किंचिच्चेद्यन्न किंचित्तदेव तत् ।**
**भाषा एवात्र भिद्यंते निर्बाधं तावदस्ति हि ॥२१**

સર્વનો બાધ કર્યા પછી કાંઈ પણ રહેતું નથી એમ જો તમે કહો, તો તમારી દૃષ્ટિએ જે કાંઈ નથી તેજ અમારી દૃષ્ટિએ વાસ્તવિક તત્ત્વ એટલે આત્મા[૩૨] છે. આ બોલવામા માત્ર શબ્દનોજ ફેર છે અર્થાત્ જેને તમે 'ન કિંચિત્' કહો છો, તેને અમે આત્મતત્ત્વ કહીએ છીએ. નિષેધરહિત તત્ત્વ તો અવશ્ય રહેજ છે.

૩૨. અહીં શકા થવા સભવ છે, કે 'ન કિંચિત્' સર્વના બાધ પછી કાંઇ રહેતુ નથી અને તેનેજ તમે આત્મતત્ત્વ માનો છો તે કેમ ઘટી શકે, કારણ કે આત્મા ભાવપદાર્થ છે અને 'ન કિંચિત્' અભાવવાચક છે? સમાધાન એ જ છે કે સર્વનો બાધ થાય છે એમ કોઈક કહેનાર (જાણનાર–સાક્ષી) તો જોઈશે. તેમ 'ન કિંચિત્' એમ પણ કહેનાર કોઈક તો હોવો જોઈશે તે વગર ન કિંચિત્ અથવા સર્વનો બાધ થાય છે એવુ જ્ઞાન શી રીતે થશે? માટે સર્વના બાધાવધિરૂપ આત્મા અવશ્ય અંગીકાર કરવો પડશે. તેને ન કિંચિત્ વગેરે ગમે તે શબ્દથી નવાજો, પરંતુ બાધરહિત વસ્તુ તો છે જ.

પૂર્વોક્ત અર્થને શ્રુતિના પ્રમાણથી દૃઢ કરે છે:

**अत एव श्रुतिर्बाध्यं बाधित्वा शेषयत्यदः ।**
**स एष नेति नेत्यात्मेत्यतद्व्यावृत्तिरूपतः ॥२२॥**

સાક્ષીચતન્ય અબાધ્ય છે, માટે જ શ્રુતિ 'स एष नेति नेति आत्मा આ આત્મા આવો નથી, આવો નથી' (બૃ. ૩–૯–૨૯) આ પ્રમાણે અતદ્વ્યાવૃત્તિથી[૩૩] નિષેધ કરવા યોગ્ય સઘળા અનાત્મ પદાર્થોનો નિષેધ કરીને અબાધિત તત્ત્વ-સ્વરૂપ આત્માને અવશેષ રાખે છે.

૩૩. અતદ્વ્યાવૃત્તિ=તત્=બ્રહ્મ, અતદ્=બ્રહ્મથી વિલક્ષણ માયા અને તેનો સમગ્ર પ્રપચ વ્યાવૃત્તિ=નિષેધ બ્રહ્મથી વિલક્ષણ સમસ્ત માયા અને તેનો પ્રપંચ એ સર્વનો નિષેધ. તે અતદ્વ્યાવૃત્તિ કહેવાય છે.

શાસ્ત્રો આત્માને નિષેધમુખ દ્વારા સમજાવે છે. દક્ષિણના પ્રખ્યાત સત ભગવાન શ્રીરમણ મહર્ષિ એક વખત એક જિજ્ઞાસુને સત્ ચિત્ આનંદનું સ્વરૂપ સમજાવતા હતા તે અહીં ટાંકીએ છીએ –

સત=અસતથી વિલક્ષણ (જે અસત્ ન હોય તે).
ચિત=જડથી વિલક્ષણ (જે જડ ન હોય તે).
આનંદ=દુઃખથી વિલક્ષણ (જે દુઃખરૂપ ન હોય તે)

આ પ્રમાણે અસત, જડ અને દુઃખરૂપની સર્વને જાણુ છે, એવુ જેમા ન હોય તે બ્રહ્મ. આવી રીતે નિષેધ દ્વારા શ્રુતિઓ આત્માને સ્પષ્ટ ઓળખાવે છે.

નિષેધ કરવા યોગ્ય અને નિષેધ નહિ કરવા યોગ્ય બન્ને પદાર્થોને સ્પષ્ટ પૃથક કરી બતાવે છે

**इदंरूपं तु यद्यावत्तत्त्यक्तुं शक्यतेऽखिलम् ।**
**अशक्यो ह्यनिदंरूपः स आत्मा बाधवर्जितः ॥२३**

'આ' એવી રીતે દૃશ્યરૂપે અનુભવમા આવતા[૩૪] સઘળા પદાર્થો (આત્મવ્યતિરિક્ત વસ્તુમાત્ર) બાધ પામવાને યોગ્ય છે. પ્રત્યગ આત્મા સર્વાન્તર હોવાથી 'આ' એવા શબ્દનો વિષય થઈ શકતો નથી, તેથી તેનો બાધ થઈ શકતો નથી. માટે તે બાધરહિત સાક્ષી આત્મા છે, અહંકારાદિક જે દૃશ્ય વસ્તુ છે તે આત્મા નથી.

૩૪. પ્રકરણ બીજાના ૧૮મા શ્લોકમાં કહ્યા પ્રમાણે જેને 'આ' શબ્દ લાગી શકે છે, તે સર્વનો બાધ નિશ્ચિત છે, અર્થાત્ અહંકારથી લઈને સ્થૂળ પદાર્થો પર્યંત સર્વનો બાધ થાય છે આ સર્વના બાધના સાક્ષીભૂત જે આત્મા તે 'આ' શબ્દનો વાચ્ય થઈ શકતો નથી, તે અબાધિત તત્ત્વ છે. આત્માનો બાધ કહેનારનું પણ કાંઈક સ્વરૂપ હશે જ અને તે જ આત્મા અહંકારને આત્મા માનવામાં આવતો નથી, તેથી જિજ્ઞાસુએ ભ્રમિત થવુ જોઈએ નહિ. ઘણી વખત ભ્રાંતિથી અહંકારને આત્મા માની લેવામાં આવે છે, કારણ કે તે બન્નેનુ પૃથક્કરણ કરવામાં બહુ જ સૂક્ષ્મ બુદ્ધિની જરૂર છે ઉપર ઉપરથી વિચાર કરનાર તેમને પૃથક્ નહિ કરી શકે. માટે અહીં સ્પષ્ટ કહ્યું છે, કે અહંકાર આત્માના પ્રકાશે કરીને પ્રકાશિત થતો હોવાથી દૃશ્ય છે અને બાધયોગ્ય છે.

આત્માનું અબાધ્યપણું ભલે સિદ્ધ થયું. પરંતુ ચાલતા વિષયમા તેના સંબંધ શો છે:

**सिद्धं ब्रह्मणि सत्यत्वं ज्ञानत्वं तु पुरेरितम् ।**
**स्वयमेवानुभूतित्वादित्यादिवचनैः स्फुटम् । २४**

એથી બ્રહ્મનાં સ્વરૂપ લક્ષણ બતાવતી 'सत्यं

ज्ञानं अनंतं ब्रह्म ' એ શ્રુતિમાં કહેલું સત્યપણું આત્મામાં સિદ્ધ થયું. તેનું જ્ઞાન સ્વરૂપપણું તો આગળ આ જ પ્રકરણના ૧૩મા શ્લોકમાં 'स्वयमेवानुभूतित्वात् (પોતાનું જ અનુભવસ્વરૂપપણું હોવાથી)' ઇત્યાદિ વચનો વડે સ્પષ્ટ કહેલું છે.

## આત્માની અનંતરૂપતાનું વર્ણન

એવી રીતે આત્માનું સત્યપણું તથા જ્ઞાનસ્વરૂપપણું કહીને હવે આત્માથી અભિન્ન બ્રહ્મનું અનંતપણું જણાવે છે

**न व्यापित्वाद्देशतोऽन्तो नित्यत्वान्नापि कालतः ।**
**न वस्तुतोऽपि सार्वात्म्यादानंत्यं ब्रह्मणि त्रिधा ॥३५**

બ્રહ્મ વ્યાપક હોવાથી બ્રહ્મનો દેશથી અંત-પરિચ્છેદ[૩૫] નથી, તેમ બ્રહ્મ નિત્ય હોવાથી તેને વિષે કાળથી પણ અંત–પરિચ્છેદ નથી, તેમ જ બ્રહ્મ સર્વાત્મક એટલે સર્વનું સ્વરૂપભૂત હોવાથી તેને વિષે વસ્તુથી પણ અંત નથી. વસ્તુપરિચ્છેદ પણ બ્રહ્મમાં નથી. એ પ્રમાણે બ્રહ્મને વિષે ત્રણે પ્રકારની[૩૬] અનંતતા સિદ્ધ છે. (બ્રહ્મ ત્રિવિધ-પરિચ્છેદરહિત છે, એવો ભાવાર્થ છે.)

૩૫. પરિચ્છેદ=હદ–અંત તે ત્રણ પ્રકારના છે. ૧ દેશ-પરિચ્છેદ, ૨ કાળપરિચ્છેદ અને ૩ વસ્તુપરિચ્છેદ. તેમાં અત્યંતાભાવનું જે પ્રતિયોગીપણું તે દેશપરિચ્છેદ, એટલે દેશથી થયેલ હદ પ્રાગ્ભાવ અને પ્રધ્વંસાભાવનું જે પ્રતિયોગીપણું તે કાળપરિચ્છેદ; એટલે કાળથી થયેલ હદ અને અન્યોન્યાભાવનું જે પ્રતિયોગીપણું તે વસ્તુપરિચ્છેદ એટલે વસ્તુથી થયેલ હદ. આ પ્રકારે ત્રણ પરિચ્છેદના સ્વરૂપ છે. આત્મા તે ત્રણેથી રહિત હોવાથી અનંત છે

૩૬. नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं ' (મુંડક ૧–૧–૬) આત્મા ઉત્પત્તિનાશરહિત છે, વ્યાપક છે અને સર્વમાં અનુસ્યૂત છે, અતિસૂક્ષ્મ છે. વળી आकाशवत्सर्वगतश्च नित्य ' (કઠ–૫–૧૩) આકાશની પેઠે સર્વગત છે અને નિત્ય છે, એટલે પ્રાગભાવ કે પ્રધ્વંસાભાવનો અપ્રતિયોગી છે, તેમ જ ' नित्यो नित्यानां चेतनश्चेतनानाम् ' (શ્વે ૬–૧૩) જે નિત્ય–સત્યનો નિત્ય છે, અને ચેતનનો ચેતન છે. અને 'इदं सर्वं यदयमात्मा' (બૃ૦ ૪–૫–૭) આ જે કંઈ દૃશ્યમાન સર્વ પ્રપંચ છે, તે આ અપરોક્ષરૂપ આત્મા છે ' सर्वं ह्येतद् ब्रह्म ' (માંડૂક્ય ૨) આ જાણવામાં આવતું બધુંય બ્રહ્મ છે. ' ब्रह्मैवेदं सर्वं ' (નૃ ઉ–તા–૭) બ્રહ્મ જ આ સર્વ છે' ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મનું વ્યાપકપણું, નિત્યપણું અને સર્વાત્મપણું, એ ત્રણે પ્રતિપાદન કરવામાં આવેલ છે તેથી બ્રહ્મની ત્રણ પ્રકારની અનંતતા સિદ્ધ થાય છે. જેવી કે, સર્વગતત્વ વિશેષણ વડે કરી દેશથી અનંતતા દર્શાવી છે, કાળથી અનંતતા, નિત્યત્વથી બતાવી અને સર્વાત્મપણાથી વસ્તુકૃત પરિચ્છેદશૂન્યતા દર્શાવાય છે, એટલે દેશ, કાળ અને વસ્તુ એ ત્રણેના પરિચ્છેદથી રહિત એવું બ્રહ્મ છે, એમ સ્થાપિત થયું.

કેવળ શ્રુતિથી નહિ પણ યુક્તિ વડે પણ બ્રહ્મની અનંતતા[૩૭] સિદ્ધ થાય છે, એમ દર્શાવે છે

**देशकालान्यवस्तूनां कल्पितत्वाच्च मायया ।**
**न देशादिकृतोऽन्तोऽस्ति ब्रह्मानन्त्यं स्फुटं ततः ॥**

દેશ, કાળ અને અન્ય વસ્તુ એટલે બ્રહ્મથી ભિન્ન અનાત્મપદાર્થ એ ત્રણે માયા વડે કલ્પિત છે માટે કલ્પિત દેશ, કાળ અને વસ્તુએ કરેલો અંત–પરિચ્છેદ બ્રહ્મને વિષે સંભવતો નથી; અર્થાત્ બ્રહ્મમાં પારમાર્થિક પરિચ્છેદ સંભવે નહિ તેથી બ્રહ્મની અનંતતા–ત્રિવિધ પરિચ્છેદરહિતતા સિદ્ધ થાય છે.

૩૭. બ્રહ્મને વિષે અનંતતા સિદ્ધ કરી એટલે આત્માને વિષે પણ અનંતતા સ્ફુટ પ્રતિપાદિત થઈ; કારણ કે ' तदेतत्सत्यमात्मा ब्रह्मैव ब्रह्मात्मैवात्र ह्येव नविचिकित्स्यम् । તે આ આત્મા સત્યરૂપ બ્રહ્મ જ છે અને બ્રહ્મ આત્મા જ છે. એ બ્રહ્મ અને આત્માની એકતા વિષે સંશય કરવો યોગ્ય નથી.' (નૃ–ઉ–તા–૯) વળી ' अयमात्मा ब्रह्म । આ આત્મા બ્રહ્મ છે ' (માંડૂક્ય–૨) ઇત્યાદિક શ્રુતિઓ આત્માનો બ્રહ્મ સાથે અભેદ પ્રતિપાદન કરે છે, તેથી પૂર્વોક્ત બ્રહ્મની અનંતતાસિદ્ધિ એ જ આત્માની પણ અનંતતાસિદ્ધિ સમજી લેવી

## જીવ અને બ્રહ્મની અભેદતાનું પ્રતિપાદન

### ઉપાધિને લઈને બ્રહ્મનો જીવભાવ તથા ઈશ્વરભાવ

જેમ દેશ, કાળ અને વસ્તુએ કરેલો પરિચ્છેદ બ્રહ્મમાં નથી, તેમ જીવ તથા ઈશ્વરથી પણ બ્રહ્મમાં પરિચ્છેદ થતો નથી:

**सत्यं ज्ञानमनंतं यद्ब्रह्म तद्वस्तु तस्य तत् ।**
**ईश्वरत्वं च जीवत्वमुपाधिद्वयकल्पितम् ॥३७॥**

સત્ય, જ્ઞાન અને અનંતરૂપ જે બ્રહ્મ છે તે જ વસ્તુ એટલે પારમાર્થિક છે, તે બ્રહ્મને લોક-પ્રસિદ્ધ ઈશ્વરપણું તથા જીવપણું છે તે તો બે પ્રકારની ઉપાધિ વડે કલ્પિત છે; એટલે તે કલ્પિત

હોવાથી જ જડની પેઠે જીવ–ઈશ્વર બન્ને તે બ્રહ્મની પરિચ્છેદકતાના હેતુ થઈ શકે નહિ.

બ્રહ્મમાં ઈશ્વરપણું પ્રતીત કરાવનારી ઉપાધિનું સ્વરૂપ.

**शक्तिरस्त्यैश्वरी काचित् सर्ववस्तुनियामिका ।**
**आनंदमयमारभ्य गूढा सर्वेषु वस्तुषु ॥ ३८ ॥**

ઈશ્વરની ઉપાધિરૂપ ઈશ્વર સંબંધીની કોઈ એક એટલે અનિર્વચનીય[38] એવી સર્વ વસ્તુની નિયામક[39]–વસ્તુ માત્રનું નિયમન કરવાવાળી શક્તિ છે. તે શક્તિ આનંદમય કોશથી આરંભ કરીને બ્રહ્માંડ પર્યંતની સર્વ વસ્તુને વિષે ગૂઢ[40] (ગુપ્ત) રહેલી છે, તેથી જણાતી નથી; એટલે બાહ્ય વસ્તુની પેઠે પ્રતીત થતી નથી.

૩૮ સત્ અથવા અસત્ કહી શકાય નહિ તેવી અર્થાત્ જે સત્ નહિ, અસત્ નહિ અને સત–અસત્ ઉભયરૂપા પણ નહિ તેમ અધિષ્ઠાનભૂત બ્રહ્મથી ભિન્નતા અથવા અભિન્નતા અથવા ભિન્નઅભિન્ન ઉભયરૂપતા વડે કરી અનિર્દેશ્ય,વળી નિરવયવતા, સાવયવતા અને ઉભયરૂપતાનો જેમા અસંભવ છે એવી તાત્પર્યાર્થ એવો છે કે, ઉપર કહેવાઈ ગયેલા કોઈ પણ ધર્મ વડે નિરૂપણ કરવાને અશક્ય હોવાથી તે શક્તિ અનિર્વચનીય છે

૩૯ 'योप्सु तिष्ठन्नपामतरो यमापो न विदुर्यस्याप' शरीर योपोतरो यमयति। જે પરમાત્મા જળમાં રહી તે જળનો અંતર્યામી થાય છે, જેને જળ જાણતુ નથી, પણ તે જળ જેનુ શરીર છે અને જે જળની અંદર રહી તે જળનુ નિયમન કરે છે' (બૃહદારણ્યક ૩–૭) ઇત્યાદિક અંતર્યામી બ્રાહ્મણમા જે ઈશ્વરનુ સર્વ નિયંતૃત્વ વર્ણવેલુ છે, તે સર્વ નિયંતૃત્વનો નિર્વાહ કરવાવાળી જે ઉપાધિ છે તે જ માયાશક્તિ છે

૪૦. दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया (ગીતા–૭–૧૪) 'मम'–અહંપ્રત્યયવિષયથી પ્રત્યગાત્માની, સ્વપ્રકાશ પરમાત્મા સંબંધી દૈવી ત્રિગુણાત્મિકા–માયા શક્તિ દૂરત્યયા છે, અર્થાત્ જેનુ સ્વરૂપ દુઃખે કરીને પણ કળી શકાતુ નથી એવી છે માટે ગૂઢા એમ કહેલુ છે.

જો માયાશક્તિનો સદ્‌ભાવ અંગીકાર નહિ કરીએ, તો જગતના પદાર્થો નિયમમા રહે નહિ એમ જણાવે છે.

**वस्तुधर्मा नियम्येरञ्शक्त्या नैव यदा तदा ।**
**अन्योऽन्यधर्मसांकर्याद्विप्लवेत जगत्खलु ॥ ३९ ॥**

જો માયા નામની શક્તિ વડે પદાર્થોના ધર્મો નિયમમાં રાખવામાં ન આવે, તો પદાર્થોના ધર્મોનું એકબીજામાં મિશ્રણ થવાથી જગત અવશ્ય નાશ[41] પામે.

૪૧. પૃથ્વી આદિમા જે કઠણપણું આદિ ધર્મ છે, તે બીજા દ્રવ્યો સાથે મળતા એટલે જળ આદિ સાથે મિશ્રણ થતા તો જગતવ્યવહાર સંભવે નહિ.

અહી એવી આશંકા ઊઠે કે, તે જડ શક્તિને વિષે જગતનું નિયામકપણુ બને નહિ, તો કહે છે:

**चिच्छायावेशतः शक्तिश्चेतनेव विभाति सा ।**
**तच्छक्त्युपाधिसंयोगाद्ब्रह्मैवेश्वरतां व्रजेत् ॥४०॥**

તે માયા નામની શક્તિમાં ચેતનના આભાસનો પ્રવેશ[42] થવાથી તે શક્તિ ચેતન જેવી જણાય છે. તે શક્તિરૂપ ઉપાધિના સંયોગથી નિર્ગુણ બ્રહ્મ જ ઈશ્વરપણાને પામે છે; અર્થાત્ બ્રહ્મમાં ઈશ્વર એવું નામ આરોપવામાં આવે છે.

૪૨. માયા પોતે જડ છતાં પણ જ્યારે તેમા ચેતનનુ સંક્રમણ થાય છે. ત્યારે તે ચેતનના જેવી ભાસે છે અને પછી પદાર્થોને નિયમમા રાખવાનુ કામ કરે છે જેમ લોઢાના ગોળામાં અગ્નિનો પ્રવેશ થવાથી તે લોઢાનો ગોળો બાળે છે, તેમ માયામા ચેતનના ધર્મો આવવાથી તે સર્વ પદાર્થોને નિયમમા રાખવાના બળવાળી થાય છે.

પંચકોશના સંગથી બ્રહ્મમા જીવભાવ આરોપાય છે, એમ દૃષ્ટાંત આપી સમજાવે છે:

**कोशोपाधिविवक्षायां याति ब्रह्मैव जीवताम् ।**
**पिता पितामहश्चैकः पुत्रपौत्रौ यथा प्रति ॥ ४१ ॥**

જેવી રીતે એક જ પુરુષ પુત્રની અપેક્ષાએ પિતા અને પૌત્રની અપેક્ષાએ પિતામહ થાય છે, એવી રીતે અન્નમયાદિ પાંચ કોશોની અપેક્ષાએ બ્રહ્મ જ જીવપણાને પામે છે; અર્થાત્ બ્રહ્મને જીવ એવું નામ આપવામાં આવે છે.

### બ્રહ્મમાં પારમાર્થિક જીવભાવ કે ઈશ્વરભાવનો અભાવ

વાસ્તવ રીતે તો બ્રહ્મને વિષે જીવભાવ કે ઈશ્વરભાવ કશુ છે જ નહિ એમ સદૃષ્ટાંત કહે છે.

**पुत्रादेरविवक्षायां न पिता न पितामहः ।**
**तद्वन्नेशो नापि जीवः शक्तिकोशाविवक्षणे ॥४२॥**

જેમ પુત્ર અને પૌત્રની દૃષ્ટિ વિના તે પુરુષ પિતા નથી તેમ પિતામહ નથી થતો, તેમ જ શક્તિ (માયા) અને પંચકોશની દૃષ્ટિનો અભાવ થયે બ્રહ્મ જીવ નથી તેમ ઈશ્વર પણ નથી;

અર્થાત્ ઉપાધિકલ્પિત ધર્મભૂત જીવભાવ અને ઈશ્વરભાવ તે તે ઉપાધિનો નિષેધ (બાધ) થયેથી ઉપાધેયભૂત જીવભાવ અને ઈશ્વરભાવ બન્નેની નિવૃત્તિ થાય છે.

હવે કહેવાઈ ગયેલ જીવ અને બ્રહ્મના અભેદનિશ્ચયરૂપ જ્ઞાનનું ફળ કહી બતાવે છે.

**य एवं ब्रह्म वेदैष ब्रह्मैव भवति स्वयम् ।**
**ब्रह्मणो नास्ति जन्मातः पुनरेष न जायते ॥४३॥**

જે અધિકારી મનુષ્ય ઉપર કહેલી રીતે પંચકોશથી ભિન્ન બ્રહ્મને જાણે છે, તે પુરુષ પોતે પોતાનો કલ્પિત જીવભાવ દૂર થવાથી બ્રહ્મ જ[43] થાય છે. બ્રહ્મને જન્મ નથી આથી આ પુરુષ પણ પુનઃ જન્મ પામતો નથી.

૪૩. જેમ નિર્વિકાર કુંતીના પુત્ર કર્ણને વિષે રાધાપુત્રત્વ(દાસભાવ)ની પ્રતીતિ થઈ, તેમ નિર્વિકાર ચિદાનંદઘન બ્રહ્મને વિષે અવિદ્યાએ કરી જીવભાવની પ્રતીતિ થઈ, તો પછી સર્વને સર્વદા બ્રહ્મરૂપ હોવાથી વાસ્તવ જન્માદિ સંસારનો અભાવ જ છે, તથાપિ અવિદ્યાકૃત જીવભાવે કરી અજ્ઞાનીને પોતામાં જન્માદિકની પ્રતીતિ થાય છે અને સૂર્યના વચનથી કર્ણને કુંતીપુત્રતાના જ્ઞાને કરીને રાધાપુત્રતાની નિવૃત્તિ થઈ તેમ જ્ઞાનીને ગુરુના ઉપદેશથી પોતાના નિર્વિકાર બ્રહ્મભાવના જ્ઞાને કરીને નેત્રના આવરકદોષની પેઠે સ્વસ્વરૂપાવરક અવિદ્યાંશ-ની નિવૃત્તિ દ્વારા જન્માદિ સંસારની નિવૃત્તિ પ્રતીત થાય છે. એટલે પછી 'स यो ह वैतत्परम् ब्रह्मवेद ब्रह्मैव भवति' (મુંડક ૩–૨–૯) જે પુરુષ નિશ્ચયપૂર્વક એ પરમ બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ થાય છે. 'ब्रह्मविदाप्नोति परं' (તૈત્તિ૦ ૨–૧) બ્રહ્મવેત્તા પુરુષ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે, તેમ જ 'न जायते म्रियते वा विपश्चित्' (કઠ ૨–૧૮) વિદ્વાન પુરુષ બ્રહ્મરૂપ હોવાથી જન્મતો નથી, તેમ મરતો પણ નથી, તથા 'न स पुनरावर्तते' (કાલાગ્નિ ૨૯૦ ૨) તે બ્રહ્મવિદ ફરી જન્માદિ સંસારમાં આવૃત્તિ પામતો નથી. એ શ્રુત્યાર્થાનુસાર જ્ઞાની બ્રહ્મરૂપ જ થયો, તેથી બ્રહ્મની પેઠે તેને પણ જન્માદિરહિતતા સિદ્ધ થઈ.

### પંચકોશવિવેકનું મનન

'यो वेद निहितं गुहायां ।' 'सोऽश्नुते सर्वान् कामान् ।' જે પુરુષ પંચકોશરૂપી ગુફામાં અવસ્થિત આત્મતત્ત્વને જાણે તેની સર્વ કામનાઓ પરિપૂર્ણ થાય. આ શ્રુતિમાં આત્માનું આવરણ કરનાર પંચકોશરૂપી ગુફા કહીને તે પંચકોશથી આત્માનો વિવેક કરવો એ પુરુષાર્થ છે, એમ સૂચવ્યું છે અન્નમયકોશ–આ સ્થૂળ દેહ, એ આત્મા નથી, કારણ કે તેનો પ્રાગભાવ તથા પ્રધ્વંસાભાવ થાય છે તેથી તે કાર્ય છે અને આત્મા કાર્ય નથી, પણ નિત્ય છે. તેમ તેનાથી આંતરદેહમાં પરિપૂર્ણ રહી ઇંદ્રિયાદિકનો પ્રવર્તક જે પ્રાણમયકોશ છે, તે પણ આત્મા નથી કેમકે એ પ્રાણને વિશે ચેતનપણાનો અભાવ છે, અર્થાત્ ઊંઘતા માણસને પ્રાણ ચાલતો હોય છે, છતા પાસે પડેલા પદાર્થનો બોધ હોતો નથી અને આત્મા તો ચેતન છે, તેમ જ તેનાથી આંતર જે દેહાદિકને વિષે અહંતા–મમતાદિક કરનાર મનોમયકોશ છે એ પણ આત્મા નથી; કારણ કે તે અનિયત સ્વભાવવાળો વિકારી છે અને આત્મા તો અવિકારી છે, ત્યારે વિજ્ઞાનમયકોશ કે જે સુષુપ્તિમાં લીન થઈ રહે છે અને જાગ્રત થાય ત્યારે સમગ્ર શરીરમાં વ્યાપ્ત થાય છે એવી ચૈતન્યના પ્રતિબિંબવાળી બુદ્ધિ છે તેને આત્મા કહે તો તે પણ નહિ; કારણ કે તે પણ ઉદય અને વિલય અવસ્થાવાળો છે અને આત્માનો ઉદય કે વિલય થતો નથી હવે છેલ્લે આનંદમયકોશ એટલે આનંદપ્રતિબિંબયુક્ત અંતર્મુખાવૃત્તિ. કે જે આનંદભોગને અંતે નિદ્રારૂપે વિલીન થાય છે તે આત્મા, એમ કહે તો તે પણ નહિ; કારણ કે તે કદાચિત્ કોઈ કાળમાં પ્રતીત હોય અને કોઈ કાળમાં અપ્રતીત હોય છે. એવો વાદળાંની પેઠે અસ્થિર સ્વરૂપવાળો આત્મા નથી, ત્યારે આત્મા કયો? કે જે બુદ્ધિને વિષે આનંદપ્રતિબિંબ છે તેનો હેતુ-બિંબભૂત જે આનંદ છે તે આત્મા છે; કારણ કે તે નિત્ય છે એ આત્મા જ્ઞાનરૂપ છે, પાંચે કોશથી નિરાળો છે અને પાંચે કોશનો દ્રષ્ટા છે એ જ આત્માના આનંદ-ની માત્રાઓનું બીજા પદાર્થ ઉપજીવન કરે છે. જેમ કોઈ ભોજ્ય વસ્તુને મિષ્ટ કરવા તેમા શર્કરા ભેળવાય છે, તેમ શર્કરાને મિષ્ટ કરવા તેમાં કશી વસ્તુ મેળ-વવાની જરૂર નથી. તેમ આત્મા સર્વનો સાક્ષી છે તે પોતે સ્વપ્રકાશ હોવાથી તેને પ્રકાશવામાં ઇતરની અપેક્ષા નથી. એવી રીતે પાંચે કોશની અનાત્મભાવના કરી કે તે આત્મા કયો? તેના ઉત્તરમાં જણાવ્યુ કે, 'આવો કે તેવો' એમ આત્મા નિરૂપિત થઈ શકે તેવો નથી; કેમકે ઇંદ્રિયોનો વિષય હોય તે 'આવો' કહેવાય અને પરોક્ષ હોય તે 'તેવો' કહેવાય. આ તો ઇંદ્રિયોનો વિષય નથી અર્થાત્ અવેદ્ય છે અને પરોક્ષ નથી, પણ અપ-રોક્ષાનુભવરૂપ છે, તેથી સ્વપ્રકાશ કોઈને 'આવો કે તેવો' એમ કહી શકાય તેવો નથી તે આત્મા ત્રણે કાળમાં બાધરહિત છે તેથી સત્ય છે, તેમ જ ઉપરના

પ્રતિપાદન અનુસાર જ્ઞાનરૂપ છે અને અનંત છે, અર્થાત્ વ્યાપક છે તેથી દેશપરિચ્છેદશૂન્ય છે, નિત્ય છે તેથી કાળપરિચ્છેદરહિત છે અને સર્વાત્મક છે તેથી વસ્તુ-પરિચ્છેદશૂન્ય છે, એટલે ત્રિવિધપરિચ્છેદ રહિત હોવાથી અનંત છે, સત્ય, જ્ઞાન અને અનંત લક્ષણવાળું બ્રહ્મ જ સર્વ વસ્તુધર્મોને નિયમમાં રાખનાર સ્વાશ્રિત જે માયાશક્તિ, તે રૂપ ઉપાધિના સંબંધથી ઈશ્વરભાવને પામે છે અને ઉક્ત પંચકોશરૂપ ઉપાધિ સંબંધથી તે જ બ્રહ્મ જીવભાવને પામે છે. જેમ એક જ પુરુષ પુત્રની અપેક્ષાએ પિતા અને પૌત્રની અપેક્ષાએ પિતામહ કહેવાય પણ પુત્રાદિકની વિવક્ષા ન હોય ત્યારે પિતા કે પિતામહ કશું કહેવાતો નથી, તેમ માયા અને પંચકોશરૂપ ઉપાધિદ્વયની વિવક્ષા ન હોય ત્યારે ઈશ્વર કે જીવ કશું નથી; આવી રીતે બ્રહ્મસ્વરૂપને જે જાણે છે તે પુરુષ બ્રહ્મરૂપ જ થાય છે, બ્રહ્મને જન્મ નથી તેમ બ્રહ્મવિદ્ પુરુષ પણ જન્માદિરહિત થાય છે, અર્થાત્ જન્મમરણાદિધર્મક સંસારથી મુક્ત થાય છે; એવો આ પ્રકરણનો સંક્ષેપતઃ પ્રતિપાદ્ય અર્થ છે.

**ઇતિ શ્રીવિદ્યારણ્યસ્વામીવિરચિત 'પંચકોષ-વિવેક' નામનું ત્રીજું પ્રકરણ સમાપ્ત**

# ૪ : દ્વૈતવિવેક

## ગ્રંથારંભની પ્રતિજ્ઞા

કરવા ધારેલા ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિને માટે ગ્રંથારંભમાં ઇષ્ટદેવતા(ઈશ્વર)ના સ્વરૂપનું સ્મરણરૂપ મંગળ કરવાની સાથે આચાર્ય ગ્રંથારંભની પ્રતિજ્ઞા કરે છે:

**ईश्वरेणापि जीवेन सृष्टं द्वैतं विविच्यते ।**
**विवेके सति जीवेन हेयो बंधः स्फुटीभवेत् ॥१॥**

કારણ—માયાની ઉપાધિવાળા અંતર્યામી ઈશ્વરે રચિત અને કાર્ય(અંતઃકરણ)ની ઉપાધિવાળા અહંપ્રત્યયી (હું એવી પ્રતીતિવાળા) જીવનું પણ રચિત દ્વૈત(ચરાચરાત્મક જગત)નું વિવેચન કરાય છે, (અર્થાત્ વિભાગ કરી સ્ફુટ રીતે દેખાડાય છે.) જેથી જીવે ત્યાગ કરવા યોગ્ય બંધરૂપ (સુખ-દુઃખરૂપ બંધના હેતુભૂત) આ જગત છે, તે સ્પષ્ટતાને પામે છે, (અર્થાત્ આટલું જીવે હેય—ત્યાગ કરવા યોગ્ય છે એમ સ્પષ્ટ નિશ્ચય થાય.)

## ઈશ્વરરચિત દ્વૈત તથા જીવ-સૃષ્ટ દ્વૈતનું નિરૂપણ

### ઈશ્વરરચિત દ્વૈત

ઈશ્વરરચિત જગતમાં શ્વેતાશ્વતર ઉપનિષદનું પ્રમાણ આપે છે:

**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।**
**स मायी सृजतीत्याहुः श्वेताश्वतरशाखिनः ॥२॥**

માયાને પ્રકૃતિ (ઉપાદાન કારણ) જાણવી અને માયી (માયાની ઉપાધિવાળા બ્રહ્મને મહેશ્વર (નિમિત્ત કારણ) જાણવા. એ માયી—માયોપાધિવાળા પરમેશ્વર જગતને રચે છે એમ શ્વેતાશ્વતર[1] શાખાવાળા માયાવિશિષ્ટ ઈશ્વરનું જ જગત્ સૃષ્ટાપણું વર્ણવે છે.

૧. 'मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । માયાને પ્રકૃતિ જાણો અને માયાવાળા પરમેશ્વરને મહેશ્વર જાણો.' (શ્વે. ૪–૧૦) ઇત્યાદિ માયોપાધિક ઈશ્વરનું નિરૂપણ કરી આગળ લખે છે, કે 'तस्मान्मायी सृजते विश्वमेतत् । તે કારણથી માયી—માયા વિશિષ્ટ ઈશ્વર—આ વિશ્વને સરજે છે,' (શ્વે. ૪–૯) એ પ્રમાણે શ્વેતાશ્વતર શાખાવાળા વર્ણવે છે.

હવે ઋગ્વેદગત ઐતરેયોપનિષદના વાક્યને ક્રમ પ્રમાણે અર્થત કહી બતાવે છે:

**आत्मा वा इदमग्रेऽभूत् स ईक्षत सृजा इति ।**
**संकल्पेनासृजल्लोकान्स एतानिति बह्वृचाः ॥३॥**

સૃષ્ટિથી પૂર્વે આ જગત આત્મરૂપ જ હતું. અને 'હું લોકોને સરજું' એવી રીતે તેણે ઈક્ષણ (દર્શન) કર્યું અને તેણે સંકલ્પ કરીને આ સઘળા લોકોને સરજ્યા. એમ ઐતરેય ઉપનિષદમાં કહેલું[2] છે.

૨ ઐતરેય ઉપનિષદમાં લખે છે કે 'आत्मा वा इदमेक एवाग्र आसीत् । (ઐતરેય–૧–૧) આગળ (સૃષ્ટિથી પૂર્વે) આ જગત નિશ્ચયે કરી એક આત્મરૂપ જ હતું, અન્ય—બીજું—मिषत्—ક્રિયાવાળું—કંઈ પણ હતું નહિ તે પરમાત્માએ 'હું લોકોને સરજું' એમ ઈક્ષણ કર્યું; અર્થાત્ આલોચનપૂર્વક સંકલ્પ કર્યો અને તેણે આ લોકોને સરજ્યા' અહીં ઋગ્વેદશ્રુતિ પણ ઈશ્વરનું જગતકર્તૃત્વ સ્પષ્ટ કહે છે

હવે તૈત્તિરીયશ્રુતિનું પ્રમાણ આપે છે:

**खं वाय्वग्निजलोर्व्योषध्यन्नदेहाः क्रमादमी ।**
**संभूता ब्रह्मणस्तस्मादेतस्मादात्मनोऽखिलाः ॥४॥**

આકાશ,[3] વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઔષધિ, અન્ન અને દેહ એ સર્વ ક્રમે કરી તે આ આત્મારૂપ બ્રહ્મથી ઉત્પન્ન થયેલાં છે.

૩. 'सत्य ज्ञानमनत ब्रह्म । બ્રહ્મ, સત્ય જ્ઞાન તથા અનત સ્વરૂપ છે' (તૈત્તિ–૨–૧–૧) એ પ્રમાણે બ્રહ્મનુ સ્વરૂપ લક્ષણ કહીને 'तस्माद्वा एतस्मादात्मन आकाश. सभूत । સત્યજ્ઞાન અને અનતરૂપ બ્રહ્મથી અભિન્ન આ આત્માથી આકાશ ઉત્પન્ન થયું.' (તૈ. ૨–૧–૧) આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી, પૃથ્વીથી ઔષધિઓ, ઔષધિઓથી અન્ન અને અન્નથી આ પુરુષ ઉત્પન્ન થયો. એ પ્રમાણે ક્રમથી જે સકળ સૃષ્ટિનું નિરૂપણ કર્યું તેમાં બ્રહ્મથી સકળ ઉત્પન્ન થયુ એમ કહ્યું, તેથી આ તૈત્તિરીય શાખામા પણ જગતનું કર્તૃત્વ ઈશ્વરને વિષે કહેલુ છે. એમ સિદ્ધ થયુ.

**बहु स्यामहमेवातः प्रजायेयेति कामतः ।**
**तपस्तप्त्वाऽसृजत्सर्वं जगदित्याह तित्तिरिः ॥५॥**

'હુ પોતે જ બહુ (રૂપે) થાઉ અને પ્રકર્ષે કરીને પ્રાદુર્ભૂત થાઉ' એવી ઇચ્છાથી (તે પરમાત્માએ) તપ તપીને સર્વ જગતને સરજ્યુ–ઉત્પન્ન કર્યું એવી રીતે તિત્તિરિ[4]–તૈત્તિરીયોપનિષદ સ્પષ્ટ કહે છે.

૪. 'सोऽकामयत बहु स्याम् प्रजायेयेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा इद सर्वमसृजत यदिद कि च ॥ તે પરમેશ્વરે કામના–ઇચ્છા કરી કે હુ બહુ થાઉ. એવી રીતે (ઇચ્છા કરીને) ફરી તે પરમેશ્વરે તપ એટલે વિચારપૂર્વક દર્શન કરવારૂપ પર્યાલોચન કર્યું તે ઇશે તપ તપીને જે આ કંઈ જગત છે તે સઘળુ સરજ્યુ.' (તૈ ૨–૬) આ વાક્યથી તે પ્રત્યક્થી અભિન્ન બ્રહ્મને જ જગતસૃષ્ટિની ઇચ્છાપૂર્વક પર્યાલોચન (માયાના પરિણામભૂત જ્ઞાનદૃષ્ટિ) વડે જગતનુ સૃષ્ટાપણું તૈત્તિરીય શ્રુતિ કહે છે એમ સિદ્ધ કર્યું.

સામવેદના છાંદોગ્ય ઉપનિષદમા પણ બ્રહ્મને જ જગતનુ સૃષ્ટાપણું વર્ણવેલ છે એમ કહી બતાવે છે:

**इदमग्रे सदेवासीद्बहुत्वाय तदैक्षत ।**
**तेजोऽबन्नांडजादीनि ससर्जेति च सामगाः ॥६॥**

સૃષ્ટિથી પૂર્વે આ જગત સત્–બ્રહ્મ જ હતું. અને એ બ્રહ્મ બહુ થવાને માટે ઈક્ષણ–પર્યાલોચન કરતું હતું. તે બ્રહ્મે અગ્નિ, જળ, અન્ન, પૃથ્વી અને અંડજ–પક્ષી આદિ સઘળું સરજ્યું, એમ સામ (સામવેદોપનિષદમાં[5]) પણ કહે છે.

૫ 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीय । (છા ૬–૨–૧) હે સોમ્ય પ્રિયદર્શન શ્વેતકેતો' પૂર્વે આ જગત અદ્વિતીય સત્–ઉપાદાનરૂપ હતુ' એમ સદ્રૂપ અદ્વિતીય બ્રહ્મનો આરભ કરીને 'तदैक्षत बहु स्या प्रजायेयेति तत्तेजोऽसृजत' (છા. ૬–૨–૩) તે સદ્રૂપ બ્રહ્મે ઈક્ષણ–વિચાર કર્યો કે હુ બહુ છું તેથી કંઈ પ્રકર્ષવાળુ–અતિશયવાળું થાઉ (ઉત્પન્ન થાઉ) આવી રીતે વિચાર કરીને તેણે તેમને સરજ્યુ, અર્થાત્ પહેલા અગ્નિતત્ત્વ ઉત્પન્ન કર્યું. અહીંથી લઈને તે બ્રહ્મનુ જ ઈક્ષણપૂર્વક અગ્નિતત્ત્વ, જલતત્ત્વ, અને અન્ન–પૃથ્વીતત્ત્વનુ સરજનારપણુ કહીને 'तेषा खल्वेषा भूताना त्रीण्येव बीजानि भवत्यडज जरायुजमुद्भिज्जम् । (છા ૬–૩–૧) તે પ્રસિદ્ધ આ ભૂત પ્રાણીશરીર માત્રમાં ત્રણજ બીજ થાય છે અડજ–પક્ષી વગેરે, જરાયુજ મનુષ્ય, પશુ વગેરે અને ઉદ્ભિજ્જ વૃક્ષાદિક ઇત્યાદિ વાક્યે કરીને અડજ આદિ શરીરોના નિર્માણકર્તા સૃષ્ટારૂપે બ્રહ્મને જ સામગ–સામવેદ ગાન કરવાવાળા વર્ણવે છે

અથર્વવેદની મુડકોપનિષદમા પણ અક્ષરશબ્દવાચ્ય બ્રહ્મથી જ જગતની ઉત્પત્તિ કહી છે તે કહે છે.

**विस्फुलिंगा यथा वह्नेर्जायंतेऽक्षरतस्तथा ।**
**विविधाश्चिज्जडा भावा इत्याथर्वणिकी श्रुतिः ॥७॥**

જેમ અગ્નિથી વિસ્ફુલિગ–સૂક્ષ્મ તણખા ઉપજે છે, તેમ જ અક્ષર અવિનાશી બ્રહ્મથી વિવિધ ચિદ્–જંગમ પ્રાણી વગેરે અને જડ–સ્થાવર પર્વતાદિક સર્વ ભાવ–પદાર્થ ઉત્પન્ન થાય છે, એમ અથર્વવેદની[6] (મુંડક) શ્રુતિમાં સ્પષ્ટ કહેલુ છે.

૬. 'तदेतत्सत्य यथा सुदीप्तात्पावकाद्विस्फुलिंगा । તે આ બ્રહ્મ સત્ય છે જેમ પ્રજ્વલિત અગ્નિમાથી હજારો વિસ્ફુલિગ–તણખા પ્રકર્ષે કરીને ઉપજે છે તેમ જ હે સૌમ્ય' અક્ષર–બ્રહ્મથી–રૂપ આકૃતિ સહિત વિવિધભાવ પદાર્થ પ્રકર્ષે કરી ઉત્પન્ન થાય છે. કરીને તે(અક્ષર શબ્દના અર્થ બ્રહ્મ)ને વિષે જ લય પામે છે' એવી રીતે તે અક્ષરપદવાચ્ય બ્રહ્મથી સકળ જગતની ઉત્પત્તિ અથર્વવેદમાં પણ કહેલી છે.

તેમ જ બૃહદારણ્યક ઉપનિષદમા પણ અવ્યાકૃત શબ્દવાચ્ય જે બ્રહ્મ તેથી આ નામરૂપાત્મક જગત ઉત્પન્ન થયુ એમ વર્ણવેલું છે તે કહી બતાવે છે:

**जगदव्याकृतं पूर्वमासीद्व्याक्रियताधुना ।**
**दृश्याभ्यां नामरूपाभ्यां विराडादिषु ते स्फुटे ॥८**

**विराण्मनुर्नरो गावः खराश्वाजावयस्तथा ।**
**पिपीलिकावधि द्वंद्वमिति वाजसनेयिनः ॥ ९ ॥**

પૂર્વે જે જગત નામરૂપથી રહિત હતું તે પરમેશ્વરે હમણા દૃશ્ય એવા નામરૂપ વડે પ્રગટ કર્યું. તે નામ અને રૂપ વિરાટ આદિમાં સ્પષ્ટ જણાય છે, તે કેવી રીતે જણાય છે તે કહે છે: વિરાટ, મનુ, મનુષ્ય, ગાયો, ખર, અશ્વ, બકરી, ઘેટી તથા કીડી સુધીના પ્રાણીઓના જોડા તે પરમાત્માએ ઉત્પન્ન કર્યાં એમ બૃહદારણ્યક ઉપનિષદમા[૭] કહેલુ છે.

૭. 'तद्धेद तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियतासौ नामायमिदं रूपमिति।' (બૃ. ૧–૪–૭) તે આ જગત સૃષ્ટિપૂર્વે અવ્યાકૃત (માયોપાધિક બ્રહ્મરૂપ) હતુ, તે આ જગત નામ અને રૂપ વડે કરીનેજ આ (આકાશાદિક) અમુક નામવાળા છે અને આ એનુ રૂપ (આકૃતિ) છે એવી રીતે વ્યાકૃત થયુ–સ્પષ્ટતાને પામ્યુ ' આ વાક્યમા સૃષ્ટિથી પૂર્વે અસ્પષ્ટ નામરૂપ યુક્ત હોવાથી અવ્યાકૃત શબ્દવાચ્ય જે માયાની ઉપાધિએ કરી વિશિષ્ટ બ્રહ્મ છે તેથી નામરૂપમા સ્પષ્ટીકરણરૂપ સૃષ્ટિ અર્થાત્ જગતની ઉત્પત્તિ થઈ, એમ કહ્યુ અને तदिदमप्येतर्हि नामरूपाभ्यामेव व्याक्रियतेऽसौ नामायमिदं रूपमिति। (બૃ ૧–૪–૭) તે આ જગત પણ સૃષ્ટિથી ઉત્તર કાળમા 'આ' (ઘટાદિક) એવા નામવાળુ છે, આ રૂપ એની આકૃતિ છે એમ નામરૂપે કરીનેજ સ્પષ્ટતાને પામે છે આ પ્રમાણે સ્પષ્ટ કહેલ છે તેજ ઉપનિષદના આગળના વાક્યમા 'आत्मैवेदमग्र आसीत्पुरुषविध । (બૃ ૧–૪–૧) આ જગત પૂર્વે પુરુષવિધ (પુરુષ એવા વિશેષણ યુક્ત) આત્મા જ હતુ ' અહીથી માડીને 'एवमेव यदिदं किंच मिथुनमापिपीलिकाभ्यस्तत्सर्वमसृजत। (બૃ ૧–૪–૪) એ જ પ્રમાણે કીડીથી માડીને જે આ કંઈ મિથુન–સ્ત્રી પુરુષ જગત છે તે સર્વને તે બ્રહ્મે સરજ્યુ' અહી સુધીના વાક્યથી વિરાટ આદિક સ્થૂળ કાર્યજાતની સૃષ્ટિ વાજસનેયિ બ્રાહ્મણમાં પણ કહેલી છે

બ્રહ્મ જીવરૂપે પ્રાણીઓના શરીરોમા પ્રવેશ પામેલ છે એમ કહે છે:

**कृत्वा रूपांतरं जैवं देहे प्राविशदीश्वरः ।**
**इति ताः श्रुतयः प्राहुर्जीवत्वं प્राणधारणात् ॥ १० ॥**

ઈશ્વરે જીવ સંબધી અન્ય–ચિદાભાસ–રૂપ કરી દેહ વિષે પ્રવેશ કર્યો અર્થાત્ અવિક્રિય બ્રહ્મથી વિલક્ષણ વિકારીરૂપે પરમેશ્વરે દેહસમૂહમાં પ્રવેશ[૮] કર્યો, એમ તે પૂર્વોક્ત સૃષ્ટિપ્રતિપાદક શ્રુતિઓ કહે છે. પ્રાણોનુ ધારણ[૯] કરે છે તેથી તેને જીવભાવ પ્રાપ્ત થાય છે.

૮ દેહ, ઇંદ્રિય વગેરેના અભિમાની થવુ એ જ પ્રવેશ.

૯ પ્રાણાદિકનો સ્વામી અભિમાની થઈને તે સર્વનુ પ્રેરણ કરવુ તે પ્રાણ ધારણ કહેવાય છે

એ જીવભાવ કહ્યો તે કેવા પ્રકારનો છે? તેના ખુલાસામાં જીવનુ લક્ષણ તથા સ્વરૂપ કહે છે:

**चैतन्यं यदधिष्ठानं लिंगदेहश्च यः पुनः ।**
**चिच्छाया लिंगदेहस्था तत्संघो जीव उच्यते ॥ ११ ॥**

સૂક્ષ્મ શરીરની કલ્પનાનુ જે અધિષ્ઠાન ચેતન અને જે સૂક્ષ્મ શરીર તથા સૂક્ષ્મ શરીરમાં રહેલો ચેતનનો જે આભાસ[૧૦] આ ત્રણેનો જે સમૂહ તે 'જીવ' એવા નામ વડે કહેવાય છે.

૧૦ આભાસ=બિંબના ધર્મથી રહિત છતાં બિંબ જેવુ જણાય તે આભાસ જેમ પાણીમા પડતું સૂર્યનુ પ્રતિબિંબ સૂર્યના ધર્મથી રહિત છે છતા સૂર્ય જેવુ પ્રતીત થાય છે, તેમ ચેતનના ધર્મથી રહિત છતાં ચેતન જેવુ જણાય તે ચેતનનો આભાસ કહેવાય છે તે કલ્પિત છે માટે જીવને મિથ્યા માનેલો છે.

જ્યારે ઈશ્વર પોતે જીવરૂપે દેહમાં પ્રવિષ્ટ છે, તો પછી તે જીવરૂપ થયેલા ઈશ્વરને અજ્ઞાનીપણુ, દુઃખીપણું ઇત્યાદિક વિરુદ્ધ ધર્મયુક્તતા કેમ છે? એવી આશંકા કરી કહે છે

**माहेश्वरी तु माया या तस्या निर्माणशक्तिवत् ।**
**विद्यते मोहशक्तिश्च तं जीवं मोहयत्यसौ ॥ १२ ॥**

મહેશ્વર સંબંધીની જે માયા છે તેમાં નિર્માણશક્તિ–સર્જનસામર્થ્યની પેઠે મોહશક્તિ–મોહન[૧૧]–સામર્થ્ય પણ છે. એ મોહનશક્તિ તે જીવને મોહ પમાડે અર્થાત્ ચિદાનંદાદિક સ્વરૂપ(નિજરૂપ)ના જ્ઞાનથી રહિત કરી નાખે છે.

૧૧ 'तदेतज्जडं मोहात्मकम्।' (નૃ ઉ–તા–૯) તે આ અજ્ઞાનકાર્ય સઘળુ જડરૂપ અને મોહરૂપ છે' એમ શ્રુતિ કહે છે

માયાની મોહશક્તિ તે જીવને મોહ કરે છે એમ કહ્યું, તેથી પણ શુ સિદ્ધ થયુ તે કહી બતાવે છે

**मोहादनीशतां प्राप्य मग्नो वपुषि शोचति ।**
**ईशसृष्टमिदं द्वैतं सर्वमुक्तं समासतः ॥ १३ ॥**

પૂર્વોક્ત મોહ વડે અનીશતાને પામીને અર્થાત

ઇષ્ટવિષયની—ઇચ્છાને અનુકૂળ વસ્તુની—પ્રાપ્તિ અને અનિષ્ટની—પ્રતિકુળરૂપ અપ્રિય વસ્તુની—નિવૃત્તિ કરવામાં અસમર્થ થઈને શરીરમાં નિમગ્ન થયેલો શોચ કર્યા કરે છે; અર્થાત્ શરીરમાં તાદાત્મ્યાભિમાનને[૧૨] પામીને 'હું દુઃખી છું' ઇત્યાદિક માન્યતા ધરાવે[૧૩] છે. એવી રીતે આ ઈશ્વરે સરજેલું દ્વૈતનું સર્વ જડચેતનાત્મક જગતનુ સંક્ષેપથી નિરૂપણ કર્યું.

૧૨. આ શરીર હુ છુ એવી રીતનુ જે અભિમાન તે તાદાત્મ્યાભિમાન કહેવાય છે

૧૩. 'समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमान ।' (શ્વે. ૭ મુડક ૩-૨-૧) સમાન—એક જ આ દેહરૂપી વૃક્ષમા નિમગ્ન જે પુરુષ—જીવ તે મોહને પ્રાપ્ત થઈને અનીશા—અસામર્થ્ય—અસ્વત ત્રતાથી શોચ—દુખીપણા વગેરેનું અભિમાન કરે છે એમ શ્રુતિમા કહેલુ છે

## જીવરચિત દ્વૈત

જીવ પણ દ્વૈત(જગત)ને સરજે છે એમા પ્રમાણ આપે છે.

**सप्तान्नब्राह्मणे द्वैतं जीवसृष्टं प्रपंचितम् ।**
**अन्नानि सप्त ज्ञानेन कर्मणाऽजनयत्पिता ॥ १४ ॥**

સપ્તાન્ન બ્રાહ્મણમા[૧૪] જીવરચિત દ્વૈત—જગત વિસ્તારથી નિરૂપણ કરેલ છે. પોતાના અદૃષ્ટ—પુણ્યપાપ દ્વારા જગતનું ઉત્પાદન કરીને તેનું પાલન કરે છે, તેથી પિતા એટલે સર્વ લોકનો પાલક જે પિતા શબ્દવાચ્ય જીવ તેણે જ્ઞાન[૧૫] ચિંતન અને કર્મ વડે કરીને સાત અન્નને ઉત્પન્ન કર્યા, અર્થાત્ સપ્તાન્નરૂપ દ્વૈતનો ઉત્પાદક જીવ થયો.

૧૪. બૃહદારણ્યકોપનિષદના પહેલા અધ્યાયના પંચમ બ્રાહ્મણનુ નામ સપ્તાન્ન બ્રાહ્મણ છે. તેમા एकमस्य साधारण द्वे देवानभाजयत् त्रीण्यात्मनेऽकुरुत पशुभ्य एक प्रायच्छदिति (બૃ ૧-૫-૧) એક આ મનુષ્યનુ સાધારણ અન્ન છે. બે અન્ન દેવોને આપ્યા અને ત્રણ અન્ન પોતે જીવને વાસ્તે કરી રાખ્યા અને એક અન્ન પશુઓને આપ્યુ.' એ વાક્યે કરીને તે સાતે અન્નનો વિનિયોગ યથાસ્થાને સ્પષ્ટ કરી દેખાડેલો છે

૧૫ 'सप्तान्नानि मेघया तपसाऽजनयत्पिता ।' (બૃ૦ ૧-૫-૧) સાત અન્નને મેધા (જ્ઞાન) તથા તપ (કર્મ) વડે પિતાએ (જીવે) ઉત્પન્ન કર્યા; એ શ્રુતિથી અન્નનો ઉત્પાદક પિતાશબ્દવાચ્ય જીવ છે

એ સાત અન્ન શા માટે ઉત્પન્ન કર્યા છે તેનું પ્રયોજન કહે છે.

**मर्त्यान्नमेकं देवान्ने द्वे पश्वन्नं चतुर्थकम् ।**
**अन्यत्त्रितयमात्मार्थमन्नानां विनियोजनम् ॥ १५**

એક મનુષ્યનું અન્ન છે અને બે દેવતાઓનાં અન્ન છે, ચતુર્થ એક પશુઓનું અન્ન છે અને ત્રણ અન્ન પોતાને (જીવને) માટે છે. એ પ્રમાણે સાતે અન્નનો તે તે અધિકારીઓને ઉદ્દેશી ઉપયોગ કહી બતાવેલો છે.

એ સાત અન્ન કયા કયા છે એમ જિજ્ઞાસા થતાં કહે છે.

**व्रीह्यादिकं दर्शपूर्णमासौ क्षीरं तथा मनः ।**
**वाक्प्राणाश्चेति सप्तत्वमन्नानामवगम्यताम् ॥ १६ ॥**

(૧) વ્રીહિ તંદુલ આદિક, (૨) દર્શ—અમાવાસ્યાને અંતે જે ઇષ્ટિ થાય છે તે, (૩) પૂર્ણમાસ—પૂનમને અંતે જે ઇષ્ટિ થાય છે તે, (૪) ક્ષીર—દૂધ, (૫) મન, (૬) વાણી અને (૭) પ્રાણ એ પ્રમાણે અન્નોનુ સપ્તપણુ[૧૬] જાણી લેવુ.

૧૬. તે સાત અન્ન 'एकमस्य साधारणमितीदमेवास्य। (બૃ ૧-૫-૨) તંદુલાદિરૂપ આ મનુષ્યનુ સાધારણ અન્ન છે.' આ વાક્યથી લઈને 'अयमात्मा वाङ्मयो मनोमय प्राणमय·।(બૃ. ૧-૫-૩) આ આત્મા (જીવ) વાણીમય, મનોમય અને પ્રાણમય છે' અહી સુધીની લગભગ બે કંડિકા વડે શ્રુતિમાં સાત અન્ન બતાવેલા છે.

ઉપરના અન્નો પરમેશ્વરે બનાવેલા છે, છતાં તેમા જીવનુ બનાવનારપણું કેની રીતે સભવે તે કહે છે:

**ईशेन यद्यप्येतानि निर्मितानि स्वरूपतः ।**
**तथापि ज्ञानकर्मभ्यां जीवोऽकार्षीत्तदन्नताम् ॥ १७**

યદ્યપિ આ સપ્ત અન્ન સ્વરૂપથી તો ઈશ્વરે રચેલા છે તથાપિ જીવે જ્ઞાન[૧૭] અને કર્મ વડે તે સાતેની અન્નતા (ભોગવવાની યોગ્યતા) કરી છે.

૧૭. અહી જ્ઞાન એટલે વિષયનુ ધ્યાન તે વિહિત અને પ્રતિષિદ્ધ ભેદથી બે પ્રકારનુ છે તેમા દેવતાદિ વિષયોનું જે ધ્યાન—ઉપાસનારૂપ છે તે વિહિત—શાસ્ત્રોક્ત કહેવાય છે અને પરસ્ત્રી આદિક વિષયનુ જે ધ્યાન—(ચિંતન)—તે નિષિદ્ધ કહેવાય છે. તેમ જ કર્મ પણ બે પ્રકારનાં છે, તેમાં યજ્ઞાદિરૂપ જે કર્મ તે વિહિત (શાસ્ત્રાનુશિષ્ટ) છે અને હિંસાદિરૂપ જે કર્મ તે નિષિદ્ધ કહેવાય છે. તે જ્ઞાન અને કર્મ બંને વડે કરીને જીવે

તે તાદુલ આદિથી લઈને પ્રાણુ પર્યંત સાતે વસ્તુઓની અન્નતા એટલે પોતાના ઉપભોગની સામગ્રીરૂપતા કલ્પી, તેથી તે સાતે અન્ન જીવરચિત કહેવાયા

**સપ્ત અન્નરૂપ જગતની સાથે જીવનો તથા ઈશ્વરનો સૃષ્ટારૂપે સંબંધ**

દૃષ્ટાંતથી જીવસૃષ્ટ અને ઈશ્વરસૃષ્ટ જગતનો સબંધ બતાવે છે

**ईशकार्यं जीवभोग्यं जगद्द्वाभ्यां समन्वितम् ।**
**पितृजन्या भर्तृभोग्या यथा योषित्तथेष्यताम् ॥१८**

જેમ એક જ સ્ત્રી પિતાથી જન્ય (ઉત્પન્ન થનારી) હોઈને પતિની ભોગ્ય થાય છે, તેમ સપ્ત-અન્નરૂપે રહેલું જગત ઈશ્વરનુ કાર્ય અને જીવનુ ભોગ્ય થાય છે, તેથી ઈશ અને જીવ બન્નેથી સબદ્ધ છે. (અર્થાત્ ઉપર કહ્યા પ્રમાણે કાર્યપણારૂપે ઈશ્વર સાથે અને ભોગ્યપણારૂપે જીવ સાથે સબધવાળુ છે.

ઈશ્વર અને જીવને જગત સરજવામા શું સાધન-સામગ્રી છે? ત્યા કહે છે

**मायावृत्त्यात्मको हीशसंकल्पः साधनं जनौ ।**
**मनोवृत्त्यात्मको जीवसंकल्पो भोगसाधनम् ॥१९॥**

માયાની વૃત્તિ(પરિણામ)રૂપ ઈશ્વરનો સકલ્પ જગતની ઉત્પત્તિ વિષે સાધન છે; અને મનની અતઃકરણની વૃત્તિ(પરિણામ)રૂપ જીવનો સકલ્પ ભોગનુ-સુખાદ્યનુભવનુ-સાધન છે.

પરમેશ્વરની રચેલી એક પ્રકારની વસ્તુમા જીવોને વિવિધ ભોગ કેવી રીતે થાય છે તે કહે છે

**ईशनिर्मितमण्यादौ वस्तुन्येकविधे स्थिते ।**
**भोक्तृधीवृत्तिनानात्वात्तद्भोगो बहुधेष्यते ॥२०॥**

પરમેશ્વરે ઉપજાવેલ મણિ આદિ વસ્તુ એક પ્રકારની છતાં ભોક્તા જીવની બુદ્ધિના અનેકપણાથી તે વસ્તુનો સુખદુઃખાદિ અનેક પ્રકારનો ભોગ થાય છે; માટે તેનો હેતુ અનેક ભોગ્યાકૃતિઓ મનાય છે.

ભોક્તા જીવ એક જ વસ્તુમા કેવી અનેક કલ્પના કરે છે તે જણાવે છે.

**हृष्यत्येको मणिं लब्ध्वा क्रुध्यत्यन्यो ह्यलाभतः।**
**पश्यत्येव विरक्तोऽत्र न हृष्यति न कुप्यति ॥२१**

મણિની ઈચ્છાવાળો એક મનુષ્ય મણિને મેળવીને હર્ષ પામે છે, બીજો તેવો મનુષ્ય તેની પ્રાપ્તિ ન થવાથી ક્રોધ કરે છે અને આ મણિમાં ઇચ્છા વિનાનો (વિરક્ત) મનુષ્ય હર્ષને પામતો નથી અને ક્રોધ પણ કરતો નથી.

ભોગના ભેદને લીધે થતા જીવરચિત તે તે આકારના ભેદ કયા? તે કહે છે

**प्रियोऽप्रिय उपेक्ष्यश्चेत्याकारा मणिगास्त्रयः ।**
**सृष्टा जीवैरीशसृष्टं रूपं साधारणं त्रिषु ॥२२॥**

મણિ વિષે સ્થિત રહેલા પ્રિય, અપ્રિય અને ઉપેક્ષ્ય[18] એ ત્રણ જે આકાર છે, તે જીવોએ રચેલા છે અને તે ત્રણે આકારમાં સાધારણ અનુસ્યૂત જે મણિરૂપ (આકૃતિ) છે તે ઈશ્વરરચિત છે.

૧૮ રાગ અને દ્વેષથી રહિત વૃત્તિને ઉપેક્ષા કહેવાય છે એ વૃત્તિનો વિષય જે પદાર્થ છે તે ઉપેક્ષ્ય કહેવાય છે વિરક્ત પુરુષને રાગદ્વેષાભાવથી મણિનો ઉપેક્ષ્ય આકાર ભાસે છે. ઉપેક્ષાવૃત્તિનુ બીજુ નામ ઉદાસીનવૃત્તિ છે

પૂર્વોક્ત જીવરચિત આકારભેદને અન્ય ઉદાહરણ વડે વિશેષ સ્પષ્ટ કરી દેખાડે છે.

**भार्या स्नुषा ननान्दा च याता मातेत्यनेकधा ।**
**प्रतियोगिधिया योषिद्भिद्यते न स्वरूपतः ॥२३॥**

પત્ની, પુત્રવધૂ, નણંદ, દેરાણી અને માતા, એવી રીતે ઈશ્વરરચિત એક જ સ્ત્રી સામા મનુષ્યની બુદ્ધિ વડે[19] અનેક પ્રકારે ભેદ પામે છે, પણ તેના શરીરના આકારથી તે ભેદ પામતી નથી.

૧૯ પતિની દૃષ્ટિથી પત્ની, સસરાની દૃષ્ટિથી પુત્રવધૂ, ભાઈની વહુની દૃષ્ટિથી નણદ, જેઠાણીની દૃષ્ટિથી દેરાણી અને તેના પુત્રની દૃષ્ટિથી માતા એ પ્રમાણે એક જ સ્ત્રી તે તે સબંધીઓની અપેક્ષાએ અનેક પ્રકારે ભેદ પામે છે, પરંતુ ઈશ્વરરચિત સ્ત્રીઆકૃતિ ઉપરની સર્વ માનસ આકૃતિઓમા સમાન છે, ભેદ પામતી નથી

જોનારાનાં જ્ઞાન ભેદ પામે છે, પણ સ્ત્રીના આકારમા કાંઈ ભેદ જોવામા આવતો નથી, એમ શંકા કરે છે.

**ननु ज्ञानानि भिद्यंतामाकारस्तु न भिद्यते ।**
**योषिद्वपुष्यतिशयो न दृष्टो जीवनिर्मितः ॥२४॥**

જ્ઞાન જ ભેદ પામે છે, તેથી તે જ્ઞાનોનો જ ભેદ ભલે માનો. કઈ સ્ત્રીનો આકાર તો ભેદ પામતો નથી; કારણ કે સ્ત્રીના શરીરમાં જીવનિર્મિત

કોઈ પણ પ્રકારનો અતિશય (આકારભેદ વા રૂપભેદ) દૃષ્ટિએ પડતો નથી.

જ્ઞાનનો ફેરફાર જ્ઞેયના ફેરફાર વિના સભવી શકે નહિ, તેથી જ્ઞેયના આકારમા પણ ફેરફાર માનવો જોઇએ એમ સમાધાન કરે છે.

मैवं मांसमयी योषित् काचिदन्या मनोमयी ।
मांसमय्या अभेदेऽपि भिद्यते हि मनोमयी ॥२५

એમ નહિ (અર્થાત્ સ્ત્રીના શરીરમા જીવ-રચિત કશો વિશેષ-આકાર ભેદ જણાતો નથી એમ જે કહ્યું તે તેમ નથી), કારણ કે એક માંસ મયી ઈશ્વરનિર્મિત સ્ત્રી છે અને બીજી અન્ય કોઈક મનોમયી જીવરચિત સ્ત્રી છે તેમાં માસ-મયીનો અભેદ-એકપણું હોય તોપણ મનોમયી સર્વત્ર ભેદ પામ્યા કરે છે.

ભ્રાતિ આદિક સ્થળ વિષે બાહ્ય વિષયનો અભાવ હોય છે જેમકે રજ્જુમા સર્પભ્રમ થયો ત્યાં સર્પનો અભાવ છે, તેથી તે સર્પાદિ પદાર્થની મનોમયતા ભલે હો, પણ જ્યા પ્રત્યક્ષા-દિક પ્રમા યથાર્થ જ્ઞાન હોય તે સ્થળે તો મનોમયપણુ ઘટી શકતુ નથી; કારણ કે ત્યા બાહ્ય વસ્તુ સ્વરૂપત વિદ્યમાન છે એમ વાદી શંકા કરે છે·

भ्रांतिस्वप्नमनोराज्यस्मृतिष्वस्तु मनोमयम् ।
जाग्रन्मानेन मेयस्य न मनोमयतेति चेत् ॥२६॥

ભ્રાતિ, સ્વપ્ન, મનોરાજ્ય અને સ્મૃતિ એટલા-ને વિષે તો વસ્તુ મનોમય ભલે હો. પણ જાગ્રત અવસ્થામા પ્રમાણથી પ્રમેયની સિદ્ધિ થતી હોવાથી પદાર્થની મનોમયતા નથી, અર્થાત્ પ્રત્યક્ષાદિક પ્રમાણરૂપ જ્ઞાનથી વિષય કરાતા બાહ્ય પદાર્થની મનોરૂપતા બને નહિ ।

સિદ્ધાતી પ્રમાજ્ઞાન સ્થળે બાહ્ય વિષયનો સદ્ભાવ-વિદ્ય-માનતા અંગીકાર કરે છે

बाढं माने तु मेयेन योगात्स्याद्विषयाकृतिः ।
भाष्यवार्तिककाराभ्यामयमर्थ उदीरितः ॥२७॥

જાગ્રતમા ભલે બહારના વિષયો હોય, પણ તે વેળા અંતઃકરણની વૃત્તિમાં જે વિષયનો આકાર ઊપજે છે, તે તો તેનો વિષયની સાથે સંબધ થવાથી ઊપજે છે. એવી રીતે જાગ્રતના પદાર્થના કરતાં જોનારના મને કલ્પેલો પદાર્થ ભિન્ન હોય છે એમ નક્કી થાય છે. ભગવાન ભાષ્યકારે તથા શ્રીવાર્તિક-કારે પણ આ જ અર્થ કહેલો છે.

તે ભાષ્ય તથા વાર્તિકના વચનમાથી પ્રથમ ભાષ્યકાર શ્રીશંકરાચાર્યકૃત ઉપદેશસાહસ્રી,પદ્યવિભાગ પ્રકરણ ૧૪, શ્લોક ૩-૪ એ બે શ્લોકરૂપ વચન અક્ષરશ ઉદ્ધૃત કરી કહી બતાવે છે.

मूपासिक्तं यथा ताम्रं तन्निभं जायते तथा ।
रूपादीन्व्याप्नुवच्चित्तं तन्निभं दृश्यते ध्रुवम् ॥२८

જેમ બીબામાં ગાળીને રેડેલુ તામ્ર તે બીબાના સદૃશ આકારવાળુ બની જાય છે. તેમ રૂપાદિક વિષયને વ્યાપ્ત થતું જે ચિત્ત તે અવશ્ય તે તે રૂપાદિના સમાન મનોમય આકારવાળું થતું આપણે સર્વે અનુભવીએ છીએ.

અંતઃકરણ તાબા આદિ ધાતુઓના રસની પેઠે પદાર્થના આકારવાળું થતુ હોય એમ જણાતુ નથી, તો પછી તે વિષયોને વ્યાપે છતા પણ તે તે વિષયોને આકારે કેવી રીતે થાય? એ શંકાનું સમાધાન કરે છે

व्यंजको वा यथाऽऽलोको व्यंग्यस्याकारतामियात् ।
सर्वार्थव्यंजकत्वाद्धीरर्थाकारा प्रदृश्यते ॥ २९ ॥

અથવા જેમ વસ્તુને પ્રકાશનારો પ્રકાશ પ્રકાશવા યોગ્ય પદાર્થના આકારપણાને પામે છે, તેમ બુદ્ધિ એટલે અંતઃકરણ ઇંદ્રિયો દ્વારા બહાર-ના સર્વ પદાર્થોને પ્રકાશનારુ[20] હોવાથી પદાર્થના આકારવાળું પ્રતીત થાય છે.

૨૦ વેદાંત-સિદ્ધાંતમા અંતઃકરણાવચ્છિન્ન ચેતન પ્રમાતા છે, અંતઃકરણવૃત્તિ પ્રમાણ છે અને પ્રત્યક્ષ સ્થળે ચિદાભાસ સહિત અંતઃકરણવૃત્તિ વિષયાકાર થાય છે, ત્યારે વૃત્તિ તો વિષયનું અજ્ઞાનાવરણ દૂર કરે છે અને વૃત્તિનિષ્ઠ જે આભાસ છે, તે વિષયનો પ્રકાશ કરે છે, ત્યારે પ્રત્યક્ષજ્ઞાન થાય છે.

હવે વાર્તિકકાર સુરેશ્વરાચાર્યનુ એક શ્લોકરૂપ વાક્ય પૂર્વવત્ અક્ષરશઃ કહી બતાવે છે·

मातुर्मानाभिनिष्पत्तिर्निष्पन्नं मेयमेति तत् ।
मेयाभिसंगतं तच्च मेयाभत्वं प्रपद्यते ॥ ३० ॥

પ્રમાતા એટલે અધિષ્ઠાન-કૂટસ્થ સહિત બુદ્ધિને વિષે સ્થિત, ચિદાભાસરૂપ જીવથી ચિદા-ભાસ સહિત અંતઃકરણની વૃત્તિરૂપ[21] પ્રમાણની ઉત્પત્તિ થાય છે અને ઉત્પન્ન થયેલ પ્રમાણ તે ઘટાદિરૂપ પ્રમેયને-વિષયને પ્રાપ્ત થાય છે અને તે પ્રમાણ પ્રમેયભૂત પદાર્થ સાથે સંબંધ પામીને તેપ્ર મેય તુલ્ય આકારને પામે છે અર્થાત્ વિષય સમાનાકાર થઈ જાય છે.

માનસ બુદ્ધિરૂપ–પ્રપંચને જ બંધની હેતુતા છે તથાપિ સુખ–દુઃખાદિ–ભેદે તે તે આકાર–ધારા કરવા રૂપે બાહ્ય વસ્તુ અપેક્ષિત છે ( અર્થાત્ બાહ્ય અર્થ માનસપ્રપંચના નિમિત્તરૂપ છે) તેથી તેનો પણ અમે સ્વીકાર કરીએ છીએ. તેથી અમારા મતમા વિજ્ઞાનવાદની આપત્તિ આવતી નથી.

૨૪ [illegible] વિજ્ઞાનવાદી [illegible] બુદ્ધિથી ભિન્ન [illegible] [illegible]

[illegible] વિના [illegible] પ્રપંચના મનોમય વિષયના [illegible] મનોમય પ્રપંચ [illegible] [illegible] સમાધાનમા કહે છે:

**वैयर्थ्यमस्तु वा बाह्यं न वारयितुमीश्महे ।**
**प्रयोजनमपेक्षन्ते न मानानीति हि स्थितिः ॥२७**

અથવા બાહ્ય વસ્તુની વ્યર્થતા ભલે હો. બાહ્ય વસ્તુનું નિવારણ–પ્રતિષેધન–કરવાને અમે સમર્થ નથી. ( અર્થાત્ ક્ષણિક વિજ્ઞાનવાદી બૌદ્ધના શિષ્ય યોગાચારના અનુસારી બાહ્ય અર્થ એટલે બુદ્ધિથી ભિન્ન અર્થમાત્રનો નિષેધ કરે છે અને અમે તેમ કરતા નથી, પણ બાહ્ય અર્થની વ્યર્થતા માત્ર માનીએ છીએ. એમ વિજ્ઞાનવાદથી અમારા મતનો ભેદ છે. ) કેમકે પ્રત્યક્ષાદિક પ્રમાણ પ્રયોજનની અપેક્ષા કરતા નથી, આવી સ્થિતિ છે, તેથી બાહ્ય અર્થનુ માનવું[૨૫] અયુક્ત ન કહેવાય.

૨૫ અહી એવો ભાવાર્થ છે કે, વસ્તુની સિદ્ધિ પ્રમાણને આધીન છે પણ પ્રયોજન( ફળ )ને આધીન નથી, કારણ કે પ્રત્યક્ષાદિ પ્રમાણે કરીને નિશ્ચિત સિદ્ધ જે બાહ્ય વસ્તુ છે, તેનો માત્ર પ્રયોજનરહિતપણા વડે ફરી અસદ્‌ભાવ માનવો એ લૌકિકજનોએ અગીકાર કરાય તેવુ નથી. જેમકે માર્ગમા પડેલા તૃણકંટકાદિક વસ્તુઓનું પ્રયોજન ન હોય, તોપણ તેના અસદ્‌ભાવનો અગીકાર કોઈ લોક અથવા વાદી પણ કરે નહિ, તેથી પ્રયોજન વિના પણ બાહ્ય વસ્તુનો અગીકાર કરવામા આવે તોપણ કશો દોષ નથી

બંધનું કારણ મનોમય દ્વૈત મનના નિરોધનથી નિવૃત્ત થશે, તો પછી બ્રહ્મજ્ઞાનની શી જરૂર છે? એવી શંકા કરે છે

**बंधश्चेन्मानसं द्वैतं तन्निरोधेन शाम्यति ।**
**अभ्यस्येद्योगमेवातो ब्रह्मज्ञानेन किं वद ॥ २८॥**

જો માનસદ્વૈત ( મનોમય પ્રપંચ ) જ બંધ છે કારણ કે સુખદુઃખાદિક બંધનો હેતુ છે, તો તે માનસદ્વૈત મનના નિરોધે કરીને નિવૃત્ત–બાધિત થઈ જશે. માટે મુમુક્ષુ પુરુષ ચિત્તનિરોધને માટે યોગનો જ અભ્યાસ કરે. તો પછી બ્રહ્મજ્ઞાનથી શુ પ્રયોજન છે? તે કહો.

યોગથી દ્વૈતના તાત્કાલિક (૨૬) અંતનો ઉપશમ થાય છે, પણ આત્યંતિક (૨૭) નિવૃત્તિ જ્ઞાન વિના થાય નહિ એમ સિદ્ધાંતી સમાધાન કરે છે

**तात्कालिकद्वैतशांतावप्यागामिजनिक्षयः ।**
**ब्रह्मज्ञानं विना न स्यादिति वेदांतडिंडिमः ॥२९**

યોગથી તાત્કાલિક દ્વૈતશાંતિ થાય છે, અર્થાત્ ચિત્તનિરોધ કાળ સબધી દ્વૈતની નિવૃત્તિ થાય છે, તોપણ આગામી ભાવિ જન્મના ક્ષયરૂપ આત્યતિક નિવૃત્તિ તો બ્રહ્મજ્ઞાન[૨૮] વિના થાય જ નહિ એમ વેદાતનો ડિંડિમ–ઢંઢેરો છે.

૨૬ જેટલો વખત ચિત્તનો નિરોધ હોય, તેટલો વખત દ્વૈતની નિવૃત્તિ રહે તે તાત્કાલિક નિવૃત્તિ કહેવાય

૨૭ જે દ્વૈતનિવૃત્તિ થઈ તે ફરી પાછી ઉદ્‌ભવ પામે જ નહિ અર્થાત્ કારણ સહિત દ્વૈતમાત્રની નિવૃત્તિ તે આત્યતિક નિવૃત્તિ.

૨૮ ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः । (શ્વે ૧–૮, ૫–૧૩) દેવ( સ્વયપ્રકાશ બ્રહ્મ )ને જાણીને સર્વપાશ-(બધન)થી મુક્ત થાય છે ' ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति । (શ્વે ૪–૧૪) શિવ–કલ્યાણરૂપ બ્રહ્મને જાણીને અત્યત શાતિ' આત્યતિક અનર્થ નિવૃત્તિરૂપ મુક્તિ)ને પ્રાપ્ત થાય છે '

तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ (શ્વે ૩–૮) તે પ્રત્યક્ આત્માને જાણે ત્યારે જ મૃત્યુ ( મરણધર્મોપલક્ષિત સકળ સસાર )નો અતિક્રમ (ઉલ્લઘન) કરે છે, અર્થાત્ સસારપારને પામી મુક્ત થાય છે

यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः ।
तदा शिवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥

(શ્વે ૬–૨૦)

'જ્યારે મનુષ્યો ચર્મની પેઠે આકાશને વીટશે, ત્યારે દેવને (બ્રહ્માભિન્ન આત્માને) જાણ્યા વિના દુઃખ( જન્માદિ અનર્થ )નો અત આવશે; અર્થાત્ જેમ આકાશ નિરવયવ તથા વિભુ હોવાથી મનુષ્યના સ-સ્પર્શથી રહિત છે, તેથી તેનુ ચર્મની પેઠે વીટાવુ બની શકે નહિ, તેમ જ બ્રહ્મરૂપે આત્માને જાણ્યા વિના જન્મ-

'જાગવાથી સૂવા પર્યંત તથા મરણ પર્યંત વેદાંતચિંતનમાં જ કાળ વ્યતીત કરવો' એવી શાસ્ત્રની આજ્ઞા છે તેનું કેમ થશે?

સમાધાન. એ શ્લોકના પૂર્વાર્ધમાં તેનો હેતુ સ્પષ્ટ આપેલો છે. 'दद्यान्नावसरं किंचित्कामादीनां मनागपि। કામાદિકને જરા પણ ચિત્તમાં અવકાશ આપવો નહિ.' અહીં કામાદિ જીવન્મુક્તિ સુખના વિરોધી છે, તેથી ઉક્ત આખો શ્લોક કામાદિકને અવકાશ ન આપવો એમ નિષેધપરક છે. વિદ્વાન પુરુષે અવિરત વેદાંતચિંતન કર્યા કરવું. એમ વિધિપરક નથી એથી ફલિત થાય છે કે, સાધનસંપન્ન વિદ્વાન પુરુષ તત્ત્વને જાણવા છતાં ઉક્ત દોષો જ્યાં સુધી ચિત્તમાં સંસ્કારરૂપે જણાય ત્યાં સુધી તે ચિંતન ચાલુ રાખે અને તત્ત્વીભૂત થયા પછી તેમ કરવાનો વિધિ તેને માટે નથી

તત્ત્વબોધના ઉત્તર કાળમાં તે શાસ્ત્રીય દ્વૈતની ત્યાજ્યતાનું પ્રતિપાદન કરવાવાળી શ્રુતિઓને ચાર શ્લોક વડે ઉદાહરણ તરીકે કહી દેખાડે છે:

**शास्त्राण्यधीत्य मेधावी अभ्यस्य च पुनः पुनः।**
**परमं ब्रह्म विज्ञाय उल्कावत्तान्यथोत्सृजेत् ॥४५**

વિવેકાદિ સાધનસંપન્ન બુદ્ધિવાળો અધિકારી પુરુષ શાસ્ત્રોનું ગુરુમુખથી (શ્રવણરૂપ) અધ્યયન કરીને તે શાસ્ત્રોનો વારંવાર અભ્યાસ (વિચારવારૂપ મનન) કરીને પરબ્રહ્મને સંશયાદિરહિતપણે જાણીને પછી અર્ધદગ્ધ[૩૧] લાકડાની પેઠે તે શાસ્ત્રોનો ત્યાગ કરે.

૩૧. અર્ધદગ્ધ કાષ્ઠ ઉંબાડિયાં કહેવાય છે જેમ રસોઈથી મતલબ રાખનાર પુરુષ રસોઈ કરી લઈ બચેલાં અર્ધ બળેલાં લાકડાંનો ત્યાગ કરે છે, તેમ જ મુમુક્ષુ પરબ્રહ્મને જાણીને શાસ્ત્રવાસનાનો ત્યાગ કરે છે. પણ બોધથી પૂર્વે તજે નહિ, કેમકે બ્રહ્મને જાણવું એ જ શાસ્ત્રપરિશીલનનું પ્રધાન પ્રયોજન છે શ્રીશંકરાચાર્યે વિવેકચૂડામણિમાં કહેલું છે કે, પરતત્ત્વને જાણ્યા પછી શાસ્ત્રાધ્યયન નિષ્ફળ છે અને પરતત્ત્વને જાણ્યું નથી, તોપણ શાસ્ત્રાધ્યયન નિષ્ફળ છે.

**ग्रंथमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः।**
**पलालमिव धान्यार्थी त्यजेद् ग्रंथमशेषतः ॥४६॥**

મેધાવી (બુદ્ધિમાન) પુરુષ ગ્રંથોનો અભ્યાસ કરીને જ્યારે જ્ઞાન[૩૨] અને વિજ્ઞાનમાં[૩૩] તત્પર થાય, ત્યારે ધાન્યથી મતલબ રાખનાર જેમ પલાલ[૩૪] તથા તણખલાં વગેરે ભૂસાનો ત્યાગ કરે છે, તેમ અશેષ ગ્રંથોનો ત્યાગ કરે.

૩૨. પરોક્ષ અનુભવરૂપ અથવા શ્રવણમનનથી ઉત્પન્ન થયેલો વા ગુરુશાસ્ત્રથી મળેલો જગતના મિથ્યાત્વનિશ્ચયપૂર્વક બ્રહ્મ અને આત્માની એકતાનો જે નિશ્ચય તે અહીં જ્ઞાન શબ્દે કરી સમજવો.

૩૩ અપરોક્ષ અનુભવરૂપ અથવા નિદિધ્યાસનથી ઉત્પન્ન થયેલો વા ગુરુશાસ્ત્ર દ્વારા નિર્ણીત અર્થનો જેમનો તેમ પોતાને થતો જે અનુભવ તે અહીં વિજ્ઞાન શબ્દે કરી સમજવો.

૩૪. ચોખા વગેરેનો તૃણાદિકનું જે કચરું આવે છે, તે પરાળ કહેવાય છે. તે આ પલાલ શબ્દનો અપભ્રંશ છે.

**तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः।**
**नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तत् ॥**

ધીર (બ્રહ્મચર્યાદિ સાધનયુક્ત) જે બ્રહ્મરૂપ થવાની ઇચ્છા રાખનાર મુમુક્ષુ છે, તે એક તેને જ વિશેષે કરી જાણીને અર્થાત્ પ્રત્યગભિન્ન પરમાત્માને જાણીને તદાકાર પ્રજ્ઞા કરે એટલે તે બ્રહ્મને વિષે પરમ નિષ્ઠા બાંધે. અને ઘણા શબ્દોનું ચિંતન[૩૫] કરે નહિ; કારણ કે તે શબ્દોનું ચિંતન વાણીને[૩૬] કેવળ પરિશ્રમનો હેતુ છે. આ ઉપરથી પણ બ્રહ્મનિષ્ઠ પુરુષને અનેક શબ્દાત્મક શાસ્ત્રોનું ચિંતન નિવારિત છે એમ સિદ્ધ થાય છે.

૩૫ અહીં ચિંતન શબ્દથી ઉચ્ચારણ પણ ગ્રહણ કરવું, અન્યથા શ્રુતિના ઉત્તરખંડમાં વાણીનું વિગ્લાપન કહ્યું છે તે કેવળ ચિંતનથી સંભવતું નથી, માટે ઘણા શબ્દોનું ઉચ્ચારણ પણ કરવું નહિ એટલે સ્વરૂપમાં નિષ્ઠા રાખી વ્યવહાર ઓછો કરવો એમ સમજાય છે.

૩૬. આ વાણી શબ્દ મનનો પણ ઉપલક્ષક છે, તેથી જેમ શબ્દનું કથન કરવું એ વાણીને પરિશ્રમનો હેતુ છે, તેમ શબ્દ અથવા શબ્દાર્થભૂત અનાત્મવસ્તુનું ચિંતન કરવું એ મનને પરિશ્રમનો હેતુ છે, એટલે વ્યર્થ થાક માત્ર છે.

તમેવૈક ઇત્યાદિ[૩૭] વાક્ય વડે સંપૂર્ણ શ્રુતિનું અનુસ્મરણ કરી તેનો ઉપદેશ અર્થત કહી બતાવે છે:

**तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुंचथ।**
**यच्छेद्वाङ्मनसी प्राज्ञ इत्याद्याः श्रुतयः स्फुटाः ॥४८**

એક તે(બ્રહ્માભિન્ન આત્મા)ને જ તમે જાણો

અન્ય વાણી (શાસ્ત્રચર્ચા વગેરે)ને છોડી દ્યો.' 'પ્રાજ્ઞ '૩૮ એટલે જ્ઞાની પુરુષ વાણીને મન વિષે લય પમાડે; અથવા મનમા વાણીનો ઉપસંહાર કરી લે.' ઇત્યાદિ અનેક શ્રુતિઓ, જ્ઞાન થયા પછી શાસ્ત્રીય શ્રવણાદિરૂપ દ્વૈતની ત્યાજ્યતામા સ્પષ્ટ પ્રમાણભૂત છે.

૩૭ तमेवैक जानथ आत्मानमन्या वाचो विमुञ्चथामृतस्यैष सेतु (મુંડક ૨-૨-૫) તે એક આત્માને જ તમે જાણો અન્ય વાણીઓને છોડો આ આત્મા અમૃત- (મોક્ષ)નો સેતુ છે આમા પણ શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કહ્યો છે

૩૮. 'यच्छेद्वाङ्मनसि प्राज्ञ०' (કઠ-૧-૩-૧૩) વિવેકી પુરુષ વાણીને મન વિષે લીન કરે, તેને પ્રકાશરૂપ બુદ્ધિમાં લીન કરે, બુદ્ધિને મહત્તત્ત્વરૂપ મહાન આત્મામા લીન કરે અને તેને શાત આત્મામા લીન કરે આ શ્રુતિમાં આત્મસાક્ષાત્કારની એક પ્રક્રિયા આપવામાં આવી છે વાણી શબ્દથી બધી ઇંદ્રિયો સમજવી તેઓનો મનમા લય કરે એટલે વિષયોનુ ગ્રહણ ન કરે મનને બુદ્ધિમા લીન કરે એટલે વિષયોનુ ચિંતન ન કરે પરિચ્છિન્ન બુદ્ધિને તેની સમષ્ટિરૂપ મહત્તત્ત્વમા લીન કરે અને તેનો નિર્વિકલ્પ સ્વરૂપ શાત આત્મા (પરબ્રહ્મ)મા લીન કરી મુમુક્ષુ પુરુષે સ્થિર થવુ એવો ઉપદેશ છે, એટલે બ્રહ્માકાર વૃત્તિને માટે શાસ્ત્રોનુ અવલબન લેવુ જોઈ એ, પરંતુ બ્રહ્માકાર વૃત્તિ થયા પછી શાસ્ત્રવિચાર માટે પણ તેને બહાર કાઢવી નહિ જોઈ એ, કોઈ બહાર કાઢે તો આરૂઢપતિતનો દોષ આવે છે.

### જીવકૃત બે પ્રકારના અશાસ્ત્રીય દ્વૈતનું સ્વરૂપ તથા તેના ત્યાગનું પ્રયોજન

હવે અશાસ્ત્રીય દ્વૈતના પણ અવાંતર ભેદ છે તે કહે છે·

**अशास्त्रीयमपि द्वैतं तीव्रं मंदमिति द्विधा।**
**कामक्रोधादिकं तीव्रं मनोराज्यं तथेतरत् ॥ ४९ ॥**

અશાસ્ત્રીય જે જીવસૃષ્ટદ્વૈત ૪૩મા શ્લોકમાં પૂર્વે કહ્યું, તે પણ તીવ્ર અને મંદ એવી રીતે બે પ્રકારનું છે. કામક્રોધાદિરૂપ તીવ્ર છે અને મનોરાજ્યરૂપ[૩૯] મંદ છે.

૩૯ મનને વિષે અનેક વાછનાઓને અનુકૂળ નાના પ્રકારની વસ્તુઓની જે કલ્પનાપરંપરા ચાલે છે, તે મનોરાજ્ય શબ્દાર્થ છે.

આ બન્ને પ્રકારના અશાસ્ત્રીય દ્વૈત મુમુક્ષુએ આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે, આત્મજ્ઞાન થયા પહેલાં જ તજવા યોગ્ય છે એમ કહે છે.

**उभयं तत्त्वबोधात्प्राङ् निवार्यं बोधसिद्धये।**
**शमः समाहितत्वं च साधनेषु श्रुतं यतः ॥५०॥**

મનોનિગ્રહ અને ચિત્તની એકાગ્રતા[૪૦] એ આત્મજ્ઞાનનાં સાધનો શ્રુતિમા સાંભળ્યાં છે, તેથી આત્મજ્ઞાનની સિદ્ધિ (પ્રાપ્તિ) માટે આત્મજ્ઞાનની પૂર્વે તે બન્ને એટલે તીવ્ર અને મંદ અશાસ્ત્રીય દ્વૈત દૂર કરવા યોગ્ય છે.

૪૦. અહીં એવો ભાવાર્થ છે કે· शान्तो दान्त उपरतस्तितिक्षु समाहित. श्रद्धान्वित्तो भूत्वात्मन्येवाऽऽत्मान पश्यत ॥ (બૃ.૪-૪-૨૩) આ શ્રુતિમાં બ્રહ્મવિદ્યાના અધિકારી થવા માટે પ્રથમત શાંત, દાંત આદિ ગુણયુક્ત થવુ જોઈએ, તો તેમા શાંત પદે કરી વિવેક થતો ગુણ જે શમ તેણે કરી, જીવસૃષ્ટ તીવ્ર. અશાસ્ત્રીય દ્વૈત જે કામક્રોધાદિક તેનો ત્યાગ કહ્યો અને સમાહિત (સમાધિ) પદે કરીને બીજુ મનોરાજ્યાદિરૂપ જે મંદ જીવદ્વૈત છે તેનો ત્યાગ સૂચવ્યો છે અર્થાત્ ઉભયવિધ જીવસૃષ્ટ અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરે, ત્યારે તો અધિકારી બનાય, એવો મૂળ ગ્રંથકારનો આશય છે.

આત્માથી અભિન્ન બ્રહ્મનુ જ્ઞાન થયા પછી પણ જીવન્મુક્તિની સિદ્ધિ માટે તે બન્ને પ્રકારનુ અશાસ્ત્રીય દ્વૈત જ્ઞાનીએ તજવા યોગ્ય છે એમ જણાવે છે:

**बोधादूर्ध्वं च तद्धेयं जीवन्मुक्तिप्रसिद्धये।**
**कामादिक्लेशबंधेन युक्तस्य न हि मुक्तता ॥५१॥**

બોધ થયા પછી પણ જીવન્મુક્તિની પ્રસિદ્ધિ (પરિપૂર્ણતા) માટે એ તીવ્ર અને મંદ બન્ને પ્રકારના જીવસૃષ્ટ અશાસ્ત્રીય દ્વૈત ત્યાગ કરવા યોગ્ય છે; કારણ કે કામ આદિક જે ક્લેશ[૪૧] છે, તે જ બંધરૂપ છે, તો તેવા બંધરૂપ કામાદિ ક્લેશથી યુક્ત બદ્ધ પુરુષને મુક્તતા (જીવન્મુક્તપણુ) હોઈ શકે નહિ.

૪૧. અહી પૂર્વોક્ત અર્થને વ્યતિરેકમુખે દૃઢ કરે છે એટલે કે બોધ થયા પછી જો તે કામાદિકલેશ રહે, તો બોધનુ પરિણામિક ફળ જે જીવન્મુક્તિ છે. તે બોધવાન પુરુષને થતુ નથી, માટે તે જીવન્મુક્તિ સિદ્ધ થવા માટે બોધ પછી પણ તે કામાદિકનો સર્વથા ત્યાગ કરવો આવશ્યક છે.

જ્ઞાનીને જ્ઞાન વડે વિદેહમુક્તિ મળે એટલે બસ છે, અલ્પ

સમય રહેનારી જીવન્મુક્તિનો તેમને શો ઉપયોગ છે? એવી શંકાનું સમાધાન કરે છે.

**जीवन्मुक्तिरियं मा भूज्जन्माभावे त्वहं कृती ।**
**तर्हि जन्मापि तेऽस्त्वेव स्वर्गमात्रात्कृती भवान् ॥**

આ જીવન્મુક્તિ મને ભલે પ્રાપ્ત ન થાવ, હું તો જન્મના અભાવરૂપ વિદેહમુક્તિ વડે કૃતાર્થ થઈશ એમ જો તમે કહો તો તમને પુનર્જન્મ પણ ભલે હો. એમાં તમને તમારા માનવા પ્રમાણે કાંઈ હાનિ નથી; કેમકે તમે માત્ર સ્વર્ગની પ્રાપ્તિથી પણ કૃતાર્થતા[૪૨] માની લેશો.

૪૨ ભાવાર્થ એમ છે કે, તત્ત્વજ્ઞાન થયા પછી પણ કામાદિના ત્યાગથી, રખે આ લોકના સુખ ભોગવી શકાશે નહિ એવા ભયથી તમે જીવન્મુક્તિના વિલક્ષણ આનંદને ઇચ્છતા નથી, તો તમે સ્વર્ગના સુખની તૃષ્ણાનો કેવી રીતે ત્યાગ કરી શકશો? અને જો સ્વર્ગના સુખની તૃષ્ણાનો ત્યાગ નહિ કરી શકો, તો તમને પુનર્જન્મની પ્રાપ્તિ થશે અને વિદેહમુક્તિ નહિ મળે જે મનુષ્ય આ લોકના સુખોનો ત્યાગ ન કરી શકે, તે સ્વર્ગનાં દિવ્ય સુખોનો ત્યાગ કેવી રીતે કરી શકશે અને વિદેહમુક્તિ પણ કેવી રીતે મેળવી શકશે?

સ્વર્ગના સુખો દોષવાળા છે માટે ત્યજવા જેવા છે એમ તમને લાગતુ હોય, તો આ લોકના સુખો પણ તેવા જ છે માટે ત્યજવા જેવા છે એમ સમાધાન કરે છે.

**क्षयातिशयदोषेण स्वर्गो हेयो यदा तदा ।**
**स्वयं दोषतमात्मायं कामादिः किं न हीयते ॥५३**

ક્ષય અને અતિશય રૂપ–દોષવાળો[૪૩] હોવાને લીધે સ્વર્ગ ત્યાગ કરવા યોગ્ય છે અથવા સદોષ છે માટે ત્યાજ્ય છે એમ કહો, તો પોતે સ્વરૂપથી જ અત્યંત દોષરૂપ એવા કામાદિક છે તે તમે શા માટે છોડતા નથી?

૪૩. 'तद्यथेह कर्मचितो लोकः क्षीयत एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते।' (છાં ૮–૧–૬) જેમ ખેડ વગેરે ક્રિયાઓથી નિષ્પન્ન કરેલા ધાન્યાદિક આ લોકના પદાર્થો કાળે કરી ક્ષય પામે છે તેમ જ અગ્નિહોત્રાદિ ક્રિયાઓ વડે સંપાદિત જે સ્વર્ગાદિ લોકનાં સુખો તે પણ કાળે કરી ક્ષય પામે છે' ઇત્યાદિ શ્રુતિઓમા સ્વર્ગાદિકને વિષે ક્ષયદોષ કહેલો છે, તેમ જ 'क्षीणे पुण्ये मर्त्यलोके विशति।' (ગીતા. ૯–૨૧) પુણ્યની ખરચી ખૂટે એટલે પાછા મર્ત્યલોકમાં પ્રવેશ કરે છે.' ગીતામાં પણ સ્વર્ગાદિમાં ક્ષયદોષ દર્શાવી તેની સાતતા સ્પષ્ટ કહી બતાવી છે વળી 'ये शतं मनुष्याणामानदा ।' (બૃ૦ ૪–૩–૩૩) જે તે સેકડો મનુષ્યોના આનંદ છે તે દેવતાઓના એક આનંદ તુલ્ય છે' ઇત્યાદિક શ્રુતિઓમા સ્વર્ગાદિકમા અતિશયવાળા લોક તથા આનંદો ગણાવ્યા છે, તેથી સ્વર્ગાદિકમા અતિશય દોષ કહેલો છે, અર્થાત્ સ્વર્ગસુખ કંઈ તેવુ નથી કે જેથી ઉત્કૃષ્ટ કશુ નથી તેથી તે નિરતિશય ન કહી શકાય, પણ સાતિશય–અતિશય દોષવાળુ કહેવાય.

## તીવ્ર અશાસ્ત્રીય દ્વૈતની અનર્થહેતુતાને લીધે ત્યાજ્યતા

પરમ તત્ત્વને જાણીને કામાદિનો નિઃશેષ ત્યાગ કરવાની આવશ્યકતા જણાવે છે

**तत्त्वं बुद्ध्वापि कामादीन्निःशेषं न जहासि चेत् ।**
**यथेष्टाचरणं ते स्यात्कर्मशास्त्रातिलंघिनः ॥५४॥**

તત્ત્વ(બ્રહ્માત્મૈક્ય)ને જાણીને પણ જો કદી નિઃશેષ[૪૪] કામાદિકને છોડશે નહિ, તો કર્મશાસ્ત્રનુ ઉલ્લંઘન કરવાથી તને યથેષ્ટાચરણની[૪૫] પ્રાપ્તિ આવી પડશે.

૪૪ પ્રારબ્ધરૂપ પૂર્વના પુરુષાર્થ તથા આ જન્મના ક્રિયમાણ પુરુષાર્થ આ બેમા જે બળવત્તર હોય તેનો જય થાય છે, એમ યોગવાસિષ્ઠના બીજા મુમુક્ષુ નામના પ્રકરણમાં સ્પષ્ટ નિર્ણય કરી બતાવેલો છે. તેથી પ્રારબ્ધને બહાને પ્રયત્નની શિથિલતા રાખી વિદ્વાને જીવન્મુક્તિ સુખના વિરોધી જે કામાદિક તેમાં લંપટ થવુ એ અતીવ અઘટિત છે.

૪૫. જેને આત્મસાક્ષાત્કાર થયો છે એવા જ્ઞાની પુરુષને કોઈ પણ વિધિ–નિષેધ નથી, કારણ કે તે કૃતકૃત્ય છે; તોપણ લોકસંગ્રહ કરવાની ઇચ્છાવાળા તેવા જ્ઞાનીએ લોકોને કુમાર્ગે પ્રવૃત્ત થતા અટકાવવા માટે શાસ્ત્ર પ્રમાણે વર્તવુ જોઈએ 'यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।' (ગીતા ૩–૨૧) શ્રેષ્ઠ પુરુષ જેવાં આચરણ કરે છે, તે અનુસાર સામાન્ય માણસો વર્તે છે.' અથવા લોકસંગ્રહની ઇચ્છા વગરના અવધૂત જ્ઞાનીએ પણ જીવન્મુક્તિના વિલક્ષણ આનંદ માટે બ્રહ્મવિચાર કર્યા કરવો જોઈએ; કારણ કે કામાદિ પ્રવૃત્તિ જીવન્મુક્તિની બાધક છે, માટે જ વેદાંત ડિંડિમ નામના ગ્રંથમા નૃસિંહ સરસ્વતીતીર્થજી લખે છે કે. 'सुप्तेरुत्थाय सुप्त्यन्तं ब्रह्मैकं प्रविचिन्त्यताम् ।' (વે–ડિં. ૭૯) જાગ્યાથી સૂતા પર્યંત એક બ્રહ્મનુ જ ચિંતન કરો' વળી દુરાચારમાં પ્રવૃત્તિ થવી એ પૂર્વજન્મનાં પાપકર્મનું ફળ છે. તેનાં પાપ

કર્મ જ્ઞાનીને હોઈ શકે નહિ. તેથી જ્ઞાનીની દુરાચારમા પ્રવૃત્તિ સર્વથા હોય જ નહિ પુરુષનાં પાપકર્મનો ક્ષય થયા પછી તેને જ્ઞાનની ઉત્પત્તિ થાય છે.

યથેષ્ટાચરણમા રહેલો દોષ વાર્તિકકારનો શ્લોક લઈને જણાવે છે

**बुद्धाद्वैतस्वतत्त्वस्य यथेष्टाचरणं यदि ।**
**शुनां तत्त्वदृशां चैव को भेदोऽशुचिभक्षणे ॥५५॥**

પરમ તત્ત્વને જાણનાર જ્ઞાની(તત્ત્વસાક્ષાત્કારવાન પુરુષ)નુ પણ જ્યારે યથેષ્ટાચરણ હોય, ત્યારે પછી શ્વાન અને તત્ત્વદર્શીમાં શો ભેદ રહેશે ? કારણ કે તત્ત્વવેત્તાનુ જ્યારે યથેચ્છાચરણ થાય, ત્યારે તેની અશુચિભક્ષણાદિકમાં પણ પ્રવૃત્તિ થશે; એટલે પછી તેમ થતાં તત્ત્વદર્શી અને શ્વાન એમા કશો ફરક રહેશે નહિ એમ વાર્તિકકારનો આશય છે.

યથેષ્ટાચરણ દુ:ખમા વૃદ્ધિ કરનારું થાય છે, તે કહે છે:

**बोधात्पुरा मनोदोषमात्रात्क्लिश्नास्यथाधुना ।**
**अशेषलोकनिंदा चेत्यहो ते बोधवभवम् ॥५६॥**

તત્ત્વજ્ઞાનનો ઉદય થયા પહેલાં અજ્ઞાન દશામાં કેવળ મનના કામક્રોધાદિક દોષોથી તને ક્લેશ થતો હતો અને હવે જ્ઞાનદશામાં તો (જો યથેચ્છાચરણ રહ્યુ તો) સર્વ લોકમાં તારી નિંદા પણ થશે, તો પછી તારા બોધનો વૈભવ તો ભારી ! અર્થાત્ બોધ થવાથી ક્લેશ બમણો થયો એ બોધનુ ઐશ્વર્ય આશ્ચર્યકારક થયુ ! !

ભલા, ત્યારે શું કરવુ જોઈએ ? ત્યા કહે છે.

**विड्वराहादितुल्यत्वं मा कांक्षीस्तत्त्वविद् भवान् ।**
**सर्वधीदोषसंत्यागाल्लोकैः पूज्यस्व देववत् ॥५७॥**

તું તત્ત્વચિત છો એટલે કે સર્વથી શ્રેષ્ઠતાનો હેતુ જે આત્મજ્ઞાન છે તે તને પ્રાપ્ત થયુ છે, તો પછી તું કામસંકલ્પાદિકનો ત્યાગ કરવામા અસમર્થ થઈ ને, સર્વથી અધમ જે વિડ્વરાહ (ભૂંડણ) આદિક પ્રાણી; તેની તુલ્યતા(બરોબરી)ની આકાંક્ષા કર નહિ, પણ બુદ્ધિના કામાદિક સકળ દોષોનો ત્યાગ કરીને વિષ્ણુ આદિક દેવની પેઠે લોક માત્રનો પૂજવા યોગ્ય થા.

ત્યારે તે કામાદિક મનોદોષ કેવી રીતે ત્યાગ કરવા ? તેના ઉપાયો કહી બતાવ છે.

**काम्यादिदोषदृष्ट्याद्याः कामादित्यागहेतवः ।**
**प्रसिद्धा मोक्षशास्त्रेषु तानन्विष्य सुखी भव ॥५८**

કામાદિના વિષયરૂપ પુષ્પમાળા, ચંદન, વનિતાદિ પદાર્થોમા તથા ક્રોધમાં દોષદૃષ્ટિ કરવી ઇત્યાદિ કામાદિ[૪૬]ના ત્યાગનાં સાધનો છે. આ સાધનો મોક્ષનુ પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોમાં[૪૭] પ્રસિદ્ધ છે, તેથી તે સાધનોની સારી રીતે શોધ કરીને તથા તેનુ અનુસરણ કરીને તમે સુખી થાઓ.

૪૬ અહી આદિ શબ્દે કરીને ક્રોધ, લોભ, મોહ, ભય વગેરે રાજસી તથા તામસી વૃત્તિઓના પરિણામોનું ગ્રહણ કરી લેવુ તેમા કામનાં વિષયભૂત વનિતાદિકમાં જે દોષદૃષ્ટિ કહી તે કામના ત્યાગનો હેતુ છે અને ક્રોધના સ્વરૂપનો વિચાર એ ક્રોધના ત્યાગનો હેતુ છે.

૪૭ યોગવાસિષ્ઠ, ભાગવત આદિક ગ્રંથોમા અનેક યુક્તિઓથી કામક્રોધાદિકના ત્યાગના ઉપાયો દર્શાવ્યા છે. ભાગવતના સપ્તમ સ્કંધમાં કહ્યું છે કે:—

'असकल्पात् जयेत्काम क्रोध कामविवर्जनात् ।
अर्थानर्थेक्षया लोभ भय तत्त्वावमर्शनात् ॥

(શ્રીમદ્ ભાગવત ૭–૧૫–૨૨)

'નિઃસંકલ્પભાવથી કામને જીતે અને કામના ત્યાગે કરી ક્રોધને જીતે, અર્થ, ધન આદિકમા અનર્થદૃષ્ટિ વડે લોભને જીતે અને તત્ત્વવિચાર એટલે બ્રહ્મ અને આત્માના એકતાભાવનરૂપ વિચાર વડે સર્વ ભયને જીતે ' એ પ્રમાણે કામાદિકને જીતવાના ઉપાયો ત્યાં વર્ણવી દેખાડ્યા છે.

### મદ અશાસ્ત્રીય દ્વૈતની ત્યાજ્યતા તથા તેના ત્યાગનો ઉપાય

હવે મનોરાજ્યમા રહેલો દોષ બતાવે છે

**त्यज्यतामेष कामादिर्मनोराज्ये तु का क्षतिः ।**
**अशेषदोषबीजत्वात्क्षतिर्भगवतेरिता ॥ ५९ ॥**

આ કામાદિક તો ત્યાગ કરવા યોગ્ય કહ્યા, તેથી તેઓનો ભલે ત્યાગ કરાઓ; પરંતુ મનોરાજ્યમા શું ક્ષતિ (હાનિ) છે ? એમ જો તમે પૂછો તો, મનોરાજ્ય સર્વ કામાદિક દોષનું બીજ છે, તેથી ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં મનોરાજ્ય વિષે સ્પષ્ટ હાનિ કહી છે.

મનોરાજ્ય વડે થનારી હાનિની પરંપરા શ્રીકૃષ્ણ ભગવાનના વચનો લઈને કહે છે:

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६०**

વિષયોનું ગુણબુદ્ધિથી ધ્યાન (ચિંતન) કરનારા પુરુષને તે વિષયોમાં આસક્તિ થાય છે અને તે સંગ(આસક્તિ)થી કામ (ઇચ્છા) થાય છે અને તે કામથી ક્રોધ ઉત્પન્ન થાય છે; અર્થાત્ કોઈ પણ કારણથી તે કામનાનો ભંગ થાય તો એકદમ ક્રોધ આવી જાય છે.

ત્યારે હવે તેવા મનોરાજ્યની નિવૃત્તિ કરવાના ઉપાયો કયા ? તે કહી બતાવે છે:

**शक्यं जेतुं मनोराज्यं निर्विकल्पसमाधितः ।**
**सुसंपादः क्रमात्सोऽपि सविकल्पसमाधिना ॥६१**

નિર્વિકલ્પ સમાધિ વડે મનોરાજ્ય જીતી શકાય છે અને તે નિર્વિકલ્પ સમાધિ પણ સવિકલ્પ સમાધિ વડે ક્રમે કરી સુખેથી શ્રમ વિના (અનાયાસે) સંપાદન કરી શકાય છે.

અષ્ટાંગયોગ[48]માં નિપુણ જે પુરુષ છે, તેને તો મનોરાજ્ય જય કરવાનો ઉપાય નિર્વિકલ્પ સમાધિ ભલે હો. પણ જેઓ યોગવિજ્ઞાનના જ્ઞાનથી રહિત છે, તેઓની શી ગતિ ? અર્થાત્ તેઓને માટે મનોરાજ્ય જીતવાનો કંઈ ઉપાય છે ? અને છે તો તે કયો ? તે કહે છે:

**बुद्धतत्त्वेन धीदोषशून्येनैकांतवासिना ।**
**दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ॥६२॥**

બ્રહ્મ અને આત્માની એકતારૂપ તત્ત્વને જાણનાર અને કામક્રોધાદિકથી રહિત એકાંતવાસી[49] પુરુષ દીર્ઘ (છ માત્રાનો અથવા બાર માત્રાનો અર્થાત્ તેટલી માત્રાના કાળની દીર્ઘતાવાળો) પ્રણવ(ૐકાર)નો ઉચ્ચાર કરે તો મનોરાજ્ય જીતી શકાય છે.

૪૮. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ (સવિકલ્પ સમાધિ) એ આઠ અંગ છે અને નિર્વિકલ્પ સમાધિનાં પારિણામિક ફળભૂત જે યોગ તે અંગી છે.

૪૯ અહીં રહસ્યભૂત અર્થ એવો છે કે, મનના ચાર પાદ છે ' વાણી, શ્રોત્ર, ચક્ષુ અને સંકલ્પવિકલ્પાદિક આંતર કલ્પનાઓ; તેમાં એકાતવાસ કરવાથી વચન, શ્રવણ અને દર્શનના અભાવથી વાણી, ચક્ષુ તથા શ્રોત્રનો તો નિરોધ થઈ જાય છે અને એ ત્રણ પાદ રોકાયાથી આવક વગરના તળાવની પેઠે આંતર કલ્પનારૂપ ચોથો પાદ પણ નિવૃત્ત કરવો સહેલો પડે છે; માટે એકાંતવાસ અવશ્ય અનુષ્ઠેય છે.

એવી રીતે ૐકારોચ્ચારણાદિકથી મનોરાજ્યનું નિવારણ કરવાથી શું ફળ પ્રાપ્ત થાય ? ત્યાં કહે છે:

**जिते तस्मिन्वृत्तिशून्यं मनस्तिष्ठति मूकवत् ।**
**एतत्पदं वसिष्ठेन रामाय बहुधेरितम् ॥६३॥**

તે મનોરાજ્યને (જીતીને) નિવારણ કરીએ ત્યારે મન વૃત્તિશૂન્ય થઈને મૂંગાની પેઠે સ્થિર રહે છે; અર્થાત્ જેમ મૂંગો પુરુષ સકળ વાણીની ક્રિયાથી રહિત થઈ સ્થિત થાય છે, તેમ મનોરાજ્યનો અભાવ થયો કે મન પણ સર્વ સંકલ્પ-વિકલ્પાદિક વ્યાપારથી રહિત થઈ સ્થિત થાય છે. આ પદ (દશા) વસિષ્ઠ મુનિએ શ્રીરામચંદ્રને અનેક પ્રકારે કહી બતાવેલ છે.

શ્રીવસિષ્ઠ મુનિના વચનોનું અવતરણ બે શ્લોક વડે કરે છે:

**दृश्यं नास्तीति बोधेन मनसो दृश्यमार्जनम् ।**
**संपन्नं चेत्तदुत्पन्ना परा निर्वाणनिर्वृतिः ॥६४॥**

દશ્ય પદાર્થ માત્ર છે જ નહિ એવા બોધ વડે કરી જ્યારે મનથી દશ્યનું માર્જન[50] થાય એટલે કે જ્યારે અદ્વિતીય બ્રહ્મતત્ત્વના જ્ઞાન વડે બ્રહ્મથી ભિન્ન કાંઈ આ દશ્ય જગત છે જ નહિ, એવી રીતે દશ્ય પદાર્થ માત્રનું મનથી નિવારણ સિદ્ધ થઈ જાય, ત્યારે પરમ નિર્વાણ નિર્વૃતિ (નિરતિશય મોક્ષસુખ) પ્રાપ્ત થઈ ચૂક્યું, એમ જાણવું અર્થાત્ જીવન્મુક્તિ સિદ્ધ થઈ સમજવી.

૫૦. 'एकमेवाद्वितीयं ब्रह्म । नेह नानास्ति किंचन ॥ એક જ અદ્વિતીય બ્રહ્મ છે. આ જગતમાં બીજું કંઈ પણ બ્રહ્મસ્વરૂપથી અતિરિક્ત દશ્ય માત્ર છે જ નહિ.' એવી રીતે શ્રુત્યર્થાનુસંધાનપૂર્વક મન આગળથી દશ્યમાત્રનું જે નિવારણ કરવું તે દશ્યમાર્જન શબ્દથી અહીં કહેવા માગે છે.

**विचारितमलं शास्त्रं चिरमुद्ग्राहितं मिथः ।**
**संत्यक्तवासनान्मौनादृते नास्त्युत्तमं पदम् ॥६५**

બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કરનારાં શાસ્ત્રોનો સંપૂર્ણ વિચાર કરવાથી અને પોતાના ગુરુબંધુઓ સાથે પરસ્પર લાંબા સમય સુધી તેની ચર્ચા કરવાથી દશ્ય વિષયોની વાસનાનો સારી રીતે ત્યાગ કરવાથી મનની જે મૌન અવસ્થા થાય છે, તેનાથી બીજું કાંઈ ઉત્તમ પદ નથી એવો નિશ્ચય થયો, અર્થાત્ વાસનારહિત મૌન સ્થિતિ એ જ બ્રહ્મનું સ્વરૂપ છે એમ સમજાયું.

એ પ્રમાણે નિર્વૃત્તિક થયેલું ચિત્ત પ્રારબ્ધ કર્મયોગે કરી કદી વિક્ષેપને પામે, તો તે વિક્ષેપની નિવૃત્તિનો ઉપાય બતાવે છે:

**विक्षिप्यते कदाचिद्धीः कर्मणा भोगदायिना ।**
**पुनः समाहिता सा स्यात्तदैवाभ्यासपाटवात् ॥६६**

ભોગદાયી એટલે સુખદુઃખાદિકનો અનુભવ કરાવનાર પ્રારબ્ધ કર્મો વડે બુદ્ધિ જો કદાચિત્ વિક્ષેપને પામે, તો તે પૂર્વોક્ત દૃશ્યમાર્જનરૂપ ભાવનાની વારવાર આવૃત્તિરૂપ દૃઢતા વડે તેજ કાળમા ફરીને પણ સમાહિત (એકાગ્ર)થઈ જાય છે.

સર્વદા વિક્ષેપથી રહિત જેનુ ચિત્ત રહે છે, એવા પુરુષોનું બ્રહ્મવેત્તાપણું કેવળ ઉપચાર માત્રથી છે. વસ્તુતઃ તે પોતે બ્રહ્મરૂપ જ છે એમ કહે છે:

**विक्षेपो यस्य नास्त्यस्य ब्रह्मवित्त्वं न मन्यते ।**
**ब्रह्मैवायमिति प्राहुर्मुनयः पारदर्शिनः ॥६७॥**

જે પુરુષને વિક્ષેપ છે જ નહિ, તેવા પુરુષનું બ્રહ્મવિત્તપણું નથી મનાતું, પણ પારદર્શી (વેદાંતના પારને પહોંચેલા) મહાત્માઓ તેને (વિક્ષેપરહિત પુરુષને) 'આ (બ્રહ્મવિદ્) બ્રહ્મ જ છે' એમ કહે છે. શ્રુતિ પણ 'ब्रह्मविद् ब्रह्मैव भवति। બ્રહ્મવેત્તા પોતે બ્રહ્મરૂપ જ છે' એવી રીતે સ્પષ્ટ નિરૂપણ કરે છે.

આ વિષયમા પણ વસિષ્ઠનું વાક્ય જ ઉદાહરણ તરીકે ટાંકે છે

**दर्शनादर्शने हित्वा स्वयं केवलरूपतः ।**
**यस्तिष्ठति स तु ब्रह्मन् ब्रह्म न ब्रह्मवित्स्वयम् ॥६८**

જે પુરુષ દર્શન તથા અદર્શન છોડીને અર્થાત્ 'હું બ્રહ્મને જાણુ છું' અથવા 'નથી જાણતો' એ બન્ને પ્રકારના પ્રતીત્યાત્મક અથવા કથનાત્મક વ્યવહારને છોડી દઈને સ્વયં (પોતે) કેવળ ચિદ્રૂપે (અદ્વિતીય ચૈતન્ય માત્રરૂપે) રહેલ છે, તે પુરુષ તો હે બ્રહ્મન્! (વસિષ્ઠ રામચંદ્રને કહે છે) સાક્ષાત્ બ્રહ્મ જ છે. બ્રહ્મવિદ્ નહિ.

સકળ દ્વૈતવિવેચનને સમાપ્ત કરે છે.

**जीवन्मुक्तेः परा काष्ठा जीवद्वैतविवर्जनात् ।**
**लभ्यतेऽसावतोऽत्रेदमीशद्वैताद्विवेचितम् ॥ ६९ ॥**

આ જે જીવન્મુક્તિની પરાકાષ્ઠા (નિરતિશય પર્યવસાનભૂમિ—સર્વાધિક સ્થિતિરૂપ અવસ્થા) કહી તે જીવદ્વૈતનો ત્યાગ કરવાથી પ્રાપ્ત થાય છે. તે કારણ માટે આ પ્રકરણને વિષે આ જીવસૃષ્ટ દ્વૈતનું ઈશ્વરસૃષ્ટ દ્વૈતથી વિવેચન કરી દેખાડ્યું છે.

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'દ્વૈતવિવેક' નામનું ચોથુ પ્રકરણ સમાપ્ત**

**દ્વૈતવિવેક નામના ચતુર્થ પ્રકરણનું મનન**

ચેતન અને જડ એવા ભેદથી બે પ્રકારને પામેલું જે આ જગત છે. તેનો વિવેક કરવો એ પ્રકરણનો મુખ્ય વિષય છે તેથી પ્રથમત તે દ્વૈતના ઈશ્વરસૃષ્ટ તથા જીવસૃષ્ટ એવા બે ભેદ કહ્યા, તેમા માયાવિશિષ્ટ ઈશ્વરે સરજેલ જે આ પૃથ્વી—પર્વત—તરુ—તારકાદિક પદાર્થો તથા નર-કિન્નરાદિક પ્રાણીવર્ગ વગેરે જગત છે, તે ઈશ્વરસૃષ્ટ દ્વૈત છે. તે જગત સરજીને તે પરમાત્માએ દેહપ્રવિષ્ટ થઈને પ્રાણોનુ ધારણ કર્યું તેથી જીવ કહેવાયો. ઈશ્વરની મોહનશક્તિથી મોહ પામી એ જીવ ઈશ્વરભાવને ભૂલી જઈ પરાધીનની જેમ આ શરીરમા રહ્યો શોચ કરે છે. બૃહદારણ્યકના સપ્તાન્ન બ્રાહ્મણમાં વ્રીહ્યાદિક, દર્શ, પૂર્ણમાસ, ક્ષીર, મન, વાણી અને પ્રાણ એવી રીતે સાત અન્ન કહ્યાં છે, તે સાતે અન્ન જો કે સ્વરૂપથી તો ઈશ્વરે સરજેલાં છે, તથાપિ જ્ઞાન અને ક્રિયા વડે કરી તે પદાર્થોની અન્નતા (ભોગવવાની યોગ્યતા) જીવે સરજી છે. જેમ એક જ સ્ત્રી તેના પિતાએ ઉત્પન્ન કરેલી અને ભર્તાએ ભોગવવા યોગ્ય હોય છે, તેમ આ જગત ઈશનું કાર્ય અને જીવનુ ભોગ્ય એવી રીતે બન્ને સાથે સબંધ થાય છે. ઈશ્વરે સરજેલ વસ્તુ સ્વરૂપે એક આકારવાળી હોય છે, પણ તે વસ્તુઓમા જીવોથી નિર્મિત અનેક પ્રકારો થાય છે જેમ એક જ સ્ત્રી પ્રતિયોગી ભેદે કરી, ભાર્યા, દીકરાની વહુ, નણંદ, દેરાણી એમ અનેકરૂપે ભેદ પામે છે. જો કે માંસમયી જે ઈશનિર્મિત સ્ત્રી છે તેના આકારમાં કશો ફરક પડતો નથી, તથાપિ તે જીવોએ કલ્પેલી જે મનોમયી સ્ત્રી છે તે પ્રત્યેક પ્રત્યે ભેદ પામે છે. જેમ તાંબું ગાળીને બીબામા રેડતા બીબા જેવુ જ બની જાય છે, તેમ બાહ્ય વસ્તુને વ્યાપ્ત થતું મન એ વસ્તુના સમાન આકારવાળું થાય છે. તેથી પદાર્થમાત્રની મનોમયતા કહી શકાય અને તેથી જ કરી વેદાંતમા ઘટાદિક પદાર્થ પ્રમાણથી જણાતા મૃત્તિકાદિમય તથા સાક્ષીથી ભાસ્ય એવા મનોમય એમ બે પ્રકારના માનેલ છે. ઉપર કહેલા ઈશસૃષ્ટ તથા જીવસૃષ્ટ પદાર્થોમાના જીવસૃષ્ટ જે પદાર્થ છે તે જ માત્ર જીવને જન્મ-મરણાદિ દુઃખોપલક્ષિતસંસારાખ્ય બંધને આપનારા છે; કારણ કે ઈશ્વરસૃષ્ટ કઈ પણ વસ્તુ જ્યાં સુધી જીવ તેના ઉપર પોતાનું મમત્વ દૃઢ કરી સ્વસૃષ્ટિમા નહિ લે ત્યાં સુધી તે વસ્તુ જીવને બંધ કરનાર નથી થતી.

વળી જ્યાં બાહ્ય વસ્તુ નથી હોતી તેવા સ્વપ્નાદિ પ્રસંગમાં પુરુષ કેવળ જીવસૃષ્ટ માનસિક પદાર્થોથી જ સુખદુઃખ પામે છે. જેમ વિદેશ ગયેલો પુત્ર જીવતો હોય તોપણ કોઈ ઠગના વચનથી તેનું મોત સાંભળી પિતા રડે છે અને તે જ પુત્ર મરી ગયા છતાં ખબર સાંભળ્યા પહેલાં કંઈ જ થતું નથી તેથી અન્વયવ્યતિરેક વડે કેવળ જીવસૃષ્ટ દ્વૈત જ જીવને બંધન કરે છે, ઈશસૃષ્ટ દ્વૈત તો તત્ત્વબોધનું બાધક નથી, એટલું જ નહિ પણ ઊલટું સાધક છે માટે તેના પ્રતિ દ્વેષ શા સારુ કરવો? માત્ર જીવસૃષ્ટ દ્વૈત જ હેય (ત્યાગ કરવા યોગ્ય) છે. તેમાં ગુરુશાસ્ત્રાદિક જે શાસ્ત્રીય દ્વૈત છે, તે તો તત્ત્વબોધ પર્યંત ગ્રાહ્ય છે. તત્ત્વબોધ થયા પછી તો તે પણ ત્યાજ્ય છે. અશાસ્ત્રીય દ્વૈતમાનું જે કામક્રોધાદિક છે તે તીવ્ર કહેવાય છે અને મનોરાજ્ય એ મંદ કહેવાય છે. તેમાનું તીવ્ર તો બોધથી પૂર્વકાળમાં જ બોધોત્પત્તિને અર્થે ત્યાજ્ય છે, અને બોધ થયા પછી પણ જીવન્મુક્તિ સુખને અર્થે ત્યાજ્ય છે અને મનોરાજ્ય (મનમા જે તરેહવાર કામ સંકલ્પાદિક થાય છે તે) સર્વથા અનર્થહેતુ છે એમ ભગવાને ગીતામા ध्यायतो विषयान्पुंस इત્યાદિક ગ્રંથથી દર્શાવ્યુ છે. માટે તે પણ નિર્વિકલ્પ સમાધિ વડે કરી નિવારણ કરવા યોગ્ય છે. બુદ્ધિના મળવિક્ષેપાદિ દોષ નિરસ્ત થયા પછી એકાંતમાં બેસી દીર્ઘ પ્રણવનો ઉચ્ચાર કરી મનોરાજ્ય પણ જિતાય છે, એવી રીતે દશ્યમાત્રનું માર્જન થઈ જાય એટલે પરમ નિવૃત્તિ મળે છે, એવો વિક્ષેપરહિત પુરુષ બ્રહ્મવેત્તા નહિ પણ બ્રહ્મરૂપ જ છે. ઉક્ત પ્રકારે જીવસૃષ્ટ દ્વૈતના ત્યાગે કરી જીવન્મુક્તિની પરાકાષ્ઠા પમાય છે માટે તે જીવદ્વૈત ઈશસૃષ્ટ દ્વૈતથી પૃથક્ વિવિક્ત કરી દર્શાવ્યુ. આટલો આ પ્રકરણનો સંક્ષેપથી પ્રતિપાદ્ય પદાર્થ છે.

# ૫: મહાવાક્યવિવેક

## 'प्रज्ञानं ब्रह्म' એ મહાવાક્યનો અર્થ

મુમુક્ષુ પુરુષોને મોક્ષના સાધનરૂપ બ્રહ્મ અને આત્માની એકતાના જ્ઞાનની સિદ્ધિને માટે ચારે વેદમાં પ્રસિદ્ધ ચાર મહાવાક્યો છે, તે સર્વેના અર્થનું ક્રમે કરી નિરૂપણ આચાર્ય શ્રીવિદ્યારણ્યસ્વામી કરે છે. પ્રથમ ઋગ્વેદના ઐતરેયારણ્યગત 'प्रज्ञानं ब्रह्म। (ઐતરેય–૫–૩) પ્રજ્ઞાન બ્રહ્મ છે' એ મહાવાક્યમાં આવેલા પ્રજ્ઞાનપદના અર્થનું નિરૂપણ કરે છે:

પ્રજ્ઞાન એ પદના અર્થ કહે છે:

**येनेक्षते शृणोतीदं जिघ्रति व्याकरोति च।**
**स्वाद्वस्वादु विजानाति तत्प्रज्ञानमुदीरितम्॥ १॥**

જે ચૈતન્ય વડે કરીને પુરુષ આ રૂપાદિક વિષયોને દેખે છે, શબ્દને સાંભળે છે, ગંધને સૂંઘે છે, શબ્દોનું ઉચ્ચારણ કરે છે અને સ્વાદુ તથા અસ્વાદુ રસને જાણે છે, તે ચૈતન્ય અર્થાત્ વૃત્તિઉપલક્ષિત ચૈતન્ય આ મહાવાક્યમા પ્રજ્ઞાન શબ્દથી[1] કહેવામાં આવેલું છે.

૧. ચક્ષુઇંદ્રિય દ્વારા બહાર નીકળેલ અંતઃકરણની વૃત્તિની ઉપાધિવાળા જે સાક્ષી ચૈતન્ય વડે પુરુષ રૂપને જુએ છે; શ્રોત્રઇંદ્રિય દ્વારા નીકળેલ અંતઃકરણની વૃત્તિની ઉપાધિવાળા જે ચૈતન્યથી સાંભળે છે નાસિકા દ્વારા નીકળેલ અંતઃકરણની વૃત્તિની ઉપાધિવાળા જે ચૈતન્યથી ગંધ ગ્રહણ કરે છે, એવી રીતે વાણીઉપહિત જે ચૈતન્ય વડે શબ્દ બોલે છે અને રસનાઇંદ્રિય દ્વારા નીકળેલ વૃત્તિની ઉપાધિવાળા જે ચૈતન્યથી સ્વાદુ–અસ્વાદુ જાણે છે ટૂંકામાં સઘળી ઇંદ્રિયો દ્વારા નીકળેલ અંતઃકરણની વૃત્તિની ઉપાધિવાળા જે ચૈતન્યથી આ બધું જાણવામાં આવે છે તે સાક્ષી, કૂટસ્થ ચૈતન્ય અહીં 'પ્રજ્ઞાન' શબ્દથી કહેવાય છે. આ વિવેચનમાં ઐતરેયઉપનિષદના 'येन वा पश्यति।' (ઐ ૫–૧) ઇત્યાદિથી માંડીને 'सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि।' (ઐ ૫–૨) અહીં સુધીની શ્રુતિનો અર્થ સંક્ષેપમાં કહેલો છે.

હવે બ્રહ્મ શબ્દનો અર્થ કહે છે:

**चतुर्मुखेन्द्रदेवेषु मनुष्याश्वगवादिषु।**
**चैतन्यमेकं ब्रह्मातः प्रज्ञानं ब्रह्म मय्यपि॥ २॥**

બ્રહ્મા, ઇંદ્ર ઇત્યાદિ દેવોમાં, મનુષ્યોમાં, ઘોડા અને ગાય આદિમાં જે એક ચૈતન્ય રહેલું છે તે બ્રહ્મ છે. જેથી 'પ્રજ્ઞાન' (સાક્ષી ચૈતન્ય) બ્રહ્મ છે, તેથી મારામા પણ તે પ્રજ્ઞાનરૂપ બ્રહ્મ[2] છે, અર્થાત્ પ્રજ્ઞાન બ્રહ્મરૂપ હોવાથી હું પણ વસ્તુતઃ બ્રહ્મ છું.

૨. ઉત્તમ દેવાદિમાં, મધ્યમ મનુષ્ય આદિમાં તથા અધમ અશ્વ, ગાય આદિ સઘળાં પ્રાણીઓમાં તેમજ આકાશ આદિ ભૂતોમા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના હેતુરૂપ જે ચૈતન્ય છે, તે બ્રહ્મશબ્દથી કહેવાય છે. અહીં ઐતરેય ઉપનિષદની 'एष ब्रह्मैष इन्द्र' (ઐ ૫–૩) ઇત્યાદિથી લઈને 'प्रज्ञा प्रतिष्ठा' (ઐ. ૫–૩) અહીં સુધીની શ્રુતિનો અર્થ સંક્ષેપમાં દર્શાવેલો છે. આ પ્રમાણે પદાર્થોનું નિરૂપણ કરીને હવે વાક્યાર્થનું નિરૂપણ કરે છે. આ પ્રજ્ઞાનરૂપ બ્રહ્મ સર્વત્ર રહેલ હોવાથી મારામાં પણ રહેલ છે; કારણ કે પ્રજ્ઞાનપણામાં કાંઈ વિશેષતા નથી, અર્થાત્ 'પ્રજ્ઞાન' સર્વત્ર સમાન છે, માટે તે પ્રજ્ઞાનરૂપ

બ્રહ્મ હુ પોતેજ છું, એવું આ મહાવાકયનુ કહેવુ છે.

## ‘अहं ब्रह्मास्मि’ એ મહાવાકયનો અર્થ

એ પ્રમાણે ઋગ્વેદના ઐતરેય ઉપનિષદગત મહાવાકય-ના અર્થનું નિરૂપણ કરી હવે યજુર્વેદની શાખાઓમા જે બૃહદારણ્યક ઉપનિષદ છે તેમા આવેલ ‘अहं ब्रह्मास्मि। હુ બ્રહ્મ છું’ (બૃ ૧-૪-૧૦) એ મહાવાકયના જીવ-બ્રહ્મની એકતાના બોધરૂપ અર્થને પ્રકટ કરી દર્શાવે છે:

परिपूर्णः परात्माऽस्मिन्देहे विद्याधिकारिणि ।
बुद्धेः साक्षितया स्थित्वा स्फुरन्नहमितीर्यते ॥३॥

સર્વત્ર ભરપૂર રહેલા અર્થાત્ દેશ, કાળ અને વસ્તુ વડે વિભાગ નહિ પામનાર પરમાત્મા આ બ્રહ્મજ્ઞાનની યોગ્યતાવાળા મનુષ્યશરીરમા બુદ્ધિના સાક્ષીરૂપે[3] સ્થિત થઈને ‘अहम्’ રૂપે પ્રકાશે છે, તે ‘અહં’ શબ્દનો લક્ષ્યાર્થ છે.

૩ સ્વભાવથી જ દેશ, કાળ તથા વસ્તુકૃત પરિચ્છેદથી રહિત પરિપૂર્ણ પરમાત્મા આ માયાકલ્પિત જગતમા શમ, દમ આદિ સાધનચતુષ્ટય તથા શ્રવણ, મનન અને નિદિધ્યાસન આદિ સાધનને યોગ્ય એવા શરીરમાં બુદ્ધિશબ્દથી ઉપલક્ષિત સમગ્ર સૂક્ષ્મ શરીરના અવિકારીપણે પ્રકાશકરૂપે સ્થિત થઈને ‘અહમ્’ એ રીતે પ્રકાશતા પરમાત્મા અહંશબ્દનો લક્ષ્યાર્થ છે.

બ્રહ્મ પદના અર્થ તથા अस्मि પદના અર્થથી એકતારૂપ વાક્યાર્થ કહી બતાવે છે:

स्वतःपूर्णः परात्माऽत्र ब्रह्मशब्देन वर्णितः ।
अस्मीत्यैक्यपरामर्शस्तेन ब्रह्म भवाम्यहम् ॥४॥

સ્વતઃપૂર્ણ જે પૂર્વ શ્લોકમા વર્ણિત પરમાત્મા છે, તે આ શ્રુતિવાકયમા બ્રહ્મ શબ્દે કરી વર્ણવેલો છે, અર્થાત્ લક્ષણા વૃત્તિથી બ્રહ્મપદે કરી નિર્દિષ્ટ કરેલો છે. ‘अस्मि છુ’ આ પદ એકતાનુ પરામર્શક છે અથવા સમાનાધિકરણથી[4] જીવબ્રહ્મની એકતાનુ સ્મરણ કરાવવાવાળું આ ‘अस्मि’ પદ છે; માટે તે હેતુથી હુ બ્રહ્મ જ છુ એવો આ બૃહદારણ્યકના મહાવાકયનો અર્થ છે.

૪. ભિન્ન અર્થવાળાં પદોની એક વિભક્તિના બળથી એક જ અર્થને વિષે જે પ્રવૃત્તિ તે સમાનાધિકરણ કહેવાય છે. આ વાક્યમા अहं અને ब्रह्म એ બે પદો ક્રમે કરી આત્મા અને બ્રહ્મરૂપ અર્થનાં બોધક છે તેથી ભિન્નાર્થક (અપર્યાય) છે. પરંતુ સમાન વિભક્તિના બળથી બંને પદની અખંડ એકરસતારૂપ એક જ અર્થને વિષે લક્ષણા દ્વારા પ્રવૃત્તિ છે તે જ સમાનાધિકરણ છે; તેથી કરીને બ્રહ્મ અને આત્માની જે એકતા સિદ્ધ થઈ, તેનું સ્મરણ કરાવનાર अस्मि પદ છે, અન્ય અર્થનું બોધક નહિ.

## ‘तत्त्वमसि’ એ મહાવાકયનો અર્થ

હવે સામવેદના છાંદોગ્ય ઉપનિષદમાંના ‘तत्त्वमसि[5] તે તું છો’ (છા ૬-૮-૭) એ મહાવાક્યનો અર્થ દર્શાવવા વાસ્તે तत् એ પદનો લક્ષ્યાર્થ એટલે લક્ષણા વૃત્તિથી જાણવા યોગ્ય અર્થ પ્રથમ કહે છે:

एकमेवाद्वितीयं सन्नामरूपविवर्जितम् ।
सृष्टेः पुराऽधुनाऽप्यस्य तादृक्त्वं तदितीर्यते ॥५॥

સૃષ્ટિથી પૂર્વે એક જ અદ્વિતીય નામરૂપાદિ-રહિત જે સત્ હતું, તે સત્ હમણા પણ એવું જ છે, એમ તત્[6] પદે કરી લક્ષિત થાય છે.

૫ तत्त्वमसि આ મહાવાકય સામવેદના છાંદોગ્ય ઉપનિષદમાં છઠ્ઠા પાઠકને વિશે નવ આવૃત્તિથી કહેલું છે. જેમને વિશેષ જોવાની ઇચ્છા હોય તેમણે ત્યા જોઈ લેવું.

૬. ભાવાર્થ એવો છે, કે ‘सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्। (છાં. ૬-૨-૧) હે સૌમ્ય’ આ જગત આગળ એક જ અદ્વિતીયરૂપ સત્ હતુ. આ શ્રુતિવાકયમાં સૃષ્ટિથી પૂર્વે સ્વગતાદિ ભેદશૂન્ય અને નામરૂપરહિત જે સદ્વસ્તુ પ્રતિપાદન કરી છે. એ સદ્વસ્તુનું હમણા એટલે સૃષ્ટિથી ઉત્તરકાળમાં પણ વિચારદૃષ્ટિથી તાદૃક્ત્વ અર્થાત્ તેવાપણું (સ્વગતાદિ ભેદરહિત નામરૂપવર્જિત સત્પણું) છે, તે આ શ્રુતિમાં ‘तत्’ આ પદે કરી કહેવાય છે. અહીં કહેવાય છે એટલે લક્ષણા વૃત્તિથી જણાવાય છે, એવો અર્થ છે.

તત્પદનો લક્ષ્યાર્થ કહી બતાવી હવે શ્રુતિગત બીજું त्वं પદ છે. તેનો લક્ષ્યાર્થ કહી બતાવે છે:

श्रोतुर्देहेंद्रियातीतं वस्त्वत्र त्वंपदेरितम् ।
एकता ग्राह्यतेऽसीति तदैक्यमनुभूयताम् ॥६॥

શ્રોતાના દેહઇંદ્રિયાદિકથી અતીત એટલે શ્રવણાદિ સાધન વડે મહાવાકયાર્થનો નિશ્ચય કરનાર જે શ્રોતા છે, તેના દેહ અને ઇંદ્રિયો એ બે શબ્દથી ઉપલક્ષિત સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહના સાક્ષીરૂપ જે સદ્વસ્તુ છે, તે મહાવાકયગત त्वं એ પદે કરી લક્ષિત થાય છે અર્થાત્ લક્ષણા વૃત્તિ વડે જણાય છે.

असि આ પદે કરી એકતાનુ ગ્રહણ કરાવાય છે, માટે તે तत् અને त्वं પદના અર્થ બ્રહ્મ અને

આત્માની પ્રમાણસિદ્ધ એકતા છે, તે સર્વ મુમુક્ષુ જનોએ અનુભવ કરવી જોઈએ અર્થાત્ એ આત્મા અને બ્રહ્મની એકતાનું જે સાક્ષાત્ અનુભવવું એ જ પરમ પુરુષાર્થ છે, એમ આ મહાવાક્યનો અર્થ છે.

## 'अयमात्मा ब्रह्म' એ મહાવાક્યનો અર્થ

હવે ક્રમમાંથી અથર્વવેદના માંડૂક્ય ઉપનિષદમાં આવેલા 'अयमात्मा ब्रह्म।[૭] આ આત્મા બ્રહ્મ છે' (માંડૂક્ય-૨) એ મહાવાક્યનો અર્થ દર્શાવવાની ઇચ્છા કરતા આચાર્યશ્રી વિદ્યારણ્ય મુનિ પ્રથમતઃ તે વાક્યના अयम् તથા आत्मा આ બે શબ્દોના વિવક્ષિત અર્થ ક્રમે કરી કહી બતાવે છે :

**स्वप्रकाशापरोक्षत्वमयमित्युक्तितो मतम् ।**
**अहंकारादिदेहांतात्प्रत्यगात्मेति गीयते ॥७॥**

શ્રુતિમાના 'આ' એવા કથનથી આત્માનું[૮] સ્વપ્રકાશપણું અને અપરોક્ષપણું માનેલું છે. જે અહંકારથી માંડીને સ્થૂલ પર્યંતના અધિષ્ઠાનપણા વડે અને સાક્ષીપણા વડે અંતર રહેલો છે તે આત્મા એમ કહેવાય છે.

૭ આ શ્રુતિ માંડૂક્યોપનિષદ્‌ના બીજા મંત્રમાં છે. તે મંત્ર એમ છે કે, 'सर्वं ह्येतद्ब्रह्मायमात्मा ब्रह्म सोऽयमात्मा चतुष्पात् । (માંડૂક્ય-૨) પૂર્વમંત્રમાં કહેલું આ સર્વ ૐકારમય જગત બ્રહ્મ છે, તેથી આ આત્મા (પણ) બ્રહ્મ છે અને તે આ આત્મા ચાર પાદવાળો છે' અહીં એ આત્માને જાણવાની સુગમતા ખાતર, જેમ રૂપિયાની ચાર પાવલી હોય છે, તેવી રીતે આને પણ ચાર પાદ એટલે ચાર ચતુર્થાંશની કલ્પના કરેલી છે કંઈ ચતુષ્પાદ્ શબ્દે કરી ગાયની પેઠે ચાર પગ સમજવાના નથી.

૮. અદૃષ્ટ આદિની પેઠે પરોક્ષપણાનું તથા ઘટાદિની પેઠે દૃશ્યપણાનું નિવારણ કરવા માટે 'अयम्' શબ્દનો પ્રયોગ છે, તેથી સ્વપ્રકાશપણું તથા અપરોક્ષપણું જ્ઞાત થાય છે. દેહાદિને વિષે પણ ઘણાને આત્મત્વની પ્રતીતિ થાય છે તો આત્મા શબ્દથી શું કહેવા માગે છે? એવી શંકાનો ખુલાસો એ છે કે અહંકાર આદિથી લઈને સ્થૂલ પર્યંતના સમસ્ત પદાર્થોના અધિષ્ઠાનરૂપે સર્વાન્તર (સર્વના સાક્ષીરૂપે રહેલ) શુદ્ધ ચૈતન્ય આ વાક્યમાં આત્મા શબ્દથી કહેવા ઇચ્છેલ છે.

'બ્રહ્મ' પદનો અર્થ તથા એકતારૂપ વાક્યાર્થનું નિરૂપણ કરે છે:

**दृश्यमानस्य सर्वस्य जगतस्तत्त्वमीर्यते ।**
**ब्रह्मशब्देन तद्ब्रह्म स्वप्रकाशात्मरूपकम् ॥८॥**

દૃશ્યમાન (દૃશ્ય હોવાને લીધે મિથ્યારૂપ) આ સર્વ જગતનું તત્ત્વ એટલે તે સર્વનું અધિષ્ઠાન હોવાથી તેમ જ તે સર્વના બાધના અવધિ (સીમા) હોવાથી વાસ્તવરૂપ (સચ્ચિદાનંદલક્ષણસ્વરૂપ) જે છે, તે આ મહાવાક્યમાં બ્રહ્મ શબ્દે કરી કહેવામાં આવેલ છે. તે બ્રહ્મ સ્વપ્રકાશ આત્મસ્વરૂપ છે અર્થાત્ જે પૂર્વ શ્લોકમાં કહેલાં લક્ષણવાળું એટલે સ્વપ્રકાશ આત્મારૂપ છે તે બ્રહ્મસ્વરૂપ છે. તે બ્રહ્મ જ આત્મા છે અને આત્મા જ બ્રહ્મ છે. એ પ્રમાણે બ્રહ્મ અને આત્માની એકતારૂપ આ મહાવાક્યનો અર્થ છે.[૯]

૯. એવી રીતે નિરૂપણ કરેલ ચારે મહાવાક્યના આત્મા અને બ્રહ્મની એકતારૂપ અર્થને જે જે પ્રક્રિયામાં રુચિ હોય, તે તે પ્રક્રિયાની રીતિથી વિવેકવૈરાગ્યાદિક સાધનચતુષ્ટયસંપન્ન મુમુક્ષુ જનોએ વેદાંતશાસ્ત્ર દ્વારા તેમ જ બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખ દ્વારા વાચ્યાર્થ તથા લક્ષ્યાર્થનો વિચાર કરી પદાર્થશોધનપૂર્વક યથાર્થ જાણીને શ્રવણ, મનન અને નિદિધ્યાસન વડે સંશયવિપર્યયનું નિવારણ કરી, દૃઢ અપરોક્ષનિષ્ઠાથી અજ્ઞાન તથા તેના કાર્યરૂપ અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ પરમપુરુષાર્થભૂત જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિનો અનુભવ કરવો ઘટે છે.

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'મહાવાક્યવિવેક' નામનું પાંચમું પ્રકરણ સમાપ્ત**

## મહાવાક્યવિવેક નામના પાંચમા પ્રકરણનું મનન

ચાર વેદના ચાર મહાવાક્યો છે. તે પ્રત્યેકનો પ્રથમતઃ પદપદાર્થનો વિવેક-વિચાર કરીને પછી સમગ્ર વાક્યનો અખંડાર્થ હૃદયમાં ભાવિત કરવાથી નિદિધ્યાસન દ્વારા એ જ જ્ઞાન અપરોક્ષ આત્મસાક્ષાત્કારનું જનક થાય છે, તે અર્થે મહાવાક્યનો વિવેક કર્યો ત્યાં ઋગ્વેદનાં 'प्रज्ञानं ब्रह्म' એ મહાવાક્યગત प्रज्ञान એટલે જેને લીધે દર્શનાદિ ક્રિયા કરાય છે, તે ચૈતન્ય અને બ્રહ્મ એટલે બ્રહ્માથી લઈને સ્તંબ પર્યંતના સ્થાવર-જંગમાત્મક યાવત્ જગતમાં અનુસ્યૂત રહીને સર્વના જન્માદિકના હેતુભૂત જે ચૈતન્ય છે એ સમજવું, એ બન્ને અભિન્ન છે અને તેથી કરીને મારે વિષે અનુભવાતું પ્રજ્ઞાન પણ બ્રહ્મ છે અર્થાત્ હું પોતે બ્રહ્મરૂપ જ છું. તે પછી યજુર્વેદનું 'अहं ब्रह्मास्मि' એ મહાવાક્ય કહ્યું. આમાં પણ બુદ્ધિઉપલક્ષિત સૂક્ષ્મ શરીરનો અવિકારીપણાથી

અવભાસક જે સાક્ષી अहं એ પદે કરી નિર્દિષ્ટ કરેલો છે. 'ब्रह्म' પદનો અર્થ તો ઉપર કહ્યા પ્રમાણે પરમાત્મા સમજવો; એ બન્નેના સામાનાધિકરણ્ય–સમાનવિભક્તિવાળાપણાથી 'अस्मि' એ પદ બન્નેની એકતાનું સ્મરણ કરાવી હુ બ્રહ્મ જ છું, એવો નિશ્ચય કરાવે છે. આ પછી સામવેદનું 'तत्त्वमसि' એ મહાવાક્ય કહ્યું. તેમા 'तत्' એટલે નામરૂપાદિરહિત પરતત્ત્વ અને 'त्व' એટલે દેહેન્દ્રિયાદિકથી વિલક્ષણ દૃષ્ટારૂપ આત્મવસ્તુ. આ બન્નેની એકતા 'असि' પદ કરાવે છે, તેથી આત્મા અને પરમાત્માના એકત્વનો સાક્ષાત્કાર થાય છે. અંતે અથર્વવેદનું 'अयमात्मा ब्रह्म' એ મહાવાક્ય કહ્યું. આમા 'अयं' એ પદ આત્માનું સ્વપ્રકાશપણું તથા અપરોક્ષપણું સૂચવે છે, અને 'આત્મા' પદ અહંકારથી માંડીને દેહ પર્યંતના સકળ પદાર્થ કરતા એ વસ્તુ પ્રત્યક્, આંતર-સૂક્ષ્મ છે એવો અર્થ દર્શાવે છે માટે આત્મા સ્વયં બ્રહ્મરૂપ છે એમ અનુભવવો. આટલો આ પ્રકરણનો પ્રતિપાદિત અર્થ છે.

# ૬ : ચિત્રદીપ[1]

શ્રી વિદ્યારણ્યસ્વામીએ કરવા ઇચ્છેલા ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ થવા માટે આરંભમા જ 'परमात्मनि' એ પદથી ઇષ્ટદેવતાતત્ત્વાનુસંધાનરૂપ મંગલાચરણ કરવાની સાથે આ ગ્રંથ વેદાંતપ્રકરણાત્મક છે, તેથી પૂર્વોક્ત વિષય સંબંધાદિક અનુબંધચતુષ્ટય જે વેદાંતશાસ્ત્રમા પ્રસિદ્ધ છે, તે જ આ પ્રકરણના પણ છે, એટલે તેનું પૃથક્ નિરૂપણ કરવાની જરૂર નથી એમ મનમા ધારીને 'अध्यारोपाऽपवादाभ्यां निष्प्रपञ्चं प्रपच्यते। અધ્યારોપ (૨) તથા અપવાદ (૩) વડે' નિષ્પ્રપંચ બ્રહ્મનું વર્ણન કરાય છે, એ વાક્ય અનુસાર પરમાત્માને વિષે આરોપિત–કલ્પિત જે જગત છે, તેની સ્થિતિનો પ્રકાર, દૃષ્ટાંત સહિત પ્રતિજ્ઞાપૂર્વક કહી બતાવે છે.

૧. અધિષ્ઠાન ચેતનરૂપ વસ્ત્રને વિષે જગતરૂપ ચિત્રનું દીપકની પેઠે પ્રકાશન કરવાવાળું આ પ્રકરણ છે, તેથી તેનું 'ચિત્રદીપ' એવું નામ રાખેલું છે

૨ अतस्मिन् तद्बुद्धि, अध्यारोप । જે ન હોય તેમાં તેનો આરોપ કરવો તે અધ્યારોપ જેમકે અસર્પભૂત (સર્પરહિત રજ્જુને વિષે સર્પનો આરોપ તેમ જ વસ્તુ)-(બ્રહ્મ)ને વિષે અવસ્તુ (અજ્ઞાન તથા તેના કાર્ય)નો જે આરોપ તેને અધ્યારોપ કહે છે.

૩ રજ્જુના વિવર્તસ્વરૂપ સર્પની રજ્જુમાત્રતા એટલે રજ્જુમાત્રરૂપે જે સ્થિતિ થાય; તેમ અવસ્તુ (મિથ્યા) અજ્ઞાનાદિક પ્રપંચની વસ્તુમાત્રતા એટલે કેવળ બ્રહ્મરૂપતાએ કરી જે અવસ્થિતિ, તે અપવાદ કહેવાય છે. અર્થાત્ જેમ રજ્જુમાં અધ્યારોપિત સર્પની તથા તે અધ્યારોપનાં કાર્ય ભયકંપાદિકની રજ્જુમાત્રતાના નિશ્ચયથી નિવૃત્તિ થાય છે, તેમ વસ્તુ બ્રહ્મને વિષે અધ્યારોપિત અવસ્તુ પ્રપંચની પણ વસ્તુમાત્રતા સ્થિતિ વડે જે નિવૃત્તિ થાય તે જ અપવાદ છે, એવો અભિપ્રાય છે.

## જગતનું આરોપિત(કલ્પિત)પણું અને જ્ઞાનથી તેની નિવૃત્તિ

### જગતના આરોપમાં દૃષ્ટાંત–પટ તથા દાર્ષ્ટાંતિક–ચેતનની ચાર અવસ્થાઓ

**यथा चित्रपटे दृष्टमवस्थानां चतुष्टयम् ।**
**परमात्मनि विज्ञेयं तथाऽवस्थाचतुष्टयम् ॥ १ ॥**

જેમ ચિત્રપટ(ચિત્રયુક્ત વસ્ત્ર)ને વિષે ચાર અવસ્થાઓ જોવામા આવે છે, તેમ જ પરમાત્માને વિષે પણ ચાર અવસ્થા છે, તે મુમુક્ષુ જનોએ જાણવું જોઈએ.

દૃષ્ટાંતરૂપ પટમા તથા સિદ્ધાંતરૂપ પરમાત્મામા જે ચાર અવસ્થાઓ રહી છે તે સ્પષ્ટ કરી સમજાવે છે:

**यथा धौतो घट्टितश्च लांछितो रंजितः पटः ।**
**चिदंतर्यामी सूत्रात्मा विराट् चात्मा तथेर्यते ॥२॥**

જેમ ધોયેલું, આર ચઢાવેલું, આળેખણી કરેલું અને રંગેલું; એ પ્રમાણે ચિત્રપટને વિષે ચાર અવસ્થાઓ જોવામાં આવે છે, તેવી જ રીતે ચિત (શુદ્ધ ચેતન), અંતર્યામી (ઈશ્વર), સૂત્રાત્મા (હિરણ્યગર્ભ) અને વિરાટ આત્મા એવા ભેદથી ચાર પ્રકારની ચાર અવસ્થાઓ[4] છે તે જાણવી જોઈએ.

૪. અહીં ચિત્ એ શબ્દ વડે માયા તથા તેના કાર્યના સંબંધથી રહિત શુદ્ધ ચેતન સમજવું; અંતર્યામી શબ્દ વડે માયાસંબંધવાળું સબલ બ્રહ્મ (ઈશ્વર) સમજવું; સૂત્રાત્મા શબ્દ વડે સમષ્ટિ સૂક્ષ્મશરીરરૂપ ઉપાધિના સંબંધવાળો હિરણ્યગર્ભ સમજવો અને વિરાટ એ શબ્દ વડે સમષ્ટિસ્થૂલ શરીરોપાધિ સંબંધવાન વૈશ્વાનર સમજી લેવાનો છે.

પ્રથમ દૃષ્ટાંતરૂપ પટને વિષે કહેલી ચાર અવસ્થાઓનું સ્વરૂપ ક્રમે કરી કહે છે:

**स्वतः शुभ्रोऽत्र धौतः स्याद्घट्टितोऽन्नविलेपनात् ।**
**मष्याकारैर्लांछितः स्याद्रंजितो वर्णपूरणात् ॥ ३ ॥**

સ્વતઃ સ્વરૂપથી જ અર્થાત્ કોઈ રંગ આદિ અન્ય દ્રવ્યના સંસર્ગ વિના જ શુભ્ર (સફેદ) જે પટ છે, તે અહીં 'ધૌત' એ સંજ્ઞાથી સમજાવ્યું છે અને અન્ન (ચોખા) વગેરેની રાબ ચોપડીને, આર દઈ ઘડી કરેલું ઘટ્ટિત કહેવાય છે. મસી-(શાહી)ના આકારે કરી લાંછિત કહેવાય છે, અને યથાસ્થાનકે લીલા-પીળા રંગો પૂરવાથી તે પટ રંજિત કહેવાય છે.

દૃષ્ટાંતપટમાં કહેલી ચાર અવસ્થાઓ સિદ્ધાંતરૂપ ચેતનને વિષે પણ યથાક્રમે ચાર સંજ્ઞાઓથી કહી બતાવે છે:

**स्वतश्चिदंतर्यामी तु मायावी सूक्ष्मसृष्टितः ।**
**सूत्रात्मा स्थूलसृष्टयैव विराडित्युच्यते परः ॥ ४ ॥**

પરમાત્મા સ્વતઃ એટલે સ્વરૂપથી તો ચિત્ કહેવાય છે અને માયાવી એટલે માયાના યોગવાળો થતાં તે અંતર્યામી કહેવાય છે અને સૂક્ષ્મ સૃષ્ટિથી એટલે અપંચીકૃત પંચભૂતનું કાર્ય જે સમષ્ટિ સૂક્ષ્મ શરીર, એના યોગથી સૂત્રાત્મા કહેવાય છે, તેમ જ સ્થૂલ સૃષ્ટિ એટલે પંચીકૃત પંચમહાભૂતનું કાર્ય જે સમષ્ટિ સ્થૂલ શરીર, એના યોગથી વિરાટ કહેવાય છે.

### ચેતનમાં આરોપિત ચિત્રનું વર્ણન

વસ્ત્રમાના ચિત્રની પેઠે બ્રહ્મને આશ્રયે જે ચિત્રો રહેલા છે તે જણાવે છે:

**ब्रह्माद्याः स्तंबपर्यंताः प्राणिनोऽत्र जडा अपि ।**
**उत्तमाधमभावेन वर्तंते पटचित्रवत् ॥ ५ ॥**

બ્રહ્મથી આદિ લઈને ઠેઠ સ્તંબ[5] (થૂબડા) પર્યંત ઉત્તમાધમભાવે કરી વર્તમાન જે ચેતન પ્રાણીઓ છે, તેમ જ જડપદાર્થો પણ છે તે ચેતન (જંગમ) તથા અચેતન (સ્થાવર નદીપર્વતાદિક) સર્વ વસ્તુઓનો સમૂહ આ પરમાત્માને વિષે પટગત ચિત્રના સરખો એટલે ચિત્રસ્થાનીય છે.

૫. સ્તંબ=ઘાસ ઉપર થતું બારીક જંતુ, તેને થૂબડુ પણ કહે છે.

આ બ્રહ્મથી માંડીને સઘળા જગતનું ચિત્ર-સ્થાનીયપણું હોવામાં કારણ દર્શાવવા માટે દૃષ્ટાંત કહે છે:

**चित्रार्पितमनुष्याणां वस्त्राभासाः पृथक् पृथक् ।**
**चित्राधारेण वस्त्रेण सदृशा इव कल्पिताः ॥ ६ ॥**

ચિત્રમાં આળખેલા મનુષ્યના જે જે ભિન્ન ભિન્ન વસ્ત્રાભાસ[6] છે, તે ચિત્રના આધારભૂત વસ્ત્રના જેવા જ કલ્પિત છે એટલે આધારભૂત વસ્ત્રનો જે રંગ છે, કલ્પિત વસ્ત્રનો પણ તે જ રંગ છે, તેથી તેના જેવાં જ કલ્પિત વસ્ત્ર (વસ્ત્રાભાસ) હોય છે.

૬. તે ચિત્રમાં આળખેલા વસ્ત્ર કંઈ શીતાદિકનાં મટાડનાર નથી થતા, તે વસ્ત્ર નહીં પણ વસ્ત્રાભાસ શબ્દે કરી કહેલાં છે; કારણ કે તે ચિત્રેલાં વસ્ત્ર, વસ્ત્રધર્મ જે શીતાદિકનું નિવારકપણું તેથી રહિત અને વસ્ત્રના જેવાં ભાસે છે, તેથી વસ્ત્રાભાસપદથી તેનું કથન કરેલું છે.

હવે દૃષ્ટાંતને સિદ્ધાંતમાં ઘટાવે છે:

**पृथक् पृथक् चिदाभासाश्चैतन्याध्यस्तदेहिनाम् ।**
**कल्प्यंते जीवनामानो बहुधा संसरंत्यमी ॥ ७ ॥**

તેમ બ્રહ્મમાં કલ્પેલા દેવાદિ શરીરધારીઓના જીવ નામના ચેતનના આભાસો[7] ભિન્ન ભિન્ન કલ્પાય છે. આ જીવો પોતપોતાના પ્રારબ્ધકર્મ પ્રમાણે ભિન્ન ભિન્ન શરીરો ધારણ કરીને જન્મમરણના ફેરા ફર્યા કરે છે.

૭. અહીં ભાવાર્થ એવો છે કે, પરમાત્મામાં આરોપિત દેવાદિ શરીરોના જીવ નામના ચિદાભાસની કલ્પના કરવામાં આવે છે. પર્વતાદિ સ્થાવર જડ) પદાર્થમાં તેમની કલ્પના કરવામાં આવતી નથી, કારણ કે આ જીવો (ચિદાભાસ) દેવ, તિર્યક્ તથા મનુષ્યાદિ શરીર પ્રાપ્ત કરીને અનેક પ્રકારે સંસારને પામે છે. પરમાત્મા સંસારને પ્રાપ્ત થતા નથી, કેમકે તે નિર્વિકાર છે. અહીં ચિદાભાસનું લક્ષણ એ છે કે જે ચેતનના ધર્મથી રહિત હોઈને ચેતન જેવું ભાસે તે.

અજ્ઞાનીઓ જીવ(ચિદાભાસ)માં રહેલા જન્મમરણરૂપ સંસારને ચેતન(બ્રહ્મ)માં રહેલો માને છે એમ કહે છે:

**वस्त्राभासस्थितान्वर्णान्यद्वदाधारवस्त्रगान् ।**
**वदंत्यज्ञास्तथा जीवसंसारं चिद्गतं विदुः ॥ ८ ॥**

વસ્ત્રાભાસને વિષે સ્થિત જે વર્ણ, એટલે ચિત્રમાં આળખેલ પ્રતિમાના વસ્ત્રમાં જે રંગ છે, તેને જેમ આધારભૂત વસ્ત્રગત કહે છે; તેમ જ અજ્ઞ માણસો જીવગત જે સંસાર તેને સાક્ષી-(ચેતન)ગત જાણે છે-માને છે.

નદી, પર્વત વગેરે માટે તો ચિદાભાસની કલ્પનાનો અભાવ છે, એમ દૃષ્ટાંતપુરસ્સર યુક્તિથી કહી બતાવે છે:

चित्रस्थपर्वतादीनां वस्त्राभासो न लिख्यते ।
सृष्टिस्थमृत्तिकादीनां चिदाभासस्तथा न हि ॥९

જેમ ચિત્રમા સ્થિત જે પર્વતાદિક, તેના વસ્ત્રાભાસ લખાતા નથી, તેમ સૃષ્ટિમાં સ્થિત જે મૃત્તિકાદિક પદાર્થ, તેના ચિદાભાસ પણ કલ્પાતા નથી; કારણ કે મૃત્તિકા આદિક જડ પદાર્થને માટે ચિદાભાસની કલ્પના કરવાને કંઈ સંસારરૂપ ફળ જેવું પ્રયોજન છે નહિ, તેથી તેઓમાં ચિદાભાસની કલ્પના કરતા નથી.

અવિદ્યાનું સ્વરૂપ અને તેની નિવૃત્તિના ઉપાય સહિત તે અવિદ્યાની નિવર્તક વિદ્યાનું સ્વરૂપનિરૂપણ

જ્ઞાનથી બાધ પામવા યોગ્ય અવિદ્યાનું સ્વરૂપ:

संसारः परमार्थोऽयं संलग्नः स्वात्मवस्तुनि ।
इति भ्रांतिरविद्या स्याद्विद्ययैषा निवर्तते ॥१०॥

આ સસાર પરમાર્થ છે, અર્થાત્ આ કર્તૃત્વ, ભોક્તૃત્વ પ્રપંચ બધો પરમાર્થ સત્ એટલે વાસ્તવ છે અને તે સ્વાત્મ વસ્તુને વિષે આત્માના ધર્મરૂપે સંલગ્ન છે, એવી જે ભ્રાંતિ (અન્યથા બુદ્ધિ) છે, તે અવિદ્યા અર્થાત્ કાર્યરૂપ અજ્ઞાન છે; અને એ અવિદ્યા, વિદ્યા વડે એટલે જ્ઞાને કરી નિવૃત્ત થાય છે.

આત્મજ્ઞાનરૂપ વિદ્યાનું સ્વરૂપ અને તેની પ્રાપ્તિનું સાધન કહે છે:

आत्माभासस्य जीवस्य संसारो नात्मवस्तुनः ।
इति बोधो भवेद्विद्या लभ्यतेऽसौ विचारणात् ॥११

આત્માનો આભાસ જે ચિદાભાસરૂપ જીવ છે તેને જ સસાર છે, આત્મવસ્તુને કઈ સંસાર નથી, એવા પ્રકારનો જે બોધ તેનુ નામ જ વિદ્યા કહેવાય અને એ વિદ્યા વિચાર વડે એટલે આત્મ-અનાત્મના વિવેક વડે પ્રાપ્ત થાય છે.

કેના વિચારથી ઉપર્યુક્ત વિદ્યા પ્રાપ્ત થાય છે, એવી શંકાના સમધાનમા કહે છે:

सदा विचारयेत्तस्माज्जगज्जीवपरात्मनः ।
जीवभावजगद्भाववाधे स्वात्मैव शिष्यते ॥१२॥

એ વિદ્યા વિચારથી જ પ્રાપ્ત થાય છે, માટે મુમુક્ષુ પુરુષ જગત, જીવ[૮] અને પરમાત્મા એ ત્રણેના સદાસર્વદા વિચાર કર્યા કરે. જીવભાવ તથા જગદ્ભાવ આ બેનો જ્યારે બાધ થાય, ત્યારે બ્રહ્મથી અભિન્ન આત્મા જ માત્ર અવશેષ રહે છે; માટે ત્રણેનો વિચાર કરવો જરૂરનો છે.

૮. અહીં એવી શંકા થાય કે વિચાર તો એક પરમાત્માનો જ કરવો યોગ્ય છે, કારણ કે મોક્ષ અવસ્થામાં તે એક જ રહે છે, તો પછી જીવ અને જગતનો શા માટે વિચાર કરવો જોઈએ? સમાધાન. જીવ અને જગતના સ્વરૂપનો વિચાર કરી તેના મિથ્યાપણાના નિશ્ચય વડે અપવાદ કરવાથી શુદ્ધ પરમાત્મા અવશેષ રહે છે, એટલા પૂરતો તે બેનો વિચાર પણ ઉપયોગી છે.

બાધનો અને નાશનો ભેદ સમજાવવા માટે બાધનું સ્વરૂપ કહે છે:

नाप्रतीतिस्तयोर्बाधः किं तु मिथ्यात्वनिश्चयः ।
नो चेत्सुषुप्तिमूर्च्छादौ मुच्येतायत्नतो जनः ॥१३

જીવ અને જગતનો બાધ, એટલે તે બન્નેની અપ્રતીતિ ન સમજવી, પણ તે જીવ તથા જગતનો જે મિથ્યાત્વ નિશ્ચય[૯] એ જ તેઓનો બાધ સમજવાનો છે. જો આમ ન માને તો સુષુપ્તિ તથા મૂર્છા આદિક દશાઓમા સર્વ જનો અયત્નથી જ (વગર પરિશ્રમે જ) મુક્ત થઈ જાય. અભિપ્રાય એવો છે કે, સુષુપ્તિ, મૂર્છા, મરણ, પ્રલય ઇત્યાદિક સ્થિતિને વિષે વગર પ્રયત્ને પોતાની મેળે જ દ્વૈતપ્રતીતિનો અભાવ છે, તેથી તેટલા માત્રથી જ તત્ત્વજ્ઞાન વિના પણ મુક્તિ થવાનો પ્રસંગ આવી પડશે.

૯. બાધ થયા પછી પણ જગતની પ્રતીતિ થાય; કેમકે જગતનો બાધ એટલે તેને મિથ્યારૂપે જાણ્યું, એટલા ઉપરથી કંઈ તે જગત સ્વરૂપે નાશ પામતું નથી. અને આ જ ગ્રંથમાં આગળ કહેશે કે પ્રલયાદિકમાં જગતનો નાશ થાય છે, તો તે કાળે સર્વની મુક્તિનો અતિપ્રસંગ આવે; માટે અહીં બાધ એટલે તેનો મિથ્યાત્વ નિશ્ચય એ જ અર્થ માનવો ઉચિત છે વેદાંતસિદ્ધાંતમુક્તાવલીમા પણ બાધનુ સ્વરૂપ આ પ્રમાણે આપેલુ છે:

साक्षात्कृते त्वधिष्ठाने समनन्तरनिश्चिति. ।
अध्यस्यमानं नास्तीति बाध इत्युच्यते बुधैः ॥

(વે. સિ. મુ ૪૦)

અર્થ· અધિષ્ઠાનનો સાક્ષાત્કાર કર્યા પછી તરત જ એવો નિશ્ચય થાય છે કે 'અધ્યસ્યમાન વસ્તુ કાંઈ છે જ નહિ.' એ બાધ કહેવાય છે.

બાર-નિર્મલિક નિરોધ

ઉપરના ૧૨મા શ્લોકમા 'સ્વાત્મૈવ શિષ્યતે—આત્મ જ માત્ર શેષ રહે છે' એમ કહ્યું, તેનું તાત્પર્ય પણ પરમાત્માનું સત્યત્વ દર્શાવવામા જ છે, કંઈ તે પરમાત્માના જ્ઞાન વડે તે પરમાત્માથી અન્ય જગતની વિસ્મૃતિ કહેવામાં નથી એમ જો હોય એટલે જો તે પરમાત્માના જ્ઞાનથી જગતની વિસ્મૃતિ થાય, તો જીવન્મુક્તિના અભાવનો પ્રસંગ આવે; એમ આ શ્લોકમાં કહી બતાવે છે:

**परमात्मावशेषोऽपि तत्सत्यत्वविनिश्चयः ।**
**न जगद्विस्मृतिर्नो चेज्जीवन्मुक्तिर्न संभवेत् ॥१४**

પરમાત્માનો અવશેષ એટલે પરમાત્માનું અવશેષ રહેવાપણું જે કહ્યું, તે પણ તે પરમાત્માની સત્યતાનો નિશ્ચય જ સમજી લેવો, પણ કંઈ જગતની વિસ્મૃતિ નહિ. જો એમ માને કે પરમાત્મા શેષ રહેવાથી જગતની વિસ્મૃતિ થઈ જાય, તો જીવન્મુક્તિ[૧૦] સંભવે નહિ.

૧૦. જગતનું ભાન છતાં પણ જીવદશામાં જે મોક્ષ-સુખાનુભવ છે, તે જીવન્મુક્તિ શબ્દનો અર્થ છે. જો જગતની વિસ્મૃતિ જ થઈ જાય, તો પછી જીવન્મુક્તિનો અવકાશ ક્યા રહે? એટલા માટે કહ્યું છે, જીવન્મુક્તિનો અસંભવ થશે.

બારમા શ્લોકમા કહ્યું છે, 'सदा विचारयेत्—નિરંતર વિચાર કર્યા કરે.' તે ઉપરથી એમ અર્થ જણાય કે દેહપાત પર્યંત વિચાર કર્યા કરે જ અને આમ કરવાથી વિચારના કોઈ અવધિ રહે જ નહિ તે માટે તે વિચારના અવધિ કારણ સહિત દર્શાવે છે.

**परोक्षा चापरोक्षेति विद्या द्वेधा विचारजा ।**
**तत्रापरोक्षविद्याप्तौ विचारोऽयं समाप्यते ॥१५॥**

વિચારે કરી જન્ય (ઉત્પન્ન થતી) જે વિદ્યા (જ્ઞાન) તે પરોક્ષ અને અપરોક્ષ એવા ભેદથી બે પ્રકારની છે. તેમાં અપરોક્ષ વિદ્યાની પ્રાપ્તિ થાય એટલે આ વિચાર સમાપ્ત થાય છે.

ઉપરના શ્લોકમા 'વિચારજન્ય વિદ્યા પરોક્ષ અને અપરોક્ષપણાથી બે પ્રકારની છે' એમ કહ્યું એ પરોક્ષત્વ તથા અપરોક્ષત્વ બંનેના સ્વરૂપનું ક્રમે કરી નિરૂપણ કરે છે.

**अस्ति ब्रह्मेति चेद्वेद परोक्षज्ञानमेव तत् ।**
**अहं ब्रह्मेति चेद्वेद साक्षात्कारः स उच्यते ॥१६॥**

'अस्ति ब्रह्म—બ્રહ્મ છે' એવી રીતે જ્યારે જાણે ત્યારે તે પરોક્ષજ્ઞાન જ છે એમ કહેવાય. અને 'अहं ब्रह्म—હું બ્રહ્મ છું' એમ જ્યારે જાણે ત્યારે તે જાણવું એ સાક્ષાત્કાર (અપરોક્ષાનુભવ) થયો એમ કહેવાય છે.

## આત્મતત્ત્વ વિવેચન

ઉક્ત પ્રકારના આત્મસાક્ષાત્કારનું અસાધારણ કારણભૂત જે આત્મતત્ત્વનું વિવેચન તેને માટે પ્રતિજ્ઞા કરે છે. એટલે આત્મતત્ત્વનું વિવેચન કરવાનો આરંભ કરે છે:

**तत्साक्षात्कारसिद्ध्यर्थमात्मतत्त्वं विविच्यते ।**
**येनायं सर्वसंसारात्सद्य एव विमुच्यते ॥१७॥**

જે સાક્ષાત્કાર વડે કરી આ જીવ સર્વ સંસારથી સદ્યઃ એટલે સાક્ષાત્કાર થયો કે તે જ ક્ષણે મુક્ત થાય છે, તે સાક્ષાત્કારની સિદ્ધિને અર્થે આત્મતત્ત્વનું વિવેચન કરાય છે.

ચિદાત્માની પારમાર્થિક એકતાનો નિશ્ચય કરવાને, વ્યવહારદશામા પ્રતીયમાન જે ચૈતન્યનો ભેદ છે, તે કહી દેખાડે છે:

**कूटस्थो ब्रह्म जीवेशावित्येवं चिच्चतुर्विधा ।**
**घटाकाशमहाकाशौ जलाकाशाभ्रखे यथा ॥१८॥**

કૂટસ્થ, બ્રહ્મ, જીવ અને ઈશ; એ પ્રમાણે ચિત્ ચતુર્વિધા છે એટલે ચૈતન્ય ચાર પ્રકારનું છે. જેમ ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશ; એવા ભેદથી આકાશ ચાર પ્રકારનું છે, તેમ ઉપર કહેલી રીતે ચૈતન્ય ચાર પ્રકારનું છે; અર્થાત્ દૃષ્ટાંતભૂત આકાશના ચાર ભેદની પેઠે ચૈતન્યના પણ ઉક્ત પ્રકારે ચાર ભેદ છે એવો અભિપ્રાય છે.

ઘટે કરી અવચ્છિન્ન (ઉપહિત) જે આકાશ તે ઘટાકાશ[૧૧] અને ઘટાદિક કંઈ પણ ઉપાધિથી રહિત અનવચ્છિન્ન[૧૨]—સ્વરૂપ જે આકાશ છે તે મહાકાશ; આ બે તો પ્રસિદ્ધ છે, તેથી એ બંને છોડી દઈને બાકીના અપ્રસિદ્ધ જલાકાશ-તથા મેઘાકાશમાંથી પ્રથમ જલાકાશના સ્વરૂપનું નિરૂપણ કરે છે:

૧૧. આમ કહેવાથી ઘટની અંદરનું આકાશ છે તે તથા જેટલા આકાશપ્રદેશમાં ઘટ રહેલો છે, તે ઘટાકાશપદવાચ્ય થાય છે.

૧૨. અવચ્છિન્ન=હદવાળો, અનવચ્છિન્ન=હદરહિત.

**घटावच्छिन्नखे नीरं यत्तत्र प्रतिबिंबितः ।**
**साभ्रनक्षत्र आकाशो जलाकाश उदीर्यते ॥१९॥**

ઘટની હદવાળા આકાશને વિશે જે જળ ભરેલું હોય છે તેમાં પ્રતિબિંબિત, વાદળાં તથા નક્ષત્ર સહિત જે આકાશ છે, તે જલાકાશ કહેવાય છે; અર્થાત્ ઘટરૂપ ઉપાધિવાળા આકાશમાં

ભરેલા જલને વિષે પ્રતિબિંબને પામેલું, મેઘમંડલ તથા તારા વગેરે સહિત જે આકાશ તે આ સ્થળે જલાકાશ[૧૩] શબ્દે કરી કહેવાને ઇષ્ટ છે.

૧૩. જલથી ભરેલા ઘડામા જે આકાશનું પ્રતિબિંબ છે તે ઘટની અંદર જે ઘટાકાશ છે તેનું હોય; એવી આશંકા થાય તેની નિવૃત્તિને માટે અહી 'નક્ષત્ર સહિત' એવું વિશેષણુ આપેલુ છે. અને તેથી બહારના મહાકાશનું જ પ્રતિબિંબ છે એમ અર્થ સમજાવ્યો છે. વળી એક વેંત ઊંડા ઘડામા ઘણી ઊંડાઈ પ્રતિબિંબરૂપે જણાય છે, તે ગંભીરતા કંઈ ઘટની અંદરના આકાશની નહિ, પણુ મહાકાશની જ છે. તે ઉપરથી પણુ તે પ્રતિબિંબ મહાકાશનુ જ છે એમ નિશ્ચયે જાણ્યામાં આવે છે.

અભ્રાકાશ અથવા મેઘાકાશનું નિરૂપણ કરે છે:

**महाकाशस्य मध्ये यन्मेघमंडलमीक्ष्यते ।**
**प्रतिबिंबतया तत्र मेघाकाशो जले स्थितः ॥२०॥**

આ મહાકાશના મધ્યમા જે મેઘમંડળ જોવામાં આવે છે, તે મેઘમંડળમાં જે જલ છે, તેમાં પ્રતિબિંબરૂપે સ્થિત જે આકાશ છે, તે આ સ્થળે મેઘાકાશ શબ્દે કરી કહેવામા આવે છે.

અહીં એવી શંકા થાય કે મેઘનુ જલ તો અહીં જણાતુ નથી, તો તેમા આકાશના પ્રતિબિંબનું જ્ઞાન કેમ થઈ શકે? તો તે આ શંકાનું સપ્રમાણ સમાધાન આપે છે:

**मेघांशरूपमुदकं तुषाराकारसंस्थितम् ।**
**तत्र खप्रतिबिंबोऽयं नीरत्वादनुमीयते ॥२१॥**

જે તુષાર(સૂક્ષ્મ જલબિંદુ)રૂપ આકારે રહેલુ મેઘના અંશરૂપ જલ છે, તે જલને વિષે આ આકાશનું જે પ્રતિબિંબ છે તેનુ તે મેઘમાં નીર હોવાથી, અનુમાન[૧૪] કરીએ છીએ; અર્થાત્ મેઘમા રહેલુ જલ જો કે પ્રત્યક્ષ રીતે પ્રતીત થતું નથી, તોપણુ વૃષ્ટિરૂપ કાર્ય ઉપરથી, મેઘમાં તે વૃષ્ટિનુ ઉપાદાન કારણભૂત, સૂક્ષ્મ અવયવ(બિંદુ)રૂપે જલ રહેલુ છે, એમ કાર્યલિંગક અનુમાનથી[૧૫] જાણી શકાય છે.

૧૪. આ અનુમાનને સામાન્યતો દૃષ્ટાઽનુમાન એવા નામથી શાસ્ત્રકારો કહે છે અને તે અહી એવી રીતે કલ્પાય છે, કે વિવાદનુ વિષયભૂત જે મેઘસ્થિત (વાદળામા રહેલુ) જળ છે, તે આકાશના પ્રતિબિંબવાળુ હોવું જોઈએ; કારણુ કે તે જળ છે. જે જે જળ છે તે તે આકાશના પ્રતિબિંબવાળું હોય છે, જેવું કે ઘટમાં ભરેલું જળ. આ અનુમાને કરી મેઘના અંશરૂપ જળમાં પણુ આકાશના પ્રતિબિંબનો સદ્‌ભાવ મનાય છે.

૧૫. કાર્યલિંગક અનુમાન એટલે કાર્યને લિંગ માની તે ઉપરથી કરવાનુ અનુમાન. જેમકે નદીના પૂર ઉપરથી આગળ મેઘ વરસ્યાનું જે અનુમાન તે કાર્યલિંગક અનુમાન કહેવાય છે. અહીં એ અનુમાન એવી રીતે કલ્પી શકાય છે, કે મેઘને વિષે જળ છે; કારણુ કે વૃષ્ટિરૂપ કાર્ય જોવામાં આવે છે તેથી; જ્યાં જ્યાં વૃષ્ટિ થાય છે ત્યા ત્યા જળ હોય છે; ઝરણામાંથી પડતા ઝીણાં ફોરાંવાળા પર્વતની પેઠે આમ અનુમાન કલ્પી લેવું.

એ પ્રમાણે દૃષ્ટાંતરૂપ ચારે આકાશને કહી બતાવી હવે દાર્ષ્ટાંતિક જે ચેતન તેમા પ્રથમ કહેલો ઘટાકાશસ્થાની કૂટસ્થ ચેતન છે, તેના સ્વરૂપનું નિરૂપણુ કરે છે તથા તે કૂટસ્થ કેમ કહેવાયો, તેનું કારણુ પણુ કહે છે

**अधिष्ठानतया देहद्वयावच्छिन्नचेतनः ।**
**कूटवन्निर्विकारेण स्थितः कूटस्थ उच्यते ॥२२॥**

પંચીકૃત તથા અપંચીકૃતભૂતનાં કાર્ય જે સ્થૂળ તથા સૂક્ષ્મ, એવા અવિદ્યાકલ્પિત બે દેહ છે, તેના અધિષ્ઠાન(આધાર)રૂપે વર્તમાન હોવાથી એ બન્ને દેહ વડે અવચ્છિન્ન (ઉપહિત) જે ચેતન (આત્મા–જીવસાક્ષી) છે તે કૂટસ્થ[૧૬] કહેવાય છે.

૧૬ કૂટસ્થ=સોનીની એરણની પેઠે જે નિર્વિકાર રહે છે તે અથવા કૂટ=મિથ્યા, સ્થ=રહેલું, મિથ્યા દેહાદિ પ્રપંચને વિષે તેના અધિષ્ઠાનરૂપે જે નિર્વિકાર રીતે રહેલુ તે

હવે જીવનું સ્વરૂપ કહે છે:

**कूटस्थे कल्पिता बुद्धिस्तत्र चित्प्रतिबिंबकः ।**
**प्राणानां धारणाज्जीवः संसारेण स युज्यते ॥२३॥**

કૂટસ્થને વિષે કલ્પિત જે બુદ્ધિ, તેમા ચિત્–(બ્રહ્મચેતન)નું જે પ્રતિબિંબ છે તે, ચિદાભાસ (જીવ) પ્રાણ ધારણ કરે છે તેથી તે જીવ શબ્દથી કહેવાય છે. તે જીવ[૧૭] જન્મમરણાદિક સંસાર સાથે જોડાય છે અર્થાત્ સુખદુઃખાદિકને અનુભવે છે.

૧૭ કૂટસ્થથી અતિરિક્ત જીવની કલ્પના કરવી યોગ્ય નથી, એવી શંકાના સમાધાનમા કહે છે કે કૂટસ્થ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ હોવાથી તેમા સંસારીપણુ સંભવતુ નથી, તેથી સંસાર ચિદાભાસ(જીવ)ને લાગેલો છે, એ સમજાવવા માટે જીવની કલ્પના કરેલી છે.

### જીવ તથા ફૂટસ્થનો અન્યોન્યાધ્યાસ

જ્યારે જીવથી ભિન્ન ફૂટસ્થ છે, ત્યારે તે કેમ ભાસતો નથી? એવી શંકા કરી જીવ વડે તિરોહિત હોવાથી નથી ભાસતો, એમ દૃષ્ટાંત આપીને કહી દેખાડે છે:

**जलव्योम्ना घटाकाशो यथा सर्वस्तिरोहितः ।**
**तथा जीवेन कूटस्थः सोऽन्योन्याध्यास उच्यते ॥**

જેમ જલાકાશ વડે ઘટાકાશ સઘળું તિરોહિત (આચ્છાદિત) થઈ જાય છે, તેમ જ જીવ વડે ફૂટસ્થ તિરોહિત થઈ જાય છે. તે જીવ વડે ફૂટસ્થનું તિરોધાન, શારીરકભાષ્ય વગેરે શાસ્ત્ર ગ્રંથોમા અન્યોન્યાધ્યાસ[૧૮] શબ્દે કરી કહેલું છે.

૧૮. અન્યોન્યાધ્યાસ—એકબીજામાં એકબીજાના ધર્મનો અધ્યાસ થવો તે. જેમકે સત્, ચિત, આનંદ અને અદ્વૈત આ ચેતનનાં સ્વરૂપો છે. તેની સામે કલ્પિત પ્રપંચના અસત્, જડ, દુ ખ અને દ્વૈત એ ચાર ધર્મો છે. એમાં ચેતનનાં પહેલાં બે સ્વરૂપે પ્રપંચના પહેલાં બે સ્વરૂપ અસત્તા અને જડતાને ઢાંકી દીધાં છે એટલે પ્રપચ અસત્ અને જડ નહિ જણાતાં વાસ્તવ અને ચેતનવાળો જણાય છે. એવી રીતે દુ ખ અને દ્વૈત વડે આનદ અને અદ્વૈત ઢંકાય છે, તેથી પરમાત્માના આનંદ અને અદ્વૈતપણાને બદલે સસારનાં દુ ખ અને દ્વૈત નજરે પડે છે. આ અન્યોન્યાધ્યાસ છે.

એ અન્યોન્યાધ્યાસ થવાનુ કારણ અનાદિ અનિર્વચનીય અવિદ્યા છે એમ કહે છે:

**अयं जीवो न कूटस्थं विविनक्ति कदाचन ।**
**अनादिरविवेकोऽयं मूलाऽविद्येति गम्यताम् ॥२५**

આ જીવ કોઈ પણ કાળે ફૂટસ્થ, કે જે તેનુ નિજરૂપ જ છે, તેનુ વિવેચન કરતો નથી; અર્થાત તેનો વિવેક કરી પોતાથી ભિન્ન જાણતો નથી. એ જે અનાદિ કાળનો અવિવેક (અજ્ઞાન) છે તે અવિવેક જ મૂલા અવિદ્યા[૧૯] છે એમ જાણી લેવું.

૧૯ સંસારદશામા જીવ અને ફૂટસ્થના ભેદની અપ્રતીતિ (અવિવેક) છે, એ જ અવિદ્યા સમજવી અથવા વિચાર કરતાં જે હોય જ નહિ, અથવા આવરણ તથા વિક્ષેપશક્તિવાળી અનાદિ અનિર્વચનીયરૂપ અવિદ્યા કહેવાય છે એ અવિદ્યા મૂલાવિદ્યા અને તુલાવિદ્યા; એવા ભેદથી બે પ્રકારની છે. બ્રહ્મ આત્માના સ્વરૂપનું આવરણ કરવાવાળી જે અવિદ્યા તે મૂલાવિદ્યા કહેવાય છે, અને ઘટાદ્યવચ્છિન્ન જે ચેતન તેનુ આચ્છાદન કરનારી શુક્તિરજતાદિ ભ્રમની ઉપાદાનભૂત જે અવિદ્યા તે 'તુલાવિદ્યા' શબ્દથી સમજવી. એમાં પણ મૂલાવિદ્યા, કાર્યકારણભેદથી બે પ્રકારની છે. અન્ય પદાર્થમા અન્ય વસ્તુની બુદ્ધિ ઉત્પન્ન કરનારી કારણરૂપ મૂલાવિદ્યા છે. અને અન્ય વસ્તુમા અન્ય બુદ્ધિરૂપ થનારી જે અવિદ્યા એ કાર્યરૂપ મૂલાવિદ્યા જાણવી. વળી એ કાર્યરૂપ અવિદ્યા પણ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એવા પાચ ક્લેશોના સંસર્ગથી તે તે રૂપ થાય છે. અહીં માત્ર સમજાવવા પૂરતો જ આ કાર્યકારણનો ભેદ છે; વાસ્તવ દૃષ્ટિથી જોઈએ તો કાર્યકારણભાવ સાચો નથી.

પૂર્વોક્ત જીવનું અવિદ્યા કલ્પિતપણું સ્પષ્ટ કરી દેખાડવા-માટે અવિદ્યાના વિભાગ કરી બતાવે છે:

**विक्षेपावृतिरूपाभ्यां द्विधाऽविद्या व्यवस्थिता ।**
**न भाति नास्ति कूटस्थ इत्यापादनमावृतिः ॥२६**

તે અવિદ્યા વિક્ષેપ તથા આવૃતિ (આવરણ) એવી રીતે બે પ્રકારે વ્યવસ્થા પામી છે. 'ફૂટસ્થ ભાસતો નથી' અને 'ફૂટસ્થ છે નહીં' એવી રીતે જે માનવું, તેનું નામ જ આવરણ કહેવાય છે; અર્થાત્ અહીં બે પ્રકારની કહી, તેમા 'ફૂટસ્થ છે નહી' એ અસત્વાપાદક આવરણ છે અને 'ફૂટસ્થ ભાસતો નથી' એ અભાનાપાદક આવરણ છે એમ સમજવું.

અવિદ્યા અને તેથી થતા આવરણનો સદ્ભાવ યુક્તિ વડે પ્રતિપાદન કરે છે:

**अज्ञानी विदुषा पृष्टः कूटस्थं न प्रबुध्यते ।**
**न भाति नास्ति कूटस्थ इति बुद्ध्वा वदत्यपि ॥२७**

જ્ઞાની પુરુષે 'ફૂટસ્થને તુ જાણે છે?' એવી રીતે પુછાયેલો અજ્ઞાની 'ફૂટસ્થને હુ જાણતો નથી' એમ કહે છે. આમ કહેવામાં અજ્ઞાનનો અનુભવ કરીને જ તે બોલે છે. એથી તેણે કરેલો અવિદ્યાનો અનુભવ જણાઈ આવે છે. વળી તે અજ્ઞાનાનુભવ કહે છે, એટલુ જ નહિ, 'ફૂટસ્થ ભાસતો નથી, અને ફૂટસ્થ છે નહિ' એવી રીતે ફૂટસ્થનુ અભાન (અપ્રતીતિ) તથા ફૂટસ્થનો અભાવ, બન્નેનો અનુભવ કરીને તે બોલે છે. આથી કરી દ્વિવિધ આવરણનો અનુભવ સ્પષ્ટ જણાય છે; માટે અવિદ્યા તથા તત્કૃત આવરણ એ બન્નેના સદ્ભાવમાં ઉપર દર્શાવ્યા પ્રમાણેનો લોકોનો અનુભવ જ પ્રમાણભૂત છે.

સ્વયંપ્રકાશ આત્મામા અવિદ્યા અને તેના કાર્યો આવરણ તથા વિક્ષેપરૂપ સંસાર આદિ સંભવે નહિ, એવી શંકા અને તેનું સમાધાન આપે છે:

**स्वप्रकाशे कुतोऽविद्या तां विना कथमावृतिः ।**
**इत्यादितर्कजालानि स्वानुभूतिर्ग्रसत्यसा ॥२८॥**

સ્વપ્રકાશ આત્માને વિષે અવિદ્યા સૂર્યમા અંધકારની[20] પેઠે ક્યાંથી હોય? અને તે અવિદ્યા વિના (આવૃતિ) આવરણ કેમ હોઈ શકે? ઇત્યાદિક તર્કના જાળાઓને આ ૨૭મા શ્લોકમા કહેલી સ્વાનુભૂતિ (પોતાનો પ્રમાણભૂત અનુભવ) જ ગ્રસી જાય છે. અર્થાત્ 'नहि दृष्टेऽनुपपन्नं नाम। જે વસ્તુ દૃષ્ટ–અનુભૂત છે, તે વસ્તુમાં પછી કઈ શંકા હોય જ નહીં.' એ ન્યાયના બળથી પોતાનો અનુભવ જ વિકલ્પજાળનુ નિવારણ કરે છે.

૨૦. જેમ સૂર્ય સ્વયંપ્રકાશ હોવાથી તેમાં અંધકાર રહી શકતો નથી, એવી રીતે આત્મા સ્વયંપ્રકાશ હોવાથી અજ્ઞાનરૂપી અંધારુ અને તેનાં કાર્ય સંસારાદિ હોઈ શકે નહિ, તો જ્ઞાનથી નિવૃત્ત થવા યોગ્ય કશું રહેતુ નથી. આવી શંકા કોઈને થાય તો તેના સમાધાનમાં પોતાનો અનુભવ જ પ્રમાણ છે. એ સિવાય અવિદ્યામાં કોઈ પ્રમાણ મળતું નથી. અવિદ્યા જો પ્રમાણસિદ્ધ હોય તો તેની નિવૃત્તિ થશે નહિ, માટે અવિદ્યા કલ્પિત છે અને તે કલ્પિત અવિદ્યાનો અજ્ઞાની લોકોને અનુભવ થાય છે આવા હેતુથી અહી 'અવિદ્યામાં સ્વાનુભવ પ્રમાણ છે' એમ કહેલું છે.

આવી કલ્પિત અવિદ્યા તથા તેના કાર્યો સ્વપ્રકાશ બ્રહ્મમા રહે તો કોઈ વિરોધ થતો નથી; કારણ કે મધ્યાહ્નના સૂર્યમા પણ ઘુવડ વગેરે દિવાંધ પ્રાણીઓનુ કલ્પેલું અંધારું રહે છે, તેથી સૂર્યને કોઈ નુકસાન થતુ નથી, એમ અહીં પણ સમજી લેવું.

પોતાના અનુભવનો અનાદર કરીને કેવળ તર્ક ઉપર રાચનારાઓને કદી આત્મસાક્ષાત્કાર થતો નથી, એમ જણાવે છે:

**स्वानुभूतावविश्वासे तर्कस्याप्यनवस्थितेः ।**
**कथं वा तार्किकंमन्यस्तत्त्वनिश्चयमाप्नुयात् ॥२९**

જો સ્વાનુભૂતિ(પોતાના અનુભવ)ને વિષે અવિશ્વાસ થશે, તો તર્કની તો અનવસ્થિતિ[21] છે, એટલે તર્કની સ્થિતિનો અભાવ છે, તેથી પોતાને તાર્કિક મતના અનુસારી હોવાનો ડોળ રાખનાર પુરુષને તત્ત્વનો નિશ્ચય કેવી રીતે થાય? અર્થાત એવાઓને વસ્તુસ્વરૂપનો નિશ્ચય ન જ થાય.

૨૧. તર્કની અનવસ્થિતિ શ્રીમદ્‌ભાષ્યકારે "तर्काप्रतिष्ठानात्०"(બ્ર. સૂ. અ. ૨ પા. ૧ સૂ૦ ૧૧)ના ભાષ્યમાં દર્શાવી છે, કેમકે નૈયાયિકો પણ તર્કને અયથાર્થ પ્રમાણ માને છે; એટલે એમના મત પ્રમાણે પણ તર્કજન્ય જે જ્ઞાન તે અયથાર્થ પ્રમા કહેવાય છે. માત્ર સારા વૃક્ષની રક્ષાને અર્થે જેમ તે વૃક્ષને અડચણ ન આવે તેવી રીતે કંટકની વાડ કરે છે, તેની પેઠે સિદ્ધાંતના રક્ષણને માટે અનુકૂળ તર્કનો અંગીકાર રાખી, સામાન્યતઃ તર્કની અપ્રતિષ્ઠા (અનવસ્થિતપણું) ભાષ્યકારે ઘણા વિસ્તારથી વર્ણવેલી છે. આથી વેદાન્તના અભ્યાસીઓને કેવળ શુષ્ક તર્કથી પોતાને બચાવી અનુભવ પર આરૂઢ થવાનું સૂચન મળે છે.

મનન માટે અનુભવને પુષ્ટિ આપે એવા તર્ક કરવાની અનુમતિ દર્શાવે છે:

**बुद्ध्यारोहाय तर्कश्चेदपेक्षेत तथा सति ।**
**स्वानुभूत्यनुसारेण तर्क्यतां मा कुतर्क्यताम् ॥३०**

આત્મતત્ત્વને બુદ્ધિમાં સુસ્થિર કરવા માટે તર્કની અપેક્ષા છે, એમ જો તમે કહો, તો અમે કહીએ છીએ કે તમે પોતાના અનુભવને અનુસરીને તર્ક કરો; પણ અનુભવથી વિરુદ્ધ કુતર્ક ન કરો.

અનુભવને અનુસરીને તર્ક કેવી રીતે થાય તે બતાવે છે:

**स्वानुभूतिरविद्यायामावृतौ च प्रदर्शिता ।**
**अतः कूटस्थचैतन्यमविरोधीति तर्क्यताम् ॥३१॥**

અવિદ્યામાં અને આવરણમાં અજ્ઞાનીનો પોતાનો અનુભવ આગળ શ્લોક ૨૭માં જણાવેલો છે. આ કારણથી કૂટસ્થ ચૈતન્ય અવિદ્યાનું તથા આવરણનું વિરોધી નથી એવો તર્ક મુમુક્ષુએ કરવો જોઈએ.

કૂટસ્થ ચૈતન્ય અવિદ્યાનુ અને આવરણનુ વિરોધી નથી, પણ જડ–ચેતનનો વિવેક તેનો વિરોધી છે એમ જણાવે છે:

**तच्चेद्विरोधि केनेयमावृतिर्ह्यनुभूयताम् ।**
**विवेकस्तु विरोध्यस्यास्तत्त्वज्ञानिनि दृश्यताम् ॥३२**

તે, અવિદ્યા તથા આવરણનું સાધકભૂત[22] કૂટસ્થ ચૈતન્ય, જો અવિદ્યા તથા આવરણનું વિરોધી હોય, તો આ આવૃતિનો અનુભવ કોણ કરે? (અર્થાત્ આવરણાનુભવનું કર્તાપણું કૂટસ્થને વિષે જ છે અને તે સાથે 'કૂટસ્થને હુ જાણતો નથી' એવા આકારની અવિદ્યાની પણ પ્રતીતિ થશે નહીં અને અવિદ્યાની પ્રતીતિ તો થાય છે, માટે

કૂટસ્થ અવિદ્યાનું વિરોધી નથી.) અને વિવેક એટલે ઉપનિષદના વિચારથી થયેલું જ્ઞાન તો એ અવિદ્યાનું વિરોધી છે જ. આ વિવેક તથા અવિદ્યાનું વિરોધીપણું તત્ત્વજ્ઞાની પુરુષને વિષે જોઈ લેવું, અર્થાત્ તેવા વિવેકવાળા પુરુષમાં અવિદ્યાની નિવૃત્તિ જોવામાં આવશે.

૨૨. અહીં રહસ્ય એ છે કે કૂટસ્થ ચૈતન્ય સામાન્ય સ્વરૂપજ્ઞાન કહેવાય છે અને વૃત્તિઆરૂઢ ચૈતન્ય વિશેષ જ્ઞાન કહેવાય છે. અવિદ્યાનું વિરોધી કૂટસ્થ ચૈતન્ય નથી; કારણ કે અવિદ્યાનો પણ અનુભવ થાય છે. જો કૂટસ્થ ચૈતન્ય વિરોધી હોય તો અવિદ્યાનો જરા પણ અનુભવ થાય નહિ વૃત્તિઆરૂઢ ચૈતન્ય અવિદ્યાનું વિરોધી છે, જે ઉત્પન્ન થતાં અવિદ્યાનો બાધ કરે છે. જેમ લાકડામાં અગ્નિ સામાન્ય રૂપે રહેલો છે, તે અગ્નિ તેને બાળતો નથી; પરંતુ વૃક્ષરૂપે હોય ત્યારે તેની વૃદ્ધિનું કારણ થાય છે; તે ન હોય તો વૃક્ષ વૃદ્ધિ પામે નહિ જ્યારે તે કાષ્ઠોનું ઘર્ષણ કરવામા આવે છે, ત્યારે સામાન્ય રૂપે રહેલો અગ્નિ વિશેષ રૂપે પ્રગટ થાય છે અને કાષ્ઠને બાળે છે; માટે સામાન્ય ચૈતન્ય અવિદ્યા તથા તેનાં કાર્યોનુ વિરોધી નથી.

એ પ્રમાણે અવિદ્યા તથા આવરણ કહી બતાવી હવે વિક્ષેપનો અધ્યાસ કહી દેખાડે છે:

**अविद्यावृतकूटस्थे देहद्वययुता चितिः ।**
**शुक्तौ रूप्यवदध्यस्ता विक्षेपाध्यास एव हि ॥२३**

અવિદ્યા વડે આવૃત જે કૂટસ્થ, તેને વિષે, શુક્તિમાં રૂપાની પેઠે અધ્યસ્ત જે સ્થૂળ તથા સૂક્ષ્મ, બન્ને દેહયુક્ત ચિદાભાસ છે, તે જ વિક્ષેપનો અધ્યાસ છે, અર્થાત્ અવિદ્યા અને આવરણવાળા કૂટસ્થ(પ્રત્યગાત્મા)ને વિષે આરોપિત એવો, ઉભયવિધ શરીર સહિત જે ચિદાભાસ, તેનું જ નામ વિક્ષેપાધ્યાસ સમજવો.

ઉપર કહેલા વિક્ષેપનું અધ્યાસપણું સિદ્ધ કરવા માટે શુક્તિરજતના અધ્યાસની સાથે આ અધ્યાસની સમતા દર્શાવે છે:

**इदमंशश्च सत्यत्वं शुक्तिगं रूप्य ईक्ष्यते ।**
**स्वयंत्वं वस्तुता चैवं विक्षेपे वीक्ष्यतेऽन्यगम् ॥२४**

જેમ શુક્તિ(છીપ)માં રૂપાની ભ્રાંતિ થાય છે, ત્યાં શુક્તિને વિષે સ્થિત જે ઇદંઅંશ અને તે સાથે શુક્તિગત સત્યત્વ (અબાધ્યપણુ) વગેરે સર્વે ધર્મ આરોપિત રૂપામાં જોવામાં આવે છે, તેમ સ્વયંત્વ અને વસ્તુ, એ બે ધર્મ, કે જે કૂટસ્થમાં[૨૩] રહેલા છે, તે વિક્ષેપને વિષે પ્રતીત થાય છે, અર્થાત્ સ્વયંપણું તથા વાસ્તવપણું, આ બે ધર્મ કૂટસ્થગત છે, તે ચિદાભાસ(જીવ)ને વિષે પ્રતીત થાય છે.

૨૩. 'अन्यत्राऽन्यधर्मावभासोऽध्यास । અન્યના ધર્મનું અન્યને વિષે જે ભાસવું તે જ અધ્યાસ, એવુ આચાર્યોએ અધ્યાસનું લક્ષણ કહેલું છે.' અહીં પણ કૂટસ્થના ધર્મ જે સ્વયંત્વ તથા વસ્તુતા છે, તે ચિદાભાસને વિષે ભાસે છે, તેથી અધ્યાસત્વ સિદ્ધ થાય છે.

ભ્રાંતિ વખતે વિશેષ અંશ ઢંકાઈ જાય છે એમ કહે છે:

**नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितम् ।**
**असंगानंदताद्येवं कूटस्थेऽपि तिरोहितम् ॥ २५॥**

નીલપૃષ્ઠત્વ તથા ત્રિકોણત્વ (છીપનું તળિયું કાળું હોય છે અને છીપની આકૃતિ ત્રિકોણ હોય છે), આ બે વિશેષ[૨૪] ધર્મ રૂપાની ભ્રાંતિ વખતે છીપને વિષે તિરોહિત થાય છે, તેમ કૂટસ્થને વિષે પણ અસંગપણું તથા આનંદરૂપતા વગેરે જે વિશેષ અંશો છે, તે તિરોહિત થઈ જાય છે; અર્થાત્ અવિદ્યા વડે તિરોધાન પામે છે, અવિદ્યાથી આવૃત્ત થઈ જાય છે.

૨૪. છિપોલીના ત્રણ અંશ હોય છે ૧ સામાન્ય, ૨ વિશેષ અને ૩ કલ્પિત વિશેષ જે અંશ ભ્રાંતિની સાથે પ્રતીત થાય છે અને જેની પ્રતીતિ વિના ભ્રાંતિ થતી નથી તેને સામાન્ય અંશ કહે છે. જેના અજ્ઞાનથી ભ્રાંતિ થાય અને જેના જ્ઞાનથી ભ્રાંતિ દૂર થાય, તે અંશને વિશેષ અંશ કહે છે. ભ્રાંતિને કલ્પિત વિશેષ અંશ કહેવાય છે. દૃષ્ટાંતમાં 'ઇદં' અંશ સામાન્ય છે; કારણ કે રૂપાની ભ્રાંતિ વખતે પણ 'આ રૂપું' એ રીતે પ્રતીત થાય છે. 'નીલપૃષ્ઠ' વગેરે વિશેષ અંશ છે, કારણ કે તેના અજ્ઞાનથી રૂપાની ભ્રાંતિ થાય છે અને તેના જ્ઞાનથી રૂપાની ભ્રાંતિ જાય છે અને રૂપાની ભ્રાંતિને કલ્પિત વિશેષ અંશ કહેવામાં આવે છે. એવી રીતે સિદ્ધાંતમાં 'છે'રૂપે પ્રતીત થતો 'સત્'અંશ સામાન્ય અંશ છે; કારણ કે બે શરીરયુક્ત ચિદાભાસની ભ્રાંતિ વખતે પણ 'તે છે' એવી પ્રતીતિ થાય છે 'આનંદ અદ્વૈત' વગેરે વિશેષ અંશ છે; કારણ કે તેમના અજ્ઞાનથી ભ્રાંતિ થાય છે અને તેમના જ્ઞાનથી ભ્રાંતિ દૂર થાય છે અને બે શરીરયુક્ત ચિદાભાસ કલ્પિત વિશેષ અંશ છે. અહીં સામાન્ય અંશને આધાર કહેવાય છે અને વિશેષ

અંશને અધિષ્ઠાન કહેવાય છે, આટલો બંનેમાં સૂક્ષ્મ ભેદ સ્વતંત્રાત્મક મુનિએ કહેલો છે.

દૃષ્ટાંત અને દાર્ષ્ટાંતિક બન્નેની અન્ય પારિણામિક સમતા છે તે કહી બતાવે છે:

**आरोपितस्य दृष्टांते रूप्यं नाम यथा तथा।**
**कूटस्थाध्यस्तविक्षेपनामाहमिति निश्चयः ॥३६॥**

દૃષ્ટાંત(છીપ)ને વિષે આરોપિત જે પદાર્થ તેનું નામ 'રૂપુ' જેમ થયુ, તેમ કૂટસ્થને વિષે અધ્યસ્ત (કલ્પિત) જે વિક્ષેપ, ચિદાભાસ, તેનું 'अहं–હુ' એવું નામ છે. એવા પ્રકારનો શાસ્ત્રનિશ્ચય છે

**સ્વયં શબ્દ અને આત્મા શબ્દના અર્થનો અભેદ અને કૂટસ્થ તથા ચિદાભાસનો ભેદ**

જેમ છીપને જોનાર મનુષ્ય 'આ' એવા અંશ વડે છીપને જોતો છતા ભ્રાંતિથી 'આ રૂપુ' છે એમ માને છે, તેમ કૂટસ્થ સ્વરૂપ પોતાને જોતો છતા હું જીવ છુ એમ ભ્રાંતિથી માને છે એમ જણાવે છે

**इदमंशं स्वतः पश्यन् रूप्यमित्यभिमन्यते।**
**तथा स्वं च स्वतः पश्यन्नहमित्यभिमन्यते ॥३७॥**

ઇદં અંશને સ્વરૂપથી જોનારો પુરુષ જેમ છીપમાં 'આ રૂપું છે' એમ ભ્રાંતિથી માને છે, તેમ સ્વસ્વરૂપભૂત સ્વયંપણાને સ્વતઃ (પોતાપણારૂપે) જોનાર પુરુષ 'હુ' એ પ્રમાણે અભિમાન ધરે છે.

સ્વયં (પોતે) શબ્દ અને અહં (હું) શબ્દ બન્નેનો અર્થ એક જ છે, તો પછી દૃષ્ટાંત શુક્તિ અને સિદ્ધાંત આત્માની સમતા કેવી રીતે થશે? એવી આશંકા કરી સમાધાન કરે છે:

**इदंत्वरूप्यते भिन्ने स्वत्वाहंते तथेष्यताम्।**
**सामान्यं च विशेषश्च ह्युभयत्रापि गम्यते ॥३८॥**

જેમ ઇદંતા–આ–પણુ અને રૂપ્યતા–રૂપાપણુ બન્ને ભિન્ન છે; તેમ જ સ્વયંતા–પોતાપણું અને અહંતા–હુંપણુ–આ બન્નેને ભિન્ન અંગીકાર કરવા જોઈએ; જેમ દૃષ્ટાંતમા 'ઇદં–આ' શબ્દ તથા 'રજત–રૂપુ' એ શબ્દનુ ક્રમે કરી સામાન્યપણું તથા વિશેષપણુ છે, એવી રીતે સિદ્ધાંતમાં પણ 'સ્વયં–પોતે' તથા 'અહં–હું' એ શબ્દોનુ યથાક્રમે સામાન્યપણુ તથા વિશેષપણુ જણાય છે, તેથી બન્ને સ્થળમા સામાન્યભાવ તથા વિશેષભાવની સમતા છે એટલે પૂર્વોક્ત શંકા થવાને અવકાશ જ મળતો નથી, એવો અભિપ્રાય છે.

પૂર્વ શ્લોકમા પ્રતિજ્ઞા કરેલા સ્વયં શબ્દના અર્થની સામાન્યરૂપતા સ્પષ્ટ કરી દેખાડવા માટે લોકપ્રસિદ્ધ પ્રયોગ પ્રથમ કહી દેખાડે છે:

**देवदत्तः स्वयं गच्छेत्त्वं वीक्षस्व स्वयं तथा।**
**अहं स्वयं न शक्नोमीत्येवं लोके प्रयुज्यते ॥३९॥**

દેવદત્ત સ્વયં (પોતે) જાય, તેમ જ તું સ્વયં (પોતે) જો અને હુ સ્વયં (પોતે) સમર્થ નથી એવી રીતે લોકવ્યવહારમાં પ્રયોગો કરાય છે.

ઇદં શબ્દની પેઠે સ્વયં શબ્દનો સર્વ પ્રાણીપદાર્થની સાથે સંબંધ થઈ શકે છે, તેથી તેનું સામાન્યરૂપપણુ છે એમ જણાવે છે:

**इदं रूप्यमिदं वस्त्रमिति यद्वदिदं तथा।**
**असौ त्वमहमित्येषु स्वयमित्यभिमन्यते ॥४०॥**

'આ રૂપું છે,' 'આ વસ્ત્ર છે,' અહીં જેમ 'ઇદં–આ' શબ્દનો પ્રયોગ છે, તેમ 'આ,' 'તું' 'હું' એ ત્રણે પુરુષનિર્દેશમા 'સ્વયં' શબ્દનો પ્રયોગ ઉપર ૩૯મા શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે મનાય છે; અર્થાત્ જેમ રૂપ્ય, વસ્ત્ર આદિકમા સર્વ ઠેકાણે 'ઇદં–આ' શબ્દનો પ્રયોગ થવાથી તે 'ઇદં–આ' શબ્દના અર્થની સામાન્યરૂપતા જણાય છે, તેમજ 'આ,' 'તું' અને 'હું' ઇત્યાદિક સર્વ ઠેકાણે 'સ્વયં–પોતે' એ શબ્દનો પ્રયોગ થાય છે, તેથી તે 'સ્વયં' શબ્દના અર્થની પણ સામાન્યરૂપતા[૨૫] સ્પષ્ટ થાય છે.

૨૫. બુદ્ધિસ્થ ચિદાભાસ અને કૂટસ્થનો અન્યોન્યાધ્યાસ છે, કેમકે ચિદાભાસ વિશિષ્ટબુદ્ધિનું અધિષ્ઠાન કૂટસ્થ છે, તેમ જ અહંપ્રતીતિનો વિષય તો કૂટસ્થ છે. હવે ૩૯મા શ્લોકમા કહ્યા પ્રમાણે સકળ પ્રતીતિમાં સ્વયં શબ્દના અર્થની અનુવૃત્તિ છે અને 'अहं–હુ' અને 'त्वं–તું' ઇત્યાદિક શબ્દના અર્થ વ્યભિચારી છે, માટે સ્વયં શબ્દનો અર્થ કૂટસ્થ, સર્વમાં અનુગત હોવાથી અધિષ્ઠાન છે. અને 'अहं–હુ' તથા 'त्वं–તુ' ઇત્યાદિ શબ્દના અર્થ જે ચિદાભાસ વિશિષ્ટબુદ્ધિરૂપ જીવ છે, તે વ્યભિચારી હોવાથી અધ્યસ્ત છે. કૂટસ્થમાં જીવનો સ્વરૂપાધ્યાસ છે અને જીવમા કૂટસ્થનો સંબંધાધ્યાસ છે, તેથી કૂટસ્થ અને જીવનો અન્યોન્યાધ્યાસ હોવાથી, તે બેનો વિવેક થતો નથી; પરંતુ તે બને જુદા છે.

અહં શબ્દનો અને સ્વયં શબ્દનો લોકમાં ભેદ ભલે હો, તેથી આ કૂટસ્થ આત્માના નિરૂપણમાં શું આવ્યું, તેના ઉત્તર આપે છે:

**अहंत्वाद्भिद्यतां स्वत्वं कूटस्थे तेन किं तव ।**
**स्वयंशब्दार्थ एवैष कूटस्थ इति मेभवेत् ॥ ४१ ॥**

હુંપણાથી, સ્વયતા (પોતાપણું) ભલે ભિન્ન હો; તથી કરી કૂટસ્થ આત્માને વિષે તમને શો લાભ થાય છે અને અમારે તો સ્વયશબ્દનો અર્થ જ આ કૂટસ્થ છે. અર્થાત્ સામાન્યરૂપ જે સ્વયં શબ્દનો અર્થ છે તે જ કૂટસ્થ છે, તેથી અમારું કહેવું તો સિદ્ધ થાય છે.

સ્વયપણું એ અન્યપણાનું માત્ર નિવારણ કરે છે. પણ કૂટસ્થના બોધ કરતું નથી, એવી વાદીની શંકા લઈ તેનું સમાધાન આપે છે:

**अन्यत्ववारकं स्वत्वमिति चेदन्यवारणम् ।**
**कूटस्थस्यात्मतां वक्तुरिष्टमेव हि तद्भवेत् ॥ ४२ ॥**

સ્વયપણું અન્યપણાનું નિવારક છે, એમ જો માનો તો તે માનવું અમને ઇષ્ટ છે, કારણ કે અમે કૂટસ્થની જ આત્મતા કહેનારા છીએ; અર્થાત્ અમારા સિદ્ધાંતમાં કૂટસ્થને જ આત્મા માનીએ છીએ એટલે તે કૂટસ્થની જ આત્મતા કહેવાવાળાને તે અન્યનું નિવારણ ઇષ્ટ જ થાય છે.

સ્વયં શબ્દનો અર્થ કૂટસ્થ કેવી રીતે થઈ શકે? એ શંકાનું સમાધાન આપે છે:

**स्वयमात्मेति पर्यायौ तेन लोके तयोः सह ।**
**प्रयोगो नास्त्यतः स्वत्वमात्मत्वं चान्यवारकम् ॥**

સ્વયં તથા આત્મા એ બે પર્યાય શબ્દો છે અને તેથી જ લોકને વિષે તે સ્વયં તથા આત્મા એ બે શબ્દોનો સાથે એકત્ર પ્રયોગ કરવામાં આવતો નથી; માટે તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, સ્વયપણું ને આત્મપણું આ બે અન્યના નિવારક એટલે અન્યત્વના નિષેધક છે.

અચેતન (જડ) પદાર્થોમાં પણ સ્વયં શબ્દનો પ્રયોગ થઈ શકે છે, માટે આત્મા અને સ્વયં શબ્દની એકાર્થતા ન બની શકે? એવી શંકા તથા તેનું સમાધાન:

**घटः स्वयं न जानातीत्येवं स्वत्वं घटादिषु ।**
**अचेतनेषु दृष्टं चेद्दृश्यतामात्मसत्त्वतः ॥ ४४ ॥**

ઘડો પોતે જાણતો નથી એવી રીતે ઘટાદિ જડ પદાર્થોમાં પણ પોતાપણાનો પ્રયોગ જોવામાં આવે છે એમ જો તમે કહો, તો તે જડ પદાર્થોમાં અધિષ્ઠાનરૂપ આત્માની સત્તા હોવાથી તે જડ પદાર્થોમા પણ ભલે પોતાપણાનો પ્રયોગ થાય તેથી સિદ્ધાંતમાં કોઈ હાનિ નથી.

જ્યારે જડ પદાર્થોમાં પણ સ્વત્વરૂપે આત્મા રહેલો છે, તો પછી આ ચેતન અને આ જડ એવો ભેદ શા માટે હોઈ શકે? એવી શંકાનું સમાધાન આપે છે:

**चेतनाचेतनभिदा कूटस्थात्मकृता न हि ।**
**किंतु बुद्धिकृताभासकृतैवेत्यवगम्यताम् ॥ ४५ ॥**

ચેતન અને અચેતનનો જે ભેદ છે, તે કૂટસ્થ આત્માનો કરેલો નથી; અર્થાત્ કૂટસ્થ આત્માના સદ્ભાવ કે અસદ્ભાવને લીધે ચેતન અને અચેતન એ બે પદાર્થવિભાગ થયેલા નથી, પણ બુદ્ધિકૃત એટલે બુદ્ધિને અધીન જે આભાસ (ચેતનનું પ્રતિબિંબ) છે, તેણે જ કરેલી ચેતન અને અચેતનની ભિન્નતા છે; એટલે ચિદાભાસનો સદ્ભાવ અને અસદ્ભાવ, ચેતન અને અચેતનના વિભાગનું નિમિત્ત કારણ છે, અર્થાત્ એ ચેતન-અચેતનનો વિભાગ નિમિત્ત વગરનો નથી એવો અભિપ્રાય છે.

ચેતન અને જડ એ બંને કૂટસ્થરૂપ આત્મામાં ભ્રાન્તિવડે કલ્પાયેલ છે એમ જણાવે છે:

**यथा चेतन आभासः कूटस्थे भ्रांतिकल्पितः ।**
**अचेतनो घटादिश्च तथा तत्रैव कल्पितः ॥ ४६ ॥**

જેમ ચેતન જે આભાસ (જીવત્વ) છે, તે કૂટસ્થને વિષે ભ્રાંતિ વડે કલ્પિત છે, તેમ અચેતન જે ઘટાદિક છે, તે પણ તે(કૂટસ્થ ચૈતન્ય)ને વિષે જ કલ્પિત છે, (અર્થાત્ ચેતન-અચેતન ઉભયવિધ પ્રપંચની કલ્પનાનું અધિષ્ઠાનભૂત કૂટસ્થ ચૈતન્ય છે)

સ્વત્વ અને આત્મત્વની એકતાના વિષયમાં વાદી અતિપ્રસંગની આશંકા કરે છે:

**तत्तेदंते अपि स्वत्वमिव त्वमहमादिषु ।**
**सर्वत्रानुगते तेन तयोरप्यात्मतेति चेत् ॥ ४७ ॥**

સ્વત્વ(સ્વયપણા)ની, પેઠે તત્તા અને ઇદન્તા એટલે તે-પણું અને આ-પણું એ બે ધર્મ પણ 'તું' 'હું' ઇત્યાદિકમાં સર્વત્ર અનુગત છે, તેથી કરીને તે તત્તા અને ઇદન્તાની પણ આત્મતા

થઈ[26] જશે ?

૨૬. અર્થાત્ 'તું' અને 'હું' ઇત્યાદિકને વિષે સર્વ ઠેકાણે અનુગત જે સ્વયંત્વ (પોતાપણું) તેની આત્મતા જેમ સ્વીકારી, તેમ જ આ તત્તા તથા ઇદન્તા એ બે ધર્મો પણ 'તું' 'હું' ઇત્યાદિકમા સર્વત્ર અનુસ્યૂત છે; માટે તે તત્તા તથા ઇદન્તાની પણ આત્મસ્વરૂપતા શા સારુ ન મનાય?

ઉપરની શંકાનું સમાધાન આપે છે :

**ते आत्मत्वेऽप्यनुगते तत्तेदंते ततस्तयोः ।**
**आत्मत्वं नैव संभाव्यं सम्यक्त्वादेर्यथा तथा ॥४८**

તે તે-પણું ને આ-પણું આત્મપણામાં સંબંધ પામીને રહેલા છે, તોપણ જેમ સમ્યક્‌પણા આદિનું આત્મપણું સ્વીકારવામાં આવતું નથી, તેમ તે બન્નેનુ આત્માપણું સંભાવના કરવા યોગ્ય[27] નથી.

૨૭. તત્તા અને ઇદંતા (તે-પણું અને આ-પણુ) આત્મામા પણ અનુગત છે, તેથી તેમનું આત્મપણું સભવે નહિ. અર્થાત્ જેમ સ્વયપણુ 'તુ હુ' વગેરેમાં અનુસ્યૂત છે, તેમ તે-પણુ અને આ-પણું પણ અનુસ્યૂત છે, તોપણ સર્વમાં રહેલ આત્મતત્ત્વમાં પણ તે અનુગત હોવાથી તેઓની આત્મતા સભવતી નથી કેમકે 'તે આત્મા,' 'આ આત્મા' એવા વ્યાવહારિક પ્રયોગો થાય છે; આથી તેઓનુ આત્મતાના કરતાં અધિક દેશમા રહેવાપણુ થયું, માટે તેની આત્મસ્વરૂપતાની સમ્યક્ત્વની પેઠે સભાવના કરાતી નથી જેમ 'સમ્યક્ આત્મા,' 'અસમ્યક આત્મા' વગેરે પ્રયોગ થવા છતાં સમ્યક્ત્વાદિની આત્મતા સ્વીકારવામાં આવતી નથી.

એવી રીતે પ્રસગપ્રાપ્ત અર્થને સમાપ્ત કરીને ફલિત (સિદ્ધ થયેલો) અર્થ કહેવા માટે લૌકિક વ્યવહારથી સિદ્ધ અર્થનો અનુવાદ કરે છે:

**तत्तेदंते स्वतान्यत्वे त्वंताहंते परस्परम् ।**
**प्रतिद्वंद्वितया लोके प्रसिद्धे नास्ति संशयः ॥४९**

તે-પણું અને આ-પણું, સ્વપણુ અને બીજાપણું તથા તુંપણું અને હુંપણું, આ શબ્દો પરસ્પર એકબીજાના વિરોધીપણા વડે લોકમાં પ્રસિદ્ધ છે, એમાં સંશય નથી.

પૂર્વ શ્લોકમાં કહેલી રીતે લોકને વિષે તેવો વ્યવહાર ભલે હો; પણ તેથી જીવ અને કૂટસ્થના ભેદનું આ જે ચાલતું પ્રકરણ છે, તેમાં શું અસર થઈ? ત્યા કહે છે:

**अन्यतायाः प्रतिद्वंद्वी स्वयं कूटस्थ इष्यताम् ।**
**त्वंतायाः प्रतियोग्येषोऽहमित्यात्मनि कल्पितः ॥**

અન્યતાનો પ્રતિદ્વંદ્વી (બરોબરીનો બીજો) જે સ્વયં છે તે જ કૂટસ્થ છે એમ અંગીકાર કરવો અને ત્વતાનો પ્રતિદ્વંદ્વી (પ્રતિયોગી) જે આ અહં છે, તે આત્માને વિષે કલ્પિત છે. (અર્થાત્ અન્યપણાનો પ્રતિયોગી સ્વયંશબ્દનો અર્થ કૂટસ્થ છે અને ત્વંતા(તુ પણા)નો પ્રતિયોગી અહંશબ્દનો અર્થ ચિદાભાસ છે અને એ ચિદાભાસ કૂટસ્થને વિષે કલ્પિત છે.)

આ પ્રકરણના ૩૮મા શ્લોકથી તે ૫૦મા શ્લોક સુધીમા કહેવાયેલી રીતે જીવ અને કૂટસ્થનો ભેદ છે, તો પછી સર્વ જીવો એમ જાણતા કેમ નથી? એવી આશંકા કરી કહે છે:

**अहंतास्वत्वयोर्भेदे रूप्यतेदंतयोरिव ।**
**स्पष्टेऽपि मोहमापन्ना एकत्वं प्रतिपेदिरे ॥५१॥**

જેમ આ-પણું અને રૂપાપણું એ બન્નેનો ભેદ સ્પષ્ટ છે (આ-પણું છીપનો સામાન્ય અંશ છે અને રૂપાપણું તેમાં કલ્પિત છે), તેમ સ્વયંતાથી અહંતા સ્પષ્ટ ભિન્ન છે. છતાં અવિદ્યાથી મોહિત થયેલા બુદ્ધિવાળા તેમનું પૃથક્‌કરણ[28] કરી શકતા નથી, તેથી બન્ને એક છે એમ ભ્રાંતિથી કહે છે.

૨૮. બુદ્ધિનો સાક્ષી જે કૂટસ્થ છે, તે બુદ્ધિ વડે પ્રત્યક્ષ કરી શકાતો નથી તેથી 'અહ-હૂ' એવા પ્રકારની વૃત્તિને વિષે ભાસમાન જીવ અને કૂટસ્થ બેય છે. તે બન્નેની અજ્ઞાની જન ભ્રાંતિથી એકતા જાણે છે. તેઓનો ભેદ જાણતા નથી. 'અહ' એવી વૃત્તિમા એક જ વખતે 'હુ' કહેતાંની સાથે જ ચિદાભાસ અને કૂટસ્થ બન્નેનુ ભાન થાય છે, પરંતુ ભેદ એટલો છે કે, ચિદાભાસનું તો કૂટસ્થનો વિષય થઈને ભાન થાય છે અને કૂટસ્થ (આત્મા) અહંવૃત્તિ સહિત ચિદાભાસનો પ્રકાશક થઈ પોતે સ્વપ્રકાશપણા વડે ભાસે છે એટલું રહસ્ય છે.

એ જીવ અને કૂટસ્થની એકતાનો જે ભ્રમ થાય છે, તેનું કારણ શું છે? આમ કોઈ પૂછે તો તેના પ્રતિ કારણ કહી દર્શાવે છે.

**तादात्म्याध्यास एवात्र पूर्वोक्ताविद्यया कृतः ।**
**अविद्यायां निवृत्तायां तत्कार्यं विनिवर्तते ॥५२॥**

આ તાદાત્મ્યાધ્યાસ એટલે જીવ અને કૂટસ્થની એકતાનો ભ્રમ, આ પ્રકરણમા જ પૂર્વે ૧૦મા તથા ૨૫મા શ્લોકમાં નિરૂપણ કરેલી અવિદ્યાનો કરેલો છે; એટલે આ ભ્રમ તે અવિદ્યાનુ કાર્ય છે અને એ અવિદ્યાની નિવૃત્તિ થવાથી તેનું કાર્ય, ઉપર

કહેલો જે ભ્રમ છે તે પણ નિવૃત્ત થાય છે.

બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન ઉત્પન્ન થયા છતાં પણ અવિદ્યાના કાર્ય દેહાદિક પ્રતીયમાન થાય છે, તેથી 'અધ્યાસ (ભ્રમ) અવિદ્યાનું કાર્ય છે, માટે તે અવિદ્યાની નિવૃત્તિ થવાથી તેના કાર્યભૂત અધ્યાસની પણ નિવૃત્તિ થઈ જાય છે; એમ જે ઉપર ૫૨મા શ્લોકમા કહ્યું તે ઘટશે નહિ, એવી આશંકા કરી કહે છે:

**अविद्यावृतितादात्म्ये विद्ययैव विनश्यतः ।**
**विक्षेपस्य स्वरूपं तु प्रारब्धक्षयमीक्षते ॥५३॥**

અવિદ્યાકૃત આવૃતિ (આવરણ) તથા તાદાત્મ્ય અધ્યાસ એ બન્નેને વિદ્યા (જ્ઞાન) વડે કરી વિનાશ પામે છે અને વિક્ષેપનું સ્વરૂપ તો પ્રારબ્ધકર્મના ક્ષયની અપેક્ષા[૨૯] રાખે છે.

૨૯. અવિદ્યા જ માત્ર જેનું કારણ છે એવા આવરણ તથા તાદાત્મ્ય (જીવ અને કૂટસ્થ)ની એકતાનો ભ્રમ એ એનો તો વિદ્યા (આત્મજ્ઞાન) વડે વિશેષે કરી નાશ થાય છે; પણ પ્રારબ્ધ કર્મરૂપ ઉપાધિ સહિત અવિદ્યા, જેનુ કારણ છે એવો જે વિક્ષેપ(સ્થૂલ, સૂક્ષ્મ શરીરદ્વય સહિત જે ચિદાભાસ)ના સ્વરૂપનું તો પ્રારબ્ધકર્મના અંત સુધી અવસ્થાન છે, તેથી વિદ્યા ઉત્પન્ન થવા છતાં પણ તે અવિદ્યાનાં કાર્ય દેહાદિકની પ્રતીતિ થાય; અને એમ પ્રતીતિ થવામાં કશો વિરોધ નથી. વળી શ્રીવિદ્યારણ્યસ્વામીજીએ બૃહદારણ્યક વાર્તિકસારમાં લખેલું છે કે જ્ઞાનથી અવિદ્યાનું શિથિલીકરણ થાય છે, અર્થાત્ જ્યાં સુધી પ્રારબ્ધ ઉપાધિરૂપે છે ત્યાં સુધી અવિદ્યાનો નાશ નહિ થતાં શિથિલ થાય છે; એટલે જ્ઞાનીને વિશેષ મોહ ઉપજાવી શકતી નથી અને સંપૂર્ણ અવિદ્યાનાશ તો વિદેહ કૈવલ્યમાં થાય છે.

પ્રારબ્ધકર્મ વિક્ષેપનું નિમિત્ત કારણ છે અને અવિદ્યા એ વિક્ષેપનું ઉપાદાન કારણ છે. તો જ્ઞાન વડે અવિદ્યારૂપ ઉપાદાન કારણનો નાશ થયા પછી તેના કાર્યરૂપ વિક્ષેપ કેવી રીતે રહે? એવી શંકાનું સમાધાન આપે છે:

**उपादाने विनष्टेऽपि क्षणं कार्यं प्रतीक्षते ।**
**इत्याहुस्तार्किकास्तद्वदस्माकं किं न संभवेत् ॥५४**

ઉપાદાનકારણનો નાશ થાય, તોપણ કાર્ય ક્ષણ વાર અવસ્થિત રહે છે, એમ તાર્કિક (નૈયાયિક) લોકો કહે છે તો શું અમારે પણ એમ સંભવે નહિ? અર્થાત્ અમારે પણ કદી ઉપાદાનકારણનો નાશ થઈ જાય તોપણ કાર્ય અવસ્થિત રહે; એમ માનવાને કશી અડચણ નથી.

નૈયાયિક લોકો ઉપાદાનનો નાશ થયા છતાં પણ કાર્યની ક્ષણ વાર સ્થિતિ માને છે, પણ કંઈ ઘણા કાળ સુધી સ્થિતિ અંગીકાર કરતા નથી. એવી આશંકા કરી, તેનું સમાધાન તેવી જ યુક્તિથી આપે છે:

**तंतूनां दिनसंख्यानां तैस्तादृक् क्षण ईरितः ।**
**भ्रमस्यासंख्यकल्पस्य योग्यः क्षण इहेष्यताम् ॥५५**

ગણતરી કરવા યોગ્ય થોડાક દિવસોથી ઉત્પન્ન થયેલ તંતુનો તે નૈયાયિકોએ તેવી એટલે તે તંતુને યોગ્ય ક્ષણ કહેલી છે અને અહીં અમારા સિદ્ધાંતમાં અસંખ્ય કલ્પકાળનો જે ભ્રમ છે, તેને યોગ્ય[૩૦] ક્ષણ કલ્પવી જોઈએ.

૩૦. ભાવાર્થ એવો છે કે આ સંસાર અનાદિ કાળથી વર્તમાન છે, તેથી તે સંસારના સંસ્કારને લીધે કુંભારના ચાકડાના ભ્રમણની પેઠે ભ્રમરૂપ સંસ્કારની ઘણા કાળ સુધી અનુવૃત્તિ એટલે અવિદ્યારૂપ ઉપાદાનનો નાશ થયા છતાં પણ પ્રારબ્ધ પર્યંત અવસ્થિતિ હોઈ શકે.

નૈયાયિકોએ તો અયુક્ત કહેલું છે, તેમ તમે પણ અયુક્ત કહેશો? આ શંકાને નિવારવા માટે સિદ્ધાંતી પોતાના કહેવામા અને નૈયાયિકના કહેવામા જે તફાવત છે, તે સ્પષ્ટ કરી દેખાડે છે:

**विना क्षोदक्षमं मानं तैर्वृथा परिकल्प्यते ।**
**श्रुतियुक्त्यनुभूतिभ्यो वदतां किं नु दुःशकम् ॥५६**

ક્ષોદક્ષમ અર્થાત્ યુક્તિઓ સહન કરી શકે એવા પ્રમાણ વિના, તે નૈયાયિકો ક્ષણની કલ્પના વૃથા કરે છે અને અમે તો શ્રુતિ, યુક્તિ અને અનુભવરૂપ પ્રમાણોથી[૩૧] કહેવાવાળા છીએ, તો અમારે એમ કહેવું શું અશક્ય છે?

૩૧. ભાવાર્થ એવો છે કે 'तस्य यावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ सम्पत्स्ये। તે જ્ઞાની પુરુષને ત્યાં સુધીની જ વાર છે કે જ્યાં સુધી તેનો દેહપાત થતો નથી, તે દેહપાત થયા પછી જ મોક્ષ થાય છે.' એવી છાંદોગ્યોપનિષદની શ્રુતિ છે અને કુંભારના ચાકડાના ભ્રમણ વગેરે દૃષ્ટાંતરૂપ યુક્તિઓ છે, તેમ જ વિદ્વાન પુરુષોનો અનુભવ છે; એટલે એ શ્રુતિ, યુક્તિ અને અનુભૂતિરૂપ પ્રમાણોની સહાયતાથી અવિદ્યાની અનુવૃત્તિ કહેવામાં અમારે કશી અશક્યતા છે જ નહિ, એવો ભાવાર્થ છે.

ઉપરના ૫૧મા શ્લોકથી, 'અહંતા અને સ્વયંતાનો ભેદ સ્પષ્ટ છે, તોપણ મોહને લીધે જીવ તે બન્નેની એકતા સમજે છે' એવા મતલબનો જે પ્રસંગ ચાલ્યો છે, તેનું અનુસરણ કરે છે:

आस्तां दुस्तार्किकैः सार्कं विवादः प्रकृतं ब्रुवे ।
स्वाहमोः सिद्धमेकत्वं कूटस्थपरिणामिनोः ॥५७॥

કુતર્ક કરવાવાળા નૈયાયિકોની સાથેનો વિવાદ ભલે બાજુ પર રહ્યો, ચાલતો પ્રસંગ જ લઈએ, તો સ્વયં શબ્દનો અર્થ કૂટસ્થ (નિર્વિકાર સાક્ષી) અને અહં શબ્દનો અર્થ પરિણામી (વિકારી) ચિદાભાસ. આ બન્નેની એકતા ભ્રાંતિથી સિદ્ધ થાય છે.

જ્યારે કૂટસ્થ અને જીવની એકતા ભ્રાંતિથી સિદ્ધ થઈ છે, ત્યારે કેટલાએક પુરુષો 'આ ભ્રાંતિ છે' એમ જાણી કેમ શકતા નથી? એવી આશંકા કરી, તેવા પુરુષો શ્રુતિ-તાત્પર્ય (વિચાર)થી રહિત હોય છે, તેથી તેઓને ભ્રાંતિમાં ભ્રાંતિબુદ્ધિ થતી જ નથી એમ કહી સમાધાન કરી દેખાડે છે:

भ्राम्यंते पंडितंमन्याः सर्वे लौकिकतर्थिकाः ।
अनादृत्य श्रुतिं मौर्ख्यात्केवलां युक्तिमाश्रिताः ॥५८॥

પોતે પોતાને પંડિત માનનારા (પંડિતમન્ય) લૌકિક (અજ્ઞજનો) અને તૈર્થિક (નૈયાયિક વગેરે શાસ્ત્રવેત્તાઓ) પોતાની મૂર્ખતાથી શ્રુતિનો અનાદર કરીને કેવળ યુક્તિ(કલ્પના)નો આશ્રય કરે છે, તેથી ભરમાય છે; એટલે તેઓને તત્ત્વજ્ઞાન થતું નથી, પણ સર્વદા ભ્રમ જ રહ્યા કરે છે.

શ્રુતિઓના અર્થ કહેનારા પણ કેટલાએક પુરુષો એવી જ રીતે કૂટસ્થ અને જીવની એકતાને ભ્રાંતિરૂપે કેમ જાણતા નથી? એવી આશંકા કરીને, તેઓ સંપૂર્ણ શ્રુતિના અર્થનું પર્યાલોચન કરતા નથી, તેથી જાણતા નથી એમ ઉત્તર આપે છે:

पूर्वापरपरामर्शविकलास्तत्र केचन ।
वाक्याभासान्स्वस्वपक्षे योजयंत्यप्यलज्जया ॥५९॥

તે શ્રુત્યર્થ કહેનારાઓમાંના કેટલાએક તો પોતે શ્રુતિના પૂર્વાપર(આગળપાછળ)ના વિચાર વગરના, જે પુરુષો છે તે પોતપોતાના પક્ષમા વાક્યાભાસ એટલે કે, પૂર્વાપરના વિરોધ ઉપરથી કઈ જુદા જ અર્થમા તાત્પર્યવાળા જે વાક્યો છે, તેને પણ જોડી દેતા શરમાતા નથી.

## આત્મતત્ત્વના વિવેચનમાં આત્મા વિષે વિવાદ

### આત્મતત્ત્વના[32] સ્વરૂપમાં વિવાદ–જુદા જુદા વાદીઓની ભિન્ન ભિન્ન માન્યતા

તેમા પ્રથમત એક પ્રત્યક્ષ પ્રમાણનો જ અંગીકાર કરનાર હોવાથી અતિસ્થૂળ એવા લોકાયતિક ચાર્વાકના મતનો અનુવાદ કરી દેખાડે છે:

कूटस्थादिशरीरांतसंघातस्यात्मतां जगुः ।
लोकायताः पामराश्च प्रत्यक्षाभासमाश्रिताः ॥६०॥

લોકાયત (ચાર્વાક) મતને અનુસરતા અને પામર લોકો કૂટસ્થ આદિથી લઈને સ્થૂળદેહ પર્યંત જે સંઘાત છે, તેને આત્મા કહે છે; કેમકે તેઓ પ્રત્યક્ષાભાસનો આશ્રય કરે છે; એટલે પ્રત્યક્ષ-સિદ્ધ જાણવાથી દેહાદિક સમુદાય જ ખરેખરો આત્મા છે, એમ તેઓ માને છે.

૩૨ અહીંથી જીવ અને ઈશ્વરના સ્વરૂપ વિષે ભિન્ન ભિન્ન મત આપ્યા છે. તેનો હેતુ એવો છે કે ભિન્ન ભિન્ન દૃષ્ટિઓનો આધાર લઈને પર્યાલોચન કરવાથી સાચી વસ્તુ શું છે તેની જાણ થાય છે, તેમાથી ગમે તે એક મતનો સ્વીકાર કરીને બીજા સાથે લડવા માટે નથી. સૌ પોતપોતાની દૃષ્ટિ અનુસાર કથન કરે છે, ત્યારે કઈ દૃષ્ટિ સાચી, એવી શંકા થવા સભવ છે, તેને માટે એક નિયમ છે કે 'જે શાસ્ત્ર ઓછામા ઓછાં સ્વતત્ર તત્ત્વ સ્વીકારી બધી જાતના ખુલાસા આપે તે શાસ્ત્ર (દર્શન-દૃષ્ટિ) સાચુ છે' એવો હાલના સાપેક્ષવાદનો પણ સિદ્ધાત છે, માટે આ વાદવિવાદથી ભ્રાત થવાનુ નથી.

તેઓ આસ્તિક મનુષ્યોને ભ્રાંતિમા નાખવા માટે પોતાના મત શ્રુતિસિદ્ધ છે, એમ જણાવવા પોતાના પક્ષને અનુકૂળ શ્રુતિવચનોને પ્રમાણરૂપે જણાવે છે:

श्रौतीकर्तुं स्वपक्षं ते कोशमन्नमयं तथा ।
विरोचनस्य सिद्धांतं प्रमाणं प्रतिजज्ञिरे ॥६१॥

'સ્થૂળ શરીર જ આત્મા છે' એવો પોતાનો પક્ષ શ્રુતિસિદ્ધ છે એમ જણાવવા માટે તેઓ અન્નમય કોશરૂપ[33] સ્થૂળ શરીરને પ્રતિપાદન કરનારાં ઉપનિષદનાં વચનોને તથા વિરોચનનાં સિદ્ધાંતને પ્રમાણરૂપે પ્રતિજ્ઞાપૂર્વક જણાવે છે.

૩૩. 'स वा एष पुरुषोऽन्नरसमय ।' (તૈ ૨–૧–૧) તે આ આત્મા અન્નરસમય છે' એ શ્રુતિનો તથા વિરોચનનો સિદ્ધાત 'आत्मैव देहमय ।' આત્મા દેહરૂપ જ છે' એવા પ્રમાણ આપી પોતાના મતને દૃઢ કરવા પ્રયત્ન કરે છે.

એ દેહાત્મવાદીના મતમા દોષારોપ કરી અન્ય ઇંદ્રિયાત્મવાદીનો મત કહે છે.

जीवात्मनिर्गमे देहमरणस्यात्र दर्शनात् ।
देहातिरिक्त एवात्मेत्याहुर्लोकायताः परे ॥६२॥

જીવાત્માનુ દેહમાથી નિર્ગમન થાય છે, ત્યારે આ લોકને વિષે દેહનુ મરણ જોવામા આવે છે.

તે ઉપરથી એમ જણાય છે કે, દેહથી ભિન્ન આત્મા છે, એમ ચાર્વાકમતના એકદેશી ઇંદ્રિયાત્મવાદી લોકાયત મતવાળા કહે છે.

દેહથી ભિન્ન આત્મા કેવો છે? અને તે ક્યા પ્રમાણ વડે જણાય છે? એવી આશંકા થાય, તેનો દષ્ટાંત સાથે ઉત્તર આપે છે:

प्रत्यक्षत्वेनाभिमताऽहंधीर्देहातिरेकिणम् ।
गमयेदिन्द्रियात्मानं वच्मीत्यादिप्रयोगतः ॥ ६३

પ્રત્યક્ષપણે માનેલી જે અહંબુદ્ધિ છે તે 'હું બોલું છું' ઇત્યાદિ પ્રયોગ ઉપરથી એમ સૂચવે છે કે, દેહથી ભિન્ન ઇંદ્રિયરૂપ આત્મા છે; અર્થાત્ 'હું જોઉં છું,' 'સાંભળું છું' વગેરે વ્યવહાર એમ જણાવે છે કે, દેહથી જુદો, અહંબુદ્ધિ વડે કરી જાણવા યોગ્ય ઇંદ્રિયરૂપ આત્મા છે.

અચેતન ઈંદ્રિયોની આત્મરૂપતા કેમ સંભવી શકે? એવી આશંકા કરી શ્રુતિમાં ઇંદ્રિયોનો સંવાદ વર્ણવેલો છે; માટે તે ઇંદ્રિયોનું ચેતનપણું સિદ્ધ છે એમ કહે છે:

वागादीनामिंद्रियाणां कलहः श्रुतिषु श्रुतः ।
तेन चैतन्यमेतेषामात्मत्वं तत एव हि ॥ ६४ ॥

વાણી આદિક ઇંદ્રિયોનો કલહ[34] (સંવાદ) શ્રુતિને વિષે સાંભળીએ છીએ, તેથી તે ઇંદ્રિયોનું ચેતનપણું છે અને ચેતનપણું એ જ આત્માનું લક્ષણ છે, માટે તે ઇંદ્રિયોની આત્મરૂપતા સંભવી શકે છે.

૩૪ अथ ह प्राणा अहं श्रेयसि व्यूदिरेऽहं श्रेयानस्म्यहं श्रेयानस्मीति । (છા ૫-૧-૭) પાંચ પ્રાણ તથા વાક્ આદિક તથા ચક્ષુ આદિ ઇંદ્રિયો પરસ્પર વિવાદ કરવા લાગ્યાં એક કહે કે 'હું શ્રેષ્ઠ છું' અને બીજી કહે કે, 'હું સર્વથી શ્રેષ્ઠ છું.' ઉપનિષદનો આ પ્રસંગ તેઓ પ્રમાણરૂપે સ્વીકારી ઇંદ્રિયાત્મવાદનો સ્વીકાર કરે છે.

અન્ય પ્રાણાત્મવાદી એટલે પ્રાણને આત્મા કહેનારાઓનો મત કહી દેખાડવા તેની પ્રક્રિયા હેતુ સહિત કહે છે:

हैरण्यगर्भाः प्राणात्मवादिनस्त्वेवमूचिरे ।
चक्षुराद्यक्षलोपेऽपि प्राणसत्त्वे तु जीवति ॥६५॥

હૈરણ્યગર્ભ એટલે સમષ્ટિપ્રાણના ઉપાસક જે પ્રાણાત્મવાદી છે, તેઓ એમ કહે છે કે, ચક્ષુ આદિક ઇંદ્રિયોનો નાશ થાય તોપણ જો પ્રાણ હોય તો પુરુષ જીવતો રહે છે; માટે પ્રાણ આત્મા છે, ઇંદ્રિયો[35] નહિ.

૩૫. ઇંદ્રિયો આત્મા હોઈ શકે નહિ; કારણ કે જેના વિના શરીરનો વ્યવહાર બંધ પડે તે આત્મા છે. ચક્ષુ આદિ ઇંદ્રિયોનો નાશ થતાં પણ આંધળા-બહેરા થઈને શરીર રહે છે, તેથી ઇંદ્રિયો આત્મા નથી. વળી 'હું દેખું છું,' 'હું સાંભળું છું' ઇત્યાદિક અભિમાન ઇંદ્રિયોને થતું નથી; પરંતુ ઇંદ્રિયોવાળો 'હું જોઉં છું,' 'હું સાંભળું છું' ઇત્યાદિક અભિપ્રાય છે, માટે ઇંદ્રિયોથી જુદો તેનો અભિમાની આત્મા છે. વળી એવો સિદ્ધાંત પણ છે કે 'જે જેને જુએ તે તેનાથી જુદો હોય,' જેમ ઘડાનો દ્રષ્ટા ઘડાથી જુદો હોય છે ઇંદ્રિયોમાં અભિમાન ધારણ કરનાર તેનો દ્રષ્ટા તેનાથી જુદો છે.

પ્રાણના આત્મપણામાં શ્રુતિના કહેલું પ્રમાણ દર્શાવે છે:

प्राणो जागर्ति सुप्तेऽपि प्राणश्रैष्ठ्यादिकं श्रुतम् ।
कोशः प्राणमयः सम्यग्विस्तरेण प्रपंचितः ॥६६॥

સુષુપ્તિ અવસ્થાને વિષે ઇંદ્રિયો લીન થયેલી હોય છે, તોપણ પ્રાણ જાગતો[36] હોય છે અને પ્રાણની શ્રેષ્ઠતા વગેરે શ્રુતિમાં સાંભળીએ છીએ, તેમ જ પ્રાણમય કોશનું સારી રીતે વિસ્તારથી વર્ણન શ્રુતિઓમાં કરેલું છે, તેથી પ્રાણ જ આત્મા છે.

૩૬. 'प्राणादय एवैतस्मिन्पुरे जाग्रति। (પ્ર-૪-૩) પ્રાણ આદિક પાંચ વાયુ જ આ દેહરૂપ પુરને વિષે જાગે છે.' એ શ્રુતિમાં પ્રાણનું જાગરણ લખીને, 'तत्प्राणे प्रपन्न उदतिष्ठत तदुक्थमभवत्तदेतदुक्थमिति । એ ઇંદ્રિયગણ, સુષુપ્તિ દશામાં પ્રાણને વિશે લય પામી પુનઃ જાગ્રત અવસ્થામાં પ્રાણથી જ ઉત્થિત થયો, તેથી તે પ્રાણ ઉક્થ કહેવાયો. એટલે જેમાંથી ઇંદ્રિયગણ ઊઠે છે તે ઉક્થ સંજ્ઞાવાળો પ્રાણ છે અને તે શ્રેષ્ઠ છે.' ઇત્યાદિ શ્રુતિઓમાં પ્રાણની શ્રેષ્ઠતા કહેલી છે, તેમ જ 'अन्योऽन्तर आत्मा प्राणमय ।' (તૈત્તિ ૨-૨) અન્નમય કોશથી અન્ય-આંતર (સૂક્ષ્મતર) આત્મા પ્રાણમય છે.' એ પ્રકારનાં વાક્યોને પ્રમાણ તરીકે દર્શાવી એ પ્રાણાત્મવાદીઓ પોતાના મતની શ્રુતિસિદ્ધતા પ્રદર્શિત કરવા અસાધારણ પ્રયત્નો કર્યા કરે છે.

પ્રાણથી પણ આંતર (સૂક્ષ્મ) મન છે તે મનની આત્મતા માનનારા નારદપંચરાત્રને અનુસરનારા જનોનો મત સંક્ષેપથી કહી બતાવે છે:

मन आत्मेति मन्यंत उपासनपरा जनाः ।
प्राणस्याभोक्तृता स्पष्टा भोक्तृत्वं मनसस्ततः ॥६७

ઉપાસના કરવામાં પરાયણ (તત્પર) જે જનો છે, તે 'મન આત્મા છે' એમ માને છે; કારણ

કે પ્રાણનું અભોક્તાપણું સ્પષ્ટ છે અને મનને ભોક્તાપણાનો પ્રસિદ્ધ અનુભવ છે તેથી મન જ[૩૭] આત્મા છે.

૩૭. નિદ્રાકાળમાં પ્રાણ જાગે છે એમ શ્રુતિમાં કહેલું છે. તથાપિ કદી કોઈ આભૂષણ લઈ જાય તો પણ તેને કોઈ રોકતું નથી, તેમ જો કોઈ સંબંધી વગેરે આવે તો તેને કોઈ આવકાર દેતું નથી. આથી કરી પ્રાણ જડ છે એમ સિદ્ધ થાય છે અને જે જડ હોય તે આત્મા હોઈ શકે નહિ.

મનની આત્મતા સિદ્ધ કરવામાં યુક્તિ દર્શાવનારું શ્રુતિવાક્ય છે તે કહી દેખાડે છે:

**मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।**
**श्रुतो मनोमयः कोशस्तेनात्मेतीरितं मनः ॥६८॥**

મનુષ્યોને બંધ(સંસાર તથા મોક્ષ)નું કારણ મન જ છે. વળી છાંદોગ્ય[૩૮] શ્રુતિમાં મનોમય કોશનું શ્રવણ થાય છે, તેથી મન આત્મા છે એમ કહ્યું છે.

૩૮. 'तस्माद्वा एतस्मात्प्राणमयादन्योऽन्तर आत्मा मनोमयः ॥ (તૈત્તિ. ૨–૨) તે પ્રાણમય કોશથી અન્ય આંતર આત્મા મનોમય છે.'

મનથી પણ આંતર જે વિજ્ઞાન (બુદ્ધિ) છે, તેને આત્મા કહેવાવાળા, બુદ્ધના શિષ્યો યોગાચારના મતાનુયાયી(બૌદ્ધ)નો મત કહી બતાવે છે:

**विज्ञानमात्मेति परे आहुः क्षणिकवादिनः ।**
**यतो विज्ञानमूलत्वं मनसो गम्यते स्फुटम् ॥६९॥**

જે ક્ષણિકવાદી છે તે, વિજ્ઞાન એટલે ક્ષણિક વિજ્ઞાનરૂપ જે બુદ્ધિ છે, તે જ આત્મા છે, એમ કહે છે; કારણ કે શ્રુતિમાં[૩૯] મનના કરતાં પણ વિજ્ઞાનપદવાચ્ય બુદ્ધિની અંતરતા કહેલી છે. આ ઉપરથી મનનું વિજ્ઞાનરૂપ મૂળ કારણવાળાપણું સ્પષ્ટ પ્રતીત થાય છે.

૩૯. 'एतस्मान्मनोमयादन्योऽन्तर आत्मा विज्ञानमयः । (તૈત્તિ. ૨–૨) એ મનોમય આત્માથી આંતર બીજો વિજ્ઞાનમય આત્મા છે.' 'विज्ञानं यज्ञं तनुते ॥ (તૈત્તિ. ૨–૫–૧) વિજ્ઞાન યજ્ઞને વિસ્તારે છે,' વગેરે શ્રુતિઓથી મનથી જુદા વિજ્ઞાનમય આત્માની સિદ્ધિ કરે છે.

વિજ્ઞાન અને મન આ બેય શબ્દોનું વાચ્ય જે અંતઃકરણ, તે તો એક જ છે, તો પછી મન અને વિજ્ઞાનનો ક્રમે કરી કાર્યકારણભાવ કેમ ઘટી શકશે? એવી આશંકા કરીને, તે મન તથા વિજ્ઞાનના કાર્યકારણભાવનું ઉપપાદન કરવા માટે પ્રથમતઃ મન તથા વિજ્ઞાન એ બન્નેનો ભેદ કહી દેખાડે છે:

**अहंवृत्तिरिदंवृत्तिरित्यंतःकरणं द्विधा ।**
**विज्ञानं स्यादहंवृत्तिरिदंवृत्तिर्मनो भवेत् ॥७०॥**

અહંવૃત્તિ,[૪૦] અને ઇદંવૃત્તિ, આવા બે ભેદે કરી અંતઃકરણ બે પ્રકારનું છે. તેમાં અહંવૃત્તિ એ વિજ્ઞાન (બુદ્ધિ) થાય છે, અને ઇદંવૃત્તિ મન થાય છે.

૪૦. અહંવૃત્તિ આભાસ સહિત અંતઃકરણની વૃત્તિનો વિષય છે, તેથી તે અહંવૃત્તિનું વિષયપણું વિજ્ઞાન(બુદ્ધિ)ને વિષે જ છે, તેમ જ ઇદંવૃત્તિ પાસે પડેલી વસ્તુને વિષય કરનારાવાળી હોય છે તથાપિ અહીં અહંવૃત્તિ વિષયથી ભિન્ન યાવદ્ વિષય(વસ્તુ માત્ર)ને વિષે ઇદંવૃત્તિની પ્રવૃત્તિ છે. તેથી મનને પણ ઇદંવૃત્તિ વિષયરૂપે જ ગણાવેલું છે. એ પ્રમાણે અહંવૃત્તિ તથા ઇદંવૃત્તિનો વિવેક છે.

તે મન અને બુદ્ધિનો કાર્યકારણભાવ કહે છે:

**अहंप्रत्ययबीजत्वमिदंवृत्तेरिति स्फुटम् ।**
**अविदित्वा स्वमात्मानं बाह्यं वेत्ति न तु क्वचित् ॥७१॥**

અહંવૃત્તિ ઇદંવૃત્તિનું બીજ છે એ અતિશય સ્પષ્ટ છે; કારણ કે પોતાના આત્મસ્વરૂપને જાણ્યા વિના પુરુષ ક્યારે પણ બાહ્ય(અનાત્મ વસ્તુ)ને જાણતો નથી. અર્થાત્ 'અહં–હું' એ વૃત્તિનો ઉદય ન હોય તો 'ઇદં–આ' એવી વૃત્તિના ઉદયનો અસંભવ છે, તથા ઇદંવૃત્તિરૂપ મન તથા તેની બીજભૂત અહંવૃત્તિરૂપ બુદ્ધિનો ક્રમે કરી કાર્યકારણભાવ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે, એવો અભિપ્રાય છે.

તે વિજ્ઞાનની ક્ષણિકતા સાધવામાં પ્રમાણરૂપે અનુભવ વર્ણવી બતાવે છે:

**क्षणे क्षणे जन्मनाशावहंवृत्तेर्मितौ यतः ।**
**विज्ञानं क्षणिकं तेन स्वप्रकाशं स्वतो मितेः ॥७२॥**

અહંવૃત્તિના જન્મ અને નાશ ક્ષણે ક્ષણે અનુભવાતા હોવાથી વિજ્ઞાન ક્ષણિક છે અને વિજ્ઞાન પોતાથી જ પોતાનો પ્રકાશ કરે છે તેથી સ્વપ્રકાશ છે; અર્થાત્ અહીં એ વિજ્ઞાનનું ક્ષણિકપણું સાધવાની સાથે તેના સ્વપ્રકાશપણાનું પણ ઉપપાદન કરવામાં આવ્યું છે.

વિજ્ઞાનની આત્મતામાં આગમ(વેદ)નું પણ પ્રમાણ છે, એમ કહી બતાવે છે:

**विज्ञानमयकोशोऽयं जीव इत्यागमा जगुः ।**
**सर्वसंसार एतस्य जन्मनाशसुखादिकः ॥ ७३ ॥**

શાસ્ત્રોમા આ વિજ્ઞાનમય કોશને આત્મા કહ્યો છે, તેથી વિજ્ઞાનમય જીવ છે અને જન્મ, નાશ તથા સુખદુઃખાદિક સર્વ સંસાર એ વિજ્ઞાનને છે એમ તેઓનો અભિપ્રાય છે.

ક્ષણિક વિજ્ઞાનવાદીના મતમા દોષારોપ કરી બુદ્ધના બીજા શિષ્યોમા જે માધ્યમિક નામના શૂન્યવાદી છે, તેનો મત કહે છે :

**विज्ञानं क्षणिकं नात्मा विद्युदभ्रनिमेषवत् ।**
**अन्यस्यानुपलब्धत्वाच्छून्यं माध्यमिका जगुः ॥७४**

વીજળી, વાદળાં અને નિમેષ(નેત્રના પલકારા)ની પેઠે ક્ષણિક, એવું જે વિજ્ઞાન છે, તે આત્મા નથી, તેમ બીજો (અન્ય) કોઈ આત્મા ઉપલબ્ધ થતો નથી; તેથી માધ્યમિક મતને અનુસરનારા જનોએ આત્મા શૂન્ય છે એમ કહેલું છે; અર્થાત્ ક્ષણિક વસ્તુ આત્મા હોય નહિ અને ક્ષણિકપદાર્થ સિવાય બીજું કંઈ પ્રતીત થતું નથી; માટે આત્મા શૂન્ય (નિઃસ્વભાવ) છે, એમ તે શૂન્યવાદી (માધ્યમિક) બૌદ્ધનુ કહેવું છે.

તે શૂન્યની આત્મતા સાધવામા શ્રુતિવાક્યનું પ્રમાણ દર્શાવે છે :

**असदेवेदमित्यादाविदमेव श्रुतं ततः ।**
**ज्ञानज्ञेयात्मकं सर्वं जगद्भ्रांतिप्रकल्पितम् ॥७५**

'असदेवेदमग्र आसीत् (છાં–૬–૨–૧) આ જગત આગળ (પૂર્વે) અસત્ જ હતું.' એ શ્રુતિવાક્યોમાં આ જગત સઘળુ શૂન્ય જ સાંભળ્યુ છે તેથી આત્મા શૂન્ય છે. જ્ઞાન અને જ્ઞેય (વિષય) રૂપ જે જગત છે તે સર્વ એ શૂન્યને વિષે ભ્રાંતિ વડે કલ્પિત છે, એમ સમજવું.

તે શૂન્યવાદીના મતમાં દૂષણનો આરોપ કરે છે:

**निरधिष्ठानविभ्रांतेरभावादा-मनोऽस्तिता ।**
**शून्यस्यापिससाक्षित्वादन्यथा नोक्तिरस्य ते ॥**

નિઃસ્વરૂપ (વંધ્યાપુત્ર સમાન) શૂન્ય અધિષ્ઠાન થવા યોગ્ય નથી, તેમ અધિષ્ઠાનરહિત ભ્રાંતિ હોઈ શકે નહિ, તેથી આ જગતની કલ્પનાનું અધિષ્ઠાન ઘટાવવા માટે આત્માની સત્તાનો અંગીકાર કરવો જરૂરનો છે; કારણ કે તે શૂન્ય પણ સસાક્ષિક એટલે આત્મારૂપી સાક્ષીવાળું છે; અર્થાત્ શૂન્યવાદીને પણ શૂન્યના સાક્ષી તરીકે આત્માનો અવશ્ય અંગીકાર કરવો જ પડશે. અન્યથા એટલે જો શૂન્યથી ભિન્ન આત્માનો અંગીકાર ન કરે, તો એ શૂન્યની ઉક્તિ (વચન) અર્થાત્ 'શૂન્ય[41] છે' એવુ કથન પણ તમારા (માધ્યમિક બૌદ્ધના) મતમાં સિદ્ધ થઈ શકશે નહિ.

૪૧. આ શૂન્યવાદના ખંડનમાં શ્રીશંકરાચાર્યજીએ ત્રણ પ્રશ્નો ઉઠાવ્યા છે, તે એવી રીતે કે, આ શૂન્ય સસાક્ષિક છે? કિંવા અસાક્ષિક છે? અથવા સ્વપ્રકાશ છે? જો સસાક્ષિક કહો તો જે શૂન્યનો સાક્ષી છે, તે જ શૂન્યથી વિલક્ષણ આત્મા છે, એમ સિદ્ધ થઈ જશે, એટલે પછી શૂન્યતા તો કેવળ વચનમાં જ રહી અને જો બીજો વિકલ્પ એટલે તે શૂન્ય અસાક્ષિક છે એમ કહો, તો સાક્ષીરહિત શૂન્યની સિદ્ધિ જ થઈ શકશે નહિ અને જો ત્રીજો વિકલ્પ એટલે તે શૂન્યને જો સ્વપ્રકાશ કહો, તો અમારું અભિમત સ્વપ્રકાશ બ્રહ્મ જ 'શૂન્ય' નામથી સિદ્ધ થયુ; એટલે તમારા અભિમત શૂન્યની સિદ્ધિ થતી નથી.

ત્યારે હવે આત્મા કોણ? ત્યા કહે છે :

**अन्यो विज्ञानमयत आनंदमय आंतरः ।**
**अस्तीत्येवोपलब्धव्य इति वैदिकदर्शनम् ॥ ७७ ॥**

વિજ્ઞાનમયથી અન્ય (ભિન્ન) આંતર આનંદમય આત્મા છે. તે આત્મા 'અસ્તિ (છે)' એમ જાણવા યોગ્ય છે; એવી રીતે વૈદિક દર્શન[42] છે.

૪૨. અર્થાત્ 'तस्माद्वा एतस्माद्विज्ञानमयादन्योऽन्तर आत्माऽऽनन्दमय.। (તૈત્તિ ૨–૫) તે આ વિજ્ઞાનમયથી અન્ય આંતર આનંદમય આત્મા છે.' તથા 'अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेन। (કઠ. ૬–૧૦) આત્મા છે, એમ જ તત્ત્વભાવે કરી પરમાર્થરૂપે જાણવા યોગ્ય છે.' ઇત્યાદિક છાંદોગ્ય તથા કઠ શ્રુતિમાં કહેલુ છે. તેથી આનંદમયકોશ એ જ આત્મા એવો અંગીકાર કરવો યોગ્ય છે આ પ્રમાણે વૈદિક સિદ્ધાંત છે, એમ નૈયાયિક, પ્રભાકર અને ભાટ્ટ એ ત્રણે મતના અનુયાયી પુરુષો માને છે.

### આત્માના પરિમાણમાં મતભેદ

એ પ્રકારે આત્માના સ્વરૂપમા વિવાદ દર્શાવીને આત્માના પરિમાણમા પણ વાદીઓના વિવિધ મત દેખાડે છે :

**अणुर्महान्मध्यमो वेत्येवं तत्रापि वादिनः ।**
**बहुधा विवदंते हि श्रुतियुक्तिसमाश्रयात् ॥७८॥**

આત્મા અણુપરિમાણ છે? વા મહાન (પરમ

મહત્પરિમાણ) છે? અથવા મધ્યમ (દેહસદૃશપરિમાણ) છે? એમ તે આત્માના પરિમાણ વિષયમાં પણ વાદીઓ, શ્રુતિ તથા યુક્તિના આશ્રયથી ઘણા પ્રકારે વિવાદ કરે છે.

એ પરિમાણભેદના વાદીઓમા પ્રથમ અણુપરિમાણવાદી આંતરાલનો મત કહી દેખાડે છે:

अणुं वदंत्यांतरालाः सूक्ष्मनाडीप्रचारतः ।
रोम्णः सहस्रभागेन तुल्यासु प्रचरत्ययम् ॥७९॥

આંતરાલ નામના વાદીઓ આત્માને અણુ-પરિમાણવાળો કહે છે; કારણ કે તે આત્માનો સૂક્ષ્મ નાડીઓમાં પ્રચાર છે અને તે રોમ(વાળ)ના હજારમા ભાગ જેવી સૂક્ષ્મ નાડીઓ છે તેમાં સંચરે છે; અર્થાત્ સૂક્ષ્મ નાડીઓને વિષે આત્માનો જે સંચાર છે તે જો આત્મા અણુપરિમાણ ન હોય તો ઘટે નહિ; તેથી આત્મા અણુ છે એમ તે આંતરાલમતાનુયાયીઓ કહે છે.

એ આત્માના અણુપણામા પ્રમાણ શું છે? એવી આશંકા થાય, તેના ઉત્તરમા શ્રુતિનું પ્રમાણ કરી દેખાડે છે:

अणोरणीयानेषोऽणुः सूक्ष्मात्सूक्ष्मतरं त्विति ।
अणुत्वमाहुः श्रुतयो शतशोऽथ सहस्रशः ॥८०॥

'अणोरणीयान् (શ્વે-૩-૨૦) અણુથી પણ અણુતર છે,' એટલે અત્યંત અણુરૂપ છે. 'एषोऽणुरात्मा चेतसा वेदितव्यः । (મુંડક-૩-૧-૯) આ અણુઆત્મા શુદ્ધ મને કરી જાણવા યોગ્ય છે' તથા 'सूक्ष्मात्सूक्ष्मतरं नित्यं । સૂક્ષ્મથી પણ અતિશય સૂક્ષ્મ અને નિત્ય છે' ઇત્યાદિક સેકડો અને હજારો શ્રુતિઓ આત્માનું અણુપણું સ્પષ્ટ રીતે કહે છે; એટલે એવી સકળ શ્રુતિઓ આત્માના અણુત્વમાં પ્રમાણભૂત છે.

આત્માની અણુતામા બીજી શ્વેતાશ્વતરની (૫-૯) શ્રુતિ પણ પ્રમાણરૂપે આપે છે·

वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।
भागो जीवः स विज्ञेय इति चाहाऽपरा श्रुतिः ॥८१॥

વાળના અગ્રના શત ભાગ કરીએ અને તે સોમા ભાગને પણ સો પ્રકારે વિભક્ત કરી કલ્પીએ, તેમાંનો એક ભાગ હોય, એવો સૂક્ષ્મ તે જીવ જાણવો. એવી રીતે બીજી શ્રુતિ પણ આત્માનો અણુભાવ કહે છે.

આત્માનું મધ્યમપરિમાણ કહેનારા એટલે 'શરીર જેવડો આત્મા છે' એમ માનનારાઓનો મત કહે છે:

दिगंबरा मध्यमत्वमाहुरापादमस्तकम् ।
चैतन्यव्याप्तिसंदृष्टेरानखाग्रश्रुतेरपि ॥८२॥

દિગંબર નામે જૈનનો એક અવાંતર ભેદ છે, તેના અનુયાયી જનો આત્માને મધ્યમ પરિમાણવાળો કહે છે એટલે જેવડો દેહ તેવડા પરિમાણવાળો આત્મા છે, એમ તેઓ કહે છે, માને છે; કારણ કે પાદ(ચરણ)થી માંડીને મસ્તક પર્યંત ચૈતન્યની વ્યાપ્તિ સારી રીતે સ્પષ્ટ જોવામાં આવે છે. 'स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः । (બૃ. ૧-૪-૭) તે આ આત્મા, આ શરીરને વિષે નખના અગ્રભાગ પર્યંત પ્રવિષ્ટ છે.' આ શ્રુતિ ઉપરથી પણ આત્મા મધ્યપરિમાણવાળો છે, એમ સિદ્ધ થાય છે.

જ્યારે આત્મા મધ્યમ પરિમાણવાળો છે એટલે જેવડું શરીર તેવડા પ્રમાણનો છે, ત્યારે શ્રુતિના વર્ણવેલો, નાડીઓમા તે આત્માનો પ્રચાર કેમ ઘટી શકશે? એવી આશંકા થાય, તેનો ખુલાસો આપે છે:

सूक्ष्मनाडीप्रचारस्तु सूक्ष्मैरवयवैर्भवेत् ।
स्थूलदेहस्य हस्ताभ्यां कंचुकप्रतिमोकवत् ॥८३॥

સૂક્ષ્મ નાડીઓને વિષે આત્માનો જે પ્રચાર કહ્યો છે તે તો, સ્થૂળ દેહના બે હાથ વતી કંચુક-(ડગલા)માં પ્રવેશ કરવાની પેઠે, સૂક્ષ્મ અવયવો વડે કરી પ્રવેશ મનાય છે; અર્થાત્ જેમ દેહના અવયવરૂપ બે હાથનો કંચુકમાં પ્રવેશ થવાથી દેહનો તે કંચુકને વિષે પ્રવેશ કહેવાય છે, તેમ અહીં પણ સૂક્ષ્મ અવયવોનો નાડીઓમાં પ્રવેશ થવાથી આત્માનો પણ તેને વિષે પ્રચાર (પ્રવેશ) ઉપચારથી કહેવામા આવે છે.

આત્મા નિયમિત મધ્યમ પરિણામવાળો હોય, તો કર્મવશથી અનેક જન્મધારણના પ્રસંગોમા ન્યૂન (કીડી) આદિક શરીરમા તેમ જ અધિક (હસ્તી આદિક) શરીરમા તે આત્માનો પ્રવેશ ઘટી શકશે નહિ એવી આશંકાનું સમાધાન કરે છે:

न्यूनाधिकशरीरेषु प्रवेशोऽपि गमागमैः ।
आत्मांशानां भवेत्तेन मध्यमत्वं विनिश्चितम् ॥८४॥

ન્યૂન (પ્રથમના કરતાં નાના) કીડી આદિક શરીરમાં તથા અધિક (પૂર્વના કરતા મોટા) હસ્તી આદિક શરીરમાં આત્માનો પ્રવેશ પણ, આત્માના અંશોના ગમ અને આગમ, એટલે આત્માના

અવયવોનું જવું તથા આવવું, આ બે કારણોથી થાય છે, અર્થાત્ મનુષ્ય-શરીરમાંથી કીડીના શરીરમાં પ્રવેશ કરતાં કેટલાએક અવયવોનું જતું રહેવું તથા કીડીના શરીરમાંથી હસ્તીના શરીરમાં પ્રવેશ કરતાં કેટલાએક અવયવોનું તેમાં આવી મળવું એ બે હેતુથી આત્માનો ન્યૂનાધિક શરીરમાં પ્રવેશ ઘટી શકે છે, તેથી કરીને આત્માનું મધ્યમપણું (શરીર સમાન પરિમાણવાળાપણું) વિશેષે કરી નિશ્ચિત થાય છે.

ઉપર નિરૂપણ કરેલા દિગંબર જૈનના મત પ્રમાણે આત્માને સાવયવ માનીએ, તો ઘટાદિક સાવયવ વસ્તુની પેઠે આત્મામાં અનિત્યતાની પ્રાપ્તિ થશે, તેથી એ મત અનાદરણીય છે એમ દેખાડવા તે મતમાં દોષારોપ કરે છે:

**सांशस्य घटवान्नाशो भवत्येव तथा सति ।**
**कृतनाशाकृताभ्यागमयोः को वारको भवेत् ॥८५**

સાવયવ વસ્તુનો ઘટાદિકની પેઠે નાશ થાય જ છે, તેથી આત્માને પણ જો સાવયવ માનીશું, તો તેનો પણ નાશ થવાનો અતિપ્રસંગ આવશે. અને તેમ થાય તો 'कृतनाश' અને अकृताभ्यागम' એવા બે દોષો આવે છે. અર્થાત્ કરેલાં પુણ્ય-પાપાદિક કર્મોનો, તેના ફળ ભોગવ્યા વગર જ નાશ થાય; કારણ કે કર્મ કરનાર આત્માનો નાશ થવાથી તેનાં ફળભોગ થયા વિના જ નષ્ટ થવાનાં, એ કૃતનાશ દોષ આવે; વળી નહિ કરેલાં પુણ્ય-પાપાદિક કર્મોનાં આકસ્મિક (અણધાર્યાં) જે ફળ ભોગવવા, એટલે હાલમા જે સુખદુઃખાદિક ભોગવીએ છીએ, તેનાં હેતુભૂત કર્મો કંઈ આપણાં કરેલા તો છે નહિ, તેથી એ અકૃતાભ્યાગમ (નહિ કરેલાંનું આવી પડવુ) એવો બીજો દોષ આવે; આ બે દોષ આત્માની અનિત્યતાના અંગીકાર સાથે જ આવી પડે છે, તેનું નિવારણ કરનાર કોણ છે?

જેથી આત્માના અણુપરિમાણ પક્ષ તથા મધ્યમપરિમાણ પક્ષમા દોષ આવે છે, તેથી પરિશેષન્યાયે કરી આત્માનો વિભુ (પરમમહત્) પરિમાણવાળાપણું સિદ્ધ થાય છે, એમ કહે છે:

**तस्मादात्मा महानेव नैवाणुर्नापि मध्यमः ।**
**आकाशवत्सर्वगतो निरंशः श्रुतिसंमतः ॥८६॥**

આત્માના અણુત્વ તથા મધ્યમત્વ બન્ને પક્ષમાં દોષ આવે છે, તેથી આત્મા મહાન (વ્યાપક) જ છે. અણુપરિમાણવાળો નથી, તેમ મધ્યમપરિમાણવાળો પણ નથી. કેમકે 'आकाशवत्सर्वगतश्च नित्यः। (ગૌડ-૩-૩) આકાશની પેઠે સર્વગત સર્વત્ર વ્યાપક અને નિત્ય છે' એ શ્રુતિ આત્માને સર્વત્રસ્થિત અને નિત્ય વર્ણવે છે, તેમજ 'निष्कलं निष्क्रियं। (શ્વેત. ૬-૧૯) નિરવયવ અને ક્રિયારહિત છે' એ બીજી શ્રુતિ આત્માનું અવયવરહિતપણું વર્ણવે છે; એટલે આ આગમવાક્યો ઉપરથી પણ આત્મા નિરવયવ છે, માટે મધ્યમપરિમાણવાળો નથી અને વ્યાપક છે માટે અણુપરિમાણવાળો પણ નથી, પણ મહત્ પરિમાણવાળો વિભુ (વ્યાપક) છે એમ સિદ્ધ થાય છે.

### આત્માના વિશેષરૂપમાં મતભેદ

એ પ્રમાણે આત્માનું વિભુપણું (વ્યાપકપણું) સાધીને તે આત્માની ચિદ્રૂપતાનો નિશ્ચય કરવા માટે પ્રથમ એ વિષયમાં વાદીઓની વિપ્રતિપત્તિ (એકબીજાથી વિરુદ્ધ માન્યતા) દર્શાવે છે:

**इत्युक्त्वा तद्विशेषे तु बहुधा कलहं ययुः ।**
**अचिद्रूपोऽथ चिद्रूपश्चिदचिद्रूप इत्यपि ॥८७॥**

એવી રીતે પૂર્વોક્ત પ્રકારે કરી આત્માનું મહત્પણું કહીને તે આત્માના વિશેષ વિલક્ષણપણાની બાબતમાં તો વાદીઓ અનેક પ્રકારના કલહ (વિવાદ) કરે છે. કેટલાએક કહે છે કે, આત્મા અચિદ્રૂપ (જડ) છે; કોઈ કહે છે, ચિદ્રૂપ છે અને કોઈ તો વળી ચિદ્રૂપ છે અને અચિદ્રૂપ પણ છે, એમ મતભેદ ધરાવે છે.

આત્માની અચિદ્રૂપતા (જડતા) કહેનારાઓના મત બતાવે છે:

**प्राभाकरास्तार्किकाश्च प्राहुरस्याचिदात्मताम् ।**
**आकाशवद्द्रव्यमात्मा शब्दवत्तद्गुणश्चितिः ॥८८**

મીમાંસકના એકદેશી ભટ્ટશિષ્ય પ્રભાકરને અનુસરનારાઓ ને તાર્કિક નૈયાયિકો એ આત્માની અચિદાત્મતા એટલે ચિદ્રૂપતા નહિ અથવા જડરૂપપણું કહે છે અને તેઓ એવી રીતે પ્રક્રિયા માને છે કે, આકાશની પેઠે આત્મા દ્રવ્ય છે અને આકાશના ગુણ શબ્દની પેઠે ચિતિ (ચૈતન્ય-જ્ઞાન) એ આત્માનો[૪૩] ગુણ છે.

૪૩. અહીં એવું અનુમાન સૂચિત થાય છે કે, આત્મા દ્રવ્ય હોવો જોઈએ; કારણ કે તે ગુણવાન છે. જે જે ગુણવાન હોય તે તે દ્રવ્ય હોય; જેમકે આકાશ; આ આત્મા પણ તેવો છે માટે તે દ્રવ્ય છે. વળી આત્માનો પૃથિવ્યાદિકથી ભેદ દર્શાવનારો જ્ઞાનરૂપ વિશેષ-ગુણ છે, તેને માટે પણ નીચે પ્રમાણે અનુમાનપ્રયોગ કરી લેવો. આત્મા પૃથિવી આદિકથી ભેદ પામે છે, કારણ કે તે જ્ઞાનરૂપ ગુણવાળો છે. જે પૃથિવ્યાદિકથી ભેદ પામતુ નથી તે જ્ઞાનગુણવાળું હોતું નથી; જેવાં કે પૃથિવ્યાદિક. પોતે આવાં અનુમાનોથી તે વાદીઓ આત્માનું દ્રવ્યત્વ સિદ્ધ કરે છે.

તે જ્ઞાનગુણવાળા આત્માના જ બીજા કેટલાએક વિશેષ ગુણો છે તે કહી બતાવે છે.

**इच्छाद्वेषप्रयत्नाश्च धर्माधर्मौ सुखासुखे ।**
**तत्संस्कारांश्च तस्यैते गुणाश्चितिवदीरिताः ॥८९॥**

ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, પુણ્ય, પાપ, સુખ–દુઃખ અને તેઓની ભાવનારૂપ સંસ્કાર; એ આઠ, ચિતિ-(જ્ઞાન)ના જેવા જ આત્માના વિશેષ ગુણો કહેલા છે.

એ જ્ઞાનાદિક ગુણોની ઉત્પત્તિ તથા વિનાશના કારણો કહી બતાવે છે

**आत्मानो मनसा योगे स्वादृष्टवशतो गुणाः ।**
**जायंतेऽथ प्रलीयंते सुषुप्तेऽदृष्टसंक्षयात् ॥९०॥**

પોતાના અદૃષ્ટ(પ્રારબ્ધકર્મ)ના વશથી આત્માનો મનની સાથે સંયોગ થાય છે અને તેથી તે જ્ઞાનાદિક ગુણો ઉત્પન્ન થાય છે અને ફરી પાછા સુષુપ્તિને વિષે અદૃષ્ટના ક્ષયને લીધે એટલે આત્મા તથા મનના સયોગના અભાવને લીધે તે જ્ઞાનાદિક ગુણો લીન થઈ જાય છે–લય પામે છે.

આત્મા અચિદ્રૂપ (જડ) છે તો પછી તે આત્માનુ ચેતનપણું કેવી રીતે અંગીકાર કરો છો? એવી અશંકા કરી જ્ઞાનગુણવાળો હોવાથી આત્મા ચેતન છે, એમ કહે છે.

**चितिमत्त्वाच्चेतनोऽयमिच्छाद्वेषप्रयत्नवान् ।**
**स्याद्धर्माधर्मयोः कर्ता भोक्ता दुःखादिमत्त्वतः ॥**

ચિતિ(જ્ઞાન)ગુણ વાળો હોવાથી આ આત્મા ચેતન છે અને તે આત્મા ઇચ્છા, દ્વેષ તથા પ્રયત્ન(ઉત્સાહ વિશેષ)વાળો છે, તેથી પણ એ આત્મા ચેતન છે એમ સિદ્ધ થાય છે. એ આત્મા ધર્મ તથા અધર્મ, એ બન્નેનો કર્તા છે અને સુખદુઃખાદિક અનુભવે છે તેથી ભોક્તા છે એટલે તે ઈશ્વરથી વિલક્ષણ છે એમ પણ આથી સૂચવાય છે.

આત્મા વિભુ (વ્યાપક) છે તો પછી તેનું પરલોકમાં ગમન વગેરે કેમ ઘટી શકશે? એવી આશંકા થાય તો તેના સમાધાનમા આ દેહને વિષે કર્મવશથી ઇચ્છાદિકની ઉત્પત્તિ થાય ત્યારે આ લોકને વિષે આત્માની સ્થિતિ વગેરે વ્યવહાર જેમ થાય છે તેમ જ કર્મવશાત્ લોકાંતર(બીજા લોક)ને વિષે પણ અન્ય દેહની ઉત્પત્તિ થતા તાદૃશ દેહાવચ્છિન્ન આત્માના પ્રદેશમા સુખાદિકની ઉત્પત્તિને લીધે ત્યા (પરલોકમા) આત્માના ગમનાદિકના વ્યવહાર થાય છે. એવી રીતે આત્માના ગમનાદિક વ્યવહાર ઔપચારિક (આરોપિત) છે એવા અભિપ્રાયથી ઉત્તર કહી દેખાડે છે:

**यथाऽत्र कर्मवशतः कादाचित्कं सुखादिकम् ।**
**तथा लोकांतरे देहे कर्मणेच्छादि जन्यते ॥९२॥**

જેમ અહી (આ લોકને વિષે) કર્મ–વશથી કોઈ કોઈ વખતે થનારા સુખાદિક થાય છે, તે જ પ્રમાણે લોકાંતરમા પણ, પ્રાપ્ત જે દેહાદિક, તેને વિષે કર્મ વડે ઇચ્છા વગેરે ઉત્પન્ન થાય છે–ઇચ્છાદ્વેષાદિક આવિર્ભૂત થાય છે.

**एवं च सर्वगस्यापि संभवेतां गमागमौ ।**
**कर्मकांडः समग्रोऽत्र प्रमाणमिति तेऽवदन् ॥९३॥**

ઉપર ૯૨મા શ્લોકમા કહ્યા પ્રમાણે સર્વગત વ્યાપક આત્માનાં પણ ગમન તથા આગમન સભવે છે. આ વિષયમા સમગ્ર કર્મકાંડ પ્રમાણ છે, અર્થાત્ કર્મકાંડનુ વિધાન આત્માને ઉપદેશીને જે સાભળીએ છીએ, તે ઉપરથી આત્માના કર્તૃત્વ વગેરે ધર્મો પણ ઉપલક્ષિત થાય છે, એમ તે મીમાંસકો તથા નૈયાયિકો કહે છે.

વિજ્ઞાનમયથી અન્ય આનંદમય આતર છે, એમ ૭૭મા શ્લોકમા આનંદમય કોશને આત્મા કહ્યો અને અહી તો હવે આનંદમય કોશથી અન્ય (ભિન્ન) ઇચ્છાદિમાન આત્મા તમે કહ્યો, તેથી પૂર્વાપરને વિરોધ આવશે એવી આશંકા કરી વિરોધના પરિહારની ખાતર પૂર્વોત્તરગ્રંથના અર્થને વ્યવસ્થિત કરી દેખાડે છે.

**आनंदमयकोशो यः सुषुप्तौ परिशिष्यते ।**
**अस्पष्टचित्स आत्मैषां पूर्वकोशोऽस्य ते गुणाः ॥९४**

સુષુપ્તિ અવસ્થાને વિષે અસ્પષ્ટ ચેતનવાળો જે આનંદમયકોશ પરિશેષ રહે છે; એટલે કે સુષુપ્તિદશામા વિલય પામેલા જ્ઞાનગુણવાળો આનંદમયકોશ પરિશિષ્ટ રહે છે, તે જ એ પ્રાભાકર

આદિના મતમાં 'પૂર્વોક્ત દેહાદિરૂપ આત્મા' છે. અને આ પ્રકરણના ૮૯મા શ્લોકમા ઇચ્છા આદિક જે ગુણો કહ્યા તે પણ તે આત્માના જ છે.

પૂર્વમીમાંસા વાર્તિકકાર ભટ્ટના મતના અનુયાયીઓ[૪૪] એ આનંદમયકોશરૂપ આત્માની મિશ્રિતરૂપતા એટલે જડ-ચેતન ઉભયરૂપતા વર્ણવે છે, એમ કહે છે:

गूढं चैतन्यमुत्प्रेक्ष्य जडबोधस्वरूपताम् ।
आत्मनो ब्रुवते भाट्टाश्चिदुत्प्रेक्षोत्थितस्मृतेः ॥९५

ભટ્ટને જે અનુસરનારા છે તે, ગૂઢચૈતન્યની ઉત્પ્રેક્ષા કરીને, એટલે આત્માના અસ્પષ્ટ ચેતન-પણાની કલ્પના કરીને આત્માની જડતારૂપ તથા બોધરૂપતા એમ ઉભયવિધપણું કહે છે. સુષુપ્તિથી ઊઠેલા પુરુષને સુષુપ્તિકાળમાં અનુભવેલ અજ્ઞાન વગેરેનું સ્મૃતિરૂપ જે જ્ઞાન થાય છે, તેથી સુષુપ્તિમાં ચેતનના સદ્‌ભાવની કલ્પના થઈ શકે છે.

૪૪. આ નૈયાયિક તથા પ્રાભાકરનો સિદ્ધાંત અસંગત છે, કેમકે જે સુષુપ્તિમાં જ્ઞાનના અભાવને લીધે આત્મા જડરૂપ શેષ રહે છે. એમ તેઓ કહે છે, એ તેઓનું કહેવું સુષુપ્તિથી ઊઠેલા પુરુષને 'હું કંઈ પણ જાણતો નહોતો' અને 'હું સુખે સૂતો હતો' એવી રીતે સુષુપ્તિકાળમાં અનુભવ કરેલાં સુખ અને અજ્ઞાનની જે સ્મૃતિ થાય છે, તેથી બાધિત થાય છે; કારણ કે જો આત્મા જડ હોય તો ઉપર પ્રમાણે સ્મરણ થવું ન જોઈએ અને સ્મરણ તો થાય છે, તેથી આત્મા જડરૂપ નથી, પણ ચેતનરૂપ છે; એમ સિદ્ધ થાય છે. વળી શ્રુતિમાં આત્માને નિર્ગુણ કહેલો છે, તેથી 'આત્મા, ઇચ્છાદિક ગુણવાળો છે' એવું જે તેઓનું કહેવું છે. તે પણ અસંગત થાય છે માત્ર અંતઃકરણના ધર્મ ઇચ્છાદિક આત્માને વિષે અધ્યાસથી પ્રતીત થાય છે. કેમકે એ ઇચ્છાદિક અંતઃકરણના ધર્મ છે એમ શ્રુતિમાં સુપ્રસિદ્ધ છે. જાગ્રત અને સ્વપ્નને વિષે અંતઃકરણ હોવાથી ઇચ્છાદિક પ્રતીત થાય છે અને સુષુપ્તિમાં અંતઃકરણનો વિલય થાય છે, ત્યારે ઇચ્છાદિકનો અભાવ થઈ જાય છે આ ઉપરથી પણ ઇચ્છાદિક અંતઃકરણના જ ધર્મ છે; આત્માના નહિ, એમ સ્પષ્ટ જણાય છે અને નૈયાયિક લોકો આત્માને વિભુ (વ્યાપક) તો માને છે, પણ તેની સાથે તે આત્માને નાના (અનેક) માને છે, એ તેમનું માનવું અસંગત છે, કેમકે તેમ માનવામાં સર્વ આત્માના સર્વ દેહ, સર્વ કર્મ અને સર્વ ભોગ તથા સર્વ મનની સાથે સંબંધ હોવાને લીધે, 'કયા આત્માનો કયો દેહાદિક છે?' એ વ્યવસ્થા દુષ્કર થશે, ઇત્યાદિક અનેક દૂષણગ્રસ્ત હોવાથી એ પ્રાભાકર તથા નૈયાયિક બન્નેનો મત સર્વથા અસંગત છે.

ચેતનની ઉત્પ્રેક્ષાના પ્રકારને જ સ્પષ્ટ કરી દેખાડે છે:

जडो भूत्वा तदाऽस्वाप्समिति जाड्यस्मृतिस्तदा ।
विना जाड्यानुभूतिं न कथंचिदुपपद्यते ॥९६॥

'ત્યારે (સુષુપ્તિકાળમા) હું જડ થઈ સૂતો હતો,' એવી જાગ્રત અવસ્થામા જે સ્મૃતિ થાય છે, તે તે કાળમા (સુષુપ્તિદશામા) જડતાના અનુભવ વિના કોઈ પણ પ્રકારે હોઈ શકે નહિ. તે ઉપરથી સુષુપ્તિકાલીન જડતાનો અનુભવ કલ્પી શકાય છે એવી ગૂઢ અભિસંધિ (અભિપ્રાય) છે.

સુષુપ્તિમા ચૈતન્યના લોપનો અભાવ છે, એ વિષયમાં શ્રુતિનુ પ્રમાણ કહી દેખાડે છે.

द्रष्टुर्दृष्टेरलोपश्च श्रुतः सुप्तौ ततस्त्वयम् ।
अप्रकाशप्रकाशाभ्यामात्मा खद्योतवद्युतः ॥९७॥

સુષુપ્તિને વિષે દ્રષ્ટા(આત્મા)ની દૃષ્ટિ(જ્ઞપ્તિ)ના લોપનો અભાવ શ્રુતિમાં કહેલો છે, તેથી તો આ આત્મા ખદ્યોતની પેઠે અપ્રકાશ તથા પ્રકાશ બન્નેથી યુક્ત[૪૫] છે.

૪૫. 'नहि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते अविनाशित्वात्'(બૃ. ૪–૪–૨૩) દ્રષ્ટા(આત્મા)ની દૃષ્ટિ(જ્ઞાનશક્તિ)નો વિપરીત-લોપ (નાશ) થતો નથી; કેમકે તે અવિનાશી છે.' આ શ્રુતિમાં દ્રષ્ટા આત્માની સ્વરૂપભૂત જે દૃષ્ટિ (જ્ઞાન) તેનો લોપ થતો જ નથી; કારણ કે આત્મા પોતે વિનાશ-રહિત સ્વભાવવાળો છે. અન્યથા એટલે જો ચૈતન્યનો લોપ માનીએ, તો લોપવાદીને પણ સાક્ષીરહિત લોપ કહી શકાય તેમ નથી તેથી સુષુપ્તિમાં પણ ચૈતન્યલોપનો અભાવ શ્રુતિમાં કહેલો છે તે કારણથી પણ આ આત્મા ખદ્યોત(પતંગિયાં)ની પેઠે પ્રકાશ (સ્ફુરણ) તથા અપ્રકાશ (અસ્ફુરણ)=તિરોભાવ બન્નેથી યુક્ત છે, એમ ભાટ્ટમતાનુ-યાયી લોકો પોતાના મતનું સમર્થન (પ્રતિપાદન) કરે છે.

એ ભાટ્ટમતમા દૂષણનો આરોપ કરવાની સાથે સાંખ્ય મતનુ ઉત્થાપન કરે છે:

निरंशस्योभयात्मत्वं न कथंचिद् घटिष्यते ।
तेन चिद्रूप एवात्मेत्याहुः सांख्यविवेकिनः ॥९८

વિવેકી એટલે પ્રકૃતિ અને પુરુષનુ વિવેચન કરવાવાળા જે કપિલ મતના અનુયાયી સાંખ્ય છે, તે નિરંશ (નિરવયવ) આત્માની ઉભય-

રૂપતા એટલે જડરૂપતા તથા ચેતનરૂપતા કોઈ પણ પ્રકારે ઘટશે[46] નહિ માટે આત્મા ચિદ્રૂપ (ચેતનસ્વરૂપ) જ છે એમ કહે છે.

૪૬. જે પદાર્થ સાવયવ હોય તેને વિષે જ અનેકવિધપણું હોય છે. નિરવયવ આત્મામા અનેક પ્રકારવાળાપણુ હોઈ શકે નહિ. વળી એક જ વસ્તુમાં જડ અને ચેતન એવા બે ભાવ વિરુદ્ધ છે. જો કે બે અંશ અંગીકાર કરીએ તોપણ જડ અંશ ગોચર થાય છે. અને ચેતન અંશ અગોચર છે બન્ને અંશ અનુભવગોચર થતા નથી, તો એક જ આત્મામાં આ વિલક્ષણપણું કેમ સંભવે? જેમ એકલો દંડ દેખીને 'આ દંડી' એમ કહેવાય નહિ; પણ દંડ તથા પુરુષ બન્નેને જોઈએ ત્યારે 'દંડી' એમ કહેવાશે, તેમ એક જડ અંશના જ્ઞાન માત્રથી જ આત્મા ઉભયરૂપ સિદ્ધ થાય નહિ અને સાથે જો ચેતન અંશને પણ અનુભવગોચર માનીએ, તો તે અંશ પણ જડ અને કલ્પિત માનવો પડશે. વળી જડ અને ચેતન એ બેનો સંયોગ, તાદાત્મ્ય કે વિષયવિષયીભાવ કોઈ પણ પ્રકારનો સંબંધ ઘટી શકશે નહિ. જો સંયોગ માનીએ તો આત્માને અનિત્યતાની આપત્તિ આવશે; કેમકે બે અનિત્ય દ્રવ્યનો જ સંયોગ હોય એવો નિયમ છે. કદી તાદાત્મ્ય સંબંધ કલ્પીએ, તો ચિત્ અને જડ બન્ને અંશની એકરૂપતા થવાથી જડ અંશ ચેતન થશે અને ચેતન જડ થશે. તેમ તેનો વિષયવિષયીભાવ સંબંધ પણ કહી શકાશે નહિ, કારણ કે એમ માનવાની સાથે બન્નેની ઘટવત્ અનાત્મતા થશે અને શ્રુતિમા તો આત્મા વિજ્ઞાનઘન કહેલો છે, તેથી આત્માની અર્ધ જડતા માનવામાં કશું પ્રમાણ નથી, અને જે આત્માની જડતા પ્રતિપાદન કરનારી સ્મૃતિ કહી, એ તો સુષુપ્તિમા સ્થિત જે અજ્ઞાન અંશ છે, તેને જ વિષય કરે છે, આત્માની જડતા છે જ નહિ એવી રીતે વિચાર કરતાં આત્માની જડચેતન ઉભયરૂપતા અસંગત છે.

અહી એવી આશંકા થાય કે, જ્યારે આત્મા ચેતનસ્વરૂપ છે, ત્યારે ઉપર ૯૬મા શ્લોકમા 'હું જડ થઈને સૂતો હતો' એવા આકારવાળી જડતાની જે સ્મૃતિ કહી, તેની શી ગતિ કરવી? તેનુ સમાધાન આપે છેઃ

**जाड्यांशः प्रकृते रूपं विकारि त्रिगुणं च तत् ।**
**चितो भोगापवर्गार्थं प्रकृतिः सा प्रवर्तते ॥९९॥**

જે જડતા ભાગ છે તે તો પ્રકૃતિનું રૂપ છે, તે પ્રકૃતિનું રૂપ વિકારી અને ત્રિગુણ સ્વરૂપ છે, અર્થાત્ સત્ત્વગુણ, રજોગુણ, તથા તમોગુણરૂપ છે. એ પ્રકૃતિ (ચેતન) પુરુષના ભોગ તથા મોક્ષને માટે પ્રવૃત્ત થાય છે, અર્થાત્ પુરુષને ભોગ–મોક્ષની સિદ્ધિ થવા અર્થે પ્રકૃતિની કલ્પના જરૂરની છે, એવો ભાવ સૂચિત થાય છે.

ચેતન (પુરુષ) તો અસંગ છે એટલે પ્રકૃતિ તથા પુરુષ બન્ને અત્યંત વિલક્ષણ સ્વભાવવાળાં છે. તેથી પ્રકૃતિની પ્રવૃત્તિ વડે પુરુષને ભોગ–મોક્ષ કેમ થઈ શકે? એવી આશંકા કરીને એ બન્નેના વિવેકભેદનું ગ્રહણ કરાતું નથી, તેથી પુરુષમાં જ ભોગ–મોક્ષાદિક વ્યવહાર કરાય છે. પરમાર્થદૃષ્ટિથી જોઈએ તો પુરુષ અસંગ જ છે એમ કહી સમાધાન આપે છેઃ

**असंगायाश्चितेर्बंधमोक्षौ भेदाग्रहान्मतौ ।**
**बंधमुक्तिव्यवस्थार्थं पूर्वेषामिव चिद्भिदा ॥१००॥**

અસંગ જે ચેતન (પુરુષ) છે, તેને બંધ તથા મોક્ષ જે મનાય છે, તે તો એ ચેતન તથા પ્રકૃતિના ભેદના અગ્રહણને લીધે ભ્રાંતિથી તેમ મનાય છે અને બંધ (સંસાર) તથા મુક્તિની વ્યવસ્થા માટે પૂર્વોક્ત નૈયાયિક વગેરે વાદીઓની પેઠે સાંખ્યમતમાં પણ ચેતન જે આત્મા છે, તેનો ભેદ માનેલો છે.

સાંખ્યસિદ્ધાંતના અનુયાયીઓ પુરુષની અસંગતામા તથા પ્રકૃતિના સદ્ભાવમા પ્રમાણ તરીકે કઠશ્રુતિનું ઉદાહરણ આપે છે, તે કહી દેખાડે છે.

**महतः परमव्यक्तमिति प्रकृतिरुच्यते ।**
**श्रुतावसंगता तद्वदसंगो हीत्यतः स्फुटा ॥१०१॥**

કઠ ઉપનિષદની ત્રીજી વલ્લીમાં 'महतः परमव्यक्तं। મહત્તત્ત્વથી પર એટલે, તે મહત્તત્ત્વનું કારણ હોવાથી મહત્તત્ત્વથી શ્રેષ્ઠ અને તેનાથી ન્યારું અવ્યક્ત (અજ્ઞાન) છે,' એ શ્રુતિમાં 'અવ્યક્ત' શબ્દે કરી પ્રકૃતિ કહેવાય છે, તેમ જ 'असङ्गो ह्ययं पुरुषः। (બૃ. ૪–૩–૧૫) આ પુરુષ અસંગ જ છે' એ શ્રુતિથી પુરુષની અસંગતા સ્પષ્ટ થાય છે, એમ સાંખ્ય[47] લોકો માને છે.

૪૭. સાંખ્ય મતમા પ્રધાન (પ્રકૃતિ)ને જગતનુ કારણ માનીને તે પ્રકૃતિ, પુરુષને ભોગ તથા મોક્ષ થવામાં હેતુ થાય છે, એમ માનેલુ છે તે ઘટતુ નથી; કેમકે પ્રલયકાળમાં સત્ત્વાદિક ગુણની સામ્યાવસ્થાને પ્રધાન કહે છે, તે પ્રધાન જ્યારે સૃષ્ટિકાળમા સામ્ય અવસ્થાનો ત્યાગ કરે છે, ત્યારે રજોગુણના આધિક્યથી જગતની ઉત્પત્તિ થાય છે હવે જો પ્રધાન જડ છે, તો તે સામ્યાવસ્થાનો ત્યાગ કરવામા પ્રવીણ થઈ શકશે નહિ અને ચેતન (પુરુષ) તો અસંગ છે તેથી તેનો પ્રધાન સાથે કંઈ

સંબંધ છે નહિ, એટલે ચેતનના સંબંધ વિના કેવળ જડથી ઉત્પત્તિ સંભવે નહિ, તેથી પ્રધાનથી સૃષ્ટિની ઉત્પત્તિ અસંગત છે, માટે પ્રધાનરૂપ માયાવિશિષ્ટ ચેતન, અંતર્યામી ઈશ્વર છે અને તે જ જગતનો કર્તા છે એમ માનવું આવશ્યક છે. વળી સાંખ્યમતમાં વિભુ-ચેતનરૂપ આત્માને નાના (અનેક) માને છે, તે પણ નિષ્ફળ છે; કારણ કે એક જ વ્યાપક ચેતનનો અંગીકાર કરવાથી જુદાં જુદાં અંતઃકરણરૂપ ઉપાધિ વડે ભોગાદિકના અસંકરની વ્યવસ્થા થઈ જાય છે, તો પછી તે વ્યવસ્થા ખાતર આત્માનું નાનાત્વ માનવું એ વ્યર્થ છે. આત્માના નાનાપણાનો તેમજ પ્રકૃતિની નિત્યતાનો અંગીકાર કરીએ, તો આત્મામા સજાતીય સંબંધ અને વિજાતીય સંબધની પ્રાપ્તિ થાય, આથી કરી નાના (અનેક) આત્માની અસંગતાનું કથન પણ વ્યાઘાત દોષથી દૂષિત થાય છે. આ પ્રકારે સાંખ્યમત વિચારસહ નહિ હોવાથી સર્વથા અસંગત છે. શ્રીમદ્ શંકરાચાર્યે આ મતનું ખંડન સુંદર યુક્તિઓ વડે બ્રહ્મસૂત્રમાં આપેલું છે.

## આત્મસ્વરૂપના વિવેચનમાં ઈશ્વરના સ્વરૂપ વિષે વિવાદ

### અંતર્યામીથી માંડીને વિરાટ પર્યંત ઈશ્વરના સ્વરૂપ વિષે વિવાદ

એ પ્રમાણે જીવના સંબંધમાં વાદીઓની વિપ્રતિપત્તિ (એકબીજાથી વિરુદ્ધ મત) દર્શાવીને હવે ઈશ્વરવિષયક તેવી વિપ્રતિપત્તિ દર્શાવવા માટે પ્રથમ ઈશ્વરના સ્વરૂપનું સ્થાપન કરી દેખાડે છેઃ

**चित्संनिधौ प्रवृत्तायाः प्रकृतेर्हि नियामकम् ।**
**ईश्वरं ब्रुवते योगाः स जीवेभ्यः परः श्रुतः ॥१०२**

યોગમતને અનુસરનારાઓ ચૈતન્યની સન્નિધિમાં પ્રવૃત્ત થતી જે પ્રકૃતિ છે, તેનો નિયામક અર્થાત્ તે પ્રકૃતિને નિયમમા રાખી પ્રેરનાર જે પુરુષવિશેષ છે, તેને ઈશ્વર કહે છે. આ ઉપરથી પ્રકૃતિ તથા પુરુષથી ભિન્ન ઈશ્વરની કલ્પના અપ્રમાણ નથી એમ સૂચવે છે.

તે ઈશ્વરના સદ્ભાવની પ્રતિપાદક શ્વેતાશ્વતરોપનિષદની શ્રુતિ (શ્વે. ૬-૪-૧૦) અક્ષરશઃ કહી બતાવે છેઃ

**प्रधानक्षेत्रज्ञपतिर्गुणेश इति हि श्रुतिः ।**
**आरण्यके संभ्रमेण ह्यंतर्याम्युपपादितः ॥ १०३ ॥**

ત્રણ ગુણના સમાનપણાવાળી અવસ્થારૂપ પ્રધાન અને શરીરાદિરૂપ ક્ષેત્રને જાણનારો જીવાત્મા એ બેના સ્વામી તથા સત્ત્વાદિ ત્રણ ગુણના નિયંતા એવા ઈશ્વર છે એવી શ્વેતાશ્વતર ઉપનિષદની શ્રુતિ છે, તેમ જ બૃહદારણ્યક (૩-૭-૨) ઉપનિષદમાં અંતર્યામીરૂપ ઈશ્વરનું આદરપૂર્વક પ્રતિપાદન કરેલું છે.

હવે એ ઈશ્વરને અનુલક્ષીને વાદીઓની જે વિપ્રતિપત્તિ છે તેને જણાવે છેઃ

**अत्रापि कलहायंते वादिनः स्वस्वयुक्तिभिः ।**
**वाक्यान्यपि यथाप्रज्ञं दार्ढ्यायोदाहरन्ति हि ॥१०४**

આ ઈશ્વરને વિષે પણ વાદીઓ પોતપોતાની યુક્તિઓ વડે પરસ્પર કલહ (વાદ) કર્યા કરે છે અને પોતપોતાના પક્ષની દૃઢતા કરવા માટે પોતાની બુદ્ધિ અનુસાર વાક્યો પણ પ્રમાણ તરીકે ઉદાહરણ કરે છે–દર્શાવે છે.

અહીં પતંજલિ ભગવાનનું કહેલું ઈશ્વરસ્વરૂપનું પ્રતિપાદક 'क्लेश[48]कर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वर (યો. સૂ. ૧-૨૪)' એ સૂત્ર છે તેને અર્થતઃ કહે છે એટલે એ સૂત્રનો અર્થ બીજા શબ્દોમા કહી દેખાડે છેઃ

**क्लेशकर्मविपाकैस्तदाशयैरप्यसंयुतः ।**
**पुंविशेषो भवेदीशो जीववत् सोऽप्यसंगचित् ॥१०५**

ક્લેશ, કર્મ, વિપાક અને તેના આશય (સંસ્કાર), એ સર્વથી પણ અસંયુક્ત જે પુરુષ વિશેષ છે તે ઈશ્વર; અને તે ઈશ્વર પણ જીવની પેઠે અસંગ[49] ચેતન છે.

૪૮. ક્લેશના પાચ પ્રકાર–અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ અવિદ્યા ચાર પ્રકારની છે. અશુચિમા શુચિબુદ્ધિ, અનિત્યમા નિત્યબુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ અને અનાત્મામાં આત્મબુદ્ધિ. અસ્મિતા એટલે સૂક્ષ્મ અહંકાર રાગ=આસક્તિ. દ્વેષ=પ્રતિકૂળતાથી ઉત્પન્ન થતી જ્વલન વૃત્તિ અભિનિવેશ=મરણના ભયથી ઉત્પન્ન થતી શરીરની રક્ષાની વૃત્તિ. કર્મના ત્રણ પ્રકાર=શુભ અશુભ અને મિશ્ર. વિપાક=તે તે કર્મના ફળ ભોગ આપવાને પરિપક્વ થાય તે. આશય=તેઓના સંસ્કાર. આ સર્વની સૂક્ષ્મ વિગતો પાતંજલયોગસૂત્રમાં આપેલી છે.

૪૯. જેમ સાંખ્યમતમા અસંગ, સ્વપ્રકાશ, કૂટસ્થ અને ચેતનરૂપ જીવ માને છે, તેમ યોગમતમા પણ તેવો જ જીવ માને છે, પણ તે જીવ માત્ર ભોક્તા છે, કર્તા નહિ અને બુદ્ધિના ધર્મ જે સુખદુઃખાદિક, તેણે કરી બુદ્ધિની સાથે પોતાના અવિવેકે કરી ઉપલક્ષિત અનુ-

ભવસ્વરૂપ ભોક્તાપણું તે જીવને છે અને કર્તાપણું તો બુદ્ધિને છે જ, એ બુદ્ધિના અવિવેકથી આત્માને વિષે કર્તાપણાનો વ્યવહાર થાય છે. તે ભોક્તા આત્માનો સંપ્રજ્ઞાત (સવિકલ્પ) તથા અસંપ્રજ્ઞાત (નિર્વિકલ્પ) સમાધિના પરિપાક પર્યંત બુદ્ધિના વિવેકરૂપ જ્ઞાન વડે અવિવેક નિવૃત્તિ દ્વારા દુ ખનો અત્યંત ઉચ્છેદ થાય, એને જ યોગમતમા મોક્ષ કહે છે અને નિરીશ્વર સાખ્ય-મતમાં ઈશ્વરનો અગીકાર નથી અને યોગમતમા ઈશ્વર-નો અંગીકાર છે અને તે ઈશ્વર પણ જીવની પેઠે અસગ ચૈતન્યરૂપ છે એમ તેઓ માને છે

જો ઈશ્વર અસગ ચિદ્રૂપ છે, તો તેને વિષે નિયંતાપણુ કેમ ઘટી શકશે? એટલે જે અસંગ છે તે નિયામક કેમ હોઈ શકે? આ શકાના સમાધાન સાથે ઈશ્વરનું નિયંતા-પણું અગીકાર ન કરવામા દોષ આવે છે તે પણ કહે છે

**तथापि पुंविशेषत्वाद्घटतेऽस्य नियंतृता ।**
**अव्यवस्थौ बंधमोक्षावापतेतामिहान्यथा ॥१०६॥**

તથાપિ એટલે પૂર્વોક્ત લક્ષણલક્ષિત ઈશ્વર જીવની પેઠે અસગ છે તોપણ પુરુષવિશેષ હોવાથી એ ઈશ્વરનુ નિયતાપણું ઘટી શકે છે. અન્યથા એટલે જો જગતનો કોઈ નિયંતા ન માનીએ, તો અહી જગતને વિષે બંધ તથા મોક્ષ બન્ને વ્યવસ્થા વિનાના[૫૦] (નિયમ વગરના) થઈ પડે છે.

૫૦. આ જગતનો કોઈ નિયંતા ન હોય, તો રાજા વિના પ્રજાની જે દશા થાય, એટલે શુભ કર્મ કરનારને ઉત્તમ પદવીની પ્રાપ્તિ તથા અશુભ કર્મ કરનારને બંધ-નાદિક દડ આપનાર કોઈ રહે નહિ, તેમજ 'આ જીવને સસાર થાય' અને 'આ જીવનો મોક્ષ થાય' એવી રીતની વ્યવસ્થા (મર્યાદા) કરવાવાળો કોઈ રહે નહિ તેથી બધમોક્ષાદિક સઘળું અવ્યવસ્થિત થઈ પડશે, માટે નિયામક (ઈશ્વર) અવશ્ય અગીકાર કરવો જોઈએ એવો યોગમતનો આશય છે

અસગ જે ઈશ્વર છે તેનુ નિયંતાપણુ કેવળ કહેવા-માત્રનુ નથી, પણ શ્રુતિરૂપ પ્રમાણથી પણ સિદ્ધ છે એમ કહે છે:

**भीषाऽस्मादित्येवमादावसंगस्य परात्मनः ।**
**श्रुतं तद्युक्तमप्यस्य क्लेशकर्माद्यसंगमात् ॥१०७॥**

શ્રુતિઓ[૫૧]ને વિષે અસગ પરમાત્માનુ નિયંતા-પણુ સાભળીએ છીએ. આ નિયંતાપણું કઈ શ્રુતિમાં કહેલુ છે એટલા જ ઉપરથી માની બેસીએ છીએ એમ નથી; પણ એ પરમાત્માને વિષે ક્લેશ કર્માદિક જીવધર્મના સંબંધનો અભાવ છે, તેથી તેને નિયંતાપણું યુક્ત છે, અર્થાત્ જીવધર્મ ક્લેશાદિક તેમા છે નહિ, તેથી તેનુ નિયંતાપણું યુક્તિસિદ્ધ પણ છે.

૫૧. શ્રુતિઓમાં ઈશ્વરનું નિયંતાપણું આ રીતે વર્ણ-વેલુ છે:

'भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः ।
भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः ॥
(તૈ–૨–૮, નૃ–પૂ–તા–૨–૪)

તે અંતર્યામી ઈશ્વરના ભયથી વાયુ વાય છે, તેના ભયથી સૂર્ય ઊગે છે, તેના ભયથી અગ્નિ, ઇંદ્ર અને પાચમો મૃત્યુ પોતાનુ કામ કરે છે.'

ઈશ્વરની પેઠે જીવો પણ અસંગ, ચિદ્રૂપ અને ક્લેશાદિ-રહિત છે, તો પછી ઈશ્વરમા વિશેષ ભેદ શો રહ્યો? એવી શંકા કરી તેના સમાધાનમા જીવ જો કે સ્વરૂપે કરી ક્લેશાદિ-રહિત છે, તોપણ તે જીવના બુદ્ધિની સાથે વિવેક(ભેદ)ના અગ્રહણને લીધે, અર્થાત્ બુદ્ધિની સાથે તે જીવ જ્યારે તાદા-ત્મ્ય (અધ્યાસ) પામે છે, ત્યારે તે જીવમા ક્લેશાદિક પ્રતીત થાય છે, એમ જે પૂર્વ ૧૦૦મા શ્લોકમા કહ્યુ તેનું 'પૂર્વે કહ્યુ' એમ કહી સ્મરણ કરાવે છે:

**जीवानामप्यसंगत्वात्क्लेशादिर्न ह्यथापि च ।**
**विवेकाग्रहतः क्लेशकर्मादि प्रागुदीरितम् ॥१०८॥**

યદ્યપિ જીવોને પણ અસગ ચિદ્રૂપ હોવાથી ક્લેશાદિક છે નહિ; તથાપિ વિવેકના અગ્રહણથી, એટલે બુદ્ધિ સાથેના તેના તાદાત્મ્યાધ્યાસથી ક્લેશ કર્માદિક પ્રતીત થાય છે, એમ પૂર્વે આ જ પ્રક-રણના ૧૦૦મા શ્લોકમા કહેવામાં આવી ગયું છે.

તાર્કિક (નૈયાયિક) લોકો તો અસગ ઈશ્વરનું નિયામકપણું સહન ન કરી શક્યા, તેથી જીવની ઈશ્વર કરતા વિલક્ષણતા સિદ્ધ કરવા માટે ઈશ્વરના જ્ઞાનાદિક ત્રણ ગુણો નિત્ય છે. એમ અંગીકાર કરી નિર્વાહ કરે છે એમ કહે છે:

**नित्यज्ञानप्रयत्नेच्छा गुणानीशस्य मन्वते ।**
**असंगस्य नियंतृत्वमयुक्तमिति तार्किकाः ॥१०९॥**

તાર્કિક (તર્ક વડે કરી પદાર્થની સિદ્ધિ માન-નારા) નૈયાયિક લોકો તો ઈશ્વરના જ્ઞાન, પ્રયત્ન (કૃતિ) અને ઇચ્છારૂપ જે ત્રણ ગુણો છે, તેને નિત્ય માને છે અને અસંગનું નિયતાપણું અયુક્ત છે, એમ કહે છે.

ઇચ્છાદિક ગુણવાળા તે ઈશ્વરની જીવથી વિલક્ષણતા કેમ થાય? એવી આશંકા કરી એ ઈશ્વરના ઇચ્છાદિક ગુણો નિત્ય

છે અને જીવના અનિત્ય છે, આથી કરીને જીવ તથા ઈશ્વરનું વિલક્ષણપણું છે એમ કહે છે:

**पुंविशेषत्वमप्यस्य गुणैरेव न चान्यथा ।**
**सत्यकामः सत्यसंकल्प इत्यादि श्रुतिर्जगौ ॥११०॥**

ઈશ્વરનું જે પુરુષ વિશેષપણું (વિલક્ષણ પુરુષપણું) છે તે પણ નિત્યજ્ઞાનાદિક ગુણો વડે કરીને જ છે, અન્યથા નહિ; કારણ કે તે ઈશ્વર 'સત્યકામ–નિત્ય ઈચ્છાવાળા છે' અને 'સત્યસંકલ્પ–આલોચનાત્મક નિત્યજ્ઞાનવાળા છે,' ઈત્યાદિક શ્રુતિમાં ઈશ્વરના ગુણોની નિત્યતા સ્પષ્ટ કહેલી છે.

ઉપર કહેલા નૈયાયિક મતમાં પણ દોષ આવે છે; તેથી હિરણ્યગર્ભના ઉપાસકોનો પક્ષ કહી બતાવે છે:

**नित्यज्ञानादिमत्त्वेऽस्य सृष्टिरेव सदा भवेत् ।**
**हिरण्यगर्भ ईशोऽतो लिंगदेहेन संयुतः ॥ १११ ॥**

એ ઈશ્વર નિત્યજ્ઞાન, નિત્યઈચ્છા અને નિત્યપ્રયત્નવાળો છે, તેથી સદાકાળ (નિરંતર) જગતની સૃષ્ટિ (ઉત્પત્તિ)[૫૨] થયા કરે; (અને તે પ્રત્યક્ષાદિ વિરુદ્ધ છે.) માટે હિરણ્યગર્ભને ઈશ્વર માનવો, કે જે હિરણ્યગર્ભ લિંગદેહે કરી સંયુક્ત છે; અર્થાત્ માયારૂપ ઉપાધિએ કરી યુક્ત પરમાત્મા જ લિંગશરીરની સમષ્ટિના અભિમાને કરી હિરણ્યગર્ભ કહેવાય છે.

૫૨. ઈશ્વરના જ્ઞાનાદિક ગુણો નિત્ય કહીએ તો શ્રુતિમા સૃષ્ટિના આરંભકાળમાં ઈશ્વરના જ્ઞાનાદિકની ઉત્પત્તિ કહી છે તેને વિરોધ આવે છે; એટલું જ નહિ પણ શ્રુતિપ્રતિપાદિત અદ્વૈતસિદ્ધાંતને પણ વિરોધ આવે છે અને 'સત્યકામ' 'સત્યસંકલ્પ' ઇત્યાદિ શ્રુતિમાં સત્ય પદ યથાર્થ અથવા પ્રલય પર્યંત સ્થાયી એવા અર્થનું વાચક છે, નિત્યતાનું બોધક નથી; તેથી નૈયાયિકોનો મત તદ્દન અસંગત છે.

એ હિરણ્યગર્ભની ઈશ્વરતા માનવામાં શું પ્રમાણ છે? તેના ઉત્તરમા જણાવે છે:

**उद्गीथब्राह्मणे तस्य माहात्म्यमतिविस्तृतम् ।**
**लिंगसत्त्वेऽपि जीवत्वं नास्य कर्माद्यभावतः ॥११२**

ઉદ્‌ગીથબ્રાહ્મણ (છાંદોગ્યોપનિષદના પ્રથમ પ્રપાઠક)ને વિષે તે હિરણ્યગર્ભનો મહિમા અતિવિસ્તારથી વર્ણવેલો છે. એ હિરણ્યગર્ભને લિંગશરીરનો સદ્‌ભાવ છે એટલે લિંગશરીરોની સાથે હિરણ્યગર્ભનો સંબંધ છે, તોપણ તેને જીવભાવની પ્રાપ્તિ થતી નથી; કારણ કે જીવત્વાપાદક જે કામકર્માદિક છે તે આ હિરણ્યગર્ભને વિષે છે નહિ, તેથી તેને જીવપ્રાપ્તિ થતી નથી.

અહી વિરાટના ઉપાસકો કહે છે કે, સ્થૂળશરીરને છોડીને કેવળ લિંગશરીર પ્રતીયમાન થતું નથી, તેથી સ્થૂળશરીરની સમષ્ટિનો અભિમાની જે વિરાટ તે જ ઈશ્વર છે. તે કહી બતાવે છે:

**स्थूलदेहं विना लिंगदेहो न क्वापि दृश्यते ।**
**वैराजो देह ईशोऽतः सर्वतो मस्तकादिमान् ॥११३**

સ્થૂલદેહ વિના કયાય પણ લિંગદેહ દેખવામાં આવતો નથી, તેથી સર્વતઃ મસ્તકાદિ અંગવાળો વિરાટપુરુષનો જે દેહ છે તે જ ઈશ્વર છે.

એ વિરાટ ઈશ્વરના સદ્‌ભાવમા શ્રુતિનું પ્રમાણ કહી બતાવે છે:

**सहस्रशीर्षेत्येवं विश्वतश्चक्षुरित्यपि ।**
**श्रुतमित्याहुरनिशं विश्वरूपस्य चिंतकाः ॥११४॥**

'સહસ્રશીર્ષા' એટલે હજારો મસ્તકવાળો, તથા 'વિશ્વતશ્ચક્ષુઃ' એટલે ચારે કોરથી ચક્ષુવાળો, એવાં પણ શ્રુતિવાકયો સાંભળીએ છીએ એવી રીતે નિરંતર વિશ્વરૂપ(વિરાટ)ના ચિંતક (ઉપાસક) જે લોકો છે, તે કહે છે.

### બ્રહ્માથી માંડીને સ્થાવર પર્યંત ઈશ્વર માનવામા વિવાદ

એ વિરાટ સ્વરૂપના ઉપાસકોનો જે મત કહ્યો, તેમા પણ દોષ દેખાય છે, તેથી કેટલાએક અન્ય બ્રહ્માદિક દેવતાઓનો આશ્રય કરે છે એટલે તેને જ ઈશ્વર માને છે, એમ કહે છે:

**सर्वतः पाणिपादत्वे कृम्यादेरपि चेशता ।**
**ततश्चतुर्मुखो देव एवेशो नेतरः पुमान् ॥११५॥**

સર્વતઃ હસ્તપાદાદિકવાળો જો ઈશ્વર હોય તો કૃમિ (કીડા) વગેરેને પણ ઇશ્વરતા પ્રાપ્ત થઈ જશે, માટે ચતુર્મુખ દેવ (બ્રહ્મા) જ ઈશ્વર છે. ઇતર પુરુષ કોઈ ઈશ્વર છે નહિ; કેમકે અન્ય પુરુષોના કરતાં બ્રહ્માને વિષે ચતુર્મુખત્વ વગેરે વૈલક્ષણ્ય છે. તેથી તેની જીવવિલક્ષણતા પણ સ્પષ્ટ છે માટે તે જ ઈશ્વર છે; એવો અભિપ્રાય છે.

બ્રહ્મા જ ઈશ્વર છે એમ કોણ કહે છે? ત્યા કહે છે.

**पुत्रार्थं तमुपासीना एवमाहुः प्रजापतिः ।**
**प्रजा असृजतेत्यादिश्रुतिं चोदाहरंत्यमी ॥११६॥**

પુત્રને વાસ્તે તે બ્રહ્મદેવની જે ઉપાસના કરે

છે અને 'प्रजापतिः प्रजा असृजत। પ્રજાપતિ બ્રહ્માએ પ્રજાને સરજી' ઇત્યાદિક શ્રુતિઓને એ પુત્રાર્થી પુરુષો ઉદાહરણ કરે છે અર્થાત્ 'બ્રહ્મા ઈશ્વર છે' એ વિષયમાં આ શ્રુતિઓને પ્રમાણ તરીકે દર્શાવે છે.

ભગવાનના ભક્તોનો મત કહે છે:

**विष्णोर्नाभेः समुद्भूतो वेधा कमलजस्ततः।**
**विष्णुरेवेश इत्याहुर्लोके भागवता जनाः ॥११७॥**

કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા વિષ્ણુની નાભિથી ઉદ્ભવ્યા, અર્થાત્ વિષ્ણુની નાભિથી નીકળેલા કમળમાંથી ઉત્પન્ન થયા, માટે બ્રહ્માના પણ ઉત્પાદકભૂત જે વિષ્ણુ એ જ ઈશ્વર છે. એવી રીતે લોકને વિષે જે ભાગવત (વૈષ્ણવ) કહેવાય છે, તે કહે છે.

શૈવ (શિવભક્ત) જનોનો મત કહી બતાવે છે:

**शिवस्य पादावन्वेष्टुं शार्ङ्गर्यशक्तस्ततः शिवः।**
**ईशो न विष्णुरित्याहुः शैवा आगममानिनः ॥११८॥**

શિવના ચરણને શોધવામા વિષ્ણુ સમર્થ થયા નહિ તેથી શિવ જ શ્રેષ્ઠ ઈશ્વર છે, વિષ્ણુ નહિ, એવી રીતે આગમ(શૈવશાસ્ત્ર)ને માનનારા જે શૈવ છે[૫૩] તે કહે છે.

૫૩ શ્રીમહાશિવપુરાણમા શિવરાત્રવ્રત પ્રસ્તાવમા આખ્યાન છે, તેમા એવુ વૃત્તાંત છે કે, વિષ્ણુ તથા બ્રહ્મા બન્ને શ્રેષ્ટતાની બાબતમા વિવાદ કરતા હતા, તે સમયે એક મહાલિગ પ્રકટ થયુ તેનો ઉપરથી અત લેવા બ્રહ્મા ગયા અને નીચે ચરણનો અત લેવા વિષ્ણુ ગયા, પણ કોઈથી તેનો અંત લાવી શકાયો નહિ, એટલે બન્નેએ ગર્વરહિત થઈને પોતાના બન્નના કરતા શ્રેષ્ઠ જે પરમ શિવ તેની સ્તુતિ કરેલી છે વળી વિષ્ણુ આદિક સર્વે દેવ કહેવાય છે અને શિવ મહાદેવ કહેવાય છે. શ્વેતાશ્વતર શ્રુતિમાં પણ 'विश्वाधिपो रुद्रो महर्षि। સર્વના અધિપતિ રુદ્ર મહર્ષિ છે' એમ સ્પષ્ટ કહેલુ છે ઇત્યાદિક શ્રુતિયુક્તિ વગેરે પ્રમાણોથી શિવ એ જ ઈશ્વર છે, અન્ય નહિ એમ કહે છે

ગણપતિના ઉપાસકો તે ગણપતિને જ ઈશ્વર કહે છે, તેનો મત કહી દેખાડે છે

**पुरत्रयं साधयितुं विघ्नेशं सोऽप्यपूजयत्।**
**विनायकं प्राहुरीशं गाणपत्यमते रताः ॥११९॥**

તે શિવજીએ પણ ત્રણ પુરને જીતવા વાસ્તે ગણપતિનું પૂજન કર્યું હતું; તેથી ગણપતિના મતમા રત (આસક્ત) જે જનો છે, તે ગણપતિ વિનાયકને ઈશ્વર કહે છે.

આ ૧૦૨મા શ્લોકથી ૧૧૯મા શ્લોક પર્યંત ચાલી આવતી યુક્તિઓનો અન્ય મતમા પણ અતિદેશ કરી દેખાડે છે:

**एवमन्ये स्वस्वपक्षाभिमानेनान्यथाऽन्यथा।**
**मंत्रार्थवादकल्पादीनाश्रित्य प्रतिपेदिरे ॥१२०॥**

એ જ પ્રમાણે અન્ય (બીજા) ભૈરવ, મૈરાલ વગેરેના ઉપાસકો પણ અન્યથા (જુદે જુદે પ્રકારે) સમજી બેઠા છે; કેમકે મંત્ર, અર્થવાદ તથા કલ્પ આદિકને વિષે તેઓને તેવાં અવલબન મળે છે, તેથી તે મંત્રાદિકનો આશ્રય કરીને પોતપોતાના મતના અભિમાનથી ભિન્ન ભિન્ન પ્રકારે ઈશ્વરસ્વરૂપનુ[૫૪] વર્ણન કરે છે.

૫૪. મારણ, મોહન, સ્તંભન, ઉચ્ચાટન, વશીકરણ, ઇત્યાદિક જે સિદ્ધિઓ, તેનો હેતુ પોતપોતાના ઇષ્ટદેવ ભૈરવ, મૈરાલાદિકના મત્ર તથા લોકપ્રસિદ્ધ ભૈરવાદિક દેવની સ્તુતિ અથવા અન્ય દેવની નિંદારૂપ અર્થવાદ, અને મત્રતત્રના પ્રતિપાદક કલ્પ એટલે આધુનિક દત્તાત્રેય કલ્પ ઇત્યાદિ નામના કલ્પગ્રંથો, એવાં એવાં પ્રમાણોનો આશ્રય લઈને જુદા જુદા પ્રકારે ઈશ્વરના સ્વરૂપનુ વર્ણન કરે છે.

ભલા એવા મત કેટલા હશે? ત્યા કહે છે:

**अंतर्यामिणमारभ्यस्थावरांतेशवादिनः।**
**संत्यश्वत्थार्कवंशादेः कुलदैवतदर्शनात् ॥१२१॥**

અતર્યામીથી માંડીને સ્થાવર (વૃક્ષ આદિક) પર્યંતને પણ ઈશ્વર કહેનારા (માનનારા) પડ્યા છે. જો કે સ્થાવરની ઈશ્વરતા ક્યાંય કહેલી જોવા-જાણવામાં નથી. તથાપિ લોકમાં પીપળો, આકડો, અને વાંસ આદિક વૃક્ષોમા કુળદેવતાપણું જોવામાં આવે છે. એટલે કે કોઈનો કુળદેવ પીપળો, તો કોઈનો આકડો હોય છે અને કોઈનો ખીજડો તો કોઈનો વાંસ હોય છે, એમ વૃક્ષોમા પણ જોવામા આવે છે. આ ઉપરથી તેવા મત અસંખ્ય છે એમ જણાય છે.

## આત્મતત્ત્વના વિવેચનમાં સર્વ મતથી અવિરુદ્ધ ઈશ્વરનો નિર્ણય

### ઈશ્વરપણાની ઉપાધિભૂત જગતનો ઉપાદાન-કારણરૂપ માયાનું વર્ણન

જ્યારે આગળ વર્ણવ્યા પ્રમાણે મતના અનેક ભેદ થયા, ત્યારે તેમાં કયો મત ગ્રાહ્ય (ગ્રહણ કરવા યોગ્ય) અને કયો મત હેય (ત્યાગ કરવા યોગ્ય) ગણવો ? એવી આશંકા થાય ત્યાં કહે છે :

**तत्त्वनिश्चयकामेन न्यायागमविचारिणाम् ।**
**एकैव प्रतिपत्तिः स्यात्साऽप्यत्र स्फुटमुच्यते ॥१२२**

તત્ત્વ(યથાર્થ ઈશ્વરસ્વરૂપ)નો નિશ્ચય કરવાની ઇચ્છા વડે, ન્યાય (યુક્તિ) તથા આગમ(શાસ્ત્ર)નો વિચાર કરવામા પ્રવીણ પુરુષોનું જ્ઞાન એક જ પ્રકારનુ હોય છે; અર્થાત્ તેવો નિશ્ચયાત્મક નિર્ધાર કંઈ જુદો જુદો થતો નથી, એ તો એકસરખો જ થાય છે; કેમકે તત્ત્વસ્વરૂપ એક જ છે. તે નિર્ણય આ પ્રકરણને વિષે પણ સ્પષ્ટ સમજાય તેવી રીતે કહેવામા આવે છે.

ઉપરના શ્લોકમા કહેલો નિર્ણય દર્શાવવા માટે પ્રથમ મત એને અનુકૂળ શ્વેતાશ્વતરોપનિષદની શ્રુતિ કહી દેખાડે છે:

**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।**
**अस्यावयवभूतस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥१२३॥**

માયાને જ પ્રકૃતિ એટલે જગતની ઉપાદાન શક્તિ જાણવી અને માયી(માયારૂપ ઉપાધિવાળા અંતર્યામી)ને મહેશ્વર (માયાના અધિષ્ઠાતા—નિમિત્તકારણરૂપ) જાણવા એ માયી(માયોપાધિક મહેશ્વર)ના અવયવભૂત અંશરૂપ—ચરાચર સ્થાવર-જંગમાત્મક જીવોએ કરીને તો આ સંપૂર્ણ જગત વ્યાપ્ત છે. અહીં મૂળમાં 'અવયવભૂત' પદ આપેલુ છે, તે એમ અર્થ સૂચવે છે કે, વાસ્તવમાં અવયવ નહિ પણ અવયવ જેવા અર્થાત્ 'अंश इव अंशः' એ ભાષ્યકારના વચનાનુસાર અહીં અર્થ સમજવાનો છે.

એ ૧૨૩મા શ્લોકમાં કહેલી શ્રુતિ અનુસાર જ ઈશ્વર-વિષયક નિર્ણય કરવો યોગ્ય છે એમ કહે છે:

**इति श्रुत्यनुसारेण न्याय्यो निर्णय ईश्वरे ।**
**तथा सत्यविरोधः स्यात्स्थावरांतेशवादिनाम् ॥१२४**

ઉપર કહેલી શ્રુતિ અનુસાર ઈશ્વરવિષયમાં નિર્ણય કરવો વાજબી છે; કારણ કે તેવી રીતે જો માનીએ તો સ્થાવર પર્યંતને ઈશ્વર કહેનારા સર્વેનો અવિરોધ થાય છે. અર્થાત્ અંતર્યામીથી માંડીને સ્થાવર (વૃક્ષાદિક) પર્યંત ઈશ્વર કહેવા-વાળાના મતમાં ઉપર પ્રમાણે ઈશ્વરનો નિર્ધાર કરતાં, એટલે સ્થાવર—જંગમાદિક જગત આખાયને ઈશ્વર-ભાવે અંગીકૃત કરીએ, તો ક્યાંય વિરોધ આવશે નહિ; એવો આશય છે.

એ જગતની પ્રકૃતિભૂત (ઉપાદાન કારણરૂપ) જે માયા છે, તેનું શું સ્વરૂપ છે? એવી આકાંક્ષા થાય, તેના પૂરણાર્થે તે માયાનું નિરૂપણ કરે છે:

**माया चेयं तमोरूपा तापनीये तदीरणात् ।**
**अनुभूतिं तत्र मानं प्रतिजज्ञे श्रुतिः स्वयम् ॥१२५**

આ માયા તમોરૂપા[૫૫] (અજ્ઞાનસ્વરૂપા) છે; કારણ કે તાપનીય ઉપનિષદમાં 'माया च तमोरूपा। (નૃ. ઉ. તા. ૯) માયા તમોરૂપા છે' એમ કહેલું છે, તેથી માયા અજ્ઞાનરૂપા છે એમ નિશ્ચિત થાય છે. આ માયાની તમોરૂપતામા પ્રમાણ તરીકે શ્રુતિએ પોતે જ અનુભવને જણાવેલો છે.

૫૫. વ્યવહારમાં પણ જ્યાં મંત્રતંત્ર, ઔષધિ વગેરેથી કંઈ ચમત્કાર જોવામાં આવે છે, ત્યાં જોનાર પુરુષને અજ્ઞાનથી થતા ક્ષોભને લીધે તે તે આકાર વડે ઇંદ્રજાલાદિનુ દર્શન થાય છે, તેથી તે માયા કહેવાય છે અર્થાત્ માયા અને અજ્ઞાન ન ઘટી શકે તેવા બનાવ ઘટાવે છે, ત્યારે તેને માયા કહીએ છીએ અને બ્રહ્મા-ત્મસ્વરૂપનુ આચ્છાદાન કરે છે તથા જ્ઞાનનું વિરોધી છે તેથી તેને અજ્ઞાન કહીએ છીએ, એટલે માયા અજ્ઞાનથી ભિન્ન નથી.

માયાની તમોરૂપતા સાધવાને પ્રમાણ તરીકે જે અનુ-ભવ પૂર્વ શ્લોકમા કહ્યો, તે અનુભવ કેવા પ્રકારનો છે? એ આકાંક્ષાના પૂરણ અર્થે 'तदेतज्जड मोहात्मक च। તે આ માયાકાર્ય જડ અને મોહાત્મક છે,' એ શ્રુતિ જ અનુભવનું સ્પષ્ટીકરણ કરે છે, એમ કહે છે:

**जडं मोहात्मकं तच्चेत्यनुभावयति श्रुतिः ।**
**आबालगोपं स्पष्टत्वादानंत्यं तस्य साऽब्रवीत् ॥**

તે જડ અને મોહરૂપ માયાનુ કાર્ય છે, એમ શ્રુતિ જ અનુભવ કરાવે છે. વળી તે જડ મોહા-ત્મક માયાકાર્યની અનંતતા પણ તે જ શ્રુતિએ (તૈ. બ્રહ્માનદવલ્લી ૧) કહેલી છે અને તેથી જ 'એ જડ અને મોહરૂપ પ્રકૃતિનું કાર્ય છે' એવો

બાળક તથા ગોપાલ પર્યંત સર્વ લોકોનો અનુભવ સ્પષ્ટ કરે છે.

જડ અને મોહ શબ્દના અર્થ કહી દેખાડે છે:

**अचिदात्मघटादीनां यत्स्वरूपं जडं हि तत् ।**
**यत्र कुंठीभवेद्बुद्धिः स मोह इति लौकिकाः ॥१२७**

અચિદાત્મ (અચેતનરૂપ) ઘટાદિક પદાર્થનું જે સ્વરૂપ છે તે જ જડ છે, તેમ જ જેને વિષે બુદ્ધિ કુંઠિત થઈ જાય છે, એટલે જેને જાણી નહિ શકવાથી પાછી ફરે છે, તે મોહ કહેવાય છે, એવી રીતે લૌકિક (વ્યાવહારિક) જનો માને છે. આનો નિચોડ અર્થ એટલો છે કે, અચેતન છે તે જડ, અને જેમાં બુદ્ધિ કામ ન કરે તે મોહ, એમ સમજવું.

ઉપર ૧૨૬ તથા ૧૨૭મા શ્લોકમાં કહેલા પ્રકારથી સર્વના અનુભવ વડે સિદ્ધ માયાની અનંતતા અને અજ્ઞાનરૂપતા સિદ્ધ થઈ એમ કહે છે:

**इत्थं लौकिकदृष्ट्यैतत्सर्वैरप्यनुभूयते ।**
**युक्तिदृष्ट्या त्वनिर्वाच्यं नासदासीदिति श्रुतेः ॥**

એ પ્રકારે લૌકિક દૃષ્ટિ વડે આ જડ અને મોહલક્ષણ જે માયાની તમોરૂપતા કહી, તે સર્વ જનોએ પણ અનુભવ કરાય છે. (અહીં એવી આશંકા ન કરવી કે, જો માયા સર્વાનુભવસિદ્ધ થઈ તો તેની ઘટાદિકની પેઠે જ્ઞાને કરીને નિવૃત્તિ નહિ ઘટી શકે; કારણ કે) તે માયા યુક્તિથી જોઈએ (વિચારીએ) તો અનિર્વાચ્ય છે, અર્થાત્ સત્પણા વડે અથવા અસત્પણા વડે કહી શકાય એવી નથી. તેથી જ તેને અનિર્વાચ્ય કહી છે. આ માયાની અનિર્વાચ્યતા કંઈ કેવળ વાચનિક (બોલવામાત્ર) છે એમ નથી, પણ 'નાઽસદાસીત્। તે અસત્ હતું નહિ' ઇત્યાદિક શ્રુતિરૂપ પ્રમાણોથી એ માયાનુ અનિર્વાચ્યત્વ સારી રીતે પ્રતિપાદિત છે.

ઉપરના શ્લોકને અંતે કહેલી શ્રુતિનો અભિપ્રાય જેમ સ્પષ્ટ થાય તેમ કહી બતાવે છે:

**नासदासीद्विभातत्वान्नो सदासीच्च बाधनात् ।**
**विद्यादृष्ट्या श्रुतं तुच्छं तस्य नित्यनिवृत्तितः ॥**

તે અસત્ હતું નહિ, કેમકે ભાસમાન હતું તેથી; તેમ જ તે સત્ પણ હતું નહિ, કેમકે 'नेह नानाऽस्ति किंचन। (બૃ. ૪–૪–૧૯) આ એકરસ બ્રહ્મને વિષે નાના (અનેકવિધ) કંઈ જ છે નહિ,' એ શ્રુતિથી અજ્ઞાનનો નિષેધ (બાધ) કહેલો છે. અહીં સત્ તથા અસત્ બન્ને તમઃપ્રકાશવત્ વિરુદ્ધ સ્વભાવવાળાં છે; તેથી માયાની સત્ અસત્ ઉભયરૂપતા તો શ્રુતિએ કહી જ નથી. વિદ્યાદૃષ્ટિ (જ્ઞાનદૃષ્ટિ)થી તો તે અજ્ઞાન તુચ્છ છે એમ શ્રુતિમાં (નૃ. ઉ–તા–૯) સાંભળ્યુ છે. અર્થાત્ જ્ઞાનદૃષ્ટિથી તે અજ્ઞાન સસલાનાં શિંગ જેવું નિઃસ્વરૂપ છે; કારણ કે તે માયારૂપ અજ્ઞાનની નિત્ય નિવૃત્તિ (આત્યંતિક બાધ)[૫૬] થાય છે, તેથી એ માયારૂપ અજ્ઞાન તુચ્છ (નિઃસ્વરૂપ) છે, એમ સિદ્ધ થાય છે.

૫૬. નિવૃત્તિ શબ્દનો આ ઠેકાણે બાધરૂપ અર્થ વિવક્ષિત છે, એ બાધ, વિષયરૂપ બાધ તથા વિષયીરૂપ બાધ એવા ભેદથી બે પ્રકારનો છે. રજ્જુને વિષે સર્પનો જેમ ત્રણે કાળમા વ્યાવહારિક અભાવ છે, તેમ અવિદ્યા તથા તેના કાર્યોનો અધિષ્ઠાનભૂત બ્રહ્મને વિષે ત્રણે કાળમાં જે પારમાર્થિક અભાવ છે તે વિષયરૂપ બાધ છે અને સર્વદા વિદ્યમાન અવિદ્યાદિકનો ઉક્ત પ્રકારના અભાવના નિશ્ચયરૂપ જે બાધ, તે વિષયીરૂપ બાધ છે. જેનો પ્રકાશ થાય તે વિષયરૂપ અને જે પ્રકાશ કરે તે વિષયીરૂપ કહેવાય. 'अहं ब्रह्माऽस्मि' એવા નિશ્ચયરૂપ તત્ત્વજ્ઞાનના ઉત્તર ક્ષણમાં થનારી 'મારે વિષે અવિદ્યા, કે તેના કાર્યભૂત પ્રપંચ, કશું ત્રણે કાળમાં છે નહિ' એવા આકારવાળી વૃત્તિરૂપ જે બાધ, એ પૂર્વસિદ્ધ અવિદ્યાદિકના અભાવનો પ્રકાશ કરે છે, તેથી તે વૃત્તિ-વિષયરૂપ બાધ કહેવાય છે અને વિષયરૂપ બાધ વિના કેવળ તેના નિશ્ચયાત્મક વિષયરૂપ બાધનો જ અંગીકાર કરીએ, તો અન્યને વિષે અન્યની બુદ્ધિ થવાથી તે નિશ્ચય પણ ભ્રમરૂપ થઈ પડે, માટે વિષયરૂપ બાધ અવશ્ય અંગીકાર કરવો જોઈએ. તે માટે અહી नित्यनिवृत्ति શબ્દે કરી વિષયરૂપ બાધનું જ ગ્રહણ કરવાનું છે.

નિરૂપણ કરેલા અર્થને સમાપ્ત કરે છે

**तुच्छाऽनिर्वचनीया च वास्तवी चेत्यसौ त्रिधा ।**
**ज्ञेया माया त्रिभिर्बोधैः श्रौतयौक्तिकलौकिकैः ॥**

એ માયા શ્રૌત, યૌક્તિક તથા લૌકિક એ ત્રણ પ્રકારના બોધ વડે ક્રમે કરી તુચ્છા, અનિર્વચનીયા અને વાસ્તવી; એવા ભેદથી ત્રણ પ્રકારની છે. અથવા શ્રુતિજન્ય બોધે કરી તુચ્છા, એટલે ત્રણે કાળમાં અસત્ (નિઃસ્વરૂપા) છે; યુક્તિજન્ય બોધે કરી અનિર્વચનીયા એટલે સત્ અને

અસત્ બન્નેથી વિલક્ષણ (મિથ્યા) છે; અને લૌકિક (લોક–વ્યવહાર પ્રસિદ્ધ) બોધે કરી વાસ્તવી (સત્ય) છે. એ પ્રમાણે માયા ત્રિધા (ત્રણ પ્રકારની) સમજવી.

'अस्य सत्त्वमसत्त्वं च दर्शयति। (નૃ. ઉ. તા. ૯) આ જગતના સદ્ભાવ તથા અસદ્ભાવને માયા દેખાડે છે' આ શ્રુતિના અર્થરૂપે માયાનું કૃત્ય કહે છે:

**अस्य सत्त्वमसत्त्वं च जगतो दर्शयत्यसौ ।**
**प्रसारणाच्च संकोचात् यथा चित्रपटस्तथा ॥१३१**

એ માયા આ જગતના સદ્ભાવ તથા અસદ્ભાવ, દર્શન–અદર્શન, ઉત્પત્તિ–પ્રલય, આવિર્ભાવ તિરોભાવ ઇત્યાદિકને દર્શાવે છે. જેમ ચિત્રપટ પ્રસારણથી તથા સંકોચનથી ક્રમે કરી તેમાં રહેલ ચિત્રના સદ્ભાવ અને અસદ્ભાવનું દેખાડનાર છે; તેમ માયા પણ આ જગતના સત્ત્વ–અસત્ત્વ બન્નેને દર્શાવી શકે છે, એવો અભિપ્રાય છે.

'स्वतन्त्राऽस्वतन्त्रत्वेन। (નૃ. ઉ તા. ૯) સ્વતંત્ર તથા અસ્વતંત્ર ભાવે કરી માયા વર્તે છે' આ શ્રુતિમાં માયાનુ સ્વાતંત્ર્ય તથા અસ્વાતંત્ર્ય કહેલુ છે, તેમા યુક્તિ કહે છે:

**अस्वतंत्रा हि माया स्यादप्रतीतेर्विना चितिम् ।**
**स्वतंत्राऽपि तथैव स्यादसंगस्यान्यथाकृतेः ॥१३२**

માયા, ચિતિ (ચેતન) વિના તેની અપ્રતીતિ છે તેથી અસ્વતંત્ર છે, તેમ જ અસંગ આત્માને અન્યથા કરવાથી સ્વતંત્ર પણ છે. અર્થાત્ એ માયા પોતાના ભાસક (પ્રકાશક) ચૈતન્યને છોડીને પ્રકાશતી નથી તેથી પરાધીન છે અને અસંગ (માયાસંબંધરહિત) જે આત્મા તેને અન્યથા એટલે જુદા જ પ્રકારનો કરી નાખે છે, તેથી તે માયા સ્વતંત્ર પણ કહેવાય છે.

ઉપરના શ્લોકમા કહેલું માયા વડે આત્માનું જે અન્યથા-કરણ, તેને સ્પષ્ટ કરી દેખાડે છે:

**कूटस्थासंगमात्मानं जगत्त्वेन करोति सा ।**
**चिदाभासस्वरूपेण जीवेशावपि निर्ममे ॥१३३॥**

તે માયા કૂટસ્થ (નિર્વિકાર) અને અસંગ જે આત્મા છે તેને જગતપણે કરે છે એટલે અહંકારાદિ પ્રપંચરૂપે દર્શાવે છે. તે સાથે ચિદાભાસરૂપે કરી જીવ અને ઇશ્વરને પણ તે માયા રચે છે; કારણ કે 'जीवेशावाभासेन करोति माया। (નૃ. ઉ. તા. ૮) જીવ તથા ઈશને આભાસ વડે કરી એ માયા કરે છે.' આ શ્રુતિમાં જીવ–ઈશ્વરનો વિભાગ માયા કરે છે; એમ સ્પષ્ટ કહેલુ છે.

આત્માના અન્યથાકરણમા તે આત્માનું જે કૂટસ્થપણું (નિર્વિકારપણું) છે તેની હાનિ થશે, એવી આશંકા થાય તેના નિવારણાર્થે કહે છે:

**कूटस्थमनुपद्रुत्य करोति जगदादिकम् ।**
**दुर्घटैकविधायिन्यां मायायां का चमत्कृतिः ॥**

એ માયા કૂટસ્થને કંઈ પણ ઉપદ્રવ કર્યા વગર જ જગત આદિકનુ નિર્માણ કરે છે. (કૂટસ્થપણાનો નાશ કર્યા વગર જગતાદિક જીવભાવ તથા ઈશ્વરભાવ બતાવવારૂપ) દુર્ઘટ કાર્યની જ મુખ્ય કરવાવાળી માયામાં શી ચમત્કૃતિ? એમાં કંઈ પણ આશ્ચર્ય પામવા જેવું નથી, કેમકે જો માયા દુર્ઘટ કાર્યોનુ સંપાદન કરે નહિ, તો પછી તેના માયાપણાનો જ ભંગ થાય.

એ માયાનો દુર્ઘટકારીપણારૂપ સ્વભાવ છે, એમ દૃષ્ટાંતો-પન્યાસપૂર્વક સમજાવે છે:

**द्रवत्वमुदके वह्नावौष्ण्यं काठिन्यमश्मनि ।**
**मायाया दुर्घटत्वं च स्वतः सिध्यति नान्यतः ॥१३५**

જળમા જેમ પ્રવાહીપણું છે; જેમ અગ્નિમાં ઉષ્ણતા છે અને પાષાણને વિષે જેમ કઠિનતા છે; એ બધાં જેમ સ્વતઃસિદ્ધ (સ્વાભાવિક) છે, કંઈ અન્યથી નથી, તેમ જ માયાને વિષે દુર્ઘટપણું, એટલે ન ઘટી શકે તેવા ભાવનું જે ઘટાવનારપણું છે તે પણ સ્વતઃસિદ્ધ (સ્વાભાવિક) જ છે. કંઈ અન્યથી એટલે ઈતર નિમિત્તાદિકથી થયેલુ નથી.

'માયાનું દુર્ઘટાકારીપણું આશ્ચર્યકારક નથી,' એમ ઉપરના ૧૩૪મા શ્લોકમા કહ્યું, તે સંભવે નહિ; કારણ કે લોકમાં માયાને ચમત્કારની હેતુતા સુપ્રસિદ્ધ છે; આવી આશંકા થાય, તો તેનું સમાધાન કહે છે:

**न वेत्ति लोको यावत्तां साक्षात्तावच्चमत्कृतिम् ।**
**धत्ते मनसि पश्चात्तु मायैवेत्युपशाम्यति ॥१३६॥**

લોક જ્યાં સુધી તે માયાના પ્રેરક (પ્રયોજક કર્તા)ને સાક્ષાત્ જાણે નહિ, ત્યાં સુધી મનમાં ચમત્કાર (આશ્ચર્ય)ને ધારણ કરે છે; પણ પાછળથી જ્યારે તે માયાના કરનાર માયાવીનું જ્ઞાન થાય કે તુરત 'આ તો માયા (ઇંદ્રજાળ) જેવુ છે' એમ જાણવાની સાથે જ ઉપશમને પામે છે અથવા આશ્ચર્યની નિવૃત્તિ થઈ જાય છે.

અવિકારી ચેતનમા વિકાર ઉપજાવ્યા વિના તેમા માયા જગત, જીવ અને ઈશ્વરની પ્રતીતિ કેવી રીતે કરાવી શકે છે? એવી શંકા થાય તો તેના સમાધાનમા કહે છે:

**प्रसरंति हि चोद्यानि जगद्वस्तुत्ववादिषु ।**
**न चोदनीयं मायायां तस्याश्चोद्यैकरूपतः ॥१३७**

સંસારનું સત્યપણું કહેનારા નૈયાયિક, વૈશેષિક, સાંખ્યવાદી અને યોગીઓ પ્રતિ આવા પ્રશ્નો પૂછવા ઉચિત જણાય છે. અમે બ્રહ્મને આશરે રહેલી માયાનો સ્વીકાર કરનારા છીએ, તેમના પ્રતિ આવા પ્રશ્નો પૂછવા ઉચિત નથી. કેમકે માયા પોતે જ એક પ્રશ્નરૂપ છે, તેથી માયામાં આવો પ્રશ્ન કરવો યોગ્ય ગણાતો નથી.

માયાવાદી પ્રત્યે પ્રશ્ન કરવામા અતિપ્રસંગ (મર્યાદાનું ઉલ્લંઘન) કહી દેખાડે છે:

**चोद्येऽपि यदि चोद्यं स्यात्त्वच्चोद्ये चोद्यते मया ।**
**परिहार्यं ततश्चोद्यं न पुनः प्रतिचोद्यताम् ॥१३८**

પ્રશ્નરૂપ માયાને વિષે પણ જ્યારે પ્રશ્ન થાય, ત્યારે તો તમારા પ્રશ્નને વિષે હું પ્રશ્ન કરીશ; પણ એમ કરવાથી કંઈ તત્ત્વનિર્ણય થાય નહિ, તેથી પ્રશ્ન જે હોય તેનો પરિહાર (ખુલાસો) કરવો જોઈએ, પણ કંઈ ફરીને પ્રશ્ન સામે પ્રશ્ન કરવો એ તો સર્વથા યોગ્ય નથી.

ઉપરના ૧૩૮મા શ્લોકમા જે અર્થ કહ્યો, તેનું જ જરા વિસ્તારથી વિવેચન કરાય છે

**विस्मयैकशरीराया मायायाश्चोद्यरूपतः ।**
**अन्वेष्यः परिहारोऽस्या बुद्धिमद्भिः प्रयत्नतः ॥**

માયા આશ્ચર્યકારક સ્વરૂપવાળી છે. તે પોતે જ એક પ્રશ્નરૂપ છે, તેથી એ માયારૂપ જે શંકા છે તેનો પરિહાર(નિવૃત્તિ)નો ઉપાય બુદ્ધિમાન પુરુષોએ પ્રયત્નથી ખોળવા યોગ્ય છે.

પ્રથમ માયાત્વનો નિશ્ચય થાય ત્યાર પછી તે માયાનો પરિહાર(નિવૃત્તિ)નો ઉપાય શોધવો ઉચિત છે, પણ તે માયાત્વનો નિશ્ચય જ હજુ લગી સિદ્ધ થયો નથી, એમ વાદી મૂળમા શંકા કરે છે

**मायात्वमेव निश्चेयमिति चेत्तर्हि निश्चिनु ।**
**लोकप्रसिद्धमायाया लक्षणं यत्तदीक्ष्यताम् ॥१४०**

માયાપણાનો જ પ્રથમ નિશ્ચય કરવો યોગ્ય છે, એમ જો કહેતા હો તો ભલે, નિશ્ચય કરો. અહીં એવો આશય છે કે માયાનું લક્ષણ છે તે ઉપરથી માયાત્વનો નિશ્ચય કરી લ્યો અને એ લક્ષણ શું ? એમ જો આકાંક્ષા થાય તો ત્યાં કહે છે કે ઇંદ્રજાલાદિરૂપ (મદારીની માયારૂપ) માયાનું જે લક્ષણ છે તે આ માયાને વિષે પણ જોઈ લ્યો; અર્થાત્ એ લક્ષણ અહીં પણ સમજી તેની યોજના કરી લ્યો એવો આશય છે.

હવે એ ઉપર કહેલી લોકપ્રસિદ્ધ જે માયા તેનું શું લક્ષણ છે? એવી આકાંક્ષા થાય ત્યા કહે છે:

**न निरूपयितुं शक्या विस्पष्टं भासते च या ।**
**सा मायेतींद्रजालादौ लोकाः संप्रतिपेदिरे ॥१४१**

જે નિરૂપણ કરવાને શક્ય નથી અને વિસ્પષ્ટ રીતે ભાસે છે તે માયા; એમ ઇંદ્રજાલાદિકને વિષે લોકોએ એકમતે માનેલું છે.

દષ્ટાંતભૂત ઇંદ્રજાલાદિક માયામાં સિદ્ધ જે લક્ષણ છે, તેને સિદ્ધાંત(પ્રકૃત માયા)ને વિષે જોડી દેખાડે છે, તે લક્ષણની આ માયામા યોજના કરી દેખાડે છે:

**स्पष्टं भाति जगच्चेदमशक्यं तन्निरूपणम् ।**
**मायामयं जगत्तस्मादीक्षस्वापक्षपाततः ॥१४२॥**

આ જગત સ્પષ્ટ ભાસે છે અને તેનું નિરૂપણ કરવું અશક્ય છે, તે ઉપરથી આ જગત માયામય છે; એમ પક્ષપાતરહિત થઈ જોઈ લ્યો.

જગતનું નિરૂપણ કરવું અશક્ય કેમ છે? તે દેખાડે છે:

**निरूपयितुमारब्धे निखिलैरपि पंडितैः ।**
**अज्ञानं पुरतस्तेषां भाति कक्षासु कासुचित् ॥१४३**

સર્વ પંડિતોએ પણ જો કદી જગતનું નિરૂપણ કરવાનો આરંભ કર્યો હોય, તો તેઓને પણ કોઈ કોઈ કક્ષા(સ્થળ)માં આગળથી અજ્ઞાન ભાસે છે; અર્થાત્ જ્યાં અજ્ઞાન શરણ થયું કે ત્યાં અટકી રહેવું પડે; માટે જગતનું નિરૂપણ અશક્ય છે.

એ જગતના નિરૂપણના અશક્યપણાને જ ઉદાહરણ આપી વધારે સ્પષ્ટ કરે છે:

**देहेंद्रियादयो भावा वीर्येणोत्पादिताः कथम् ।**
**कथं वा तत्र चैतन्यमित्युक्ते ते किमुत्तरम् ॥१४४**

દેહ ઇંદ્રિયાદિક જે ભાવ (પદાર્થ) છે તે વીર્યથી કેમ ઉત્પન્ન થયા? અને તેને વિષે ચૈતન્ય કેમ આવ્યું? એમ જો કોઈ તમને પૂછે તો તમારી પાસે તેનો શું ઉત્તર છે? તે કહો.

[illegible] દેહાદિકો જ [illegible] માનનાર ચાર્વાકોના [illegible] એમ કહી તેનું પ્રતિવિધાન પણ કહે છે :

**वीर्यस्यैव स्वभावश्चेत्कथं तद्विदितं त्वया ।**
**अन्वयव्यतिरेकौ यौ भग्नौ तौ वंध्यवीर्यतः ॥१४५**

આ દેહાદિક સંધાનને ઉત્પન્ન કરવાનો વીર્યનો સ્વભાવ છે. એમ જો તમે કહો, તો હું સિદ્ધાંતી તમને પૂછું છું કે તે વીર્યનો તેવો સ્વભાવ તમે કેવી રીતે જાણ્યો? જો કહો કે અન્વય તથા વ્યતિરેક ઉપરથી જાણ્યો, તો તે કહેવું અઘટિત છે; કારણ કે પહેલાં વ્યાપ્તિ જ સિદ્ધ થતી નથી, તો પછી અન્વયવ્યતિરેકની તો વાત જ શી? કેમકે અન્વય અને વ્યતિરેક બન્ને વંધ્યવીર્યથી ભાગી પડેલા[૫૭] છે.

૫૭. આનું સ્પષ્ટીકરણ એવું છે કે, પુરુષનું વીર્ય વંધ્ય હોય છે, તેવી તેમ જ વંધ્યા સ્ત્રીમાં વીર્ય વ્યર્થ થાય છે. ને ઉપરથી જ્યાં જ્યાં વીર્ય છે. ત્યાં ત્યાં દેહાદિક છે. એવી વ્યાપ્તિ ઘટતી નથી અને તાદૃશ વ્યાપ્તિના અભાવથી વીર્ય હોય ત્યાં દેહાદિક થાય; એવા આકારનો અન્વય પણ ઘટી શકતો નથી અને સ્વેદજ (જૂ-લીખ વગેરે) તથા ઉદ્ભિજ્જ (વૃક્ષાદિક) વગેરેને વિષે વીર્યથી ઉત્પન્ન થવાનો વ્યભિચાર છે એટલે તેઓ વીર્ય વગર જ કેવળ મલાદિકથી જ ઉત્પન્ન થાય છે. તે ઉપરથી વીર્ય ન હોય તો દેહાદિક ન થાય, એવા આકારનો વ્યતિરેક પણ ઘટી શકતો નથી. તેથી અન્વય તથા વ્યતિરેક બન્નેનો ભંગ થાય છે, માટે સ્વભાવવાદ સર્વથા અસંગત છે.

અને એમ જ ફરી ફરીને વારંવાર જો પૂછવામાં આવે, તો 'હું કંઈ પણ જાણતો નથી' એમ જ તમારે ઉત્તર દેવો પડશે, એમ કહી સિદ્ધાંતવાદી ફલિત અર્થનું કથન કરે છે.

**न जानामि किमप्येतदित्यंते शरणं तव ।**
**अत एव महात्मानोऽस्य प्रवदंतींद्रजालताम् ॥१४६**

'હું એ તમે પૂછેલું કંઈ પણ જાણતો નથી' એમ અંતે અજ્ઞાન જ તમારું શરણ થશે. એટલા જ માટે મહાત્મા પુરુષો આ જગતની ઇંદ્રજાલતા કહે છે, અર્થાત્ જગતનું નિરૂપણ કરવું અશક્ય માની તેઓ જગતને ઇંદ્રજાલ સમ કહે છે.

ઉપર ૧૪૨મા શ્લોકથી ૧૪૬મા શ્લોક સુધીમાં કહેલી જગતની અનિર્વચનીયતામાં પ્રાચીન વૃદ્ધ પુરુષોની પણ સંમતિ દેખાડે છે:

**एतस्मात्किमिवेंद्रजालमपरं यद्गर्भवासस्थितं ।**
**रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानांकुरम् ॥**
**पर्यायेण शिशुत्वयौवनजरावेषैरनेकैर्वृतं, पश्यत्यत्ति शृणोति जिघ्रति तथा गच्छत्यथागच्छति ॥१४७**

આ જગતથી અન્ય (બીજી) ઇંદ્રજાળ કઈ છે? કે જે ગર્ભવાસમાં સ્થિત જે વીર્ય છે, તેથી ઉત્પન્ન થયેલ છે હસ્ત, મસ્તક, પાદ તથા તેમાંથી ઉદ્ભવતા અંગુલિ, કાન, નાસિકા આદિક અંકુરો જેમાંથી, એવું થઈ ચેતનતા પામી ચેષ્ટા કરે છે. વળી તે વીર્ય પર્યાય એટલે સમયભેદે કરી, શિશુત્વ (બાલભાવ), યૌવન અને જરારૂપ અનેક વેષ વડે યુક્ત થઈ દેખે છે, ખાય છે, સૂએ છે, સૂંઘે છે, જાય છે અને આવે છે; ઇત્યાદિક બીજી પણ અનેક ક્રિયાઓ કરે છે; તેથી આ જગત પોતે જ એક જબરી ઇંદ્રજાળ જ છે.

કેવળ દેહનું જ નિરૂપણ મુશ્કેલ છે એમ નથી, પણ વટવૃક્ષ જેવાનું પણ દુઃખે કરી નિરૂપણ કરવા યોગ્યપણું છે, એમ જણાવે છે:

**देहवद्वटधानादौ सुविचार्य विलोक्यताम् ।**
**क्व धानाः कुत्र वा वृक्षस्तस्मान्मायेति निश्चिनु ॥१४८**

દેહની પેઠે વટધાના (વડના ટેટાની અંદરના ઝીણાં બીજ) વગેરેમાં પણ સારી રીતે વિચારપૂર્વક વિલોકન કરવાનું છે. મતલબ એ જ કે જો વિચારી જોઈએ તો ક્યાં ધાના (સૂક્ષ્મબીજ) અને ક્યાં વટવૃક્ષ! તેથી એમ જ નિશ્ચય કરવો ઉચિત છે કે આ સઘળું માયા જ છે.

કદી અમારાથી એ જગતનું નિર્વચન ન થઈ શકે, પણ ઉદયનાદિક આચાર્યોએ તો કુસુમાંજલિ આદિ ગ્રંથોમાં નિર્વચન કરેલું છે, આવી આશંકા કરીને કહે છે

**निरुक्तावभिमानं ये दधते तार्किकादयः ।**
**हर्षमिश्रादिभिस्ते तु खंडनादौ सुशिक्षिताः ॥१४९**

જે નૈયાયિકાદિક આ જગતનું નિર્વચન કરવામાં અભિમાન ધારણ કરે છે, તેઓને તો શ્રીહર્ષમિશ્રાદિક આચાર્યોએ ખંડનખંડખાદ્ય વગેરે ગ્રંથો વિષે સારી રીતે જવાબ આપેલા છે; અર્થાત્ એ ખંડનખંડખાદ્ય, ચિત્સુખી, અદ્વૈતસિદ્ધિ, બ્રહ્મવિદ્યાભરણ આદિ ગ્રંથોમાં તેઓનું સારી રીતે ખંડન કરવામાં આવેલું છે.

૧૪૨મા શ્લોકથી ૧૪૯મા શ્લોક પર્યંત માં કહેલા, જગતની અનિર્વચનીયતારૂપ અર્થમાં વેદાંત સંપ્રદાયના આચાર્યોના વાક્યોને ઉદાહરણ તરીકે ટાંકે છે-પ્રમાણરૂપ દર્શાવે છે:

अचिंत्याः खलु ये भावा न तांस्तर्केषु योजयेत् ।
अचिंत्यरचनारूपं मनसापि जगत्खलु ॥ १५० ॥

જે ભાવ (પદાર્થો) અચિંત્ય જ છે, એટલે જે પદાર્થના સ્વરૂપનું નિર્વચન થઈ શકતું નથી, તેવા પદાર્થોને તર્ક (કલ્પના)ને વિષે જોડવા જ નહિ; કારણ કે આ જગતની રચનાનું મન વડે કરીને પણ ચિંતન કરી શકાતું નથી, એવું તેનું સ્વરૂપ છે. મતલબ એ જ કે જે મનથી પણ અચિંત્ય છે, તેમાં વાણીની શી ગતિ કે તેનું નિર્વચન કરી શકે. આ પ્રકારે નિશ્ચય છે.

ભલા એ તો ઠીક. ૧૪૨થી ૧૫૦મા શ્લોક સુધી કહેલા પ્રકાર વડે જગતનું અચિંત્યરચનારૂપપણું ભલે હો, પણ તેથી માયાના વિષયમાં શું આવ્યું? એટલે કે માયાના ચાલતા પ્રસંગમાં લગતું શું થયું? તે કહી દેખાડે છે:

अचिंत्यरचनाशक्तिबीजं मायेति निश्चिनु ।
मायाबीजं तदेवैकं सुषुप्तावनुभूयते ॥ १५१ ॥

અચિંત્ય રચનાની શક્તિવાળું જે બીજ (કારણ) છે તે જ માયા છે, એમ નિશ્ચય કરો. જો કહો કે તેવા પ્રકારનું કારણ ક્યાં દીઠું? તો તેનો ઉત્તર એ કે તે એક જ માયારૂપ બીજ (કારણ) સુષુપ્તિ અવસ્થાને વિષે અનુભવાય છે.

તે માયારૂપ કારણનું જગતનું બીજરૂપપણું કેવી રીતે છે તે કહી બતાવે છે:

जाग्रत्स्वप्नजगत्तत्र लीनं बीज इव द्रुमः ।
तस्मादशेषजगतो वासनास्तत्र संस्थिताः ॥१५२॥

જેમ વટધાના(વડના ટેટાની અંદરના ઝીણાં બીજ)માં વૃક્ષ કારણરૂપે લીન થઈને રહે છે, તેમ જાગ્રત તથા સ્વપ્નરૂપ જે જગત છે તે સુષુપ્તિમાં વિદ્યમાન માયારૂપ જે બીજ છે, તેને વિષે લીન થયેલું હોય છે. તેથી કરી અશેષ (સકળ) જગતની વાસનાઓ તેને વિષે સ્થિત છે, અર્થાત્ જગતનું કારણ માયા છે તે માટે સર્વ જગતની વાસનાઓ (પદાર્થના જ્ઞાનથી ઉત્પન્ન થતા સંસ્કારો) તે માયાને વિષે અવસ્થિત છે, જેમ વડવૃક્ષની શાખા, પર્ણ, પુષ્પ, ફળ વગેરેના ઉત્પાદક સૂક્ષ્મ સંસ્કારો તેના બીજમાં રહે છે તેમ.

### ઈશ્વરનું સ્વરૂપ=આનંદમયકોશ

તે માયા વિષે વાસનાસ્થિતિ સિદ્ધ કરી તેથી ફળ શું થયું? તે કહી બતાવે છે:

या बुद्धिवासनास्तासु चैतन्यं प्रतिबिंबति ।
मेघाकाशवदस्पष्टचिदाभासोऽनुमीयताम् ॥१५३॥

જે બુદ્ધિની વાસનાઓ છે, એટલે માયાને વિષે સ્થિત, જાગ્રત સ્વપ્નરૂપ જગતના જ્ઞાનના પોતાના ઉપાદાનભૂત સત્ત્વગુણરૂપ સંસ્કારાત્મક જે વાસનાઓ છે, તેમાં ચૈતન્ય પ્રતિબિંબભાવને પામે છે. મેઘાકાશની પેઠે તે વાસનાઓમાં અસ્પષ્ટ ચિદાભાસ છે. તે ચિદાભાસ અનુમાને કરી જણાય છે. આથી કરી વાસના વિષે સ્થિત ચિદાભાસ અસ્પષ્ટ છે, તો તેની સિદ્ધિ કયા પ્રકાર વડે થાય છે? એવી આશંકા થાય તો તેનું પણ નિરાકરણ થઈ ગયું.

મેઘના અંશરૂપ જળ, જો કે આકાશના અસ્પષ્ટ પ્રતિબિંબવાળું છે, તોપણ તે મેઘજળના જેવું બીજું સ્પષ્ટ આકાશના પ્રતિબિંબવાળું ઘટનિષ્ઠ જળ છે, તે ઉપરથી મેઘાકાશનું અનુમાન કરવાને દૃષ્ટાંત છે; એટલે તાદૃશ અનુમાન ઘટી શકે, પણ અહીં વાસનાગત ચિદાભાસ વિષયમાં તો તેવું કંઈ દૃષ્ટાંત છે નહિ, તેથી અનુમાન કેવી રીતે થઈ શકશે? એવી આશંકા કરી, અહીં પણ તેવા પ્રકારનું દૃષ્ટાંત સંપાદન કરવાને કહે છે:

साभासमेव तद्बीजं धीरूपेण प्ररोहति ।
अतो बुद्धौ चिदाभासो विस्पष्टं प्रतिभासते ॥१५४

આભાસ સહિત જ તે માયારૂપ બીજ બુદ્ધિરૂપે ઉદય પામે છે, એથી કરી બુદ્ધિને વિષે ચિદાભાસ વિસ્પષ્ટ ભાસે છે, અર્થાત્ ચિદાભાસ વિશિષ્ટ તે અજ્ઞાન જ બુદ્ધિરૂપે પરિણામ પામીને વિસ્પષ્ટ ચિદાભાસવાળું થાય છે; અને જ્યારે એમ છે ત્યારે આવું અનુમાન સૂચિત થાય છે કે વિમત(વિવાદ)ની વિષયભૂત જે બુદ્ધિવાસનાઓ છે, તે ચૈતન્યના પ્રતિબિંબવાળી હોવી જોઈએ; કારણ કે તે બુદ્ધિની એક પ્રકારની અવસ્થાઓ છે; કેમકે બુદ્ધિની વૃત્તિઓ બુદ્ધિની અવસ્થારૂપ હોવાથી ચૈતન્ય પ્રતિબિંબવાળી છે, તેમ આ વાસનાઓ પણ બુદ્ધ્યવસ્થારૂપે તેની બરોબરની છે માટે ચૈતન્ય પ્રતિબિંબવાળી છે; આ અનુમાને કરી ચિદાભાસની વિસ્પષ્ટતા દૃષ્ટાંતદર્શન પુરસ્સર

સાધિત થાય છે.

એ પ્રકારે જીવ અને ઈશ્વરનું માયિકપણું જે શ્રુતિમા કહેલું છે, તે બતાવ્યું. હવે એ પ્રસંગના ઉપસંહાર કરે છે:

**मायाभासेन जीवेशौ करोतीति श्रुतौ श्रुतम् ।**
**मेघाकाशजलाकाशाविव तौ सुव्यवस्थितौ ॥१५५**

'जीवेशावाभासेन करोति माया। માયા (મૂળ પ્રકૃતિ) પોતાને વિષે ચેતનના પ્રતિબિંબરૂપ જે આભાસ છે તેણે કરી જીવ તથા ઈશ્વરને કરે છે,' એવી રીતે એ શ્વેતાશ્વતર શ્રુતિમાં જીવ તથા ઈશ બન્નેનુ માયિકપણુ[૫૮] સાભળ્યુ છે. મેઘાકાશ તથા જલાકાશની પેઠે તે ઈશ્વર તથા જીવ બન્ને સુવ્યવસ્થિત છે; અર્થાત્ ઉપાધિભેદ અનુસાર મેઘાકાશસ્થાની ઈશ્વર અસ્પષ્ટ છે તથા જલાકાશસ્થાની જીવ સ્પષ્ટ છે, એવી રીતે બનેની વ્યવહારને વિષે ભેદની વ્યવસ્થા બરાબર થઈ રહે છે.

૫૮. અહી જીવ અને ઈશ્વર બને માયિક કહ્યા, તેમાં માયિક શબ્દ છે તેનો અર્થ 'માયાના કાર્ય' એવો નહિ કરવો, પણ માયાની સિદ્ધિને અધીન છે સિદ્ધિ જેની એવા જીવ અને ઈશ્વર છે, એમ અર્થ કરવો. અન્યથા (જો એમ ન માનીએ તો) 'जीवेशो शुद्धचैतन्य सम्बन्धश्चिदविद्ययो। पञ्चाना मिथो भेद षडस्माकमनादयः ॥ જીવ, ઈશ, શુદ્ધ ચૈતન્ય, અવિદ્યા, અવિદ્યા અને ચૈતન્યનો સબધ તથા એ પાંચનો પરસ્પર ભેદ, એ છ પદાર્થો સ્વરૂપથી અનાદિ છે.' એ વાર્તિકકારના સિદ્ધાતને વિરોધ આવે છે. 'जीवेशावाभासेन करोति माया।' એ શ્રુતિમા માયા આભાસે કરીને જીવ અને ઈશ બનેને કરે છે, એમ જે કહ્યું, ત્યાં करोति શબ્દનો અર્થ પણ 'માયા પોતાની સિદ્ધિને અધીન જીવ અને ઈશની સિદ્ધિ દર્શાવે છે' એમ કરવો, અન્યથા જીવ-ઈશ્વરના અનાદિપણાને બાધ આવે છે.

ઉપરના શ્લોકમાં ઈશ્વરને મેઘાકાશ સદૃશ કહ્યો તે સ્પષ્ટ કરી દેખાડે છે:

**मेघवद्वर्तते माया मेघस्थिततुषारवत् ।**
**धीवासनाश्चिदाभासस्तुषारस्थखवत्स्थितः ॥१५६**

મેઘની પેઠે માયા પોતે રહેલી છે અને મેઘને વિષે જેમ જળનાં સૂક્ષ્મ બિદુઓ રહેલાં છે, તેની પેઠે અહી માયામાં બુદ્ધિ-વાસનાઓ છે અને તે જળનાં ઝીણાં ફોરામા જેમ આકાશનું પ્રતિબિંબ છે, તેમ અત્રે બુદ્ધિ-વાસનાને વિષે ચિદાભાસ રહેલો છે અને એ ચિદાભાસ ઈશ્વર છે.

માયામા પ્રતિબિંબરૂપે ઈશ્વરમા શું પ્રમાણ છે? એવી શંકાનું સમાધાન આપે છે:

**मायाधीनश्चिदाभासः श्रुतो मायी महेश्वरः ।**
**अंतर्यामी च सर्वज्ञो जगद्योनिः स एव हि ॥१५७**

માયા (શુદ્ધસત્ત્વપ્રધાન પ્રકૃતિનો અંશ) જેને આધીન છે એવો જે ચિદાભાસ તે માયાવી (મહેશ્વર) છે; એમ શ્રુતિને વિષે સાભળ્યુ છે. આ માયાગત ચિત્પ્રતિબિંબનું ઈશ્વરપણું જ કેવળ શ્રુતિમાં કહેલુ છે, એટલુ જ નહિ, પણ અતર્યામીપણા વગેરે ધર્મોનો સમૂહ પણ શ્રુતિમાં સાંભળ્યો છે; કારણ કે અંતર્યામી સર્વજ્ઞ અને જગતની યોનિ (આદિ કારણ) એ જ છે, એવી રીતે શ્રુતિમાં કહેલુ છે.

બુદ્ધિવાસનામા જે ચિત્પ્રતિબિંબ છે તેના ઈશ્વરતા આદિક ધર્મો શ્રુતિસિદ્ધ કેવી રીતે છે? એવી આશકા કરી તે ઈશ્વરતા વગેરે ધર્મોનું પ્રતિપાદન કરનારી (નૃ. ઉ-તા-૧ ૧) શ્રુતિ કહી દેખાડે છે.

**सौषुप्तमानंदमयं प्रक्रम्यैवं श्रुतिर्जगौ ।**
**एष सर्वेश्वर इति सोऽयं वेदोक्त ईश्वरः ॥१५८॥**

સૌષુપ્ત (સુષુપ્તિકાળના) આનદમયકોશનો આરંભ કરીને 'આ આનંદમયકોશ સર્વેશ્વર છે' (માડૂક્ય) એમ શ્રુતિએ કહેલું છે, તેથી તે આનંદમયકોશ એ જ વેદોક્ત ઈશ્વર છે; અર્થાત્ 'सुषुप्तस्थान एकीभूतप्रज्ञानघन एव। એ સુષુપ્તિ દશામાં એકરૂપ થયેલ, વિશેષે કરી જ્ઞાનઘન જ થઈ જાય છે.' ઈત્યાદિક શ્રુતિઓ બુદ્ધિવાસનાગત પ્રતિબિંબરૂપ આનદમયકોશની ઈશ્વરતા આદિ ગુણોનુ પ્રતિપાદન કરે છે.

### ઈશ્વરના સર્વેશ્વરત્વાદિક ગુણો

આનંદમયકોશમા સર્વજ્ઞતા આદિ ગુણો સંભવશે નહિ એવી શંકા કરી કહે છે:

**सर्वज्ञत्वादिके तस्य नैव विप्रतिपद्यताम् ।**
**श्रौतार्थस्यावितर्क्यत्वान्मायायां सर्वसंभवात् ॥१५९**

તે આનંદમયકોશના સર્વજ્ઞપણા વગેરે ગુણોમાં વિવાદ કરવા જેવું નથી; કેમકે શ્રુતિએ પ્રતિપાદન કરેલો જે અર્થ છે, તે અવિતર્ક્ય છે.

અર્થાત્ તાદશ અર્થમાં શુષ્ક તર્ક કરવો યોગ્ય નથી, એટલું જ નહિ પણ માયાને વિષે સર્વ પ્રકારનો સંભવ છે; અર્થાત્ માયા પોતે અઘટિત પદાર્થને ઘટાવનારી છે તેથી તેને વિષે ઇંદ્રજાળ-રચિત માયાની પેઠે સર્વ સંભવે છે. આથી કરીને પણ એ આનંદમયકોશના સર્વજ્ઞત્વાદિકમાં કશો વિવાદ કરવા જેવું નથી એમ સ્પષ્ટ થાય છે.

જો અનુકૂળ યુક્તિ સાધક ન હોય તો શ્રુતિ પણ 'પાષાણની હોડી' એ વાક્યની પેઠે અર્થવાદરૂપ[૫૯] ગણાશે, એવી આશંકા કરી શ્રુતિની પ્રમાણતા સાધવા માટે આનંદમયના સર્વજ્ઞપણા વગેરે ગુણોનું યુક્તિ તથા હેતુ વડે કથન કરે છે.

**अयं यत्सृजते विश्वं तदन्यथयितुं पुमान् ।**
**न कोऽपि शक्तस्तेनायं सर्वेश्वर इतीरितः ॥१६०**

આ આનંદમય જે જાગ્રત આદિક વિશ્વને સરજે છે, તેને અન્યથા કરવા કોઈ પણ પુરુષ સમર્થ છે નહિ. તે હેતુથી એ સર્વેશ્વર (સર્વનો નિયંતા–સર્વનો ઈશ્વર) એમ કહેવાય છે.

૫૯ સ્તુતિ અથવા નિંદાનું બોધક વચન અર્થવાદ કહેવાય છે. તે ભૂતાર્થવાદ તથા અભૂતાર્થવાદ એવા ભેદથી બે પ્રકારનો છે 'વજ્ર આયુધયુક્ત હસ્તવાળો ઇંદ્ર છે' આ ઇંદ્રની સ્તુતિનું બોધક, યથાર્થ અર્થનું વાચક હોવાથી ભૂતાર્થવાદ વાક્ય છે અને 'આ સ્તંભ સૂર્ય છે.' એ વાક્ય ઘી ચોપડેલા સ્તંભના ચકચકાટને લીધે સ્તંભને સૂર્યતાનો આરોપ દર્શાવનારું હોવાથી અયથાર્થ અર્થનું વાચક સ્તુતિબોધક છે, તેથી અભૂતાર્થવાદ કહેવાય છે. 'આ પુરુષ પાપી છે' એ નિંદાબોધક ભૂતાર્થવાદ વાક્ય છે અને 'આ પુરુષ પિશાચ છે' એ નિંદાબોધક અભૂતાર્થવાદ છે. એ અર્થવાદના ગુણ, અનુવાદ અને ભૂત, એવા ત્રણ ભેદ લૌગાક્ષિભાસ્કર આદિ ગ્રંથકારોએ અર્થસંગ્રહાદિકમાં વર્ણવેલા છે.

હવે સર્વજ્ઞપણાને સિદ્ધ કરી દેખાડે છે

**अशेषप्राणिबुद्धीनां वासनास्तत्र संस्थिताः ।**
**ताभिः क्रोडीकृतं सर्वं तेन सर्वज्ञ ईरितः ॥१६१॥**

યાવત્ પ્રાણિમાત્રની બુદ્ધિની જે વાસનાઓ છે, તે સઘળી એ સુષુપ્તિકાલીન અજ્ઞાનને વિષે સ્થિત છે અને તે વાસનાઓએ કરી આ સર્વ જગત ક્રોડીકૃત છે એટલે વિષય કરેલું છે, તેથી કરી એ આનંદમય સર્વજ્ઞ કહેવાયો[૬૦] છે.

૬૦ આનો ભાવાર્થ એવો છે કે કારણભૂત સુષુપ્તિકાળના અજ્ઞાનને વિષે તે અજ્ઞાનની કાર્યભૂત અશેષ પ્રાણીઓની બુદ્ધિવાસનાઓ (સંસ્કારો) રહે છે. તે વાસનાઓએ સર્વ જગતને વિષય કરેલ છે; એટલે તે આનંદમયકોશ સર્વ બુદ્ધિ વાસનાયુક્ત અજ્ઞાન ઉપાધિવાળો હોવાથી સર્વજ્ઞ કહેવાય છે

જ્યારે આનંદમય સર્વજ્ઞ છે, ત્યારે તેનું તે સર્વજ્ઞપણું અનુભવમાં કેમ આવતું નથી? એવી આશંકા કરીને, તે આનંદમયરૂપ ઈશ્વરની ઉપાધિભૂત વાસનાઓ પરોક્ષ છે, તેથી ઈશ્વરના સર્વજ્ઞપણાનો અનુભવ થતો નથી; એમ કહે છે:

**वासनानां परोक्षत्वात्सर्वज्ञत्वं नहीक्ष्यते ।**
**सर्वबुद्धिषु तद्दृष्ट्वा वासनास्वनुमीयताम् ॥१६२**

વાસનાઓનું પરોક્ષપણું છે, તેથી તેનું સર્વજ્ઞપણું દેખાતું નથી–અનુભવ કરાતું નથી. એટલે તેના સર્વજ્ઞપણાનો અનુભવ કરી શકાતો નથી. સર્વબુદ્ધિને વિષે તે સર્વજ્ઞપણાને જોઈને વાસના વિષે તેનું અનુમાન[૬૧] કરી લેવું.

૬૧. અહીં અનુમાન કલ્પના એવી રીતે કરવી કે, સર્વ બુદ્ધિઓને વિષે સ્થિત જે સર્વજ્ઞપણું છે, તે તત્પૂર્વક હોવું જોઈએ. એટલે જો વાસનાઓમાં સર્વજ્ઞપણું પ્રથમ હોય તો બુદ્ધિમાં આવી શકે, કારણ કે કાર્યભૂત જે સર્વ બુદ્ધિઓ, તેમાં રહેલ ધર્મ વિશેષ છે, માટે પટગત રૂપાદિકની પેઠે, અર્થાત્ જેમ વસ્ત્રગત રૂપાદિક છે તે તેના કારણભૂત તંતુગત રૂપાદિપૂર્વક જ હોય છે. તેવી રીતે અહીં પણ સર્વબુદ્ધિનિષ્ઠ સર્વજ્ઞત્વ વાસનાગત સર્વજ્ઞત્વપૂર્વક જ છે.

સર્વજ્ઞતાનું ઉપપાદન કરીને હવે 'एषोऽन्तर्यामी। (છા. ૩–૬) એ આનંદમયકોશરૂપ ઈશ્વર અંતર્યામી છે એ છાંદોગ્ય શ્રુતિમાં કહેલ અંતર્યામીપણાને સિદ્ધ કરે છે.

**विज्ञानमयमुख्येषु कोशेष्वन्यत्र चैव हि ।**
**अंतस्तिष्ठन्यमयति तेनांतर्यामितां व्रजेत् ॥१६३**

જેમાં વિજ્ઞાનમય મુખ્ય છે એવા ચારે કોશમાં તથા અન્ય(પૃથિવ્યાદિક)ને વિષે અંદર રહીને તે સર્વેનું નિયમન કરે છે, તેથી એ (આનંદમય) અંતર્યામીપણાને પ્રાપ્ત થાય છે.

બૃહદારણ્યકના પાંચમા અધ્યાયનું સપ્તમ બ્રાહ્મણ આખું અંતર્યામી બ્રાહ્મણ કહેવાય છે. તે સમગ્ર આ ઈશ્વરના અંતર્યામીપણામાં પ્રમાણ છે એમ દર્શાવવા માટે એ પ્રકરણના એકદેશરૂપ 'यो विज्ञाने तिष्ठन् xxx જે વિજ્ઞાન(બુદ્ધિ)ને વિષે રહીને (વિજ્ઞાનને પ્રેરે છે,)' ઇત્યાદિક શ્રુતિવાક્યને અર્થ કહી બતાવવા ઉપક્રમ કરે છે.

**बुद्धौ तिष्ठन्नांतरोऽस्या धियानीक्ष्यश्च धीवपुः ।**
**धियमंतर्यमयतीत्येवं वेदेन घोषितम् ॥ १६४ ॥**

જે બુદ્ધિ (વિજ્ઞાન)ને વિષે રહીને, એ બુદ્ધિનો આંતર (અંતર્ગત) છે, વળી જે બુદ્ધિથી જણાતો નથી. બુદ્ધિ જેનું શરીર છે અને બુદ્ધિમાં અંતર (અવસ્થિત) થઈ બુદ્ધિનું નિયમન કરે છે, એમ વેદને વિષે કહેલું છે, આથી તેનું અંતર્યામીપણું સિદ્ધ થાય છે.

આ અંતર્યામી બ્રાહ્મણના દરેક ખંડકોનું જો પ્રતિપર્યાય એટલે જેટલા પર્યાયથી તેમા અંતર્યામીનું નિરૂપણ કર્યું છે તે સર્વ પર્યાયોથી, વ્યાખ્યાન કરીએ તો ગ્રંથનુ ઘણું જ લંબાણુ થઈ જાય, એવા ભયથી એકવાર કહેલુ વ્યાખ્યાન સર્વ પર્યાયમા લાગુ પડે તેવુ થાય, તેટલા માટે ' य सर्वेषु भूतेषु એ વાક્યનું વ્યાખ્યાન લખવાની સાથે ' य सर्वेषु भूतेषु तिष्ठन् ' એ વાક્યના અર્થને દૃષ્ટાંતપુરસ્સર કહી દેખાડે છે.

**तंतुः पटे स्थितो यद्वदुपादानतया तथा ।**
**सर्वोपादानरूपत्वात्सर्वत्रायमवस्थितः ॥ १६५ ॥**

જેમ તંતુ ઉપાદાનપણા વડે કરી પટને વિષે સ્થિત છે; તેમ આ ઈશ્વર સર્વનું ઉપાદાન હોવાથી, સર્વત્ર (સર્વભૂતને વિષે) સ્થિત છે એમ સમજવું.

જ્યારે એ ઈશ્વર ઉપાદાનપણે કરી સર્વત્ર સ્થિત છે, ત્યારે તે સર્વત્ર ઉપલબ્ધ (પ્રતીત) કેમ થતો નથી? એમ શંકા કરી સર્વનો આંતર (સૂક્ષ્મ) છે, તેથી ઉપલબ્ધ થતો નથી એમ કહે છે :

**पटादप्यांतरस्तंतुस्तंतोरप्यंशुरांतरः ।**
**आंतरत्वस्य विश्रांतिर्यत्रासावनुमीयताम् ॥१६६**

પટથી પણ આંતર(સૂક્ષ્મ) તંતુ છે, અને તંતુથી પણ આંતર (સૂક્ષ્મ) અંશુ એટલે સૂક્ષ્મતર તંતુ છે. એવી રીતે આગળ ચાલતા આંતરતાની વિશ્રાંતિ (સમાપ્તિ) જ્યા થાય ત્યા એ ઈશ્વર અનુમાને કરી જાણી લેવો. અર્થાત્ ' सूक्ष्मात्सूक्ष्मतरं नित्यं । સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મ અને નિત્ય છે. ' એ શ્રુતિમા ઉક્ત ઈશ્વરના સ્વરૂપનુ સમર્થન થાય છે.

અંતર્યામી આંતર છે તોપણ તેનુ તંતુના અંશુની પેઠે દર્શન કેમ નથી થતુ? એવી આશંકા કરી, અંશુના જેવો અંતર્યામી બાહ્ય પદાર્થ નથી, તેથી દેખાતો નથી, એવા અભિપ્રાયથી તે શંકાનો ઉત્તર કહે છે.

**द्वित्र्यांतरत्वकक्षाणां दर्शनेऽप्ययमांतरः ।**
**न वीक्ष्यते ततो युक्तिश्रुतिभ्यामेव निर्णयः ॥१६७**

આંતરત્વની બે ત્રણ કક્ષા(અવસ્થાઓ)નું દર્શન થાય તોપણ જે આ સર્વાંતર (સર્વથી આંતર) ઈશ્વર છે તે દેખાતો નથી. માટે યુક્તિથી[૬૨] અને શ્રુતિથી તે અંતર્યામીનો નિર્ણય કરી લેવો. આ ઉપરથી ' એ ઈશ્વરનો નિર્ણય કયા પ્રમાણથી થાય? ' એ પણ સૂચવાઈ ગયુ.

૬૨ અચેત જગતની ચેતન અધિષ્ઠાન વિના પ્રવૃત્તિનો અસંભવ છે, એ યુક્તિ અને શ્રુતિ તો અંતર્યામી બ્રાહ્મણ સમગ્ર આમાં પ્રમાણરૂપ છે, એમ ૧૬૪મા શ્લોકમા કહેવાઈ ગયુ આ પ્રકારે યુક્તિ તથા શ્રુતિથી તેનો નિર્ણય કરી લેવો

એ અંતર્યામી બ્રાહ્મણના ૧૫મા મંત્રમાના ' यस्य सर्वाणि भूतानि शरीरम् । (બૃ ૩-૭-૧૬) જે ઈશ્વરનું આ સર્વભૂત પ્રાણીમાત્ર શરીર છે,' એ વાક્યનો અર્થ દૃષ્ટાંતપૂર્વક કહી દેખાડે છે

**पटरूपेण संस्थानात्पटस्तंतोर्वपुर्यथा ।**
**सर्वरूपेण संस्थानात्सर्वमस्य वपुस्तथा ॥ १६८ ॥**

જેમ તંતુનુ પટરૂપે સંસ્થાન (અવસ્થાન-સ્થિતિ) થતાં, પટ એ તંતુનુ શરીર કહેવાય છે; અર્થાત્ જેમ પટરૂપે અવસ્થિત જે તંતુ, તેનુ પટ શરીર છે, તેમ સર્વરૂપે સ્થિત જે ઈશ્વર, તેનુ અખિલ જગત શરીર છે, એમ સમજવાનુ છે.

એ જ બ્રાહ્મણમાના ' यः सर्वाणि भूतान्यन्तरो यमयति । (બૃ. ૩-૭-૧૫) જે સર્વ ભૂતને આંતર (અંતર્ગત) રહીને સર્વ ભૂતનું નિયમન કરે છે,' એ શ્રુતિવાક્યના તાત્પર્યને દૃષ્ટાંત સાથે બે શ્લોક વડે કહી દર્શાવે છે

**तंतोः संकोचविस्तारचलनादौ पटस्तथा ।**
**अवश्यमेव भवति न स्वातंत्र्यं पटे मनाक् ॥१६९**

જેમ તંતુના સંકોચ, વિસ્તાર અને ચલન આદિકમાં પટ અવશ્ય તેવી રીતે ક્રમે કરી સંકુચિત, વિસ્તૃત અને ચલિત થાય છે, તેથી પટને વિષે સ્વતંત્રપણું કિંચિત્ પણ છે નહિ.

**तथांतर्याम्ययं यत्र यया वासनया यथा ।**
**विक्रियते तथाऽवश्यं भवत्येव न संशयः ॥१७०**

તેજ પ્રમાણે આ અંતર્યામી જ્યાં જ્યાં પૃથ્વી આદિકમા ઉપાદાનપણે સ્થિત થઈ, જે જે વાસના વડે જેવી રીતે ઘટાદિ કાર્યરૂપે વિકાર પામે છે, તેમ તે ઈશ્વરના કાર્યના સમૂહરૂપ આ

જગત અવશ્ય થયા કરે છે, તેમાં સંશય નથી.

એ પ્રમાણે અંતર્યામીની પ્રતિપાદક શ્રુતિને કહી દેખાડી, હવે તેજ અર્થની પ્રતિપાદક સ્મૃતિ(ગીતા)નું ૧૮મા અધ્યાયના ૬૧મા શ્લોકરૂપ વાક્ય કહી બતાવે છે.

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥१७१॥**

હે અર્જુન! ઈશ્વર સર્વ પ્રાણીના હૃદયદેશમાં રહેલો છે અને તે યંત્રારૂઢ એટલે યંત્રાત્મક આ પ્રપંચમાં સ્થિત જે સર્વભૂત (સચરાચર જગત) તેને માયા વડે કરી ભમાવે છે–પ્રેરે છે.

ઉપર કહેલા ગીતાવાક્યમાના 'સવભૂતાના' એ પદનો અર્થ એક શ્લોકથી સ્પષ્ટ કરી દેખાડે છે:

**सर्वभूतानि विज्ञानमयास्ते हृदये स्थिताः ।**
**तदुपादानभूतेशस्तत्र विक्रियते खलु ॥ १७२ ॥**

સર્વભૂત (જીવ) વિજ્ઞાનમયકોશરૂપ છે અને તે વિજ્ઞાનમયકોશ હૃદયકમળને વિષે સ્થિત છે. હૃદય કમળમા તેની સ્થિતિ કેમ છે? તેનુ કારણ એ છે કે, તે વિજ્ઞાનમયરૂપ જીવોનો ઉપાદાનકારણભૂત જે ઈશ્વર આનંદમય છે, તે એ હૃદયને વિષે નિશ્ચયપૂર્વક વિક્રિયા પામે છે, અર્થાત્ એ ઈશ્વર હૃદયને વિષે વિજ્ઞાનમયરૂપે પરિણામ પામે છે.

ઉપરના ગીતાવાક્યમા 'यत्रारूढ' પદ છે, તેના 'યંત્ર' તથા 'આરૂઢ' એ બે અવયવોનો પૃથક્ અર્થ કહી દેખાડી શ્લોકના ઉત્તરાર્ધ ભાગથી એ વાક્યમાના 'भ्रामयति' પદનો અર્થ કહી દેખાડે છે.

**देहादिपंजरं यंत्रं तदारोहोऽभिमानिता ।**
**विहितप्रतिषिद्धेषु प्रवृत्तिर्भ्रमणं भवेत् ॥१७३॥**

દેહાદિ સંઘાતરૂપ જે પંજર છે, તે યંત્ર છે, અને તે પંજરને વિષે અહંતા તથા મમતા આદિક પ્રકારની જે અભિમાનિતા થવી, એ જ તે યંત્ર વિષે આરોહ (ચડવું) સમજવો, તેમ જ વિહિત (શુભ) તથા નિષિદ્ધ (અશુભ) કર્મોને વિષે જે પ્રવૃત્તિ થવી, એ જ આ સ્થળે ભ્રમણ છે; એમ સમજવું.

ઈશ્વર માયા વડે જીવોને કેવી રીતે ભ્રમણ કરાવે છે તે કહે છે:

**विज्ञानमयरूपेण तत्प्रवृत्तिस्वरूपतः ।**
**स्वशक्त्येशो विक्रियते मायया भ्रामणं हि तत् ॥**

વિજ્ઞાનમયરૂપે કરીને તે વિજ્ઞાનમય(જીવ)ની પ્રવૃત્તિના સ્વરૂપથી પોતાની માયાશક્તિ વડે ઈશ્વર વિકારને પામે છે, એ જ માયાએ કરી ભ્રામણ (ભમાવવું) સમજવું.

૧૬૪મા શ્લોકમા દર્શાવેલી બૃહદારણ્યક શ્રુતિમાં 'अन्तर्यमयति। અંતરમા નિયમન (પ્રેરણા) કરે છે' એમા 'यमयति' પદ છે તેનો પણ એ જ અર્થ છે, એમ કહે છે:

**अंतर्यमयतीत्युक्त्याऽयमेवार्थः श्रुतौ श्रुतः ।**
**पृथिव्यादिषु सर्वत्र न्यायोऽयं योज्यतां धिया ॥**

અંતરમાં રહીને નિયમન (પ્રેરણા) કરે છે એમ કહેવાથી પણ આ ૧૭૪મા શ્લોકમાં કહેલો ભ્રામણરૂપજ અર્થ, અંતર્યામી બ્રાહ્મણની શ્રુતિમાં સાંભળ્યો છે. એવી જ રીતે, ૧૭૪મા શ્લોકમાં દર્શાવેલ, શ્રુતિગત 'નિયમન' પદમાં કહેલો જે ન્યાય (યુક્તિ) છે, તે 'પૃથિવી' ઇત્યાદિક પ્રતીકોમાં સર્વ ઠેકાણે સ્વબુદ્ધિથી જોડી લેવો.

પ્રવૃત્તિ માત્ર સર્વેશ્વરને અધીન છે; એમા બીજાં શાસ્ત્રવાક્યોને ઉદાહરણ તરીકે ટાંકી બતાવે છે:

**जानामि धर्मं न च मे प्रवृत्ति–**
**र्जानाम्यधर्मं न च मे निवृत्तिः ।**
**केनापि देवेन हृदि स्थितेन**
**यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥१७६**

હું ધર્મને જાણું છું તોપણ તેમાં મારી પ્રવૃત્તિ થતી નથી અને હું અધર્મને પણ જાણું છુ, છતાં તેમાથી મારી નિવૃત્તિ થતી નથી. તે ઉપરથી એવો નિશ્ચય થાય છે કે, કોઈ પણ હૃદયને વિષે સ્થિત (દેવ–અંતર્યામી) આત્મા છે, તે મને જેવી રીતે પ્રેરે છે તે પ્રમાણે ધર્મ–અધર્મ આદિક વ્યવહાર કરું છું.

જ્યારે પ્રવૃત્તિ માત્ર ઈશ્વરને આધીન થઈ ત્યારે પુરુષપ્રયત્ન, એટલે કાર્યને વિષે પ્રકૃતિનો હેતુભૂત ઉત્સાહ વ્યર્થ થશે, એવી આશંકા કરીને, પ્રયત્ન પણ ઈશ્વરરૂપ જ છે, તેથી પુરુષપ્રયત્નની વ્યર્થતા થશે એવી શંકા થાય નહિ એમ કહી સમાધાન આપે છે.

**नार्थः पुरुषकारेणेत्येवमाशंक्यतां यतः ।**
**ईशः पुरुषकारस्य रूपेणापि विवर्तते ॥ १७७॥**

પુરુષપ્રયત્નનું કંઈ પણ પ્રયોજન છે નહિ એમ આશંકા કરવી નહિ; કારણ કે ઈશ્વર પોતે પુરુષપ્રયત્નરૂપે પણ પરિણમે છે; અર્થાત્ તદ્રૂપે

પણ ઈશ્વર વર્તે છે.

પુરુષપ્રયત્નની પણ જ્યારે ઈશ્વરરૂપતા માની ત્યાર પછી 'નિયમન કરે છે,' 'ભમાવે છે' ઇત્યાદિ શબ્દોથી ૧૬૪થી ૧૭૬મા શ્લોક સુધીમાં પ્રતિપાદન કરેલ અંતર્યામીની પ્રેરણા વૃથા થશે, એવી આશંકા કરીને, તે બોધ વડે તો આત્મા(સાક્ષી)ની અસંગતાના જ્ઞાનરૂપ ફળ થાય છે તેથી અંતર્યામીકર્તૃક પ્રેરણા વૃથા (નિષ્પ્રયોજન) નહિ થાય, એમ કહી પરિહાર કરી બતાવે છે:

ईदृग्बोधेनेश्वरस्य प्रवृत्तिर्मैव वार्यताम् ।
तथापीशस्य बोधेन स्वात्मासंगत्वधीजनिः ॥१७८

એવા પ્રકારના બોધે કરી એટલે ઈશ્વરના પુરુષપ્રયત્નાદિરૂપે પણ અવસ્થાનના જ્ઞાને કરીને તે ઈશ્વરની પ્રવૃત્તિ ( અંતર્યામીરૂપે કરીને પ્રેરણા ) છે તે નિવારણ કરાતી નથી. તથાપિ ઈશ્વરના ઉક્ત પ્રકારના બોધે કરી પોતાના આત્માના અસંગ પણાની બુદ્ધિ (જ્ઞાન) ઉત્પન્ન થાય છે, તેથી પ્રેરણાની વ્યર્થતા નથી.

આત્માની અસંગતાના બોધથી શી પ્રયોજનસિદ્ધિ થઈ? એવી આકાંક્ષાના નિવારણ અર્થે કહે છે:

तावता मुक्तिरित्याहुः श्रुतयः स्मृतयस्तथा ।
श्रुतिस्मृती ममैवाज्ञे इत्यपीश्वरभाषितम् ॥१७९॥

આત્માની અસંગતાના બોધ માત્રથી જ મુક્તિ થાય છે, એમ અનેક શ્રુતિઓ તથા સ્મૃતિઓ કહે છે અને 'સ્મૃતિ તથા શ્રુતિ, એ બે મારી આજ્ઞા જ છે' એમ પણ ઈશ્વરે જ સ્વમુખથી કહેલુ છે. અર્થાત્ શ્રુતિ તથા સ્મૃતિએ કહેલા અર્થનુ ઉલ્લંઘન કરાય નહિ, એમ પણ તે સ્મૃતિ-વાક્ય જણાવે છે, એથી શ્રુતિ તથા સ્મૃતિ બન્નેનુ પ્રામાણ્ય નિર્વિવાદપણે અંગીકાર કરવું જોઈએ એવો ઉત્તર વાક્યનો આશય છે.

શ્રુતિએ પણ ઈશ્વરની આજ્ઞાને ભયનુ કારણ કહી વર્ણવેલી છે, એમ તે શ્રુતિવાક્ય સહિત કહી દેખાડે છે:

आज्ञाया भीतिहेतुत्वं भीषाऽस्मादिति हि श्रुतम् ।
सर्वेश्वरत्वमेतत्स्यादंतर्यामित्वतः पृथक् ॥१८०॥

ઈશ્વરની આજ્ઞાને ભયની કારણતા એટલે ઈશ્વરની આજ્ઞા ભયની હેતુભૂત છે એમ, 'भीषाऽस्माद्वातः पवते। આ ઈશ્વરથી ભયને લીધે વાયુ વાયા કરે છે' એ શ્રુતિમા સાંભળેલુ છે, જેથી એ ભયની કારણતા 'અંતર્યામીપણાથી પૃથક્ સર્વેશ્વરપણું છે' એમ સૂચવે છે, તેથી ઈશ્વરની અંતર્યામિતાથી ભિન્ન સર્વેશ્વરતાની સિદ્ધિ થાય છે; એવો અભિપ્રાય છે.

બહાર તથા (અંદર) ઈશ્વર જ નિયામક છે એ બાબતની સમર્થક બે શ્રુતિઓ કહે છે.

एतस्य वा अक्षरस्य प्रशासन इति श्रुतिः ।
अंतः प्रविष्टः शास्ताऽयं जनानामिति च श्रुतिः ॥

આ અવિનાશી પરમાત્માની આજ્ઞામા સૂર્ય અને ચંદ્રાદિ રહેલા છે, એવી બૃહદારણ્યકની શ્રુતિ છે અને આ પરમાત્મા સર્વ જીવોના શરીરની અંતર પ્રવેશ કરીને રહેલા છે અને તેમને નિયમ-માં રાખે છે એવી બીજી પણ શ્રુતિ છે.

ક્રમે કરી પ્રાપ્ત થએલ 'एष योनि. । આ યોનિ (કારણ) છે.' એ શ્રુતિવાક્યનો અર્થ કહી દેખાડે છે:

जगद्योनिर्भवेदेष प्रभवाप्ययकृत्त्वतः ।
आविर्भावतिरोभावावुत्पत्तिप्रलयौ मतौ ॥१८२॥

આ પરમાત્મા જગતની યોનિ(આદિ–કારણ) રૂપ થાય છે; કારણ કે તે જ પોતે જગતની ઉત્પત્તિ તથા પ્રલયના કરવાવાળા છે, તેથી જગતની યોનિ છે અને અહીં ઉત્પત્તિ તથા પ્રલય આ બે શબ્દોનો અર્થ ક્રમે કરી આવિર્ભાવ ( પ્રકટતા ) તથા તિરોભાવ (અપ્રકટતા–લીનતા) એવો માનેલો છે. અર્થાત્ આ વાક્યમાં ઉત્પત્તિ શબ્દે કરી આવિર્ભાવ તથા પ્રલય શબ્દે કરી તિરોભાવ જાણવો.

ઈશ્વરની જગતના આવિર્ભાવ(ઉત્પત્તિ)ની જે કારણતા કહી, તેનું દૃષ્ટાંત આપી સ્પષ્ટ કરી દેખાડે છે

आविर्भावयति स्वस्मिन्विलीनं सकलं जगत् ।
प्राणिकर्मवशादेष पटो यद्वत्प्रसारितः ॥ १८३ ॥

જેમ પ્રસારિત કરેલું પટ પોતાના પ્રસારણથી પોતામા રહેલાં ચિત્રોનો આવિર્ભાવ કરે છે, તેમ આ ઈશ્વર પ્રાણીઓના કર્મવશથી પોતાને વિષે વિલીન એટલે પ્રલયકાળમા સંસ્કારરૂપે રહેલુ જે સકળ જગત તેને આવિર્ભૂત ( પ્રકટ ) કરે છે.

તે ઈશ્વરને જ પ્રલયની કારણતા પણ છે, એમ દૃષ્ટાંત સાથે સાધી દેખાડે છે.

पुनस्तिरोभावयति स्वात्मन्येवाखिलं जगत् ।
प्राणिकर्मक्षयवशात्संकोचितपटो यथा ॥ १८४ ॥

જેમ સંકોચિત (સંકેલેલુ) પટ પોતાને વિષે સ્થિત જે ચિત્ર, તેનું તિરોધાન કરે છે તેમ આ ઈશ્વર પ્રાણીઓનાં કર્મના ક્ષયને લીધે ફરીને પ્રલયકાળમા પોતાને વિષે જ સર્વ જગતને તિરોભૂત (વિલીન) કરે છે.

આવિર્ભાવ (ઉત્પત્તિ) અને તિરોભાવ (પ્રલય) આ બેના વિષયમાં અન્ય દષ્ટાંત કહે છે

**रात्रिघस्रौ सुप्तिबोधावुन्मीलननिमीलने ।**
**तूर्ष्णींभावमनोराज्ये इव सृष्टिलयाविमौ ॥१८५॥**

રાત્રિ તથા દિવસ, સુષુપ્તિ તથા જાગ્રત, ઉન્મીલન તથા નિમીલન એટલે આંખનુ ઉઘાડવું તથા મીચવુ, અને તૂષ્ણીભાવ (મનનુ નિર્વિકલ્પપણુ) તથા મનોરાજ્ય (મનનું સવિકલ્પપણુ); એ બધા દ્વંદ્વ (જોડા) જેમ છે તેમ આ સૃષ્ટિ તથા લય (પ્રલય) પણ છે એમ સમજવુ.

અહીં શંકા કરે છે કે, ઈશ્વરને જે જગતનું કારણપણું છે, તે કેવા પ્રકારનું છે? એટલે કેઃ એ કારણપણું, શું આરંભપણા વડે કરીને છે? કિંવા તે જગતના આકારે પરિણામીપણા વડે કરીને છે? આ બેમાથી પ્રથમ વિકલ્પ તો ઘટી શકતો નથી, કેમકે અદ્વિતીય વસ્તુ કોઈનું આરંભક થવા યોગ્ય જ નથી, તેમ બીજો વિકલ્પ પણ સંભવે નહિ; કેમકે જે નિરવયવ (અંશવિભાગરહિત) છે તેના પરિણામ હોઈ શકે નહિ, આવી આશંકા કરીને, એ આરંભવાદ તથા પરિણામવાદના અનંગીકારસૂચનપૂર્વક વિવર્તવાદના[૬૩] આશ્રયણથી આ બન્ને પક્ષમા કહેલામાના કોઈ પણ દોષ આવતા નથી, એમ પરિહાર દર્શાવે છે:

**आविर्भावतिरोभावशक्तिमत्त्वेन हेतुना ।**
**आरंभपरिणामादिचोद्यानां नात्र संभवः ॥१८६॥**

ઈશ્વર આવિર્ભાવ તથા તિરોભાવની શક્તિવાળો છે. એ હેતુથી અહીં અમારા સિદ્ધાંત વિષે આરંભ તથા પરિણામ આદિ વિકલ્પ(પ્રશ્ન)નો અવકાશ જ નથી; અર્થાત્ ઈશ્વર માયા–સામર્થ્ય-યુક્ત છે, આથી કરીને અમારા પ્રતિ તેવો કંઈ પ્રશ્ન થવાનો અસંભવ જ છે

[૬૩] જ્યાં ઉપાદાન કારણનું જ સ્વસ્વરૂપને છોડ્યા વગર જ વિષમ સત્તાએ કરી કાર્યાત્મક રૂપાંતરથી ઉત્પત્તિ તથા ભાન થાય, તે વિવર્તવાદ કહેવાય છે. જેમ છીપને વિષે રજત(રૂપા)ની ઉત્પત્તિ તથા ભાન તેમ જ સુવર્ણ વિષે ભૂષણની ઉત્પત્તિ તથા ભાન થાય છે. એ વિવર્ત-વાદ વેદાંત–મતમાં અંગીકાર કરેલો છે, કેમકે એ વાદ માનવામાં, આરંભવાદ તથા પરિણામવાદ માનવામાં રહેલા દોષો કોઈ પણ આવતા નથી.

એક જ ઈશ્વર ચેતનરૂપ તથા અચેતનરૂપ બેય પ્રકારના જગતનું ઉપાદાન કારણ કેમ થઈ શકે? એવી શંકા થાય ત્યાં કહે છે:

**अचेतनानां हेतुः स्याज्जाड्यांशेनेश्वरस्तथा ।**
**चिदाभासांशतस्त्वेष जीवाना कारणं भवेत् ॥१८७॥**

જડતા(માયા)રૂપ અંશે કરી. ઈશ્વર અચેતન પદાર્થનુ ઉપાદાન કારણ થાય છે, તેમ જ ચિદાભાસરૂપ અંશે કરી, એ ઈશ્વર જીવનું કારણ થાય છે; અર્થાત્ ઉપાધિભૂત માયાની પ્રધાનતાથી અચેતન(દેહાદિક વસ્તુ)નું ઉપાદાન થાય છે અને ચેતનની પ્રધાનતાથી ચેતન(ચિદાભાસ)નું ઉપાદાન કારણ થાય છે.

માયાવી (માયાવિશિષ્ટ) ચેતનને જગતનું કારણપણું પ્રતિપાદિત કરવું એ અયુક્ત છે, કેમકે સુરેશ્વરાચાર્યે વાર્તિકમા પરમાત્મા(પરબ્રહ્મ)ને જ જગતની કારણતા કહેલી છે, એવી રીતે બે શ્લોકથી વાદી શંકા કરે છે:

### પ્રસંગમાં બ્રહ્મ અને ઈશ્વરનું વિવેચન

**तमःप्रधानः क्षेत्राणां चित्प्रधानश्चिदात्मनाम् ।**
**परः कारणतामेति भावनाज्ञानकर्मभिः ॥१८८॥**

પરમાત્મા ભાવના, જ્ઞાન અને કર્મ એ ત્રણ નિમિત્તે વડે તમઃપ્રધાન થઈને ક્ષેત્ર(શરીરાદિક)ની કારણતાને પામે છે; અને ચિત્પ્રધાન થઈને ચિદાત્મા(ચિદાભાસો)ની કારણતાને પામે છે. અર્થાત્ તમોગુણની પ્રધાનતાવાળી માયાને ઉપાધિરૂપે સ્વીકારીને પરમાત્મા શરીરાદિક ક્ષેત્રનુ કારણ થાય છે અને ભાવના (સંસ્કાર જ્ઞાન), દેવતાધ્યાનાદિક અને કર્મ (પુણ્ય) માયાદિક; એ ત્રણને નિમિત્તરૂપ રાખી પરમાત્મા પોતે જ જડ-ચેતનરૂપ ઉભયાત્મક આ જગતનુ કારણ થાય છે.

એવી રીતે વાર્તિકકારે જડ તથા ચેતન બંનેનું કારણપણું પરમાત્માને કહેલુ છે, ઈશ્વરને કારણપણું કહ્યું નથી. એમ કહે છે

**इति वार्तिककारेण जडचेतनहेतुता ।**
**परमात्मन एवोक्ता नेश्वरस्येति चेच्छृणु ॥१८९**

વાર્તિકકારે એ પ્રમાણે (ઉપર ૧૮૮મા શ્લોકમા કહ્યા પ્રમાણે) જડ તથા ચેતન ઉભયવિધ પ્રપંચનું હેતુપણું પરમાત્માને જ કહેલુ છે, કંઈ

ઈશ્વરને કહેલું નથી; એમ જો તમે કહેતા હો તો સાંભળો; એટલે હવે અપાતા ઉત્તરમાં ધ્યાન આપો.

ત્વંપદના અર્થની પેઠે તત્‌પદના અર્થને વિષે પણ અધિષ્ઠાન તથા આરોપ્યનો અન્યોન્ય અધ્યાસ કહેવાને ઇષ્ટ છે, તેથી 'પરમાત્માને જ જગતનું કારણપણું છે' એ કહેવું ઘટતું નથી, એમ કહી સિદ્ધાંતી પરિહાર કરે છે:

**अन्योन्याध्यासमत्रापि जीवकूटस्थयोरिव ।**
**ईश्वरब्रह्मणोः सिद्धं कृत्वा ब्रूते सुरेश्वरः ॥१९०॥**

અહીં 'તત્'પદના અર્થને વિષે જીવ તથા કૂટસ્થના અન્યોન્ય અધ્યાસની પેઠે ઈશ્વર (માયાવી) તથા બ્રહ્મનો પરસ્પર અધ્યાસ માનીને સુરેશ્વરાચાર્યે પરમાત્માને જગતની કારણતા કહી છે, અર્થાત્ માયાવી(ઈશ્વર)નિષ્ઠ જગતની કારણતા બ્રહ્મમાં પ્રતીત થાય છે, એ અન્યોન્ય અધ્યાસનું જ પરિણામ છે.

ભલા, સુરેશ્વરાચાર્યે ઈશ્વર અને બ્રહ્મનો અન્યોન્યાધ્યાસ માનીને 'તમ પ્રધાનક્ષ ૨' એ ૧૮૮મા શ્લોકરૂપ વાર્તિકમાં પરબ્રહ્મને જગતની કારણતા કહી છે, એમ તમે શા ઉપરથી જાણ્યું? એવી આશંકા કરીને (તૈ ૨-૧-૧) શ્રુતિના અર્થનું પર્યાલોચન કરવાથી એમ જણાય છે, એમ દર્શાવવા માટે એ શ્રુતિનો અર્થ કહી બતાવે છે

**सत्यं ज्ञानमनंतं यद्ब्रह्म तस्मात्समुत्थिताः ।**
**खंवाय्वग्निजलोर्व्योषध्यन्नदेहा इति श्रुतिः ॥१९१**

સત્ય, જ્ઞાન અને અનંતરૂપ બ્રહ્મથી આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઔષધિ, અન્ન અને દેહ; એ બધાં ઉત્પન્ન થયા, એવી શ્રુતિ છે. આ શ્રુતિમાં સ્પષ્ટ રીતે સત્યજ્ઞાનાદિ લક્ષણ બ્રહ્મથી જ આકાશાદિકની સૃષ્ટિ વર્ણવેલી છે.

ઉપર કહેલી તૈત્તિરીય શ્રુતિ ભલે હો, પણ તેથી અન્યોન્યાધ્યાસનું જ્ઞાન કેમ થાય છે? તે કહી દેખાડે છે:

**आपातदृष्टितस्तत्र ब्रह्मणो भाति हेतुता ।**
**हेतोश्च सत्यता तस्मादन्योन्याध्यास इष्यते ॥१९२**

તે શ્રુતિને વિષે આપાતદૃષ્ટિ(ઉપલકદૃષ્ટિ)થી વિચારતા બ્રહ્મની હેતુતા પ્રતીત થાય છે, તેથી અન્યોન્યાધ્યાસ અંગીકાર કર્યો છે, અર્થાત્ ૧૯૧મા શ્લોકમા દર્શાવેલી શ્રુતિ વિષે સત્યજ્ઞાનાદિ લક્ષણ બ્રહ્મને જગતની કારણતા તથા જગતના કારણભૂત જે માયાને સ્વાધીન કરનાર ચિદાભાસ (માયાવી ઈશ્વર) છે તેની સત્યતા એ બન્ને અવિચારથી પ્રતીત થાય છે, તે અન્યોન્યાધ્યાસ વિના થાય નહિ; માટે અન્યોન્યાધ્યાસનો અંગીકાર કરેલો છે.

એ પ્રકારે અન્યોન્યાધ્યાસે કરી સિદ્ધ, જે ઈશ્વર તથા બ્રહ્મની એકતા, તેને આ પ્રકરણના આરંભમા પ્રથમ શ્લોકથી ચોથા શ્લોક સુધીમા કહેલ ઘટ્ટિત તથા અન્નલિપ્ત પટના દૃષ્ટાંતનું સ્મરણ કરાવી દૃઢ કરે છે:

**अन्योन्याध्यासरूपोऽसावन्नलिप्तपटो यथा ।**
**घट्टितेनैकतामेति तद्वद्भ्रांत्यैकतां गतः ॥१९३॥**

જેમ અન્ને કરી લિપ્ત જે પટ અર્થાત્ પાણુ દઈ, આર કરેલુ વસ્ત્ર છે તે, ઘટિત એટલે ઘટિતપણારૂપ ધર્મવિશિષ્ટ અર્થાત્ ઢાબરેલા પટની સાથે ભ્રાંતિથી એકતાને પામે છે, તથા અન્યોન્યાધ્યાસરૂપ જે એ ઈશ્વરાત્મા તે ભ્રાંતિ(અવિચાર)થી એકતાને પામે છે.

ભ્રાંતિ વડે ઈશ્વરની બ્રહ્મ સાથે એકતાની પ્રતીતિ થાય છે, તેમા દૃષ્ટાંત કહીને હવે અવિચાર દૃષ્ટિવાળા જે પુરુષ છે તેને બ્રહ્મ તથા ઈશ્વરના ભેદની અપ્રતીતિ રહે છે, તેમા આ પ્રકરણના ૨૦મા શ્લોકમા કહેલું મેઘાકાશનું દૃષ્ટાંત અનુસ્મરણને માટે કહી દેખાડે છે

**मेघाकाशमहाकाशौ विविच्येते न पामरैः ।**
**तद्वद्ब्रह्मेशयोरैक्यं पश्यंत्यापातदर्शिनः ॥१९४॥**

જેમ પામર પુરુષો મેઘાકાશ તથા મહાકાશને પૃથક્ જાણી શકતા નથી, તેમ જ આપાતદર્શી (ઉપલક જોવાવાળા) બ્રહ્મ તથા ઈશ્વરની એકતા દેખે છે, તેઓનો જે ઉપાધિકૃત ભેદ છે તેને જાણી શકતા નથી.

ત્યારે બ્રહ્મ અને ઈશ્વરના ભેદની પ્રતીતિ શાથી થાય? તેનો પ્રકાર કહી દેખાડે છે:

**उपक्रमादिभिर्लिंगैस्तात्पर्यस्य विचारणात् ।**
**असंगं ब्रह्म मायावी सृजत्येष महेश्वरः ॥१९५॥**

ઉપક્રમ આદિક લિંગ વડે[૬૪] કરીને તાત્પર્યનો વિચાર કરવાથી, બ્રહ્મ અસંગ છે અને માયાવી જે મહેશ્વર છે તે વિશ્વ સરજે છે; એમ સ્પષ્ટ જણાઈ રહે છે.

૬૪ उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वताफलम् । अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्यनिर्णये । ઉપક્રમ, ઉપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફળ, અર્થવાદ અને ઉપપત્તિ; એ ૭ શ્રુતિના તાત્પર્યનો નિર્ણય કરાવનારાં લિંગ–હેતુભૂત છે.' એવી રીતે ૭ પ્રકારના લિંગ વડે શ્રુતિના તાત્પર્યનો નિશ્ચય

सस्यं वा शाकजातं वा सर्वतोऽङ्कुरितं यथा ।
कोमलं तद्वदेवैष पेलवो जगदंकुरः ॥ २०३ ॥

જેમ સસ્ય(ધાન્ય)ના છોડ, અથવા શાકના સમૂહ, ચારેકોર અંકુરિત જોવામાં આવે છે, તેમ જ આ હિરણ્યગર્ભ જગતનો સુકોમળ અંકુર રૂપ છે, અર્થાત્ 'અવ્યક્ત જગતનુ બીજ છે' એમ શ્રુતિમા કહેલુ છે; તેથી જ અહી હિરણ્યગર્ભને અંકુરરૂપ કહેલો છે.

એ પ્રમાણે હિરણ્યગર્ભના સ્વરૂપનું સ્પષ્ટીકરણ કરીને તે સૂત્રાત્મા(હિરણ્યગર્ભ)ની જ બીજી અવસ્થા અને પંચીકૃત પંચભૂતના કાર્યની ઉપાધિવાળા વિરાટ પુરુષને ત્રણ દૃષ્ટાંત વડે સ્પષ્ટ કહી દેખાડે છે

आतपाभातलोको वा पटो वा वर्णपूरितः ।
सस्यं वा फलितं यद्वत्तथा स्पष्टवपुर्विराट् ॥२०४

જેમ આતપાભાતલોક એટલે સૂર્યોદય થયા પછી તડકાથી પ્રકાશિત થતો લોક છે; અથવા જેમ વર્ણપૂરિત પટ (રંગભરેલ વસ્ત્ર) છે, અથવા જેમ ફળેલા ધાન્યના છોડ છે; તેમ સ્પષ્ટ શરીરવાળો એટલે પંચીકૃત પંચમહાભૂતનાં કાર્યભૂત સ્થૂલ-શરીરની સમષ્ટિરૂપ વિરાટ છે, એમ સમજવુ.

એ વિરાટના સદ્ભાવમાં શ્રુતિનું પ્રમાણ કહે છે・

विश्वरूपाध्याय एष उक्तः सूक्तेऽपि पौरुषे ।
धात्रादिस्तंबपर्यंतानेतस्यावयवान्विदुः ॥ २०५ ॥

ઋગ્વેદસંહિતાના બીજા અષ્ટકના પાચમા વિશ્વરૂપ નામના અધ્યાયને વિષે, તેમ જ યજુર્વેદ-સંહિતાના એકત્રીસમા અધ્યાયાંતર્ગત ષોડશમંત્રાત્મક પુરુષસૂક્તને વિષે પણ એ વિરાટ કહેલો છે; અને વેદતત્ત્વને જાણનારા પુરુષો ધાતા(બ્રહ્મા)થી આદિ લઈને સ્તંબ (થૂંબડાં) પર્યંત ચરાચર જગતને વિરાટના અવયવો જાણે છે–સમજે છે.

### સર્વરૂપ ઈશ્વરની ઉપાસનાનું ફળ

પૂર્વે ૧૨૨મા શ્લોકથી માંડીને ૨૦૫મા શ્લોક સુધીના ગ્રંથમા કરેલા પ્રતિપાદનથી, સર્વ મતથી અવિરુદ્ધ ઈશ્વરસ્વરૂપ નિરૂપણરૂપ ચાલતા પ્રસંગમા શું આવ્યુ? એવી આશંકા કરી, અંતર્યામીથી આદિ લઈને કુદ્દાલક વગેરે સુધી જે વસ્તુમાત્ર છે, તે દરેક ઈશ્વરભાવે કરી પૂજવા યોગ્ય છે; એમ ત્રણ શ્લોકથી કહી બતાવે છે・

ईशसूत्रविराड्वेधोविष्णुरुद्रेंद्रवह्नयः ।
विघ्नभैरवमैरालमारिकायक्षराक्षसाः ॥ २०६ ॥

विप्रक्षत्रियविट्शूद्रा गवाश्वमृगपक्षिणः ।
अश्वत्थवटचूताद्या यवव्रीहितृणादयः ॥२०७॥

जलपाषाणमृत्काष्ठवास्याकुद्दालकादयः ।
ईश्वराः सर्व एवैते पूजिताः फलदायिनः ॥२०८

ઈશ (અંતર્યામી), સૂત્ર (સૂત્રાત્મા–હિરણ્યગર્ભ), વિરાટ, વેધા (બ્રહ્મા), વિષ્ણુ, રુદ્ર, ઇંદ્ર, અગ્નિ, વિઘ્નેશ (ગણપતિ), ભૈરવ, મૈરાલ, મારિકા (શીતળાદિ દેવતાવિશેષ), યક્ષ અને રાક્ષસ છે. તે તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ગો, અશ્વ, મૃગ, પક્ષી વગેરે છે તથા અશ્વત્થ (પીપળો), વડ, આંબો ઇત્યાદિક વૃક્ષો છે અને યવ, વ્રીહિ (શાળ) તથા તૃણ આદિક પદાર્થો છે, તેમ જ જળ, પાષાણ, મૃત્તિકા, કાષ્ઠ, વાંસલો, કોદાળી આદિક જે કંઈ છે તે સર્વે ઈશ્વર જ છે; અને તેઓનુ પૂજન કર્યે તે સર્વે ફળને દેવાવાળા છે.

'तं यथायथोपासते तदेव भवति । તે ઈશ્વરને જેવી જેવી રીતે ઉપાસે છે, આરાધે છે, તેવું તેવુ ફળ થાય છે.' એ શ્રુતિ 'તે તે ઈશ્વરની પૂજાથી તેવુ તેવુ ફળ મળે છે,' એ વિષયમા પ્રમાણ છે, એમ તે શ્રુતિવાક્યના ઉપન્યાસપૂર્વક કહી દેખાડે છે :

यथायथोपासते तं फलमीयुस्तथा तथा ।
फलोत्कर्षापकर्षौ तु पूज्यपूजानुसारतः ॥२०९॥

તે ઈશ્વરનું જેમ જેમ ઉપાસન કરે છે તેવાં તેવા ફળ પામે છે, એટલે જેવી ભાવના કરે તેવાં ફળ મળે છે. ફળનો અધિક–ન્યૂનભાવ તો પૂજ્ય તથા પૂજાના અનુસાર થાય છે, અર્થાત્ પૂજ્ય (અધિષ્ઠાન) દેવતાદિક છે તે, તથા પૂજાનો પ્રકાર, આ બેના ભેદને લીધે ફળની વિષમતા થાય છે; એટલે કે જો સાત્ત્વિક શિવદેવ હોય અને પૂજા-પ્રકાર પણ સાત્ત્વિક હોય તો સાત્ત્વિક ફળની પ્રાપ્તિ થાય છે અને એ જ પ્રમાણે ઇતર દેવ તથા પ્રકારથી જુદા પ્રકારનાં (રાજસ, તામસ અને મિશ્ર) ફળો મળે છે એવો ભાવ છે.

## અદ્વૈત બ્રહ્મજ્ઞાનના વિષયમાં વિશેષ ઉપયોગી અર્થ

### જીવ–ઈશ્વર સંબંધી વિવાદમાં બુદ્ધિપ્રવેશના નિષેધપૂર્વક વિવેચન સહિત તેઓની એકતા

એવી રીતે પૂર્વોક્ત ઉપાસનાઓથી સાંસારિક ફળની સિદ્ધિ કહી, તે ભલે હો, પણ મુક્તિ કયા દેવની ઉપાસનાથી થાય?

[illegible] ... મુક્તિ ... [illegible]

મુક્તિસ્તુ બ્રહ્મતત્ત્વસ્ય જ્ઞાનાદેવ ન ચાન્યથા ।

मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।
स्वप्नबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥२१०॥

મુક્તિ તો બ્રહ્મતત્ત્વના જ્ઞાનથી જ થાય છે અન્ય પ્રકારથી થતી નથી. જેમ પોતાના પ્રબોધ વિના પોતાના સ્વપ્નનો નાશ થતો નથી. અર્થાત્ નિદ્રાવડે કલ્પિત જે સ્વપ્ન, તે પોતાના તે નિદ્રામાંથી જાગવા સિવાય નિવૃત્ત થતું નથી. તેમ બ્રહ્મ અને આત્માના ઐક્યબોધ વિના તે બ્રહ્મના અજ્ઞાન વડે કલ્પિત જે પોતાનો જન્માદિરૂપ સંસાર છે. તે નિવૃત્તિ પામતો નથી.

[illegible] પ્રાપ્ત થાય છે, [illegible] નિદ્રા [illegible] નથી. એવી આશંકા [illegible] શ્રુતિ) [illegible] ‘ त्रयः स्वप्नाः ’ [illegible] (બૃ. ઉ. ૧) જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, [illegible] ત્રણે સુષુપ્તિ છે અને [illegible] શ્રુતિમાં સર્વની સ્વપ્નતુલ્યતા [illegible] એમ ન કહેવું, એવા [illegible] સર્વની સ્વપ્નતુલ્યતા સાચી બતાવે છે.

अद्वितीयब्रह्मतत्त्वे स्वप्नोऽयमखिलं जगत् ।
ईशजीवादिरूपेण चेतनाचेतनात्मकम् ॥२११॥

ઈશ, જીવ ઇત્યાદિક રૂપથી રહેલ જે આ, ચેતન તથા અચેતનસ્વરૂપ સર્વ જગત છે, તે આ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને વિષે સ્વપ્ન છે અર્થાત્ સ્વપ્ન તુલ્ય છે.

જ્યારે જીવ અને ઈશ્વર બ્રહ્મથી અભિન્ન છે, ત્યારે તે બન્નેને જગદંતપાતિત્વ (જગતમાં અંતર્ગતપણું) કેમ સંભવે? એવી આશંકા કરી જીવ, ઈશ્વર બન્ને માયાએ કરી કલ્પિત છે તેથી તેને પણ જગતમાં અંતપાતિત્વ છે એમ કહે છે:

आनंदमयविज्ञानमयावीश्वरजीवकौ ।
मायया कल्पितावेतौ ताभ्यां सर्वं प्रकल्पितम् ॥

આનંદમય તથા વિજ્ઞાનમય, એ બે કોશો ક્રમે કરી ઈશ્વર તથા જીવ છે અને તે બેય માયાએ કરી કલ્પિત છે. એ બન્નેએ સર્વ જગત કલ્પ્યું છે, અર્થાત્ આ જગત સઘળું ઈશ તથા જીવની સૃષ્ટિરૂપ છે.

તે ઈશ તથા જીવે આ જગત સઘળું કલ્પ્યું છે એમ જે ઉપરના શ્લોકમાં કહ્યું, તેમાં કોણે કેટલું જગત કલ્પ્યું? એવા પ્રશ્ન ઊઠે છે તેના ઉત્તરરૂપે કહે છે:

ईक्षणादिप्रवेशान्ता सृष्टिरीशेन कल्पिता ।
जाग्रदादिविमोक्षान्तः संसारो जीवकल्पितः ॥

ઈક્ષણ[૬૬]આદિથી લઈને પ્રવેશ પર્યંતની જે સૃષ્ટિ તે ઈશ્વરે કલ્પેલી છે, અને જાગ્રત આદિથી લઈને મોક્ષ પર્યંત જે સંસાર છે, તે સઘળો જીવકલ્પિત છે. એવી રીતે ઈશ્વરસૃષ્ટિ તથા જીવસૃષ્ટિનો વિભાગ શ્રુતિપ્રસિદ્ધ છે.

૬૬. ‘ स ऐक्षत लोकान्नु सृजा इति । (ઐ. ૪–૧–૨) તે પરમેશ્વરે હું લોકોને સરજું,’ એમ ઈક્ષણ–અવલોકન કર્યું. આ શ્રુતિવાક્યથી માંડીને તૈત્તિરીયોપનિષદમાં एतया द्वारा प्रापद्यत । ( ઐ ૪–૩–૧૨ ) એ મૂર્દ્ધના છિદ્રરૂપ દ્વારે કરી પ્રાપ્ત થયો’ એટલે તેણે જીવરૂપે કરી બ્રહ્મરંધ્ર માર્ગે શરીરમાં પ્રવેશ કર્યો, ત્યાં સુધીની શ્રુતિપ્રતિપાદિત જે સૃષ્ટિ છે તે ઈશ્વરકૃત છે. અને ‘ तस्य त्रय आवस्था । ( ઐ. ૪–૩–૧૨ ) તે ચિદાભાસરૂપ જીવની જાગ્રત. સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાવિશેષ છે.’ અહીંથી માંડીને ‘ स एतमेव पुरुषं ब्रह्म ततमपश्यत् । ( ઐ. ૪–૩–૧૩ ) તે જીવે એ આત્મારૂપ જ પુરુષને પરિપૂર્ણ બ્રહ્મરૂપે દેખ્યો ’ ત્યાં સુધીની શ્રુતિથી પ્રતિપાદન કરેલ જાગ્રતથી લઈને મોક્ષ પર્યંતનો જે સંસાર તે જીવે કલ્પેલો છે.

તે બ્રહ્મ જ માત્ર પારમાર્થિક છે, તો પછી જીવ–ઈશ્વરના સ્વરૂપમાં વાદીઓને વિવાદ કેમ થાય? એવી આશંકા કરી, તેમાં વાદીઓ વૃથા કલહ કરે છે એમ ઉપેક્ષાભર્યો ઉત્તર આપે છે:

अद्वितीयं ब्रह्मतत्त्वमसंगं तन्न जानते ।
जीवेशयोर्मायिकयोर्वृथैव कलहं ययुः ॥२१४॥

અદ્વિતીય અને અસંગ બ્રહ્મતત્ત્વને વાદીઓ જાણતા નથી, તેથી માયિક (માયાકલ્પિત) જીવ તથા ઈશ્વરને વિષે વૃથા જ કલહ કરે છે; અર્થાત્ શ્રુતિસિદ્ધ જે બ્રહ્મતત્ત્વ એટલે બ્રહ્મ તથા આત્માની એકતારૂપ તત્ત્વ છે, તેના જ્ઞાનથી રહિત એવા તે વાદીઓ જીવ–ઈશ્વરની બાબતમાં વ્યર્થ ઝઘડા મચાવી રહ્યા છે.

જ્યારે જીવ તથા ઈશ્વરવિષયક વિવાદ વાદીઓના અજ્ઞાનને લીધે જ છે, ત્યારે તેવા અજ્ઞાની વાદીઓને તમારે બોધ આપવો જોઈએ, એમ પ્રતિવાદી કહે છે, તેના પ્રતિ સિદ્ધાંતી વૃથા શ્રમ થાય તેટલા માટે અમારે તેવા વાદીઓને

બોધ આપવાની કશી જરૂર નથી, એવા અભિપ્રાયથી ઉપેક્ષાગર્ભિત ઉત્તર આપે છે:

**ज्ञात्वा सदा तत्त्वनिष्ठाननुमोदामहे वयम् ।**
**अनुशोचाम एवान्यान्न भ्रांतैर्विवादमहे ॥२१५**

તત્ત્વનિષ્ઠ (મુક્ત) પુરુષોને જાણીને અમે સદા અનુમોદન કરીએ છીએ, તેમ જ અન્ય વિષયી પુરુષોને જાણીને અમે અનુશોચ કરીએ છીએ, અને જે પુરુષો ભ્રાંત (પામર) છે, એવાઓની સાથે અમે વિવાદ જ કરતા નથી; કારણ કે તેવાઓની સાથેનો વાદ જલમાં ચિત્રામણ કરવા જેવો પરિણામે વ્યર્થ છે; માટે તેમ કરતા જ નથી.

ઈશ્વર વિષે તથા જીવ વિષે ભ્રાંતિને લીધે વિપ્રતિપત્તિ પામેલા વાદીઓનો વિભાગ કરી દેખાડે છે:

**तृणार्चकादियोगांता ईश्वरे भ्रांतिमाश्रिताः ।**
**लोकायतादिसांख्यांता जीवे विभ्रांतिमाश्रिताः ॥**

તૃણને પૂજનારાઓથી માંડીને યોગ પર્યંતના જે વાદીઓ છે, તે ઈશ્વરને વિષે ભ્રાંતિ પામેલા છે; અને લોકાયત(ચાર્વાક)થી માંડીને સાંખ્ય પર્યંતના જે વાદીઓ છે તે જીવને વિષે ભ્રાંતિનો આશ્રય કરી બેઠા છે; એટલે તેઓ જીવ-સ્વરૂપમાં ભ્રાંત છે.

તે વાદીઓનું ભ્રાંતપણું શાથી છે, તે કહી બતાવે છે:

**अद्वितीयब्रह्मतत्त्वं न जानंति यदा तदा ।**
**भ्रांता एवाखिलास्तेषां क्व मुक्तिः क्वेह वा सुखम् ॥**

જ્યારે તેઓ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને જાણતા નથી ત્યારે તે સર્વે વાદીઓ ભ્રાંત જ છે અને તે ભ્રાંત થયેલા વાદીઓને મુક્તિ ક્યાં છે? ક્યાંય પણ નહિ, તેમ જ આ લોકને વિષે પણ તેઓને સુખ ક્યાં છે? અર્થાત્ પોતે ગ્રહણ કરેલા પક્ષનું પ્રતિપાદન કરવામાં અભિનિવેશ (આગ્રહ) હોવાથી તેઓનાં ચિત્તને વિશ્રાંતિ મળે નહિ, તેથી આ લોક સંબંધી સુખ પણ તેઓને છે નહિ.

કદી તે વાદીઓમાં બ્રહ્મવિદ્યાનો અભાવ હોય તથાપિ બીજી સાંખ્યાદિક વિદ્યા હોય તો તેને લીધે તેઓમાં બીજા અજ્ઞાની કરતાં કંઈક ઉત્તમપણું તથા બ્રહ્મજ્ઞાની કરતાં અધમપણું, એવી રીતે ઉત્તમાધમભાવ જોવામાં આવે છે, તેથી તેઓને જ્યારે બીજાની અપેક્ષાએ ઉત્તમ ગણીએ ત્યારે તેને તે ઉત્તમતાયુક્ત કંઈ સુખ થાય; તો પૂર્વ શ્લોકમાં 'તેઓને સુખ ક્યાંથી?' એવો જે આક્ષેપ કર્યો છે તે રદ થાય છે. એવી આશંકા કરી, તેનું સુખ મુમુક્ષુજનોએ આદરણીય નથી, એમ દૃષ્ટાંતોપન્યાસપુરસ્સર નિર્ણય કરી દેખાડે છે:

**उत्तमाधमभावश्चेत्तेषां स्यादस्तु तेन किम् ।**
**स्वप्नस्थराज्यभिक्षाभ्यां न बुद्धः स्पृश्यते खलु ॥**

જો કદી તે વાદીઓનો ઉત્તમ-અધમભાવ હોય તો તે ભલે હો; એ ઉત્તમ-અધમભાવથી મુમુક્ષુને શું પ્રયોજન છે? કંઈ જ નહિ. કંઈ સ્વપ્નાસ્થિતિમાં પ્રવૃત્ત રાજ્ય અથવા ભિક્ષાથી જાગ્રત થયેલો પુરુષ નિશ્ચયે સ્પૃષ્ટ થતો નથી; અર્થાત્ જેમ સ્વપ્નકાળના રાજ્યથી જાગ્રત પુરુષને સુખસ્પર્શ નથી, તેમ જ સ્વપ્નદશામાં માગેલી ભિક્ષાથી એ જાગેલા પુરુષને દીનતા વગેરેનો સ્પર્શ પણ હોતો નથી. એવી રીતે તેવા ઉત્તમ-અધમ ભાવથી મુમુક્ષુને કશો સંબંધ નથી.

વળી જીવ-ઈશ્વર સંબંધી વાદ કંઈ મુક્તિનો હેતુ નથી, તેથી મુમુક્ષુએ તેવા વાદમાં સ્વમતિપ્રવેશ કરવો યોગ્ય નથી, એમ કહી ઉપસંહાર (સમાપ્તિ) કરે છે અર્થાત્ ચાલતા પ્રસંગને સંકેલે છે.

**तस्मान्मुमुक्षुभिर्नैव मतिर्जीवेशवादयोः ।**
**कार्या किंतु ब्रह्मतत्त्वं विचार्य बुध्यतां च तत् ॥**

તેટલા માટે મુમુક્ષુજનોએ જીવ-ઈશ્વર સંબંધી વાદને વિષે મતિ કરવી જ નહિ, પણ બ્રહ્મતત્ત્વ વિચારવું એ જ યોગ્ય છે અને શ્રુતિવિચાર વડે કરી તેવા બ્રહ્મતત્ત્વનો બોધ કરાઓ અર્થાત્ એવા બ્રહ્મતત્ત્વને જાણો.

બ્રહ્મતત્ત્વનો નિશ્ચય કરવા વાસ્તે તે જીવ તથા ઈશ્વરનું સ્વરૂપ ત્યાજ્યતારૂપે તો જાણવા યોગ્ય છે એવી શંકા કરી, તેમ જો હોય તો ભલે, ત્યાજ્યતારૂપે જાણો, પણ તે જીવ-ઈશ્વરના વાદમાં જ બુદ્ધિની પરિસમાપ્તિ એટલે બુદ્ધિની હદ સમજવાની નથી, એમ કહે છે:

**पूर्वपक्षतया तौ चेत्तत्त्वनिश्चयहेतुताम् ।**
**प्राप्नुतोऽस्तु निमज्जस्व तयोर्नैतावताऽवशः ॥२२०**

જ્યારે ત્યાજ્યભાવે તે જીવ તથા ઈશ્વર તત્ત્વનિશ્ચય કરવામાં હેતુરૂપ થાય છે, તો ભલે થાઓ; પણ એટલા ઉપરથી તે જીવ-ઈશ્વરના વાદમાં જ વિવેકજ્ઞાનરહિત થઈ નિમગ્ન થવું ન જોઈએ, તેમાં જ ડૂબી જવું જોઈએ નહિ, એવો આશય છે.

[illegible]

असंगचिद्विभुर्जीवः सांख्योक्तस्तादृगीश्वरः ।
योगोक्तस्त्वमोरर्थौ शुद्धौ ताविति चेच्छृणु ॥२२१

[illegible] ચેતનરૂપ, વ્યાપક, એવો જીવ સાંખ્ય વિગેરે કહ્યો છે અને તેવો જ એટલે અસંગ ચિન્ અને વિભુ, એવો ઈશ્વર યોગ વિગેરે કહ્યો છે. તે શુદ્ધ જીવ ઈશ્વર 'તત્' પદ તથા 'ત્વં' પદના અર્થ છે, એમ જો કહેતા હો તો સાંભળો.

[illegible] તેઓએ તે [illegible]

न तत्त्वमोरुभावर्थावस्मत्सिद्धांततां गतौ ।
अद्वैतबोधनायैव सा कक्षा काचिदिष्यते ॥२२२

'તત્' પદ તથા 'ત્વં' પદના જે બે અર્થ તેઓએ માનેલા છે, તે અમારા સિદ્ધાંતમા સંગત નથી અને અમે જે એ તત્ પદ તથા ત્વં પદના બે અર્થ માનીએ છીએ, તે પણ અમારા સિદ્ધાંત-રૂપે માનતા નથી, પણ અદ્વૈતબોધન કરવાને વાસ્તે જ તેવી કોઈ કક્ષા (વિકલ્પવિશેષ) અંગીકાર કરીએ છીએ. અર્થાત્ લોકપ્રસિદ્ધ જે ભેદ છે તેના નિષેધ દ્વારા તત્પદાર્થ તથા ત્વંપદાર્થની એકતાનુ પ્રતિપાદન કરવા માટે જ ભેદનુ કથન છે. કાંઈ તેઓના વાસ્તવ ભેદનુ પ્રતિપાદન કરવું એ અમારું ઇષ્ટ નથી, કેમકે અદ્વૈતતાપ્રધાન જ અમારો સિદ્ધાંત છે, એવો અભિપ્રાય છે.

ભલા ત્યારે પદાર્થનુ શોધન શા માટે કરાય છે? એવો પ્રશ્ન ઉઠે છે તેના સમાધાનાર્થે કહે છે

अनादिमायया भ्रांता जीवेशौ सुविलक्षणौ ।
मन्यंते तद्व्युदासाय केवलं शोधनं तयोः ॥२२३

અનાદિ માયા (એટલે પોતાના આશ્રયભૂત આત્માને વ્યામોહ કરનારી અવિદ્યા) વડે ભ્રાંત (વિપરીત જ્ઞાનને પ્રાપ્ત થયેલા) પુરુષો જીવ અને ઈશ્વરને અત્યંત વિલક્ષણ માને છે, એટલે કે જીવનું કર્તૃત્વાદિ ધર્મયુક્તપણુ તથા ઈશ્વરનુ સર્વજ્ઞતાદિ ધર્મયુક્તપણુ, એ બંને પારમાર્થિક છે, એમ તેઓ માને છે, માટે તે વૈલક્ષણ્યની નિવૃત્તિ કરવા માટે તે પદાર્થોનું શોધન છે, અર્થાત્ આ તત્પદ તથા ત્વંપદના અર્થનુ શોધન કેવળ વિપરીત જ્ઞાનવાળાઓએ માનેલ જીવ–ઈશ્વરની વિલક્ષણતાના નિરાસને માટે છે.

[illegible] વિચારની ઇચ્છાથી તે પદાર્થશોધનના ઉપાય તરીકે પૂર્વે આ જ પ્રકરણના ૧૮મા શ્લોકના જેવા દૃષ્ટાંત સ્મરણ કરાવે છે

अत एवात्र दृष्टांतो योग्यः प्राक्सम्यगीरितः ।
घटाकाशमहाकाशजलाकाशाभ्रखात्मकः ॥२२४

આટલા જ માટે આ પદાર્થશોધનના વિષય-મા, આ જ પ્રકરણમા પૂર્વે ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશરૂપ યોગ્ય દૃષ્ટાંત સમ્યક્ કહેલુ છે.

પદાર્થશોધનનો પ્રકાર કહી દર્શાવે છે

जलाभ्रोपाध्यधीने ते जलाकाशाभ्रखे तयोः ।
आधारौ तु घटाकाशमहाकाशौ सुनिर्मलौ ॥२२५

જલાકાશ તથા મેઘાકાશ ક્રમે કરી જલ તથા મેઘરૂપ ઉપાધિને આધીન છે, અર્થાત્ એ બંને સોપાધિક હોવાથી અપારમાર્થિક છે, અને તે જલાકાશ તથા મેઘાકાશના આધારભૂત જે ઘટાકાશ તથા મહાકાશ છે, એ બે તો નિર્મળ છે, અર્થાત્ જલાદિક ઉપાધિની અપેક્ષાથી રહિત ફક્ત આકાશમાત્રસ્વરૂપ છે.

ઉપર સ્મરણ કરાવેલું દૃષ્ટાંત સિદ્ધાંતમા લાગુ પાડી દેખાડે છે, તે દૃષ્ટાંતથી સાધ્યમા યોજના કરી બતાવે છે.

एवमानंदविज्ञानमयौ मायाधियोर्वशौ ।
तदधिष्ठानकूटस्थब्रह्मणी तु सुनिर्मले ॥ २२६ ॥

એવી જ રીતે આનંદમય ઈશ્વર અને વિજ્ઞાન-મય જીવ ક્રમે કરી માયા તથા બુદ્ધિરૂપ ઉપાધિને વશ (અધીન) છે અને તે આનંદમય તથા વિજ્ઞાન-મયના અધિષ્ઠાનભૂત જે બ્રહ્મ અને કૂટસ્થ છે, તે તો નિરંતર નિર્મળ જ છે, નિરુપાધિસ્વરૂપ જ છે.

બે પદાર્થના શોધનની કક્ષામા ઉપયોગી હોવાથી પણ

સાખ્ય તથા યોગ, એ બ નેના મત અ ગીકાર કરવા યોગ્ય છે, એમ જો કહો તો, એ તો ઘણું થોડું કહ્યું; કેમકે બીજા ચાર્વાક વગેરેના મત પણ દેહાદિકના આત્મપણાનુ શોધન કરવાની કક્ષા(અવસ્થા)ને વિષે ઉપયોગી થાય છે, તેથી તે પણ અમારે અ ગીકાર કરવા જોઈશે, એમ વ્ય ગમા કહે છે.

एतत्कक्षोपयोगेन सांख्ययोगौ मतौ यदि ।
देहोऽन्नमयकक्षत्वादात्मत्वेनाभ्युपेयताम् ॥२२७॥

એ બન્ને પદાર્થના શોધનની કક્ષામાં ઉપયોગમા આવે છે તેટલા માટે જો સાંખ્ય તથા યોગ, બન્ને અભિમત ગણીએ, તો અન્નમયકોશની શોધન કક્ષાને વિશે ઉપયોગી હોવાથી, દેહ પણ આત્મારૂપે અંગીકાર કરવો યોગ્ય છે.

ત્યારે સાખ્ય તથા યોગનું વેદાંતથી વિરોધીપણું કયા અ ંશમા છે? એવી આશ ંકા કરી, જીવોનો ભેદ, જગતનું સત્યત્વ તથા ઈશ્વરનુ તટસ્થપણુ એટલે જીવ તથા જગતથી ભિન્નપણું, એ ત્રણ અ શોને વિષે સાખ્ય તથા યોગનુ વેદાંતથી વિરોધીપણુ છે, એમ કહે છે

आत्मभेदो जगत्सत्यमीशोऽन्य इति चेत् त्रयम् ।
त्यज्यते तैस्तदा सांख्ययोगवेदांतसंमतिः ॥२२८॥

આત્માનો ભેદ છે, એમ સાંખ્ય તથા યોગ બન્નેનો મત છે અને જગત સત્ય છે, એમ પણ તેઓનુ માનવું છે તથા ઈશ્વર તટસ્થ છે એટલે જીવ તથા જગતથી ન્યારો છે, એમ યોગનો મત છે. આ ઉપર કહેલાં ત્રણ, જો સાખ્ય તથા યોગવાદીઓ ત્યાગ કરે—છોડી દે, તો સાખ્ય, યોગ અને વેદાંત, એ ત્રણેની સમતિ થાય; અર્થાત્ એ ત્રણેનો મત એકસરખો નિશ્ચિત થઈ જાય.

જીવાત્માની અસંગતાના જ્ઞાનથી જ મુક્તિની સિદ્ધિ થાય છે, તો પછી અદ્વૈતના બોધનુ શું પ્રયોજન છે? એવી આશ ંકા કરીને, અદ્વૈતજ્ઞાન વિના અસંગતા વગેરેના ભાનનુ સંભાવન પણ થઈ શકતું નથી, એવો અભિપ્રાય હૃદયમા ધારીને પ્રતિઉત્તર કહે છે.

जीवोऽसंगत्वमात्रेण कृतार्थ इति चेत्तदा ।
स्रक्चंदनादिनित्यत्वमात्रेणापि कृतार्थता ॥२२९

જીવ અસંગતા માત્રથી જ કૃતાર્થ છે એમ જો કહો, તો પુષ્પમાળા તથા ચંદન વગેરેમાં નિત્યત્વ માત્રથી એટલે તેને સત્યરૂપે જાણવાથી પણ જીવની કૃતાર્થતા થશે.

અભિપ્રાય પ્રકટ કરી દેખાડે છેઃ

यथा स्रगादिनित्यत्वं दुःसंपाद्यं तथाऽऽत्मनः ।
असंगत्वं न संभाव्यं जीवतोर्जगदीशयोः ॥२३०

જેમ પુષ્પમાળા આદિકની નિત્યતા, દુઃસંપાદ્ય છે એટલે દુઃખે કરીને પણ ન કરી શકાય તેવી છે, તેમ જ જગત અને ઈશ્વર જ્યાં સુધી જીવતાં હોય, અર્થાત્ જગત અને ઈશ્વર એ બે વિશેષ્ય અને વિશેષણભાવે ભાસમાન થતાં હોય, ત્યાં સુધી જીવાત્માની અસંગતાનુ સંભાવન થઈ શકે નહિ.

જગત અને ઈશ્વર હોય, ત્યા સુધી આત્માની અસ ંગતાનો અસ ભવ, જે ઉપરના શ્લોકમા કહ્યો, એ અસ ભવને જ વિશેષ ખુલાસાથી સ્પષ્ટ કરે છે

अवश्यं प्रकृतिः संगं पुरेवापादयेत्तथा ।
नियच्छत्येतमीशोऽपि कोऽस्य मोक्षस्तथा सति ॥

પ્રકૃતિ (માયા) પૂર્વની પેઠે અવશ્ય સંગ-(અધ્યાસ)નુ ગ્રહણ કરાવશે, તેમ જ ઈશ્વર પણ તે જીવનુ નિયમન (પ્રેરણા) કરશે અને જ્યાં સુધી અધ્યાસ તથા પ્રેરણા હોય, ત્યાં સુધી આ જીવનો મોક્ષ કેવો? અર્થાત્ તેનો મોક્ષ ક્યાંથી થાય? સર્વથા થાય જ નહિ, એવો અભિપ્રાય છે.

સ ગ (અધ્યાસ) તથા નિયમન એ બન્ને અવિવેકના કાર્ય છે, તેથી વિવેકજ્ઞાને કરી અવિવેકની નિવૃત્તિ થાય એટલે પછી ફરીથી સ ગ આદિકની ઉત્પત્તિ ક્યાથી થશે? એવી રીતે વાદી મૂળમા શ ંકા કરે છે.

अविवेककृतः संगो नियमश्चेति चेत्तदा ।
बलादापतितो मायावादः सांख्यस्य दुर्मतेः ॥२३२

સંગ તથા નિયમન બન્ને અવિવેકનાં કરેલા છે, એમ જો કહે તો તે દુર્મતિ (વિપરીત બુદ્ધિવાળા) સાંખ્યને પરાણે માયાવાદની પ્રાપ્તિ થઈ પડે છે; અર્થાત્ પોતાનો સિદ્ધાંત છૂટી જઈ અપસિદ્ધાંત(પોતે નહિ સ્વીકારેલા અન્ય સિદ્ધાંત)ની પ્રાપ્તિ થાય છે.

અદ્વૈતના અ ગીકારમા બ ધમોક્ષાદિ વ્યવસ્થાનો અસ ભવ થશે, તે માટે આત્માનો ભેદ અ ગીકાર કરવા યોગ્ય છે, એમ વાદી મૂળમા પૂર્વપક્ષ કરે છે, તેનો સિદ્ધાતી પરિહાર આપે છે

बंधमोक्षव्यवस्थार्थमात्मनानात्वमिष्यताम् ।
इति चेन्न यतो माया व्यवस्थापयितुं क्षमा ॥२३३

બંધમોક્ષની વ્યવસ્થા થવા માટે આત્માનું

નાનાત્વ (ભેદ) અંગીકાર કરવું જોઈએ, એમ જો કદી કહે તો એમ નથી; કારણ કે એ વ્યવસ્થા કરવાને માયા સમર્થ છે; અર્થાત્ એક જ આત્માના બંધમોક્ષની વ્યવસ્થા માયા વડે કરી સંભવી શકે છે, તો પછી તેને માટે આત્માનો ભેદ માનવાની કશી જરૂર જ નથી.

માયા પણ બંધમોક્ષની વ્યવસ્થા કેમ કરશે? એવી આશંકા કરીને, દુર્ઘટને ઘટાવવાનો માયાનો સ્વભાવ છે, તેથી માયા બંધમોક્ષની વ્યવસ્થા કરવાને પણ સમર્થ છે, એમ કહે છે:

**दुर्घटं घटयामीति विरुद्धं किं न पश्यसि ।**
**वास्तवौ बंधमोक्षौ तु श्रुतिर्न सहतेतराम् ॥२३४**

'દુર્ઘટ બનાવોને ઘટાવું છું' એવી રીતે માયાનો જે વિરુદ્ધ સ્વભાવ છે, તેને ઇંદ્રજાલાદિકને વિષે શું દેખતા નથી? એ તો સુપ્રસિદ્ધ જ છે. વાસ્તવ બંધમોક્ષને તો શ્રુતિ જરા પણ સહન કરતી નથી; અર્થાત્ શ્રુતિ તો બંધની પેઠે મોક્ષની પણ વાસ્તવતા સહન[૬૭] કરતી નથી.

૬૭ તાત્પર્ય એમ છે કે બંધન અવિદ્યાકલ્પિત છે એટલે વાસ્તવ નથી. જો બંધન સાચુ નથી, તો પછી મોક્ષ વાસ્તવ શી રીતે હોઈ શકે? સિદ્ધાંતમાં બંધમોક્ષ કાલ્પનિક માનેલા છે.

મોક્ષાદિકની વાસ્તવતાનો નિષેધ દર્શાવનારી શ્રુતિ કહી દેખાડે છે:

**न निरोधो न चोत्पत्तिर्न वद्धो न च साधकः ।**
**न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥२३५॥**

નથી નિરોધ (નાશ) કે નથી ઉત્પત્તિ (દેહસંબંધ), તેમ નથી કોઈ બદ્ધ (સુખદુઃખાદિક ધર્મવાળો), કે નથી કોઈ સાધક (શ્રવણમનનાદિકનું અનુષ્ઠાન કરનારો), વળી નથી કોઈ મુમુક્ષુ (સાધન ચતુષ્ટયસંપન્ન થઈ મોક્ષની ઇચ્છા કરનારો), કે નથી કોઈ મુક્ત એટલે જેની અવિદ્યા નિવૃત્ત થઈ છે તેવો; આટલી જ પરમાર્થતા છે, એટલે ઉપર કહેલાં કંઈ પણ વસ્તુતાએ છે જ નહિ; એમ સમજવાનું છે.

એ પ્રમાણે જીવ તથા ઈશ્વરની માયામયતા(મિથ્યારૂપતા)નું પ્રતિપાદન કરીને તેનો ઉપસંહાર કરે છે:

**मायाख्यायाः कामधेनोर्वत्सौ जीवेश्वरावुभौ ।**
**यथेच्छं पिवतां द्वैतं तत्त्वं त्वद्वैतमेव हि ॥२३६**

માયા નામની કામધેનુના જીવ અને ઈશ્વર એ બે વત્સ છે. તે બન્ને વાછડાઓ યથેચ્છ (મરજીમાં આવે તેવી રીતે) દ્વૈતરૂપ દુગ્ધનું પાન કરે છે અને તત્ત્વભૂત તો અદ્વૈત જ છે.

જીવ તથા ઈશ્વર બન્ને માયિક હોવાથી તેનો ભેદ તો કદી મિથ્યા છે, એમ માનો, તોપણ કૂટસ્થ અને બ્રહ્મ તો પારમાર્થિક છે, તેથી તેનો ભેદ તો પારમાર્થિક હોવો જોઈએ એવી શંકા કરીને ભેદની પ્રયોજક (કારણભૂત) જે સ્વરૂપની વિલક્ષણતા છે, તેનો અભાવ હોવાથી, કૂટસ્થ તથા બ્રહ્મનો ભેદ પણ અપારમાર્થિક જ છે, એમ કહી સિદ્ધાંતી પરિહાર કરી બતાવે છે:

**कूटस्थब्रह्मणोर्भेदो नाममात्राहते न हि ।**
**घटाकाशमहाकाशौ वियुज्येते न हि क्वचित् ॥२३७**

કૂટસ્થ તથા બ્રહ્મનો ભેદ નામમાત્ર વિના કશો છે જ નહિ અને નામમાત્રથી ભેદ જણાય છે; તોપણ વસ્તુતાએ ભેદનો અભાવ છે. તેને માટે આ જ પ્રકરણના ૫૮મા શ્લોકમાં કહેલા દૃષ્ટાંતનું સ્મરણ કરી વિચાર કરીએ, તો ઘટાકાશ તથા મહાકાશ કોઈ પણ કાળે વિયોગ પામતા નથી; અર્થાત્ જેમ ઘટાકાશ તથા મહાકાશનો વાસ્તવભેદ કશો છે જ નહિ, તેમ કૂટસ્થ તથા બ્રહ્મનો પણ વાસ્તવભેદ છે નહિ.

એવી રીતે ભેદનું મિથ્યાપણું સિદ્ધ કરવાથી શું ફળ થયું? એ આકાંક્ષાના પૂરણાર્થે કહે છે:

**यदद्वैतं श्रुतं सृष्टेः प्राक्तदेवाद्य चोपरि ।**
**मुक्तावपि वृथा माया भ्रामयत्यखिलाञ्जनान् ॥**

જે અદ્વૈત સૃષ્ટિથી પૂર્વકાળમાં સાંભળ્યુ છે, તે અદ્વૈત આજે સૃષ્ટિકાળમાં પણ છે અને પાછળ પ્રલય વિષે પણ તે હશે, તેમ જ મુક્તિને વિષે પણ તે જ અદ્વૈત છે. માત્ર માયા સર્વને વૃથા ભમાવે[૬૮] છે—જન્મમરણાદિકનો અનુભવ કરાવે છે.

૬૮. જ્યારે ભેદ વાસ્તવ નથી, ત્યારે સર્વ પુરુષો ભેદને વિષે અભિનિવેશ (આગ્રહ) બુદ્ધિ કેમ રાખે છે? એ શંકા થાય તેના ખુલાસા માટે કહ્યુ કે સર્વે જનો તત્ત્વજ્ઞાની હોતા નથી એટલે તત્ત્વજ્ઞાનરહિત હોય છે. તેથી એવા અજ્ઞાની જનો ભેદમાં અભિનિવેશ (આગ્રહ)

કરે, એટલા ઉપરથી કંઈ ભેદની વસ્તુતા સિદ્ધ થઈ જતી નથી, પણ જ્ઞાનીના અનુભવથી એ ભેદની અવસ્તુતા દૃઢ રીતે સિદ્ધ છે

પ્રપંચના માયામયત્વ(મિથ્યાપણા)નું તથા તત્ત્વના અદ્વિતીયપણાનું જે પુરુષો વર્ણન કરે છે તેઓ પણ સંસારી જોવામા આવે છે, ત્યારે તત્ત્વજ્ઞાનથી શી પ્રયોજનસિદ્ધિ થઈ? એવી આશંકા વાદી મૂળ શ્લોકના પૂર્વાર્ધમા કરે છે, તેનુ સમાધાન સિદ્ધાંતી શ્લોકના ઉત્તરાર્ધથી દર્શાવે છે

**ये वदन्तीत्थमेतेऽपि भ्राम्यंतेऽविद्ययाऽत्र किम् ।**
**न यथापूर्वमेतेषामत्र भ्रांतेरदर्शनात् ॥२३९॥**

જે પુરુષો એમ કહે છે એટલે પ્રપંચનુ મિથ્યાપણુ તથા તત્ત્વનું અદ્વિતીયપણું કહે છે, તેઓ પણ આ સંસારને વિષે ભમે છે, તો પછી વિદ્યા વડે કરી શું થયુ ? એમ શંકા કરવી નહિ; કેમકે પૂર્વની પેઠે એ જ્ઞાની પુરુષોને આ સંસારમા ભ્રાંતિ થતી જોવામા આવતી નથી; અર્થાત્ એ જ તેઓને વિદ્યા(જ્ઞાન)નુ ફળ થયેલુ જાણવુ.

જ્ઞાનીને ભ્રાંતિનો અભાવ હોય છે, એમ દર્શાવવા માટે પ્રથમ અજ્ઞાનીનો નિશ્ચય કહી બતાવે છે·

**ऐहिकामुष्मिकः सर्वः संसारो वास्तवस्ततः ।**
**न भाति नास्ति चाद्वैतमित्यज्ञानिविनिश्चयः ॥२४०**

આ લોકના પદાર્થમાત્ર(સ્ત્રી–પુત્રાદિક)ના પોષણરૂપ સંસાર તથા સ્વર્ગ–સુખાદિકના અનુભવરૂપ સંસાર સર્વ વાસ્તવ છે, તેથી અદ્વૈત ભાસતુ નથી તેમ અદ્વૈત છે પણ નહિ, એવો અજ્ઞાની જનોનો નિશ્ચય છે

તત્ત્વનિશ્ચયનું તેનાથી વિલક્ષણપણું કહે છે એટલે તત્ત્વ (યથાર્થ) વસ્તુના નિશ્ચયવાળા જ્ઞાનીના નિશ્ચયનુ, પૂર્વે કહેલા અજ્ઞાનીના નિશ્ચય કરતા વિલક્ષણપણુ છે તે કહી બતાવે છે:

**ज्ञानिनो विपरीतोऽस्मान्निश्चयः सम्यगीक्ष्यते ।**
**स्वस्वनिश्चयतो बद्धो मुक्तोऽहं चेति मन्यते ॥२४१**

જ્ઞાની પુરુષનો નિશ્ચય, એ અજ્ઞાનીના નિશ્ચયથી વિપરીત જોવામા આવે છે; અર્થાત્ અદ્વૈત પારમાર્થિક છે અને તે ભાસે છે અને સંસાર મિથ્યા છે, એવો જ્ઞાનીનો નિશ્ચય હોય છે અને પોતપોતાના નિશ્ચયથી, 'હું બદ્ધ છુ,' 'હું મુક્ત છુ' એમ ક્રમે કરી અજ્ઞાની તથા જ્ઞાની માને છે, એટલે કે તેઓને પોતપોતાના નિશ્ચય પ્રમાણે ફળ થાય છે.

## અદ્વૈતના વાદપૂર્વક અદ્વૈતનું અપરોક્ષત્વ તથા દ્વૈતનું મિથ્યાત્વ–નિરૂપણ

'અદ્વૈત ભાસે છે' એ કહેવુ માત્ર શાસ્ત્ર ઉપરથી છે, કંઈ અનુભવથી નહિ; માટે તે અદ્વૈતનો નિશ્ચય બને નહિ, એમ વાદી શંકા કરે છે તેનો 'અદ્વૈત અનુભવનો અવિષય નથી, પણ અનુભવનો વિષય છે,' એમ કહી સિદ્ધાંતી પરિહાર આપે છે, તેમ જ બીજી એવી શંકા થાય છે કે, 'ચિદ્રૂપતાનુ ભાન થયા છતા પણ તે ચિદ્રૂપતા પૂર્ણપણે કેમ પ્રતીત થતી નથી?' તો તે શંકાના ઉત્તરમા સંપૂર્ણપણે ભાનનો અભાવ તો દ્વૈત–જગતમા પણ સમાન છે, એમ સિદ્ધાંતી જણાવે છે.

**नाद्वैतमपरोक्षं चेन्न चिद्रूपेण भासनात् ।**
**अशेषेण न भातं चेद्द्वैतं किं भासतेऽखिलम् ॥२४२**

અદ્વૈત અપરોક્ષ છે નહિ, એમ જો કહે, તો તે સંભવતું નથી; કારણ કે અદ્વૈત ચિદ્રૂપે ભાસે છે તેથી અર્થાત્ 'ઘટ સ્ફુરે છે,' 'પટ સ્ફુરે છે' એમ સર્વત્ર સ્ફુરણરૂપે કરી અદ્વૈત અનુસ્યૂત ભાસે છે તેથી અદ્વૈત અનુભવનો અવિષય નથી, પણ અનુભવનો વિષય છે. કદી એમ કહો કે અદ્વૈત પ્રતીત થાય છે, તોપણ તે સંપૂર્ણપણે કરી ભાસતું નથી, તો દ્વૈત (જગત) શું પરિપૂર્ણરૂપે ભાસે છે? અર્થાત્ સંપૂર્ણરૂપે ન ભાસવું, એ તો દ્વૈત તથા અદ્વૈત બન્નેમા સમાન છે અને જે દોષ બન્ને પક્ષમા સમાન હોય તે પૂછવા યોગ્ય ન કહેવાય એટલે તે દોષસ્વરૂપ જ ન ગણાય.

એવી રીતે દ્વૈત–અદ્વૈત બેય પક્ષમા દોષની સમાનતા કહીને હવે તે દોષના પરિહારની સમતા કહે છે:

**दिङ्मात्रेण विभानं तु द्वयोरपि समं खलु ।**
**द्वैतसिद्धिवदद्वैतसिद्धिस्ते तावता न किम् ॥२४३**

એક દેશથી ભાન થયુ, એ તો દ્વૈત–અદ્વૈત બેયને વિષે નિશ્ચયપૂર્વક સમાન જ છે, તો પછી તેટલા ઉપરથી અર્થાત્ એક દેશની[૬૯] પ્રતીતિ ઉપરથી તમારા પક્ષમા જેમ દ્વૈત(સંસાર)ની સિદ્ધિ થાય છે, તેની પેઠે અદ્વૈત–સિદ્ધિ (અદ્વૈત નિશ્ચય) કેમ ન થાય? થાય જ.

૬૯. એક કણના પાકની પરીક્ષા ઉપરથી આખી હાંડલીના સર્વ તંદુલના પાકનો જે નિશ્ચય તેને 'સ્થાલી-પુલાક' ન્યાય કહે છે. સ્થાલી–હાંડલી અને પુલાક–તંદુલકણ. અહી સ્થાલીપુલાકન્યાયથી શરીરની અંદર

રહેલી અંતર્મુખ નિશ્ચયરૂપવૃત્તિ વડે ચેતનતા, આનંદતા, અદ્વયતા. પૂર્ણતા, નિત્યમુક્તતા અસગતા. આદિક બ્રહ્મનાં વિશેષણોથી યુક્ત પ્રત્યગાત્માના ગ્રહણથી પ્રત્યગાત્મનિષ્ટ અવિદ્યાશની નિવૃત્તિ દ્વારા, પ્રત્યક્થી અભિન્ન જે બ્રહ્મ તેનુ સ્વયંપ્રકાશતારૂપે ભાન સભવે છે, એવી રીતે એકદેશની પ્રતીતિથી અદ્વૈતનો નિશ્ચય થાય છે.

પૂર્વપક્ષવાદી અન્ય પ્રકારે અદ્વૈતની અસિદ્ધિની આશંકા કરે છે:

**द्वैतेन हीनमद्वैतं द्वैतज्ञाने कथं त्विदम् ।**
**चिद्भानं त्वविरोध्यस्य द्वैतस्यातोऽसमे उभे ॥२४४**

દ્વૈતથી રહિતનુ નામ અદ્વૈત છે, એ અદ્વૈત દ્વૈતના જ્ઞાનમા કેમ સંભવે? અર્થાત્ દ્વૈત તથા અદ્વૈત એ બન્નેને પરસ્પર વિરોધ હોવાને લીધે દ્વૈતની પ્રતીતિ થતી હોય, ત્યા અદ્વૈત કેમ સભવે? અને કદી એમ કહો કે, જેમ દ્વૈતનુ અદ્વૈત વિરોધી છે તેમ અદ્વૈતનું દ્વૈત પણ વિરોધી છે, તેથી અદ્વૈત જ્યાં ભાસમાન થાય, ત્યાં દ્વૈતની અસિદ્ધિ પણ થાય એટલે બન્નેનો પ્રશ્ન સમાન થઈ રહ્યો તેથી એ પ્રશ્ન પૂછવા યોગ્ય રહ્યો નહિ. આના ઉત્તરમાં પૂર્વવાદી જણાવે છે કે, ચેતનરૂપ ભાન તો આ દ્વૈતનુ અવરોધી છે, તેથી બન્ને અસમ છે—સમાન નથી. અર્થાત્ તમારા મતમાં ચેતનરૂપ પ્રતીતિ એ જ અદ્વૈતપ્રતીતિ છે, તેથી તે ચેતનરૂપ પ્રતીતિને અમારા દ્વૈત સાથે કશો વિરોધ છે નહિ, એટલે તમારા તથા મારા બેય પ્રશ્નોની સમતા નથી.

પ્રતીયમાન દ્વૈતની પણ જો વાસ્તવતા નથી, તો તે દ્વૈતનું, વાસ્તવ અદ્વૈતની સાથે વિરોધીપણું પણ નથી. એવી રીતે સિદ્ધાતી પરિહાર કરે છે:

**एवं तर्हि शृणु द्वैतमसन्मायामयत्वतः ।**
**तेन वास्तवमद्वैतं परिशेषाद्विभासते ॥ २४५ ॥**

એમ જો કહેતા હો. તો સાંભળો દ્વૈત અસત્ છે; કારણ કે તે માયામય છે, આ હેતુથી પરિશેષ ન્યાય[70] વડે વાસ્તવ (પારમાર્થિક) અદ્વૈત છે, તે વિશેષે કરી ભાસે છે—પ્રતીત થાય છે.

૭૦. प्रसक्तप्रतिषेधेऽन्यत्राऽप्रसङ्गाच्छिष्यमाणे सम्प्रत्ययः 'परिशेष.' । પ્રાપ્તનો પ્રતિષેધ થતાં અન્યને વિષે અપ્રાપ્તિ થવાથી અવશેષ રહેલ વસ્તુને વિષે જે સમ્યક્ પ્રતીતિ થાય, તે પરિશેષ કહેવાય છે અને તે પરિશેષ, અનુમાનનો ઉત્થાપક ગણાય છે, તે અનુમાન પરિશેષાનુમાન કહેવાય છે જેમકે અમે ૭ દ્વિજ છીએ, પણ તેમાં એક ક્ષત્રિય તથા બે વૈશ્ય છે. એટલે આ ઉપરથી એવુ અનુમાન થાય કે દ્વિજ શબ્દના અર્થમા બ્રાહ્મણ, ક્ષત્રિય. અને વૈશ્ય, એ ત્રણનો જ સમાવેશ થાય છે તેમા અહીં છમાથી એક ક્ષત્રિય ગણાવ્યો તથા બે વૈશ્ય કહ્યા તો બાકીના ત્રણ બ્રાહ્મણ જ હોવા જોઈએ, એવો જે નિશ્ચય થયો તે પરિશેષાનુમાનથી થયો.

પરિશેષનો પ્રકાર કહી દેખાડે છે·

**अचिंत्यरचनारूपं मायैव सकलं जगत् ।**
**इति निश्चित्य वस्तुत्वमद्वैते परिशेष्यताम् ॥२४६**

અચિંત્ય રચનારૂપ એટલે જેની રચનાનુ ચિંતન ન કરી શકાય, એવું આ સકળ જગત માયા જ છે, અર્થાત્ મિથ્યાભૂત છે. અનિર્વચનીય હોવાથી દ્વૈતના મિથ્યાત્વનો નિશ્ચય કરીને વસ્તુપણુ અદ્વૈતને વિષે પરિશેષ કરવું એટલે કે પરિશેષથી અદ્વૈત વાસ્તવ છે એવો નિશ્ચય કરી લેવો.

ઉક્ત પ્રકારે કરી અદ્વૈતનો નિશ્ચય કર્યો હોય, તોપણ પૂર્વવાસનાથી ફરીફરીને દ્વૈતની સત્યતા ભાસે છે,એવી આશંકા કરીને, તેની નિવૃત્તિને માટે ફરીફરીને દ્વૈતના મિથ્યાપણાનો વિચાર કર્યા કર; એમ સિદ્ધાતી કહે છે:

**पुनर्द्वैतस्य वस्तुत्वं भाति चेत्त्वं तथा पुनः ।**
**परिशीलय को वाऽत्र प्रयासस्तेन ते वद ॥२४७**

પુન· (ફરીને) જો દ્વૈતની સત્યતા ભાસે તો તમે ફરીને[71] દ્વૈતના મિથ્યાત્વ ભાવનો વિચાર કરો અને તેવા વિચારથી તમને અહી શો પ્રયાસ પડે છે તે કહો.

૭૧. आवृत्तिरसकृदुपदेशात् । (બ્ર સૂ. ૪-૧-૧) એ શારીરકમીમાસાના ચોથા અધ્યાયના આરભનું સૂત્ર છે. તેનો અર્થ એવો છે કે. શ્રુતિને વિષે 'तत्त्वमसि श्वेतकेतो ।' ઇત્યાદિક પ્રસંગોમાં અસકૃત (એકથી વધારે વાર) નવવાર ઉપદેશ કરેલો છે. તેથી એ શ્રવણમનનાદિકના અનુષ્ઠાનની આવૃત્તિ કરવી યોગ્ય છે. એવી રીતે વ્યાસ ભગવાને આત્માના શ્રવણ વગેરેના આવર્તનનું વિધાન કરવા કહેલુ છે; તે માટે વિચાર વારંવાર કરવો યોગ્ય છે.

કેટલાક કાળ સુધી વિચાર કર્યા કરવો ' એવી આ શંકા કરીને, તે આત્માને વિષે અખંડ અનુભવની પ્રાપ્તિ થાય કે, તે વિચારની સમાપ્તિ થાય છે; એમ આ પ્રકરણના ૧૫મા

શ્લોકમા વિચારકાળનો અવધિ કહેવાઈ ગયો છે, તેથી અદ્વૈતના વિચારમા એવો કંટાળો યોગ્ય નથી, કિંતુ દ્વૈતના પ્રતિભાસને વિષે જ એ કંટાળો આવવો યોગ્ય છે; એમ કહે છે.

**कियंतं कालमिति चेत्खेदोऽयं द्वैत इष्यताम् ।**
**अद्वैते तु न युक्तोऽयं सर्वानर्थनिवारणात् ॥२४८**

કેટલા કાળ પર્યંત વિચાર કરવો? એમ જો કહે તો એ ખેદ દ્વૈતના વિચારમા ઇચ્છવો, અદ્વૈતના વિચારને વિષે તો એવો ખેદ યુક્ત નથી; કેમકે અદ્વૈતના વિચાર વડે કરીને તો સર્વ અનર્થનુ નિવારણ થાય છે; તેથી કંટાળો અદ્વૈતમાં નહિ પણ દ્વૈતમાં આવવો ઉચિત છે, એવો અભિપ્રાય છે.

એવી રીતે અદ્વૈત આત્મતત્ત્વનો અપરોક્ષાનુભવ હોવા છતા પણ ક્ષુધા-તૃષા આદિક અનર્થ દશ્યમાન થાય છે, તો પછી આત્મજ્ઞાનનું સર્વ અનર્થનુ નિવારકપણુ જે કહ્યું, તે અસિદ્ધ થશે, એવી રીતે વાદી મૂળમા શંકા કરે છે. એના ઉત્તરમા સિદ્ધાંતી ક્ષુધા, તૃષા આદિક જે અનર્થ કહ્યા તે શુ 'मत्' શબ્દના વાચ્ય અહંકારને વિષે દેખાય છે? કિંવા 'मत्' શબ્દે કરી ઉપલક્ષિત જે ચિદાત્મા તેને વિષે દેખાય છે? એવા બે વિકલ્પ કરીને પહેલા વિકલ્પનો અંગીકાર કરે છે.

**क्षुत्पिपासादयो दृष्टा यथापूर्वं मयीति चेत् ।**
**मच्छब्दवाच्येऽहंकारे दृश्यन्तां नेति को वदेत् ॥**

ક્ષુધા, તૃષા આદિક સંસારધર્મો મારે વિષે જેવા પૂર્વે (અજ્ઞાનકાળમાં) હતા તેવા ને તેવા જ આજે પણ દેખાય છે, એમ જો કહો તો, 'मत्' શબ્દના વાચ્ય અહંકારને વિષે તેવા ધર્મો ભલે દેખાઓ, ન દેખાઓ એમ કોણ કહે છે? અને ચિદાત્માને વિષે એ ક્ષુધા, તૃષા આદિક અનર્થ દેખીએ છીએ એમ બીજો પક્ષ લઈને કહો, તો તે બને નહિ; કેમકે તે ચિદાત્મા તો અસંગ છે અને અવિષય છે; એવો ગૂઢાર્થ છે.

વસ્તુત એ ચિદાત્મામા ક્ષુધાતૃષાદિકની પ્રતીતિનો અભાવ છે, તોપણ ભ્રાંતિથી આત્માને વિષે જે ક્ષુધાતૃષાદિકની પ્રાપ્તિ થાય તો તેનું કેમ? એવી રીતે વાદી મૂળમા શંકા કરે છે તેનો ઉત્તરાર્ધથી સિદ્ધાંતી ઉત્તર આપે છે:

**चिद्रूपेऽपि प्रसज्येरंस्तादात्म्याध्यासतो यदि ।**
**माऽध्यासं कुरु किंतु त्वं विवेकं कुरु सर्वदा ॥२५०**

તાદાત્મ્ય અધ્યાસને લીધે ચિદ્રૂપ આત્માને વિષે પણ ક્ષુધાતૃષાદિકની પ્રાપ્તિનો પ્રસંગ આવે, એમ જો માનતા હો, તો તમે અધ્યાસ જ ન કરો; પરંતુ સર્વદા વિવેક કરો; અર્થાત્ એ અનર્થભૂત અધ્યાસની નિવૃત્તિ માટે સદા વિવેક જ કર્યો કરો.

અનાદિ વાસનાવશાત્ કરીને પણ અધ્યાસનું આગમન થાય, ત્યારે તેની નિવૃત્તિને અર્થે આવૃત્તિ (પુનઃ પુનઃ પરિશીલન) કરવા સિવાય બીજો ઉપાય નથી, એમ ઉપદેશરૂપે કહે છે:

**झटित्यध्यास आयाति दृढवासनयेति चेत् ।**
**आवर्तयेद्विवेकं च दृढं वासयितुं सदा ॥२५१॥**

દૃઢ (ઘણા કાળથી રૂઢ થઈ ગયેલી) વાસનાને લીધે ઝટ અધ્યાસ આવી જાય છે, એમ જો કહો તો દૃઢ રીતે વિવેકને ઠસાવવાને માટે તે વિવેકનું જ સદા આવર્તન (પુનઃ પુનઃ પરિશીલન) કર્યા કરવું. (એ જ પરમ ઉપાય છે.)

વિચાર કરીએ તો દ્વૈતનું માયામયપણું યુક્તિથી જ સિદ્ધ થાય છે, અનુભવથી સિદ્ધ થતુ નથી એમ આશંકા કરીને, અચિંત્યરચનામયરૂપ જે મિથ્યાપણુ, તેનો અનુભવ તો સર્વસાક્ષિક (સર્વથી પોતાની મેળે જ જાણી શકાય તેવો) છે, તેથી 'દ્વૈતનું મિથ્યાત્વ યુક્તિથી જ સિદ્ધ થાય છે, અનુભવથી નહિ.' એમ કહેવું અયોગ્ય છે; એમ કહી પરિહાર કરે છે:

**विवेके द्वैतमिथ्यात्वं युक्त्यैवेति न भण्यताम् ।**
**अचिंत्यरचनात्वस्यानुभूतिर्हि स्वसाक्षिकी ॥२५२**

વિવેક-વિચાર કરીએ, તો દ્વૈતનુ મિથ્યાપણુ યુક્તિ વડે જ સિદ્ધ જણાય છે, એમ કહેવુ નહિ; કારણ કે અચિંત્યરચનાપણાનો અનુભવ સ્વસાક્ષિક જ છે, અર્થાત્ જગત અચિંત્ય રચનારૂપ છે, એમ સર્વ સાક્ષીઓએ પોતાની મેળે જ જાણી શકાય તેવું છે.

મિથ્યાપણાનું અચિંત્ય રચનાત્વરૂપ જે લક્ષણ ૨૪૯મા શ્લોકમા કહ્યુ, તેની અતિવ્યાપ્તિ ચિદાત્માને વિષે થાય છે, એમ વાદી શંકા કરે છે, તેનું સિદ્ધાંતી 'પ્રાગભાવયુક્ત હોઈને જે જે અચિંત્ય રચનાવાળુ જ હોય તે મિથ્યાત્વ જાણવું', કેવળ અચિંત્યરચનાપણું જ મિથ્યા પદાર્થ નથી માટે અચિંત્યરચનાપણું ચિદાત્માને વિષે આવે તો તેથી કશી ક્ષતિ નથી,' એમ કહી સમાધાન કરે છે:

**चिदप्यचिंत्यरचना यदि तर्हस्तु नो वयम् ।**
**चितिं सुचिंत्यरचनां ब्रूमो नित्यत्वकारणात् ॥२५३**

ચિત્ (ચૈતન્ય) પણ અચિંત્ય રચનાવાળું છે, એમ જો કહેતા હો, તો એવી રીતે ચેતન પણ અચિંત્ય રચનાવાળું ભલે હો; કેમકે અમે પણ ચેતનને કંઈ સુચિંત્ય રચનાવાળું કહેતા નથી કે જેથી અમારે સિદ્ધાંતમાં વિરોધ આવે; કારણકે તે ચેતન નિત્ય છે, તેથી અર્થાત્ નિત્યત્વરૂપ કારણથી ચેતનને અચિંત્ય રચનાત્વની અમે આપત્તિ ગણતા નથી; એવો અભિપ્રાય છે.

ચેતનની નિત્યતા શા ઉપરથી કહો છો ? એવી આશંકા કરી તે ચેતનના પ્રાગભાવના અનુભવનો અભાવ છે તે ઉપરથી તેની નિત્યતા છે, એમ કહે છે.

**प्रागभावो नानुभूतश्चितेर्नित्या ततश्चितिः ।**
**द्वैतस्य प्रागभावस्तु चैतन्येनानुभूयते ॥ २५४ ॥**

ચિતિ(ચૈતન્ય)નો પ્રાગભાવ[૭૨] કોઈએ અનુભવેલો નથી, તેથી તે ચિતિ ચૈતન્ય નિત્ય છે અને દ્વૈતનો પ્રાગભાવ તો ચૈતન્યથી અનુભવ કરાય છે, તેથી તે દ્વૈતની નિત્યતા નથી.

૭૨. પ્રાગભાવ=ઉત્પત્તિ પહેલાનો અભાવ અહીં રહસ્ય એ છે કે, ચેતનનો પ્રાગભાવ છે એમ કહેનામાં ને પ્રાગભાવનો સાક્ષી કોણ ? એ પ્રશ્ન થાય છે. ચેતન પોતે પોતાના અભાવનો સાક્ષી થઈ શકે નહિ. અને ચેતન સિવાયનું બીજું બધુ જડ છે તેથી તેને કોઈનુ જ્ઞાન થઈ શકે નહિ અને સાક્ષીરહિત વસ્તુ સિદ્ધ થાય નહિ; માટે ચેતનનો પ્રાગભાવ હોઈ શકતો નથી. તે ઉપરાંત પ્રતિયોગીના જ્ઞાન વગર અભાવ સિદ્ધ થતો નથી તેથી પ્રાગભાવ કહેવા જતાં ચેતનને સ્વીકારવું પડે છે અને ચેતનનો સ્વીકાર થયો તો અભાવ રહે નહિ માટે પણ ચેતનનો પ્રાગભાવ સિદ્ધ થતો નથી. તેથી ઊલટું દ્વૈતપ્રપચનો પ્રાગભાવ સાક્ષી આત્મા અનુભવે છે તેથી દ્વૈત ઉત્પત્તિવાળું સિદ્ધ થાય છે માટે અનિત્ય છે. અનિત્ય છે છતાં અચિત્ય પણ છે, માટે દ્વૈત મિથ્યા છે. આત્મા અચિત્ય છે, પણ ઉત્પત્તિવાળો નથી માટે નિત્ય છે

એવી રીતે પ્રાગભાવયુક્ત હોઈને જે અચિંત્ય રચનાવાળું હોય તે મિથ્યા, એવુ જે મિથ્યાત્વનું લક્ષણ કહ્યુ તેનો દ્વૈતમા સમન્વય છે, તેથી દ્વૈતનું મિથ્યાત્વ સિદ્ધ થયુ, એમ કહે છે.

**प्रागभावयुतं द्वैतं रच्यते हि पटादिवत् ।**
**तथापि रचनाऽचिंत्या मिथ्या तेनेंद्रजालवत् ॥ २५५**

પ્રાગભાવથી યુક્ત દ્વૈત (જગત) ઘટાદિકની પેઠે રચાય છે, તોપણ એ દ્વૈતની રચના અચિંત્ય છે, તેથી ઇંદ્રજાળની પેઠે દ્વૈત મિથ્યા છે; આમાં 'પ્રાગભાવે કરી યુક્ત' એવું જે દ્વૈતનું વિશેષણ છે તે હેતુગર્ભ છે, એટલે દ્વૈત પ્રાગભાવથી યુક્ત છે તેથી ઘટાદિકની પેઠે રચાય છે અને તે રચાય છે તોપણ તે દ્વૈતની રચના (ઉત્પત્તિ) અચિંત્ય છે માટે ઇંદ્રજાલરચિત મહેલની પેઠે દ્વૈત મિથ્યા છે; એવી રીતે એ વિશેષણથી દ્વૈતના મિથ્યાત્વનું સાધન થાય છે; તેથી એ વિશેષણ હેતુગર્ભ[૭૩] વિશેષણ કહેવાય છે.

૭૩ જે વિશેષણ પોતાના વિશેષ્યમા સાધવા ધારેલા કોઈ પણ ધર્મના હેતુને પોતામાં અંતર્ગત રાખે છે, તે વિશેષણ હેતુગર્ભ કહેવાય છે, જેમકે અહી દ્વૈતનુ 'પ્રાગભાવયુક્ત' એવુ જે વિશેષણ છે, તે તેવું (એટલે) હેતુગર્ભ વિશેષણ છે.

ચિત્તિ (ચેતન) સ્વપ્રકાશ હોવાથી નિત્ય છે અને અપરોક્ષ ભાસે છે, તેમ જ ચિત્‌થી વ્યતિરિક્ત (ભિન્ન) જગતનું મિથ્યાપણુ તે જ ચિતિએ અનુભવાય છે, એમ ૨૪૨થી ૨૫૫મા શ્લોક પર્યંતમા દર્શાવ્યુ, આથી કરી 'અદ્વૈત અપરોક્ષ નથી' એમ કહેવાવાળા વાદીના વચનમા વ્યાઘાતદોષ આવે છે, તે કહી દેખાડે છે.

**चित्प्रत्यक्षा ततोऽन्यस्य मिथ्यात्वं चानुभूयते ।**
**नाद्वैतमपरोक्षं चेत्येतन्न व्याहतं कथम् ॥ २५६ ॥**

ચિત્ (ચૈતન્ય) અપરોક્ષ છે અને તે ચેતનથી દ્વૈતનું મિથ્યાપણું અનુભવાય છે, માટે 'અદ્વૈત અપરોક્ષ છે નહિ' આ વચન વ્યાઘાતદોષ યુક્ત કેમ નહિ થાય ? અથવા ૨૪૨મા શ્લોકમાં 'नाद्वैतमपरोक्षं–અદ્વૈત અપરોક્ષ નથી' એમ જે કહ્યું છે, તે વ્યાઘાતદોષયુક્ત જ છે.

આ પ્રકરણના ૨૪૨મા શ્લોકથી ૨૫૬મા શ્લોક સુધીમાં નિરૂપણ કરેલ વેદાંતાર્થને જાણવાવાળા પણ કેટલાએક પુરુષોને આ વેદાંતાર્થમા શ્રદ્ધા કેમ થતી નથી ? એમ વાદી સિદ્ધાંતીને પૂછે છે. તેના ઉત્તરમા સિદ્ધાંતી, તેઓ સમ્યક્ વિચારથી શૂન્ય હોય છે તેથી એ વેદાંતાર્થમા તેઓને વિશ્વાસ હોતો નથી, એમ કહેવાની ધારણાથી પ્રતિબંદી (વચનનું પ્રતિવચને કરી ખંડન કરવુ તે) વડે કરી વાદીને ઉદ્દેશીને તેના પ્રતિ નિગ્રહસ્થાને આરોપ કરે છે:

**इत्थं ज्ञात्वाऽप्यसंतुष्टाः केचित्कुत इतीर्यताम् ।**
**चार्वाकादेः प्रबुद्धस्याप्यात्मा देहः कुतो वद ॥ २५७**

એવી રીતે જાણતા છતા પણ કઈક પુરુષો અસંતુષ્ટ કેમ હોય છે? એ મને કહો, એમ જો તું મને પૂછતો હો, તો, પ્રબુદ્ધ એટલે ઊહાપોહ, વિકલ્પ તથા ખડન કરવામા કુશળ એવા જે ચાર્વાકાદિક છે, તેઓને પણ 'આ દેહ આત્મા છે' એવો અભિનિવેશ કેમ છે? તે તુ મને કહે.

હવે વાદી, પૂર્વોક્ત પ્રતિબદ્ધીથી છૂટવા માટે શકા કરે છે

**सम्यग्विचारो नास्त्यस्य धीदोषादिति चेत्तथा ।**
**असंतुष्टास्तु शास्त्रार्थं न त्वैक्षंत विशेषतः ॥२५८**

એ ચાર્વાકાદિકને બુદ્ધિના દોષને લીધે સમ્યક્ વિચાર હોતો નથી, એમ જો કહે તો પ્રકૃતમા પણ એમ જ સમજી લેવુ, એટલે કે એવી જ રીતે અસતુષ્ટ જે પુરુષ છે, તે બુદ્ધિદોષને લીધે વિશેષે કરી શાસ્ત્રના અર્થ જોતા નથી અર્થાત્ શાસ્ત્રાર્થના વિચારના અભાવને લીધે તેઓનો અસંતોષ વિરામ પામતો નથી.

### તત્ત્વજ્ઞાનનું ફળ

**તત્ત્વજ્ઞાનના ફળની પ્રતિપાદક શ્રુતિનુ વ્યાખ્યાન**

એ પ્રમાણે બ્રહ્મસ્વરૂપ તત્ત્વનો વિચાર કરીને તે તત્ત્વવિચારથી જન્ય જે તત્ત્વજ્ઞાનનુ ફળ, તેનો વિચાર કરવા માટે તે ફળનું પ્રતિપાદન કરનારી શ્રુતિને અક્ષરશ કહે છે

**यदा सर्वे प्रमुच्यंते कामा येऽस्य हृदि श्रिताः ।**
**इति श्रौतं फलं दृष्टं नेति चेद्दृष्टमेव तत् ॥२५९**

આ મનુષ્યના હૃદયમા રહેલી જે વિષયની તૃષ્ણાઓ છે, એ સર્વે વિષયતૃષ્ણાઓ જ્યારે અત્યત નિવૃત્ત થઈ જાય છે, ત્યારે મરણધર્મવાળો મનુષ્ય અમર થાય છે અને અહી જ બ્રહ્મને પામે છે એ પ્રમાણે શ્રુતિએ[૭૪] પ્રતિપાદન કરેલુ ફળ અનુભવમાં આવતુ નથી, એમ જો તમે કહો તો અમે કહીએ છીએ, કે તે બ્રહ્મજ્ઞાનીઓના અનુભવમા આવેલું જ છે.

૭૪ આખો મત્ર આ પ્રમાણે છે 'यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिता । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते । (બૃ ૪-૪-૭) આ મંત્રનો સમગ્ર અર્થ એવો છે કે, એ મુમુક્ષુ પુરુષના હૃદયનો આશ્રય કરીને રહેલા જે કામમૂલક (તાદાત્મ્ય અધ્યાસ છે મૂળ જેનુ એવા) ઇચ્છા વગેરે અત કરણવૃત્તિનાં પરિણામો છે તે સર્વે જે સમયે છૂટી જાય છે, અર્થાત્ તત્ત્વજ્ઞાન વડે અધ્યાસની નિવૃત્તિ થતા નિવૃત્ત થઈ જાય છે, ત્યારે જ મર્સ (જ્ઞાનથી પૂર્વકાળમા દેહની સાથેના તાદાત્મ્યાધ્યાસે કરી મરણસ્વભાવાળો) પુરુષ અમૃત થાય છે, એટલે અધ્યાસ છૂટી જવાથી મરણરહિત થાય છે, કારણ કે આ જ દેહને વિષે બ્રહ્મને સારી રીતે પ્રાપ્ત થાય છે.

કામનિવૃત્તિરૂપ જે જ્ઞાનનુ ફળ કહ્યુ, તેનુ દૃષ્ટાત (અનુભવસિદ્ધપણુ) સ્પષ્ટ કરવાને વાસ્તે તે ઉપર કહેલ શ્રુતિવાક્યના શેષભૂત, તેના પછીના શ્રુતિવાક્યને ઉદાહરણ કરી તેનો અર્થ કહી દેખાડે છે

**यदा सर्वे प्रभिद्यंते हृदयग्रंथयस्त्विति ।**
**कामा ग्रंथिस्वरूपेण व्याख्याताः वाक्यशेषतः २६०**

'જ્યારે હૃદયની સર્વ ગ્રથિઓ ભેદાઈ જાય છે' એ વાક્યમા કામને ગ્રથિરૂપ કહેવામા આવેલો છે. અર્થાત્ આ વાક્યમાં કામ નિવૃત્તિનુ ગ્રથિભેદરૂપે વ્યાખ્યાન કર્યું છે એટલે નિવૃત્તિ તથા ભેદ, આ બન્નેને બાજુ પર રાખીએ તો કામ તથા ગ્રથિ, આ બે પર્યાય શબ્દ થાય છે અને એ અહકાર તથા ચિદાત્માના તાદાત્મ્ય અધ્યાસની નિવૃત્તિરૂપ જે ગ્રથિભેદ છે તે તો વિદ્વાનોને અનુભવસિદ્ધ છે, તથી પૂર્વે શ્રુતિમા કહેલ કામનિવૃત્તિરૂપ જે તત્ત્વજ્ઞાનનુ ફળ, તેની અપ્રત્યક્ષતાની શકાનો નિરાસ થાય છે. એટલે તે ફળ અનુભવસિદ્ધ છે એમ સ્થાપિત થાય છે.

લોકમા કામ શબ્દે કરી ઇચ્છાના ભેદ(પ્રકાર) કહેવાય છે, અને શ્રુતિમા તે 'કામ' પરતુ ગ્રથિ શબ્દે કરી વ્યાખ્યાન કેમ કર્યું? એવી આશકા કરી, અધ્યાસમૂલક જે ઇચ્છાવિશેષ છે, તેને જ કામ શબ્દે કરી કહેવામા આવે છે કંઈ ઇચ્છા માત્રને કામશબ્દવાચ્યતા નથી, એમ કહી પૂર્વોક્ત આશકાને દૂર કરે છે

**अहंकारचिदात्मानावेकीकृत्याविवेकतः ।**
**इदं मे स्यादिदं मे स्यादितीच्छाः कामशब्दिताः**

અહકાર તથા ચિદાત્માને અવિવેકથી એક જેવા કરીને 'મને આ મળો,' 'મને આ મળો' એવી રીતની જે ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે, તે અહી કામ શબ્દે કરી કહેવાય છે, માટે શ્રુતિમા કામને ગ્રથિરૂપતા કહેલી છે.

ભલા જ્યારે અધ્યાસમૂલક કામની જ ત્યાજ્યતા કહી, ત્યારે ઇતર જે અધ્યાસમૂલક ન હોય તેવા કામ શું અંગીકાર

કરવા યોગ્ય ગણાશે ’ એવી આશંકા કરીને તેવા કામ કંઈ બાધક નથી તેથી તે અધ્યાસરહિત આભાસરૂપ કામ અંગીકાર કરીએ જ છીએ, એમ કહી ઇષ્ટાપત્તિ દેખાડે છે.

अप्रवेश्य चिदात्मानं पृथक् पश्यन्नहंकृतिम् ।
इच्छंस्तु कोटिवस्तूनि न बाधो ग्रंथिभेदतः ॥२६२

અહંકારને વિષે ચિદાત્માને પ્રવેશ ન કરાવીને એટલે તાદાત્મ્ય અધ્યાસ વડે ચિદાત્માને અહંકારમાં અંતર્ભૂત[૭૫] નહિ કરીને, અહંકારને ચિદાત્માથી પૃથક (નિરાળો) જોતો એવો પુરુષ કદી કોટી વસ્તુઓની ઇચ્છા કરે, તોપણ તેની ગ્રંથિનો ભેદ થઈ ગયેલ છે, તેથી સાક્ષી આત્માનો અથવા બોધ–મોક્ષનો બાધ થતો જ નથી.

[૭૫] અહીં આટલું રહસ્ય છે કે ચિદાભાસ દેહ અને સાક્ષીની સાથે ક્રમે કરી સહજ, કર્મજ અને ભ્રમજ, એવા ભેદથી અહંકારનો અધ્યાસ ત્રણ પ્રકારનો છે. ચિદાભાસની સાથે જે અહંકારનો તાદાત્મ્ય અધ્યાસ છે. તે સહજ (સ્વાભાવિક) છે, કેમકે ચિદાભાસ તથા અહંકારના ઉત્પત્તિ તથા નાશ સાથે જ થાય છે. તેથી વર્તમાન દેહની સાથે જે અહંકારનો તાદાત્મ્યાધ્યાસ છે તે કર્મજ છે કેમકે દેહની જીવંત અવસ્થાને વિષે ‘હું મનુષ્ય છું ’ ઇત્યાદિ પ્રકારક સર્વ જનનો અનુભવ પ્રસિદ્ધ છે અને પ્રારબ્ધકર્મરૂપ ઉપાધિનો ક્ષય થાય કે તેજ ક્ષણે દેહની સાથેના તાદાત્મ્ય–અધ્યાસનો ક્ષય થાય છે (એટલે) દેહપાત થયા પછી દેહને વિષે ‘ઉંહું–હું’ ઇત્યાદિ વ્યવહાર જોવામાં આવતો નથી; તેથી તે દેહ સાથેનો તાદાત્મ્ય–અધ્યાસ પ્રારબ્ધકર્મે કરી જન્ય (ઉત્પાદ્ય) છે માટે તે કર્મજ કહેવાય છે અને અસંગ સાક્ષી ચેતનની સાથે જે અહંકારનો તાદાત્મ્ય–અધ્યાસ છે તે અજ્ઞાનકૃત પૂર્વપૂર્વ ભ્રાંતિથી સિદ્ધ થાય છે તેથી ભ્રમજ કહેવાય છે, કેમકે તત્ત્વજ્ઞાને કરી ભ્રાંતિની નિવૃત્તિ થયેથી તાદાત્મ્યનો અભાવ થતા જ્ઞાનીને સાક્ષી વિષે ‘હું કર્તા છું,’ ‘હું ભોક્તા છું,’ ‘હું સુખી છું,’ ‘હું દુખી છું’ ઇત્યાદિક અભિમાન થતું નથી તેથી તે ભ્રમજ તાદાત્મ્ય કહેવાય છે, એમ શ્રીશંકરાચાર્યે વાક્યવૃત્તિ ગ્રંથને વિષે ત્રિવિધ અહંકારનું તાદાત્મ્ય કહેલું છે. ઉપર કહેલાં ત્રિવિધ તાદાત્મ્યમાંથી સહજ તથા કર્મજની તો જ્ઞાની વિષે પણ કદાચિત્ પ્રતીતિ થાય છે, પણ જ્ઞાનીને અજ્ઞાન તથા ભ્રાંતિની નિવૃત્તિ થઈ ગઈ હોય છે, તેથી ત્રીજું ભ્રમજ તાદાત્મ્ય તો થાય નહિ; માટે અહંકારના ધર્મ આભાસરૂપ ઇચ્છાદિક કદી થાય, તો તેથી કરી જ્ઞાનીનું સ્વરૂપ જે સાક્ષી છે, તેનો સર્વથા બાધ થતો નથી.

અધ્યાસનો અભાવ થાય, તો પછી કામનો ઉદય જ નહિ થાય એવી આશંકા કરીને, અધ્યાસનો અભાવ થાય તો પણ પ્રારબ્ધ કર્મને લીધે તે કામની ઉત્પત્તિ સંભવે; એમ કહે છે

ग्रंथिभेदेऽपि संभाव्या इच्छाः प्रारब्धदोषतः ।
बुद्ध्वाऽपि पापबाहुल्यादसंतोषो यथा तव ॥२६३

ગ્રંથિનો ભેદ થયા છતાં પણ પ્રારબ્ધ કર્મરૂપ દોષને લીધે ઇચ્છા સંભવે છે. જેમ તત્ત્વને જાણીને પણ પાપના બાહુલ્ય(અધિકપણા)ને લઈ ને તને અસંતોષ છે, એવી રીતે પ્રારબ્ધવશાત્ ઇચ્છાની ઉત્પત્તિ થયા કરે છે.

પૂર્વ શ્લોકમાં અધ્યાસનો અભાવ થાય, ત્યારે કદી પ્રારબ્ધવશાત્ ઇચ્છાદિક થાય, તો તે અબાધક છે એમ જે કહ્યું, તેને બે દૃષ્ટાંત આપી સ્પષ્ટ કરી દેખાડે છે

अहंकारगतेच्छाद्यैर्देहव्याध्यादिभिस्तथा
वृक्षादिजन्मनाशैर्वा चिद्रूपात्मनि किं भवेत् ॥२६४

જેમ દેહગત વ્યાધિ આદિકથી અહંકારના સાક્ષી(આત્મા)નો કશો બાધ થતો નથી; કારણ કે આત્મા દેહસંબંધથી રહિત છે, વળી જેમ વૃક્ષાદિકના ઉત્પત્તિ–વિનાશ વગેરેથી દેહ તથા અહંકારના સાક્ષીનો બાધ થતો નથી, એમ જ અધ્યાસની નિવૃત્તિ થયેથી અહંકારગત ઇચ્છા આદિક ધર્મે કરીને પણ સાક્ષી(આત્મા)નો સર્વથા બાધ થતો નથી.

ચિદાત્માની અસંગતા એકરૂપા છે, એટલે ત્રણે કાળમાં સમાન છે તેથી ગ્રંથિભેદથી પૂર્વકાળમાં પણ કામાદિકે કરી આત્માનો બાધ છે નહિ, એવી રીતે પૂર્વવાદી મૂળમાં જ શંકા કરે છે.

ग्रंथिभेदात्पुराऽप्येवमिति चेत्तन्न विस्मर ।
अयमेव ग्रंथिभेदस्तव तेन कृती भवान् ॥२६५॥

ગ્રંથિભેદ થવાથી પૂર્વે પણ એમ છે, એટલે કામાદિકે કરી આત્માના બાધનો અભાવ છે, એમ જો તમે જાણતા હો તો, તમારે ભૂલી ન જવું જોઈએ કે, એનું નામ જ ગ્રંથિભેદ થયો અને તેટલાથી જ તમે કૃતાર્થ છો, એમ સમજવું.

ગ્રંથિભેદથી પૂર્વકાળમાં કામાદિકથી આત્માનો બાધ

થતો નથી, એવી રીતના જ્ઞાનનો જે અભાવ, તે જ અહીં ગ્રંથિશબ્દનો વાચ્ય અર્થ છે એમ કહી, તે સાથે મૂઢ તથા વિદ્વાનનું વિષમપણું કહી દર્શાવે છે

**नैवं जानंति मूढाश्चेत्सोऽयं ग्रंथिर्न चापरः ।**
**ग्रंथितद्भेदमात्रेण वैषम्यं मूढबुद्धयोः ॥२६६॥**

મૂર્ખ (અજ્ઞાની) પુરુષ એવી રીતે એટલે 'કામાદિકથી આત્માનો બાધ થતો નથી, એમ નહિ જાણવું એ જ ગ્રંથિ છે' એ પ્રકારે જાણતા નથી. એમ જો કહેતા હો તો, એમ નહિ જાણવું એ જ ગ્રંથિ છે. એનાથી બીજી કોઈ ગ્રંથિ નથી. અને મૂઢ (અજ્ઞાની) તથા બુદ્ધ (જ્ઞાની) એ બેનું વૈષમ્ય (વિલક્ષણપણું) પણ એ ગ્રંથિ તથા ગ્રંથિભેદ માત્રથી જ છે, અર્થાત્ જેને એ ગ્રંથિ છે તે મૂઢ અને જેને ગ્રંથિભેદ થઈ ગયો છે, તે બુદ્ધ (જ્ઞાની) એમ સમજી લેવું. એ સિવાય જ્ઞાની-અજ્ઞાનીની વિલક્ષણતા દર્શાવનારું બીજું કંઈ નથી.

પૂર્વ શ્લોકમાં જ્ઞાની તથા અજ્ઞાનીની વિલક્ષણતામાં ગ્રંથિભેદ વિના બીજું અન્ય કારણ નથી એમ જે કહ્યું, તેને સ્પષ્ટ કરી દેખાડે છે:

**प्रवृत्तौ वा निवृत्तौ वा देहेंद्रियमनोधियाम् ।**
**न किंचिदपि वैषम्यमस्त्यज्ञानिविबुद्धयोः ॥२६७**

દેહ, ઇંદ્રિયો, મન તથા બુદ્ધિ; એમની પ્રવૃત્તિ વિષે અથવા નિવૃત્તિ વિષે અજ્ઞાની તથા જ્ઞાનીની કિંચિત્ પણ વિલક્ષણતા નથી, અર્થાત્ દેહેંદ્રિયાદિના વ્યાપાર વગેરેમાં તો જ્ઞાની-અજ્ઞાની બધા જ સમાન છે. એમાં કંઈ જ્ઞાની-અજ્ઞાનીનું વૈલક્ષણ્ય નથી.

ત્યારે તે વિલક્ષણતા કોના જેવી છે? ત્યાં દૃષ્ટાંત આપી તે વિલક્ષણતા સમજાવે છે

**व्रात्यश्रोत्रिययोर्वेदपाठापाठकृता भिदा ।**
**नाहारादावस्ति भेदः सोऽयं न्यायोऽत्र योज्यताम् ॥**

વ્રાત્ય[76] તથા શ્રોત્રિય[77] એ બેનો વેદપાઠ તથા વેદના અપાઠને લઈને કરેલો ભેદ છે, કંઈ આહાર આદિકમાં તેઓનો ભેદ નથી, એ જ ન્યાયદૃષ્ટાંત અહીં જ્ઞાની-અજ્ઞાનીના ભેદમાં પણ જોડવું. અર્થાત્ વ્રાત્ય જેમ વેદપાઠરહિત છે, અને શ્રોત્રિય વેદપારંગત છે, એ તેઓના ભેદનું કારણ (પ્રયોજક) છે. બાકી આહારમાં તો બન્ને શાકાદિ વસ્તુનું ભક્ષણ કરનારા હોય છે, તેમ અહીં પણ ગ્રંથિ તેમ જ ગ્રંથિભેદકૃત જ માત્ર અંતર છે.

૭૬. ષોડશ વર્ષ પર્યંત જેને યજ્ઞોપવીત (મૌંજીબંધન) થયું ન હોય અને તેથી જેને વેદાધ્યયનનો પણ અભાવ હોય, એવા ત્રૈવર્ણિક (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યના) બાળકને વ્રાત્ય કહે છે.

૭૭ યજ્ઞોપવીત ધારણ કર્યા પછી ૭ અંગ સહિત તથા અર્થ અને વિધાન યુક્ત સ્વશાખાત્મક વેદના અધ્યયને કરી સંપન્ન થઈને ષટ્કર્મમાં પરાયણ રહેનાર જે બ્રાહ્મણાદિક તે શ્રોત્રિયશબ્દે કરી કહેવાય છે.

જ્ઞાની ગ્રંથિરહિત છે એ વિષયમાં શ્રીમદ્ ભગવદ્ગીતાના ચૌદમા અધ્યાયના ૨૨,૨૩ શ્લોકોમાંના વાક્યનું પ્રમાણ દર્શાવે છે:

**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ।**
**उदासीनवदासीन इति ग्रंथिभिदोच्यते ॥२६९**

સંપ્રવૃત્ત (નિયમતઃ પ્રાપ્ત થયેલાં-આવી મળેલાં) જે જે દુઃખાદિક, તેનો દ્વેષ કરતો નથી, તેમ નિવૃત્ત થયેલાં સુખોની આકાંક્ષા (વાંછના) કરતો નથી, ઉદાસીનવત્ એટલે તૂષ્ણીભાવને પામેલા પુરુષની પેઠે રહીને વર્તે છે, એમ ગ્રંથિભેદે કરી કહેવાય છે.

ઉપર કહેલું ગીતાવાક્ય, 'જ્ઞાનીએ ઉદાસીન રહેવું જોઈએ' એવા આકારના ઉદાસીનપણાના વિધિરૂપે છે, કંઈ ગ્રંથિભેદ વિષે પ્રમાણ તરીકે નથી, એ પ્રકારે વાદી શંકા કરે છે તેનું સિદ્ધાંતી 'એ વાક્યને જો વિધિપરત્વે માનીએ તો 'वत्' એ પ્રત્યયાત્મક ભાગની વ્યર્થતા થાય છે, માટે તે વિધિપરક નથી, પણ ગ્રંથિભેદમાં પ્રમાણરૂપે છે' એવી રીતે સમાધાન આપી સમજાવે છે:

**औदासीन्यं विधेयं चेद्वच्छब्दव्यर्थता तदा ।**
**न शक्ता अस्य देहाद्या इति चेद्रोग एव सः ॥२७०**

જો ઉપર કહેલા ગીતાવાક્ય વડે ઉદાસીન ભાવ વિધેય હોય એટલે વિધાન કરવાનો હોય, તો એ વાક્યમાંના 'वत्' એ શબ્દની વ્યર્થતા થાય છે; કારણ કે જો ઉદાસીનપણાનું વિધાન જ ઇષ્ટ હોય તો 'उदासीनः' એમ જ ચોખ્ખું લખે; કંઈ 'उदासीनवत्-ઉદાસીનની પેઠે' એમ ન લખે અને તેમાં વત્ લખેલ છે, તેથી ઉદાસીનપણાના વિધિની આશંકા થઈ શકતી નથી. કદી એમ કહે કે જ્ઞાનીનાં દેહાદિકની કાર્ય કરવામાં

અસમર્થતાને લીધે અપ્રવૃત્તિ છે, કંઈ ગ્રંથિભેદયુક્ત અપ્રવૃત્તિ નથી, આ આશંકાના ઉત્તરમાં સિદ્ધાંતી ઉપહાસ(મશ્કરી)ગર્ભિત કહે છે. એ જ્ઞાનીનાં દેહાદિક કાર્ય કરવામાં શક્ત નથી એમ જો કહો ત્યારે તો તે બોધ-રોગ જ છે એમ સમજવું; કારણ કે જ્ઞાન પ્રવૃત્તિને તદ્દન બંધ કરતું નથી, પણ તે પ્રવૃત્તિમા અધ્યાસકૃત જે આસક્તિ છે, તેનુ નિવારણ માત્ર કરે છે એવો અભિપ્રાય છે.

ત્યારે તે તત્ત્વબોધ જ, રોગ હોય એમા કયો દોષ છે? એવી શંકા થાય ત્યા કહે છે:

**तत्त्वबोधं क्षयं व्याधिं मन्यंते ये महाधियः ।**
**तेषां प्रज्ञाऽतिविशदा किं तेषां दुःशकं वद ॥२७१**

જે મહાબુદ્ધિવાળા પુરુષો તત્ત્વબોધને ક્ષય-વ્યાધિરૂપ માને છે, તેઓની પ્રજ્ઞાબુદ્ધિ અતિ વિશદ (અતિશય શુદ્ધ) જાણવી અને તેઓને શુ દુઃશક્ય છે; એટલે પછી તેઓને અસાધ્ય શું રહ્યું, તે તું કહે. અભિપ્રાય એવો છે કે એવી રીતે માનવાવાળા મહામૂર્ખ છે, અને તેઓની બુદ્ધિ મલિન છે તથા તેઓ શું કરી શકે ? કંઈ જ નહિ, ઈત્યાદિરૂપ અર્થ વિપરીત લક્ષણાથી સૂચિત છે.

ઉપરના શ્લોકમા જે પરિહાસ કર્યો તે અસ્થાને (અયોગ્ય) છે, કેમકે જ્ઞાનીને પ્રવૃત્તિનો અભાવ હોય છે, એમ પુરાણ પ્રસિદ્ધ છે એ પ્રકારે વાદી શંકા કરે છે. તેનો સિદ્ધાંતી શ્રુતિને જાણ્યા વગર જ તમે પ્રશ્ન કરેલો છે, એવી રીતે પરિહાર કરે છે:

**भरतादेरप्रवृत्तिः पुराणोक्तेति चेत्तदा ।**
**जक्षन्क्रीडन् रतिं विंदन्नित्यश्रौषीर्न किं श्रुतिम् ॥**

ભરત આદિકની અપ્રવૃત્તિ પુરાણોમા કહેલી છે, એમ જો તમે કહેતા હો તો જક્ષન્ (ભક્ષણ કરતો), ક્રીડન્ (ક્રીડા કરતો) અને રતિં વિંદન્ (સ્ત્રીની સાથે રમતો) વગેરે અર્થવાળી શ્રુતિ[૭૮] તમે સાંભળી નથી ?

૭૮. એ શ્રુતિ આ પ્રમાણે છે जक्षन् क्रीडन् रममाण· स्त्रीभिर्वा यानैर्वा ज्ञातिभिर्वा वयस्यैर्वा नोपजनं स्मरन्निदं शरीरम् । (છાં. ૮-૧૨-૩) જ્ઞાનવાન પુરુષ ભક્ષણ કરતો તથા હસતો, સ્વેચ્છાથી ક્રીડા (વિહાર) કરતો સ્ત્રી આદિકની સાથે અથવા અશ્વાદિક વાહને કરી અથવા જ્ઞાતિની સાથે અથવા સમાન વયવાળાઓની સાથે રમણ કરતો (પ્રીતિ પામતો). ઉપજન-લોકોની સમીપમાં વર્તતા છતાં આ શરીરને સ્મરણ કરતો નથી.' આવા અર્થ-વાળી જે શ્રુતિ છે તે શુ તારા સાંભળવામાં આવી નથી ? એટલે કે જો એ શ્રુતિ તારા સાભળવામાં આવી હોત તો તુ 'જ્ઞાનીને પ્રવૃત્તિનો અભાવ છે' એમ કહી શંકા કરત નહી. અહીં મૂળ શ્લોકમા 'रतिं विन्दन्' એ પદ જે છે તે શ્રુતિગત 'रममाण·' એ પદનો અર્થ દર્શાવ-નારુ છે એમ સમજવુ.

ભલા ત્યારે પુરાણવાક્યની શી ગતિ ? એવી આશંકા કરી પુરાણ પણ ઉદાસીનતાનું બોધન કરવામાં પરાયણ છે, કંઈ પ્રવૃત્તિના અભાવનું બોધન કરવામાં પરાયણ નથી; એવા અભિપ્રાયથી કહે છે:

**न ह्याहारादि संत्यज्य भरताद्याः स्थिताः क्वचित् ।**
**काष्ठपाषाणवत्किं तु संगभीता उदासते ॥२७३॥**

ભરત આદિક કંઈ આહાર વગેરેનો ત્યાગ કરીને કયાંય કાષ્ઠ-પાષાણની પેઠે સ્થિતિ કરી રહ્યા નહોતા, પણ સગથી ભય પામીને ઉદાસ રહેતા હતા; માટે પુરાણવાક્ય પણ ઉપર પ્રમાણેના તાત્પર્ય વાળા હોવાથી તેનો પણ કશો વિરોધ છે નહિ.

સગ પણ શા કારણથી ત્યાગ કરાય છે? ત્યા કહે છે:

**संगी हि बाध्यते लोके निःसंगः सुखमश्नुते ।**
**तेन संगः परित्याज्यः सर्वदा सुखमिच्छता ॥२७४**

જેથી લોકને વિષે સંગી (સંગવાળો) પુરુષ નિશ્ચયે બાધ (પીડા) પામે છે અને નિઃસંગ (સંગરહિત) પુરુષ સુખ ભોગવે છે. તે કારણ માટે સુખની ઇચ્છાવાળા પુરુષે સર્વદા સંગ પરિત્યાગ કરવા યોગ્ય છે; અર્થાત્ સગ સર્વ રીતે હેય જ છે.

માનસસંગ(માનસિક આસક્તિ)ની જ ત્યાજ્યતા હોય તો અંદર આસક્તિથી શૂન્ય અને બહાર વ્યવહાર કરનાર જ્ઞાની પુરુષોમા લોકો વડે અજ્ઞાની આદિક કેમ કહેવાય છે? એવી આશંકા કરીને, શાસ્ત્રતાત્પર્યના જ્ઞાનથી રહિત હોવાથી, લોકો જ્ઞાની પુરુષમાં અજ્ઞતાદિક કહે છે, એમ કહી શંકા નિવારે છે:

**अज्ञात्वा शास्त्रहृदयं मूढो वक्त्यन्यथाऽन्यथा ।**
**मूर्खाणां निर्णयस्त्वास्तामस्मत्सिद्धांत उच्यते ॥**

મૂઢ લોકો શાસ્ત્રના હૃદય(તાત્પર્ય)ને નહિ જાણીને અન્યથા અન્યથા કહે છે તેથી તે મૂઢનો વ્યવહાર અહીં શાસ્ત્રીય વ્યવહારમાં વિચારવા યોગ્ય નથી, માટે મૂર્ખાઓનો નિર્ણય તો જેમ હો તેમ ભલે હો. ત્યારે શું વિચાર કરવા યોગ્ય

છે? એ આકાંક્ષાને નિવારવા માટે શાસ્ત્રનું હૃદય (ગૂઢ અભિપ્રાય) જ વિચારવા યોગ્ય છે. એવા અભિપ્રાયથી કહે છે કે,–અમે તો અમારો પોતીકો સિદ્ધાંત કહી દેખાડીએ છીએ; અર્થાત્ અમે વિદ્વાન પુરુષોનો સિદ્ધાંત કહીએ છીએ.

### વૈરાગ્ય, બોધ અને ઉપરામનું વર્ણન

ત્યારે તમારો સિદ્ધાંત કેવો છે? તેના ઉત્તરમાં કહે છે

**वैराग्यबोधोपरमाः सहायास्ते परस्परम् ।**
**प्रायेण सह वर्तंते वियुज्यंते क्वचित्क्वचित् ॥२७६**

વૈરાગ્ય, બોધ અને ઉપરામ; એ ત્રણ પરસ્પર સહાયક છે (એકબીજાને બળ આપનાર છે). તે ત્રણે ઘણું કરી સાથે જ[૭૯] વર્તે છે અને ક્યાંક ક્યાંક તો વિયુક્ત[૮૦] (છૂટા) પણ હોય છે.

૭૯ વામદેવ તથા શુકદેવની પેઠે પ્રતિબંધક પાપથી રહિત અનુકૂળ દેશ–કાલાદિકથી યુક્ત નિવૃત્તિવાળા પુરુષોને વિષે તે ત્રણે સાથે જ વર્તતા જોવામાં આવે છે

૮૦ પ્રતિબંધક પાપ સહિત અને પ્રતિકૂળ કાલાદિકથી યુક્ત શાસ્ત્રીય તથા લૌકિક વ્યવહારમાં નિરંતર પ્રવૃત્તિપરાયણ જે પુરુષો છે, તેને વિષે એ વૈરાગ્યાદિક ત્રણ કોઈ કોઈ સમયે વિયોગ પણ પામે છે એટલે કે વૈરાગ્ય હોય તો બોધ ન હોય ને બોધ હોય તો ઉપરતિ ન હોય, એમ એકબીજા છૂટા પણ હોય છે

વૈરાગ્યાદિક ત્રણે એકબીજાનો ત્યાગ કર્યા વગર જ રહેલા જોવામાં આવે છે, તેથી તેઓના અભેદની આશંકા થાય, ત્યાં એ વૈરાગ્યાદિકના હેતુ વગેરેના ભેદને લઈને તે વૈરાગ્યાદિકનો ભેદ જાણવો. એમ કહી સમાધાન આપે છે

**हेतुस्वरूपकार्याणि भिन्नान्येषामसंकरः ।**
**यथावदवगंतव्यः शास्त्रार्थं प्रविविच्यता ॥२७७॥**

એ વૈરાગ્યાદિક ત્રણેના હેતુ, સ્વરૂપ તથા કાર્ય–ફળ, ભિન્ન ભિન્ન છે, તેથી, શાસ્ત્રના અર્થનું સ્પષ્ટીકરણ કરવાવાળા પુરુષે એ વૈરાગ્યાદિકનો ભેદ યથાવત્ (જેવો છે તેવો જ) જાણી લેવો; અર્થાત્ હેત્વાદિક ઉપરથી તેઓનો ભેદ સમજવો.

એ ત્રણમાંથી પ્રથમ વૈરાગ્યના હેતુ, સ્વરૂપ, તથા કાર્ય એ ત્રણેને ક્રમે કરી કહી દેખાડે છે.

**दोषदृष्टिर्जिहासा च पुनर्भोगेष्वदीनता ।**
**असाधारणहेत्वाद्या वैराग्यस्य त्रयोऽप्यमी ॥२७८**

દોષદૃષ્ટિ[૮૧] તથા જિહાસા[૮૨] (ત્યાગની ઇચ્છા) તેમ જ ત્યાગ કરેલા ભોગને વિષે ફરીને અદીનતા,[૮૩] એ ત્રણ, વૈરાગ્યના અસાધારણ હેતુ આદિક છે, અર્થાત્ દોષદૃષ્ટિ વૈરાગ્યની હેતુભૂત છે, જિહાસા વૈરાગ્યનું સ્વરૂપ છે અને પુનઃ ભોગને વિષે અદીનપણું એ વૈરાગ્યનું કાર્ય–ફળ છે. એ ત્રણે વૈરાગ્ય માત્રના જ સંબંધી છે, તેથી તેને વૈરાગ્યના અસાધારણ હેત્વાદિક કહ્યાં છે.

૮૧. જન્મ મૃત્યુ જરા તથા વ્યાધિ, એ ચારેને વિષે દુઃખબુદ્ધિપૂર્વક દોષદૃષ્ટિ થવી, એ દોષદૃષ્ટિ વૈરાગ્યનો હેતુ છે. જન્મશબ્દે કરીને જન્મ સમીપ સ્થિત ગર્ભવાસનું પણ ગ્રહણ કરી લેવું ગર્ભવાસદશામાં નવ માસ પર્યંત પિંડરૂપ થઈને પડી રહેવું, કૃમિના ચટકા માતાના જઠરાગ્નિથી બળવું, તેમ જ માતાના વિષમ શયન ગમન વગેરેથી ઊંધાઅવળા થવું, વળી દૃઢ જરાયુ–એટલે ગર્ભનું આવરણ કરનાર ચર્મનું જે સૂક્ષ્મ પડ છે–તેણે કરી ટાટ બંધાવું, ઇત્યાદિક મહાદુઃખ છે. તે સાથે મળમૂત્રમાં સ્થિતિ અને તેના રસનું પાન વગેરે દોષો છે. જન્મ સમયે પ્રસૂતિવાયુ વડે ખેંચાવું, યોનિયંત્રમાં પિલાવું, ઇત્યાદિક દુઃખ છે અને મળમૂત્રાદિક દોષ છે મૃત્યુમાં નાડીઓનું ખેંચાવું, મર્મસ્થાનોનું ભેદાવું, પ્રાણનો સંકોચ, ઊભો શ્વાસ તથા મરણનો તાપ આદિક તેમ જ કુંભીપાક, રૌરવ વગેરે નરકમાં યમદૂતોના હાથથી પડવું. ઇત્યાદિ મહાદુઃખ છે અને દુર્મરણાદિક, તથા નરકમાં રુધિરાદિકનું પાન, એ દોષ છે, જરાવસ્થામાં અંગ તથા ઇંદ્રિયોની શિથિલતા વગેરે દુઃખ છે તથા સ્નાનાદિકમાં અશક્તતા વગેરે દોષ છે; વ્યાધિ દશામાં દુર્બળતા, જ્વર, કડવા ઓસડનું પીવું, વગેરે દુઃખ છે, તેમ જ પ્રસ્વેદ તથા દુર્ગંધતા આદિક દોષ છે, એ પ્રમાણે જન્મ, મૃત્યુ, જરા અને વ્યાધિ, એ ચારેને વિષે વારંવાર દુઃખબુદ્ધિપૂર્વક દોષદૃષ્ટિ થવાથી પુણ્યશાળી પુરુષને સર્વત્ર તીવ્ર વૈરાગ્ય થાય છે, મોક્ષની ઇચ્છા થાય છે તથા મોક્ષસિદ્ધિને માટે ઉચિત પ્રવૃત્તિ સિદ્ધ થાય છે. આ દોષદૃષ્ટિ વૈરાગ્યનો અસાધારણ હેતુ છે અને તેટલા માટે મુમુક્ષુ જનોએ અવશ્ય આદરણીય છે.

૮૨. જિહાસા (ત્યાગની ઇચ્છા) અથવા ઇચ્છારહિતપણું એ વૈરાગ્યનું સ્વરૂપ છે. પર તથા અપર ભેદથી વૈરાગ્ય બે પ્રકારનો છે. પ્રાપ્ત થયેલ અણિમાદિક ઐશ્વર્યના ત્યાગની ઇચ્છા તથા સત્ત્વાદિક ગુણમાત્રની તૃષ્ણાનો ત્યાગ, એ પરવૈરાગ્ય જાણવો અને તેથી જે અન્ય તે અપરવૈરાગ્ય સમજવો. તે પણ મંદ, તીવ્ર, તીવ્રતર

એવા ભેદથી ત્રિવિધ છે. સ્ત્રીપુત્રાદિક અનુકૂળ વિષયના નાશથી તે જ ક્ષણે એવી બુદ્ધિ થાય કે 'આ સંસારને ધિક્કાર છે' આવી બુદ્ધિ થઈને જે ત્યાગની ઇચ્છા થાય અથવા તદ્દન ઇચ્છારહિતપણું થાય તે મંદ વૈરાગ્ય કહેવાય અને 'આ જન્મમાં પુત્રદારધનાદિક કશું મને ન હો.' એવી નિરંતર સ્થિર બુદ્ધિપૂર્વક જે વૈરાગ્ય તેને તીવ્ર વૈરાગ્ય કહે છે તથા 'પુનરાવૃત્તિવાળા સ્વર્ગાદિક લોક મને હોજો જ મા' એવા પ્રકારની બુદ્ધિપૂર્વક જે વૈરાગ્ય થાય તેને તીવ્રતર વૈરાગ્ય કહે છે.

૮૩. પોતાના પ્રયત્ન વિના પ્રારબ્ધયોગથી પ્રાપ્ત થયેલ ધનાદિ વિષયમા ફરીને 'આ મારું ઇષ્ટ છે' એમ માની તેનું ગ્રહણ કરવાની ઇચ્છાનો જે અભાવ થવો તેને જ અહી 'વિષયોમા અદીનતા' એવી રીતે કહેલ છે વિષયોમાં અદીનપણું એ જ વૈરાગ્યનું ફળ છે એમ યોગસૂત્રની વૃત્તિમા વર્ણવેલું છે.

હવે તત્ત્વબોધના કારણ, સ્વરૂપ તથા ફળ એ ત્રણેને ક્રમે કરી કહે છે.

**श्रवणादित्रयं तद्वत्तत्त्वमिथ्याविवेचनम् ।**
**पुनर्ग्रंथेरनुदयो बोधस्यैते त्रयो मताः ॥२७९॥**

શ્રવણ[૮૪] આદિક ત્રણ, તેમ જ તત્ત્વ તથા મિથ્યાનું વિવેચન અને ફરીથી ગ્રંથિનો અનુદય[૮૫] (ઉત્પન્ન ન થવું), એ ત્રણ ક્રમે કરી બોધના હેતુસ્વરૂપ તથા ફળ મનાય છે.

૮૪. તાત્પર્ય એમ છે કે 'आत्मा वारे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः । અરે મૈત્રેયી ! આત્મા નિશ્ચયે કરી દર્શન કરવા સાક્ષાત્કાર કરવા યોગ્ય છે, શ્રવણ કરવા યોગ્ય છે મનન કરવા યોગ્ય છે અને નિદિધ્યાસન કરવા યોગ્ય છે' એ પ્રમાણે શ્રુતિમા આત્મદર્શનના ઉપાય તરીકે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન, એ ત્રણેનું વિધાન કહેલું છે. તે ત્રણેનો આ શ્લોકમા 'શ્રવણાદિત્રય' એ પદમાં સમાવેશ કરેલો છે અને તે ત્રણ આત્મજ્ઞાનના હેતુભૂત છે, તેમ જ તત્ત્વમિથ્યા વિવેચન એટલે કૂટસ્થ તથા અહંકારાદિકનું વિવિક્તરૂપે જે ભેદજ્ઞાન છે તે બોધનું સ્વરૂપ છે અને ગ્રંથિનો અનુદય એટલે ફરીને અન્યોન્ય અધ્યાસનું ઉત્પન્ન ન થવું, એ બોધનું ફળ છે. એવી રીતે બોધના હેતુસ્વરૂપ તથા ફળ જાણી લેવા જો કે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી શ્રવણ કરેલ 'तत्त्वमसि' ઇત્યાદિક મહાવાક્યો સૂર્યદર્શનના સાક્ષાત્‌હેતુ–ચક્ષુની પેઠે જ્ઞાનના સાક્ષાત્ હેતુભૂત છે, તોપણ ચક્ષુદોષની નિવૃત્તિ દ્વારા અંજન વગેરે જેમ સૂર્યદર્શનનાં પરંપરાએ હેતુ કહેવાય છે તેમ અસંભાવના તથા વિપરીત ભાવનારૂપ પ્રતિબંધની નિવૃત્તિ દ્વારા, શ્રવણાદિકને જ્ઞાનના હેતુ કહ્યા છે.

બ્રહ્મ અને આત્માના અભેદનો નિશ્ચય તત્ત્વબોધનું સ્વરૂપ કહેવાય છે તથાપિ કૂટસ્થ અને અહંકારાદિકના ભેદજ્ઞાનરૂપ ગ્રંથિભેદ, તેનાથી જુદો નથી, કેમકે 'દેહ ઇન્દ્રિયાદિકથી વ્યતિરિક્ત હું સ્વપ્રકાશ, અસંગ, ચિદ્રૂપ સાક્ષી. બ્રહ્મ છું અને આ પ્રપંચ પ્રતીયમાન છતા પણ મિથ્યા છે' એવા પ્રકારની સંશય–વિપર્યયરહિત દૃઢનિશ્ચયરૂપ જે ચિત્તવૃત્તિ. એ તત્ત્વ તથા મિથ્યાના વિવેચનરૂપ પરિપક્વનિષ્ઠા છે અને એ જ બ્રહ્મ તથા આત્માના અભેદ નિશ્ચયરૂપ તત્ત્વબોધનું સ્વરૂપ છે.

૮૫ જો કે તત્ત્વબોધનું ફળ તો જન્માદિ કાર્ય સહિત અવિદ્યાની નિવૃત્તિ અને પરમાનંદસ્વરૂપ બ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષ છે. કઈ ફરીને ગ્રંથિનો અનુદય એ તત્ત્વબોધનું ફળ ન કહેવાય, તોપણ અવિદ્યા અન્યોન્યાધ્યાસની હેતુભૂત છે. અને અન્યોન્યાધ્યાસ જન્માદિક અનર્થનો હેતુ છે એટલે તે અન્યોન્યાધ્યાસની નિવૃત્તિ. અવિદ્યાની નિવૃત્તિ વિના થાય નહિ, તેથી અવિદ્યાની નિવૃત્તિનો હેતુ જે તત્ત્વ તથા મિથ્યાના વિવેચનરૂપ ગ્રંથિભેદ છે તે જો અવિદ્યાની નિવૃત્તિ દૃઢ ન હોય તો ફરીને અન્યોન્યાધ્યાસરૂપ ગ્રંથિનો ઉદય થાય છે ને જો અવિદ્યાની દૃઢ નિવૃત્તિ થઈ હોય, તો તે અન્યોન્યાધ્યાસની પુનરુત્પત્તિ થતી નથી. એ ગ્રંથિના અનુદયથી જ જન્માદિક અનર્થની નિવૃત્તિ સિદ્ધ છે

ઉપરતિના હેતુ, સ્વરૂપ તથા ફળ, એ ત્રણે દર્શાવે છે '

**यमादिर्धीनिरोधश्च व्यवहारस्य संक्षयः ।**
**स्युर्हेत्वाद्या उपरतेरित्यसंकर ईरितः ॥२८०॥**

યમ[૮૬] આદિક આઠ અંગ ઉપરતિનાં હેતુ છે, ધીનિરોધ[૮૭] (ચિત્તવૃત્તિનિરોધાત્મક યોગ) ઉપરતિનું સ્વરૂપ છે, અને સમ્યક્ પ્રકારે વ્યવહારનો ક્ષય એટલે લૌકિક–વૈદિક વ્યવહારનું વિસ્મરણ, એ ઉપરતિનું ફળ છે. એવી રીતે એ ત્રણ, ઉપરતિનાં અનુક્રમે હેતુ, સ્વરૂપ તથા ફળ છે. એ પ્રકારે વૈરાગ્ય, બોધ તથા ઉપરતિ; એ ત્રણેનો હેત્વાદિકનો ભેદ (શાસ્ત્રકારોએ) કહેલો છે.

૮૬. યમ, નિયમ આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સવિકલ્પ સમાધિ, એ આઠ અંગ ઉપરતિનાં સાધન છે, તેથી તેઓને હેતુ કહેલો છે. તેમા પહેલો યમ અહિંસા સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ; એવા ભેદથી પાંચ પ્રકારનો છે શૌચ,

સંતોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન, એવા ભેદથી નિયમ પણ પાંચ પ્રકારનો છે પદ્મ, વીર, ભદ્ર, સ્વસ્તિક, સોમાશ્રયપૂર્વક, ક્રૌંચ, મયૂર, હસ્તી, ઉષ્ટ્ર, સમસંસ્થાન, સ્થિરસુખ, યથાસુખ ઇત્યાદિક ચોરાશી આસનના પ્રકાર છે. બહારના વાયુનું અંદર ગ્રહણ કરવું તે શ્વાસ તથા અંદરના વાયુનું બહાર નિષ્કાશન કરવું તે પ્રશ્વાસ અને એ બેયની ગતિનો જે વિચ્છેદ તેનું નામ પ્રાણાયામ. તે પ્રાણાયામ, બાહ્ય, આભ્યંતર તથા સ્તંભવૃત્તિ, એવા ભેદથી ત્રણ પ્રકારનો છે. જેમાં પ્રશ્વાસપૂર્વક ગતિનો અભાવ થાય, તે બાહ્ય, અને જેમાં શ્વાસપૂર્વક ગતિનો અભાવ થાય તે આભ્યંતર, તથા જેમાં શ્વાસપ્રશ્વાસ બન્નેની ગતિનો એક કાળે અભાવ થાય તે સ્તંભવૃત્તિ કહેવાય છે એવી રીતે અનેક પ્રકારના પ્રાણાયામ છે શબ્દાદિક વિષયથી શ્રોત્રાદિક ઇંદ્રિયોનું જે રોકવું તે નિરોધને પ્રત્યાહાર કહે છે નાભિચક્રને વિષે અથવા હૃદયકમળને વિષે વા મૂર્ધસ્થાન વિષે વા કંઈ જ્યોતિ વિષે વા નાસિકાના અગ્ર વિષે વા બાહ્ય, શિવલિંગ–શાલિગ્રામાદિકને વિષે, ચિત્તનું વૃત્તિમાત્રપણાથી જે બંધન તેને ધારણા કહે છે, અને ઉપર કહેલા તે તે દેશમાં દેહનો આશ્રય કરવાવાળો જે પ્રત્યય–એટલે તદાકારવૃત્તિ, તેની જે એકતાનતા એટલે અન્ય પ્રત્યયરૂપ અંતરાયથી રહિત એકસરખો પ્રવાહ, તેનું નામ ધ્યાન અથવા અન્ય વૃત્તિરૂપ અંતરાય સહિત પ્રત્યગભિન્ન બ્રહ્મને વિષે ચિત્તનો જે પ્રવાહ તે પણ ધ્યાન કહેવાય છે. વ્યુત્થાન સંસ્કારનો તિરસ્કાર અને નિરોધ સંસ્કારની પ્રકટતાપૂર્વક અંતઃકરણનો એકાગ્રભાવરૂપ જે પરિણામ, તે સમાધિ કહેવાય છે. એ સમાધિ સવિકલ્પ નિર્વિકલ્પ ભેદથી બે પ્રકારની છે તેમાં જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞપ્તિરૂપ જે ત્રિપુટી, તેના ભાવે કરી યુક્ત જે સમાધિ તે સવિકલ્પ સમાધિ કહેવાય છે અને ઉક્ત ત્રિપુટીના ભાનથી રહિત સમાધિ, નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. તેમાંનો સવિકલ્પ સમાધિસાધન હોવાથી તેની ગણના અંગમાં કરેલી છે, એવી રીતે વર્ણવેલા યમ આદિક આઠ અંગ તે ઉપરતિનાં સાધન (હેતુ) કહેવાય છે.

૮૭. સવિકલ્પ–નિર્વિકલ્પ સમાધિના અભ્યાસે કરીને પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિરૂપ પાંચ વૃત્તિઓનો નિરોધ થાય છે, તે નિરોધ ઉપરતિનું સ્વરૂપ છે અને તેનું જ ફળ વ્યવહારસંક્ષયાખ્ય મહાવિસ્મરણ છે.

શું આ વૈરાગ્ય, બોધ તથા ઉપરતિ, એ ત્રણેની સમ પ્રધાનતા છે કે નહિ? એમ આશંકા કરી કહે છે.

**तत्त्वबोधः प्रधानं स्यात्साक्षान्मोक्षप्रदत्वतः ।**
**बोधोपकारिणावेतौ वैराग्योपरमावुभौ ॥ २८१ ॥**

તત્ત્વબોધ પ્રધાન[૮૮] છે; કારણ કે તે સાક્ષાત્ મોક્ષપ્રદ છે માટે; અને વૈરાગ્ય તથા ઉપરમ, એ બન્ને બોધના ઉપકારી (સાધનભૂત) છે.

૮૮. 'तमेव विदित्वाऽतिमृत्युमेति नाऽन्यः पन्था विद्यतेऽयनाय । (શ્વે. ૬–૧૫) તે પ્રત્યગભિન્ન પરમાત્માને જ જાણીને પુરુષ મૃત્યુ–જન્મમરણાદિ સંસારનું ઉલ્લંઘન કરે છે અને અયન મોક્ષપ્રાપ્તિને વાસ્તે જ્ઞાનથી અન્ય પન્થા (માર્ગ) છે જ નહિ.' એ શ્રુતિથી તત્ત્વબોધની પ્રધાનતા સિદ્ધ છે, તેમ જ 'ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन। (મુંડક ૧–૨–૧૨) લોક બધા કર્મરચિત જાણીને બ્રાહ્મણ (બ્રહ્મ થવાની ઇચ્છાવાળો મુમુક્ષુ) નિર્વેદ- (વૈરાગ્ય)ને પામે, કારણ કે અકૃત (ક્રિયા વડે સાધ્ય નહિ) એવો મોક્ષ, કૃત (કર્મ) વડે થતો નથી.' વળી 'तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्।(મુંડક ૧–૨–૧૨) તે બ્રહ્મના વિજ્ઞાન વાસ્તે તે મુમુક્ષુ ગુરુની પાસે જ જાય.' તેમજ शान्तो दान्त उपरतस्तितिक्षु समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येत्। (બૃ ૪–૪–૨૩) શાંત દાંત, ઉપરત તિતિક્ષુ તથા સમાહિત થઈને આત્માને વિષે જ આત્માને દેખે–જાણે' ઇત્યાદિક શ્રુતિઓમાં, ઇતર જે વૈરાગ્ય તથા ઉપરતિ, તે બન્નેનું બોધમાં ઉપકારીપણું સ્પષ્ટ રીતે જણાવેલું છે

વૈરાગ્ય, બોધ તથા ઉપરતિ એ ત્રણ વર્ણ્યું કરી સાથે સાથે વર્તે છે અને કોઈ કોઈ ઠેકાણે વિયુક્ત પણ થાય છે એમ ગયા ૨૭૯મા શ્લોકમાં જે કહ્યું તેનું કારણ કહી દેખાડે છે

**त्रयोऽप्यत्यंतपक्वाश्चेन्महतस्तपसः फलम् ।**
**दुरितेन क्वचित् किंचित् कदाचित्प्रतिबध्यते ॥**

વૈરાગ્યાદિક ત્રણે પણ જો કદી પરિપક્વ હોય તો કોઈ મોટા તપનું ફળ સમજવું; કારણ કે અનેક જન્મને વિષે સંપાદન કરેલ પુણ્યપુંજનો પરિપાક થવાથી તે વૈરાગ્યાદિક ત્રણેનો સહભાવ (એકત્ર વર્તવું) બને છે અને અન્યથા (પુણ્ય પરિપાક વિના)તો દુરિત (પાપકર્મ) રૂપ નિમિત્તને લઈને ક્યાંક(કોક પુરુષમાં) કોઈક (એ ત્રણમાંના એકાદ બે) કદાચિત્ પ્રતિબદ્ધ થાય છે, અર્થાત્ પ્રતિબંધક પાપ અનુસાર કોઈ કોઈ પુરુષમાં કાળભેદે કરી એ વૈરાગ્યાદિકમાંના કોઈકનો પ્રતિબંધ થાય છે.

એ ત્રણમાં પણ જેને તત્ત્વબોધનો પ્રતિબંધ થાય, તેનો મોક્ષ થતો નથી, એમ કહે છે.

**वैराग्योपरती पूर्णे बोधस्तु प्रतिबध्यते ।**
**यस्य तस्य न मोक्षोऽस्ति पुण्यलोकस्तपोबलात् ॥**

જે પુરુષને વૈરાગ્ય તથા ઉપરતિ એ બે પૂર્ણ હોય અને તત્ત્વબોધ તો પ્રતિબદ્ધ થતો હોય, તો તે પુરુષનો મોક્ષ થાય નહિ. ત્યારે શું વૈરાગ્યાદિકનુ સંપાદન વ્યર્થ જાય? નહિ, એમ તો નહિ જ. એવા પુરુષોને તપોબળથી એટલે વૈરાગ્ય તથા ઉપરતિરૂપ પુણ્યકર્મના બળથી સ્વર્ગાદિક પુણ્યલોકની પ્રાપ્તિ થાય[૮૯] છે.

૮૯. प्राप्य पुण्यकृतान् लोकानुषित्वा शाश्वती समा शुचीना श्रीमता गेहे योगभ्रष्टोऽभिजायते । (ગીતા અ ૬-૪૧) યોગભ્રષ્ટ એટલે વૈરાગ્ય તથા ઉપરતિરૂપ બોધનાં સાધન પામીને જે બોધને નથી પામ્યો, તે પુરુષને યોગભ્રષ્ટ સમજવો. તેવો યોગભ્રષ્ટ પુરુષ, પુણ્યકર્મ કરવાવાળાઓએ પામવા યોગ્ય જે સ્વર્ગ આદિક લોક છે. તેને પામીને અને ઘણાંક વર્ષ પર્યંત ત્યા નિવાસ કરીને પછી શુચિ (પવિત્ર) તથા શ્રીમાન પુરુષોને ઘેર જન્મ લે છે.' એ વાક્યથી વૈરાગ્યાદિકના સંપાદનથી પુણ્યલોકની પ્રાપ્તિ થાય છે. એમ સ્પષ્ટ રીતે પ્રતિપાદિત જણાય છે.

વૈરાગ્ય તથા ઉપરતિનો જો પ્રતિબંધ થયો હોય, તો વિલક્ષણ આનંદરૂપ જીવન્મુક્તિનું સુખ સિદ્ધ થતુ નથી એમ કહે છે.

**पूर्णे बोधे तदन्यौ द्वौ प्रतिबद्धौ यदा तदा ।**
**मोक्षो विनिश्चितः किंतु दृष्टदुःखं न नश्यति ॥२८४**

બોધ—તત્ત્વજ્ઞાનની પૂર્ણતા થઈ અને જો કદી તે બોધથી અન્ય (વૈરાગ્ય તથા ઉપરતિ) આ બે જો પ્રતિબદ્ધ થાય, તોપણ મોક્ષ તો વિનિશ્ચિત રીતે થાય જ, પણ દૃષ્ટ દુઃખ એટલે આ લોકના વ્યવહારથી થતો વિક્ષેપ નાશ પામતો[૯૦] નથી.

૯૦. જ્ઞાન વડે બંધની કારણભૂત અવિદ્યાની નિવૃત્તિ થઈ. તેની ફરીને ઉત્પત્તિ થવાનો અસંભવ છે તેથી મોક્ષ તો અવશ્ય થાય, તથાપિ ક્રમે કરી વાસનાક્ષય તથા મનોનાશનાં કારણભૂત વૈરાગ્ય તથા ઉપરામના અભાવને લીધે રજોગુણ તથા તમોગુણની અધિકતા હોવાથી શુદ્ધ સત્ત્વગુણનું તિરોધાન થવાથી આ લોક સંબંધી અનુકૂળ-પ્રતિકૂળ પદાર્થરૂપ નિમિત્તથી ઉત્પન્ન થનાર વિક્ષેપરૂપ દૃષ્ટ દુ ખની નિવૃત્તિ થતી નથી; પણ બોધ વડે કરી જન્માંતરનો અસંભવ હોવાથી પરલોક સંબંધી આગામી દુ ખનો અભાવ તો થાય છે જ. એવો ગ્રંથકારનો નિગૂઢ આશય છે.

હવે વૈરાગ્યાદિક ત્રણેના અવધિ કહી દેખાડે છે:

**ब्रह्मलोकतृणीकारो वैराग्यस्यावधिर्मतः ।**
**देहात्मवत्परात्मत्वदार्ढ्ये बोधः समाप्यते ॥२८५**

બ્રહ્મલોકને પણ તૃણ સમાન તુચ્છ ગણવો, એ તો વૈરાગ્યનો અવધિ મનાય છે અને દેહાત્માની પેઠે પરાત્માપણાની દૃઢતા થાય ત્યાં બોધ સમાપ્ત થાય છે; અર્થાત્ તે બોધની અવધિ છે.

ઉપરતિની સીમા (હદ) બતાવે છે:

**सुप्तिवद्विस्मृतिः सीमा भवेदुपरमस्य हि ।**
**दिशाऽनया विनिश्चेयं तारतम्यमवांतरम् ॥२८६**

સુષુપ્તિમાં જેમ વસ્તુમાત્રની વિસ્મૃતિ થઈ જાય છે તેમ જાગ્રત આદિક અવસ્થામાં પણ વિસ્મૃતિદશા થાય, તો એ ઉપરમની હદ છે. આવી રીતે ૨૮૫-૨૮૬મા શ્લોકમાં નિર્દિષ્ટ કરેલા પ્રકાર વડે એ વૈરાગ્યાદિક ત્રણેનું અવાંતર તારતમ્ય (પેટાનુ ન્યૂનાધિકપણું) પોતાની બુદ્ધિથી જ નિશ્ચિત કરી લેવું.

તત્ત્વબોધવાળા પુરુષોમા પણ રાગદ્વેષાદિપણું હોવાથી વિષમતા જોવામા આવે છે, તેથી જ્ઞાનીને પણ કંઈ મુક્તિની હેતુતા નિશ્ચયપૂર્વક કહી શકાતી નથી. એવી આશંકા કરીને, રાગાદિક તો વ્યાધિ વગેરેની પેઠે પ્રારબ્ધ કર્મનાં ફળ છે, તેથી તે રાગાદિકને મુક્તિનું પ્રતિબંધકપણુ અસિદ્ધ છે; માટે દૃઢબોધ વડે મોક્ષપ્રાપ્તિરૂપ શાસ્ત્રાર્થના વિષે વિવાદ કરવો યોગ્ય નથી એમ કહે છે

**आरब्धकर्मनानात्वाद्बुद्धानामन्यथाऽन्यथा ।**
**वर्तनं तेन शास्त्रार्थे भ्रमितव्यं न पंडितैः ॥२८७**

પ્રારબ્ધ કર્મના નાનાત્વ ભેદને લીધે બુદ્ધ (જ્ઞાની) પુરુષોનું પણ અન્યથા અન્યથા જુદે જુદે પ્રકારે વર્તન થાય છે, માટે તેટલા ઉપરથી પંડિત જનોએ શાસ્ત્રના અર્થ વિષે ભ્રાંત થવું યોગ્ય નથી.

ત્યારે નિર્ધારણ કરવા યોગ્ય શુ છે, તે કહે છે:

**स्वस्वकर्मानुसारेण वर्ततां ते यथा तथा ।**
**अविशिष्टः सर्वबोधः समा मुक्तिरिति स्थितिः ॥**

તે જ્ઞાની પુરુષો પોતપોતાનાં કર્મને અનુસારે જેમ વર્તાય તેમ વર્ત્યા કરો, બોધ તો સર્વનો સમાન જ છે; અર્થાત્ સર્વ જ્ઞાનીઓને 'બ્રહ્મ હું

છુ ' એવા પ્રકારનુ જ્ઞાન તો એક આકારવાળું જ હોય છે, તેમજ મુક્તિ પણ સમાન છે. અર્થાત્ બોધનું ફળ અવિદ્યાદિ દોષરહિત બ્રહ્મરૂપે જે અવસ્થાનરૂપ મુક્તિ પણ સમાન જ છે એવી સ્થિતિ છે. એવો સિદ્ધાંતનિર્ણય છે.

આ ચિત્રદીપક નામક પ્રકરણનુ તાત્પર્ય સંક્ષેપથી કહી દેખાડે છે:

**जगच्चित्रं स्वचैतन्ये पटे चित्रमिवार्पितम् ।**
**मायया तदुपेक्ष्यैव चैतन्यं परिशेष्यताम् ॥२८९**

આ જગતરૂપ જે ચિત્ર છે તે પટને વિષે કરેલા ચિત્રની પેઠે સ્વસ્વરૂપ ચૈતન્યને વિષે માયાથી કલ્પેલું છે. તે જગદ્રૂપ ચિત્રની ઉપેક્ષા કરીને એટલે એ જગતનુ મિથ્યાત્વ નિશ્ચયપૂર્વક વિસ્મરણ કરીને ચૈતન્યમાં (જ) પરિસમાપ્તિ કરવી.

આ ગ્રંથના અભ્યાસથી શુ ફળ થાય, તે કહી બતાવે છે:

**चित्रदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः ।**
**पश्यंतोऽपि जगच्चित्रं ते मुह्यंति न पूर्ववत् ॥२९०**

જે શુદ્ધબુદ્ધિવાળા મુમુક્ષુ પુરુષો આ ચિત્રદીપ નામક ગ્રંથનુ નિત્ય અનુસંધાન કરે છે, તે જગતરૂપ ચિત્રને દેખતા છતા પણ પૂર્વની પેઠે એટલે અજ્ઞાન દશાની પેઠે, મોહ પામતા નથી.

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'ચિત્રદીપ' નામનું છઠ્ઠું પ્રકરણ સમાપ્ત**

**ચિત્રદીપનું મનન**

અધિષ્ઠાનરૂપ બ્રહ્મચેતનરૂપ વસ્ત્રને વિષે આ જગતરૂપ ચિત્રનુ દીપકની પેઠે પ્રકાશન કરે છે તેથી આ પ્રકરણનું ચિત્રદીપ એવુ નામ આપેલુ છે જેમ ચિત્રપટમાં ધૌત, ઘટિત, લાંછિત અને રંજિત એ ચાર અવસ્થાઓ કહી, તેમ આત્મા વિષે પણ ચિત, અંતર્યામી, સૂત્રાત્મા અને વિરાટ, એ પ્રમાણે ચાર અવસ્થાઓ છે. ધોયેલા વસ્ત્રસ્થાની ચિત છે તે વસ્ત્ર આર કરેલુ થાય તે સ્થાને અંતર્યામી છે લાંછિત વસ્ત્રસ્થાને મલિન બુદ્ધિરૂપ સૂત્રાત્મા છે અને રંગપૂરિત પટસ્થાને સ્થૂલ સૃષ્ટ્યાત્મક વિરાટ છે આ રીતે બ્રહ્માથી લઈને સ્તંબ પર્યંતનુ જડ-ચેતન જગતરૂપ ચિત્ર બ્રહ્મરૂપ પટને વિષે બની ગયું છે. ચિત્રામણમાં આલેખેલ મનુષ્યોના વસ્ત્રાભાસ જેમ જુદા જુદા આધારભૂત વસ્ત્રથી અભિન્ન ચીતરેલા જણાય છે તેમ જ આ સર્વ મનુષ્યાદિકના ચિદાભાસ આધારભૂત બ્રહ્મથી અભિન્ન (પૃથક્) કલ્પિત જેવા જણાય છે, અને તે ચિદાભાસો જીવ નામ પામી જન્મમરણાદિક સંસારને અનુભવે છે. જેમ ચિત્રમાં વસ્ત્રાભાસના રંગને અજ્ઞપુરુષ આધારવસ્ત્રગત માને છે, તેમ અજ્ઞાની જનો જીવગત સંસારને બ્રહ્મગત જાણે છે. જેમ ચિત્રમાના પર્વત વગેરેને વસ્ત્રાભાસ નથી આલેખાતા તેમ જગતમાં પણ મૃત્તિકાદિકમાં ચિદાભાસ કલ્પના નથી કરાતી

આ સંસાર પરમાર્થ છે અને આત્મવસ્તુમાં સંલગ્ન છે એવી ભ્રાંતિ છે તે અવિદ્યા અને તે ભ્રાંતિ વિદ્યાએ કરી નિવૃત્ત થાય માટે આત્માભાસ જે જીવ તેને આ સંસાર છે, આત્મવસ્તુને નથી એવા પ્રકારની વિદ્યા (જ્ઞાન) સંપાદન કરવા બુદ્ધિમાન પુરુષે નિરંતર જગત. જીવ તથા પરમાત્માનો વિચાર કર્યા કરવો અને એમ કરતા જીવભાવ તથા જગદ્ભાવ મિથ્યા છે એવો નિશ્ચય થઈ જાય એટલે પછી કેવળ આત્મા જ અવશેષ સત્યરૂપે સાક્ષાત્ થાય છે આ પછી ચેતનના બ્રહ્મ કૂટસ્થ, ઈશ અને જીવ એવા ચાર પ્રકાર સમજાવવા આકાશના ચાર પ્રકાર દૃષ્ટાંતરૂપે કહ્યા જેમકે મહાકાશસ્થાની બ્રહ્મ છે ઘટાકાશસ્થાની કૂટસ્થ છે અને ઘટાવચ્છિન્ન આકાશમાં રહેલ જળમા પ્રતિબિંબરૂપે જે આકાશ (જલાકાશ) તેના સ્થાને કૂટસ્થમાં કલ્પિત બુદ્ધિરૂપી જલમાનો ચિત્પ્રતિબિંબરૂપ જીવ છે, તેમ જ મેઘમંડલમા રહેલા જળને વિષે સકલ લોક સહિત પ્રતિબિંબિત આકાશ (મેઘાકાશ) ને સ્થાને ઈશ્વર છે. જેમ જલાકાશે ઘટાકાશનું તિરોધાન કરેલું છે. તેમ જીવે કૂટસ્થનુ તિરોધાન કરેલુ છે તેથી જીવ તથા કૂટસ્થનો અન્યોન્યાધ્યાસ થાય છે. આ જીવ કૂટસ્થને નથી જાણતો એ જ મૂલાવિદ્યા નામનો અનાદિ અવિવેક છે. એ અવિદ્યા વિક્ષેપ તથા આવૃત્તિ એમ બે પ્રકારની છે. અવિદ્યાથી આવૃત્ત જે કૂટસ્થ તેને વિષે સ્થૂલસૂક્ષ્મ દેહદ્વયયુક્ત ચિત્તનો. છીપમાં રૂપાની પેઠે જે અધ્યાસ તે વિક્ષેપાધ્યાસ કહેવાય છે અને કોઈ અજ્ઞાનીને પૂછતાં 'કૂટસ્થ છે નહિ તથા કૂટસ્થ ભાસતો નથી' એમ જે કહે છે તે ક્રમે કરી અસત્ત્વાપાદક આવૃતિ તથા અભાનાપાદક આવૃતિ કહેવાય છે. એ ઉભયવિધ આવરણ પરોક્ષબોધ તથા અપરોક્ષબોધથી નિવૃત્ત થાય છે. આ પછી આત્મતત્ત્વના વિવેચનમા ચાર્વાક આદિકના મતભેદ દર્શાવી અને આનંદમયનું આત્મપણું સમર્પિત કર્યુ. તદનંતર આત્માના પરિમાણમાં મતભેદ દર્શાવી આત્માના અણુપરિમાણ તથા મધ્યમ (શરીર જેવડા)

પરિમાણનું ખંડન કરીને વ્યાપકતા તથા ચિદ્રૂપતા સ્થાપિત કરી માયાવિશિષ્ટની ઈશ્વરતા સાધતાં પ્રસંગથી માયાના, શ્રુતિથી તુચ્છા. યુક્તિથી અનિર્વચનીયા અને લૌકિક દૃષ્ટિથી વાસ્તવી—એવા ત્રણ ભેદ કહી તમોરૂપ, માયાનું ઈંદ્રજાળ સાદૃશ્ય વર્ણવી, બીજમાં વૃક્ષ જેમ તેમ જેમાં આ અશેષ જગત વાસનારૂપે અવસ્થિત છે, તે અચિંત્ય રચના—શક્તિમાયા એવું માયાસ્વરૂપ નિરૂપણ કર્યું. મેઘસ્થાયી માયા છે. મેઘમા રહેલા જલકણસ્થાને બુદ્ધિવાસનાઓ છે, એમાં જે ચિત્પ્રતિબિંબ મેઘાકાશસ્થાની છે તે માયી (માયાવચ્છિન્ન—વેદોક્ત) ઈશ્વર છે. તે અંતર્યામી, જગતની યોનિ અને સર્વજ્ઞ છે. એ ઈશ્વર જડપણારૂપ અંશે કરી અચેતનનો હેતુ થાય છે તથા ચિદાભાસરૂપ અંશે કરી જીવોનો હેતુ થાય છે. મેઘાકાશ તથા મહાકાશ પામરોથી પૃથક્ જાણી શકાતા નથી એવી રીતે બ્રહ્મ તથા ઈશ્વરનું પણ ઉપલક જ્ઞાનવાળા એકત્વ જાણે છે. પણ વસ્તુગત્યા ઈશ્વર સૃષ્ટિ વગેરે કરે છે, બ્રહ્મ નહિ, એમ કહી ઈશ્વરના સૃષ્ટિપ્રકારનું સવિસ્તર વર્ણન આપી સર્વરૂપ ઈશ્વરનું ઉપાસન કરવાથી ભાવનાનુસાર ફળ થાય છે એમ કહ્યું, પણ મુક્તિ તો બ્રહ્મતત્ત્વના જ્ઞાન વિના નથી જ થતી એમ પિઠિકા રચીને તત્પદ તથા ત્વંપદના અર્થનું શોધન કરી અન્ય સિદ્ધાંતવાળા આત્માનો ભેદ, જગતની સત્યતા તથા ઈશ્વરનું અન્યપણું એ ત્રણનો જો ત્યાગ કરે તો સાંખ્યયોગ અને વેદાંત સર્વે એક જ મત થઈ જાય. એવી રીતે એકતા ઘટાવી. વળી આ લોક તથા પરલોકરૂપ સર્વ સંસાર વાસ્તવ છે અને અદ્વૈત છે નહિ તેમ ભાસતુ પણ નથી એવો અજ્ઞાનીનો નિશ્ચય હોય છે, તેથી વિપરીત જ્ઞાનીનો નિશ્ચય હોય છે, એમ કહી વચ્ચે દ્વૈતાદ્વૈત પક્ષ ચર્ચીને. છેલ્લે તત્ત્વજ્ઞાનના ફળનું નિરૂપણ કરતાં વૈરાગ્ય, બોધ તથા ઉપરામ એ ત્રણ સહાયો આવી મળે, ત્યારે પુરુષની હૃદયગ્રંથિ ભેદાઈ જાય છે અને એ પુરુષ અહીં જ બ્રહ્મભાવને અનુભવે છે, એમ કહી—સ્વચૈતન્યને વિષે પટને વિષે ચિત્ર જેમ તેમ આ સઘળું જગતરૂપી ચિત્ર અર્પિત છે, તે બધુ માયા જાણીને ઉપેક્ષા કરી ચૈતન્યમાં પરિશેષ (પર્યવસાન) પામી જાઓ; એવો ઉપનિષદના રહસ્યરૂપ ઉપદેશ કરી પ્રકરણનો ઉપસંહાર કર્યો.

# ૭ : તૃપ્તિદીપ

આ તૃપ્તિદીપ નામક પ્રકરણના આરંભમા, જે શ્રુતિના વ્યાખ્યાનરૂપ આ પ્રકરણ છે, તે શ્રુતિ આદિમાં કહી બતાવે છે:

## 'आत्मानं चेद्' એ શ્રુતિમાં[1] આવેલાં પદોના અભિપ્રાય

### ગ્રંથારંભ

**आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।**
**किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥१॥**

પુરુષ (જીવ) આત્માને 'આ સચ્ચિદાનંદ લક્ષણ બ્રહ્મ હું છુ' એવી રીતે જ્યારે જાણે તો પછી કયા વિષયભોગની ઇચ્છા કરતો કયા ભોક્તાના કામભોગને માટે શરીરની પાછળ સંતાપ પામ્યા કરે ?

૧. આ શ્રુતિ બૃહદારણ્યક અ. ૪, બ્રા. ૪, ક ૧૨ મીની છે. આ શ્રુતિમાં આત્મજ્ઞાન થયા બાદ શરીરાધ્યાસજનિત જે અનર્થની નિવૃત્તિરૂપ જીવન્મુક્તિ દશાના નિરતિશયાનંદનું સૂચન કરેલુ છે, તે સર્વ આ પ્રકરણમાં ઘણી જ સ્ફુટતાથી આગળ કહી બતાવશે.

કરવા ધારેલા ગ્રંથનો વિચાર અને તે સાથે એ વિચારનું ફળ કહે છે:

**अस्याः श्रुतेरभिप्रायः सम्यगत्र विचार्यते ।**
**जीवन्मुक्तस्य या तृप्तिः सा तेन विशदायते ॥२॥**

આ ઉપર કહેલી શ્રુતિનો અભિપ્રાય આ પ્રકરણને વિષે સારી રીતે વિચારાય છે. તેથી જીવન્મુક્ત પુરુષને જે તૃપ્તિ થાય છે, તેવી તૃપ્તિના સ્વરૂપનું સ્પષ્ટીકરણ થાય છે.

### 'પુરુષ.' એ પદના અર્થમાં ઉપયોગી સૃષ્ટિના કથનપૂર્વક 'પુરુષ' એ પદના અર્થનું નિરૂપણ

પહેલાં શ્લોકરૂપ શ્રુતિમા આવેલા પુરુષશબ્દનો અર્થ કહેવા માટે પ્રથમ ઉપોદ્‌ઘાતરૂપે[2] સૃષ્ટિનું ટૂંકમા વર્ણન કરે છે:

**मायाऽऽभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः ।**
**कल्पितावेव जीवेशौ ताभ्यां सर्वं प्रकल्पितम् ॥३**

માયા આભાસ વડે કરી જીવ તથા ઈશ્વરને કરે છે, એમ શ્રુતિમાં કહેલુ છે એટલે જીવ તથા ઈશ બન્ને કલ્પિત છે, અને તે (જીવ તથા ઈશ્વર) બન્નેએ સર્વ (જગત) કલ્પેલું છે.

૨. प्रतिपाद्यमर्थं बुद्धौ संगृह्य तद्विशदनार्थमर्थान्तरवर्णनमुपोद्घातः। પ્રતિપાદન કરવા ધારેલો વિષય સઘળો મનમા ધારી લઈને પછી તે વિષયને અતિ સ્ફુટ રીતે સમજી શકાય તેવો કરવા માટે તદુપયોગી બીજા અર્થનુ વર્ણન કરવુ તે ઉપોદ્ઘાત કહેવાય છે.

ઉપરના શ્લોકમા કહ્યું કે, જીવ તથા ઈશ્વર માયાએ કરી કલ્પિત છે અને બાકીનુ અન્ય સર્વ જગત તે જીવ તથા ઈશ્વર બન્નેએ કલ્પેલું છે હવે તેમા કોણે કેટલુ કલ્પેલું છે તે કહે છે

**ईक्षणादिप्रवेशांता सृष्टिरीशेन कल्पिता ।**
**जाग्रदादिविमोक्षांतः संसारो जीवकल्पितः ॥४॥**

**ઈક્ષણથી માંડીને પ્રવેશ પર્યંતની સૃષ્ટિ ઈશ્વર વડે કલ્પિત[3] છે અને જાગ્રત આદિથી લઈને મોક્ષ પર્યંતનો સંસાર જીવે કલ્પેલો છે.**

૩ 'तदैक्षत बहुस्या प्रजायेय। (છાં ૬-૨-૩) તે ઈશ્વર હુ બહુ થાઉ,' પ્રકર્ષે કરી ઉત્પન્ન થાઉ, એમ જોયુ, આ શ્રુતિમાં જે અવલોકનાત્મક જ્ઞાન કહ્યુ, ત્યાથી લઈ ને 'अनेन जीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणि। (છાં ૬-૩-૨) આ જીવાત્મભાવે પ્રવેશ કરી નામ અને રૂપનુ વ્યાકરણ=વ્યક્તત્વ કરું,' એ શ્રુતિમાં નામરૂપ વ્યક્ત કરવા માટે જે પ્રવેશ કર્યો ત્યા સુધીની સૃષ્ટિ ઈશ્વર-કલ્પિત છે અને પછીની 'स एष मायापरिमोहितात्मा शरीरमास्थाय करोति सर्वम्। स्त्रीयन्नपानादिविचित्रभोगैः स एव जाग्रत्परितृप्तिमेति॥ स्वप्ने तु जीव सुखदुःखभोक्ता स्वमायया कल्पितविश्वलोके। सुषुप्तिकाले सकले विलीने तमोऽभिभूत सुखरूपमेति॥ पुनश्च जन्मान्तरकर्मयोगात्स एव जीव स्वपिति प्रबुद्ध । पुरत्रये क्रीडति यश्च जीवस्ततस्तु जात सकल विचित्रम्॥ जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपञ्च यत् प्रकाशते। तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते ॥ (કૈવલ્યોપનિષદ) તે આ જીવ, માયાથી મોહિત છે સ્વરૂપ જેનુ એવો, શરીરનો આશ્રય કરી (શરીરાભિમાની થઈ) સર્વ (શુભાશુભ કર્મ) કરે છે, અને તે જ જીવાત્મા સ્ત્રી તથા અન્નપાન આદિક વિચિત્ર ભોગ વડે જાગ્રત અવસ્થામા તૃપ્તિ પામે છે. વળી સ્વપ્ન વિષે પણ એ જ જીવ પોતાની માયા વડે કલ્પિત સઘળા લોક(વિષયાદિ)ને વિષે સુખદુઃખનો ભોક્તા થાય છે અને સુષુપ્તિ(ગાઢ નિદ્રાદશા)ના કાળમાં સકલ સંસાર જ્યારે વિલીન થઈ જાય છે, ત્યારે તમ (અજ્ઞાને કરી અભિભૂત-તિરસ્કૃત) થઈને સુખરૂપતાને પ્રાપ્ત થાય છે અને ફરીને જન્માંતરના કર્મયોગે કરી તે સ્વપિતિ(સુષુપ્તિ દશા)માંથી પ્રબુદ્ધ થાય છે, એ પ્રમાણે જીવ ત્રણે પુર(અવસ્થા)મા જે ક્રીડા કરે છે, તેથી આ સઘળું વિચિત્ર પ્રકારનું જીવ-સૃષ્ટચાત્મક જગત ઉત્પન્ન થયુ છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિક પ્રપંચને જે પ્રકાશે છે તે બ્રહ્મ હું છુ એમ જાણીને પુરુષ સર્વ બંધથી વિમુક્ત થાય છે.' આ શ્રુતિઓથી એમ સિદ્ધ થાય છે કે; જાગ્રત આદિક મોક્ષ પર્યંતના સકળ પ્રપંચનો નિર્માતા (કલ્પવાવાળો) જીવ છે.

એ પ્રમાણે પુરુષ શબ્દના અર્થબોધમા ઉપયોગી ઈશ્વર-સૃષ્ટિ તથા જીવસૃષ્ટિ કહી બતાવી, હવે પુરુષ શબ્દનો અર્થ કહે છે.

**भ्रमाधिष्ठानभूतात्मा कूटस्थासंगचिद्वपुः ।**
**अन्योन्याध्यासतोऽसंगधीस्थजीवोऽत्र पूरुषः ॥५**

**જે કૂટસ્થ, નિર્વિકાર, અસંગ, કર્તૃત્વભોક્તૃત્વાદિ રહિત, ચૈતન્યસ્વરૂપ, આ જગતરૂપી ભ્રમનો અધિષ્ઠાભૂત આશ્રયભૂત આત્મા છે, તે જ અન્યોન્યાધ્યાસ વડે[4] વાસ્તવ સંબંધ રહિત બુદ્ધિમાં પ્રતિબિંબરૂપે રહી જીવ પદવાચ્ય થયો છે, તે આ પ્રકરણારંભમાં આવેલી 'आत्मानं' એ શ્રુતિમાં 'पूरुष' શબ્દે કરી કહેલો છે; અર્થાત્ પૂરુષ એ શબ્દનો સાભાસ અંતઃકરણવિશિષ્ટ ચૈતન્યરૂપ જીવ, એવો અર્થ આ શ્રુતિમાં વિવક્ષિત છે.**

૪ ભગવાન પૂજ્યપાદે વ્યાસસૂત્ર ભાષ્યના આરંભમાં જ અધ્યાસનું નિરૂપણ ઘણા વિસ્તારથી કરેલુ છે. તેનો નિષ્કર્ષ એટલો જ છે કે, 'अन्यत्रान्यधर्मावभासः। અન્યમા અન્યના ધર્મનુ ભાસવુ ' અહીં અન્યોન્યાધ્યાસ શબ્દ આપ્યો છે, તેનો નિચોડ એવો છે કે, આત્મા અને અનાત્માનો પરસ્પર અધ્યાસ, એટલે કે 'હું અજ્ઞ છુ ' એવી રીતે અજ્ઞાનનો ચેતન વિષે અધ્યાસ તથા 'હુ છુ,' 'હુ સુખી છુ' ઇત્યાદિક સત્તા અને આનંદાદિ લક્ષણનો અજ્ઞાનોપહિતને વિષે અધ્યાસ થાય છે. એમ એકબીજાને વિષે એકબીજાના ધર્મોનો આરોપ તે અધ્યાસ. આ અધ્યાસ સ્વરૂપાધ્યાસ, સંસર્ગાધ્યાસ વગેરે ભેદથી અનેક પ્રકારનો પ્રાચીન ગ્રંથોમા વર્ણવેલો છે.

આ શ્રુતિમા 'पुरुष' શબ્દથી માત્ર ચિદાભાસરૂપ જીવ જ કહેવો જોઈએ, અધિષ્ઠાનભૂત કૂટસ્થ ચૈતન્ય સહિત ચિદાભાસ કહેવાની શી જરૂર હતી? એવી આશંકા કરી એ જીવને મોક્ષાદિકની સિદ્ધિને અર્થે તે કૂટસ્થનું પણ અહીં ગ્રહણ કરવુ જરૂરનુ છે એમ કહે છે

**साधिष्ठानो विमोक्षादौ जीवोऽधिक्रियते न तु ।**
**केवलो निरधिष्ठानविभ्रांतेः क्वाऽप्यसिद्धितः ॥६**

જીવ અધિષ્ઠાન સહિત જ મોક્ષાદિકમાં અધિકારી થાય છે, કેવળ (ચિદાભાસ માત્ર) કંઈ મોક્ષાદિકમાં અધિકારી થતો નથી; કારણ કે ક્યાંય પણ અધિષ્ઠાન (આશ્રય) વિના ભ્રાંતિની સિદ્ધિ હોતી જ નથી; એટલે કે જેમ રજ્જુમાં સર્પ ભ્રાંતિને અધિષ્ઠાનની જરૂર છે, તેમ જીવભાવરૂપ ભ્રાંતિને અધિષ્ઠાનની અવશ્ય અપેક્ષા છે અને તે અધિષ્ઠાન કૂટસ્થ છે.

### શ્રુતિગત 'अहं' પદના અર્થનું નિરૂપણ

હવે અધિષ્ઠાન સહિત ચિદાભાસને જ સંસારાદિક સાથે સંબંધ છે, એમ બે શ્લોક વડે વિભાગથી કહી દેખાડે છે

**अधिष्ठानांशसंयुक्तं भ्रमांशमवलंबते ।**
**यदा तदाऽहं संसारीत्येवं जीवोऽभिमन्यते ॥७॥**

જીવ જ્યારે અધિષ્ઠાનના અંશે કરી સંયુક્ત જે ભ્રમાંશ તેનો આશ્રય કરે છે, ત્યારે 'હું સંસારી છું' એમ માને છે; અર્થાત્ કૂટસ્થ સહિત ચિદાભાસથી યુક્ત બે શરીરને સ્વસ્વરૂપે સ્વીકારે છે, ત્યારે જ 'હું સંસારી છું' એવું અભિમાન કરે છે.

**भ्रमांशस्य तिरस्कारादधिष्ठानप्रधानता ।**
**यदा तदा चिदात्माऽहमसंगोऽस्मीति बुध्यते ॥८**

પણ જ્યારે ભ્રમાંશ જે બે દેહ સહિત ચિદાભાસ તેનો તિરસ્કાર કરીને એટલે કે તે બે દેહને મિથ્યા સમજી તેનો અનાદર કરીને, અધિષ્ઠાનભૂત જે કૂટસ્થ તેની પ્રધાનતા (સ્વસ્વરૂપતા) જીવ સ્વીકારે, ત્યારે 'હું ચિદાત્મા અસગ છું' એમ જીવ જાણે છે (અનુભવ કરે છે); અર્થાત્ ભ્રાંતિ અંશનો ત્યાગ થઈ અધિષ્ઠાન ચૈતન્યને સ્વસ્વરૂપે જાણે એટલે પછી 'હુ સસારી છું' એ ભાન ટળી જઈ 'હુ અસગ આત્મા છું' એવું જ્ઞાન જીવને થાય છે.

જો અધિષ્ઠાનચૈતન્યની જ જીવસ્વરૂપતા અંગીકાર કરીએ તો 'चिदात्माऽहमसङ्गोऽस्मीति । હુ ચિદ્રૂપ આત્મા અસંગ છુ,' એમ જીવ જાણે છે એ કહેવુ અયુક્ત થાય; કેમકે અસંગ ચૈતન્યરૂપ કૂટસ્થ અહંપ્રત્યયનો વિષય હોઈ શકે નહિ, એવી આશંકા મૂળમાં કરીને ઉત્તરાર્ધથી સમાધાન શરુ કરે છે

**नासंगेऽहंकृतिर्युक्ता कथमस्मीति चेच्छृणु ।**
**एको मुख्यो द्वावमुख्यावित्यर्थस्त्रिविधोऽहमः ॥९**

'હું' એવા આકારના શબ્દ તથા વૃત્તિનો અવિષય (અસંગ) ચૈતન્યાત્માને વિષે અહંપ્રત્યય ઘટે નહિ, તો પછી 'હું અસંગ ચિદાત્મા છુ' એમ જીવ કેમ જાણી શકે? એમ જો કહેતા હો તો સાંભળો: 'અહં' એ શબ્દના એક મુખ્ય અને બે અમુખ્ય (ગૌણ) એવી રીતે ત્રણ પ્રકારના અર્થ છે.

અહંશબ્દનો મુખ્ય અર્થ કેવા પ્રકારનો છે તે કહે છે

**अन्योन्याध्यासरूपेण कूटस्थाभासयोर्वपुः ।**
**एकीभूय भवेन्मुख्यस्तत्र मूढैः प्रयुज्यते ॥१०॥**

કૂટસ્થ અને આભાસનું સ્વરૂપ અન્યોન્યાધ્યાસથી એકભાવને પામેલુ એવો અહ શબ્દનો મુખ્ય અર્થ થાય છે અને તે અવિવિક્ત કૂટસ્થ અને ચિદાભાસના સ્વરૂપને વિષે વિવેકશૂન્ય મૂઢ પુરુષો અહં શબ્દનો પ્રયોગ કરે છે, તેથી તે (મિલિત કૂટસ્થ અને ચિદાભાસનું સ્વરૂપ) અહંશબ્દનો મુખ્ય અર્થ કહેવાય છે, અર્થાત્ સાભાસ અંતઃકરણવિશિષ્ટ જે ચેતન, તે જ અહંશબ્દનો વિષય છે અને તે જ તેનો મુખ્ય અર્થ છે.

હવે અહ શબ્દના બે ગૌણ અર્થ કહી બતાવે છે

**पृथगाभासकूटस्थावमुख्यौ तत्र तत्त्ववित् ।**
**पर्यायेण प्रयुंक्तेऽहंशब्दं लोके च वैदिके ॥११॥**

આભાસ અને કૂટસ્થ જ્યારે પૃથક્ (એક-એક) અહ શબ્દના અર્થ માનીએ, ત્યારે તે બન્ને અમુખ્ય અર્થ સમજવા; કારણ કે તત્ત્વવેત્તા પુરુષ લૌકિક વ્યવહારમા તેમ જ વૈદિક વ્યવહારમા અહ-શબ્દનો પ્રયોગ કૂટસ્થ અને ચિદાભાસ બન્નેમાં વારાફરતી કરે છે.

ઉપરના શ્લોકમાં કહ્યુ કે, 'પર્યાય (અનુક્રમ) પ્રયોગ કરે છે.' તેને વધારે ખુલાસાવાર દૃષ્ટાંત આપી સમજાવે છે

**लौकिकव्यवहारेऽहं गच्छामीत्यादिके बुधः ।**
**विविच्यैव चिदाभासं कूटस्थात्तं विवक्षति ॥१२॥**

જ્ઞાની પુરુષ 'હું ગમન કરું છુ' ઇત્યાદિક લૌકિક વ્યવહારમાં કૂટસ્થથી ચિદાભાસનું વિવેચન કરી ચિદાભાસને જ અહં શબ્દથી કહેવાને ઇચ્છે છે, કેમકે 'હું જાઉં છું' એ પ્રકારે અભિમાન કરનાર તો તે જ છે.

તે જ પ્રમાણે કેવળ કૂટસ્થમા કેમ પ્રયોગ કરે છે તે કહે છે:

**असंगोऽहं चिदात्माऽहमिति शास्त्रीयदृष्टितः ।**
**अहंशब्दं प्रयुंक्तेऽयं कूटस्थे केवले बुधः ॥१३॥**

એ જ જ્ઞાની પુરુષ (વેદાંત શ્રવણાદિજન્ય શાસ્ત્રીય દૃષ્ટિ) જ્ઞાનદૃષ્ટિ વડે ચિદાભાસથી વિવેચન કરેલ કેવળ કૂટસ્થને વિષે 'હું અસંગ છું,' 'હું ચિદાત્મા છું' એવી રીતે લક્ષણાવૃત્તિથી અહં શબ્દને જોડે છે અને તેથી જ લક્ષણા વડે અહં શબ્દનો અર્થ અર્થાત્ અહં શબ્દનો લાક્ષણિક અર્થ હોવાથી અહં પ્રત્યયની વિષયતા સંભવે છે, તેથી 'હું અસંગ છું' એવો બોધ ઘટી શકે છે. આ કથનથી અસંગને વિષે અહંકાર ઘટે નહિ ઇત્યાદિ જે ૯મા શ્લોકમાં શંકા કરી હતી, તેનું સમાધાન કહેવાયુ (સમજી લેવુ).

ઉપર ૧૧મા શ્લોકમા કહ્યું કે, 'આભાસ અને કૂટસ્થ પૃથક્ પૃથક્ અહંશબ્દના અમુખ્ય અર્થ છે.' તેમા અજ્ઞાનની નિવૃત્તિને માટે 'હું અસંગ છું' એમ કૂટસ્થ જાણે છે કિંવા ચિદાભાસ જાણે છે? કદી કહો કે, કૂટસ્થ જાણે છે તો કૂટસ્થ તો અસંગ ચેતનરૂપ છે, તેથી તેમા જ્ઞાનીપણાનો કે અજ્ઞાનીપણાનો સંભવ જ નથી, અને જો કહો કે ચિદાભાસ એમ જાણે છે, તો જ્ઞાનાદિક ચિદાભાસના ધર્મ હોવાને લીધે કૂટસ્થથી અન્ય જે ચિદાભાસ તે 'હું કૂટસ્થ છું' એમ જાણવા યોગ્ય નથી. એવી વાદી મૂળમા શંકા કરે છે.

**ज्ञानिताज्ञानिते त्वात्माभासस्यैव न चात्मनः ।**
**तथा च कथमाभासः कूटस्थोऽस्मीति बुध्यताम् ॥**

જ્ઞાનીપણુ અને અજ્ઞાનીપણુ તો આત્માના આભાસને જ છે અને એમ છે, તો પછી એ આભાસ 'હું કૂટસ્થ છું' એમ કેમ જાણે? અર્થાત્ ચિદાભાસ તો કૂટસ્થથી ભિન્ન કલ્પિત છે તો પછી ચિદાભાસને 'હુ કૂટસ્થ છું' એવુ અન્યને વિષે અન્યવિષયક જે જ્ઞાન થયુ તે ભ્રાંતિરૂપ છે, એટલે એ ભ્રાંતિરૂપ જ્ઞાન કેમ સંભવે?

તે ચિદાભાસનુ કૂટસ્થથી અન્યપણુ જ અસિદ્ધ છે એવી રીતિથી સિદ્ધાંતવાદી પૂર્વોક્ત શંકાનુ સમાધાન આપે છે:

**नायं दोषश्चिदाभासः कूटस्थैकस्वभाववान् ।**
**आभासत्वस्य मिथ्या वा कूटस्थत्वावशेषणात् ॥**

આ ઉપર કહેલો, કૂટસ્થથી આભાસની ભિન્નતારૂપ દોષ આવતો નથી, કેમકે ચિદાભાસ પોતે કૂટસ્થરૂપ સ્વભાવવાળો જ છે; કારણ કે આભાસનું તો મિથ્યાપણું છે અને કૂટસ્થપણું જ માત્ર અવશેષ રહે છે, અર્થાત્ જેમ દર્પણને વિષે પ્રતીયમાન મુખના આભાસનુ ગરદન ઉપર રહેલું મુખ વાસ્તવ સ્વરૂપ છે, તેમ ચિદાભાસનું બિંબરૂપ કૂટસ્થ જ અવશિષ્ટ વાસ્તવરૂપ છે.

જો ચિદાભાસ મિથ્યા છે તો તેનો આશ્રય કરીને થતું 'હુ કૂટસ્થ છુ' એવું જે જ્ઞાન થાય છે, તે પણ મિથ્યા થશે. એવી શંકા વાદી મૂળમા કરીને ઉત્તરાર્ધમા તે શંકાનું સમાધાન દૃષ્ટાંત સહિત કહી દેખાડે છે:

**कूटस्थोऽस्मीति बोधोऽपि मिथ्या चेन्नेति को वदेत् ।**
**न हि सत्यतयाऽभीष्टं रज्जुसर्पविसर्पणम् ॥१६॥**

જો 'હું કૂટસ્થ છુ' એ બોધ પણ મિથ્યા થાય, એમ કહો તો બોધ મિથ્યા નથી એમ કોણ કહે છે? અર્થાત્ અમે પણ એ કૂટસ્થના સ્વરૂપથી ભિન્ન સર્વ વસ્તુનું મિથ્યાત્વ માનીએ છીએ, એટલે પછી ચિદાભાસના આશ્રયથી થતું 'હું કૂટસ્થ છું' એવા પ્રકારના જ્ઞાનનુ મિથ્યાત્વ અમારે વેદાંતવાદીને ઇષ્ટ જ છે; કારણ કે રજ્જુ-સર્પનો બાધ અમારે સત્યતાથી અભીષ્ટ નથી; એટલે કે જેમ રજ્જુ વિષે કલ્પિત જે સર્પ તેમાં ગતિ વગેરે જે કાંઈ પ્રતીત થાય છે, તે કાંઈ અમારે સત્ય[5] (વાસ્તવ) અભિમત નથી જ; તેમ ચિદાભાસાશ્રિત જ્ઞાન પણ અવાસ્તવ જ છે.

૫. કલ્પિત વસ્તુ, અધિષ્ઠાનથી ભિન્ન સિદ્ધ થઈ શકે નહિ, તેથી દર્પણસ્થ મુખપ્રતિબિંબસ્થળે પ્રતિબિંબનું અધિષ્ઠાન, દર્પણ અવચ્છિન્ન ચેતન છે તેમ અંતઃકરણને વિષે (બ્રહ્મચેતનના પ્રતિબિંબરૂપ) ચિદાભાસનુ અધિષ્ઠાન, અંતઃકરણ અવચ્છિન્ન કૂટસ્થ ચેતન છે, તો પ્રતિબિંબત્વ વિશિષ્ટ પ્રતિબિંબનો બાધ કરીએ, ત્યારે અવશિષ્ટ અધિષ્ઠાનભૂત કૂટસ્થ ચેતન જ પ્રતિબિંબનું સ્વરૂપ છે. બ્રહ્મ અને કૂટસ્થનુ મહાકાશ તથા ઘટાકાશની પેઠે મુખ્ય સામાનાધિકરણ્ય છે અને ચિદાભાસ તથા કૂટસ્થનુ બાધ-સામાનાધિકરણ્ય છે, તેથી બાધ કર્યા વિના ચિદાભાસનો કૂટસ્થની સાથે અભેદ ન થાય કોઈ પણ પદ, ધર્મ અથવા પદાર્થ આદિનું સમાન વિભક્તિવાળાપણું, એક જ આશ્રયમા રહેવાપણું, અથવા અભિન્નતારૂપ સંબંધવાળાપણું, સામાનાધિકરણ્ય કહેવાય છે જે વસ્તુનો જે બીજી વસ્તુ સાથે સદા અભેદ હોય, તે મુખ્ય સામાનાધિકરણ્ય કહેવાય છે. જેમકે ઘટાકાશ અને મહાકાશ

એ બન્ને ઘટાવચ્છિન્નપ્રદેશરૂપ એક (સમાન) અધિકરણમાં છે, તેથી તેનું મુખ્ય સામાનાધિકરણ્ય કહેવાય અને તે જ પ્રમાણે કૂટસ્થનો બ્રહ્મથી સદા અભેદ જ છે તેથી તે બન્નેનું પણ મુખ્ય સામાનાધિકરણ્ય કહેવાય છે. જ્યાં કોઈ વસ્તુનો બાધ થઈને તેનો બીજી કોઈ વસ્તુ સાથે અભેદ થતો હોય તે બાધ સામાનાધિકરણ્ય; જેમકે પ્રતિબિંબનો બાધ થઈને બિંબ સાથે અભેદ થાય છે, તેથી તે બાધસામાનાધિકરણ્ય કહેવાય છે તેમ અહીં ચિદાભાસનો પણ બાધ થઈને પછી કૂટસ્થ સાથે અથવા બ્રહ્મ સાથે અભેદ થાય છે, તેથી તે પણ બાધસામાનાધિકરણ્ય કહેવું. સંશયવિપર્યયાદિ સ્થળમાં પણ બાધસામાનાધિકરણ્ય હોય છે. આ વિષે વિશેષ વિવેચન કૂટસ્થદીપના ૪૨મા શ્લોકમા થશે.

સોળમા શ્લોકમા કરેલા અંગીકાર પ્રમાણે જ્ઞાન પણ મિથ્યા થાય તો પછી તેવા મિથ્યાજ્ઞાને કરી સંસાર નિવૃત્ત કેમ થશે ? એવી આશંકા કરી 'જેવા ભાઈના મોસાળા તેવા બહેનનાં ગીત' એ ન્યાયાનુસાર જ્ઞાને કરી નિવૃત્ત કરવા ઇચ્છેલો સંસાર પણ મિથ્યા છે, તો પછી તેનું નિવર્તક પણ તેવું હોઈ શકે; એમ સમાધાન આપે છે.

**तादृशेनापि बोधेन संसारो हि निवर्तते ।**
**यक्षानुरूपो हि बलिरित्याहुर्लौकिका जनाः ॥१७**

તેવા પ્રકારના મિથ્યાબોધ વડે કરીને પણ સંસાર તો નિવૃત્ત થશે જ; કારણ કે તે સંસાર પોતે પણ મિથ્યા જ છે. લોકો એમ કહે છે કે, જેવો યક્ષ તેવું બલિદાન અર્થાત્ જેમ સ્વપ્નમાના મિથ્યાભૂત વ્યાઘ્રદર્શનથી નિદ્રાની નિવૃત્તિ થઈ જાય છે, તેમ અહી પણ મિથ્યાબોધથી મિથ્યાસંસારની નિવૃત્તિ[૬] સંભવે છે.

૬. અભિપ્રાય એવો છે કે, પરસ્પર સમાન સત્તાવાળા પદાર્થ સાધક-બાધક થઈ શકે છે, વિષમ સત્તાવાળા નહિ, જેમકે વ્યાવહારિક સત્તાવાળા અન્નજળથી વ્યાવહારિક ક્ષુધા, તૃષા નિવૃત્ત થાય, કંઈ પ્રાતિભાસિકથી નિવૃત્ત થાય નહિ. વ્યાવહારિક રૂપામાંથી વ્યાવહારિક ભૂષણ થાય પણ કંઈ છીપમા પ્રતિભાસરૂપે પ્રતીત થતા રૂપામાંથી વ્યાવહારિક ભૂષણરૂપ કાર્યની સિદ્ધિ નહિ થાય, તેમ જ પ્રાતિભાસિક રોગક્ષુધાદિકની નિવૃત્તિ પ્રાતિભાસિક ઔષધ અન્નાદિકથી જ થશે. ત્યાં વ્યાવહારિક ઔષધાદિક કામ નહિ કરે. તેમ અહીં પણ દૃષ્ટિસૃષ્ટિવાદની રીતિથી વ્યાવહારિક મિથ્યા સંસારની સ્વસમાન સત્તાવાળા મિથ્યા જ્ઞાનથી જ નિવૃત્તિ સંભવે છે, એમાં પારમાર્થિક જ્ઞાનની અપેક્ષા નથી, એવો ગૂઢ અભિપ્રાય છે.

પૂર્વ શ્લોકમાં કહેલા અર્થને સમાપ્ત કરે છે.

**तस्मादाभासपुरुषः स कूटस्थो विविच्य तम् ।**
**कूटस्थोऽस्मीति विज्ञातुमर्हतीत्यभ्यधाच्छ्रुतिः ॥१८**

કૂટસ્થ પોતે ચિદાભાસનુ નિજસ્વરૂપ છે, તેથી 'पुरुष' શબ્દનો વાચ્ય (જે કૂટસ્થ સહિત ચિદાભાસ) છે તે, તે કૂટસ્થને પોતાથી ભિન્નતાએ કરી એટલે પોતાના મિથ્યારૂપથી ભાગત્યાગ લક્ષણા વડે ભિન્ન રૂપે 'હુ કૂટસ્થ છું' એમ જાણવા સમર્થ થાય છે, તે અર્થને શ્રુતિ 'अस्मि' પદ વડે કરી કહે છે.

## 'आत्मानं' એ શ્રુતિમાં આવેલા 'अयं' પદનો અભિપ્રાય

### અપરોક્ષ જ્ઞાન તથા તેના નિત્ય અપરોક્ષ વિષય-ચેતનનું 'अयं' પદના અર્થથી કથન

**असंदिग्धाविपर्यस्तबोधो देहात्मनीक्ष्यते ।**
**तद्वदत्रेति निर्णेतुमयमित्यभिधीयते ॥ १९ ॥**

જેમ લૌકિક જનોને આ પ્રસિદ્ધ દેહરૂપ આત્માને વિષે સંશય તથા વિપરીત ભાવના એ બન્ને(વસ્તુસ્વરૂપના નિશ્ચયમાં પ્રતિબંધક)થી રહિત 'આ હું બ્રાહ્મણ' એવા પ્રકારનો બોધ થતો જોવામાં આવે છે, તેમ આ પ્રત્યગાત્માને વિષે પણ તેવો જ દૃઢ બોધ મુક્તિની સિદ્ધિને અર્થે સંપાદન કરવા યોગ્ય છે; એમ નિર્ણય કરાવવાને શ્રુતિમાં 'अयं' એ પદ નિર્દેશ કરવામાં આવે છે.

એવા પ્રકારનો જ બોધ મોક્ષનું સાધન છે, એ બાબતમા શ્રી શંકરાચાર્યકૃત ઉપદેશસાહસ્રીના વાક્યનુ પ્રમાણ કરી દેખાડે છે:

**देहात्मज्ञानवज्ज्ञानं देहात्मज्ञानबाधकम् ।**
**आत्मन्येव भवेद्यस्य स नेच्छन्नपि मुच्यते ॥२०॥**

જેમ 'હું મનુષ્ય છું' એવા પ્રકારનું દેહરૂપ આત્મામાં દૃઢ જ્ઞાન છે, તેવું જ આત્માને વિષે દેહાત્મજ્ઞાનનુ બાધક જ્ઞાન, એટલે દેહને વિષે જે આત્મભાવ છે, તેનું બાધક 'હું બ્રહ્મ છું' એવા આકારનું જ્ઞાન જેને થાય છે, તે વિદ્વાન

મોક્ષની ઇચ્છાથી રહિત હોય, તોપણ મુક્તિને પામે છે; કેમકે સંસારનું કારણ જે અજ્ઞાન તે તો જ્ઞાને કરી બાધિત થઈ જાય છે.

અય એ પદનો કંઈ જુદો અભિપ્રાય ધારી વાદી શંકા કરે છે અને તેનુ સમાધાન ઉત્તરાર્ધથી કહી બતાવે છે :

**अयमित्यपरोक्षत्वमुच्यते चेत्तदुच्यताम् ।**
**स्वयंप्रकाशचैतन्यमपरोक्षं सदा यतः ॥२१॥**

પ્રકરણારંભમાં કહેલી શ્રુતિમા 'अयं—આ' એ શબ્દના પ્રયોગથી આત્માનું અપરોક્ષપણું કહેવાય છે, એમ જો કહેતા હો, તો ભલે કહેવાઓ, કારણ કે સ્વયંપ્રકાશ ચૈતન્ય સદા અપરોક્ષ[૭] જ છે.

૭ જેમ 'આ ઘટ' ઇત્યાદિ પ્રયોગોમા ઇદંપણા વડે કરી નિર્દિષ્ટ જે ઘટ આદિક વસ્તુ તેનુ અપરોક્ષપણુ દેખાય છે, તેમ 'अय अस्मि' એ શ્રુતિગત વાક્યનો અર્થ 'આ હુ છુ' એમાં પણ શ્રુતિવાક્યથી આત્માનુ અપરોક્ષપણુ કહેવાઈ જાય છે આવો વાદીની શકાનો આશય છે તેના સમાધાનમા સિદ્ધાતી ઇષ્ટાપત્તિ માનીને કહે છે કે અન્ય સાધનની અપેક્ષા વિના જ ભાસમાન જે ચૈતન્ય, તેનુ આવરણ કરનાર કઈ ન હોવાથી તે ચૈતન્ય નિત્ય અપરોક્ષ જ છે, એમ અમે પણ અગીકાર કરીએ છીએ

આત્મા સ્વપ્રકાશ ચિદ્રૂપ હોવાથી નિત્ય અપરોક્ષ જ છે, એમ અગીકાર કરીએ તો પ્રથમના ૧૯-૨૦-૨૧ શ્લોકમા 'अय' એ પદના અભિપ્રાય-વર્ણનમા આત્માનું અપરોક્ષપણુ પણ સૂચિત થાય છે, તે અસભવ થાય છે વળી ૧૪મા શ્લોકમા જ્ઞાન તથા અજ્ઞાનનુ આશ્રયપણુ આત્માને કહ્યું તે પણ નહિ સભવે એવી આશકા કરી, દશમ પુરુષના દષ્ટાતથી બને પ્રકારની અનુપપત્તિ(અસભવ)નો પરિહાર થાય છે, એમ કહે છે

**परोक्षमपरोक्षं च ज्ञानमज्ञानमित्यदः ।**
**नित्यापरोक्षरूपेऽपि द्वयं स्याद्दशमे यथा ॥२२॥**

પરોક્ષ અને અપરોક્ષ, જ્ઞાન અને અજ્ઞાન એ બને યુગલ જેમ દશમ પુરુષને વિષે ઘટી શકે છે, તેમ જ નિત્ય અપરોક્ષરૂપ આત્માને વિષે પણ ઘટી શકે છે.

સિદ્ધાંત સહિત 'દશમ' એ દૃષ્ટાંતનું સાત અવસ્થા સાથે પ્રતિપાદન

**नवसंख्याहृतज्ञानो दशमो विभ्रमात्तदा ।**
**न वेत्ति दशमोऽस्मीति वीक्ष्यमाणोऽपि तान्नव ॥**

નવની[૮] સંખ્યા વડે હરાઈ ગયેલાં જ્ઞાનવાળો દશમો પુરુષ પોતે પોતા સિવાયના બીજા નવ પુરુષોને દેખે છે; તોપણ 'વિભ્રમને લીધે હું દશમો છું' એમ જાણતો નથી.

૮. દશ મુસાફર કોઈ મહા નદી તરીને સામે કિનારે આવ્યા, ત્યારે સર્વના મનમા એમ શંકા થઈ કે નદી ઘણી ઊંડી પહોળી છે, તેથી આપણામાંનો કોઈ બૂડ્યો તો નહિ હોય. તેથી એક જણે સર્વને પંક્તિમાં ઊભા રાખી ગણના કરી તો નવ થયા. એ જ પ્રમાણે બીજાએ-ત્રીજાએ એમ બધાએ પૃથક્ પૃથક્ ગણના કરી, પણ ગણનાર પોતે પોતાને ન જ ગણે તેથી બધાની ગણતરીમાં નવ જ થતા ગયા; એટલે તેઓ એક જણ ડૂબી ગયો એમ માનીને શોક કરવા મંડી ગયા. આ દષ્ટાંતનો સંપૂર્ણ સમન્વય ટિપ્પણ ૧૦માં સવિસ્તર છે.

એ પ્રમાણે દશમામા અજ્ઞાન દેખાડી હવે તે અજ્ઞાનનું કાર્યભૂત બે પ્રકારનું આવરણ દર્શાવે છે :

**न भाति नास्ति दशम इति स्वं दशमं तदा ।**
**मत्वा वक्ति तदज्ञानकृतमावरणं विदुः ॥२४॥**

ત્યારે તે અજ્ઞાનકાળમાં તે દશમો પુરુષ, દશમ નથી ભાસતો અને છે પણ નહિ એમ માનીને કહે છે. એમ કહેવારૂપ વ્યવહારનું જે કારણ છે, તેને વિદ્વાનો અજ્ઞાનકૃત આવરણ કહે છે.

અજ્ઞાનના કાર્યમા આવરણ સાથે વિશેષ કાર્યભૂત વિક્ષેપને પણ દર્શાવે છે.

**नद्यां ममार दशम इति शोचन्प्ररोदिति ।**
**अज्ञानकृतविक्षेपं रोदनादिं विदुर्बुधाः ॥२५॥**

'દશમો પુરુષ નદી વિષે ડૂબીને મરી ગયો' એમ શોક કરતાં રુદન કરે છે. એ રુદનાદિક કાર્યને વિદ્વાનો અજ્ઞાનકૃત[૯] વિક્ષેપ કહે છે.

૯. અહીં એવો આશય છે કે 'નથી ભાસતો' એ અભાનાપાદક આવરણ અને 'છે નહિ' એ અસત્ત્વાપાદક આવરણ એ બને પ્રકારના અજ્ઞાનાવરણથી રોદનાદિક વિક્ષેપરૂપ કાર્ય થયુ, તેથી શોક કરવો, રોવુ વગેરે કાર્યના જનક પૂર્વોક્ત દ્વિવિધ આવરણ જ છે, એમ વિદ્વાન (તત્ત્વજ્ઞ) પુરુષો માને છે

પૂર્વશ્લોકમા વિક્ષેપસ્વરૂપ કહ્યું તેના જનક અસત્ત્વાપાદક આવરણ તથા અભાનાપાદક આવરણ છે, તે દ્વિવિધ અજ્ઞાનાવરણના નિવર્તક કહેવાના પ્રસગમા પ્રથમત અસત્ત્વ પાદક આવરણાશનું નિવર્તક પરોક્ષજ્ઞાન કહે છે

न मृतो दशमोऽस्तीति श्रुत्वाऽऽप्तवचनं तदा।
परोक्षत्वेन दशमं वेत्ति स्वर्गादिलोकवत् ॥२६॥

દશમ પુરુષ મૂઓ નથી, પણ છે એવું આપ્ત યથાર્થવાદી પુરુષનું વચન શ્રવણ કરીને તે સમયે પરોક્ષપણાથી સ્વર્ગાદિ લોકની પેઠે દશમ પુરુષને જાણે છે, એટલે દશમો છે એમ જાણે છે.

હવે તેના જ અજ્ઞાનાવરણ અંશનું નિવર્તક અપરોક્ષ જ્ઞાન દર્શાવે છે:

त्वमेव दशमोऽसीति गणयित्वा प्रदर्शितः।
अपरोक्षतया ज्ञात्वा हृष्यत्येव न रोदिति ॥२७॥

જ્યારે ગણતરી કરીને 'તું જ દશમો છું' એમ દેખાડ્યો; એટલે તેની પાસે પોતા સિવાયના નવ પુરુષને ગણાવીને અંતે 'તું દશમો' એવી રીતે ગણી દેખાડ્યો ત્યારે, 'હું દશમો છું' એમ અપરોક્ષપણાથી[10] પોતે પોતાને દશમો જાણી હર્ષ પામે છે, પછી રુદન કરતો નથી.

૧૦. અસત્વાપાદક અજ્ઞાનાવરણાંશ પરોક્ષજ્ઞાનથી નિવૃત્ત થાય છે, જેમકે 'સ્વર્ગ છે' એ વાક્ય 'સ્વર્ગ છે જ નહિ' એવા પ્રકારનું જે અસત્વાપાદક અજ્ઞાનાવરણ હતું તેનું નિવર્તક થાય છે પણ તે પરોક્ષજ્ઞાન કહેવાય છે. જેમ પ્રકૃત દૃષ્ટાંતમાં મહાત્માએ કહ્યું કે, 'દશમો છે' તેથી સર્વને દશમો ડૂબી મૂઓ; છે નહિ; એવા પ્રકારનું જે અસત્વ આવરણ થયું હતું, તેનો નાશ થયો પણ તે પરોક્ષ છે, એટલે છે તો ખરો પણ તણાઈને ક્યાંય નીકળ્યો છે, અથવા પાછળ રહી ગયો છે, એવા વિકલ્પોવાળું જ્ઞાન થયું. તોપણ જ્યાં સુધી તેને જોયો નથી ત્યાં સુધી અજ્ઞાનાવરણ છે, જ્યારે એ અભાનાપાદક આવરણ નષ્ટ થશે. ત્યારે અપરોક્ષજ્ઞાન થશે, જેમકે પ્રકૃતમાં 'દશમો તું છો' એમ જ્યારે મહાત્માએ અપરોક્ષ બોધ કરાવ્યો તે જ ક્ષણે અભાનાપાદક આવરણાંશનો નાશ થઈ પોતાનું દશમપણું અપરોક્ષરૂપે પ્રતીત થયું

એ પ્રમાણે દૃષ્ટાંતભૂત દશમ પુરુષને વિષે દર્શાવેલી અવસ્થા-સપ્તક સિદ્ધાંતમાં આત્માને વિષે પણ યોજી લેવું એટલે જે સાત અવસ્થા ૨૩મા શ્લોકથી ૨૭મા શ્લોક પર્યંતમાં વર્ણવી તે સાતે અવસ્થાની આત્માને વિષે યોજના કરવી; એમ કહે છે:

अज्ञानावृतिविक्षेपद्विविधज्ञानतृप्तयः।
शोकापगम इत्येते योजनीयाश्चिदात्मनि ॥२८॥

અજ્ઞાન, આવરણ, વિક્ષેપ, પરોક્ષજ્ઞાન તથા અપરોક્ષજ્ઞાન એમ બે પ્રકારનું જ્ઞાન, તૃપ્તિ અને શોકનિવૃત્તિ એવી રીતે જે સાત અવસ્થા કહી તે ચિદાત્મામાં યોજવી.

### ચિદાભાસની સાત અવસ્થાઓનું વર્ણન

હવે આત્માને વિષે અજ્ઞાનાદિક સાત અવસ્થાઓ ક્રમપૂર્વક ચાર શ્લોકમાં દર્શાવે છે:

संसारासक्तचित्तः संश्चिदाभासः कदाचन।
स्वयंप्रकाशकूटस्थं स्वतत्त्वं नैव वेत्त्ययम् ॥२९॥

એ ચિદાભાસ વિષયસંપાદનાદિરૂપ સંસાર વિષે આસક્ત ચિત્તવાળો હોવાથી, શ્રુતિવિચારથી પૂર્વકાળમાં પોતાનું તત્ત્વ (નિજરૂપ) સ્વપ્રકાશ ચેતનરૂપ કૂટસ્થ પ્રત્યગાત્માને જાણતો નથી; એ નહિ જાણવું એ જ અજ્ઞાન છે.

અજ્ઞાનનાં કાર્ય બે પ્રકારનાં આવરણ દર્શાવે છે:

न भाति नास्ति कूटस्थ इति वक्ति प्रसंगतः।
कर्ता भोक्ताऽहमस्मीति विक्षेपं प्रतिपद्यते ॥३०॥

ચિદાત્માવિષયક પ્રસંગ ચાલતાં તે અજ્ઞાની પુરુષ 'કૂટસ્થ છે નહિ અને ભાસતો પણ નથી' એમ માનીને કહે છે. એ તેનું કહેવું અને માનવું અજ્ઞાનનું કાર્યભૂત બે પ્રકારનું આવરણ છે એમ કૂટસ્થના અસદ્ભાવ તથા અપ્રતીતિના કથનની પેઠે 'હું કર્તા, હું ભોક્તા' એવી રીતે આત્માને વિષે કર્તાપણા આદિકનો આરોપ કરે છે; એ આરોપનો હેતુ જે સ્થૂળ તથા સૂક્ષ્મ દેહ સહિત ચિદાભાસ તે વિક્ષેપ છે.

પરોક્ષ તથા અપરોક્ષ બે પ્રકારના જ્ઞાનનું સ્વરૂપ કહી દેખાડે છે:

अस्ति कूटस्थ इत्यादौ परोक्षं वेत्ति वार्तया।
पश्चात्कूटस्थ एवास्मीत्येवं वेत्ति विचारतः ॥३१॥

કોઈ બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુએ 'કૂટસ્થ છે' એમ વાર્તામાત્રથી જ કહ્યું તે ઉપરથી 'કૂટસ્થ છે' એવું પરોક્ષજ્ઞાન થાય છે અર્થાત્ સ્વર્ગાદિકની પેઠે કૂટસ્થને પરોક્ષ રીતે જાણે છે, પછી જ્યારે વિચારથી—શ્રવણ મનન નિદિધ્યાસનાદિકથી—પરિપક્વ અનુભવ થાય ત્યારે 'હું પોતે કૂટસ્થ જ છું' એમ જે જાણે છે, એ અપરોક્ષજ્ઞાન[11] કહેવાય છે.

૧૧. અહીં સમજવાનું એ છે કે પરોક્ષજ્ઞાનનો પ્રતિબંધ અશ્રદ્ધા છે અને અપરોક્ષજ્ઞાનનો પ્રતિબંધ અવિચાર છે. ગુરુ અને શાસ્ત્રના વચનોમા વિશ્વાસ હોય તો પરોક્ષજ્ઞાન થાય છે, એટલે અશ્રદ્ધારૂપી પ્રતિબંધ વિશ્વાસથી દૂર થતા પરોક્ષજ્ઞાન થાય છે. શ્રવણ, મનન અને નિદિધ્યાસનપૂર્વક તત્ત્વમસિ વગેરે મહાવાક્યોમા રહેલા પદોનુ સંશોધન કરવારૂપી વિચાર વડે અવિચારરૂપી પ્રતિબંધ દૂર થતા અપરોક્ષજ્ઞાન થાય છે.

૨૮મા શ્લોકમા તૃપ્તિ અને શોકાપગમ કહેલા છે, પણ ક્રમ એવો છે કે, શોકાપગમ થયા પછી તૃપ્તિ થાય છે, તેથી પ્રથમ શોકાપગમ બતાવીને તદનંતર તૃપ્તિસ્વરૂપનું નિરૂપણ કરે છે

**कर्ता भोक्तेत्येवमादि शोकजातं प्रमुंचति ।**
**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तुष्यति ॥३२॥**

કૂટસ્થ અસંગ આત્મસ્વરૂપનું જ્ઞાન થયા પછી 'હું કર્તા છુ,' હું ભોક્તા છું, ઈત્યાદિ વિક્ષેપનુ કાર્ય જે શોક છે તેનો ત્યાગ કરે છે એ શોકસમૂહનો જે ત્યાગ તે શોકાપગમ કહેવાય છે અને તદનંતર 'કરવાનું હતું તે કરી ચૂક્યા તેમ જ પામવા યોગ્ય હતુ તે સઘળુ પામ્યા' એમ સંતોષ પામે છે, તે તૃપ્તિનુ સ્વરૂપ છે.

હવે દાર્ષ્ટાંતિક ચિદાત્માને વિષે પણ પૂર્વોક્ત સાતે અવસ્થાઓનુ પુનઃ કથન કરી દેખાડે છે

**अज्ञानमावृतिस्तद्वद्विक्षेपश्च परोक्षधीः ।**
**अपरोक्षमतिः शोकमोक्षस्तृप्तिर्निरंकुशा ॥३३॥**

અજ્ઞાન, અસત્ત્વાપાદક તથા અભાનાપાદક એમ બે પ્રકારનુ આવરણ, વિક્ષેપ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષ બોધ, શોકનાશ અને નિરંકુશા (નિરતિશયા) તૃપ્તિ, એ સાત અવસ્થાઓ ચિદાભાસ વિષે છે.

ઉપર કહેલી સાત અવસ્થાઓ આત્માના ધર્મરૂપ માનીએ, તો તે આત્માના કૂટસ્થ(નિર્વિકાર)પણાને બાધ આવે એવી આશંકા કરી, તે સાતે અવસ્થા ચિદાભાસની જ છે, કૂટસ્થની નહિ, એમ કહી શંકાનુ નિવારણ કરી બતાવે છે

**सप्तावस्था इमाः सन्ति चिदाभासस्य तास्विमौ ।**
**बंधमोक्षौ स्थितौ तत्र तिस्रो बंधकृतः स्मृताः ॥३४**

પૂર્વોક્ત અજ્ઞાન આદિક સાતે અવસ્થાઓ ચિદાભાસની જ છે, તે સાત અવસ્થાઓને વિષે બંધ અને મોક્ષ સ્થિત છે. તે અવસ્થાઓમાં અજ્ઞાન, આવરણ અને વિક્ષેપ, એ ત્રણ અવસ્થાઓ બંધ(સંસાર)ની કારણભૂત છે.

ઉપર કહેલી ત્રણ અવસ્થાઓનું બંધકારણપણું દર્શાવવા માટે તે ત્રણેનું સ્વરૂપ તે પ્રત્યેકના કાર્ય દેખાડીને સ્પષ્ટ કરવાની ઇચ્છાથી પ્રથમત અજ્ઞાનનું સ્વરૂપ લક્ષણ સાથે નિરૂપણ કરી દેખાડે છે:

**न जानामीत्युदासीनव्यवहारस्य कारणम् ।**
**विचारप्रागभावेन युक्तमज्ञानमीरितम् ॥३५॥**

આત્મતત્ત્વવિચારના પ્રાગભાવથી યુક્ત અને ઉદાસીન વ્યવહાર એટલે ઇષ્ટપ્રાપ્તિ તથા અનિષ્ટ પરિહારાદિથી વ્યતિરિક્ત કેવળ તૂષ્ણીંભાવરૂપ ઉદાસીન વ્યવહારનું કારણભૂત અને 'હું નથી જાણતો' એવા અનુભવનો વિષય અજ્ઞાન કહેવાય છે.

આવરણનું સ્વરૂપ અને તેના કાર્ય કહી બતાવે છે:

**अमार्गेण विचार्याथ नास्ति नो भाति चेत्यसौ ।**
**विपरीतव्यवहृतिरावृतेः कार्यमिष्यते ॥३६॥**

શાસ્ત્રોક્ત પ્રકારને છોડી દઈ કેવળ તર્કાદિરૂપ અયોગ્ય માર્ગ વડે વિચાર કરી 'કૂટસ્થ છે નહિ, અને કૂટસ્થ ભાસતો પણ નથી' એવા રૂપવાળો જે વિપરીત વ્યવહાર થાય છે, તે આવરણનું કાર્ય મનાય છે.

વિક્ષેપનુ સ્વરૂપ તથા તેનુ કાર્ય દેખાડે છે:

**देहद्वयचिदाभासरूपो विक्षेप ईरितः ।**
**कर्तृत्वाद्यखिलः शोकः संसाराख्योऽस्य बंधकः ॥**

સ્થૂલ સૂક્ષ્મ નામક બન્ને શરીરો સહિત જે ચિદાભાસ, એ જ વિક્ષેપ કહેવાય છે અને કર્તૃત્વ ભોક્તૃત્વ આદિક અખિલ શોક, કે જે બંધનું કારણ સંસાર કહેવાય છે, તે આ વિક્ષેપનું જ કાર્ય સમજવું.

૩૪મા શ્લોકમા કહ્યુ કે સાતે અવસ્થા ચિદાભાસની જ છે તે વાત ઘટતી નથી, કારણ કે અજ્ઞાન તથા આવરણ બે દેહ સહિત ચિદાભાસરૂપ જે વિક્ષેપ તેની ઉત્પત્તિથી પૂર્વકાળમા સ્થિતિ જ છે, અને ચિદાભાસ તો વિક્ષેપમા અંતર્ગત છે, તો પછી તે અવસ્થાઓ ચિદાભાસની કેમ થઈ શકે? એવી આશંકા કરી કહે છે

**अज्ञानमावृतिश्चैते विक्षेपात्प्राक्प्रसिध्यतः ।**
**यद्यप्यथाप्यवस्थे ते विक्षेपस्यैव नात्मनः ॥३८॥**

જોકે અજ્ઞાન અને આવરણ એ બે અવસ્થા વિક્ષેપથી પૂર્વે જ પ્રસિદ્ધ છે; તોપણ તે બન્ને અવસ્થા વિક્ષેપની જ છે, આત્માની[૧૨] નહિ.

૧૨. અહીં એવો અભિપ્રાય છે કે. જો કે અજ્ઞાન અને આવરણ વિક્ષેપથી પ્રાક્‌કાળમા જ સ્થિત છે, તોપણ તે આત્માની અવસ્થા હોઈ શકે નહિ, કારણ કે આત્મા અસગ છે, એટલે તેની અવસ્થા હોવાનો સભવ જ નથી, તો પછી પરિશેષ અનુમાને કરી તે અવસ્થાઓ ચિદાભાસની જ માનવી યોગ્ય છે, કેમકે ચિદાભાસનું અવસ્થાવત્વ સંમત છે.

અહી એવી આશંકા થાય કે, અવસ્થાવાન વિક્ષેપ ઉત્પન્ન થયા પહેલા અજ્ઞાનાદિક તેની અવસ્થા કહેવી એ અયોગ્ય છે; કારણ કે તે કાળમા હજુ વિક્ષેપની હયાતી જ નથી એ આશંકાના સમાધાનમા જણાવે છે કે યદ્યપિ વિક્ષેપ તે વખતે નથી, તોપણ વિક્ષેપનો સંસ્કાર તે કાળમા પણ છે તેથી તે સમયે પણ અજ્ઞાન અને આવરણ એ બે વિક્ષેપની અવસ્થાઓ છે, એમ કહેવાને કશો વિરોધ આવતો નથી, એમ કહે છે

**विक्षेपोत्पत्तितः पूर्वमपि विक्षेपसंस्कृतिः ।**
**अस्त्येव तदवस्थात्वमविरुद्धं ततस्तयोः ॥ ३९ ॥**

વિક્ષેપની ઉત્પત્તિથી પૂર્વે પણ વિક્ષેપનો સંસ્કાર તો છે જ. તે કારણથી તે અજ્ઞાન અને આવરણ બન્ને એ વિક્ષેપ(ચિદાભાસ)ની અવસ્થાઓ છે એમ કહેવું અવિરુદ્ધ છે.

અપ્રસિદ્ધ સસ્કારનો અગીકાર કરી તે વડે અજ્ઞાન અને આવરણને વિક્ષેપની અવસ્થાઓ કહેવી તેના કરતા અધિષ્ઠાનરૂપે પ્રસિદ્ધ જે બ્રહ્મ છે, તેની જ એ અવસ્થાઓ છે એમ માનવુ શ્રેષ્ઠ છે એવી આશકા થાય, તેના સમાધાનાર્થે એમ માનવાથી બીજી અવસ્થાઓ પણ બ્રહ્મની શા સારુ ન માનવી? એવો અતિ પ્રસગ આવે માટે તેમ માનવુ યોગ્ય નથી, એવી રીતે પરિહાર કરે છે

**ब्रह्मण्यारोपितत्वेन ब्रह्मावस्थे इमे इति ।**
**न शंकनीयं सर्वासां ब्रह्मण्येवाधिरोपणात् ॥४०॥**

બ્રહ્મને વિષે આરોપિત હોવાને લીધે આ અજ્ઞાન અને આવરણ બે અવસ્થા બ્રહ્મની છે, એમ શંકા નહિ કરવી; કારણ કે એમ જો વિચારીએ તો તો સર્વ (સાતે) અવસ્થાઓ બ્રહ્મને વિષે જ આરોપિત છે.

સર્વ અવસ્થાઓનું બ્રહ્મને વિષે આરોપિતપણું સમાન છે, તથાપિ વિક્ષેપની ઉત્પત્તિથી ઉત્તરકાળમા થવાવાળી સસારિત્વ આદિક અવસ્થાઓ તો જીવ આશ્રિત જ અનુભવાય છે, તેથી તે બ્રહ્મની અવસ્થાઓ નહિ કહી શકાય-એમ વાદી ૪૧મા શ્લોકથી શંકા કરે છે, તેનું ૪૨મા શ્લોકથી સિદ્ધાંતી સમાધાન આપે છે

**संसार्यहं विबुद्धोऽहं निःशोकस्तुष्ट इत्यपि ।**
**जीवगा उत्तरावस्था भांति न ब्रह्मगा यदि ॥४१**

જો તું એમ કહેતો હો કે, 'હુ સસારી છું,' 'હું વિબુધ-હું જ્ઞાની છું,' 'હું નિઃશોક-શોકરહિત છું,' 'હુ તુષ્ટ છુ' એવી રીતે વિક્ષેપ, દ્વિવિધજ્ઞાન, શોકનિવૃત્તિ અને તુષ્ટિ, એ અજ્ઞાન અને આવરણ પછીની પાચે અવસ્થાઓ જીવગત જ પ્રતીત થાય છે, બ્રહ્મગત પ્રતીત થતી નથી.

**तर्ह्यज्ञोऽहं ब्रह्मसत्त्वभाने मद्दृष्टितो न हि ।**
**इति पूर्वे अवस्थे च भासेते जीवगे खलु ॥४२॥**

તો 'હુ અજ્ઞ-અજ્ઞાની છુ' અને બ્રહ્મની સત્તા કે બ્રહ્મનું ભાન મારી દૃષ્ટિથી છે જ નહિ, એવી રીતે પૂર્વની-અજ્ઞાન અને આવરણ એ બે અવસ્થાઓ પણ પ્રસિદ્ધ જીવગત ભાસે છે, તેથી એ બન્ને પણ જીવની જ અવસ્થાઓ છે.

જ્યારે અજ્ઞાન અને આવરણ બન્ને જીવાશ્રિત છે, તો પછી પૂર્વાચાર્યોએ અજ્ઞાનનુ આશ્રયપણુ બ્રહ્મને કેમ કહ્યું છે? એવી આશંકા કરી, તે આચાર્યોના કથનનો અભિપ્રાય પ્રદર્શિત કરી સમાધાન કરે છે

**अज्ञानस्याश्रयो ब्रह्मेत्यधिष्ठानतया जगुः ।**
**जीवावस्थात्वमज्ञानाभिमानित्वादवादिषम् ॥४३**

તે પૂર્વાચાર્યોએ અજ્ઞાનનો આશ્રય બ્રહ્મ જે કહ્યું, તે અધિષ્ઠાનપણા વડે કરી અજ્ઞાનનો આશ્રય બ્રહ્મ છે, એમ તેઓની વિવક્ષા (કહેવાની ઇચ્છા) હતી અને મે જે અજ્ઞાન અવસ્થા જીવની છે એમ કહ્યું, તે 'હું અજ્ઞ છુ' એવી રીતે જીવ, અજ્ઞાનનો અભિમાની છે તેથી અજ્ઞાન જીવની અવસ્થા છે, એવા આશયથી કહેલું છે, એટલે તેમ માનવાથી અથવા કહેવાથી પૂર્વાચાર્યના વાકયથી કશો વિરોધ આવતો નથી.

એવી રીતે બધ(સસાર)ના હેતુભૂત અજ્ઞાન, આવરણ તથા વિક્ષેપરૂપ ત્રણ અવસ્થાઓ દેખાડીને હવે અવશિષ્ટ ચાર અવસ્થાઓમાથી પ્રથમ, પૂર્વોક્ત અજ્ઞાન અને આવરણની નિવૃત્તિ દ્વારા મુક્તિની હેતુભૂત પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાનરૂપ બે અવસ્થાઓ દર્શાવે છે

ज्ञानद्वयेन नष्टेऽस्मिन्नज्ञाने तत्कृताऽऽवृतिः ।
न भाति नास्ति चेत्येषा द्विविधाऽपि विनश्यति ॥

પરોક્ષ તથા અપરોક્ષ એવા પ્રકારનાં બે જ્ઞાન વડે આવરણનું કારણ અજ્ઞાન નાશ પામે એટલે પછી તે અજ્ઞાનની કાર્યભૂત '(બ્રહ્મ) છે નહિ' અને '(બ્રહ્મ) ભાસતું નથી' એવા આકારની બન્ને પ્રકારની આવૃત્તિ પણ નાશ પામે છે, કારણ કે તે આવરણનું કારણ જે અજ્ઞાન તેની નિવૃત્તિ થઈ એટલે કાર્યભૂત આવરણનો પણ નાશ જ થયો જોઈએ.

ઉપરના શ્લોકમા જ્ઞાન વડે અજ્ઞાન અને આવરણના નાશ કહ્યો, તેમાં ક્યા જ્ઞાનાશ વડે કયા અજ્ઞાનાશનો નાશ થયો એવી જિજ્ઞાસા થાય તે શમાવવાને બન્નેના વિભાગપૂર્વક ખુલાસો કહી દેખાડે છે

परोक्षज्ञानतो नश्येदसत्त्वावृतिहेतुता ।
अपरोक्षज्ञाननाश्या ह्यभानावृतिहेतुता ॥ ४५ ॥

'કૂટસ્થ છે' એવા આકારના પરોક્ષજ્ઞાન વડે અજ્ઞાનનું 'કૂટસ્થ છે નહિ' એવા રૂપનું જે અસત્વાપાદક આવરણ હતું તેની નિવૃત્તિ થઈ જાય છે અને અપરોક્ષજ્ઞાને કરી અભાનવૃત્તિની હેતુતા નાશ પામે છે; અર્થાત્ 'કૂટસ્થ હુ છું' એવા આકારના અપરોક્ષ બોધ વડે કરી અજ્ઞાનના 'કૂટસ્થ ભાસતો નથી' એવા આકારવાળો અભાનાપાદક આવરણાશની નિવૃત્તિ થઈ જાય છે.

હવે જ્ઞાનની ફલભૂત શોકનિવૃત્તિ અને તૃપ્તિ એ બે અવસ્થાઓમાથી પ્રથમ શોકનિવૃત્તિ નામની અવસ્થાનું નિરૂપણ કરે છે・

अभानावरणे नष्टे जीवत्वारोपसंक्षयात् ।
कर्तृत्वाद्यखिलः शोकः संसाराख्यो निवर्तते ॥४६

અભાનાપાદક આવરણનો નાશ થવાથી ભ્રાંતિથી પ્રતીત થતો જીવભાવ એટલે જીવપણાનો આરોપ પણ તદ્દન ક્ષય પામી જાય છે, તેથી તે જીવભાવ નિમિત્તક કર્તાપણું, ભોક્તાપણું ઇત્યાદિ રૂપ જે સંસાર શબ્દે કરી કહેવાતો શોક છે, તે પણ સર્વ નિવૃત્ત થઈ જાય છે.

એમ શોકનિવૃત્તિ અવસ્થા કહીને હવે નિરંકુશ તૃપ્તિ નામની જ્ઞાનની ફલભૂત બીજી અવસ્થા કહી દેખાડે છે

निवृत्ते सर्वसंसारे नित्यमुक्तत्वभासनात् ।
निरंकुशा भवेत्तृप्तिः पुनः शोकासमुद्भवात् ॥४७

સંસારાખ્ય સર્વ શોક નિવૃત્ત થયે એટલે નિત્યમુક્તપણાના અનુભવ વડે ફરીથી શોકની અનુત્પત્તિને લીધે નિરંકુશ તૃપ્તિ થાય છે; અર્થાત્ અનવધિ આનંદ અનુભવાય છે.

અહી 'आत्मानं चेत्' એ શ્રુતિના અર્થનિરૂપણ પ્રસગમા વચ્ચે અજ્ઞાન આદિક સાત અવસ્થાઓનું નિરૂપણ કર્યું, એ ચાલતા પ્રસગમા સબધ વગરનું છે એવી આશંકા કરીને અજ્ઞાન આદિક સપ્ત અવસ્થાનુ નિરૂપણ 'आत्मानं चेत्' એ શ્રુતિના તાત્પર્યનિરૂપણમા ઉપયોગી છે, તેથી પ્રકૃતિવિષયમાં અસગત નથી, પણ એ વિષયનો જ ભાગ છે એવા અભિપ્રાયથી આ પ્રકરણના આરંભમા કહેલી 'आत्मानं चेत्' એ શ્રુતિનુ તાત્પર્ય કહી દેખાડે છે:

अपरोक्षज्ञानशोकनिवृत्त्याख्ये उभे इमे ।
अवस्थे जीवगे ब्रूत आत्मानं चेदिति श्रुतिः ॥४८

અપરોક્ષ જ્ઞાન અને શોકનિવૃત્તિ એ નામવાળી બન્ને અવસ્થાઓને 'આત્માને જ્યારે જાણે' એ શ્રુતિમાં જીવની કહેલી છે, અર્થાત્ ચિદાભાસગત સાત અવસ્થાઓમાંથી અપરોક્ષજ્ઞાન અને શોકનિવૃત્તિરૂપ બેય અવસ્થાનુ પ્રતિપાદન કરવાને 'आत्मानं चेत्' એ શ્રુતિ પ્રવૃત્ત થયેલી છે.

**આત્માને વિષે પરોક્ષ જ્ઞાનની વિષયતાનો સંભવ**

આ જ પ્રકરણના ૨૧મા શ્લોકમા 'अयमित्यपरोक्षत्व' 'આ' એવી રીતે અપરોક્ષપણુ કહેવાય છે, એમ આત્માનું અપરોક્ષપણુ કહ્યુ, તો તેથી આત્માની અપરોક્ષજ્ઞાનવિષયતા તો થશે, પણ પરોક્ષજ્ઞાનવિષયતા નહિ થાય એવી આશંકા કરી એ પરોક્ષજ્ઞાનવિષયતા સિદ્ધ કરવા માટે અપરોક્ષજ્ઞાનના વિભાગ કરી આત્માને વિષે પરોક્ષજ્ઞાનવિષયતા સિદ્ધ કરે છે:

अयमित्यपरोक्षत्वमुक्तं तद्द्विविधं भवेत् ।
विषयस्वप्रकाशत्वाद्धियाऽप्येवं तदीक्षणात् ॥४९॥

વિષય (ચિદ્રૂપ આત્મા) પોતે સ્વપ્રકાશ છે, એટલે પોતાના પ્રતીતિ વ્યવહારમાં અન્ય સાધનની અપેક્ષારહિત છે અને બુદ્ધિ વડે કરીને પણ એવા જ અર્થાત્ સ્વપ્રકાશપણાથી તે આત્મરૂપ વિષયનુ ઈક્ષણ (અનુભવ) થાય છે, તેથી શ્રુતિ વિષે આ એ પદે કરી કહેલુ અપરોક્ષપણું, વિષય (આત્મા) અને વિષયી (બુદ્ધિવૃત્તિ) એવા ભેદથી બે પ્રકારનું છે.

ઉપરના શ્લોકમા અપરોક્ષપણું બે પ્રકારનું કહ્યું તે ઉપરથી આત્માની પરોક્ષજ્ઞાનવિષયતા કઈ રીતે સિદ્ધ થઈ? એવી શકા કરી, આત્મારૂપ વિષયનું સ્વપ્રકાશપણું પરોક્ષ-

જ્ઞાનની વિષયતાનું વિરોધી નથી એમ જણાવી, અપરોક્ષજ્ઞાનકાળની પેઠે પરોક્ષજ્ઞાનકાળમાં પણ બ્રહ્મરૂપ વિષયની સ્વપ્રકાશતા વિદ્યમાન છે, એમ કહી ખુલાસો કરે છે:

**परोक्षज्ञानकालेऽपि विषयस्वप्रकाशता ।**
**समा ब्रह्म स्वप्रकाशमस्तीत्येवं विबोधनात् ॥५०॥**

પરોક્ષજ્ઞાન કાળમાં પણ વિષયભૂત આત્માની સ્વપ્રકાશતા સમાન જ છે; કારણ કે બ્રહ્મ સ્વપ્રકાશ છે, એવી રીતે અનુભવ થાય છે.

અંતરાત્માથી અભિન્ન જે બ્રહ્મ તેને વિષય કરનાર જ્ઞાનનું પરોક્ષપણું કેમ હોઈ શકે? એવી આશંકા કરી, જ્યાં સુધી આત્માને વિષે પ્રત્યક્ અંશનું ગ્રહણ થતુ નથી, ત્યાં સુધી પરોક્ષતા રહે છે એમ કહી આશંકાનો પરિહાર કરે છે.

**अहं ब्रह्मेत्यनुल्लिख्य ब्रह्मास्तीत्येवमुल्लिखेत् ।**
**परोक्षज्ञानमेतन्न भ्रांतं बाधानिरूपणात् ॥५१॥**

'હું પોતે બ્રહ્મ છુ' એવી પ્રતીતિ નહિ થતાં ફક્ત 'બ્રહ્મ છે' એટલી જ પ્રતીતિ થાય, તેને પરોક્ષજ્ઞાન કહે છે. આ પરોક્ષજ્ઞાન ભ્રાંતિ નથી, કારણ કે તે જ્ઞાનના બાધ(નિષેધ)નું કોઈ ઠેકાણે નિરૂપણ કરેલુ જોવામાં આવતું નથી.

ઉપરના શ્લોકમાં કહ્યું કે, પરોક્ષજ્ઞાન ભ્રાંતિ નથી, કારણ કે તેના બાધનું નિરૂપણ થતુ નથી. એ હેતુનું જ વર્ણન કરી સ્પષ્ટ કરે છે

**ब्रह्म नास्तीति मानं चेत्स्याद्बाध्येत तदा ध्रुवम् ।**
**न चैवं प्रबलं मानं पश्यामोऽतो न बाध्यते ॥५२**

'બ્રહ્મ છે નહિ' એવુ જો પ્રમાણ હોય, તો 'બ્રહ્મ છે' એવા પ્રકારનુ જે પરોક્ષજ્ઞાન થયેલું છે, તેનો બાધ થઈ શકે. પણ એવું અર્થાત્ 'બ્રહ્મ છે નહિ' એવા આકારનું કોઈ પ્રબળ પ્રમાણ નિશ્ચયપૂર્વક દેખવામાં આવતું નથી; તેથી તે પરોક્ષજ્ઞાન બાધ પામતુ નથી.

હવે બીજા વિકલ્પમાં જણાવ્યું કે-એ પરોક્ષજ્ઞાન બ્રહ્મની વ્યક્તિને વિષય કરતું નથી, તેથી તે ભ્રાંત છે? તેનો અતિપ્રસંગ સ્વર્ગાદિકમાં દર્શાવી એ વિકલ્પમાં પણ દૂષણ આપે છે.

**व्यक्त्यनुल्लेखमात्रेण भ्रमत्वे स्वर्गधीरपि ।**
**भ्रांतिः स्याद्व्यक्त्यनुल्लेखात्सामान्योल्लेखदर्शनात् ॥**

વ્યક્તિની અવિષયતા છે તેટલા જ ઉપરથી જો એ પરોક્ષજ્ઞાનને ભ્રાંત કહો તો પછી સ્વર્ગબુદ્ધિને પણ ભ્રાંત કહેવી પડશે; કારણ કે 'આ સ્વર્ગ છે' એવા આકારથી ગ્રહણ થતું નથી, પણ 'સ્વર્ગ છે' એવી સામાન્ય રીતે પ્રતીતિ થાય છે, તો માત્ર વ્યક્તિના અગ્રહણથી ભ્રમ કહેતા હો, તો ઉપર કહેલી રીતે સ્વર્ગજ્ઞાનને પણ ભ્રાંત કહેવું પડશે.

હવે અપરોક્ષપણાથી ગ્રહણ કરવા યોગ્ય બ્રહ્મનું પરોક્ષપણા વડે ગ્રહણ થવાથી પરોક્ષજ્ઞાન ભ્રાંત છે, એવી આશંકાનું નિરાકરણ કરી દેખાડે છે

**अपरोक्षत्वयोग्यस्य न परोक्षमतिर्भ्रमः ।**
**परोक्षमित्यनुल्लेखादर्थात्पारोक्ष्यसंभवात् ॥५४॥**

અપરોક્ષપણા વડે ગ્રહણ કરવા યોગ્ય અંતરાત્માથી અભિન્ન બ્રહ્મરૂપ વિષયના પરોક્ષજ્ઞાનનુ ભ્રમત્વ સંભવતુ નથી; કારણ કે બ્રહ્મ પરોક્ષ છે એવો પણ ઉલ્લેખ થતો નથી. એટલે જેમ બીજા લૌકિક પદાર્થો ઘટાદિક પ્રથમ પરોક્ષ હોઈને જ્યારે આપણને અપરોક્ષ થાય છે, ત્યારે તદ્ગત રૂપાદિક આપણે જાણીએ છીએ, તેમ બ્રહ્મના અપરોક્ષભાવમાં કશું થતું નથી; કેમકે બ્રહ્મને વિષે રૂપાદિક છે નહિ. તેથી જ કહે છે કે, તેનું પરોક્ષ પણ ઈતર વસ્તુની પેઠે વિષય થઈ શકતું નથી. માત્ર અર્થથી જ તેનું પારોક્ષ્ય(પરોક્ષપણુ) સંભવી શકે છે. અર્થાત્ 'આ બ્રહ્મ છે' એમ બ્રહ્મની વ્યક્તિ(આકાર)ના ગ્રહણનો અભાવ છે તેના સામર્થ્યથી 'બ્રહ્મ છે' એ જ્ઞાનની પરોક્ષતાની સિદ્ધિ સમજવી.

બ્રહ્મના અંશોનું ગ્રહણ થતુ નથી તેથી તેનુ પરોક્ષજ્ઞાન ભ્રાંત છે; એવી શંકાનું સમાધાન કહે છે

**अंशागृहीतेर्भ्रांतिश्चेद्घटज्ञानं भ्रमो भवेत् ।**
**निरंशस्यापि सांशत्वं व्यावर्त्यांशविभेदतः ॥५५**

જો કહો કે, બ્રહ્મના અંશનું ગ્રહણ થતું નથી તેથી તેનુ પરોક્ષજ્ઞાન ભ્રમ છે; એટલે બ્રહ્મરૂપ અંશનું ગ્રહણ થયા છતાં પણ પ્રત્યક્(સાક્ષી)રૂપ અંશનું ગ્રહણ નથી થતું તેથી તે પરોક્ષજ્ઞાન ભ્રમ છે તો ઘટજ્ઞાન પણ ભ્રમરૂપ થશે; કારણ કે ઘટજ્ઞાનમાં પણ ઘટની અંદરના અવયવોનુ અગ્રહણ હોય છે, તેથી અંશનું અગ્રહણ સમાન હોવાથી ઘટજ્ઞાન પણ ભ્રમ કહેવાશે. (કદી એમ કહો કે ઘટ તો સાવયવ છે, તેથી તેના કોઈ

અંશનું ગ્રહણ અને કોઈ અંશનું અગ્રહણ સંભવી શકે; પણ બ્રહ્મ તો નિરવયવ છે એટલે તેને વિષે અંશાંતરનું અગ્રહણ કેમ સંભવે? તેના ઉત્તરમાં જણાવે છે કે,) જો કે બ્રહ્મ સ્વરૂપતઃ નિરંશ (નિરવયવ) છે, તથાપિ વ્યાવર્ત્ય (એટલે નિષેધ કરવા યોગ્ય) જે જે અંશો છે તે રૂપ ઉપાધિને લીધે તે તે અંશોના ભેદથી નિરંશ બ્રહ્મને વિષે પણ સાંશત્વ (અંશસહિતપણું) કલ્પાય છે.

ઉપરના શ્લોકમાં વ્યાવૃત્તિ (નિષેધ) કરવા યોગ્ય અંશ કહ્યા તે કયા? એ આકાંક્ષા સમાવવા કહે છે

**असत्त्वांशो निवर्तेत परोक्षज्ञानतस्तथा ।**
**अभानांशनिवृत्तिः स्यादपरोक्षधिया कृता ॥५६॥**

અસત્ત્વાપાદક (અસદ્ભાવનું સંપાદક) જે અજ્ઞાન છે તે પરોક્ષજ્ઞાને કરી નિવૃત્ત થઈ જાય છે, તેમજ અપરોક્ષજ્ઞાન વડે કરીને અભાનાંશ (અપ્રતીતિનો સંપાદક જે અજ્ઞાનાંશ) છે તે અંશની નિવૃત્તિ થાય છે.

અપરોક્ષપણે ગ્રહણ કરવા યોગ્ય વસ્તુ(પ્રત્યક્ અભિન્ન બ્રહ્મ)ને વિષય કરનારું પરોક્ષજ્ઞાન ભ્રમરૂપ નથી એમ પૂર્વે ૫૪મા શ્લોકમાં કહ્યું તેને ફરીથી દૃષ્ટાંતપ્રદર્શનપૂર્વક દૃઢ કરે છે

**दशमोऽस्तीत्यविभ्रांतं परोक्षज्ञानमीक्ष्यते ।**
**ब्रह्मास्तीत्यपि तद्वत्स्यादज्ञानावरणं समम् ॥५७॥**

જેમ 'દશમો છે' એવા, કોઈ આપ્ત (યથાર્થવક્તા) પુરુષના વચનથી થતું દશમ પુરુષવિષયક પરોક્ષજ્ઞાન ભ્રાંતિરહિત સ્પષ્ટ જણાય છે તેમ જ 'બ્રહ્મ છે' એવા શ્રુતિવાક્યના શ્રવણથી થતું બ્રહ્મવિષયક પરોક્ષજ્ઞાન પણ અભ્રાંત જ છે, કારણ કે ઉભયત્ર અજ્ઞાનકૃત અસત્ત્વાપાદક આવરણ સમાન જ છે.

### કેવળ વાક્યથી પરોક્ષજ્ઞાન તથા વિચાર સહિત મહાવાક્યથી અપરોક્ષજ્ઞાનનું પ્રતિપાદન

જ્યારે વાક્યથી પરોક્ષજ્ઞાન થાય છે, તો પછી અપરોક્ષજ્ઞાન શાથી થાય છે? એવી આશંકા કરી વિચારસહિત વાક્યથી અપરોક્ષજ્ઞાન થાય છે એમ દૃષ્ટાંત સહિત દાખવે છે.

**आत्मा ब्रह्मेति वाक्यार्थे निःशेषेण विचारिते ।**
**व्यक्तिरुल्लिख्यते यद्वद्दशमस्त्वमसीत्यतः ॥५८॥**

'અયમાત્મા બ્રહ્મ। આ આત્મા બ્રહ્મ છે' એ મહાવાક્યના અર્થનો સંપૂર્ણપણે વિચાર કરવાથી વ્યક્તિ (પ્રત્યગભિન્ન બ્રહ્મભાવ) અપરોક્ષ થાય છે. અર્થાત્ પૂર્વે માત્ર 'છે' એમ પરોક્ષપણે જાણેલ બ્રહ્મ, અંતરાત્માથી અભિન્નરૂપે સાક્ષાત્ કરીએ છીએ. જેમ 'દશમો તું છો' એવી રીતે ગણના કરવાવાળા પ્રતિ આંગળી ચીંધીને મહાત્માએ દર્શાવ્યું ત્યારે એ મહાત્મા પુરુષના 'દશમો તું છો' એ વાક્યથી દશમો પુરુષ અપરોક્ષ કરાયો તેમ પ્રકૃતમાં પણ સંપૂર્ણ વિચાર સહિત મહાવાક્યથી આત્માનું અપરોક્ષપણું થાય છે.

વિચાર સહિત મહાવાક્યથી અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિનો પ્રકાર દૃષ્ટાંત સહિત કહી દેખાડે છે.

**दशमः क इति प्रश्ने त्वमेवेति निराकृते ।**
**गणयित्वा स्वेन सह स्वमेव दशमं स्मरेत् ॥५९॥**

દશમો કોણ? એમ જ્યારે આપ્ત પુરુષ પ્રતિ દશમ પુરુષે પ્રશ્ન કર્યો, ત્યારે તે આપ્ત પુરુષે 'દશમો તું પોતે જ છો' એમ કહી તે પ્રશ્નનું નિરાકરણ કર્યું; એટલે પછી અન્ય નવ પુરુષની ગણના કરી પોતા સહિત 'હું દશમો છું' એવી રીતે પોતાને જ દશમો સમજે છે.

'આ હું દશમો છું' એ જ્ઞાન વિચાર સહિત આપ્તવાક્યથી ઉત્પાદિત છે, તેથી તે જ્ઞાન વિપર્યયરૂપ અથવા સંશયાદિરૂપ નથી, પણ સમ્યક્જ્ઞાન જ છે એમ દર્શાવે છે

**दशमोऽस्मीति वाक्योत्था न धीरस्य विहन्यते ।**
**आदिमध्यावसानेषु न नवत्वस्य संशयः ॥६०॥**

એ દશમ પુરુષને પરિગણનાદિરૂપ વિચાર સહિત 'તું દશમો છો' એ આપ્તવાક્યથી ઉત્પન્ન થયેલ 'હું દશમો છું' એવી બુદ્ધિ સર્વથા બાધ પામતી નથી (અર્થાત્ કોઈ પણ પ્રકારના પાછળથી ઉત્પન્ન થતા જ્ઞાનથી બાધ પામતી નથી). તેમ જ ગણનામાં પણ આદિથી, મધ્યથી કે અંતથી ગમે ત્યાંથી ગણે તોપણ 'આ નવ' અને 'હું દશમો છું' એમાં લેશ પણ સંશય થતો નથી એટલે એ વિચાર સહિત વાક્યજનિત 'હું દશમો છું' એવી બુદ્ધિ દૃઢ અપરોક્ષરૂપ છે એમ સિદ્ધ થાય છે.

ઉપર કહેલું સઘળું સિદ્ધાંત વિષે યોજી બતાવે છે.

**सदेवेत्यादिवाक्येन ब्रह्मसत्त्वं परोक्षतः ।**
**गृहीत्वा तत्त्वमस्यादिवाक्याद्व्यक्तिं समुल्लिखेत् ॥**

'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्। હે સૌમ્ય! આગળ આ (જગત) એક જ અદ્વિતીય સત્ જ હતું.' ઇત્યાદિ અવાંતર વાક્યોથી પ્રથમ બ્રહ્મનો સ્વભાવ પરોક્ષતાએ ગ્રહણ કરીને (પછી તે જ બ્રહ્મના જીવભાવે કરી દેહાદિકને વિષે પ્રવેશ વગેરે યુક્તિઓનું પર્યાલોચન કરી તેનું પ્રત્યક્રૂપણું-અંતર્યામીપણું સંભાવન કરવાથી) 'तत्त्वमसि। તે તું છે' ઇત્યાદિ વાક્યો વડે વ્યક્તિનો સાક્ષાત્કાર કરે, અર્થાત્ 'હું બ્રહ્મ છું' એવી રીતે અદ્વિતીય બ્રહ્મરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે. અપરોક્ષતાથી જાણે.

એ [illegible], એમ કહી બતાવે છે:

**आदिमध्यावसानेषु स्वस्य ब्रह्मत्वधीरियम्।**
**नैव व्यभिचरेत्तस्मादापरोक्ष्यं प्रतिष्ठितम्॥६२॥**

આ આત્માના બ્રહ્મભાવની બુદ્ધિ પાછી કોઈના આદિ, મધ્ય કે અંતમાં કોઈ પણ કાળે વ્યભિચાર પામતી નથી; એટલે આત્મવ્યવહાર છતાં પણ અન્યથા (વિપરીત) થતી નથી, તેથી આ બુદ્ધિનું અપરોક્ષ અનુભવપણું સુસ્થિત (દૃઢ) છે.

કેવળ વાક્યથી પરોક્ષજ્ઞાન થાય છે અને પાછીથી વિચાર સહિત વાક્ય વડે અપરોક્ષ જ્ઞાન થાય છે, એમ શા ઉપરથી જાણવું? એવી આશંકા કરી તૈત્તિરીયોપનિષદના વાક્યનો ઉલ્લેખ કરી એ આ શંકાનો પરિહાર કરી બતાવે છે.

**जन्मादिकारणत्वाख्यलक्षणेन भृगुः पुरा।**
**पारोक्ष्येण गृहीत्वाथ विचाराद्व्यक्तिमैक्षत॥६३॥**

પહેલાના વખતમા ભૃગુ નામના ઋષિએ જગતની[13] ઉત્પત્તિ વગેરેનુ કારણ હોવાના લક્ષણ ઉપરથી બ્રહ્મને પરોક્ષ રીતે જાણીને પછી અન્નમયાદિ કોશના વિચારથી પ્રત્યગાત્મરૂપ બ્રહ્મનું સાક્ષાત્ (અપરોક્ષ) જ્ઞાન મેળવ્યુ હતું.

૧૩. તૈત્તિરીય ઉપનિષદના ભૃગુવલ્લી નામના અધ્યાયમાં વરુણ નામના ઋષિનો પુત્ર ભૃગુ પોતાના પિતા પાસે જઈને જ્યારે અભ્યર્થના કરવા લાગ્યો, ત્યારે પિતાએ તેને ઉપદેશ કર્યો છે. તેમાં પ્રથમ 'यतो वा इमानि भूतानि जायन्त येन जातानि जीवन्ति यत् प्रयन्त्यभिसविशन्तीति तद्विजिज्ञासस्व तद् ब्रह्मेति। (તૈ. ૩-૧) જેથી આ ભૂત માત્ર ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલાં જેણે કરી જીવે છે અને અંતે મૃત્યુ પામતાં જેને વિશે પ્રવેશ કરે છે, તેને જાણવાને તું ઇચ્છા કર, તે બ્રહ્મ છે.' એ વાક્યથી અભિગત જગતના જન્મ, સ્થિતિ, લયના કારણરૂપ લક્ષણે કરી જગત કારણ બ્રહ્મને પરોક્ષપણે જાણીને તદનંતર વિચારથી (અન્નમય આદિક પંચકોશના વિચારથી) વ્યક્તિને જાણી અર્થાત્ પ્રત્યક્ આત્મારૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થયો.

આ ભૃગુવલ્લીના પ્રકરણમાં 'તત્ત્વમસિ-તે તું છે' એવા પ્રકારનો ઉપદેશ થાય છે નહિ, તો પછી ભૃગુને આત્મ સાક્ષાત્કાર કેમ થયો? એવી આશંકા કરીને સાક્ષાત્કારના હેતુભૂત વિચારના લાયક સ્થળો દેખાડવાથી ભૃગુને આત્મસાક્ષાત્કાર થયો છે, એમ કહી સમાધાન કરે છે.

**यद्यपि त्वमसीत्यत्र वाक्यं नोचे भृगोः पिता।**
**तथाप्यन्नं प्राणमिति विचार्यस्थलमुक्तवान्॥६४॥**

જો કે અહીં (ભૃગુવલ્લીના પ્રકરણમા) 'તત્ત્વમસિ-તે તું છો' એવું વાક્ય ભૃગુના પિતાએ કહેલુ નથી; તોપણ અન્નમયકોશ, પ્રાણમયકોશ, ઇત્યાદિ પંચકોશરૂપ વિચાર કરવા યોગ્ય સ્થળ કહેલા છે, અર્થાત્ ભૃગુના પિતાએ એવા વિચારસ્થળ નિર્દિષ્ટ કરેલા છે કે જેના વિચારથી ભૃગુને આત્મસાક્ષાત્કાર થયો હતો.

અન્નમય આદિક કોશના વિચારથી પ્રત્યગાત્મા(કૂટસ્થ)નો સાક્ષાત્કાર કરી શકાય, પણ તેથી બ્રહ્મનો સાક્ષાત્કાર કેમ હોઈ શકે? એવી આશંકા કરી પ્રત્યગાત્મા જ બ્રહ્મ છે તેથી બ્રહ્મનો પણ સાક્ષાત્કાર થઈ શકે એમ દર્શાવે છે

**अन्नप्राणादिकोशेषु सुविचाय पुनः पुनः।**
**आनंदव्यक्तिमिक्षित्वा ब्रह्मलक्ष्माप्ययूयुजत्॥६५**

અન્ન, પ્રાણ આદિક કોશોના વિષયમા વારંવાર વિચાર કરીને, અંતે આનંદરૂપ આત્મસ્વરૂપને ઓળખીને તેને બ્રહ્મલક્ષણથી[14] પણ જોડી દેખાડ્યું.

૧૪. એ પ્રકરણમાં 'आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते। आनन्देन जातानि जीवन्ति। आनन्द प्रयन्त्यभिसविशन्ति। (તૈ. ૩-૬) આનંદથી જ આ ભૂત માત્ર ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલાં ફરી આનંદ વડે જ જીવે છે અને અંતે આનંદમા જ પ્રવેશ કરે છે; એવા પ્રકારનું બ્રહ્મલક્ષણ પણ પ્રત્યગાત્માને વિષે જોડી દેખાડીને એમ સિદ્ધ કરેલું છે કે જે આનંદમય છે તે જ પ્રત્યાગાત્મા અને તે જ બ્રહ્મ, કેમકે લક્ષણસમન્વય સર્વત્ર થઈ રહે છે.

અહીં એવી આશંકા થાય કે બ્રહ્મલક્ષણની આનંદાત્મરૂપે પ્રત્યગાત્મા(કૂટસ્થ)ને વિષે યોજના કરવી ઘટે નહિ. કેમકે બ્રહ્મ તો તટસ્થ હોવાથી પ્રત્યાગાત્મથી ભિન્ન છે એ શંકાના નિવારણ અર્થે બ્રહ્મનાં સ્વરૂપ અને તટસ્થ[15] એવા બે

પ્રકારના લક્ષણોનું નિરૂપણ કરવાની સાથે ભૃગુવલ્લીના વાક્યનો પણ સમન્વય કરી બતાવે છે.

**सत्यं ज्ञानमनंतं चेत्येवं ब्रह्मस्वलक्षणम् ।**
**उक्त्वा गुहाहितत्वेन कोशेष्वेतत्प्रदर्शितम् ॥६६॥**

પહેલેથી જ ભૃગુવલ્લીમાં 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म (તૈ. ૨-૨-૧) સત્ય, જ્ઞાન અને અનંત બ્રહ્મ છે.' એવું બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ કહીને 'यो वेद निहितं गुहायां परमे व्योमन् । (તૈ. ૨ ૨-૧) અવ્યાકૃતરૂપ ચિદાકાશને વિષે રહેલી પંચકોશ રૂપ ગુહામાં સ્થિત બ્રહ્મને જે જાણે' એ વાક્યે કરી પંચકોશ ગુહામા અવસ્થિત બ્રહ્મને જ પ્રત્યગાત્માપણું પ્રદર્શિત કરેલુ છે.

૧૫ કદાચિત્ વ્યાવર્તક અસાધારણ ધર્મ તટસ્થ લક્ષણ કહેવાય છે. अदो देवदत्तस्य गृह यत्रासौ काक । પેલું કાગડાવાળુ દેવદત્તનું ઘર છે અહીં કાકયુક્તતા એ દેવદત્તના ઘરનુ તટસ્થ લક્ષણ છે, કેમકે જ્યા સુધી કાક છે ત્યા સુધી જ તે, તે ધર્મે કરી વ્યાવર્ત્ય છે, તેમ પ્રકૃતમા પણ જેથી આ ભૂત ઉત્પન્ન થાય છે, ઇત્યાદિ પણ બ્રહ્મના તટસ્થ લક્ષણ કહેવાય છે, કેમકે જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લય આદિકની કારણતા અને તે વડે ઉપલક્ષિત સર્વજ્ઞતાદિ યુક્તપણું બ્રહ્મને વિષે કદાચિત્ (અજ્ઞાનદશાને વિષે જ) વર્તીને માયા અને તેના કાર્યથી બ્રહ્મની વ્યાવૃત્તિ કરે છે, તેથી તે બ્રહ્મનુ તટસ્થ લક્ષણ છે અને સર્વદા સ્વરૂપભૂત રહીને જે વ્યાવર્તક હોય તે સ્વરૂપલક્ષણ કહેવાય છે 'જેમ લાલ રંગનું દેવદત્તનુ ઘર છે.' અહી લાલરંગયુક્તતા દેવદત્તના ઘરનું સ્વરૂપ છે, તેમ પ્રકૃતમા 'સત્ય જ્ઞાન અનંત બ્રહ્મ છે' તે બ્રહ્મનુ સ્વરૂપલક્ષણ છે, કારણ કે સત્ય જ્ઞાન અને અનંતતા બ્રહ્મને વિષે સર્વદા જાગ્રદાદિક અવસ્થાઓમા તેમ જ જ્ઞાન અજ્ઞાન આદિક દશાઓમા કોઈ પણ કાળે વ્યભિચરિત થતી જ નથી અને બ્રહ્મને વિષે વર્તીને અન્ય અસત્ જડ પરિચ્છિન્ન પદાર્થોથી બ્રહ્મનુ વ્યાવર્તક થાય, તેથી તે બ્રહ્મનું સ્વરૂપલક્ષણ કહેવાય છે.

એ પ્રમાણે ૬૩ મા શ્લોકથી ૬૬ મા શ્લોક સુધી તૈત્તિરીય શ્રુતિના વિચારથી એમ સિદ્ધ કર્યું કે, ભૃગુને પરોક્ષજ્ઞાનપૂર્વક વિચારજન્ય સાક્ષાત્કાર થયો હવે છાંદોગ્યશ્રુતિના પર્યાલોચનથી પણ એ જ માર્ગનો સમાવેશ કરવામા આવેલો છે એમ દર્શાવે છે:

**पारोक्ष्येण विबुध्येंद्रो य आत्मेत्यादिलक्षणात् ।**
**अपरोक्षीकर्तुमिच्छंश्चतुर्वारं गुरुं ययौ ॥६७॥**

'य आत्माऽपहतपाप्मा विरजो विमृत्युर्विशोकः । (છાં. ૮-૭-૧) જે આત્મા નિરતિશય પ્રિય, કર્મ અને તેના આશ્રય સ્થૂલ સૂક્ષ્મ શરીરના સંગથી રહિત, તેમજ રજોગુણના કાર્ય-ક્રોધ લોભાદિકથી અને મૃત્યુ તથા શોકથી રહિત છે,' ઇત્યાદિ શ્રુતિવાક્યોમાં વર્ણવેલાં લક્ષણો વડે આત્માને પરોક્ષ રીતે જાણી, પછી તેનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છાથી ઇંદ્ર પોતાના ગુરુ બ્રહ્માની પાસે ચાર વાર ગયો હતો.

એ જ પ્રમાણે ઋગ્વેદની ઐતરેયોપનિષદની શ્રુતિમા પણ પરોક્ષજ્ઞાનપૂર્વક જ અપરોક્ષ સાક્ષાત્કાર વર્ણવેલો છે એમ કહે છે

**आत्मा वा इदमित्यादा परोक्षं ब्रह्म लक्षितम् ।**
**अध्यारोपापवादाभ્यां प्रज्ञानं ब्रह्म दर्शितम् ॥६८**

'આગળ પૂર્વે આ એક જ આત્મા હતો' ઇત્યાદિ પદવાળાં વાક્ય વિષે પરોક્ષ બ્રહ્મ લક્ષિત કરેલુ છે અને પછી અધ્યારોપ તથા અપવાદ વડે પ્રજ્ઞાન (પ્રત્યગાત્મા) બ્રહ્મ છે, એમ દર્શાવેલુ[16] છે.

૧૬. અભિપ્રાય એવો છે કે-'आत्मा वा इदमेक एवाग्र आसीन्नाऽन्यत् किञ्चन मिषत् । (ઐ ૧-૧-૧) પૂર્વે આ જગત એક જ આત્મા હતુ, અન્ય કંઈ પણ ચેષ્ટાવાળું (ક્રિયાયુક્ત) હતુ નહિ,' આ વાક્ય વડે બ્રહ્મનુ લક્ષણ કહી દેખાડીને 'स ईक्षत लोकान्नु सृजा इति । (ઐ. ૪-૧-૨) તેણે ઇક્ષણ કર્યું-વિચાર કર્યો-કે હુ લોકને સરજુ' એવો ઉપક્રમ કરી 'तस्य त्रय आवसथास्त्रय. स्वप्ना अयमावसथोऽयमावसथ इति । (ઐ. ૪-૩-૧૨) તે જીવભાવાપન્ન પરમાત્માના દક્ષિણ ચક્ષુ, મન અને હૃદયાકાશરૂપ ત્રણ અવસ્થારૂપ સ્વપ્ન (અવિદ્યાજન્ય હોવાથી મિથ્યા) છે, આ સ્થાન' એ વાક્ય વડે પરમાત્માને વિષે જગતના અધ્યારોપનો પ્રકાર દર્શાવ્યો, અને તદનંતર 'स जातो भूतान्यभिव्यैक्षत् किमिहान्य वावदिषदिति । (ઐ ૪-૩-૧૨) એ જીવ-દેહાભિમાનીરૂપે ઉત્પન્ન થઈને ઘણાંક કાર્યને વિષે અજ્ઞાનનિદ્રાને વશ થઈને સૂતો રહ્યો, પછીથી કૃપાળુ ગુરુએ જગાડવા માટે કાનમાં વેદાંતરૂપી મોટા નગારાનો શબ્દ કર્યો તેથી પ્રબોધ પામીને આકાશાદિ ભૂતને વિચારવા લાગ્યો' એવી રીતે આરોપિત જગતનો અપવાદ કહીને 'स एतमेवपुरुषं ब्रह्म ततमपश्यदितीदमदर्शमिति । (ઐ ૪-૩-૧૨) તે એ જ પુરુષે પ્રત્યગાત્માને પરિપૂર્ણ બ્રહ્મરૂપે દીઠો-જાણ્યો,' એવી રીતે પ્રત્યગાત્માનુ

બ્રહ્મરૂપત્વ કહ્યું. ફરીને જ્ઞાનનાં જનક જે વૈરાગ્યાદિક તેની ઉત્પત્તિને વાસ્તે 'पुरुषो ह वा' (ઐ ૫-૪-૧) ઇત્યાદિ વાક્યથી ગર્ભવાસાદિ દુઃખ દેખાડી અંતે, 'कोयमात्मेति वयमुपास्महे। (ઐ. ૬-૫-૧) તે કયો આત્મા છે કે જેનું અમે ઉપાસન કરીએ?' ઇત્યાદિ વાક્યથી વિચાર કરી तत् અને त्व એ બે પદનાં શોધનપૂર્વક 'प्रज्ञानं ब्रह्म। (ઐ ૬-૫-૩) પ્રજ્ઞાન બ્રહ્મ છે' એવી રીતે પ્રજ્ઞાનરૂપ આત્માનો બ્રહ્મભાવ ઐતરેય શ્રુતિમાં સમર્થિત કરેલો છે.

તૈત્તિરીય, છાંદોગ્ય અને ઐતરીય, એ ઉપનિષદો વિષે કહેલી રીત બીજી શ્રુતિઓમાં પણ કહી છે.

अवांतरेण वाक्येन परोक्षा ब्रह्मधीर्भवेत् ।
सर्वत्रैव महावाक्यविचारादपरोक्षधीः ॥६९॥

એ જ પ્રમાણે સર્વત્ર (સર્વ શ્રુતિઓને વિષે) અવાંતર વાક્યો વડે પરોક્ષ બ્રહ્મજ્ઞાન થાય છે અને મહાવાક્યના વિચાર વડે અપરોક્ષજ્ઞાન થાય છે, એમ કહેલું છે.

ઉપર વર્ણવેલું મહાવાક્યનું અપરોક્ષજ્ઞાનજનકપણું શ્રીમદ્ શંકરાચાર્યજીએ વાક્યવૃત્તિ નામક ગ્રંથને વિષે વિસ્તારથી વર્ણવેલું છે; એટલે એ કલ્પના અમારી કપોલકલ્પિત નથી, પણ પ્રાચીન શાસ્ત્રકારોને સંમત છે, એમ પ્રતિપાદન કરી દેખાડે છે.

ब्रह्मापरोक्ष्यसिद्ध्यर्थं महावाक्यमितीरितम् ।
वाक्यवृत्तावतो ब्रह्मापरोक्ष्ये विमतिर्नहि ॥७०॥

વાક્યવૃત્તિ નામક ગ્રંથને વિષે 'બ્રહ્મની અપરોક્ષતાની સિદ્ધિને માટે મહાવાક્ય છે' એમ કહ્યું છે તેથી મહાવાક્યથી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે એ વિષયમાં વિવાદ નથી; કારણ કે આચાર્યની વાણી પ્રમાણ છે અને તે સાથે અનુભવયુક્તિની સહાયતા છે.

હવે એ વાક્યવૃત્તિ વિષે મહાવાક્યથી અપરોક્ષજ્ઞાન થાય, એ વિષયમાં જે યુક્તિ આપેલી છે, તેનો પ્રકાર વર્ણવી દેખાડે છે.

आलंबनतया भाति योऽस्मत्प्रत्ययशब्दयोः ।
अंतःकरणसंभिन्नबोधः स त्वंपदाभिधः ॥७१॥

અંતઃકરણની ઉપાધિવાળો ચિદાત્મા (કૂટસ્થ) 'અહં' એવા જ્ઞાનનો તથા 'અહં' એવા શબ્દનો વિષય થઈને પ્રકાશે છે, એવો જે બોધ (જ્ઞાન) તે त्वं પદનો વાચ્ય અર્થ છે.

એ પ્રકારે त्वं પદનો વાચ્ય અર્થ કહીને હવે तत्પદનો વાચ્ય અર્થ કહે છે

मायोपाधिर्जगद्योनिः सर्वज्ञत्वादिलक्षणः ।
पारोक्ष्यशबलः सत्याद्यात्मकस्तत्पदाभिधः ॥७२॥

માયારૂપ ઉપાધિવાળો, જગતના કારણરૂપ અને સર્વજ્ઞત્વ આદિક લક્ષણવાળો પરોક્ષતારૂપ ધર્મવિશિષ્ટ જે ઈશ્વર છે, તે સત્યાદિ એટલે સત્ય, જ્ઞાન અને આનંદરૂપ સ્વરૂપવાળા (સચ્ચિદાનંદસ્વરૂપ) ઈશ્વર तत्પદનો વાચ્ય છે.

એ પ્રમાણે त्व તથા तत् એ બે પદનો અર્થ કહીને હવે એ પદદ્વયસમુદાયરૂપ વાક્યના અર્થનું બોધન કરવા માટે લક્ષણાવૃત્તિનો આશ્રય કરવો ઉચિત છે, એમ કહે છે

प्रत्यक्परोक्षतैकस्य सद्वितीयत्वपूर्णता ।
विरुध्येते यतस्तस्माल्लक्षणा संप्रवर्तते ॥७३॥

પ્રત્યક્પણું અને પરોક્ષપણું તેમ જ સદ્વિતીયપણું (પરિચ્છિન્નપણું) અને પૂર્ણતા, એ ધર્મો એક જ વસ્તુને વિષે વિરુદ્ધ થાય છે તેથી લક્ષણાવૃત્તિ પ્રવૃત્ત થાય છે, અર્થાત્ તાદૃશ વિરોધના પરિહારને માટે લક્ષણાવૃત્તિનો આશ્રય કરવો ઉચિત છે.

હવે એ મહાવાક્યોને વિષે આશ્રય કરવા યોગ્ય લક્ષણા કેવા પ્રકારની છે તે બતાવવાની સાથે એ ભાગત્યાગ લક્ષણાનું દૃષ્ટાંત સહિત નિરૂપણ કરી દેખાડે છે.

तत्त्वमस्यादिवाक्येषु लक्षणा भागलक्षणा ।
सोऽयमित्यादिवाक्यस्थपदयोरिव नापरा ॥७४॥

'તે આ દેવદત્ત છે' ઇત્યાદિ વાક્યમાં રહેલાં પ્રથમનાં બે પદની પેઠે तत्त्वमसि ઇત્યાદિ મહાવાક્યોમાં ભાગત્યાગ લક્ષણા નામની લક્ષણા પ્રવૃત્ત થાય છે, બીજી એ લક્ષણા[17] તેમાં પ્રવૃત્ત થતી નથી.

[17] લક્ષણાનું નિરૂપણ પહેલા પ્રકરણમાં થઈ ગયેલું છે.

અહીં 'गामानय' 'ગાયને લઈ આવ' એ વાક્યમાં લક્ષણાવૃત્તિ વિના પણ વાક્યાર્થબોધ થઈ શકે છે, તેમ પ્રકૃતમાં तत्त्वमसि ઇત્યાદિ મહાવાક્યોમાં પણ કેમ ન થાય? એની આશંકા થાય તો તેના પરિહારાર્થે વાક્યાર્થબોધનો પ્રકાર કહી દેખાડે છે

संसर्गो वा विशिष्टो वा वाक्यार्थो नात्र संमतः ।
अखंडैकरसत्वेन वाक्यार्थो विदुषां मतः ॥७५॥

અહિં એટલે तत्त्वमसि આદિ મહાવાક્યોમાં

વિદ્વાનોને સસર્ગરૂપ અથવા વિશિષ્ટરૂપ વાક્યાર્થ સમત નથી; પરતુ સ્વગતાદિ ભેદરહિત અખંડૈક-રસપણા વડે મહાવાકયોનો અર્થ સંમત[૧૮] છે.

૧૮. 'તુ ગાય લાવ' એ વાકયમા તુ, ગાય અને લાવ એ ત્રણ પદોનો પરસ્પર કર્તા, કર્મ અને ક્રિયાપદ એવો સંબંધ હોવાથી તે વાકયમાં સંસર્ગરૂપ વાકયાર્થ થાય છે અને 'આસમાની મોટું ને સુગધવાળું કમળ છે' આ વાક્યમાં આસમાની, મોટું અને સુગધવાળું એ ત્રણ વિશેષણો કમળરૂપ વિશેષ્યને જણાવે છે, એટલે ત્યા વિશિષ્ટરૂપ વાક્યાર્થ થાય છે. 'તે બ્રહ્મ તું છો' આ મહાવાક્યમા ઉપર જણાવેલા સસર્ગાર્થ કે વિશિષ્ટાર્થ સભવતા નથી તેથી વિદ્વાનો અખડ એકરસ રૂપે રહેલા સજાતીય વિજાતીય ને સ્વગતભેદથી રહિત પ્રત્યક્–આત્માથી અભિન્ન બ્રહ્મરૂપ અર્થને ભાગત્યાગ લક્ષણા વડે સ્વીકારે છે.

પૂર્વ શ્લોકમાં કહ્યું કે, અખંડ એકરસરૂપ વાક્યાર્થ વિદ્વાનોને સંમત છે તે અખંડૈકરસતાનુ વિવેચન કરી બતાવે છે:

**प्रत्यग्बोधो य आभाति सोऽद्वयानंदलक्षणः ।**
**अद्वयानंदरूपश्च प्रत्यग्बोधैकलक्षणः ॥ ७६ ॥**

જે પ્રત્યગ્બોધરૂપ ભાસે છે, તે અદ્વય આનદ-રૂપ છે અને જે અદ્વય આનદરૂપ છે, તે પ્રત્યગ્-બોધરૂપ છે. અર્થાત્ જે સર્વનો આંતર ચિદાત્મા પ્રત્યગ્બોધરૂપ, બુદ્ધિ આદિકના સાક્ષીરૂપે ભાસે છે–સ્ફુરી રહ્યો છે, તે જ અદ્વિતીય આનંદરૂપ પરમાત્મા છે અને અદ્વય આનદરૂપ પરમાત્મા પ્રત્યગબોધરૂપ જ છે.

એવા અખંડાર્થબોધથી શું ફળ સિદ્ધ થાય છે, તે કહી બતાવે છે

**इत्थमन्योन्यतादात्म्यप्रतिपत्तिर्यदा भवेत् ।**
**अब्रह्मत्वं त्वमर्थस्य व्यावर्तेत तदैव हि ॥७७॥**

એમ જ્યારે બ્રહ્મ અને આત્માના પરસ્પર તાદાત્મ્ય(અભેદ)ની પ્રતિપત્તિ (નિશ્ચય) થાય, ત્યારે જ ત્વંપદના અર્થ પ્રત્યગાત્માનુ અબ્રહ્મ-પણું નિવૃત્ત થાય છે.

**तदर्थस्य च पारोक्ष्यं यद्येवं किं ततः शृणु ।**
**पूर्णानंदैकरूपेण प्रत्यग्बोधोऽवतिष्ठते ॥ ७८॥**

અને તત્પદના અર્થનુ જે પરોક્ષપણું છે, તે પણ તે પૂર્વ શ્લોકમાં કહેલા અભેદ નિશ્ચય વડે નિવૃત્ત થઈ જાય છે, એવી રીતે તત્પદનું પરોક્ષપણું તથા ત્વપદના અર્થનું અબ્રહ્મત્વ નિવૃત્ત થાય તો શું થાય? એમ જો શંકા થાય તો સાંભળો; એ બોધનું ફળ એ થાય છે કે પૂર્ણ આનંદૈકરસરૂપે પ્રત્યગ્બોધ (પ્રત્યગાત્મા) અવસ્થિત થઈ જાય છે.

વાકય તો પરોક્ષજ્ઞાનનું સાધન છે અને તમે વાક્યને અપરોક્ષજ્ઞાનજનકતા કહો છો તે સંભવશે નહિ. એવી આશંકા ઉત્પન્ન કરીને, એવી શકા કરે તે સિદ્ધાંતના જ્ઞાનથી રહિત હોય છે, એવા આશયથી પૂર્વોક્ત શંકાકારનો ઉપહાસ કરે છે:

**एवं सति महावाक्यात्परोक्षज्ञानमीर्यते ।**
**यैस्तेषां शास्त्रसिद्धांतविज्ञानं शोभतेतराम् ॥७९॥**

પૂર્વ વર્ણવેલા પ્રકારે મહાવાકય અપરોક્ષ-જ્ઞાનના જનક છે, એમ છતાં જે કોઈ એકદેશી મતને અનુસરનારા એમ જ માને કે મહાવાકયથી તો પરોક્ષજ્ઞાન જ થાય છે, તો તેઓનું વિજ્ઞાન ઘણું જ શોભી નીકળે છે; અર્થાત્ એમ માનવા-વાળો શાસ્ત્રસિદ્ધાતનું રહસ્ય જાણતો નથી, તેથી શકા કરે છે.

શાસ્ત્રસિદ્ધાત ગમે તેમ હો, પણ વાકય તો પરોક્ષ-જ્ઞાનનું ઉત્પાદક છે એમ અનુમાન પ્રમાણથી સિદ્ધ થાય છે. એમ વાદી મૂળમા શંકા કરે છે, તેનું શ્લોકના ચોથા ચરણથી સિદ્ધાંતી સમાધાન આપે છે:

**आस्तां शास्त्रस्य सिद्धांतो युक्त्या वाक्यात्परोक्षधीः ।**
**स्वर्गादिवाक्यवन्नैवं दशमे व्यभिचारतः ॥ ८० ॥**

વેદાંતશાસ્ત્રનો સિદ્ધાંત તમે કહો છો એવી રીતનો ભલે હોય, પણ સ્વર્ગાદિના વાકયની પેઠે મહાવાકયથી પરોક્ષજ્ઞાન થાય છે એમ અનુ-માનરૂપ યુક્તિ વડે સિદ્ધ થાય છે એમ જો તમે કહો, તો તમારે તેમ કહેવું નહિ; કેમકે 'તું દશમો છે' એ વાકયમાં તમે કહેલાં અનુમાનનો વ્યભિચાર[૧૯] થાય છે.

૧૯. શબ્દનો એવો સ્વભાવ છે કે, અંતરાય સહિત વસ્તુનું શબ્દથી પરોક્ષજ્ઞાન જ થાય છે. જેવું કે સ્વર્ગ, ધર્મ, અધર્મ ઇત્યાદિનું શબ્દથી પરોક્ષજ્ઞાન જ થાય, કોઈ પણ પ્રકારે અપરોક્ષ જ્ઞાન થઈ શકે નહિ અને અંત-રાયરહિત વસ્તુનુ શબ્દથી પરોક્ષ તથા અપરોક્ષ બન્ને જ્ઞાન થાય છે. જેવુ કે, 'દશમો છે' એવા આપ્તવાકયથી અંતરાયરહિત દશમનું પરોક્ષજ્ઞાન થયુ અને ત્યાર બાદ 'દશમો તું' એ આપ્તવાકયથી અંતરાયરહિત દશમનું

અપરોક્ષજ્ઞાન થયું. તેમ પ્રકૃતમાં બ્રહ્મનું પણ અવાંતર-વાક્યથી પરોક્ષજ્ઞાન થાય છે અને વિચાર સહિત મહા-વાક્યથી બ્રહ્મનુ અપરોક્ષજ્ઞાન અનુભવસિદ્ધ થાય છે.

બીજા હેતુથી પણ મહાવાક્ય પરોક્ષજ્ઞાનજનક નહિ પણ અપરોક્ષજ્ઞાનજનક છે એમ ઉપહાસગર્ભ વાક્યથી સિદ્ધ કરી દેખાડે છે:

**स्वतोऽपरोक्षजीवस्य ब्रह्मत्वमभिवाञ्छतः ।**
**नश्येत्सिद्धापरोक्षत्वमिति युक्तिर्महत्यहो ॥८१॥**

સ્વભાવથી જ અપરોક્ષ જે જીવ છે અને બ્રહ્મભાવની અભિવાંછા કરે છે, તેનુ સિદ્ધ થયેલું અપરોક્ષપણું નાશ પામે; એ તો તમારી મોટી યુક્તિ કહેવાય. અર્થાત્ ત્વંપદનો અર્થ જે જીવ તેના સ્વતઃસિદ્ધ અપરોક્ષપણાનો નાશ થાય એ તો ઘણી આશ્ચર્યકારક યુક્તિ! માટે મહા વાકય અપરોક્ષ જ્ઞાનજનક છે એમ અવશ્ય સ્વીકારવું જોઈએ, અન્યથા ઉપર કહેલો દોષ આવે છે.

જીવની અપરોક્ષતાના નાશથી મારે તો ઇષ્ટાપત્તિ (વાછિત અર્થની સિદ્ધિ) થાય છે, એમ જો વાદી કહે તો તેના પ્રતિ કહે છે:

**वृद्धिमिष्टवतो मूलमपि नष्टमितीदृशम् ।**
**लौकिकं वचनं सार्थं संपन्नं त्वत्प्रसादतः ॥८२॥**

વ્યાપાર વગેરેથી ધનની વૃદ્ધિની ઇચ્છા રાખનારા પુરુષનુ મૂળ ધન પણ નષ્ટ થયુ; એવું જે લૌકિક (લોકવાયકામા) વચન ચાલે છે, તે આજે તમારા પ્રસાદથી સાર્થક થયુ.

**અપરોક્ષભાવને યોગ્ય સોપાધિક બ્રહ્મનુ વૃત્તિવ્યાપ્તિથી મહાવાકયજન્ય અપરોક્ષજ્ઞાનવર્ણન**

અંતઃકરણરૂપ ઉપાધિ સહિત હોવાથી જીવનું તો અપરોક્ષપણું ઠીક છે, પણ નિરુપાધિક બ્રહ્મને તો તે અપરોક્ષપણું નહિ ઘટે, એવી રીતે વાદી મૂળને વિષે જ શંકા કરે છે

**अंतःकरणसंभिन्नबोधो जीवोऽपरोक्षताम् ।**
**अर्हत्युपाधिसद्भावान्न तु ब्रह्मानुपाधितः ॥८३॥**

અંતઃકરણવિશિષ્ટ બોધ(ચેતન)રૂપ જે જીવ તે ઉપાધિસદ્ભાવને લીધે અપરોક્ષતાને યોગ્ય છે, પણ બ્રહ્મ તો ઉપાધિના અભાવથી અપરોક્ષ થવાને યોગ્ય છે નહિ.

ઉપરની આશંકાના સમાધાનમાં સિદ્ધાંતી જણાવે છે કે બ્રહ્મની નિરુપાધિકતા અસિદ્ધ છે, કેમકે વિદેહકૈવલ્ય પર્યંત ઉપાધિના સદ્ભાવ શાસ્ત્રવેત્તાઓએ અંગીકાર કરેલો છે એમ કહે છે:

**नैवं ब्रह्मत्वबोधस्य सोपाधिविषयत्वतः ।**
**यावद्विदेहकैवल्यमुपाधेरनिवारणात् ॥८४॥**

એમ નહિ અર્થાત્ બ્રહ્મની જે નિરુપાધિકતા કહી તે અસિદ્ધ છે; કારણ કે બ્રહ્મભાવનો જે બોધ તે સોપાધિ વિષયવાળો છે, તેથી એટલે જીવને બ્રહ્મરૂપતાનુ જે જ્ઞાન થાય છે તેનો વિષય સોપાધિક વસ્તુરૂપ છે, તેથી તે જ્ઞાનનો વિષય જે બ્રહ્મ, તે પણ સોપાધિક છે, કેમકે જ્ઞાનનું સોપાધિક વિષયપણું જ્ઞેય(બ્રહ્મરૂપ વિષય)ના સોપાધિકપણા વિના સભવે નહિ, તેમ જ વળી જ્યાં લગી વિદેહકૈવલ્ય (નિર્વાણમુક્તિ) થાય ત્યાં લગી ઉપાધિનુ નિવારણ (પ્રતિષેધ) છે નહિ, માટે જ્ઞાનનુ સોપાધિક વિષયવાળાપણું હોવાથી તેના જ્ઞેયભૂત બ્રહ્મરૂપ વિષયનુ પણ સોપાધિકપણું સિદ્ધ છે.

જ્યારે બ્રહ્મ પણ સોપાધિક છે, તો પછી જીવ અને બ્રહ્મમાં ભેદ શો? તેના ઉત્તરમા બંનેની ઉપાધિ ભિન્ન છે, તેથી ઉપાધિવૈલક્ષણ્યપ્રયુક્ત બંનેનો ભેદ છે, એમ કહે છે:

**अंतःकरणसाहित्यराहित्याभ्यां विशिष्यते ।**
**उपाधिर्जीवभावस्य ब्रह्मतायाश्च नान्यथा ॥८५॥**

જીવભાવ અને બ્રહ્મભાવની જે ઉપાધિ છે, તે અંતઃકરણસહિતપણા તથા અંતઃકરણરહિતપણા વડે કરી ભેદ પામે છે; બીજી રીતે નહિ. અર્થાત્ અંતઃકરણસહિતપણુ એ જીવભાવની ઉપાધિ છે અને અંતઃકરણરહિતપણું એ બ્રહ્મભાવની ઉપાધિ છે, એમ ઉપાધિભેદયુક્ત વૈલક્ષણ્ય છે.

અંતઃકરણનો સંબંધ તો ભાવરૂપ છે, તેથી તે ઉપાધિ થઈ શકે પણ અંતઃકરણરહિતપણું તો અભાવરૂપ છે, તેથી તે અભાવને ઉપાધિપણું કેમ સંભવે? એવી આશંકા કરી તેનો પરિહાર કહે છે:

**यथा विधिरुपाधिः स्यात्प्रतिषेधस्तथा न किम् ।**
**सुवर्णलोहभेदेन शृंखलात्वं न भिद्यते ॥८६॥**

જેમ વિધિ ઉપાધિ થાય છે, તેમ નિષેધ પણ ઉપાધિ કેમ ન થાય? (જેમ કાગડાવાળું ઘર અને કાગડા વિનાનું ઘર) સુવર્ણ અને લોઢાના ભેદને લીધે કાંઈ સાંકળના સાંકળપણામા ભેદ પડતો નથી–બંને સાંકળ જ કહેવાય છે. બંને

બાંધી શકે છે.

૨૦. 'यावत्कार्यमवस्थाभेदहेतुरुपाधि । જ્યાં સુધી કાર્ય હોય ત્યા સુધી તે કાર્યની અવસ્થાઓના ભેદની હેતુભૂત હોય તે ઉપાધિ કહેવાય.' એવુ અદ્વૈત સિદ્ધિકારે ઉપાધિનું લક્ષણ આપેલુ છે તે લક્ષણ અંતઃકરણસહિતતા અને અંતઃકરણરહિતતા બન્નેમાં સમન્વિત થાય છે. જેમ જીવમાં અપરોક્ષતારૂપ કાર્ય પર્યંત સ્થિત અને બ્રહ્મથી જીવના ભેદનુ હેતુભૂત અંતઃકરણસહિતપણુ (ભાવરૂપ) છે, તેમ જ જીવથી બ્રહ્મના ભેદનુ હેતુભૂત અંતઃકરણરહિતપણું (અભાવરૂપ) પણ હોઈ શકે છે, તેથી જીવની ઉપાધિ અંતઃકરણસહિતતાની પેઠે અંતઃકરણરહિતતા પણ બ્રહ્મની ઉપાધિ છે, એમાં ભાવ–અભાવપણુ અસર વગરનુ છે

વિધિની પેઠે નિષેધ પણ બ્રહ્મબોધનો ઉપાય હોવાથી બ્રહ્મની ઉપાધિ થઈ શકે છે એમ દૃઢ કરવાને વિધિ તથા નિષેધ બન્નેને બ્રહ્મબોધનું ઉપાયપણુ આચાર્યોએ વર્ણન કરેલું છે એમ દર્શાવે છે:

**अतद्व्यावृत्तिरूपेण साक्षाद्विधिमुखेन च ।**
**वेदांतानां प्रवृत्तिः स्याद्द्विधेत्याचार्यभाषितम् ॥**

'तत्–તે' એ શબ્દે કરી બ્રહ્મ સમજવું. અને અતત એટલે બ્રહ્મથી ભિન્ન અજ્ઞાનાદિક પ્રપંચ સમજવો. હવે અતત્–જે બ્રહ્મથી ભિન્ન જગત તેની વ્યાવૃત્તિ (નિષેધ) કરીને, એટલે 'नेति नेति। એવું નહિ એવું નહિ' ઇત્યાદિક પ્રપંચનિષેધક વાક્યોથી નિરસન કરીને તથા સાક્ષાત્ વિધિમુખે કરીને એટલે 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म। સત્ય, જ્ઞાનરૂપ અને અનંત બ્રહ્મ છે.' ઇત્યાદિ સાક્ષાત્ બ્રહ્મવાચક શબ્દોએ કરીને, એ બે પ્રકારે વેદાંતવાક્યોની પ્રવૃત્તિ થાય છે; અર્થાત્ બ્રહ્મપ્રતિપાદક વેદાંતવાક્ય ક્યાંક વિધિમુખે બ્રહ્મ પ્રતિપાદન કરવા પ્રવૃત્ત થાય છે, જેવા કે सत्यं० ઇત્યાદિ, તેમ જ ક્યાંક નિષેધમુખે પણ બ્રહ્મ પ્રતિપાદન કરવા પ્રવૃત્ત થાય છે જેવાં કે, 'नेति नेति' ઇત્યાદિ વાક્યો–એ પ્રમાણે આચાર્યોએ કહેલું છે.

વેદાંતવાક્યોને અતદ્વ્યાવૃત્તિ (પ્રપંચનિષેધ) દ્વારા બ્રહ્મનું બોધકપણુ અંગીકાર કરવાથી, અહં શબ્દનો અર્થ જે કૂટસ્થ તેના પણ નિષેધનો પ્રસંગ આવશે, તો પછી 'अहं ब्रह्मास्मि। હું બ્રહ્મ છુ' એવા હું અને બ્રહ્મના એક અર્થ વિષે તાત્પર્યરૂપ સામાનાધિકરણ્યથી જ્ઞાન ઉદય નહિ પામે એવી આશંકા વાદી મૂળમા કરે છે. તેનો પરિહાર સિદ્ધાંતી શ્લોકના ઉત્તરાર્ધથી કહી બતાવે છે

**अहमर्थपरित्यागादहं ब्रह्मेति धीः कुतः ।**
**नैवमंशस्य हि त्यागो भागलक्षणयोदितः ॥८८॥**

અહંશબ્દના અર્થનો પરિત્યાગ કરવાથી 'હું બ્રહ્મ છું' એવું જ્ઞાન કેમ થશે? એમ કહો નહિ; કારણ કે અહીં સમગ્ર અહંશબ્દના અર્થનો ત્યાગ નથી પણ ભાગત્યાગ લક્ષણાએ કરી અંશનો ત્યાગ કહેવામાં આવેલો છે; અર્થાત્ અહંશબ્દના અર્થના એકદેશરૂપ જડાંશ છે તેનો ત્યાગ કહ્યો છે, કંઈ કૂટસ્થનો નહિ; તેથી 'अहं ब्रह्मास्मि। હું બ્રહ્મ છું' એવું સામાનાધિકરણ્યથી જ્ઞાન સંભવી શકે છે.

એકતાના વિરોધી જડ અંગના ત્યાગ વડે કરી બોધનો પ્રકાર આકારપૂર્વક દર્શાવે છે:

**अंतःकरणसंत्यागादवशिष्टे चिदात्मनि ।**
**अहं ब्रह्मेति वाक्येन ब्रह्मत्वं साक्षिणीक्ष्यते ॥८९**

અહંશબ્દના અર્થ, અંતઃકરણવિશિષ્ટ ચેતનરૂપ જીવ વિષે અંતઃકરણના ત્યાગથી અવશેષ રહેતા ચિદાત્મરૂપ જે સાક્ષી તેને વિષે 'अहं ब्रह्मास्मि। હું બ્રહ્મ છું' એ વાક્ય વડે બ્રહ્મપણું દેખાય છે (અનુભવાય છે–અપરોક્ષ કરાય છે).

અહીં વાદી શંકા કરે છે કે કેવળ પ્રત્યગાત્મા તો સ્વપ્રકાશ છે, તેથી તેને વિષે બુદ્ધિવૃત્તિની વિષયતા કેમ બને? તે આશંકાનુ સિદ્ધાંતી સમાધાન આપે છે.

**स्वप्रकाशोऽपि साक्ष्येव धीवृत्त्या व्याप्यतेऽन्यवत् ।**
**फलव्याप्यत्वमेवास्य शास्त्रकृद्भिर्निवारितम् ॥९०**

જો કે સાક્ષી પોતે સ્વપ્રકાશ છે, તોપણ અન્ય ઘટાદિક પદાર્થની પેઠે બુદ્ધિવૃત્તિનો વિષય થાય છે અને એમ થવાથી સાક્ષીની સ્વપ્રકાશતાનો લેશ પણ ભંગ થતો નથી; કારણ કે એ સાક્ષીની માત્ર ફલવ્યાપ્યતા જ શાસ્ત્રકારોએ નિવારણ કરેલી છે, અર્થાત્ વૃત્તિને વિષે પ્રતિબિંબિત ચિદાભાસ રૂપ ફલચેતનની વિષયતા પ્રત્યગાત્માને વિષે નિરાકરણ કરેલી છે; કેમકે પ્રત્યગાત્મા પોતે જ સ્ફુરણરૂપ છે. કાંઈ વૃત્તિવ્યાપ્યતાનો નિષેધ શાસ્ત્રકારોએ કરેલો નથી, તેથી બુદ્ધિવૃત્તિની વ્યાપ્યતા આત્માને વિષે સંભવે છે.

'આત્મામાં ફલવ્યાપ્યતા(ચિદાભાસવિષયતા)નો અભાવ દર્શાવવા માટે અનાત્મ (ઘટાદિ જડ) પદાર્થની વૃત્તિવ્યાપ્યતા તથા ફલવ્યાપ્યતા તથા તેનું પ્રયોજન કહી દેખાડે છે :

**बुद्धितत्स्थचिदाभासौ द्वावपि व्याप्नुतो घटम् ।**
**तत्राज्ञानं धिया नश्येदाभासेन घटः स्फुरेत् ॥९१**

બુદ્ધિ તથા તેને વિષે સ્થિત જે ચિદાભાસ એ બને ઘટના પ્રત્યક્ષ પ્રસંગમાં, ઘટને વ્યાપ્ત થાય છે, એટલે ઘટને વિષય કરવાવાળાં થાય છે. તે એમાંથી પ્રમાણરૂપ બુદ્ધિવૃત્તિની જે પ્રથમ વ્યાપ્તિ થઈ તે વડે ઘટનિષ્ઠ જે અજ્ઞાન (આવરણ) હતું તેનો નાશ થઈ જાય છે; કેમકે બુદ્ધિવૃત્તિ-રૂપ જ્ઞાન અને અજ્ઞાનનો વિરોધ છે તેથી એ જ્ઞાનથી અજ્ઞાન આવરણનો નાશ થાય છે અને આભાસ વડે ઘટ સ્ફુરે છે, એટલે ચિદાભાસની વ્યાપ્તિ થતાંમાં (અનાવૃત્ત) 'આ ઘટ છે' એવી રીતે ઘટ ભાસે છે; કેમકે ઘટ જડ હોવાથી સ્વતઃ સ્ફુરણનો તેમાં અસંભવ છે, પણ ચિદાભાસ પ્રકાશાધીન ઘટનો પ્રકાશ સંભવે છે.

હવે આત્માને વિષે અનાત્મ વસ્તુથી વિલક્ષણતા દેખાડે છે :

**ब्रह्मण्यज्ञाननाशाय वृत्तिव्याप्तिरपेक्षिता ।**
**स्वयंस्फुरणरूपत्वान्नाभास उपयुज्यते ॥९२॥**

બ્રહ્મને વિષે અજ્ઞાનનો નાશ થવા માટે વૃત્તિની વ્યાપ્તિ અપેક્ષિત છે; અર્થાત્ પ્રત્યગાત્મા અને બ્રહ્મની એકતા માત્ર અજ્ઞાન વડે આવૃત છે. તેથી તે એકતાના અજ્ઞાનની નિવૃત્તિને અર્થે મહાવાક્યથી ઉત્પન્ન થતી 'હું બ્રહ્મ છું' એવા આકાર-વાળી બુદ્ધિવૃત્તિની વ્યાપ્યતા(વિષયતા)ની અપેક્ષા છે; પણ બ્રહ્મ પોતે સ્ફુરણરૂપ (પ્રકાશસ્વરૂપ) હોવાથી તેના સ્ફુરણને અર્થે ચિદાભાસ કંઈ પણ ઉપયોગમાં આવતો નથી, અર્થાત્ બ્રહ્માત્મની એકતા સ્વતઃ પ્રકાશરૂપ હોવાથી તેના પ્રકાશને માટે બ્રહ્માકારવૃત્તિની સાથે જોડાતો ચિદાભાસ પ્રત્યગભિન્ન બ્રહ્મને વિષે સ્ફુરણ કરવાના ઉપયોગમાં આવતો નથી.

ઉપર કહેલા અર્થને દૃષ્ટાંત આપી વધારે સ્પષ્ટ કરી બતાવે છે :

**चक्षुर्दीपावपेक्ष्येते घटादेर्दर्शने यथा ।**
**न दीपदर्शने किंतु चक्षुरेकमपेक्ष्यते ॥९३॥**

જેમ ઘટ આદિક પદાર્થના દર્શનમાં ચક્ષુ તથા દીપ બન્ને અપેક્ષિત રહે છે, એટલે અંધકારથી આવૃત્ત જે ઘટાદિ પદાર્થ તેના દર્શનમાં ચક્ષુ તથા દીપ બન્ને અપેક્ષિત છે અને દીપને જોવામાં તો કેવળ ચક્ષુ જ અપેક્ષિત છે તેમ પ્રકૃતમાં પણ ઘટાદિકને વિષે આવરણનિવૃત્તિ તથા સ્ફુરણરૂપ પ્રયોજન અર્થે વૃત્તિ તથા ચિદાભાસ બન્ને અપેક્ષિત છે; અને બ્રહ્મને વિષે અજ્ઞાનનાશ અર્થે વૃત્તિ માત્ર જ અપેક્ષિત છે, એમ પૂર્વ શ્લોક સાથે સંબંધ છે.

બુદ્ધિ અને તેની વૃત્તિઓનું ચિદાભાસ સાથે વૈશિષ્ટ્ય છે, અર્થાત્ બુદ્ધિ અને તેની વૃત્તિઓ ચિદાભાસવિશિષ્ટ સ્વભાવ-વાળી છે, તેથી ઘટાદિકને વિષે જેમ ફલવ્યાપ્તિ થાય છે, તેમ બ્રહ્મને વિષે પણ બુદ્ધિવૃત્તિની સાથે વિશિષ્ટમાત્રે સંબદ્ધ ચિદાભાસની પણ બળપૂર્વક વ્યાપ્તિ થઈ જશે, એમ પૂર્વપક્ષ-વાદી મૂળમાં આશંકા કરે છે.

**स्थितोऽप्यसौ चिदाभासो ब्रह्मण्येकीभवेत्परम् ।**
**न तु ब्रह्मण्यतिशयं फलं कुर्याद्घटादिवत् ॥९४॥**

એ ચિદાભાસ જો કે વૃત્તિ વિષે સ્થિત છે, તથાપિ બ્રહ્મને વિષે એકાકાર થઈ જાય છે અને બ્રહ્મને વિષે ઘટાદિકની પેઠે અન્ય કોઈ પણ પ્રકારનું અતિશય ફળ ઉત્પન્ન[21] કરતો નથી.

૨૧. અર્થાત્ ઘટાકારવૃત્તિમાં ઘટપ્રકાશક ચિદાભાસ જેમ સ્ફુરે છે, તેમ બ્રહ્માકારવૃત્તિમાં પણ ચિદાભાસ હોય છે ખરો, પણ તેનું પૃથક્ સ્ફુરણ નથી હોતું, પણ મધ્યાહ્ન-કાળના સૂર્યપ્રકાશમાં રહેલા દીપકની પ્રભાની પેઠે તે બ્રહ્મની સાથે એકરૂપ જેવો થઈ જાય છે. તેથી બ્રહ્મને વિષે સ્ફુરણરૂપ અતિશયનો ઉત્પાદક થતો નથી એટલે બ્રહ્મને વિષે ચિદાભાસવ્યાપ્તિ અનાવશ્યક જ છે એમ સ્પષ્ટ થયું અને વૃત્તિવ્યાપ્તિ તો શાસ્ત્રકારોને સંમત છે. અન્યથા આત્માની બ્રહ્માકારવૃત્તિ સંભવી શકે નહિ તેથી વૃત્તિવ્યાપ્યતાનો અંગીકાર કરી ફલવ્યાપ્યતાનો નિરાસ કરેલો છે.

બ્રહ્મને વિષે ફલવ્યાપ્તિ નથી, વૃત્તિવ્યાપ્તિ તો છે; એમ જે કહ્યું તેમાં શું પ્રમાણ છે? એવી આશંકા કરી; તેમાં આગમ પ્રમાણ છે એમ કહે છે.

**अप्रमेयमनादिं चेत्यत्र श्रुत्येदमीरितम् ।**
**मनसैवेदमाप्तव्यमिति धीव्याप्यता श्रुता ॥९५॥**

'બ્રહ્મ[22] પ્રમાણના અવિષયરૂપ અને અનાદિ છે' આ શ્રુતિ વડે ઉપર જણાવેલી ફલવ્યાપ્તિથી બ્રહ્મનું

રહિતપણું કહેલુ છે અને ‘ વેદાંતના સંસ્કારવાળા સૂક્ષ્મ મન વડે આ બ્રહ્મ સાક્ષાત્કાર કરવા યોગ્ય છે.’ એ શ્રુતિમા બુદ્ધિની વૃત્તિનું વ્યાપ્યપણુ એટલે વૃત્તિવ્યાપ્તિપણુ સાંભળ્યુ છે.

२२ निर्विकल्पमनन्तं च हेतुदृष्टांतवर्जितम् ।
अप्रमेयमनादिं च यज्ज्ञात्वा मुच्यते बुधः ॥
(અમૃતબિંદુ ઉપનિષદ ૯)

જે નિર્વિકલ્પ, અનંત, હેતુ તથા દૃષ્ટાંતથી રહિત અને અપ્રમેય (વિષયાકાર સાભાસ અંતઃકરણની વૃત્તિરૂપ પ્રમાજ્ઞાનનો અવિષય) છે તથા અનાદિ (ઉત્પત્તિરહિત) છે, તેને જાણીને જ્ઞાની પુરુષ મુક્ત થાય છે. આ શ્રુતિમા આત્માની ફલવ્યાપ્તિનો નિષેધ કરવામાં આવેલો છે અને ‘ मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन । (કઠ ઉ ૨-૧ ૧૧) મન વડે જ એ બ્રહ્મ પ્રાપ્ત થવા યોગ્ય છે, એ બ્રહ્મને વિષે કંઈ પણ નાના (નામ–જાતિ આદિવાળાપણુ) છે નહિ’ એ શ્રુતિમા બ્રહ્મને વિષે બુદ્ધિની વૃત્તિની વ્યાપ્યતા કહી છે.

‘ आत्मानं चेद्विजानीयात् । જો પુરુષ આત્માને જાણે તો’ ઇત્યાદિ શ્રુતિમા કેટલા ભાગ વડે બ્રહ્મના અપરોક્ષજ્ઞાનનું કથન કર્યુ છે તે કહે છે:

**आत्मानं चेद्विजानीयादयमस्मीति वाक्यतः ।**
**ब्रह्मात्मव्यक्तिमुल्लिख्य यो बोधः सोऽभिधीयते ॥**

બ્રહ્મ આત્માની વ્યક્તિનો ઉલ્લેખ કરીને, એટલે સત્યજ્ઞાનાદિ લક્ષણથી લક્ષિત બ્રહ્મથી અભિન્ન જે પ્રત્યગાત્માનું સ્વરૂપ છે, તેને વિષય કરીને, જે ‘ अहं ब्रह्माऽस्मि । હુ બ્રહ્મ છું’ એવા આકારનો બોધ થાય છે, તે આ શ્રુતિવાક્યે કરી કહેવાય છે.

જ્યારે પૂર્વોક્ત (૫૮થી ૮૨ સુધીના શ્લોકમા દર્શાવેલ) પ્રકારથી એકવાર વાક્યવિચાર કરવાથી જ જો અપરોક્ષજ્ઞાન સિદ્ધ થઈ જતુ હોય તો પછી ‘ आवृत्तिरसकृदुपदेशात् । (બ્ર સૂ અ ૪. પા ૧ સૂ ૧) ઉપદેશના અનંતર વારંવાર આવૃતિ કરવી જોઈએ, એ વ્યાસસૂત્રથી વિહિત શ્રવણાદિકની આવૃત્તિ ન કરવા યોગ્ય થઈ પડશે, એવી આશંકા કરીને એકવાર મહાવાક્યથી ઉત્પન્ન થયેલ જે અપરોક્ષજ્ઞાન તેની દૃઢતાને અર્થે આચાર્યોએ વારંવાર આવર્તન કરવુ એમ કહેલુ છે, માટે તે આવર્તન અવશ્ય અનુષ્ઠેય (કરવા યોગ્ય) જ છે એમ કહે છે:

**अस्तु बोधोऽपरोक्षोऽत्र महावाक्यात्तथाप्यसौ ।**
**न दृढः श्रवणादीनामाचार्यैः पुनरीरणात् ॥९७॥**

એ બ્રહ્મ આત્માને વિષે એકાદ વાર શ્રવણ કરેલા મહાવાક્યથી અપરોક્ષ બોધ ભલે થાઓ, તોપણુ તે બોધ દૃઢ નથી હોતો, તેથી શ્રવણાદિકની આવૃત્તિ કરવી યોગ્ય છે; કેમકે સાક્ષાત્ શંકરાચાર્યે વાક્યાર્થજ્ઞાનની ઉત્પત્તિ થયા પછી પણ ફરી, જ્ઞાનની દૃઢતાને અર્થે શ્રવણાદિકની આવૃત્તિ કહેલી છે.

આચાર્યશ્રીએ એ શ્રવણાદિકની આવૃત્તિ કરવાનું કયા વાક્યમા કહ્યું છે? તેના ઉત્તરમા વાક્યવૃત્તિનું પદ્ય કહી બતાવે છે:

**अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढीभवेत् ।**
**शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम् ॥९८॥**

‘હું બ્રહ્મ છું’ એ વાક્યના અર્થનો બોધ (અપરોક્ષજ્ઞાન) જ્યાં સુધી દૃઢ થાય, ત્યાં સુધી શમદમાદિ સાધનસંપન્ન થઈને મુમુક્ષુજન શ્રવણાદિકનો અભ્યાસ કર્યા કરે.

મહાવાક્યથી જન્ય જે જ્ઞાન તેની અદૃઢતા શા કારણથી હોય? એવી આશંકા કરી અદૃઢતાના હેતુઓ નામનિર્દેશપૂર્વક કહી બતાવે છે:

**बाढं संति ह्यदार्ढ्यस्य हेतवः श्रुत्यनेकता ।**
**असंभाव्यत्वमर्थस्य विपरीता च भावना ॥९९॥**

મહાવાક્યજન્ય બોધની અદૃઢતાના હેતુઓ છે, જેવાં કે શ્રુતિની અનેકતા (ભિન્નભિન્નપણું) એ એક પ્રમાણગત હેતુ છે; તેમ જ અખંડ એકરસ અદ્વિતીય બ્રહ્મરૂપ મહાવાક્યના અર્થનું પણ અલૌકિકપણાને લીધે અસંભાવ્યપણું; એ પ્રમેયગત સંશયની વિષયતારૂપ બીજો હેતુ છે અને કર્તૃત્વ વગેરે અભિમાનરૂપ વિપરીત ભાવના એ પ્રમાતૃગત ત્રીજો હેતુ છે. એ પ્રમાણે અદૃઢતાના હેતુ સર્વથા વિદ્યમાન છે, તેથી અપરોક્ષ અનુભવની દૃઢતા થવાને માટે શ્રવણ, મનન, નિદિધ્યાસન એ સર્વ નિરંતર આવૃત્તિ કરવા યોગ્ય છે.

એવી રીતે ત્રણ પ્રકારના બોધની અદૃઢતાના હેતુઓ દર્શાવીને તેમા પ્રથમોક્ત શ્રુતિના નાનાપણાને લીધે બોધનું જે અદાર્ઢ્ય થાય છે, તેની નિવૃત્તિને માટે શ્રવણની આવૃત્તિ કરવી એમ કહે છે:

**शाखाभेदात्कामभेदाच्छ्रुतं कर्मान्यथाऽन्यथा ।**
**एवमत्रापि मा शंकीत्यतः श्रवणमाचरेत् ॥१००॥**

વેદની શાખાઓના ભેદથી તથા કામના–

(ઇચ્છા)ના ભેદથી કર્મ સઘળું જુદું જુદું વેદમાં સાંભળીએ છીએ (અર્થાત્ ઋગ્વેદનું હૌત્રકર્મ, યજુર્વેદનું આધ્વર્યવકર્મ અને સામવેદનુ ઔદ્ગાત્ર કર્મ; એમ શાખાભેદથી કર્મ જુદું જુદું હોય છે. વળી કામથી એટલે જેમકે વૃષ્ટિની કામનાવાળા રાજાએ કારીરી[૨૩] ઇષ્ટિ કરવી ઇત્યાદિ ઇચ્છાભેદને લીધે કર્મનું નાનાત્વ થાય છે.) એવી રીતે અહીં ઉપનિષદોમાં પણ પ્રતિપાદન કરવાને ઇષ્ટ જે આત્મતત્ત્વ તેમાં શંકા ન કરો, અર્થાત્ કર્મની બાબતમાં કર્મના ભેદને લીધે જેવી શંકાઓ ઊઠે છે તેવી કોઈ શંકા આ ઉપનિષત્પ્રતિપાદ્ય બ્રહ્મમાં કદી ઊઠે, તો તેના નિવારણને અર્થે વારંવાર શ્રવણની આવૃત્તિ કરવી આવશ્યક છે, માટે શ્રવણ કરવું.

૨૩. પ્રજા પાસેથી એક નવો જ કર ઉઘરાવીને તેમાંથી વૃષ્ટિ થવા માટે જે યજ્ઞ કરાતો તેને કારીરી ઇષ્ટિ કહે છે.

હવે તે શ્રવણ કેવું? એ આકાંક્ષા થાય ત્યાં કહે છે:

वेदांतानामशेषाणामादिमध्यावसानतः ।
ब्रह्मात्मन्येव तात्पर्यमिति धीः श्रवणं भवेत् ॥१०१

સર્વ વેદાંતવાક્યોનુ આદિ, મધ્ય અને અવસાનથી કેવળ બ્રહ્માભિન્ન જે પ્રત્યગાત્મા તેને વિષે જ તાત્પર્ય છે એવી જે બુદ્ધિ તે શ્રવણ. અર્થાત્ સર્વ ઉપનિષદોનુ પણ, ઉપક્રમ ઉપસંહાર આદિક તાત્પર્યના નિર્ણાયક છ લિંગથી વિચાર કરતા બ્રહ્માત્માને વિષે જ પરંપરાએ પર્યવસાન છે, એવા પ્રકારનો જે નિશ્ચય તે શ્રવણ કહેવાય છે.

ઉક્ત પ્રકારનું શ્રવણ ક્યા નિરૂપણ કરેલું છે? ત્યા કહે છે.

समन्वयाध्याय एतत्सूक्तं धीस्वास्थ्यकारिभिः ।
तर्कैः संभावनार्थस्य द्वितीयाध्याय ईरिता ॥१०२

એ શ્રવણ બ્રહ્મસૂત્રના સમન્વય નામના પ્રથમ અધ્યાયમા વ્યાસજીએ તથા તેના ભાષ્યમાં શ્રીમદ્ ભગવત્પૂજ્યપાદ શ્રી શંકરાચાર્યજીએ તેમજ તેના વિવરણાદિ વ્યાખ્યાનકાર આનંદગિરિ આદિએ સારી રીતે નિરૂપણ કરેલુ છે, અને બુદ્ધિની સ્વસ્થતા કરવાવાળા અર્થાત્ પ્રમેયગતસંદેહ નિવૃત્તિ દ્વારા બુદ્ધિની સ્વસ્વરૂપને વિષે એકાગ્રતા કરાવનારા તર્કો (એટલે અભેદની સાધક તથા ભેદની બાધક યુક્તિઓ) વડે કરી, અર્થની સંભાવનારૂપ મનન, અર્થાત્ મંતવ્યગત સંભાવિતપણાના અનુસંધાનરૂપ મનન, બ્રહ્મસૂત્રના દ્વિતીય અધ્યાયને વિષે તર્કપાદમાં નિરૂપણ કરેલું છે.

વિપરીતભાવના તથા તેની નિવૃત્તિના ઉપાય કહી દેખાડે છે:

बहुजन्मदृढाभ्यासाद्देहादिष्वात्मधीः क्षणात् ।
पुनःपुनरुदेत्येवं जगत्सत्यत्वधीरपि ॥१०३॥

ઘણાક જન્મના દૃઢ અભ્યાસથી ક્ષણે ક્ષણે વારવાર દેહાદિકને વિષે આત્મબુદ્ધિ (અહંભાવ) ઉદય પામે છે, તેમ જ જગતને વિષે સત્યપણાની બુદ્ધિ પણ થાય છે.

विपरीता भावनेयमैकाग्र्यात्सा निवर्तते ।
तत्त्वोपदेशात्प्रागेव भवत्येतदुपासनात् ॥१०४॥

એ વિપરીત ભાવના છે, તે વિપરીત ભાવના ચિત્તની એકાગ્રતાથી નિવૃત્ત થાય છે અને એ ચિત્તની એકાગ્રતા તત્ત્વોપદેશના પહેલાં પણ સગુણબ્રહ્મની ઉપાસનાથી થઈ શકે છે, અર્થાત્ ચિત્તની એકાગ્રતા કંઈ માત્ર બ્રહ્મતત્ત્વના ઉપદેશથી જ થાય છે અને તે વિના થતી નથી, એમ નથી; પણ સગુણોપાસનાથી તેવી ચિત્તની એકાગ્રતા થઈ શકે છે કે જે વડે વિપરીત ભાવના નિવૃત્ત થઈ જાય.

સગુણ બ્રહ્મ(ઉદ્ગીથાદિક)ની ઉપાસનાથી ચિત્તની એકાગ્રતા થાય છે, એમ શા ઉપરથી જાણ્યુ? એવી આશંકા થાય તો તેનો પરિહાર કરે છે:

उपास्तयोऽत एवात्र ब्रह्मशास्त्रेऽपि चिंतिताः ।
प्रागनभ्यासिनः पश्चाद्ब्रह्माभ्यासेन तद्भवेत् ॥१०५

વિપરીત ભાવનાની નિવૃત્તિ કરનાર ચિત્તની એકાગ્રતા ઉપાસનાથી થાય છે; તેથી જ આ બ્રહ્મશાસ્ત્ર(ઉપનિષદરૂપ વેદાંતશાસ્ત્ર)મા પણ અનેક ઉપાસનાઓનો વિચાર કરેલો છે અને બ્રહ્મોપદેશથી પૂર્વે ઉપાસનાના અભ્યાસથી રહિત પુરુષને તે ચિત્તની એકાગ્રતા પાછળથી બ્રહ્માભ્યાસ વડે કરીને થાય છે.

ઉપર શ્લોકમાં બ્રહ્માભ્યાસ કહ્યો તે કેવા પ્રકારનો? ત્યાં કહે છે.

तच्चिंतनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।
एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥१०६॥

બ્રહ્મનું નિરતર ચિંતન કરવુ (અભેદભાવે કરી, પ્રત્યગાત્મરૂપે ભાવન કરવું); કોઈ મુમુક્ષુ આવી મળે તો તે બ્રહ્મનું કથન કરવું, વળી પરસ્પર તે બ્રહ્મનું પ્રબોધન કરવુ અને એ બ્રહ્મને વિષે એકાગ્રપણે તત્પરતા ધરાવવી, તેને પંડિતજને બ્રહ્માભ્યાસ કહે છે.

પૂર્વ શ્લોકમા 'एतदेकपरत्व। એ એક બ્રહ્મને વિષે તત્પરતા' જે કહી તેને વધારે સ્પષ્ટ કરવા માટે એવા અર્થની પ્રતિપાદક શ્રુતિ (બૃ ૪-૪-૨૧) કહે છે.

तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।
नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तत् ॥

બ્રહ્મચર્યાદિ સાધનસમ્પન્ન ધીર બ્રાહ્મણ, બ્રહ્મ થવાને ઇચ્છતો મુમુક્ષુ પુરુષ, તે પ્રત્યગ્રૂપ પરમાત્માને જ સંશયાદિરહિત પ્રકારે જાણીને પ્રજ્ઞા કરે (અર્થાત્ બ્રહ્મ અને આત્માની એકતાના જ્ઞાનમાં એકાગ્રતા સપાદન કરે); અને અનાત્મભૂત દેહાદિ ઘટાદિ પદાર્થને વિષય કરનાર ઘણાક શબ્દોનુ ચિંતન, સ્મરણ કે કથન કરે નહિ; કારણ કે ઘણાક શબ્દોનુ કથન કરવું એ કેવળ વાણીને થાકરૂપ છે. (અર્થાત્ અન્ય-અનાત્મગોચર શબ્દોના સ્મરણોમા મનને શ્રમ થાય છે, તેમ તેવા બહુ શબ્દોના કથનમાં વાણીને શ્રમ થાય છે; માટે તેવો વ્યર્થ શ્રમ ન કરવો.)

એવી રીતે એકાગ્રતાપ્રતિપાદક શ્રુતિ કહીને હવે તે જ અર્થને પરિપોષણ કરનાર સ્મૃતિ ભગવદ્ગીતા અ ૯, શ્લોક ૨૨નુ વાક્ય અક્ષરશ ભણી દેખાડે છે:

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥१०८

જે પુરુષો અનન્ય એટલે 'अहं ब्रह्माऽस्मि। હું બ્રહ્મ છુ' એવા જ્ઞાને કરી મારાથી અભિન્ન હોઈને મારું જ સ્વાત્મભાવથી ચિંતન કરતા સદાકાળ ઉપાસના કર્યા કરે છે; અર્થાત્ હુંરૂપ થઈને જ વર્તે છે, તે નિત્ય અભિયુક્ત નિરંતર મારે વિષે જ ચિત્તવાળા પુરુષોના યોગક્ષેમ-એટલે અપ્રાપ્તની પ્રાપ્તિ તે યોગ અને પ્રાપ્તનું રક્ષણ કરવું તે ક્ષેમ; એ બન્ને હું નભાવું છુ. કેમકે તેઓ મારું તાદાત્મ્યભાવથી અનુસંધાન કરે છે, તેથી મારે તેરૂપ થઈ તેનું યોગક્ષેમ સંપાદન કરવું પડે છે.

ઉદાહરણ તરીકે કહેલી શ્રુતિ તથા સ્મૃતિનું તાત્પર્ય કહી દેખાડે છે.

इति श्रुतिस्मृती नित्यमात्मन्येकाग्रतां धियः ।
विधत्तो विपरीताया भावनायाः क्षयाय हि ॥१०९

એ ઉપર કહેલી શ્રુતિ તથા સ્મૃતિ વિપરીત ભાવનાની નિવૃત્તિને અર્થે આત્માને વિષે સદા બુદ્ધિની એકાગ્રતાનું વિધાન કરે છે.

દેહાદિકને વિષે આત્મતાબુદ્ધિ, તેમ જ જગતને વિષે સત્યતાબુદ્ધિ, એ બન્ને વિપરીત ભાવના કેમ કહેવાય? એવી આશકા કરી ઉભય પ્રકારની બુદ્ધિનું વિપરીતભાવપણું દર્શાવવા પ્રથમત વિપરીતભાવનાનું લક્ષણ કહી, પૂર્વોક્ત બુદ્ધિઓમા તે લક્ષણનો સમન્વય કરી તેનું વિપરીતભાવનાપણું સિદ્ધ કરી દેખાડે છે:

यद्यथा वर्तते तस्य तत्त्वं हित्वाऽन्यथात्वधीः ।
विपरीता भावना स्यात्पित्रादावरिधीर्यथा ॥११०

જે વસ્તુનુ જે તત્ત્વ હોય છે, તેને છોડીને તેનું બીજું જ તત્ત્વ માની લેવું-જાણવું, તેનું નામ વિપરીત ભાવના છે, જેમ પિતા વગેરેને દુશ્મન જાણવા, રજ્જુને સર્પ માનવો, વગેરે.

ઉપર ૧૧૦મા શ્લોકમાં કહેલા વિપરીત ભાવનાના લક્ષણનો પ્રકૃત દેહાત્મબુદ્ધિ વગેરેમાં સમન્વય કરી દેખાડે છે:

आत्मा देहादिभिन्नोऽयं मिथ्या चेदं जगत् तयोः ।
देहाद्यात्मत्वसत्यत्वधीर्विपर्ययभावना ॥१११॥

આ આત્મા વસ્તુતઃ દેહાદિકથી ભિન્ન છે, અને આ જગત મિથ્યા છે એમ છતાં તે આત્મા તથા જગત બન્નેને વિષે ક્રમપૂર્વક દેહાદિરૂપતા બુદ્ધિ તથા સત્યત્વબુદ્ધિ થાય છે; અર્થાત્ આત્માને વિષે દેહાદિરૂપતાની બુદ્ધિ થાય છે તથા જગતને વિષે સત્યત્વબુદ્ધિ થાય છે, તે જ વિપરીત ભાવના છે.

પ્રથમ આ જ પ્રકરણના ૧૦૪મા શ્લોકમાં કહ્યું કે, વિપરીત ભાવના ચિત્તની એકાગ્રતાથી નિવૃત્ત થાય છે. એ જ અર્થને વિશેષ રૂપથી સ્પષ્ટ કહી દેખાડે છે:

तत्त्वभावनया नश्येत्साऽतो देहातिरिक्तताम् ।
आत्मनो भावयेत्तद्वन्मिथ्यात्वं जगतोऽनिशम् ॥

તે પૂર્વોક્ત દેહાદિકને વિષે આત્મતાબુદ્ધિરૂપ તથા જગત વિષે સત્યતાબુદ્ધિરૂપ વિપરીત ભાવના તત્ત્વની ભાવના વડે કરીને નાશ પામે છે; માટે આત્માની દેહાદિકથી ભિન્નતા તથા જગતનું મિથ્યાત્વ નિરંતર ભાવન કરવું. (અર્થાત્ આત્મા દેહાદિકથી ભિન્ન છે, તેમ જ દેહાદિકરૂપ સર્વ જગત મિથ્યા છે, એવા પ્રકારે મુમુક્ષુએ નિરંતર ધ્યાન કર્યાં કરવું, તેથી વિપરીત ભાવનાનો નાશ થાય છે.)

આત્માની દેહાદિકથી ભિન્નતા તથા જગતના મિથ્યાપણાની ભાવના કરવી એમ જે કહ્યુ તેમાં જપાદિકની પેઠે કંઈ નિયમની અપેક્ષા છે કે કેમ? એવી વાદી આશંકા કરે છે, તેના ઉત્તરમા સિદ્ધાંતી જણાવે છે કે, તત્ત્વભાવનારૂપ નિદિધ્યાસન દૃષ્ટ ફળ (પ્રત્યક્ષ ફળવાળુ) હોવાથી, તેમા કોઈ પણ પ્રકારના નિયમની જરૂર નથી, એમ ઉત્તર શ્લોકથી દૃષ્ટાંત સહિત કહી દેખાડે છે:

**किं मंत्रजपवन्मूर्तिध्यानवद्वाऽऽत्मभेदधीः ।**
**जगन्मिथ्यात्वधीश्चात्र व्यावर्त्या स्यादुतान्यथा ॥**

અહીં આત્માની ભેદબુદ્ધિ તથા જગતના મિથ્યાત્વની બુદ્ધિ શું મંત્રજપની પેઠે અથવા મૂર્તિધ્યાનની પેઠે કરવા યોગ્ય છે? અથવા કોઈ બીજા જ પ્રકારથી કરવા યોગ્ય છે? (અર્થાત્ આત્માને દેહાદિક અનાત્મ વસ્તુથી ભિન્ન (વ્યતિરિક્ત) જાણવો અને જગતના મિથ્યાપણાનું અનુસંધાન કરવું; એમ પૂર્વ શ્લોકમાં જે કહ્યું તે શું મંત્રજપવત્ વા કોઈ દેવતાના ધ્યાનની પેઠે અમુક નિયમોથી જ અનુષ્ઠાન કરવું જોઈએ એમ છે કે લૌકિક વ્યવહારની માફક નિયમ વિના જ કરી શકાય તેમ છે? એવો વાદી પ્રશ્ન કરે છે.)

**अन्यथेति विजानीहि दृष्टार्थत्वेन भुक्तिवत् ।**
**बुभुक्षुर्जपवद्भुंक्ते न कश्चिन्नियतः क्वचित् ॥११४**

૧૧૨મા શ્લોકમાં કહેલી તત્ત્વભાવના કોઈ બીજા જ પ્રકારની એટલે નિયમાદિકની જરૂર વિના જ કરી શકાય તેમ છે; કારણ કે એ ભાવના દૃષ્ટાર્થ (પ્રત્યક્ષ ફળવાળી) છે તેથી ભોજનની પેઠે જેમ કોઈ ભોજન કરવાને ઇચ્છતો પુરુષ ક્ષુધાની નિવૃત્તિને વાસ્તે ભોજન કરે છે, કંઈ જપ કરવાની પેઠે નિયમે કરી ભોજન કરતો નથી. (અર્થાત્ જે પ્રકારે ક્ષુધાની શાંતિ થાય તેવે પ્રકારે ભોજન કરે છે. એમાં કંઈ નિયમની અપેક્ષા છે નહિ.)

ઉપર કહેલુ ભોજનદૃષ્ટાંત વિસ્તારથી વર્ણવી બતાવે છે.

**अश्नाति वा न वाऽश्नाति भुंक्ते वा स्वेच्छयाऽन्यथा ।**
**येन केन प्रकारेण क्षुधामपनिनीषति ॥ ११५ ॥**

ક્ષુધાવાન પુરુષ ભોજન કરે છે વા નથી કરતો, અથવા તો કોઈ પ્રકારાંતરથી પોતાની ઇચ્છા પ્રમાણે ભોજન કરે છે. જે તે પ્રકારે ક્ષુધાની નિવૃત્તિ[૨૪] કરવા ઇચ્છે છે.

૨૪ ક્ષુધાથી પીડાતો પુરુષ કોઈ સમયે અન્ન હોય તો ભોજન કરે છે, વખતે અન્ન ન હોય તો ક્ષુધાની પીડાને વિસારે પાડવા ઇતર ક્રીડા આદિક ચેષ્ટા કરીને ભોજન કર્યાં વગર જ કાળ વિતાવે છે અથવા તો બેઠો બેઠો, ચાલતો ચાલતો, સૂતો સૂતો પોતાની મરજી માફક ભોજન કરે છે. મતલબ કે કોઈ પણ પ્રકારે ક્ષુધાની પીડાની નિવૃત્તિ કરવા ચાહે છે. અહીં એવો ગૂઢ અભિપ્રાય છે કે, ક્ષુધાથી થતી પીડાની નિવૃત્તિરૂપ અનુભવસિદ્ધ દૃષ્ટ ફળને વાસ્તે ભોજન જ કરવુ યોગ્ય છે, તે બાબતમાં કશા નિયમની અપેક્ષા નથી શ્રુતિસ્મૃતિમાં કહેલા નિયમો તો પરલોકના હેતુ છે, કંઈ ક્ષુધાજન્ય દુ:ખ–નિવૃત્તિના હેતુ નથી.

હવે જપ આદિક વિધિમાં ભોજનથી વિલક્ષણતા દેખાડે છે:

**नियमेन जपं कुर्यादकृतौ प्रत्यवायतः ।**
**अन्यथाकरणेऽनर्थः स्वरवर्णविपर्ययात् ॥ ११६ ॥**

જપ કરવો તે નિયમે કરીને કરવો જોઈએ; કારણ કે જો તે પ્રમાણે ન કરે, તો પ્રત્યવાય(પાપ)ની ઉત્પત્તિ થાય છે, કેમકે કદી અન્યથા કરે એટલે દર્શાવેલા નિયમપ્રકારાદિકથી ઊલટી રીતે કરે, તો સ્વર તથા વર્ણના વિપર્યયથી ઊલટાનો અનર્થ થઈ પડે છે.

ક્ષુધાથી થતી બાધા પ્રત્યક્ષ રીતે દુ:ખહેતુ છે, તેથી તેની નિવૃત્તિને માટે તો નિયમ વિના પણ જમવું જ જોઈએ; પણ આ વિપરીતભાવના તો કંઈ તેવી નથી તેથી તેનું નિવર્તક જે ધ્યાન કહ્યું તે અદૃષ્ટ ફળવાળું હોવાથી તેને માટે કંઈ નિયમપુરસ્સર અનુષ્ઠાનની જરૂર હશે; એવી આશંકા થાય તેના નિવારણ અર્થે કહે છે:

**क्षुधेव दृष्टबाधाकृद्विपरीता च भावना ।**
**जेया केनाप्युपायेन नास्त्यत्रानुष्ठितेः क्रमः ॥११७**

ક્ષુધાની પેઠે વિપરીત ભાવના પણ દૃષ્ટબાધા (પ્રત્યક્ષ દુઃખની કરનારી) છે, તે કોઈ પણ ઉપાયે કરી જીતવા યોગ્ય છે, એનો જય કરવામાં કંઈ અનુષ્ઠાનનો ક્રમ નથી. (અર્થાત્ વિપરીત ભાવના દુઃખની હેતુભૂત છે એ તો અનુભવસિદ્ધ છે, તેથી તેનુ નિવર્તક ધ્યાન દૃષ્ટદુઃખની નિવૃત્તિરૂપ દૃષ્ટ ફળવાળું હોવાથી નિયમ વિના જ અનુષ્ઠાન કરવા યોગ્ય છે, એમા કંઈ અનુષ્ઠાન ક્રમની અપેક્ષા નથી.)

ત્યારે તે વિપરીતભાવનાનો નિવર્તક ઉપાય કયો ? ત્યા કહે છે કે.

**उपायः पूर्वमेवोक्तस्तच्चिंताकथनादिकः ।**
**एतदेकपरत्वेऽपि निर्बंधो ध्यानवन्न हि ॥११८**

તે ઉપાય આ જ પ્રકરણના ૧૦૬મા શ્લોકમાં 'તે બ્રહ્મનું ચિંતન કરવું, તેનુ જ કથન કરવુ' ઈત્યાદિક પૂર્વે કહેવાઈ ગયું. તેમાં જે એતદેકપરત્વ (એ એક બ્રહ્મને વિષે જ પરાયણ થવું) એમ કહ્યું છે તેમાં પણ ધ્યાનની પેઠે કશો નિર્બંધ નિયમ નથી. (અર્થાત્ જેમ ધ્યાન કરવામાં તો 'પૂર્વાભિમુખે બેસવુ, અમુક પ્રકારે આસન વાળવું,' ઈત્યાદિ નિયમો હોય છે, તેમ આ બ્રહ્મકપરતામા કોઈ પણ પ્રકારનો નિર્બંધ છે જ નહિ.)

ધ્યાન તો કેવળ ધ્યેય(ધ્યાનના વિષય)નુ ચિંતનરૂપ હોવાથી તેને વિષે કેવો નિર્બંધ હોય ? એવી આશંકા કરી પહેલા ધ્યાનનું સ્વરૂપ કહે છે.

**मूर्तिप्रत्ययसांतत्यमन्यानंतरितं धियः ।**
**ध्यानं तत्रातिनिर्बंधो मनसश्चंचलात्मनः ॥११९**

બુદ્ધિનું મૂર્તિગોચર જે પ્રત્યય (વૃત્તિ) તેનુ અન્યવૃત્તિના અંતરાયરહિત એવુ જે સતતપણુ (અવિચ્છિન્નપણું) તેને ધ્યાન કહે છે. તેને વિષે ચંચળ સ્વભાવવાળા મનનો અતિશય નિર્બંધ હોય છે (અર્થાત્ જેમ સદા ભ્રમણસ્વભાવવાળા હાથી, ઘોડા વગેરેનો એક ઠેકાણે સ્તંભાદિકમા બંધન કરવાથી નિરોધ થાય છે, તેમ ધ્યાન વિષે ચંચળ સ્વભાવવાળા મનનો પણ નિરોધ થાય છે.

મનની ચંચળતામા ગીતાના છઠ્ઠા અધ્યાયના ૩૪મા શ્લોકરૂપ વાક્યનું પ્રમાણ કહી તેનુ ચંચલત્વ સિદ્ધ કરે છે

**चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।**
**तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥१२०**

હે કૃષ્ણ ! જેથી મન ચંચળ, પ્રમાથિ એટલે પુરુષને વ્યાકુળ કરી નાખે તેવું, વળી બલવત્ (નિગ્રહ ન કરી શકાય તેવું) અને દૃઢ અર્થાત્ સત્–અસત્ ગમે તેવા વિષયમાં આસક્ત થઈ જાય તેથી ઉદ્ધાર કરવાને અશક્ય છે. તેથી તે મનનો નિગ્રહ (નિરોધ) કરવો એ હું વાયુના નિગ્રહની પેઠે સુદુષ્કર (કરવાને ઘણો મુશ્કેલ) માનું છું.

મનની દુઃખે કરી નિગ્રહયોગ્યતા છે, એ બાબતમા યોગવાસિષ્ઠનું વાક્ય પ્રમાણ તરીકે અક્ષરશઃ કહી દર્શાવે છે.

**अप्यब्धिपानान्महतः सुमेरून्मूलनादपि ।**
**अपि वह्न्यशनात्साधो विषमश्चित्तनिग्रहः ॥१२१**

હે સાધો રામ ! સમુદ્રનું પાન કરવા કરતાં સુમેરુ પર્વતને મૂળથી ઉખેડી નાખવા કરતા તથા અગ્નિનુ ભક્ષણ કરવા કરતાં પણ ચિત્તનો નિગ્રહ કરવો તે બહુ વસમો છે, અર્થાત્ કષ્ટસાધ્ય છે.

આ વિપરીત ભાવનાના નિવર્તક નિદિધ્યાસન વિષે પૂર્વે ૧૧૯મા શ્લોકમાં નિરૂપિત ધ્યાનના કરતાં વૈલક્ષણ્ય બતાવે છે.

**कथनादौ न निर्बंधः शृंखलाबद्धदेहवत् ।**
**किंत्वनंतेतिहासाद्यैर्विनोदो नाट्यवद्धियः ॥१२२**

પૂર્વે ૧૦૬મા શ્લોકમાં 'તેનુ ચિંતન, તેનું કથન' ઈત્યાદિક જે કહ્યું તે કથનાદિકને વિષે સાંકળથી બાંધેલા દેહની પેઠે કશો નિર્બંધ છે જ નહિ, પણ અનંત ઈતિહાસ આદિકથી ઊલટાનો નાટકની માફક બુદ્ધિને વિનોદ મળે છે; અર્થાત્ ધ્યાનથી આ નિદિધ્યાસન તદ્દન વિલક્ષણ જ છે.

પૂર્વે તદેકપરતા(તે બ્રહ્મને વિષે એકપરાયણતા)રૂપ જે નિદિધ્યાસન કહ્યું, તેમા પણ કથા આદિકથી વિઘાત થાય, એવી આશંકા કરી કહે છે:

**चिदेवात्मा जगन्मिथ्येत्यत्र पर्यवसानतः ।**
**निदिध्यासनविक्षेपो नेतिहासादिभिर्भवेत् ॥१२३**

આત્મા ચેતનમાત્રસ્વરૂપ છે, દેહાદિકરૂપ નથી અને દેહાદિક જે જગત છે તે મિથ્યા છે, એ અર્થ વિષે ઈતિહાસાદિકનું પર્યવસાન (તાત્પર્ય) છે તેથી એ ઈતિહાસાદિકથી નિદિધ્યાસનનો વિક્ષેપ ભંગ થતો નથી.

ઈતિહાસના અંગીકારથી ખેતી વગેરેની પણ પ્રાપ્તિ થશે ત્યા કહે છે:

कृषिवाणिज्यसेवादौ काव्यतर्कादिकेषु च ।
विक्षिप्यते प्रवृत्त्या धीस्तैस्तत्त्वस्मृत्यसंभवात् ॥

ખેતીવાડી, વેપાર, સેવા વગેરેમાં તથા કાવ્ય, તર્ક (ન્યાયશાસ્ત્ર) આદિકમાં પ્રવૃત્તિ થવાથી બુદ્ધિ વિક્ષેપ પામે છે; કેમકે તે કૃષિ આદિક વડે કરીને તત્ત્વની સ્મૃતિનો અસંભવ છે.

જેમ કૃષિ આદિક તત્ત્વસ્મૃતિના વિઘાતક છે, તેથી તે જેમ ત્યાજ્ય ગણ્યા તેમ ભોજનાદિક પણ નિદિધ્યાસનના વિઘાતક છે, તેથી તે પણ ત્યાજ્ય કેમ ન થાય? એવી આશંકા કરી કહે છે:

अनुसंदधतैवात्र भोजनादौ प्रवर्तितुम् ।
शक्यतेऽत्यंतविक्षेपाभावादाशु पुनः स्मृतेः ॥१२५

તત્ત્વનું અનુસંધાન કરનારા પુરુષે તે તત્ત્વાનુસંધાન સાથે જ ભોજનાદિકમા પ્રવૃત્તિ થવાથી અત્યંત વિક્ષેપનો અભાવ છે, અર્થાત્ અત્યંત વિક્ષેપ થતો નથી. કદી થોડાઘણા વિક્ષેપ જેવું જણાય તો તે ભોજનાદિકના ઉત્તરકાળમાં તત્કાળ પાછી સ્મૃતિ થાય છે; એટલે ભોજનાદિક પ્રવૃત્તિનુ તત્ત્વાનુસંધાનમા વિઘાતકપણુ છે જ નહિ.

ભોજનાદિક કાળમાં વિક્ષેપનો તો અભાવ છે, પણ જ્યા સુધી તત્ત્વની વિસ્મૃતિ રહે ત્યા સુધી પુરુષાર્થહાનિ થશે એવી આશંકા કરી કહે છે

तत्त्वविस्मृतिमात्रान्नानर्थः किंतु विपर्ययात् ।
विपर्येतुं न कालोऽस्ति झटिति स्मरतः क्वचित् ॥

માત્ર તત્ત્વની વિસ્મૃતિ થઈ તેટલાથી કંઈ અનર્થ થતો નથી, પણ વિપર્યય હોવાથી થાય છે. (અર્થાત્ ચિદાત્માની દેહાદિકથી ભિન્નતા તથા જગતનું મિથ્યાત્વ એ બેની વિસ્મૃતિ થઈ તેટલાથી કંઈ અનર્થ—પુરુષાર્થહાનિ નથી, પણ વિપરીતજ્ઞાન થાય તો તેથી પુરુષાર્થહાનિ થાય છે.) પણ અહીં ભોજનાદિ કાળમાં તો ઝટ તે જ ક્ષણે સ્મરણ કરનાર મુમુક્ષુને વિપર્યય થવાનો કયાય પણ અવકાશ રહેતો નથી.

જેમ ભોજનાદિકમા પ્રવૃત્ત થયેલા પુરુષને તત્ત્વસ્મરણ રહે છે, તેમ ન્યાયશાસ્ત્રાદિકનો અભ્યાસ કરનારને પણ તત્ત્વસ્મરણ કેમ ન રહે? ત્યાં કહે છે

तत्त्वस्मृतेरवसरो नास्त्यन्याभ्यासशालिनः ।
प्रत्युताभ्यासघातित्वाद्बलात्तत्त्वमुपेक्ष्यते ॥१२७

અન્ય ન્યાય આદિક શાસ્ત્રના અભ્યાસ કરવાવાળા પુરુષને તત્ત્વસ્મૃતિનો અવસર જ નથી રહેતો; એટલુ જ નહિ પણ ઊલટાનો કાવ્યતર્ક આદિકનો (અભ્યાસ) તત્ત્વાભ્યાસનો વિઘાતી વિરોધી હોવાથી પરાણે તત્ત્વની ઉપેક્ષા થઈ જાય છે.

કાવ્યતર્કાદિકનો અભ્યાસ આત્મા—અનુસંધાનનો વિરોધી હોવાથી તે ત્યાજ્ય છે, એ વિષયમા પ્રમાણભૂત શ્રુતિને અર્થથી કહી દેખાડે છે:

तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुंचथ ।
इति श्रुतं तथाऽन्यत्र वाचो विग्लापनं त्विति ॥१२८

'તેને જ એકને જાણો; અન્ય વાણીને છોડી[૨૫] દ્યો.' એમ શ્રુતિ વિષે કહેલુ છે, તેમ જ અન્યત્ર બીજી શ્રુતિમા પણ કહ્યું છે કે 'તે તો વાણીનુ વિગ્લાપન[૨૬] છે.' અર્થાત્ કાવ્યતર્કાદિકનુ પરિશીલન તો વાણીને થકવવાનું જ છે. એમ આ જ પ્રકરણના ૧૦૭મા શ્લોકમા પ્રથમ પણ કહેવાઈ ગયુ છે.

૨૫. 'तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथ अमृतस्यैष सेतुः। (મુ ૨-૨-૫) તે જ એક આત્માને જાણો, અન્ય વાણીને છોડી દ્યો એ આત્મા અમૃત—જન્મમરણાદિકના અભાવવાળા—મોક્ષનો સેતુ—પુલરૂપ છે.'

૨૬. 'नानुध्यायाद्बहून् शब्दान् वाचो विग्लापनं हि तत्। (બૃ ૪-૪-૨૧) ઘણાક શબ્દોનું ધ્યાન કરવુ નહિ. અર્થાત્ કાવ્યતર્કાદિક વિશેષ ગ્રંથોનું ચિંતન કરવું નહિ; કારણ કે એમ કરવુ એ વાણીનુ વિગ્લાપન છે.' એટલે કે એવા ગ્રંથો વાંચવાથી વાણી થાકી જાય છે અને પછી આવશ્યક આત્મવિચારમા પણ મંદાદર થઈ જાય છે. માટે તેવા તર્કાદિક ગ્રંથોનુ પરિશીલન આત્મવિચારનુ ઉપયોગી નહિ હોવાથી ત્યાજ્ય છે.

તત્ત્વાનુસંધાનથી અતિરિક્ત આહાર આદિકનો તત્ત્વાનુસંધાનકાળમાં ત્યાગ નથી કરાતો, તેમ ઇતર શાસ્ત્રનો અભ્યાસ પણ કરાય તો શું હરકત છે? આવા આગ્રહવાળા વાદીને દુરાગ્રહ છોડાવવા માટે કહે છે:

आहारादि त्यजन्नैव जीवेच्छास्त्रान्तरं त्यजन् ।
किं न जीवसि येनैवं करोष्यत्र दुराग्रहम् ॥१२९॥

આહાર આદિકનો ત્યાગ કરનાર પુરુષ જીવે નહિ તેમ અન્યશાસ્ત્ર(તર્કાદિક)નો ત્યાગ કરતાં શું તું નહિ જીવી શકે? કે જેથી આ (ન્યાય આદિક) અન્ય શાસ્ત્રમાં દુરાગ્રહ કરે છે.

જ્યારે એમ જ છે કે તત્ત્વવિદ્યા પ્રાપ્ત થયા પછી ઇતર શાસ્ત્રાદિકનો પણ ત્યાગ કરવો ઉચિત છે, તો પછી જનકાદિ તત્ત્વવેત્તાઓ થયા તોપણ તેઓ રાજ્યપરિપાલનમા પ્રવૃત્તિ કેમ રાખ્યા કરતા? એવી રીતે વાદી મૂળ ગ્રથમા જ શકા કરે છે અને તેના પરિહારમા સિદ્ધાતી હેતુ દર્શાવી સોપહાસ વચનથી અનુજ્ઞા આપે છે:

**जनकादेः कथं राज्यमिति चेद्दृढबोधतः ।**
**तथा तवापि चेत्तर्कं पठ यद्वा कृषिं कुरु ॥ १३० ॥**

જનકાદિકે રાજ્ય કેમ કર્યું? અર્થાત્ જનકાદિક પરમજ્ઞાની થયા છતાં તેઓએ રાજ્યપરિપાલનાદિકમાં કેમ પ્રવૃત્તિ રાખી? એમ જો શંકા થતી હોય તો તેનો ઉત્તર એટલો જ કે તેઓને દૃઢ બોધ થયો હતો; અર્થાત્ જેને દૃઢ અપરોક્ષ જ્ઞાન થયુ, તેઓને પછી પ્રવૃત્તિ બાધક થતી નથી અને તને પણ જો તેવો બોધ થઈ ચૂકયો હોય, તો ભલે સુખેથી તર્ક આદિક શાસ્ત્રો ભણ્યા કર અથવા મરજીમાં આવે તો ખેડ કર! એથી કરી બોધને પછી કંઈ હરકત નથી.

તત્ત્વવેત્તા પુરુષો સસારની અસારતા જાણીને પણ તેમા પાછી કેમ પ્રવૃત્તિ કરશે? એવી આશંકા કરીને પ્રારબ્ધકર્મના ભોગે કરીને જ ક્ષય થાય માટે તત્ત્વવેત્તાઓની પણ પ્રવૃત્તિ થવી જરૂરની છે એમ કહે છે:

**मिथ्यात्ववासनादार्ढ्ये प्रारब्धक्षयकांक्षया ।**
**अक्लिश्यंतः प्रवर्तंते स्वस्वकर्मानुसारतः ॥ १३१ ॥**

સસારના મિથ્યાપણાની વાસના દૃઢ થઈ ચૂકી હોય છતા પણ પ્રારબ્ધકર્મનો ક્ષય કરવાની આકાંક્ષાથી સર્વથા કલેશને નહિ પામતા એવા તત્ત્વવેત્તાઓ પોતપોતાનાં કર્મ અનુસાર પ્રવૃત્તિ કરી રહ્યા છે.

ત્યારે વિદ્વાનોની અનાચારમા પણ પ્રવૃત્તિ થશે, એવી આશકા કરી કહે છે

**अतिप्रसंगो मा शंक्यः स्वकर्मवशवर्तिनाम् ।**
**अस्तु वा केन शक्येत कर्म वारयितुं वद ॥१३२**

પોતપોતાનાં કર્મને વશ વર્તનારા જ્ઞાનીને અતિપ્રસગ આવશે, એવી શકા કરો નહિ; કેમકે જ્ઞાનીને પણ પ્રારબ્ધને લીધે જ અતિપ્રસંગ આવે છે, અથવા જ્ઞાનીને અતિપ્રસંગ આવે તો ભલે આવો, આ જગતમાં કોણ પુરુષ તીવ્ર પ્રારબ્ધરૂપ કર્મને વારણ કરી શકે? કહો, અર્થાત્ પ્રારબ્ધકર્મનું વારણ કરવા કોઈ પણ સમર્થ નથી.

જ્યારે જ્ઞાની તથા અજ્ઞાનીને પ્રારબ્ધકર્મ તો અવશ્ય ભોગવવાનું સમાન જ છે, તો પછી તેઓનું વૈલક્ષણ્ય કેમ સિદ્ધ થશે? એટલે અજ્ઞાની કરતા જ્ઞાનીની વિશિષ્ટતા શી? એવી શંકા દરી કહે છે:

**ज्ञानिनोऽज्ञानिनश्चात्र समे प्रारब्धकर्मणी ।**
**न क्लेशो ज्ञानिनो धैर्यान्मूढः क्लिश्यत्यधैर्यतः ॥१३३**

જો કે જ્ઞાની તથા અજ્ઞાનીને પ્રારબ્ધકર્મ તો સમાન જ હોય છે, તથાપિ જ્ઞાનીને ધૈર્યને લીધે કલેશ થતો નથી અને અજ્ઞાનીમાં ધૈર્ય હોતું નથી તેથી તે કલેશ પામે છે.

ઉપર કહેલા અર્થને હૃદયગમ થવા માટે દૃષ્ટાંત કહે છે:

**मार्गे गंत्रोर्द्वयोः श्रांतौ समायामप्यदूरताम् ।**
**जानन्धैर्याद्द्रुतं गच्छेदन्यस्तिष्ठति दीनधीः ॥१३४**

માર્ગમાં ગમન કરતા બે પુરુષોને જો કે શ્રમ (થાક) તો બન્નેને સરખો લાગેલો હોય છે, તોપણ એક પુરુષ પહોંચવાના સ્થળને નજદીક જાણતો હોય, તે ધૈર્યથી ઉતાવળો ચાલે છે અને બીજો અજ્ઞાની જવાના સ્થળને નજદીક જાણતો નથી, તે પુરુષ દીનબુદ્ધિવાળો થઈ તે જ ઠેકાણે બેસી જાય છે.

એ પ્રકારે 'किमिच्छन्' એ શ્રુતિના પૂર્વાર્ધના અપરોક્ષ જ્ઞાનરૂપ અર્થને પુન: કહી બતાવી તેનું શોકનિવૃત્તિરૂપ જે ફળ તેને દર્શાવનારું શ્રુતિનો ઉતરાર્ધ કહી બતાવે છે:

**साक्षात्कृतात्मधीः सम्यगविपर्ययबाधितः ।**
**किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥१३५**

સમયક્ પ્રકારે સાક્ષાત્ (અપરોક્ષ) કરેલ છે આત્મા જેણે એવી બુદ્ધિવાળો, અને દેહાદિકને વિષે આત્મભાવની બુદ્ધિરૂપ જે વિપર્યય તેણે કરી અબાધિત એવો જ્ઞાની પુરુષ કયા ભોગ્યપદાર્થને ઇચ્છતો કયા ભોક્તાના કામ(ભોગ)ને અર્થે શરીરની પાછળ સંતાપ પામે?

### 'किमिच्छन्' એ શ્રુતિપદનો અર્થ ભોગ્યપદાર્થોમાં દોષદૃષ્ટિપૂર્વક ભોગની ઇચ્છાનો અભાવ

'किमिच्छन्' એ શ્રુતિના ઉત્તરાર્ધનો અર્થ કહી બતાવે છે:

**जगन्मिथ्यात्वधीभावादाक्षिप्तौ काम्यकामुकौ ।**
**तयोरभावे संतापः शाम्येन्निःस्नेहदीपवत् ॥१३६**

જગતને વિષે મિથ્યાત્વ બુદ્ધિ થવાથી કામ્ય (કામનાનો વિષય) અને કામુક (કામનાવાળો ભોક્તા) એ બન્નેનો જ્યારે આક્ષેપ (નિરાસ) થઈ જાય, ત્યારે એ કામ્ય અને કામુકના અભાવ થવાથી, નિમિત્તના અભાવથી કાર્ય જેમ નિવૃત્ત થઈ જાય, તેમ તેલરહિત દીપકની પેઠે સંતાપ સ્વયં નિવૃત્ત થઈ જાય.

કામનાના વિષયભૂત ભોગ્યવસ્તુના અભાવથી કામના-(ઇચ્છા)ના અભાવમા દૃષ્ટાંત કહે છે.

**गंधर्वपत्तने किंचिन्नैंद्रजालिकनिर्मितम् ।**
**जानन्कामयते किंतु जिहासति हसन्निदम् ॥१३७**

કોઈ ઈંદ્રજાલિકના બનાવેલા ગંધર્વનગરને વિષે 'આ બધું ઇંદ્રજાલનિર્મિત છે' એમ જાણનારો પુરુષ કંઈ પણ વસ્તુની કામના (ઇચ્છા) કરતો નથી, પણ 'આ બધું મિથ્યા છે' એમ જાણીને મનમાં હસતો ઊલટો તેનો ત્યાગ કરવાની ઇચ્છા કરે છે.

દૃષ્ટાંતમા કહેલા અર્થને સિદ્ધાંતમા જોડી દેખાડે છે.

**आपातरमणीयेषु भोगेष्वेवं विचारवान् ।**
**नानुरज्यति किंत्वेतान्दोषदृष्ट्या जिहासति ॥१३८**

ઉપરથી પ્રતીતિમાત્રથી જ રમ્ય જણાતા ભોગને વિષે વિચારવાન પુરુષ અનુરાગ પામતો નથી (આસક્ત થતો નથી); પણ મનમા એ ભોગ્યપદાર્થના આપાતતઃ રમણીયપણાનું અનુસંધાન રાખી ત્યાગ કરવાને ઇચ્છે છે.

એ વિષયોના દોષો કયા? એવી આશંકા થાય ત્યાં કહી બતાવે છે.

**अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने ।**
**नाशे दुःखं व्यये दुःखं धिगर्थान्क्लेशकारिणः ॥१३९**

અર્થ (ભોગ્યપદાર્થ–વિષયો)નું અર્જન (સંપાદન) કરવામાં ક્લેશ છે તેમ જ મેળવેલા અર્થનું પરિપાલન કરવામાં પણ ક્લેશ છે. વળી તે અર્થનો નાશ થાય તો તેમાં પણ દુઃખ અને તેના વ્યયમાં એટલે ખર્ચમાં પણ દુઃખ થાય છે; તેથી તે ક્લેશકારી અર્થને ધિક્કાર છે.

એવી રીતે વિષયો દુઃખના હેતુ છે, એમ કહીને હવે તે વિષયોનું અશોભનપણું બે શ્લોક વડે કહી દેખાડે છે:

**मांसपांचालिकायास्तु यंत्रलोलेंऽगपंजरे ।**
**स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम्**

સ્નાયુ (નાડી), હાડકાં અને માંસની ગ્રંથિઓથી યુક્ત માંસની પૂતળીરૂપ સ્ત્રીના, યંત્ર જેવા ચંચળ અંગપંજરને વિષે શું સુંદરતા છે? (અર્થાત્ વિષયી પુરુષરૂપ પક્ષીના નિવાસસ્થાનરૂપ પંજરસદૃશ સ્ત્રીના અંગમાં માંસ આદિક જે પદાર્થ કહ્યા તે સર્વે અશોભન છે.)

**एवमादिषु शास्त्रेषु दोषाः सम्यक् प्रपंचिताः ।**
**विमृशन्ननिशं तानि कथं दुःखेषु मज्जति ॥१४१**

એ આદિ લઈને શાસ્ત્રોને વિષે વિષયોના દોષ સમ્યક્ પ્રકારે વર્ણવેલા છે. તે શાસ્ત્રોનો નિરંતર વિચાર કરનાર પુરુષ દુઃખમાં કેમ નિમગ્ન થાય? (અર્થાત્ શાસ્ત્રપરિશીલન કરનારો દોષમાં સર્વથા મગ્ન થાય નહિ.)

વિષયમા દોષદર્શન થયા પછી ભોગની ઇચ્છાનો અભાવ થઈ જાય છે, એ વિષયમાં યુક્તિ સહિત દૃષ્ટાંત કહી દેખાડે છે:

**क्षुधया पीड्यमानोऽपि न विषं ह्यत्तुमिच्छति ।**
**मिष्टान्नध्वस्ततृड् जानन्नामूढस्तज्जिघत्सति ॥१४२**

ક્ષુધાથી પીડાતો હોય તોપણ પુરુષ વિષનું ભક્ષણ કરવા ઇચ્છા કરતો નથી. તો પછી મિષ્ટાન્ન ભોજનથી જેની ક્ષુધા નાશ પામી છે અને આ વિષ છે એમ જાણનાર પુરુષ તે ખાવાને કેમ ઇચ્છે? તેમ વિષયોને વિષે દોષદૃષ્ટિ થયા પછી તે વિષયોને ભોગવવાની ઇચ્છા જ્ઞાનીને થતી નથી.

### જ્ઞાનીને પ્રીતિ વિના પ્રારબ્ધભોગ

પ્રારબ્ધકર્મની પ્રબળતાથી જ્ઞાનીને પણ ભોગની ઇચ્છા થયે; એવી આશંકા કરી, ઇચ્છા થાય તોપણ પ્રીતિપૂર્વક જ્ઞાની ભોગવતા નથી એમ કહે છે.

**प्रारब्धकर्मप्राबल्याद् भोगेष्विच्छा भवेद्यदि ।**
**क्लिश्यन्नेव तदाप्येष भुंक्ते विष्टिगृहीतवत् ॥१४३**

જો કદી પ્રારબ્ધકર્મની પ્રબળતાને લીધે જ્ઞાનીને પણ ઇચ્છા થાય; તોપણ તે જ્ઞાની વેઠે પકડેલા પુરુષની પેઠે ક્લેશ પામતો ભોગવે છે. (અર્થાત્ અનાસક્ત રહીને જ ભોગ ભોગવે છે.)

એ જ્ઞાની ક્લેશ પામતો ભોગ ભોગવે છે, એમ શા ઉપરથી જાણ્યું? એવી આશંકા કરી દેહમા [illegible]

છે તે ઉપરથી એમ કહે છે:

**भुंजाना वा अपि बुधाः श्रद्धावंतः कुटुंबिनः ।**
**नाद्यापि कर्म नश्छिन्नमिति क्लिश्यंति संततम् ॥**

ગુરુશાસ્ત્રાદિ ઉપદેશ દ્વારા પ્રાપ્ત જે બ્રહ્મવિચાર તેમાં શ્રદ્ધાવાળા અને કુટુંબી (ગૃહસ્થ) એવા જે જ્ઞાની પુરુષો, તે ભોગને ભોગવતા છતાં પણ 'અદ્યાપિ પર્યંત અમારા કર્મ નાશ પામ્યાં નહિ' એમ મનમાં લાવી લાવીને નિરંતર ચિત્તમાં ક્લેશ પામ્યા કરે છે.

અહીં એવી આશંકા થાય કે, તત્ત્વવેત્તા પુરુષને સંસારનિમિત્તક ક્લેશ થાય, તો પછી તેના તત્ત્વજ્ઞાનની વ્યર્થતા થાય; ત્યા કહે છે:

**नायं क्लेशोऽत्र संसारतापः किंतु विरक्तता ।**
**भ्रांतिज्ञाननिदानो हि तापः सांसारिकः स्मृतः ॥**

'હજુ પણ અમારાં કર્મ નાશ પામ્યાં નહિ!' એવા આકારનો પશ્ચાત્તાપરૂપ જે ક્લેશ કહ્યો તે સંસાર સબંધી તાપ સમજવો નહિ, પણ એ તો સસારને વિષે વિરક્તતા છે; કારણ કે સાંસારિક તાપનું કારણ ભ્રાંતિજ્ઞાન છે, એમ પૂર્વાચાર્યોએ કહેલુ છે અને આ ક્લેશ કાંઈ ભ્રાંતિમૂલક નથી, પણ વિવેકજ્ઞાનરૂપ કારણથી થયેલો છે, તેથી તે સાંસારિક તાપ નહિ, પણ કેવળ વિરક્તતા જ છે.

ઉપરના શ્લોકમા જે ક્લેશ કહ્યો તે વિવેકરૂપ કારણવાળો છે કે અવિવેકરૂપ કારણવાળો છે, એમ શા ઉપરથી નિર્ણય થઈ શકે? ત્યા કહે છે.

**विवेकेन परिक्लिश्यन्नल्पभोगेन तृप्यति ।**
**अन्यथाऽनंतभोगेऽपि नैव तृप्यति कर्हिचित् ॥१४६**

વિવેક હોવા છતા ક્લેશ પામે છે, અર્થાત્ દોષદૃષ્ટિ થયા છતાં ભોગમા ક્લેશ પામતો પુરુષ અલ્પભોગે કરીને તૃપ્તિ પામે છે. અન્યથા એટલે વિવેકજન્ય ક્લેશ ન હોય પણ ભ્રમજન્ય જો ક્લેશ હોય, તો તો અનત ભોગ હોય તોપણ કોઈ પણ કાળે તૃપ્તિ પામતો નથી.

એ વિવેકીની પેઠે અવિવેકીને પણ તૃપ્તિ તો ભોગે કરીને જ થાય છે તો પછી તૃપ્તિનુ કારણ વિવેક જે માન્યો તે અયોગ્ય છે, ખરેખરુ કારણ નથી એવી આશંકા કરી, 'ભોગ એ તૃપ્તિનુ કારણ નથી' એવા અર્થવાળી સ્મૃતિ કહી દેખાડે છે.

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥१४७॥**

કામ (ભોગની અભિલાષા) કંઈ કામ-(વિષયો)ના ઉપભોગે કરી કોઈ પણ કાળે શાંતિ પામતો નથી; પણ ઘૃતથી અગ્નિ જેમ વધે છે, તેમ ફરીને અધિક વૃદ્ધિ પામ્યા કરે છે.

વિવેકપૂર્વક જે ભોગ તે તૃપ્તિનો હેતુ છે, એમ અનુભવસિદ્ધ કહી બતાવે છે:

**परिज्ञायोपभुक्तो हि भोगो भवति तुष्टये ।**
**विज्ञाय सेवितश्चोरो मैत्रीमेति न चोरताम् ॥१४८**

જાણીને ભોગવેલો જે ભોગ તે તૃપ્તિ આપનારો જ નીવડે છે, કેમકે 'આ ભોગ આવો છે અને આટલી મહેનતે સંપાદન થાય છે,' એવા અનુભવપૂર્વક ભોગવેલો ભોગ અવશ્ય મનને સંતોષ આપનાર થાય છે, કારણ કે લોકમાં પણ 'આ ચોર છે' એવી રીતે ઓળખીને જે ચોરની સેવા કરે છે, તેને તે ચોર ચોરરૂપ નહિ, પણ મિત્રરૂપ નીવડે છે,

મન તો કામનામા આસક્તિવાળું છે, તેને અલ્પભોગે કરી કેમ તૃપ્તિ થાય? એ આશંકા કરી, નિદિધ્યાસનથી સ્વાધીન કરેલા મનને તેવી તૃપ્તિ થાય છે; એમ કહે છે.

**मनसो निगृहीतस्य लीलाभोगोऽल्पकोऽपि यः ।**
**तमेवालब्धविस्तारं क्लिष्टत्वाद्बहु मन्यते ॥१४९॥**

નિદિધ્યાસન વડે નિગૃહીત કરેલા મનને અલ્પ એવો પણ જે લીલાભોગ (લીલાનો અનુભવ) થાય છે, તેમાં ક્લેશબુદ્ધિ થયેલી હોય છે; તેથી તે ભોગ જો કે વિસ્તાર વગરનો હોય, તોપણ તે (નિગૃહીત થયેલું મન) બહુ માને છે, અર્થાત્ સ્વલ્પ ભોગમાં પણ તેને તૃપ્તિ થઈ જાય છે.

નિગૃહીત થયેલા મનને સ્વલ્પ ભોગમા તૃપ્તિ થઈ જાય છે, તેમા દૃષ્ટાંત કહે છે

**बद्धमुक्तो महीपालो ग्राममात्रेण तुष्यति ।**
**परैर्न बद्धो नाक्रांतो न राष्ट्रं बहु मन्यते ॥१५०॥**

એક વખતે બંધનનો અનુભવ કરી છૂટેલો રાજા એકાદ ગામડા માત્રથી પણ સંતુષ્ટ થાય છે, પણ તે જ રાજા જ્યાં સુધી શત્રુના હાથથી પકડાઈ બધાયો ન હોય, તેમ જ શત્રુએ તેને

જ્યાં સુધી પરાસ્ત કરી દબાવ્યો ન હોય, ત્યાં સુધી તો શત્રુઓ કદી તેને સામે પોતાનાં રાજ્ય ધરે તો તેને પણ બહુ માનતો નથી, અર્થાત્ બંધના અનુભવને અંતે મુક્તતાનુ સુખ મળ્યા પછી સ્વલ્પ ભોગ પણ તૃપ્તિમા હેતુ થાય છે.

### ઇચ્છા. અનિચ્છા અને પરેચ્છા એ ત્રિવિધ પ્રારબ્ધ કર્મનું વર્ણન

આ જ પ્રકરણના ૧૪૩મા શ્લોકમા 'પ્રારબ્ધ કર્મની પ્રબળતાથી ભોગની ઇચ્છા થાય છે' ત્યાં એમ કહ્યુ કે, કર્મવશાત્ ઇચ્છા ઉત્પન્ન થાય છે, તો ઇચ્છાનો વિઘાત કરનારું વિવેકજ્ઞાન ઉત્પન્ન થયા પછી તેની ઇચ્છાની ઉત્પત્તિનો અસંભવ છે, એટલે તેની ઇચ્છા કેમ થાય? એવી શંકા કરે છે:

**विवेके जाग्रति सति दोषदर्शनलक्षणे ।**
**कथमारब्धकर्मापि भोगेच्छां जनयिष्यति ॥१५१**

દોષદર્શનરૂપ વિવેક જાગ્રત છે, તો પછી પ્રારબ્ધ કર્મ પણ ભોગની ઇચ્છાને કેમ ઉત્પન્ન કરી શકશે?

દોષદષ્ટિ લક્ષણ વિવેક થયા છતા પણ પ્રારબ્ધકર્મના અનેક પ્રકારને લીધે તેની ભોગેચ્છા સંભવી શકે છે; એમ સિદ્ધાંતી કહે છે:

**नैष दोषो यतोऽनेकविधं प्रारब्धमीक्ष्यते ।**
**इच्छाऽनिच्छा परेच्छा च प्रारब्धं त्रिविधं स्मृतम् ॥**

ઉપરના શ્લોકમાં ભોગેચ્છાની ઉત્પત્તિના અસંભવનો જે દોષ કહ્યો તે દોષ નથી; કારણ કે પ્રારબ્ધકર્મ નાના પ્રકારનુ છે. ઇચ્છા–ઇચ્છાનુ જનક, અનિચ્છા–અનિચ્છાથી ભોગપ્રદ અને પરેચ્છા–પરની ઇચ્છાથી ભોગ દેનારું; એમ પ્રારબ્ધ ત્રિવિધ છે.

કથનક્રમાનુસાર પ્રથમ ઇચ્છાપ્રારબ્ધ વર્ણવી દેખાડે છે:

**अपथ्यसेविनश्चोरा राजदाररता अपि ।**
**जानंत इव स्वानर्थमिच्छंत्यारब्धकर्मतः ॥१५२॥**

અપથ્યસેવી (અમુક પદાર્થ મને વસમો લાગશે એમ જાણતા છતા પણ તેનુ સેવન કરનાર પુરુષો); ચોર (આ કામ જાહેર થતાં બંધન આદિક આપત્તિ અવશ્ય આવશે એમ જાણતા છતાં પણ ચોરી કરનારા), અને જાહેર થશે તો દેહાંત દંડ થશે એમ નિશ્ચિત જાણતા છતાં પણ રાજદારા વિષે આસક્ત થનાર પુરુષો ઉઘાડી રીતે પોતાના ઉપર આવી પડનારા અનર્થને જાણે છે, તથાપિ પ્રારબ્ધકર્મને લીધે કુપથ્ય, ચોરી, ચારી આદિકની ઇચ્છા કરે છે.

ઉપરના શ્લોકમા કહ્યું કે કુપથ્ય સેવનાદિકની ઇચ્છા થવી એ પ્રારબ્ધકર્મનું ફળ છે, પણ તે કેમ જાણી શકાય? એવી આશંકા કરી, નિવારણ કરી શકાતું નથી તેથી એમ જણાય છે કે તે પ્રારબ્ધકર્મનું જ ફળ છે, એવા અભિપ્રાયથી સમાધાન આપે છે

**न चात्रैतद्वारयितुमीश्वरेणापि शक्यते ।**
**यत ईश्वर एवाह गीतायामर्जुनं प्रति ॥१५४॥**

અહીં એ પ્રારબ્ધકર્મજન્ય જે ભોગેચ્છા છે, તે ઈશ્વરથી પણ વારી શકાતી નથી; કારણ કે ઈશ્વરે (શ્રીકૃષ્ણ ભગવાને) પોતે જ ગીતામાં અર્જુન પ્રતિ એ પ્રમાણે કહેલુ છે.

ગીતાના ત્રીજા અધ્યાયનો ૩૩મો શ્લોક આ સ્થળે ટાંકી દર્શાવે છે·

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥**

જ્ઞાનવાન પુરુષ પણ પોતાની પ્રકૃતિ અનુસાર ચેષ્ટા કરે છે; એટલે ભૂતમાત્ર પોતપોતાની પ્રકૃતિ જાણી દોરાય છે; એમા નિગ્રહ[૨૭] શું કરશે?

૨૭. અહીં એવો અભિપ્રાય છે, કે વિવેકજ્ઞાનવાળો પુરુષ પણ પૂર્વે કરેલા ધર્મ–અધર્મ આદિક કર્મના સસ્કારો કે જે વર્તમાન જન્મમા પ્રકટતાને પામેલા છે, તે સંસ્કારરૂપ પ્રકૃતિ અનુસાર ચેષ્ટા કરે છે, તો પછી મૂર્ખ પામરની તો વાત જ શી? માટે સર્વભૂત પ્રાણીમાત્ર પ્રકૃતિને પામે છે, તેમાં મેં અથવા ઇતર કોઈએ કરેલો નિગ્રહ (પ્રવૃત્તિ–નિવૃત્તિનો નિરોધ) શું કરી શકવાનો હતો? અર્થાત્ તેમાં કશો નિગ્રહ થઈ શકતો નથી.

તીવ્ર પ્રારબ્ધ સર્વથા અપરિહાર્ય છે, એ વિષયમા એક-બીજું પણ વચન કહે છે.

**अवश्यंभाविभावानां प्रतीकारो भवेद्यदि ।**
**तदा दुःखैर्न लिप्येरन्नलरामयुधिष्ठिराः ॥१५६॥**

અવશ્ય થવાવાળા જે બનાવો છે, તેનો પ્રતિકાર (નિવૃત્તિનો ઉપાય) જો કોઈ પણ પ્રકારે થઈ શકતો હોત, તો નળ, રામ, યુધિષ્ઠિર જેવા કદી પણ દુઃખી થાત નહિ.

પ્રારબ્ધકર્મ સર્વથા અપરિહાર્ય છે, તો પછી તેવા કર્મના

પરિહારમાં અસમર્થ એવા ઈશ્વરનું પણ અનીશ્વરત્વ આવી પડશે? એવી આશંકા કરી, તેટલાથી ઈશ્વરતાની કંઈ હાનિ નથી થતી એમ કહે છે:

न चेश्वरत्वमीशस्य हीयते तावता यतः ।
अवश्यंभाविताऽप्येषामीश्वरेणैव निर्मिता ॥१५७

તે પ્રારબ્ધકર્મની અનિવાર્યતાથી કંઈ ઈશ્વરની ઈશ્વરતા ઓછી થતી નથી; કેમકે એ દુઃખાદિકનું અવશ્યભાવિપણું પણ તે ઈશ્વરે જ નક્કી કરેલુ છે, તેથી તેના અનિવારણથી અનીશ્વરતાના પ્રસંગની પ્રાપ્તિ થતી નથી.

એ પ્રમાણે સવિસ્તર ઇચ્છાપ્રારબ્ધ કહી દેખાડી હવે અનિચ્છાપ્રારબ્ધનું નિરૂપણ કરવા માટે ગીતાવાક્યો કહે છે:

प्रश्नोत्तराभ्यामेवैतद्गम्यतेऽर्जुनकृष्णयोः ।
अनिच्छापूर्वकं चास्ति प्रारब्धमिति तच्छृणु ॥१५८

અર્જુન અને કૃષ્ણના પરસ્પર પ્રશ્ન તથા ઉત્તર ઉપરથી એમ જણાય છે કે, અનિચ્છાપૂર્વક પ્રારબ્ધ પણ છે, તે સાભળ.

એ અનિચ્છાપ્રારબ્ધના વિષયમાં ગીતાના ત્રીજા અધ્યાયના ૩૬મા શ્લોકરૂપ અર્જુને કરેલો પ્રશ્ન પ્રથમ દેખાડે છે.

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥१५९

હે વૃષ્ણિકુળમા ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ! આ પુરુષ કોનાથી પ્રેરાયેલો થઈને, પોતે નહિ ઇચ્છતા છતા પણ કોઈએ બળાત્કારથી જોડેલો હોય તેમ પાપકર્મનુ આચરણ કર્યા કરે છે?

ઉપરના પ્રશ્નના ઉત્તરનો તે જ અધ્યાયનો ૩૭મો શ્લોક કહી દેખાડે છે:

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥१६०

(એ પુરુષને બળાત્કારથી પ્રવૃત્તિ કરાવનાર) આ કામ અને ક્રોધ કે જે રજોગુણથી ઉત્પન્ન થયેલા છે, તે છે. (અર્થાત્ દરેક ઇચ્છા રજોગુણમાથી ઉદ્ભવે છે અને તે ઇચ્છા કદાચિત્ ક્રોધરૂપે પણ પરિણમે છે તેથી તે ક્રોધરૂપ પણ છે.) એ કામ વિષયસમૂહરૂપ મોટા આશનવાળો છે અને મહાપાપ્મા છે, એટલે પાપનો હેતુ છે. તેથી ઉપચાર વડે તેને પણ પાપરૂપ કહ્યો છે, તો એ આ સંસારમાં મોટો વેરી છે એમ જાણજે. (અહીં એવો આશય છે કે, પ્રારબ્ધવશથી વૃદ્ધિ પામેલા રજોગુણનાં કાર્ય, કામ અને ક્રોધ એ એમાંનો એક પુરુષનો પ્રવર્તક હોવાથી અનિચ્છાએ પણ પુરુષની પાપકર્મમાં પ્રવૃત્તિ થાય છે.)

કદી કોઈ એમ શંકા કરે કે, ઉપરના શ્લોકમાં તો કામ તથા ક્રોધ પુરુષોના પ્રવર્તક છે એમ કહ્યું, એમાં અનિચ્છા પ્રારબ્ધનું પ્રવર્તકપણું ક્યાં કહ્યુ, તો તે આશંકા નિવારણાર્થ ગીતાનો ૧૮મા અધ્યાયનો ૬૦મો શ્લોક કહી બતાવે છે:

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥

હે કુંતીના પુત્ર અર્જુન! સ્વભાવજ અર્થાત્ સ્વકીય જે પ્રારબ્ધકર્મ વડે નિબદ્ધ થયેલો તું, જે યુદ્ધ આદિક કર્મ કરવાને ઇચ્છતો નથી તે કર્મ પણ મોહ(અવિવેક)થી પરવશ થઈને કરીશ. આ વાક્ય સ્પષ્ટપણે દર્શાવે છે કે, અનિચ્છા-પ્રારબ્ધ પણ અવશ્ય અંગીકાર કરવા જેવું છે.

હવે ત્રીજું પરેચ્છાપ્રારબ્ધ નિરૂપણ કરી દેખાડે છે:

नानिच्छंतो न चेच्छंतः परदाक्षिण्यसंयुताः ।
सुखदुःखे भजंत्येतत्परेच्छापूर्वकर्म हि ॥ १६२ ॥

અનિચ્છાથી નહિ તેમ પોતાની ઇચ્છાથી પણ નહિ, કેવળ પરપુરુષના દાક્ષિણ્ય, અનુરોધ, પ્રણય અથવા ઉપકારબુદ્ધિને લીધે જ કેટલાએક પુરુષો સુખદુઃખાદિક ભોગવે છે. એ પરેચ્છા કર્મ જ છે. અર્થાત્ જ્ઞાનીને દોષદૃષ્ટિ થયા છતાં પણ પ્રારબ્ધની અનિવાર્યતાને લીધે તે પ્રારબ્ધની તાદૃશ ઇચ્છાજનકતા નિવારણ કરી શકાતી નથી.

### જ્ઞાનીને બાધિત ઇચ્છાના સંભવપૂર્વક ભોગથી વ્યસનનો અભાવ

તત્ત્વવેત્તાને પણ ઇચ્છા થાય એમ અંગીકાર કરીશું, તો 'किमिच्छन्–કયા ભોગ્યપદાર્થને ઇચ્છતો' એ પ્રકરણના આરંભની શ્રુતિનો વિરોધ આવશે એવી રીતે પૂર્વપક્ષવાદી મૂળમાં શંકા કરે છે, તે શંકાનો ઉત્તરાર્ધથી વિરોધપરિહારપૂર્વક દૃષ્ટાંત સાથે ખુલાસો કરી દેખાડે છે:

कथं तर्हि किमिच्छन्नित्येवमिच्छा निषिध्यते ।
नेच्छानिषेधः किंत्विच्छाबाधो भर्जितबीजवत् ॥

વિદ્વાનને પણ પ્રારબ્ધકર્મવશાત્ ઇચ્છા થાય, તો પછી 'શાની ઇચ્છા કરતો' એ શ્રુતિમાં ઇચ્છાનો

નિષેધ કેમ કર્યો છે? એવી શંકાના સમાધાનમાં કહે છે કે, એ શ્રુતિમાં ઇચ્છાનો નિષેધ કહેલો નથી, પણ ઇચ્છાનો બાધ વર્ણવેલો છે, અર્થાત્ ઇચ્છા થાય તોપણ તે ઇચ્છા સમર્થ પ્રવૃત્તિની જનક થતી નથી. ભૂંજેલાં બીજ અંકુરાદિકનાં ઉત્પાદક થતાં નથી તેની પેઠે આ ઇચ્છા પણ સામર્થ્ય-રહિત છે.

ઉપર સંક્ષેપમાં કહેલા દૃષ્ટાંતને વિસ્તારથી સ્પષ્ટ કરી દેખાડે છે.

**भर्जितानि तु बीजानि संत्यकार्यकराणि च ।**
**विद्वदिच्छा तथैष्टव्याऽसत्त्वबोधान्न कार्यकृत् ॥१६४**

જેમ ભૂંજેલાં બીજ સ્વરૂપે વિદ્યમાન છતાં પણ અંકુરાદિકનાં ઉત્પાદક થતાં નથી, તેમ જ વિદ્વાનની ઇચ્છા પણ સમજવી; એટલે એ ઇચ્છા સ્વરૂપે વિદ્યમાન હોવા છતાં પણ ઇચ્છા કરતા પદાર્થોના અસત્વ(મિથ્યાપણા)ના બોધે કરીને બાધિત હોવાથી વ્યસન આદિક કાર્યની ઉત્પાદક થતી નથી; તેથી તે ઇચ્છાનુ હોવાપણુ કોઈ રીતે બાધક નથી.

જ્યારે ફળનો અભાવ છે, તોપછી વિદ્વાનને ઇચ્છાનો અંગીકાર જ કરવો ઉચિત નથી, એમ આશંકા થાય, ત્યા ઇચ્છાનો અભાવ અસિદ્ધ છે; કારણ કે ઇચ્છાજન્ય ભોગરૂપ ફળ જોવામા આવે છે, એમ દૃષ્ટાંત સહિત પરિહાર દાખવે છે :

**दग्धबीजमरोहेऽपि भक्षणायोपयुज्यते ।**
**विद्वदिच्छाऽप्यल्पभोगं कुर्यान्न व्यसनं बहु ॥१६५**

ભૂંજી નાખેલું બીજ જોકે ઊગતું નથી, તો પણ ભક્ષણના ઉપયોગમાં આવે છે, તેમ વિદ્વાનની ઇચ્છા પણ અલ્પભોગ કરે, પણ બહુ વ્યસનને કરતી નથી. અર્થાત્ એ ઇચ્છાથી કોઈ પણ પ્રકારે વિપત્તિ, ખેદ, નાશ આદિક થતું નથી, યત્કિંચિત્ ભોગ થયા કરે છે.

કર્મ જ ભોગ દ્વારા વ્યસન ઉત્પન્ન કરશે, એવી આશંકા કરી કહે છે :

**भोगेन चरितार्थत्वात्प्रारब्धं कर्म हीयते ।**
**भोक्तव्यसत्यताभ्रांत्या व्यसनं तत्र जायते ॥१६६**

પ્રારબ્ધકર્મ તો ભોગ વડે ચરિતાર્થ (જેનો ઉપયોગ થઈ રહ્યો એવા) થયેલ હોય છે તેથી તે તો હીન જ થતાં ચાલ્યાં જાય છે. (અર્થાત્ તે તો ભોગમાત્રનાં હેતુ છે, તેથી તે વ્યસનનાં જનક ન થઈ શકે; કેમકે તેનો તો ભોગને અંતે નાશ થતો ચાલ્યો જાય છે) અને ભોગવવા યોગ્ય જે વિષયો છે, તેને વિષે સત્યતાની ભ્રાંતિએ કરી વ્યસન ઉત્પન્ન થાય છે.

એ વ્યસનનો હેતુભૂત જે ભ્રમ કહ્યો તેને સ્પષ્ટ કરી દેખાડે છે :

**मा विनश्यत्वयं भोगो वर्धतामुत्तरोत्तरम् ।**
**मा विघ्नाः प्रतिबध्नंतु धन्योऽस्म्यस्मादिति भ्रमः ॥**

આ-હું જે ભોગવું છું તે-ભોગ વિનાશ ન પામો, પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યા કરો; એ ભોગને વિઘ્નો પ્રતિબંધ ન કરો; એ ભોગથી હું ધન્ય છું; એવા પ્રકારનો અજ્ઞાનીને ભ્રમ થાય છે, અર્થાત્ એવા ભ્રમથી તે અજ્ઞાનીને વ્યસન થાય છે.

પ્રસંગવશાત્ ઉપર કહેલા ભ્રમની નિવૃત્તિનો ઉપાય કહી બતાવે છે

**यदभावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।**
**इति चिंताविषघ्नोऽयं बोधो भ्रमनिवर्तकः ॥१६८**

જે અભાવિ (નહિ થવાનુ) હોય, તે સર્વથા નહિ જ થવાનુ અને જે ભાવિ (અવશ્ય થવાનુ) છે, તે તો અન્યથા થવાનુ નથી, એવા પ્રકારનો, ચિંતારૂપી વિષને હણનારો જે બોધ છે, તે પૂર્વોક્ત ભ્રમનો નિવર્તક છે.

ભોક્તાપણું બંનેમા સમાન છે, છતા અજ્ઞાનીને જ ભોગથી વ્યસન થાય અને જ્ઞાનીને વ્યસન કેમ ન થાય? એવી આશંકા કરી સહેતુક સમાધાન આપે છે :

**समेऽपि भोगे व्यसनं भ्रांतो गच्छेन्न बुद्धवान् ।**
**अशक्यार्थस्य संकल्पाद्भ्रांतस्य व्यसनं बहु ॥१६९**

ભોગ ભોગવવાનું સમાનપણું છે, તોપણ ભ્રાંત (અજ્ઞાન) પુરુષ વ્યસન પામે છે, જ્ઞાની પુરુષ વ્યસન પામતો નથી; કારણ કે ન થઈ શકે અથવા ન મળી શકે, તેવા ભોગ્ય પદાર્થના સંકલ્પ-થી ભ્રાંત પુરુષને અનેક પ્રકારનાં વ્યસન થાય છે.

વિવેકીને તેવાં વ્યસનનો હેતુ હોતો નથી. તેથી વ્યસન નથી થતું એમ કહે છે.

**मायामयत्वं भोगस्य बुद्ध्वाऽऽस्थामुपसंहरन् ।**
**भुंजानोऽपि न संकल्पं कुरुते व्यसनं कुतः ॥१७०**

ભોગનુ માયામયપણુ (મિથ્યાપણુ) જાણીને તે ભોગ તથા ભોગ્ય પદાર્થ વગેરેમાંથી પોતાની આસ્થા(આસક્તિ)ને સંકોચી લેનાર જ્ઞાની જો કે ભોગ ભોગવતો હોય; તોપણુ તે અવશ્ય અર્થના ચિંતનરૂપ સંકલ્પ કરતો જ નથી, તો પછી તેને વ્યસન (દુઃખ) ક્યાંથી આવે?

ભોગની માયામયતા જાણ્યા છતા પણ તે કાળમા તે ભોગ સુખનો હેતુ થાય છે, માટે તેમાથી આસક્તિનો સંકોચ કેમ બને? એવી આશંકા થાય તેનો પરિહાર સહેતુક કહી દેખાડે છે:

**स्वप्नेंद्रजालसदृशमचिंत्यरचनात्मकम् ।**
**दृष्टनष्टं जगत्पश्यन्कथं तत्रानुरज्यति ॥ १७१ ॥**

જ્ઞાની પુરુષ આ સકળ જગતને સ્વપ્ન જેવું અને ઇંદ્રજાળના જેવું અચિંત્ય રચનારૂપ (અનિર્વચનીય) જાણતો હોવાથી, તેમ જ દૃષ્ટનષ્ટ (દેખતાં દેખતાંમાં નાશ પામતું) નજરે જોતો હોવાથી, તે જગતને વિષે કેમ આસક્તિ કરે? સર્વથા ન જ કરે.

ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે જગતને વિષે સ્વપ્ન અને ઇંદ્રજાલાદિકનું સાદૃશ્યજ્ઞાન થાય, ત્યારે તેને વિષે આસક્તિ ન થાય, એ તો ખરું, પણ એવું સાદૃશ્ય જ્ઞાન કેમ થાય? એવી આશંકા થાય ત્યા કહે છે·

**स्वस्वप्नमापरोक्ष्येण दृष्ट्वा पश्यन्स्वजागरम् ।**
**चिंतयेदप्रमत्तः सन्नुभावनुदिनं मुहुः ॥ १७२ ॥**

પોતાના સ્વપ્નને અપરોક્ષપણે જોઈને તથા પોતાની જાગ્રત અવસ્થાને જોતો, બન્ને(સ્વપ્ન અને જાગ્રત)ને પ્રમાદરહિત થઈ નિરંતર વારંવાર 'સ્વપ્ન તુલ્ય આ જાગ્રત અવસ્થા છે,' એવી રીતે પ્રતિદિન ચિંતન કર્યા કરે.

ઉપરના શ્લોકમા કહ્યા પ્રમાણે ચિંતન કરવાનુ ફળ કહી દેખાડે છે·

**चिरं तयोः सर्वसाम्यमनुसंधाय जागरे ।**
**सत्यत्वबुद्धिं संत्यज्य नानुरज्यति पूर्ववत् ॥१७३**

ઉપર દર્શાવેલા પ્રકારે તે સ્વપ્ન અને જાગ્રતની સ્વપ્રતીતિકાળમાં સમાનતા (અર્થાત્ સ્વપ્નના પદાર્થ તથા જાગ્રતના પદાર્થ બન્ને તે કાળમાં ભોગના હેતુ છે, પરિણામે વિરસ છે અને વિનાશી છે; ઇત્યાદિરૂપ સમાનપણુ) બહુકાલ પર્યંત અનુસંધાન (ભાવન) કરીને જાગ્રતને વિષે પણુ સત્યતાની બુદ્ધિનો પરિત્યાગ કરીને જાગ્રતના પદાર્થોને વિષે પણ પૂર્વની પેઠે એટલે જગતની સત્યતા–જ્ઞાન દશાની પેઠે અનુરક્ત (આસક્ત) થતો નથી. (અજ્ઞાનદશાના જેવી આસક્તિ જ્ઞાનદશામાં હોતી નથી.)

### પ્રપંચના મિથ્યાપણાના જ્ઞાનનો અને પ્રારબ્ધભોગનો અવિરોધ

જ્ઞાનીને પ્રપંચનું મિથ્યાત્વજ્ઞાન થાય ત્યારે તેને ભોગ કેમ સંભવી શકશે? કારણ કે ભોગ, વસ્તુની સત્યતા ઉપર આધાર રાખે છે અને જ્ઞાનીને તો મિથ્યાત્વ નિશ્ચય છે એ બંનેનો વિરોધ આવશે એવી આશંકા થાય ત્યા ભોગમા વિષયની સત્યતાની અપેક્ષા જ નથી, એમ કહી પરિહાર આપે છે.

**इन्द्रजालमिदं द्वैतमचिंत्यरचनात्वतः ।**
**इत्यविस्मरतो हानिः का वा प्रारब्धभोगतः ॥१७४**

આ પરિદૃશ્યમાન દ્વૈત (ભોગ્યસમૂહભૂત જગત) અચિંત્ય રચનાવાળું હોવાથી ઇંદ્રજાળ સદૃશ છે; એમ યુક્તિપૂર્વક જાણીને પછી તેવા બોધનું સર્વદા વિસ્મરણુ ન કરનાર જ્ઞાની પુરુષને પ્રારબ્ધકર્મનાં ફળરૂપ સુખદુઃખાદિકનો ભોગ (અનુભવ) કરવાથી શી હાનિ છે? (અર્થાત્ મિથ્યાપણાના જ્ઞાનથી ભોગને કશી હાનિ નથી, તેમ ભોગે કરી મિથ્યાત્વ નિશ્ચયને કશી હાનિ નથી; કેમકે મિથ્યાત્વજ્ઞાન અને પ્રારબ્ધ એ બન્નેનો વિષય ભિન્ન ભિન્ન છે; તેથી તેઓનો પરસ્પર બિલકુલ વિરોધ નથી, એવો ભાવાર્થ છે.)

પૂર્વ શ્લોકમા સૂચવેલી, જગતના મિથ્યાત્વ નિશ્ચયની અને પ્રારબ્ધની ભિન્નવિષયતા સ્પષ્ટ કહી દેખાડે છે

**निर्बंधस्तत्त्वविद्याया इन्द्रजालत्वसंस्मृतौ ।**
**प्रारब्धस्याग्रहो भोगे जीवस्य सुखदुःखयोः ॥१७५**

તત્ત્વવિદ્યાનો જગતના ઇંદ્રજાળવત્ મિથ્યાપણાના અનુસંધાનમાં નિર્બંધ (આગ્રહ) છે. (કંઈ ભોગના નાશમાં તત્ત્વજ્ઞાનનો આગ્રહ નથી)અને પ્રારબ્ધનો તો જીવને સુખદુઃખના ભોગ (અનુભવ) કરાવવામાં આગ્રહ છે. (કંઈ ભોગ્ય પદાર્થોની સત્યતા ઠરાવવામાં નહિ.)

એ પ્રમાણે બંનેની ભિન્ન વિષયતા દેખાડી તેનો અનુમાનપ્રયોગ કહી દેખાડે છે:

विद्यारब्धे विरुध्येते न भिन्नविषयत्वतः ।
जानद्भिरप्यैन्द्रजालविनोदो दृश्यते खलु ॥१७६

વિદ્યા (તત્ત્વજ્ઞાન) તથા પ્રારબ્ધ એકબીજાથી વિરોધ ધરાવતાં નથી; કારણ કે તેઓ બન્નેના વિષય ભિન્નભિન્ન છે. તેથી ઇંદ્રજાળ જોનારા પુરુષો 'આ બધું ઇંદ્રજાળ છે' એમ જાણતા હોય, તો પણ તેઓને તે ઇંદ્રજાળ દર્શનજન્ય ચમત્કારરૂપ વિનોદ થતો જોવામાં આવે છે. (અર્થાત્ ભોગ્યપદાર્થનું મિથ્યાત્વજ્ઞાન તે પદાર્થના ભોગમાં સર્વથા બાધક થતું નથી એવો ભાવ છે.)

આ સ્થળે વિદ્યા અને પ્રારબ્ધનો વિરોધ કહેતા હોય તેમને પૂછીએ છીએ કે શું પ્રારબ્ધ કર્મ વિદ્યાનું વિરોધી છે? કિંવા વિદ્યા પ્રારબ્ધ કર્મની વિરોધી છે? એ બે પક્ષમાંના પ્રથમ પક્ષનું પ્રથમ ખંડન કરે છે:

जगत्सत्यत्वमापाद्य प्रारब्धं भोजयेद्यदि ।
तदा विरोधि विद्याया भोगमात्रान्न सत्यता ॥१७७

જો પ્રારબ્ધ જગતનું સત્યત્વ (અબાધ્યપણું) સંપાદન કરીને પછી જીવને સુખ–દુઃખાદિરૂપ ભોગ અનુભવાવતું હોય, તો તો પ્રારબ્ધે વિદ્યાના વિષયભૂત જગતના મિથ્યાત્વનો બાધ કર્યો, તેથી તે પ્રારબ્ધ વિદ્યાનું વિરોધી થાય, પણ તે તેમ કરતું નથી, પણ કેવળ ભોગને જ આપે છે; માટે તે વિદ્યાનું સર્વથા વિરોધી થતું નથી અને કંઈ ભોગ માત્રથી વસ્તુની સત્યતા થઈ જતી નથી; કેમકે આ ઉપલભ્યમાન ભોગ્યવસ્તુ સત્ય છે, કારણ કે તે ભોગ્ય છે, આવી રીતે ભોગ્યત્વ હેતુ ઉપરથી વસ્તુનુ સત્યત્વ સાધવામાં કોઈ દષ્ટાંત જ નથી.

અહીં ફરી એમ કહેવામાં આવે કે મિથ્યાભૂત પદાર્થોથી ભોગ સિદ્ધ થાય, એ બાબતમાં પણ કોઈ દૃષ્ટાત નથી; તો તે શંકાનો ખુલાસો કરે છે:

अनूनो जायते भोगः कल्पितैः स्वप्नवस्तुभिः ।
जाग्रद्वस्तुभिरप्येवमसत्यैर्भोग इष्यताम् ॥ १७८ ॥

જેમ કલ્પિત સ્વપ્નપદાર્થોથી અનૂન (પરિપૂર્ણ-જાગ્રત પદાર્થના કરતાં કોઈ પણ પ્રકારે ન્યૂન નહિ) એવો તે કાળમાં ભોગ (સુખાદિકનો અનુભવ) થાય છે, એ જ પ્રમાણે અસત્ય (મિથ્યાભૂત) જાગ્રતઅવસ્થાની વસ્તુઓથી પણ અનૂન (આબાદ) ભોગ અંગીકાર કરવો, એમાં કશો વિરોધ નથી.

ત્યારે ૧૭૬મા શ્લોકના અવતરણમા કહેલો બીજો વિકલ્પ એટલે વિદ્યા પ્રારબ્ધની વિરોધી છે, એમ કહો તો તે પણ ઘટતું નથી, એમ કહે છે:

यदि विद्याऽपह्नुवीत जगत्प्रारब्धघातिनी ।
तदा स्यान्न तु मायात्वबोधेन तदपह्नवः ॥१७९

વિદ્યા જો જગતનો વિલય કરી નાખતી હોય, તો તો પ્રારબ્ધ કર્મનાં ભોગના સાધનભૂત વસ્તુઓનો નાશ કરનારી હોવાથી તે વિદ્યા પ્રારબ્ધઘાતિની (પ્રારબ્ધ સાથે વિરોધ ધરાવનારી) થાય; પણ કંઈ માયાત્વબોધ એટલે જગતના મિથ્યાત્વનિશ્ચયથી તે જગતનો પ્રવિલય થઈ જતો નથી; માટે વિદ્યા પ્રારબ્ધની વિરોધી નથી.

ઉપરના બે શ્લોકોમાં અર્થનું દૃષ્ટાતાદિક વડે સમર્થન કરે છે:

अनपह्नुत्य लोकास्तदिंद्रजालमिदं त्विति ।
जानंत्येवानपह्नुत्य भोगं मायात्वधीस्तथा ॥१८०

જેમ લોકો તે ઇંદ્રજાળના સ્વરૂપનો નિષેધ નહિ કરતાં, 'આ સઘળું ઇંદ્રજાળ છે,' એમ જ જાણે છે, તેમ ભોગ(ભોગ્ય વસ્તુ)નો નાશ કર્યા વગર જ મિથ્યાપણાની બુદ્ધિ સંભવી શકે છે. (અર્થાત્ આ સઘળું જગત મિથ્યા છે, એવો બોધ હોઈ શકે છે.)

'यत्र त्वस्य सर्वमात्मैवाऽभूत् तत्केन कं पश्येत् ?' (બૃ૦ અ૦ ૨ બ્ર૦ ૪–૧૪) જે અવસ્થામાં આ–વિદ્વાન જ્ઞાનીને સર્વ જગત આત્મા જ થઈ ગયુ, ત્યા કયા કારણ વડે કયા વિષયને દેખે?' ઇત્યાદિ શ્રુતિ, દૃષ્ટા, દર્શન અને દૃશ્યરૂપ ત્રિપુટીના અભાવનુ જ બોધન કરે છે. તેથી વિદ્યા ઉત્પન્ન થતામા જગતનો વિલય કરશે જ, તો પછી વિદ્વાનને પ્રારબ્ધભોગ કેમ થઈ શકશે? એવી રીતે શ્રુતિનો આશ્રય કરી વાદી મૂળમા બે શ્લોકે કરી શંકા કરે છે.

यत्र त्वस्य जगत्स्वात्मा पश्येत्कस्तत्र केन कम् ।
किं जिघ्रेत् किं वदेद्वेति श्रुतौ तु बहु घोषितम् ॥१८१

જે વિદ્યાવસ્થા વિષે સંપૂર્ણ જગત આ જ્ઞાનીને સ્વાત્મરૂપ જ થઈ ગયું એટલે 'આ જે કંઈ જગત છે, તે આ આત્મા જ છે' એવા જ્ઞાનથી સ્વરૂપભૂત જ જણાઈ ગયું; તો પછી તે દશામાં

કોણ દ્રષ્ટા કઈ ઇંદ્રિય વડે કરીને કોને (કયા વિષયને) દેખે? તેમ શેને સૂંઘે? શું બોલે? ઇત્યાદિક રીતે શ્રુતિને વિષે ઘણું કહેલું છે. (અર્થાત્ આત્મભાવાપન્ન પુરુષ ત્રિપુટી વિરામ પામવાથી માત્ર દૃક્(સાક્ષી)રૂપે અવસ્થિત રહે, ત્યારે એ વિદ્યાદશામાં જગતના વિલય જેવુ શ્રુતિમા અનેકવાર વર્ણિત છે.)

**तेन द्वैतमपह्नुत्य विद्योदेति न चान्यथा ।**
**तथा च विदुषो भोगः कथं स्यादिति चेच्छृणु ॥१८२**

તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે દ્વૈતનો વિલય કરીને જ વિદ્યા (આત્મજ્ઞાન)ઉત્પન્ન થાય છે, અન્યથા ઉદય પામતી નથી, તો પછી વિદ્વાન-(જ્ઞાની)ને સુખદુઃખાદિકનો ભોગ કેમ થાય? એમ જો કહો તો સાંભળો.

ઉપર ૧૮૧-૧૮૨મા વર્ણવેલી બૃહદારણ્યક શ્રુતિ, 'स्वाप्ययसम्पत्त्यो'। (બ્રહ્મસૂત્ર અ૦ ૪, પા૦ ૪, સૂ૦૧૬) સુષુપ્તિ અથવા સમ્પત્તિ મોક્ષ એ બેમાંથી એકની અપેક્ષા લઈને (આ શ્રુતિમા) વિશેષ જ્ઞાનના અભાવનું વર્ણન કરેલુ છે' એ સૂત્રાર્થ પ્રમાણે સમજવાની છે; એમ કહે છે.

**सुषुप्तिविषया मुक्तिविषया वा श्रुतिस्त्विति ।**
**उक्तं स्वाप्ययसंपत्त्योरिति सूत्रे ह्यतिस्फुटम् ॥१८३**

ઉપર ૧૮૧મા શ્લોકમા કહેલી બૃહદારણ્યક શ્રુતિ સુષુપ્તિવિષયા હો અથવા તો મુક્તિવિષયા હો, એ બેમાથી એકને વિષય કરનારી છે, એમ 'स्वाप्ययसम्पत्योः' એ સૂત્રમાં અતિ સ્પષ્ટ રીતે કહેલુ છે. (અર્થાત્ કોને દેખે? અને શું જુએ? ઇત્યાદિક વચનભંગીથી વિશેષણમાત્રનુ જે નિરસન કહેલુ છે તે સુષુપ્તિકાળમાં અથવા તો મુક્તિ-નિર્વાણ)દશામાં થાય છે એવો આશય છે. કંઈ જીવનમુક્ત જ્ઞાનીને જ્ઞાન થવાની સાથે યાવત્ પદાર્થનો વિલય થઈ જાય છે, એવો શ્રુતિનો આશય નથી; એવો અર્થ વિવક્ષિત છે.)

ઉપર પ્રમાણે માનીએ, તો શું બાધ આવે છે તે કહી બતાવે છે:

**अन्यथा याज्ञवल्क्यादेराचार्यत्वं न संभवेत् ।**
**द्वैतदृष्टावविद्वत्ता द्वैतादृष्टौ न चाब्रवेत् ॥१८४॥**

જો ઉપરની શ્રુતિ સુષુપ્તિવિષયા અથવા મુક્તિવિષયા જ છે એમ અંગીકાર ન કરીએ, તો યાજ્ઞવલ્કયાદિકનુ આચાર્યપણું સંભવે નહિ; કારણ કે જો યાજ્ઞવલ્કયાદિક દ્વૈતને દેખે તો અદ્વૈતજ્ઞાનના અભાવથી તેઓ અવિદ્વાન (આચાર્ય થવા યોગ્ય) ન ગણાય અને જો દ્વૈતને દેખતા જ નહિ એમ કહો, તો તે તેઓએ બોધન કરવા યોગ્ય શિષ્યાદિકની અપ્રતીતિ હોવાથી તેઓની વાણી શિષ્યાદિકને ઉપદેશ કરવા વગેરેમાં પ્રવૃત્ત થાય જ નહિ. (એટલે પછી વિદ્યાસંપ્રદાયના ઉચ્છેદનો પ્રસંગ આવી પડે, માટે ઉક્ત શ્રુતિ, સૂત્રસંમતથી સુષુપ્તિ અથવા મોક્ષને જ વિષય કરનારી છે એટલે પછી જ્ઞાનીને વિદ્યાદશામાં જગતનો કંઈ વિલય નથી થઈ જતો, તેથી દ્વૈત પ્રતીતિ, થાય તો તે સર્વથા શ્રુતિવિરુદ્ધ નથી.)

### અપરોક્ષ વિદ્યાના સ્વરૂપનો નિશ્ચય

અહીં એવી શંકા કરે કે એ યાજ્ઞવલ્કયાદિકને જો કે વિદ્યા હતી પણ સાથે દ્વૈતપ્રતીતિ રહેતી, તેથી તે અપરોક્ષ વિદ્યા ન કહેવાય; અને નિર્વિકલ્પસમાધિમા તો સકળ દ્વૈત-દર્શનની નિવૃત્તિ થાય છે, તેથી અપરોક્ષવિદ્યા તો તે નિર્વિકલ્પ સમાધિમાં જ થાય તો તે શંકાનો સિદ્ધાંતી પરિહાર કરે છે'

**निर्विकल्पसमाधौ तु द्वैतादर्शनहेतुतः ।**
**सैवापरोक्षविद्येति चेत्सुषुप्तिस्तथा न किम् ॥१८५**

નિર્વિકલ્પસમાધિમાં તો દ્વૈતમાત્રનું અદર્શન થાય છે; તેથી કરીને અપરોક્ષ વિદ્યા તો તે જ કહેવાય, એમ જો માનતા હો, તો તે જ પ્રમાણે દ્વૈતની અપ્રતીતિવાળી સુષુપ્તિ દશા નથી શું? (અર્થાત્ તમે જો એમ માનતા હો કે, દ્વૈતનું અદર્શન એ જ અપરોક્ષ વિદ્યા તો તે જેવું સમાધિમાં તેવું જ સુષુપ્તિમાં પણ થાય છે, તો ત્યાં પણ અપરોક્ષ વિદ્યાનો અતિપ્રસંગ આવશે, એવો અભિપ્રાય છે.)

કદી વાદી એમ કહે કે સુષુપ્તિમાં આત્માને વિષય કરનાર જ્ઞાન હોતુ નથી, તેથી તેમા અતિ પ્રસંગ આવતો નથી, તેના ઉત્તરમા સિદ્ધાંતી કહે છે.

**आत्मतत्त्वं न जानाति सुप्तौ यदि तदा त्वया ।**
**आत्मधीरेव विद्येति वाच्यं न द्वैतविस्मृतिः ॥**

સુષુપ્તિદશામાં જો કે દ્વૈતનો અભાવ તો નિર્વિકલ્પ સમાધિ જેવો જ હોય છે, તોપણ તે સમયે

પુરુષ આત્મતત્ત્વને જાણતો નથી, એટલે આત્માને વિષય કરનાર જ્ઞાનના અભાવને લીધે સુષુપ્તિ વિદ્યા નથી; એમ જો માનતા હો તો પછી તમારે એમ જ કહેવું યોગ્ય છે કે, આત્મબુદ્ધિ જ વિદ્યા છે, કંઈ દ્વૈતની વિસ્મૃતિ વિદ્યા નથી.

વળી પણ આત્મબુદ્ધિ તથા દ્વૈતવિસ્મૃતિ એ બંને મળી વિદ્યા માની શંકા કરે છે, તેનો પરિહાર સિદ્ધાંતી વક્રોક્તિથી આપે છે :

**उभयं मिलितं विद्या यदि तर्हि घटादयः ।**
**अर्धविद्याभाजिनः स्युः सकलद्वैतविस्मृतेः ॥१८७**

આત્મબુદ્ધિ તથા દ્વૈતવિસ્મૃતિ બન્ને મળીને વિદ્યા કહેવાય, એમ જો કહેતા હો, તો ઘટાદિક પદાર્થો અરધી વિદ્યાવાળા કહેવાશે; કેમકે ઉપર કહેલા એમાંની સકલદ્વૈતવિસ્મૃતિ તો ઘટાદિકમાં પણ છે.

એટલુ જ નહિ પણ દ્વૈતવિસ્મરણને જો વિદ્યા માનશુ, તો સમાધિવાળાને તો અર્ધવિદ્યા પણ નહિ કહેવાય, એવી રીતે ઉક્ત પક્ષમા ઉપહાસ સહિત દોષારોપ કરી દેખાડે છે

**मशकध्वनिमुख्यानां विक्षेपानां बहुत्वतः ।**
**तव विद्या तथा न स्याद्घटादीनां यथा दृढा ॥१८८**

મચ્છરના શબ્દ વગેરે ઘણાક વિક્ષેપ હોવાને લીધે તેને (સમાધિવાળાને) તેવી વિદ્યા દૃઢ નહિ થાય કે જેવી ઘટાદિક પદાર્થને થાય; કેમકે મચ્છર વગેરે પણ ઘટાદિકને સકલદ્વૈતવિસ્મરણમાં વિક્ષેપજનક થઈ શકતાં નથી અને તેમને તો તેવા અનેક પ્રતિબંધ હોય છે, તેથી તમારા કરતાં તો ઘટની વિદ્યા વધારે દૃઢ હોઈ શકે.

એ પ્રમાણે દ્વૈતવિસ્મૃતિને વિદ્યા માનવામા દોષારોપ કહી, હવે આત્મજ્ઞાનને જ વિદ્યાપણું છે, દ્વૈતવિસ્મરણ વિદ્યા નહિ; એવા વાદીના વચનને અનુમોદન આપે છે.

**आत्मधीरेव विद्येति यदि तर्हि सुखी भव ।**
**दुष्टचित्तं निरुंध्याचेन्निरुन्द्धि त्वं यथासुखम् ॥१८९**

જો એમ કહેતા હો કે આત્મજ્ઞાન એ જ વિદ્યા છે, તો સુખી થાઓ, અર્થાત્ એ વાત અમારે પણ સમત છે. કદી વિક્ષેપાદિક દોષથી દુષ્ટ થયેલા ચિત્તમા વિદ્યા ન સંભવે તેને માટે ચિત્તનો નિરોધ કરવો જોઈએ એમ કહેતા હો, તો એ વાતમાં પણ અમારો અંગીકાર છે; માટે તેવા દુષ્ટ ચિત્તનો તમને જેમ સુખ થાય, એવી રીતે નિરોધ કરો.

ઉપર વર્ણવેલો પ્રકાર અમારે પણ ઇષ્ટ છે, એમ સિદ્ધાંતી કહે છે.

**तदिष्टमेष्टव्यमायामयत्वस्य समीक्षणात् ।**
**इच्छन्नप्यज्ञवन्नेच्छेत्किमिच्छन्निति हि श्रुतम् ॥**

તે દુષ્ટ ચિત્તનો નિરોધ કરવો એ વાત અમારે પણ ઇષ્ટ છે; કારણ કે ઇચ્છા કરવા યોગ્ય જગતનુ માયામયપણુ સમ્યક્ પ્રકારે જોવામાં આવે છે, તેથી ચિત્તનિરોધ અમારે પણ ઇષ્ટ છે એવો અભિપ્રાય છે. ઇચ્છતો હોવા છતાં પણ એ જ્ઞાની અજ્ઞાનીની પેઠે ઇચ્છા કરે નહિ. એ અર્થના નિર્ણયને વાસ્તે 'किमिच्छन्–કયા ભોગ્ય પદાર્થને ઇચ્છતો,' એમ પણ શ્રુતિને વિષે સાંભળીએ છીએ.

ઉપર પ્રમાણે શ્રુતિના પદનું તાત્પર્ય વર્ણન કરવામા કારણ છે

**रागो लिंगमबोधस्य सन्तु रागादयो बुधे ।**
**इति शास्त्रद्वयं सार्थमेवं सत्यविरोधतः ॥ १९१ ॥**

'વિષયમાં પ્રીતિ એ અજ્ઞાનનુ ચિહ્ન છે અને જ્ઞાનીમાં રાગાદિ હોય તો ભલે હોય, તે હોવું તે અપરાધ નથી,' આ બન્ને શાસ્ત્રનાં વચનો સાર્થક[२८] છે.

૨૮. 'रागो लिङ्गमबोधस्य चित्तव्यायामभूमिषु ॥ कुतः शाद्वलता तस्य यस्याऽग्नि कोटरे तरोः । ચિત્તને વિહાર કરવાના વિષય વિષે જે રાગ(આસક્તિ) છે તે અબોધ-(અજ્ઞાનોનુ લિંગ(ચિહ્ન) છે. જે વૃક્ષના કોતરમાં અગ્નિ હોય તેને વિષે લીલાશ ક્યાથી હોય?' આવુ એક શાસ્ત્ર-વાક્ય છે કે જેની અંદર 'રાગ એ અજ્ઞાનનુ ચિહ્ન છે' એમ સ્પષ્ટ કહેલુ છે. વળી બીજુ શાસ્ત્રવાક્ય એવુ પણ છે, કે 'शास्त्रार्थस्य समाप्तत्वान्मुक्ति स्यात्तावतामिते । सन्तु रागादय काम न तद्भावोऽपराध्यते । અસંગ આત્માનો બોધ થયો એટલે પછી શાસ્ત્રાર્થ તો સમાપ્ત થયો અને તેટલા બોધથી પણ તેને મુક્તિ થશે તો પછી રાગાદિક જે મનના ધર્મ છે તે ભલે થયા કરો, તેઓનુ હોવુ એ કંઈ અપરાધ નથી' ઉપરનાં બે શાસ્ત્રવાક્યોમાંના પહેલામાં કહ્યુ કે 'રાગ છે તે અજ્ઞાનનુ ચિહ્ન છે' અને બીજામાં કહ્યુ કે 'રાગાદિક હો તો ભલે હો' એ બે વાક્યાર્થ વિરુદ્ધ નથી પણ સાર્થક છે; કારણ કે રાગનો નિષેધ કરવાવાળું વાક્ય દૃઢાસક્તિરૂપ રાગને અનુલક્ષીને તેનો નિષેધ કરે છે અને 'રાગાદિક હો તો ભલે હો' એ

વાક્યનુ તાત્પર્ય એવુ છે કે, જ્ઞાનીને કદી રાગ હોય તો તે રાગ નહિ પણ રાગાભાસ હોય છે, તો તેવા રાગાભાસથી કંઈ નુકસાન નથી, એટલે એવી રીતે તાત્પર્ય હોવાથી ઉપરના બન્ને વાક્ય એકમેકથી વિરુદ્ધ નથી, પણ અનુકૂલાર્થ છે.

રાગાભાસ એટલે અદટ રાગ, અર્થાત્ જેમ મૂળથી છૂટુ પડેલુ ઝાડ પછી ઇતર ફળનુ ઉત્પાદક થતુ નથી, તેમ આ જ્ઞાનીનો અદટ રાગ કિંચિત્કાલ રહી સ્વયમેવ નિવૃત્ત થઈ જાય છે. 'रसोऽप्यस्य पर दृष्ट्वा निवर्तते (ગીતા અ ૨, શ્લો ૫૯) એ જ્ઞાનીને પરમ આત્માનો સાક્ષાત્કાર થતા રસ (રાગાભાસ)જે થોડોઘણો રહેલો હોય છે તે પણ નિવૃત્ત થઈ જાય છે' એ વાક્યમા જ્ઞાનીને એ અદટ રાગનો સદ્ભાવ અપ્રતિબંધક છે અને અંતે તેની પણ નિવૃત્તિ થઈ જાય છે એમ કહ્યું છે.

**'कस्य कामाय' એ શ્રુતિના પદનો અભિપ્રાય ભોક્તાના નિષેધપૂર્વક કૂટસ્થ આત્માની અસંગતા**

અહીં સુધીના ગ્રંથથી 'किमिच्छन्। શેને ઇચ્છતો છતો' એ શ્રુત્યંશનુ વિવરણ કરીને હવે 'कस्य कामाय' એ શ્રુત્યંશના અભિપ્રાયનુ વિવેચન કરે છે

**जगन्मिथ्यात्ववत्स्वात्माऽसंगत्वस्य समीक्षणात्।**
**कस्य कामायेति वचो भोक्त्रभावविवक्षया ॥१९२**

જેમ જગતના મિથ્યાત્વ જ્ઞાન વડે વાસ્તવ કંઈ પણ કામના કરવા યોગ્ય વસ્તુનો અભાવ હોવાથી 'શેને ઇચ્છે' એમ પૂર્વે શ્રુતિમાં કહ્યું; તેમ સ્વાત્માના અસંગપણાનુ સમીક્ષણ (સમ્યક્ પ્રકારે અનુભવ) થવાથી પછી વાસ્તવ કોઈ ભોક્તા(ભોગવનાર) છે જ નહિ, એવી વિવક્ષા-(કહેવાની ઇચ્છા)થી 'કોના કામને માટે?' એમ શ્રુતિ કહે છે.

આત્માને ભોક્તાપણાનો જે પ્રતિષેધ કર્યો, ત્યા એવી શંકા થાય કે, પ્રાપ્ત હોય તેનો પ્રતિષેધ કરાય, તો અહીં પ્રથમ આત્માને ભોક્તાપણાની પ્રાપ્તિ જ સંભવતી નથી, કેમકે આત્મા પોતે અસંગ છે આ આશંકાના સમાધાન અર્થે આત્માને વિષે આરોપિત ભોક્તાપણું અનુભવસિદ્ધ છે એ મતલબની શ્રુતિને અર્થથી કહી દેખાડે છે:

**पतिजायादिकं सर्वं तत्तद्भोगाय नेच्छति ।**
**किंत्वात्मभोगार्थमिति श्रुतावुद्घोषितं बहु ॥१९३**

પતિ, જાયા (સ્ત્રી) આદિક સર્વને તે તે પતિ, જાયા આદિકના ભોગને અર્થે પુરુષ ઇચ્છતો નથી, પણ આત્મા પોતાના ભોગને અર્થે સર્વને ઇચ્છે છે. એવી રીતે શ્રુતિમા[૨૯] બહુ પ્રકારે કહેલું છે, તેથી આત્માને ભોક્તાપણાની પ્રાપ્તિ છે.

૨૯. શ્રુતિમાં આ પ્રસગ આ પ્રમાણે છે:

યાજ્ઞવલ્ક્ય મુનિએ પોતાની સ્ત્રી મૈત્રેયી પ્રતિ કહ્યું છે, કે 'અરે (મૈત્રેયી) પતિના કામભોગને માટે પતિ પ્રિય થતો નથી' (બૃ. ૪-૫-૬) ઇત્યાદિક કહીને અંતે 'આત્માના કામભોગને માટે સર્વ પ્રિય થાય છે.' (બૃ. ૪-૫-૬) ત્યા સુધીના વાક્યથી એમ સિદ્ધ થાય છે કે આત્માના ભોગને માટે આ સર્વ કાંઈ પ્રિય થાય છે, માટે આત્મા ભોક્તા છે.

ઉપરના શ્લોકમા આત્માને ભોક્તાપણાની પ્રાપ્તિ દર્શાવી તેના અપવાદ(નિષેધ)ને માટે ભોક્તા પ્રતિ વિકલ્પ કરી કૂટસ્થ ભોક્તા નથી એમ સિદ્ધ કરે છે

**किं कूटस्थश्चिदाभासोऽथवा किं वोभयात्मकः ।**
**भोक्ता तत्र न कूटस्थोऽसंगत्वाद्भोक्तृतां व्रजेत् ॥१९४**

શું કૂટસ્થ ભોક્તા છે? અથવા ચિદાભાસ ભોક્તા છે? કે શું કૂટસ્થ તથા ચિદાભાસ બન્ને સાથે મળી ભોક્તા છે? એ ત્રણ વિકલ્પમાંથી કૂટસ્થ તો ભોક્તાપણાને પામે નહિ; કારણ કે તે અસંગ છે.

કૂટસ્થ અસંગ ભલે હો. તથાપિ તેને ભોક્તાપણું હોવામાં શો દોષ છે, એવી શંકા કરી એમ માનવામાં વ્યાઘાત આવે છે એમ કહે છે

**सुखदुःखाभिमानाख्यो विकारो भोग उच्यते ।**
**कूटस्थश्च विकारी चेत्येतन्न व्याहतं कथम् ॥१९५**

'હુ સુખી છું, હુ દુઃખી છું' એવી રીતે સુખીપણા તથા દુઃખીપણાના અભિમાનરૂપ વિકાર ભોગ કહેવાય છે. હવે તેવો વિકાર કૂટસ્થને વિષે સંભવે નહિ; કેમકે કૂટસ્થ અને વળી તે વિકારી એવું કથન વ્યાઘાત કેમ ન કહેવાય? અર્થાત્ કૂટસ્થપણું (નિર્વિકારપણું)અને વિકારીપણું એ બેય એક ઠેકાણે હોઈ શકે જ નહિ; માટે કૂટસ્થને ભોક્તાપણું માનવામાં વ્યાઘાત દોષ આવે છે.

ત્યારે ચિદાભાસને ભોક્તાપણું હો. એવી આશંકા કરી તે ચિદાભાસ વિકારી છે તથાપિ કૂટસ્થરૂપ અધિષ્ઠાન વિના તેની સિદ્ધિ થઈ શકતી નથી; માટે તેને પણ ભોક્તાપણું કહી શકાતું નથી; એમ કહી પરિહાર કરે છે

**विकारिबुद्ध्यधीनत्वादाभासे विकृतावपि ।**
**निरधिष्ठानविभ्रान्तिः केवला न हि तिष्ठति ॥१९६**

જો કે ચિદાભાસ વિકારી બુદ્ધિને આધીન હોવાથી વિકારી છે, એમ પોતામાં વિકાર છે, તો પણ અધિષ્ઠાનરહિત ભ્રાંતિ હોઈ શકે નહિ. તેથી તે ચિદાભાસ આરોપિતસ્વરૂપે પોતાના અધિષ્ઠાનભૂત કૂટસ્થથી અતિરિક્ત સ્વતંત્ર અવસ્થાનરહિત છે, તેથી તેને પણ ભોક્તાપણું સંભવતું નથી.

કેવળ કૂટસ્થ અથવા કેવળ ચિદાભાસને ભોક્તાપણાનો સંભવ નથી તેથી 'તે બન્ને સાથે ભોક્તા કહેવાય,' એ ત્રીજો પક્ષ શેષ રહે છે; એમ કહે છે:

उभयात्मक एवातो लोके भोक्ता निगद्यते ।
तादृगात्मानमारभ्य कूटस्थः शेषितः श्रुतौ ॥१९७

લોકમાં ઉભયરૂપ ભોક્તા કહેવાય છે અર્થાત્ કૂટસ્થરૂપ અધિષ્ઠાન સહિત ચિદાભાસ જ લોકવ્યવહારમાં ભોક્તા ગણાય છે. (પરમાર્થથી તો ઉભયરૂપતા પણ ઘટી શકતી નથી) અને તેવા ભોક્તારૂપ આત્માને આરંભીને શ્રુતિ(બૃહદારણ્યક)માં કૂટસ્થ (બુદ્ધિ આદિકની કલ્પનાના અધિષ્ઠાન ભૂત ચિદાત્મા) જ અવશેષ કહેલો છે.

બૃહદારણ્યક શ્રુતિનો અર્થ સંક્ષેપથી દર્શાવી ઉપરના કથનને પુષ્ટિ આપે છે:

आत्मा कतम इत्युक्ते याज्ञवल्क्यो विबोधयन् ।
विज्ञानमयमारभ्यासंगं तं पर्यशेषयत् ॥ १९८॥

જનકરાજાએ 'આત્મા કોણ છે?' એવી રીતે યાજ્ઞવલ્ક્યને પૂછ્યું, ત્યારે તેણે જનક રાજાને બોધ કરતાં વિજ્ઞાનમય આત્માથી આરંભીને અંતે તે આત્માને અસંગ[૩૦] કહી પરિશેષ કહેલો છે.

૩૦. અર્થાત્ પ્રથમ મુનિએ કહ્યું છે, કે 'योऽयं विज्ञानमय प्राणेषु । (બૃ. ૪-૩-૭) જે આ વિજ્ઞાનમય પ્રાણાદિકને વિષે છે, (તે આત્મા)' એમ કહ્યુ, પણ અંતે તો 'असङ्गो ह्ययं । (બૃ. ૪-૩-૧૫) આ આત્મા અસંગ જ છે' એવી રીતે અસંગ કૂટસ્થને પરિશેષરૂપે કહેલો છે.

આત્માની અસંગતામા બીજી ઐતરેય શ્રુતિ પણ કહી દેખાડે છે:

कोऽयमात्मेत्येवमादौ सर्वत्रात्मविचारतः ।
उभयात्मकमारभ्य कूटस्थः शेष्यते श्रुतौ ॥१९९

ઐતરેય શ્રુતિમાં કહ્યું કે, 'कोयमात्मेति वय मुपास्महे कतरः स आत्मा। (ઐ૦-૪-૩-૧) એ આત્મા કોણ છે કે જેને અમે ઉપાસીએ છીએ, તે આત્મા કયો છે?' ઇત્યાદિક વાક્યો વગેરેમાં સર્વત્ર આત્મવિચાર જોઈએ છીએ, તો ઉભયાત્મક (અંતઃકરણ ઉપાધિવાળા) આત્માને આરંભીને પ્રજ્ઞાનમાત્રસ્વરૂપ કૂટસ્થને જ અવશેષ કહેલો છે. એવી રીતે યુક્તિ તથા શ્રુતિનો વિચાર કરતા કૂટસ્થ તથા ચિદાભાસ ઉભયાત્મક ભોક્તાનું મિથ્યાપણું અને પારમાર્થિક અસંગ કૂટસ્થનું અભોક્તાપણું સર્વત્ર સિદ્ધ કરેલું જોવામાં આવે છે.

જ્યારે ભોક્તાપણું મિથ્યા છે, તો પછી પ્રાણીઓને તે ભોક્તામાં સત્યતાબુદ્ધિ કેમ થાય છે, એવી આશંકા કરી તેવી બુદ્ધિ અધ્યાસમૂલક છે, એમ કહે છે

कूटस्थसत्यतां स्वस्मिन्नध्यस्यात्माऽविवेकतः ।
तात्त्विकीं भोक्तृतां मत्वा न कदाचिज्जिहासति ॥

લોકપ્રસિદ્ધ ભોક્તારૂપ આત્મા પોતાના તથા કૂટસ્થના વિવેકજ્ઞાનના અભાવને લીધે કૂટસ્થને વિષે સ્થિત જે સત્યતા તેને પોતાને વિષે આરોપીને તે દ્વારા એ પોતામાં રહેલા ભોક્તાપણાની પણ સત્યતા માનીને કોઈ પણ કાળે ભોગનો ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી. (અર્થાત્ અધ્યાસમૂલક જ એ ભોક્તાપણુ છે.)

### ભોગ્યમાં પ્રેમનો ત્યાગ કરીને ભોક્તામાં પ્રેમની કર્તવ્યતા

ભોક્તાનું મિથ્યાપણું છે તો પછી 'આત્માના કામભોગને અર્થે સર્વ પ્રિય થાય છે,' એવી રીતે પતિજાયાદિક ભોગ્યની આત્મશેષતા શ્રુતિમાં કેમ કહેલી છે? એવી આશંકા કરી ભોગ્યમાત્ર કૂટસ્થ આત્માના શેષ ઉપકારક નથી, પણ લોકપ્રસિદ્ધ ઉભયરૂપ ભોક્તા આત્માના શેષ છે, એમ કહી પરિહાર કરે છે:

भोक्ता स्वस्यैव भोगाय पतिजायादिमिच्छति ।
एष लौकिकवृत्तांतः श्रुत्या सम्यगनूदितः ॥२०१

ભોક્તા પોતાના જ ભોગને અર્થે પતિ, જાયા આદિકને ઇચ્છે છે; એ જે લોકપ્રસિદ્ધ વૃત્તાંત છે તેનો જ શ્રુતિએ સમ્યક્ પ્રકારે અનુવાદ કરેલો છે; કંઈ અન્ય કાંઈ અલૌકિક અર્થનું પ્રતિપાદન નથી કર્યું.

શ્રુતિએ કરેલો અનુવાદ ભોક્તાને વિષે જ પ્રેમનું વિધાન કરવા માટે છે, એમ કહે છે:

भोग्यानां भोक्तृशेषत्वान्मा भोग्येष्वनुरज्यताम् ।
भोक्तर्येव प्रधानेऽतोऽनुरागं तं विधित्सति ॥२०२

પતિ, જાયા આદિક ભોગ્ય પદાર્થ માત્ર ભોક્તાના શેષ ઉપકરણભૂત છે, માટે તે અમુખ્ય ભોગ્યને વિષે અનુરાગ કરવો નહિ, પણ પ્રધાન (મુખ્ય) ભોક્તાને વિષે જ પ્રીતિ કરવી. એટલા માટે ભોક્તાને વિષે જ અનુરાગ કરવો યોગ્ય છે, એમ વિધાન કરવાને વાસ્તે શ્રુતિમા અનુવાદ કરેલો છે.

ભોગ્યને વિષે પ્રેમના ત્યાગપૂર્વક આત્માને વિષે પ્રેમની કર્તવ્યતામા દષ્ટાંતરૂપે ઈશ્વરમા પ્રેમપ્રાર્થનારૂપ પુરાણ વચન કહી બતાવે છે

**या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।**
**त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु ॥२०३**

અવિવેકી (આત્મજ્ઞાનરહિત) જનોને વિષયોને વિષે જે દૃઢ પ્રીતિ હોય છે, તેવી પ્રીતિ હે લક્ષ્મીપતિ તે તમારુ સદા ચિંતન કરનાર મારા હૃદયમાથી ખસી જાઓ, અથવા તો હે ભગવન્ ! જેવી પ્રીતિ અજ્ઞાનીને વિષયોમાં હોય છે, તેવી પ્રીતિ તમને સ્મરણ કરતા મારા હૃદયમાંથી (તમારા સ્મરણવિષયક તેવી પ્રીતિ) કદાપિ ન જાઓ.

પુરાણોમા કહી તેમ હોય તો તેથી શ્રુતિ સાથે શો સબંધ આવ્યો ? ત્યા કહે છે

**इति न्यायेन सर्वस्माद्भोग्यजाताद्विरक्तधीः ।**
**उपसंहृत्य तां प्रीतिं भोक्तर्येनं बुभुत्सते ॥२०४॥**

આ ઉપરના પુરાણવચનમા કહેલા ન્યાયે સર્વ ભોગ્ય સમૂહથી વિરક્ત બુદ્ધિવાળો થઈને, પુરુષ તે પ્રીતિને ભોક્તાને વિષે જ ઉપસંહૃત (એકઠી) કરીને આત્માને જાણવાને ઈચ્છે છે.

**મુમુક્ષુને આત્મામાં સાવધાનતાની કર્તવ્યતાના વિધાનપૂર્વક, ભોક્તાના તત્ત્વનુ વિવેચન**

ઉપર બતાવ્યા પ્રમાણે આત્માને વિષે પ્રેમનો ઉપસંહાર કરવાનુ ફલિત દષ્ટાંત સહિત સમન્વયપૂર્વક દેખાડે છે

**स्रक्चंदनवधूवस्त्रसुवर्णादिषु पामरः ।**
**अप्रमत्तो यथा तद्वन्न प्रमाद्यति भोक्तरि ॥२०५॥**

પામર (આત્મજ્ઞાનવિમુખ) જન જેમ પુષ્પ માલા, ચદન, વનિતા, વસ્ત્ર, સુવર્ણ આદિકને વિષે અપ્રમત્ત (પ્રમાદરહિત) સાવધાન રહ્યા કરે છે, તેવી જ રીતે મુમુક્ષુજન ભોક્તા(આત્મા)ને વિષે પ્રમાદ કરતો નથી, અર્થાત્ સર્વદા તેના ચિંતનમાં પરાયણ રહ્યા કરે છે.

આત્માને વિષે પ્રમાદના અભાવને અનેક દષ્ટાંત વડે બહુ સ્પષ્ટ કરી દેખાડે છે.

**काव्यनाटकतर्कादिमभ्यस्यति निरंतरम् ।**
**विजिगीषुर्यथा तद्वन्मुमुक्षुः स्वं विचारयेत् ॥२०६**

જેમ કોઈ પ્રતિવાદીને જીતવાની ઈચ્છા રાખનાર પુરુષ નિરંતર કાવ્ય, નાટક, તર્ક આદિક ગ્રંથોનો અભ્યાસ કર્યા કરે છે; તેમ જ મુમુક્ષુ પુરુષ પણ નિરંતર સ્વ-પોતાના આત્મસ્વરૂપનો વિચાર કર્યા કરે છે.

**जपयागोपासनादि कुरुते श्रद्धया यथा ।**
**स्वर्गादिवांच्छया तद्वच्छ्रद्दध्यात्स्वे मुमुक्षया ॥२०७**

જેમ કોઈ સકામ વૈદિક પુરુષ સ્વર્ગાદિકની વાંછનાથી જપ, યાગ અને ઉપાસના વગેરે શ્રદ્ધાપૂર્વક કરે છે, તેમ જ મુમુક્ષુજન મોક્ષની ઇચ્છાથી સ્વસ્વરૂપ જે શ્રુતિ પ્રતિપાદિત આત્મા, તેને વિષે શ્રદ્ધા કરે.

**चित्तैकाग्र्यं यथा योगी महायासेन साधयेत् ।**
**अणिमादिप्रेप्सयैवं विविच्यात्स्वं मुमुक्षया ॥२०८**

જેમ કોઈ યોગાભ્યાસી પુરુષ, અણિમાદિક સિદ્ધિઓ પામવાની ઇચ્છાથી મોટા પરિશ્રમ વડે યમનિયમાદિક અષ્ટાંગ સાધન દ્વારા ચિત્તની એકાગ્રતા સંપાદન કરે છે, તેવી જ રીતે મુમુક્ષુ પુરુષ મોક્ષની ઇચ્છાથી સ્વાત્માનુ વિવેચન કરે.

ઉપરના ૩ દષ્ટાંતથી આત્મવિવેકના અભ્યાસની જે ભલામણ કરી તેનું ફળ શું ? તે કહે છે

**कौशलानि विवर्धंते तेषामभ्यासपाटवात् ।**
**यथा तद्वद्विवेकोऽस्याप्यभ्यासाद्विशदायते ॥२०९**

જેમ પહેલાં કાવ્યશાસ્ત્રાદિકના અભ્યાસ કરનાર તથા સકામ યજ્ઞાદિક કરનાર અને યોગાનુષ્ઠાન કરનાર પુરુષોનાં અભ્યાસપાટવને લીધે તે તે વિષયમાં કુશળપણું વધતું જાય છે, તેવી જ રીતે આ મુમુક્ષુ પુરુષને પણ અભ્યાસે કરીને વિવેક સ્પષ્ટ થાય છે; અર્થાત્ દેહાદિકથી આત્માના વિવિક્તપણાનો બોધ સ્પષ્ટ થાય છે.

વિવેકની સ્પષ્ટતા સિદ્ધ થવાથી શું ફળ થાય ? તે કહે છે:

**विविंचता भोक्तृतत्त्वं जाग्रदादिष्वसंगता ।**
**अन्वयव्यतिरेकाभ्यां साक्षिण्यध्यवसीयते ॥२१०**

અન્વય તથા વ્યતિરેક વડે ભોક્તાના તત્ત્વનું વિવેચન કરનાર પુરુષ વડે જાગ્રત આદિક અવસ્થાઓમાં સાક્ષીને વિષે અસંગતાનો નિશ્ચય કરાય છે, અર્થાત્ સાક્ષી (કૂટસ્થ) અસંગ છે એવો નિશ્ચય થાય છે.

પૂર્વ શ્લોકમાં ઉપદેશેલો અન્વય તથા વ્યતિરેકનું સ્વરૂપ કહી બતાવે છે:

**यत्र यद्दृश्यते द्रष्ट्रा जाग्रत्स्वप्नसुषुप्तिषु ।**
**तत्रैव तन्नेतरत्रेत्यनुभूतिर्हि संमता ॥२११॥**

જાગ્રત આદિ અવસ્થાઓમા જે જાગ્રત વા સ્વપ્ન અથવા સુષુપ્તિ દશામાં જે કંઈ સ્થૂલ, સૂક્ષ્મ અથવા આનંદરૂપ પદાર્થ, દ્રષ્ટા-સાક્ષી, એ જોવામાં આવે છે, અનુભવાય છે; તે વસ્તુ તે જ અવસ્થા વિષે સ્થિત રહે છે; અન્ય અવસ્થામાં તેની અનુવૃત્તિ થતી નથી, (અને દ્રષ્ટા-સાક્ષી તો સર્વ અવસ્થાઓમાં અનુગત પ્રતીત થાય છે.) એવો અનુભવ તો સર્વસંમત છે.

અન્વયવ્યતિરેક દ્વારા આત્મવિવેચનમાં કેવળ અનુમાન જ પ્રમાણ છે એમ નથી, પણ શ્રુતિ પણ પ્રમાણ છે એવા અભિપ્રાયથી તે શ્રુતિ અર્થથી કહી દેખાડે છે.

**स यत्तत्रेक्षते किंचित्तेनानन्वागतो भवेत् ।**
**दृष्ट्वैव पुण्यं पापं चेत्येवं श्रुतिषु डिंडिमः ॥२१२**

તે આત્મા તે અવસ્થામાં જે કાંઈ ભોગ્યપદાર્થ જુએ છે, તે દૃશ્ય વસ્તુ પુણ્ય તથા પાપને જોયા પછી પણ બીજી અવસ્થામાં તે દ્રષ્ટાની પાછળ જતી નથી. એવો શ્રુતિનો[31] ઢંઢેરો છે.

૩૧. 'स यत्तत्र किंचित्पश्यत्यनन्वागतस्तेन भवति । असङ्गो ह्ययं पुरुष' (બૃ. ૪-૩-૧૫)। 'स वा एष एतस्मिन् सम्प्रसादे रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्यां द्रवति।' (બૃ ૩-૪-૧૫) આ બે ઉપનિષદ વાક્યનો અર્થ એવો છે કે. તે આત્મા તે અવસ્થાને વિષે જે કંઈ ભોગ્ય વસ્તુ દેખે છે, જાણે છે, તે દૃષ્ટ વસ્તુથી અનન્વાગત થાય છે; અર્થાત્ જે અવસ્થામાં દૃશ્ય જુએ છે તેના પછીના અવસ્થાંતરમાં તે પ્રથમ દીઠેલું દૃશ્ય તે દ્રષ્ટાની પાછળ આવતું નથી; કારણ કે આ પુરુષ અસંગ છે. તે આ આત્મા એ સંપ્રસાદ-સુષુપ્તિ દશામાં રમણ કરી વિચરીને સ્વપ્નમાં પુણ્ય તથા પાપને જોઈને જ અર્થાત્ તેનુ ગ્રહણ નહિ કરીને જ ફરી જાગ્રત પ્રતિ ઇંદ્રિયોને અનુધાવન કરે છે.' આ બન્ને શ્રુતિવાક્યોનો અર્થ સંક્ષેપતઃ આ શ્લોકમાં વર્ણવી દેખાડેલો છે.

ભોક્તૃત્વનું વિવેચન કરનારી બીજી કૈવલ્ય તથા નિરાલંબ વગેરે ઉપનિષદોની શ્રુતિઓ પણ કહી દર્શાવે છે:

**जाग्रत्स्वप्नसुषुप्त्यादिप्रपंचं यत्प्रकाशते ।**
**तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते ॥२१३**

જે સત્યજ્ઞાનાનંદ લક્ષણવાળું બ્રહ્મ સાક્ષીરૂપે રહી જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આદિક સકળ પ્રપંચને પ્રકાશે છે, તે બ્રહ્મ હું છું, બુદ્ધિ ચિદાભાસ આદિક હું નહિ; એવી રીતે જાણીને અર્થાત્ શ્રુતિ તથા અનુભવ વડે નિશ્ચય કરીને પ્રમાતૃત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિક સર્વ બંધથી સર્વ પ્રકારે પુરુષ નિર્મુક્ત થાય છે.

**एक एवात्मा मंतव्यो जाग्रत्स्वप्नसुषुप्तिषु ।**
**स्थानत्रयव्यतीतस्य पुनर्जन्म न विद्यते ॥२१४॥**

જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આદિક અવસ્થાઓમાં સર્વત્ર અનુગત એવો એક જ આત્મા માનવા યોગ્ય છે, એવા વિવેકજ્ઞાને કરી અવસ્થાત્રયથી વિવિક્ત થયેલા આત્માને પુનર્જન્મ ન થાય; અર્થાત્ આ વર્તમાન શરીરના પાતને અનંતર શરીરાંતરની પ્રાપ્તિ થાય નહિ.

**त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् ।**
**तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥**

ત્રણે ધામ(અવસ્થાઓ)ને વિષે જે કંઈ ભોગ્ય(સ્થૂલ અવિવિક્ત આનંદરૂપ) તથા જે ભોક્તા(વિશ્વ તૈજસ પ્રાજ્ઞરૂપ) અને જે ભોગ (સુખાદ્યનુભવરૂપ) હોય છે. એ બધાંથી વિલક્ષણ જે કેવળ ચિન્માત્રસ્વરૂપ સાક્ષી (દ્રષ્ટા સદાશિવ)નિરતિશયાનંદરૂપ પરમાત્મા છે, તે હું છું. એમ કૈવલ્ય શ્રુતિ કહે છે.

### ભોક્તા ચિદાભાસને પોતાના મિથ્યાત્વ બોધથી ભોગમાં અનાગ્રહ

એવી રીતે આત્મતત્ત્વના અસંગપણાનો નિશ્ચય કર્યો, ત્યારે હવે ભોક્તાપણું કોનુ માનવું? એવી આશંકા કરી નિર્ણીત અર્થ કહી દેખાડે છે:

**एवं विवेचिते तत्त्वे विज्ञानमयशब्दितः ।**
**चिदाभासो विकारी यो भोक्तृत्वं तस्य शिष्यते ॥**

એવી રીતે પૂર્વોક્ત પ્રકારથી આત્મતત્ત્વનું

વિવેચન કરતાં વિજ્ઞાનમય શબ્દનો વાચ્ય વિકારી જે ચિદાભાસ છે, તેને ભોક્તાપણું શેષ રહે છે. અર્થાત્ વિકારી હોવાથી તે ચિદાભાસનુ જ ભોક્તાપણુ સિદ્ધ થાય છે.

જ્યારે ચિદાભાસને ભોક્તાપણું માન્યુ, તો પછી આ જ પ્રકરણના ૧૯૨મા શ્લોકમા 'કોના કામ(અભિલાષ)ને માટે' એવુ જે શ્રુતિ વચન છે, તે ભોક્તાનો અભાવ કહેવાની ઇચ્છાથી કહેલુ છે, એમ જે વર્ણવ્યુ તેને વિરોધ આવશે, એવી આશંકા કરી તે શ્રુતિમા પારમાર્થિક ભોક્તાનો અભાવ વિવક્ષિત છે અને અત્રે ભોક્તાને ચિદાભાસ કહ્યો તેનુ તો મિથ્યાત્વ છે, એમ સાધી દેખાડે છે.

**मायिकोऽयं चिदाभासः श्रुतेरनुभवादपि ।**
**इन्द्रजालं जगत्प्रोक्तं तदंतःपात्ययं यतः ॥२१७॥**

આ ચિદાભાસ શ્રુતિ[૩૨] તથા અનુભવથી પણુ માયિક જ સિદ્ધ થાય છે; કારણુ કે આ જગત સઘળું ઇંદ્રજાલરૂપ કહ્યું છે અને આ ચિદાભાસ તે ઇંદ્રજાલતુલ્ય મિથ્યારૂપ જગતનો અંતઃપાતી (અંતર્ભુત) છે તેથી તે પણ મિથ્યા છે.

૩૨. 'जीवेशावाभासेन करोति माया । જીવ તથા ઇશ્વરને આભાસ વડે માયા કરે છે' એ શ્રુતિ, તેમ જ દૃષ્ટા, દૃશ્ય અને દર્શન એ ત્રિપુટીનો મધ્યવર્તી અનુભવાય છે, એ અનુભવથી પણ ચિદાભાસ મિથ્યા છે. એમ સિદ્ધ થાય છે.

વળી જગતની પેઠે વિનાશીપણાને લીધે પણ આ ચિદાભાસ મિથ્યા છે એમ કહે છે.

**विलयोऽप्यस्य सुप्त्यादौ साक्षिणा ह्यनुभूयते ।**
**एतादृशं स्वस्वभावं विविनक्ति पुनः पुनः ॥२१८**

આ ચિદાભાસનો વિલય (વિનાશ) પણુ સુષુપ્તિ આદિકને વિષે સાક્ષી વડે અનુભવાય છે, તેથી પણુ એ ચિદાભાસ મિથ્યા છે; માટે જ્યારે કૂટસ્થથી પૃથક્ ચિદાભાસને માયિક જાણે ત્યારે પોતાના સ્વભાવ(સ્વરૂપ)ને એવું (મિથ્યારૂપ) વારંવાર વિવેચન કરે છે, અર્થાત્ નિજરૂપ કૂટસ્થથી ભિન્ન કરીને જાણે છે.

એવી રીતે વિવેચન કરવાથી શું ફળ થાય? તે કહે છે

**विविच्य नाशं निश्चित्य पुनर्भोगं न वांच्छति ।**
**मुमूर्षुः शायितो भूमौ विवाहं कोऽभिवांच्छति ॥**

પૂર્વોક્ત પ્રકારે પોતાના (ચિદાભાસના) મિથ્યાત્વ સ્વરૂપનો વિવેક કરી, તેમ જ પોતાના નાશનો નિશ્ચય કરીને પછી ભોગની વાંછના કરતો નથી. જેમકે મરવાની તૈયારીથી ભોંય ઉપર સુવાડેલો કયો પુરુષ વિવાહની ઇચ્છા કરશે? કોઈ પણુ ઇચ્છા કરે નહિ.

એટલુ જ નહિ, પણુ પૂર્વની પેઠે 'હુ ભોક્તા છું' એમ બોલતા પણુ શરમાય છે, એમ કહે છે.

**जिह्रेति व्यवहर्तुं च भोक्ताहमिति पूर्ववत् ।**
**छिन्ननास इव ह्रीतः क्लिश्यन्नारब्धमश्नुते ॥२२०**

પૂર્વે અજ્ઞાન દશામાં જેમ 'હુ ભોક્તા છું' એવો વ્યવહાર કરતો હતો, તેવો વ્યવહાર કરવા માટે પણુ (તે ચિદાભાસ પોતાનું મિથ્યાત્વ જાણ્યા પછી) શરમાય છે, (ત્યારે જ્ઞાનોત્પત્તિ થયા પછી જ્ઞાની ચિદાભાસ પ્રારબ્ધના અંત પર્યંત કેવી રીતે વર્તે છે?) તે કહે છે. છેદાઈ ગઈ છે નાસિકા જેની એવો નકટાની જેમ લજાઈ લજાઈને 'હજુ પણુ મારું પ્રારબ્ધ ક્ષય ન પામ્યું' એવી રીતે મનમાં ક્લેશ પામતો પામતો પ્રારબ્ધકર્મનાં ફળને ભોગવ્યા કરે છે.

જ્ઞાન થયા પછી સાક્ષીને ભોક્તૃત્વનો અભાવ કૈમુતિકન્યાયસિદ્ધ છે, એમ કહે છે

**यदा स्वस्यापि भोक्तृत्वं मंतुं जिह्रेत्ययं तदा ।**
**साक्षिण्यारोपयेदेतदिति नैव कथा वृथा ॥२२१॥**

આ ચિદાભાસ જ્ઞાનોત્પત્યનંતર પોતાનું ભોક્તાપણું માનવાને પણુ લજાય છે, તો પછી તે સ્વગત ભોક્તાપણુ અસંગ એવા સાક્ષીને વિષે આરોપ કરે, એ વૃથા કથા જ કેવી? અર્થાત્ જે 'હું ભોક્તા છું' એમ માનતાં પણુ શરમાય છે, તે સાક્ષીને પોતાના સ્વરૂપભૂત જાણતો છતો, તેમા ભોક્તૃત્વનો કેમ આરોપ કરે?

અહી સુધી પ્રતિપાદન કરેલા અર્થને શ્રુતિ સમન્વિત કરી દેખાડે છે

**इत्यभिप्रेत्य भोक्तारमाक्षिपत्यविशंकया ।**
**कस्य कामायेति ततः शरीरानुज्वरो न हि ॥२२२**

'कस्य कामाय। કોના કામ અર્થે' એ શ્રુતિ કૂટસ્થને અથવા ચિદાભાસને વાસ્તવ ભોક્તાપણાનો અભાવ છે, એવા આશયથી નિઃશંકપણાથી

ભોક્તાનો આક્ષેપ (નિષેધ) કરે છે, તેથી કરીને જ્ઞાની પુરુષને શરીરની પાછળ, એટલે શરીર-સંબંધને લઈને, જ્વર(સંતાપ) થાય જ નહિ.

## જ્ઞાનીને શરીરત્રયગત જ્વરનો અભાવ

### શરીરત્રયગત જ્વરનું નિરૂપણ

જ્ઞાની(તત્ત્વવેત્તા)ને શરીરની પાછળ જ્વરના અભાવ છે, એમ દર્શાવવા માટે પ્રથમ તે શરીરત્રય તથા જ્વરોના સદ્ભાવ કહી બતાવે છે:

**स्थूलं सूक्ष्मं कारणं च शरीरं त्रिविधं स्मृतम् ।**
**अवश्यं त्रिविधोऽस्त्येव तत्र तत्रोचितो ज्वरः ॥**

સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ ભેદે કરી શરીર ત્રણ પ્રકારનાં છે. તે તે શરીરોને વિષે ઘટતો ત્રણ પ્રકારનો જ્વર (સંતાપ) પણ અવશ્ય છે.

પ્રથમ કહેલા સ્થૂલશરીરને વિષે જે જ્વર છે તેનું પ્રથમ નિરૂપણ કરે છે

**वातपित्तश्लेष्मजन्यव्याधयः कोटिशस्तनौ ।**
**दुर्गंधित्वकुरूपत्वदाहभंगादयस्तथा ॥ २२४ ॥**

આ સ્થૂળ શરીરને વિષે વાત, પિત્ત તથા કફરૂપ ત્રણ દોષથી ઉત્પન્ન થતા કરોડો વ્યાધિઓ છે, તેમ જ દુર્ગંધપણું, કુરૂપપણું, દાહ(બળતરા) અને ભંગ આદિક પણ સ્થૂળદેહગત જ વ્યાધિઓ છે.

હવે ક્રમપ્રાપ્ત સૂક્ષ્મ શરીરગત વ્યાધિઓને કહી બતાવે છે

**कामक्रोधादयः शांतिदांत्याद्या लिंगदेहगाः**
**ज्वरा द्वयेऽपि बाधंते प्राप्त्याऽप्राप्त्या नरं क्रमात् ॥**

કામ, ક્રોધ આદિક તેમ જ શાંતિ–શમ, દાંતિ–દમ, ઇત્યાદિક જ્વરો લિંગ દેહમાં આવેલા છે; કેમકે એ બન્ને પ્રકારના જ્વરો ક્રમે કરી પ્રાપ્તિ તથા અપ્રાપ્તિને લઈને મનુષ્યને દુઃખ આપે છે. એટલે કામક્રોધાદિક પ્રાપ્તિથી દુઃખ દે છે અને શમદમાદિક અપ્રાપ્તિથી દુઃખના નિમિત્ત થાય છે, તેથી બન્નેને વ્યાધિઓ કહ્યા છે.

કારણ શરીરગત જ્વરો છાંદોગ્ય શ્રુતિમાં શિષ્યભૂત ઇંદ્રે પોતાના ગુરુ પ્રજાપતિની આગળ કહેલા છે, તે અહીં કહી દેખાડે છે

**स्वं परं च न वेत्त्यात्मा विनष्ट इव कारणे ।**
**आगामिदुःखबीजं चेत्येतदिंद्रेण दर्शितम् ॥२२६॥**

કારણ શરીરગત એટલે સુષુપ્તિકાળમાં કારણ દેહરૂપે અવસ્થિત આત્મા(પુરુષ) પોતાને કે પરને જાણતો નથી, કેમકે તે સમયે કારણભૂત અવિદ્યામાં વિનષ્ટ જેવો થઈ જાય છે અને આગામી (બીજે દિવસે આવવાનું) જે દુઃખ તેની બીજભૂત વાસના રહે છે; એમ ઇંદ્રે દર્શાવેલુ છે.

એ પ્રમાણે ત્રણે દેહોમા જ્વરોનો સદ્ભાવ દર્શાવી તે જ્વરોની અનિવાર્યતા કહે છે

**एते ज्वराः शरीरेषु त्रिषु स्वाभाविका मताः ।**
**वियोगे तु ज्वरैस्तानि शरीराण्येव नासते ॥२२७**

એ જ્વરો ત્રણે શરીરોને વિષે સ્વાભાવિક સહજ-ધર્મ જેવા મનાયેલા છે; કારણ કે જો એ જ્વરોથી શરીરોનો વિયોગ થાય, તો તે શરીરો જ હોય નહિ, એવો તેઓનો અવિનાભાવ સંબંધ છે.

જ્વરોનો ને શરીરનો સ્વાભાવિક સંબંધ દૃષ્ટાંતથી સ્પષ્ટ કરી દેખાડે છે

**तंतं र्वियुज्येत पटो वालेभ्यः कम्बलो यथा ।**
**मृदो घटस्तथा देहो ज्वरेभ्योऽपीति दृश्यताम् ॥**

જો તંતુઓથી પટ વિયુક્ત કહી શકાય, જો વાળથી કામળો વિયુક્ત કરાય અને જો માટીથી ઘડાને વિયુક્ત કરાય; તો દેહ પણ જ્વરોથી વિયોજિત થાય; અર્થાત જેમ પટાદિક તંતુ આદિકથી છૂટા પડી ન શકે, તેમ દેહ જ્વરથી વિયુક્ત ન થઈ શકે એમ સમજી લેવું.

## ચિદાભાસમાં વાસ્તવ જ્વરના અભાવપૂર્વક કૂટસ્થમાં જ્વરનો અભાવ

હવે કૂટસ્થમા કૈમુતિકન્યાયથી જ્વરોનો અભાવ દર્શાવવાની ઇચ્છાથી આચાર્ય પ્રથમ ચિદાભાસમા જ્વરાભાવ સિદ્ધ કરી દેખાડે છે:

**चिदाभासे स्वतः कोऽपि ज्वरो नास्ति यतश्चितः ।**
**प्रकाशैकस्वभावत्वमेव दृष्टं न चेतरत् ॥२२९॥**

ચિદાભાસને વિષે સ્વતઃ શરીરત્રય ગત જ્વર સંબંધ વિના પોતામાં કોઈ પણ જ્વર છે નહિ; કારણ કે પ્રકાશરૂપ એકસ્વભાવવાળાપણું જ ચેતનનું સ્વરૂપ વિદ્વાનોએ સિદ્ધ કરેલું છે, એમાં બીજું કશું છે નહિ, તો પછી તેવા ચેતનના પ્રતિબિંબભૂત ચિદાભાસનું પણ પ્રકાશૈકસ્વરૂપત્વ માનવું ઉચિત છે.

જેને માટે ચિદાભાસમાં જ્વરાભાવ સાંખ્યો તે પ્રયોજન હવે દર્શાવે છે :

**चिदाभासेऽप्यसंभाव्या ज्वराः साक्षिणि का कथा ।**
**एवमप्येकतां मेने चिदाभासो ह्यविद्यया ॥२३०**

જ્યારે ચિદાભાસને વિષે પણ જ્વરોનો અસંભવ છે, તો પછી સાક્ષીને વિષે તો તેની વાત જ શી ? અર્થાત્ તેમાં તો તેઓનો સંભવ હોય જ ક્યાંથી ! એમ જ્વરનો અભાવ છે છતાં પણ ચિદાભાસ અવિદ્યાને લીધે શરીરની સાથે પોતાની એકતા માને છે, તેથી 'હું દુઃખી છું' ઇત્યાદિક આકારે જ્વર પામે છે.

ચિદાભાસ એકતા માને છે એમ જે કહ્યું, તેને વધારે સ્પષ્ટ કરી દેખાડે છે

**साक्षिसत्यत्वमध्यस्य स्वेनोपेते वपुस्त्रये ।**
**तत्सर्वं वास्तवं स्वस्य स्वरूपमिति मन्यते ॥२३१**

ચિદાભાસ પોતાથી યુક્ત ત્રણે શરીરોને વિષે અધ્યાસ કરીને, એટલે સાક્ષીગત જે સત્યતા છે, તે પોતાને વિષે અધ્યસ્ત કરીને, તે સર્વ જ્વરો સહિત ત્રણે શરીરોને પોતાનું વાસ્તવરૂપ છે એમ માને છે; અર્થાત્ એવી રીતે ભ્રાંતિજ્ઞાનથી માને છે.

તે તાદૃશ ભ્રાંતિજ્ઞાનથી શું થાય છે ? તે કહે છે

**एतस्मिन्भ्रांतिकालेऽयं शरीरेषु ज्वरत्स्वथ ।**
**स्वयमेव ज्वरामीति मन्यते हि कुटुंबिवत् ॥२३२**

એ ચિદાભાસ આ ભ્રાંતિકાળમાં, શરીરો જ્વરિત થાય છે, તેમાં 'હું જ્વર (સંતાપ) પામું છું' એમ કુટુંબીની પેઠે માને છે.

ઉપર કહેલા દૃષ્ટાંતને જ સ્પષ્ટ કરી દેખાડે છે

**तपत्सु पुत्रदारेषु तपामीति वृथा यथा ।**
**मन्यते पुरुषस्तद्वदाभासोऽप्यभिमन्यते ॥२३३॥**

જેમ કોઈ કુટુંબી પુરુષ, પુત્ર, સ્ત્રી આદિક તપાયમાન (દુઃખી) થતાં હોય, ત્યારે 'હું તપું છું' અર્થાત્ સ્ત્રી આદિક મરી જાય તો 'મરી ગયો રે' કરી રડે છે એટલે સ્ત્રી આદિકના મરણથી પોતાનું મરણ વૃથા માની લે છે, તેમ આ આભાસ પણ 'હું તપું છું' એમ વૃથા માને છે.

એ પ્રકાર અવિવેક દશામાં ચિદાભાસને ભ્રાંતિ વડે જ્વર સાંસારિક દુઃખ મનાય છે, એમ દર્શાવી વિવેક થતાં તે જ્વરનો અભાવ દર્શાવે છે

**विविच्य भ्रांतिमुज्झित्वा स्वमप्यगणयन्सदा ।**
**चिंतयन्साक्षिणं कस्माच्छरीरमनुसंज्वरेत् ॥२३४॥**

ચિદાભાસ, કૂટસ્થને, પોતાના સ્વરૂપને અને શરીરને વિવેચિત કરી (ભેદ કરી જાણીને) અને 'આ બધું મારું સ્વરૂપ છે' એવા પ્રકારની જે ભ્રાંતિ છે તેનો ત્યાગ કરીને, પોતાની આભાસરૂપતાના જ્ઞાને કરી પોતાને પણ નહિ ગણકારતો અર્થાત્ 'આ તો આભાસ છે, કંઈ મારું નિજરૂપ નથી' એવી રીતે પોતાની આભાસરૂપતામાં પણ અનાદર કરતો સદાકાળ સાક્ષી, કે જે જ્વરાદિરહિત પોતાનું નિજરૂપ છે તેનું ચિંતન કરતો જ્વરાદિથી યુક્ત શરીરોનો અનુસારી થઈ શા માટે પોતે જ્વર પામે ? સર્વથા નહિ જ.

આમાં ભ્રાંતિજ્ઞાન જ્વરનો હેતુ છે અને તત્ત્વજ્ઞાન જ્વરાભાવનો હેતુ છે, એમ દૃષ્ટાંત સાથે કહી દેખાડે છે.

**अयथावस्तुसर्पादिज्ञानं हेतुः पलायने ।**
**रज्जुज्ञानेऽहिधीध्वस्तौ कृतमप्यनुशोचति ॥२३५**

અયથાર્થવસ્તુરૂપ સર્પાદિકનું જ્ઞાન પલાયનનું કારણ થાય છે અને રજ્જુનું જ્ઞાન થતાં જ્યારે સર્પબુદ્ધિ બાધ પામે છે, ત્યારે પોતે કરેલા પલાયનાદિકનો શોક કરે છે; અર્થાત્ મેં વ્યર્થ પલાયન કર્યું એમ પશ્ચાત્તાપ કરે છે.

### સાક્ષીમાં આરોપિત ભોક્તાપણાના દોષની નિવૃત્તિને અર્થે ચિદાભાસની સાક્ષીતત્પરતાનું નિરૂપણ

સાક્ષીનું સદાકાળ ચિંતન કરતો એમ જે પૂર્વ શ્લોકમાં કહ્યું, તેને દૃષ્ટાંતોથી સ્પષ્ટ કરે છે

**मिथ्याभियोगदोषस्य प्रायश्चित्तप्रसिद्धये ।**
**क्षमापयन्निवात्मानं साक्षिणं शरणं गतः ॥२३६॥**

મિથ્યા આરોપેલા દોષના પ્રાયશ્ચિત્તપણાની સિદ્ધિને માટે જાણે કે આત્માને ક્ષમાપન કરતો હોય તેમ સાક્ષીને શરણે જાય છે, અર્થાત્ જેમ કોઈ લૌકિક પુરુષ કોઈના ઉપર ચોરી આદિકનો આરોપ કરીને તે આરોપનું મિથ્યાપણું જાણ્યા પછી, પોતાથી થયેલા ખોટા આળના દોષના નિવારણને માટે પેલા પુરુષ પાસે જઈને જેમ

વારંવાર માફી માગે છે, તેમ આ ચિદાભાસ પણ સાક્ષીરૂપ અસંગ આત્માને વિષે ભોક્તાપણાનો જે પોતે આરોપ કર્યો, તેનું મિથ્યાત્વ જાણીને તે દોષના પ્રાયશ્ચિત્ત–નિવારણને માટે તે સાક્ષી આત્માને ક્ષમા કરાવતા જનની પેઠે શરણે જાય છે.

એ સાક્ષીના ચિંતનમાં બીજું દૃષ્ટાંત કહી દેખાડે છે

**आवृत्तपापनुत्त्यर्थं स्नानाद्यावर्त्यते यथा ।**
**आवर्तयन्निव ध्यानं सदा साक्षिपरायणः ॥२३७**

જેમ કોઈ પાપી પુરુષ પોતાના વારંવાર કરેલાં પાપના નિવારણને અર્થે તે પાપને માટે શાસ્ત્રમાં નિવારણરૂપે કહેલ સ્નાનાદિક પ્રાયશ્ચિત્તોનું ફરી ફરીને અનુષ્ઠાન કરે છે, તેમ આ ચિદાભાસ પણ ચિરકાલથી સાક્ષી વિષે સંસારીપણાના આરોપ રૂપી પાપદોષના નિવારણને અર્થે વારંવાર ધ્યાન કરતો સદા સાક્ષીપરાયણ રહ્યા કરે છે.

એવી રીતે ચિદાભાસની સાક્ષીપરાયણતા દર્શાવીને, તેનુ પોતાના ગુણોના વખાણ કરવામા શરમાળપણું દૃષ્ટાંત સહિત દાખવે છે

**उपस्थकुष्ठिनी वेश्या विलासेषु विलज्जते ।**
**जानतोऽग्रे तथाऽऽभासः स्वप्रख्यातौ विलज्जते ॥**

ઉપસ્થ (ગુહ્ય અંગ)ને વિષે કુષ્ઠ રોગવાળી વેશ્યા જેમ વિલાસમા લજાય છે; તેમ ચિદાભાસ પણ જ્ઞાતા પુરુષની આગળ (પોતાના દોષ જાણનાર કૂટસ્થની આગળ) પોતાની પ્રખ્યાતિ કરવામાં લજ્જા પામે છે.

હવે ત્રણે શરીરોથી વિવેચિત કરેલા ચિદાભાસને પુનઃ તે શરીરોની સાથે તાદાત્મ્ય ભ્રમ ('તે શરીરો જ હું છું' એવી ભ્રાંતિ) થતો નથી, એમ દૃષ્ટાંતપૂર્વક કહી દેખાડે છે:

**गृहीतो ब्राह्मणो म्लेच्छैः प्रायश्चित्तं चरन्पुनः ।**
**म्लेच्छैः संकीर्यते नैव तथाऽऽभासः शरीरकैः ॥**

જેમ મ્લેચ્છ લોકોએ પકડેલો બ્રાહ્મણ, તે સંસર્ગદોષનું નિવારણભૂત પ્રાયશ્ચિત્ત કરીને ફરીથી પાછો મ્લેચ્છની સાથે સંબંધમાં આવતો નથી; તેમ આ ચિદાભાસ પણ એકવાર વિવેકવાન થયા પછી ફરી તે શરીરોની સાથે સંબંધમાં આવતો નથી. તે શરીરોમાં અધ્યાસવાળો બનતો નથી.

આ ચિદાભાસ સાક્ષીને અનુસરે છે, એમ જે કહ્યુ તે માત્ર એ આભાસના દોષની નિવૃત્તિને માટે જ છે એમ નથી, પણ એ અનુસરણ મોટા પ્રયોજનવાળું છે, એમ સિંહાવલોકન ન્યાયથી દૃષ્ટાંત સહિત કહી દેખાડે છે.

**यौवराज्ये स्थितो राजपुत्रः साम्राज्यवांछया ।**
**राजानुकारी भवति तथा साक्ष्यनुकार्ययम् ॥२४०**

જેમ કોઈ પોતાના પિતા (મહારાજા)ના વિદ્યમાનપણામાં અમુક રાજકાર્યાંશના અર્પણથી યુવરાજપદવીને પામેલો રાજપુત્ર સામ્રાજ્ય ચક્રવર્તીપણાની ઇચ્છાથી રાજાનો અનુસારી થાય છે; અર્થાત્ રાજાની પેઠે જ પ્રજાનું રંજન કરવા વગેરે રૂપ ગુણવાળો થાય છે; તેમ આ આભાસ સાક્ષીનો અનુસારી થાય છે.

જેમ યુવરાજને રાજાનુસારી થવામા સામ્રાજ્યલાભ ભાવિ પ્રયોજન છે, તેમ આભાસને સાક્ષીઅનુસારી થવામાં શું પ્રયોજન છે? તે કહે છે.

**यो ब्रह्म वेद ब्रह्मैव भवत्येव इति श्रुतिः ।**
**श्रुत्वा तदेकचित्तः सन्ब्रह्म वेत्ति न चेतरत् ॥२४१**

જે બ્રહ્મને જાણે છે, તે નિશ્ચયે બ્રહ્મ જ થાય છે, આ શ્રુતિને[33] સાંભળીને તે બ્રહ્મમાં એકચિત્ત થઈ બ્રહ્મને જ જાણે છે, ઈતર પદાર્થને જાણતો નથી.

૩૩. અભિપ્રાય એવો છે કે–'स यो ह वै तत् परमं ब्रह्म वेद ब्रह्मैव भवति नास्याऽब्रह्मवित् कुले भवति तरति शोकं तरति पाप्मानं गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो भवति ॥ (મું–૩–૨–૯) જે પુરુષ નિશ્ચયે કરી પરબ્રહ્મને જાણે છે, તે બ્રહ્મ જ થાય છે એ બ્રહ્મવેત્તાના કુળમાં કોઈ અબ્રહ્મવેત્તા થતો નથી વળી તે શોકને તરે છે સર્વ પાપને તરે છે અને પંચકોશરૂપી જે ગુહાગ્રંથિ તેનાથી વિમુક્ત થઈ અમૃતરૂપ થાય છે.' આ શ્રુતિમાં બ્રહ્મભાવાદિરૂપ ફળનું શ્રવણ કરાય છે, તે ફળની વાંછાથી ચિદાભાસ સાક્ષીનુ અનુસરણ કરવામા પ્રવૃત્ત થાય, તો તે સર્વથા યુક્ત છે.

બ્રહ્મજ્ઞાન વડે બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય એટલે ચિદાભાસપણું જ વિનષ્ટ થાય, તો તેવા પોતાના વિનાશને માટે ચિદાભાસ કેમ પ્રવૃત્ત થાય? એવી આશંકા કરી કહે છે:

**देवत्वकामा ह्यग्न्यादौ प्रविशंति यथा तथा ।**
**साक्षित्वेनावशेषाय स्वविनाशं स वांछति ॥२४२**

જેમ દેવભાવની કામનાવાળા પુરુષો અગ્નિ આદિકમાં પ્રવેશ કરે છે; તેમ સાક્ષીભાવે કરી

અવશેષ રહેવા માટે તે ચિદાભાસ પોતાના વિનાશની ઇચ્છા[34] કરે છે.

૩૪. અર્થાત્ લોકમાં જેમ દેવપણાની પ્રાપ્તિની કામનાથી ભૃગુપાત–ભૈરવઝંપ–પર્વતશિખર ઉપરથી પડવું તથા પ્રયાગ–ગંગાપ્રવેશ વગેરે પોતાના વિનાશના સાધનમાં પ્રવૃત્ત થાય છે, તેમ જ સાક્ષીભાવે સ્થિતિ પામવારૂપ અધિક ફળની આકાંક્ષાથી પોતાના ચિદાભાસત્વના વિનાશના સાધનભૂત બ્રહ્મજ્ઞાનને વિષે તેની પ્રવૃત્તિ ઘટે છે.

### જ્ઞાની ચિદાભાસને પ્રારબ્ધ પર્યંત વ્યવહાર-સંભવનું પ્રતિપાદન

તત્ત્વજ્ઞાનથી ચિદાભાસત્વ નિવૃત્ત થાય, ત્યારે તે તત્ત્વજ્ઞાનીનો લોક વિષે જીવપણાનો વ્યવહાર કેમ થાય છે? એવી આશંકા કરીને પ્રારબ્ધક્ષય પર્યંત તેવા ચિદાભાસપણાનો સંભવ છે, એમ દૃષ્ટાંત સાથે કહી દેખાડે છે

**यावत्स्वदेहदाहं स नरत्वं नैव मुंचति ।**
**यावदारब्धदेहं स्यान्नाभासत्वविमोचनम् ॥२४३**

જેમ જ્યાં સુધી પોતાના દેહનો દાહ થાય, ત્યાં સુધી તે નરપણાને છોડતો નથી, તેમ જ્યાં લગી પ્રારબ્ધકર્મને અધીન દેહ છે, ત્યાં સુધી આભાસત્વ મુકાતું નથી. (અર્થાત્ જેમ અગ્નિ આદિકમાં પ્રવિષ્ટ થયેલો પુરુષ દાહાદિકથી તેના દેહનો નાશ થાય, ત્યા સુધી મનુષ્ય શબ્દે કરીને વ્યવહરાય છે, તેમ જ પ્રારબ્ધકર્મના ક્ષય પર્યંત ચિદાભાસપણાનો વ્યવહાર નિવૃત્ત થતો નથી.)

અહીં એવી શંકા થાય કે ભોક્તાપણાના ભ્રમનું ઉપાદાન કારણ જે અજ્ઞાન તેની નિવૃત્તિ થઈ ગઈ, તો પછી ફરીને તે ભોગની અનુવૃત્તિ કેમ થાય? તેમ જ 'હું મર્ત્ય છું' એવી વિપરીત પ્રતીતિ પણ કેમ થવી ઘટે? તો ત્યાં દૃષ્ટાંત આપી તેવો સંભવ દર્શાવે છે:

**रज्जुज्ञानेऽपि कंपादिः शनैरेवोपशाम्यति ।**
**पुनर्मंदांधकारे सा रज्जुः क्षिप्तोरगी भवेत् ॥२४४॥**

જેમ રજ્જુમાં સર્પભ્રમ થયો, તે સ્થળે ઉત્તરક્ષણમાં 'આ તો રજ્જુ છે' એવું જ્ઞાન થયું, તોપણ પૂર્વ ક્ષણમાં પ્રવૃત્ત થયેલો કંપ વગેરે તો ધીમે ધીમે વિરમે છે, કંઈ તે જ ક્ષણે એકદમ બંધ પડી જતા નથી. વળી ફરીને પણ જો મંદ અંધકારમાં તે રજ્જુ (દોરડી) નાખેલી હોય, તો વખતે નાગણનો ભ્રમ ઉપજાવનારી થઈ પડે છે.

ઉપરના શ્લોકમાં કહેલું દૃષ્ટાંત પ્રકૃતમાં લાગુ પાડી દેખાડે છે:

**एवमारब्धभोगोऽपि शनैः शाम्यति नो हठात् ।**
**भोगकाले कदाचित्तु मर्त्योऽहमिति भासते ॥२४५**

એ જ પ્રમાણે પ્રારબ્ધનો ભોગ પણ હળવે હળવે નિવૃત્ત થાય છે; હઠ કરવાથી એકદમ વિરામતો નથી અને ભોગકાળમાં કોઈ વખતે તો 'હું મર્ત્ય છું' એમ પણ ભાસ થાય છે.

જો ફરીને 'હું મનુષ્ય છું' ઇત્યાદિક બુદ્ધિ ઉદય પામે તેથી તત્ત્વજ્ઞાનને બાધ આવશે, એવી શંકા કરી સમાધાન આપે છે:

**नैतावतापराधेन तत्त्वज्ञानं विनश्यति ।**
**जीवन्मुक्तिव्रतं नेदं किंतु वस्तुस्थितिः खलु ॥२४६**

એટલા જ અપરાધથી તત્ત્વજ્ઞાન વિનાશ પામતું નથી. અર્થાત્ કદી કોઈ કાળે 'હું મર્ત્ય છું' એવો ખ્યાલ આવી ગયો, તો તેટલાથી જ કંઈ તત્ત્વજ્ઞાન ફીટી જતું નથી; કારણ કે આ કંઈ જીવન્મુક્તિ નામનું વ્રત નથી, પણ ખરેખર વસ્તુસ્થિતિ[35] છે.

૩૫. તાત્પર્ય એવું છે કે આ મર્ત્યબુદ્ધિ ન કરવારૂપ જીવન્મુક્તિ વ્રત નથી કે જેમાં નિયમ પ્રમાણે અનુષ્ઠાન ન કરવાથી કંઈ ખામી આવી જાય. આ તો માત્ર સમ્યગ્ જ્ઞાને કરી મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ થવી, એવી રીતનો વસ્તુસ્વભાવ જ વર્ણવાય છે, તેથી કદાચિત્ મર્ત્યત્વબુદ્ધિનો ઉદય થાય તો ફરીને બીજા તત્ત્વાનુસંધાનથી તેનો બાધ થઈ શકે છે, એવો ભાવાર્થ છે

જેમ રજ્જુસર્પાદિ ભ્રમસ્થળે વિપરીત જ્ઞાનની નિવૃત્તિ થયા છતાં પણ કંપાદિક કાર્ય તેમા અનુવૃત્ત રહે છે, તેમ અહીં તત્ત્વજ્ઞાનના વિષયમા પણ ભ્રમ નિવૃત્ત થયા છતા પણ ભ્રમકાર્ય જે વાસનાદિક તેની નિવૃત્તિ તો અમુક સમયની અપેક્ષા રાખે છે, એમ સપ્તઅવસ્થાના પ્રસંગમા કહેલા દશમ પુરુષના દૃષ્ટાંતને યાદ કરાવે છે:

**दशमोऽपि शिरस्ताडं रुदन्बुद्ध्वा न रोदिति ।**
**शिरोव्रणस्तु मासेन शनैः शाम्यति नो तदा ॥**

દશમ પુરુષ જે માથું પછાડી રોતો હતો, તે 'હું દશમો છું' એમ જાણ્યું, ત્યાર પછી રોતો નથી. પણ અજ્ઞાનદશામાં જે મસ્તક તાડન કરવાથી વ્રણ (ઘા) થયેલ, તે તો હળવે હળવે મહિને-માસે રુઝાય છે; કંઈ તે જ ક્ષણે સારો થઈ જતો નથી.

જો જ્ઞાન થયા પછી ઉત્તરકાળમાં પણ સંસારની અનુવૃત્તિ

હોય, તો પછી જીવન્મુક્તિને પુરુષાર્થ કેમ માની શકાય; એવી આશંકા કરીને મુક્તિલાભથી થતો હર્ષ તે તે કાળે થતા દુઃખનો આચ્છાદક થાય છે, તેથી જીવન્મુક્તિ પુરુષાર્થ છે એમ દૃષ્ટાંતપૂર્વક બતાવે છે:

**दशमामृतिलाभेन जातो हर्षो व्रणव्यथाम् ।**
**तिरोधत्ते मुक्तिलाभस्तथा प्रारब्धदुःखिताम् ॥२४८**

જેમ દશમ પુરુષ મરણ પામેલો નથી એવા જ્ઞાનથી ઉત્પન્ન થયેલો હર્ષ વ્રણની પીડાને તિરોહિત કરે છે, તેમ મુક્તિનો લાભ પણ પ્રારબ્ધથી થતા દુઃખને તિરોહિત કરે છે.

૨૪૬મા શ્લોકમા 'આ મનુષ્યપણાની બુદ્ધિ ન કરવી, એ કાંઈ વ્રત નથી' એમ જે કહ્યું તેની ચાલતા પ્રસંગમા શી અસર થઈ તે કહે છે.

**व्रताभावाद्यदाध्यासस्तदा भूयो विविच्यताम् ।**
**रससेवी दिने भुंक्ते भूयो भूयो यथा तथा ॥२४९**

જેવી રીતે ભોજનના ખટ રસની ઇચ્છાવાળો પુરુષ દિવસમાં જ્યારે જ્યારે ઇચ્છા થાય, ત્યારે ત્યારે વારંવાર જમે છે, તેમ જીવન્મુક્તિ કોઈ જાતનું વ્રત નહિ હોવાથી જ્યારે જ્યારે અધ્યાસ થઈ આવે, ત્યારે ત્યારે વારંવાર આત્મવિચાર કરવો; કેમકે તેમાં વ્રતની પેઠે નહિ ખાવાનો કાંઈ નિયમ નથી.

જ્યારે પ્રારબ્ધની નિવૃત્તિ જ્ઞાનથી ન થાય ત્યારે શાથી થાય? એવી આશંકા કરી, દશમ પુરુષના દૃષ્ટાંતથી તેની નિવૃત્તિનો ઉપાય કહી દર્શાવે છે:

**शमयत्यौषधेनायं दशमः स्वं व्रणं यथा ।**
**भोगेन शमयित्वैतत्प्रारब्धं मुच्यते तथा ॥२५०॥**

જેમ આ દશમો પુરુષ ઔષધ વડે પોતાના વ્રણને શમાવે છે–રુઝાવે છે, તેમ જ્ઞાની પણ ભોગ વડે આ પ્રારબ્ધને શમાવીને મુક્ત થાય છે.

આ પ્રકરણના આરંભમાં કહેલી 'आत्मानं चेत्' એ શ્રુતિમા સૂચિત કરેલી, અપરોક્ષજ્ઞાન તથા શોકનિવૃત્તિ એ બે અવસ્થાઓ જીવગત છે, એમ ૪૮મા શ્લોકમાં કહ્યું, તેનું અનુકીર્તન કરી તૃપ્તિ નામક સપ્તમી અવસ્થા કહેવાનો આરંભ કરે છે:

**किमिच्छन्निति वाक्योक्तः शोकमोक्ष उदीरितः ।**
**आभासस्य ह्यवस्थैषा षष्ठी तृप्तिस्तु सप्तमी ॥२५१॥**

'किमिच्छन्–શેને ઇચ્છતો?' એ શ્રુતિના ઉત્તરાર્ધ વાક્યમાં જે શોકાપગમ સૂચવ્યો છે તે શોકમોક્ષ અહીં સુધીના ગ્રંથથી કહેવામાં (વર્ણવવામાં) આવ્યો. આ શોકમોક્ષલક્ષણ ચિદાભાસની અવસ્થા છઠ્ઠી છે. (અર્થાત્ આ પ્રકરણના ૩૩મા શ્લોકમાં જે અજ્ઞાન, આવરણ, વિક્ષેપ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષજ્ઞાન, શોકનિવૃત્તિ અને નિરંકુશાતૃપ્તિ; એમ સાત અવસ્થાઓ કહી છે, તેમાંની આ છઠ્ઠી છે.) અને તૃપ્તિરૂપ સપ્તમી અવસ્થાનું તો હવે વર્ણન કરાશે.

## જ્ઞાની ચિદાભાસની સપ્તમી અવસ્થા નિરંકુશાતૃપ્તિનું વર્ણન

### પ્રતિયોગીના સ્મરણપૂર્વક જ્ઞાનીને કૃતકૃત્યતા

અપરોક્ષજ્ઞાનજન્ય જે તૃપ્તિ તેનુ નિરંકુશત્વ (નિરતિશયપણું) દર્શાવવા માટે તેની પ્રતિયોગીભૂત વૈષયિકતૃપ્તિનું કથન કરી પ્રતિજ્ઞા કરે છે:

**सांकुशा विषयैस्तृप्तिरियं तृप्तिर्निरंकुशा ।**
**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तृप्यति ॥२५२**

વિષય જે રૂપરસાદિક, તેથી થતી તૃપ્તિ સાંકુશા છે; કેમકે એક વિષયના લાભથી થયેલી તૃપ્તિ બીજા વિષયના લાભથી કુંઠિત થાય છે; તેથી તેવી તૃપ્તિ સાતિશયા કહેવાય છે; પણ આ અપરોક્ષ આત્મબોધથી થતી જે તૃપ્તિ છે તે તો નિરંકુશા (નિરતિશયા) છે; કારણ કે તેવી તૃપ્તિને પાત્ર, મનુષ્ય 'મારે જે કંઈ કરવા યોગ્ય હતું તે સઘળું કર્યું અને જે કંઈ પામવા યોગ્ય હતું તે પામ્યો' એમ જ માનીને તૃપ્તિ (હર્ષ) પામે છે.

જ્ઞાનીના કૃતકૃત્યપણાનુ જ કથન કરે છે

**ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सिद्धये ।**
**बहु कृत्यं पुराऽस्याभूत्तत्सर्वमधुना कृतम् ॥२५३**

એ જ્ઞાનીને પ્રથમ (અજ્ઞાનકાળમા) તો આ લોક તથા પરલોક સંબધી ભોગસમૂહની સિદ્ધિને અર્થે તથા મુક્તિની સિદ્ધિને અર્થે બહુ જ કર્તવ્ય હતું. હવે તો તે સર્વ કરી ચૂકયો, કેમકે જ્ઞાન થયા પછી બ્રહ્માનંદનો સાક્ષાત્કાર સિદ્ધ થવાથી સસાર સંબધી સઘળાં ફળની ઇચ્છા નિવૃત્ત થઈ એટલે કૃષિ, વાણિજ્ય, યજ્ઞ, ઉપાસના કે શ્રવણ આદિક કશું કરવું રહ્યું નહિ, તેથી તે કૃતકૃત્ય થયો.

એવી રીતે કૃતકૃત્યપણું દર્શાવીને તેના ફળરૂપ તૃપ્તિ કહી.

દેખાડે છે

तदेतत्कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरम् ।
अनुसंदधदेवायमेवं तृप्यति नित्यशः ॥ २५४ ॥

જે આ ઉપર કૃતકૃત્યતાનુ નિરૂપણ કર્યું, તેને પ્રતિયોગીપુરસ્સર એટલે ઉત્તર ગ્રંથથી કહેવામાં આવશે તેવી રીતે, અનુસંધાન કરતો કરતો જ આ જ્ઞાની નિરંતર તૃપ્ત રહ્યા કરે છે.

ઉપરના શ્લોકમા પ્રતિયોગીપુરસ્સર અનુસંધાન જે કહ્યું તેનો જ પ્રકાર, ૨૯૧મા શ્લોક પર્યંતના ગ્રંથથી વિસ્તાર કરી બતાવે છે, તેમા પ્રથમ આ શ્લોક સબંધી સુખના જે અર્થી છે, તેના કરતા જ્ઞાનીની વિલક્ષણતા દર્શાવે છે

दुःखिनोऽज्ञाः संसरन्तु कामं पुत्राद्यपेक्षया ।
परमानंदपूर्णोऽहं संसरामि किमिच्छया ॥२५५॥

દુઃખી એવા અજ્ઞાની માણસો પુત્રાદિકની અપેક્ષાથી ભલે આ લોક સબંધી વ્યવહાર કર્યા કરો; પણ પરમાનંદે કરી પૂર્ણ એવો હુ શેની ઇચ્છાથી સસરણ પામ્યા કરું—પામરની પેઠે વ્યવહાર કર્યા કરું ?

સ્વર્ગાદિકને અર્થે યજ્ઞાદિક અનુષ્ઠાન કરનાર પુરુષથી જ્ઞાનીની વિલક્ષણતા કહે છે.

अनुतिष्ठन्तु कर्माणि परलोकयियासवः ।
सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥२५६

પરલોક પામવાની ઇચ્છા કરતા પુરુષો કર્મોના અનુષ્ઠાન કર્યા કરો, પણ સર્વ લોકસ્વરૂપ એવો હુ, શા કારણથી કયુ કર્મ કેવી રીતે અનુષ્ઠાન[૩૬] કરુ ?

૩૬ અજ્ઞાનીને વર્ણાશ્રમાદિનુ અભિમાન તથા કર્તાપણા વગેરેનો અભ્યાસ હોવાથી સ્વર્ગાદિક ફળની આકાક્ષાથી યજ્ઞાદિક કરવાની યોગ્યતા છે, પણ મારે (જ્ઞાનીને) તો સાધન, કર્મ અને તેના ફળનો જ્ઞાને કરી બાધ થયો એટલે કર્માનુષ્ઠાનની યોગ્યતા રહી નહિ. વળી દેહથી અતિરિક્ત અકર્તા છુ તેમ જ જ્ઞાને કરી દેહાદિ રૂપ જગતનો બાધ થયો તેથી સામગ્રી સહિત કર્મનો અભાવ થયો અને તે સાથે હુ પોતે સર્વ લોકસ્વરૂપ જ છુ તેથી સામગ્રી સહિત કર્મનો ફળરૂપ કોઈ પણ પ્રાપ્તવ્ય લોક રહ્યો નહિ, તેથી કોઈ પણ પ્રકારે મારે જ્ઞાનીને સાધન, કર્મફળ વગેરે કશું પણ અનુષ્ઠેય રહેતું જ નથી.

જ્ઞાનીને પોતાને માટે પ્રવૃત્તિ ભલે ન હો, તથાપિ પરને અર્થે એટલે લોકસંગ્રહાર્થ પ્રવૃત્તિ કેમ ન હોઈ શકે ? એવી શંકા કરી, 'મારે વ્યાસાદિક આચાર્યની પેઠે અધિકારનો અભાવ છે, તેથી પરાર્થે પણ પ્રવૃત્તિ નથી' એમ કહે છે.

व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयंतु वा ।
येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः ॥

જે આચાર્ય પુરુષો તેવી પરાર્થ પ્રવૃત્તિને વિષે અધિકારી છે, તેઓ ભલે શાસ્ત્રોનાં વ્યાખ્યાન કરો વા વેદનું અધ્યયન કરાવો; પણ હું પોતે અક્રિય હોવાથી મને તેવી પરમાર્થપ્રવૃત્તિમાં અધિકાર નથી.

પોતાના દેહનું ભરણપોષણ કરવા ભિક્ષા લઈ આવવી, તેમ જ પારલૌકિક ફળના હેતુભૂત સ્નાનાદિક કરવા, ઇત્યાદિક ક્રિયાઓ જ્ઞાની પણ કરે છે તો પછી ઉપરના શ્લોકમાં જે અક્રિયપણું કહ્યુ તે અસિદ્ધ છે એવી આશંકા કરી કહે છે

निद्राभिक्षे स्नानशौचे नेच्छामि न करोमि च ।
द्रष्टारश्चेत्कल्पयन्ति किं मे स्यादन्यकल्पनात् ॥

નિદ્રા, ભિક્ષા, સ્નાન અને શૌચ; એ ક્રિયાઓને હું ચૈતન્યરૂપ જ્ઞાની ઇચ્છતો નથી તેમ કરતો પણ નથી અને દેખનારા પુરુષો એ ક્રિયાઓ કદી મારે વિષે કલ્પે છે, તો તેવી અન્યે કરેલી કલ્પનાથી મને શું બાધ થાય ? અર્થાત્ તેવી અન્યકલ્પિત ક્રિયાઓથી મારા સ્વસ્વરૂપના અક્રિયપણાને કશો બાધ આવતો નથી.

અન્યકૃત કલ્પનાથી બાધ થતો નથી, એ બાબતમાં દષ્ટાંત કહી દેખાડે છે

गुंजापुंजादि दह्येत नान्यारोपितवह्निना ।
नान्यारोपितसंसारधर्मानेवमहं भजे ॥ २५९ ॥

જેમ ગુંજાપૂંજ (ચણોઠીના ઢગલા) વગેરે અગ્નિના જેવી રક્તતાવાળા પદાર્થો વાનર આદિક વડે આરોપિત કરેલા અગ્નિપણાથી બળતા નથી, તેમ જ અન્ય (અજ્ઞાની પુરુષે) આરોપિત કરેલા સંસારધર્મોને હું સેવતો નથી.

સાંસારિક ફળની ઇચ્છાના અભાવથી તમારે જ્ઞાનીને કર્માનુષ્ઠાન ભલે ન હો, તોપણ તત્ત્વસાક્ષાત્કારને માટે શ્રવણાદિક તો અવશ્ય કર્તવ્ય છે એવી સાક્ષેપ આશંકા કરીને અજ્ઞાન નષ્ટ થયુ તેથી શ્રવણાદિકનું કર્તાપણું પણ મારે નથી એમ કહે છે:

शृण्वन्त्वज्ञाततत्त्वास्ते जानन्कस्माच्छृणोम्यहम् ।
मन्यंतां संशयापन्ना न मन्येऽहमसंशयः ॥२६०

બ્રહ્મ અને આત્માની એકતારૂપ તત્ત્વને નહિ

જાણનાર મુમુક્ષુ પુરુષો ભલે શાસ્ત્રાદિકનું શ્રવણ કર્યા કરો. હું તત્ત્વને જાણતો હોવાથી શા સારુ શ્રવણ કરું? તેમ જ જેઓ તત્ત્વ આમ હશે કે તેમ હશે, એવા સંશયોમાં પડેલા છે, તેઓ મનન કર્યા કરો, પણ સંશયરહિત થયેલો હું મનન કરતો નથી અર્થાત્ મારે શ્રવણ કે મનન કશું અપેક્ષિત નથી.

શ્રવણ તથા મનન અનાવશ્યક કહ્યા, તોપણ તત્ત્વવિષયક વિપરીતભાવનાની નિવૃત્તિ અર્થે નિદિધ્યાસન તો તમારે જરૂરનું છે, એમ કોઈ આક્ષેપ કરે, તેના પ્રતિ જ્ઞાની પોતાને નિદિધ્યાસનની પણ અનાવશ્યકતા દેખાડે છે :

विपर्यस्तो निदिध्यासेत्किं ध्यानमविपर्ययात् ।
देहात्मत्वविपर्यासं न कदाचिद्भजाम्यहम् ॥२६१

વિપર્યયવાન પુરુષ નિદિધ્યાસન કરે પણ વિપર્યયનો જ અભાવ થયો તો પછી ધ્યાન કેવું? કારણ કે હું દેહને વિષે આત્મતાના જ્ઞાનરૂપ વિપર્યયને કોઈ પણ કાળે ભજતો નથી, માટે વિપર્યય નથી; તેથી તન્નિવૃત્ત્યર્થ ધ્યાન કરવાની પણ જરૂર નથી.

જ્યારે વિપર્યયનો છેક અભાવ છે, તો પછી 'હુ મનુષ્ય છુ' ઇત્યાદિક વ્યવહાર કેમ ઘટે? એવી આશંકા કરી, વાસનાવશાત્ 'હું મનુષ્ય છુ' વગેરે વ્યવહારો બાધિતની અનુવૃત્તિથી ઘટી શકે છે, એમ કહે છે:

अहं मनुष्य इत्यादिव्यवहारो विनाप्यमुम् ।
विपर्यासं चिराभ्यस्तवासनातोऽवकल्पते ॥२६२

'હુ મનુષ્ય છું' ઇત્યાદિક વ્યવહાર તો એ પૂર્વોક્ત વિપર્યય વિના પણ ચિરકાળના અનાદિ કાળના સંસ્કારરૂપ જે વાસના તેથી હોઈ શકે છે. અર્થાત્ જેમ કુંભાર ચાકડાને ફેરવતાં તેમાંથી લાકડું કાઢી લે છે, તોપણ ચક્ર તો ઘણીવાર સુધી વેગને લીધે ફર્યા કરે છે, તેમ વિપર્યય ટળી ગયો તોપણ વાસનાના સંસ્કારથી 'હું બ્રાહ્મણ છું' વગેરે વ્યવહારો નિર્વાહિત થાય છે.'

વર્તમાન વ્યવહાર તો પ્રારબ્ધક્ષય વિના નિવૃત્ત થવાનો જ નથી, તેથી તેની નિવૃત્તિને અર્થે ધ્યાનસંપાદન અનાવશ્યક છે, એમ કહી દેખાડે છે.

प्रारब्धकर्मणि क्षीणे व्यवहारो निवर्तते ।
कर्माक्षये त्वसौ नैव शाम्येद्ध्यानसहस्रतः ॥२६३

આરબ્ધ કર્મનો ક્ષય થાય એટલે પછી વ્યવહારની નિવૃત્તિ થઈ જાય છે અને કર્મનો નાશ થયો ન હોય ત્યા સુધી તો એ વ્યવહાર હજારો ધ્યાનથી પણ નિવૃત્ત થતો નથી, એથી તેને માટે ધ્યાન ઉપયોગી નથી.

પ્રારબ્ધનિમિત્તક વ્યવહારની નિવૃત્તિ કદી પ્રારબ્ધક્ષય વિના ન થાઓ, તથાપિ તે વ્યવહારને ઓછો કરવા માટે ધ્યાન કર્તવ્ય છે, એવી આશંકા કરીને એવો વ્યવહાર અબાધક છે, તો પછી તેની નિવૃત્તિને માટે યત્ન જરૂરનો નથી એમ કહે છે:

विरलत्वं व्यवहृतेरिष्टं चेद्ध्यानमस्तु ते ।
अबाधिकां व्यवहृतिं पश्यन्ध्यायाम्यहं कुतः ॥२६४

હે વાદી! વ્યવહારની વિરલતા (અલ્પપણું) જો તમારે ઇષ્ટ હોય, તો ભલે તમારે ધ્યાન હો; અર્થાત્ જીવન્મુક્તિના વિલક્ષણ આનંદને અર્થે વ્યવહાર ઓછો કરવાની તમારી ઇચ્છા હોય તો સુખેથી ધ્યાન કર્યા કરો અને હુ તો વ્યવહારને આત્મા, જ્ઞાન તથા મોક્ષનો અબાધક દેખું છું (માનું છુ) તો પછી શા સારુ ધ્યાન કરું?

ધ્યાન ભલે કર્તવ્ય ન હો તથાપિ વિક્ષેપનિવૃત્તિને માટે સમાધિ તો અવશ્ય કરવી જોઈએ, એવી શંકા કરી વિક્ષેપ તથા સમાધિ બને મનના ધર્મો છે, તેથી વિક્ષેપનિવારક સમાધિમા પણ મને અધિકાર નથી એમ કહે છે:

विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम ।
विक्षेपो वा समाधिर्वा मनसः स्याद्विकारिणः ॥२६५

મારે વિક્ષેપ છે નહિ, તે કારણથી મારે સમાધિ પણ છે નહિ; કેમકે વિક્ષેપ વા સમાધિ બન્ને વિકારવાળા મનને હોય છે.

ત્યારે કદી એમ કહે કે, એ સમાધિનુ ફળ જે અનુભવ તે સંપાદન કરવા યોગ્ય છે. તેના ઉત્તરમા એ અનુભવ તો મારો સ્વરૂપભૂત છે, તેથી તે સંપાદન કરવા યોગ્ય નથી, એમ સિદ્ધાંતી કહે છે

नित्यानुभवरूपस्य को मे वाऽनुभवः पृथक् ।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव निश्चयः ॥२६६

નિત્ય (ઉત્પત્તિ-નાશરહિત) અનુભવસ્વરૂપ એવો જે હુ તેનાથી જુદો વળી અનુભવ કયો છે? મારાથી ભિન્ન કંઈ છે જ નહિ. જે કંઈ કરવા યોગ્ય હતું તે કર્યું અને જે પ્રાપ્ત થવા યોગ્ય હતું તે પામ્યા; એમ જ મારો નિશ્ચય છે.

### કૃતકૃત્ય જ્ઞાનીના આચરણનો નિર્ધાર

જ્યારે એમ સર્વ ઠેકાણે અકર્તાપણાનો અંગીકાર કરીએ,

તો પછી જ્ઞાનીને નિયમરહિત વર્તનની આપત્તિ આવશે, એવી આશંકા કરીને પ્રારબ્ધવશાત્ તેવા અનિયત વર્તનની પ્રાપ્તિ થાય તો તે કબૂલ છે એમ અંગીકાર કરે છે:

**व्यवहारो लौकिको वा शास्त्रीयो वाऽन्यथाऽपि वा ।**
**ममाकर्तुरलेपस्य यथाऽऽरब्धं प्रवर्तताम् ॥२६७॥**

લૌકિક વ્યવહાર ભિક્ષાભોજનાદિક અથવા શાસ્ત્રીય વ્યવહાર જપ, સમાધિ આદિક તેમ જ એ બન્નેથી વિપરીત હિંસાદિ નિંદિત વ્યવહાર, સર્વદા અકર્તા અને અભોક્તા એવો જે હું તે પ્રારબ્ધકર્મ અનુસાર પ્રવર્ત્યા કરો. (તેથી મને કશી પણ અડચણ નથી.)

એવી રીતે વસ્તુવૃત્તિ કહીને વળી પ્રૌઢીવાદથી ૩૭ પણ કહે છે:

૩૭ કોઈ પક્ષનું સમાધાન આપતા તે પક્ષ અમારે અવશ્ય અંગીકાર કરવા યોગ્ય નથી, એમ સપ્રમાણ ઉપપાદન કરીને, પછી. 'જો કે તે અમને બંધનકારક નથી છતાં કદી અમે તે અંગીકાર કરીએ તો તેથી અમને કશી અડચણ પણ નથી' એવી રીતે અનાદરાંગીકાર દર્શાવવો તેને શાસ્ત્રકારો પ્રૌઢીવાદ કહે છે. અહીં પણ સર્વથા કર્મનો ત્યાગ ઇષ્ટ નથી, તેથી 'लोकसंग्रहमेवापि सम्पश्यन् कर्तुमर्हसि। હે અર્જુન' લોકોને સન્માર્ગે દોરવાના ઉદ્દેશથી જ પણ તારે કર્મ કરવું ઉચિત છે.' એ ગીતાવાક્ય હૃદયમાં રાખીને જે કહ્યું કે લોકાનુગ્રહની ઇચ્છાથી શાસ્ત્રોક્ત માર્ગે કરી હું વર્તીશ તો તેમ કરવાથી મને કશી હાનિ નથી, એને પ્રૌઢીવાદ કહે છે.

**अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।**
**शास्त्रीयेणैव मार्गेण वर्तेऽहं का मम क्षतिः ॥२६८**

અથવા હું ભલે કૃતકૃત્ય છું, તોપણ લોકના અનુગ્રહની ઇચ્છાથી શાસ્ત્રીય માર્ગ (શાસ્ત્રોક્ત રીત)થી જ વર્તીશ; તેથી મને શી ક્ષતિ છે?

શાસ્ત્રોક્ત માર્ગથી જ વર્તવાનો અંગીકાર કરશો, તો તેવા વર્તનથી થતા અભિમાનજન્ય વિકારની આપત્તિ થશે એવી આશંકા કરી બે શ્લોકથી ઉત્તર આપે છે

**देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां वपुः ।**
**तारं जपतु वाक्तद्वत्पठत्वाम्नायमस्तकम् ॥२६९**
**विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानंदे विलीयताम् ।**
**साक्ष्यहं किंचिदप्यत्र न कुर्वे नापि कारये ॥२७०॥**

દેવતાનું પૂજન, સ્નાન, શૌચ અને ભિક્ષા આદિક વ્યવહારને વિષે શરીર ભલે વર્તો અને વાણી પ્રણવ(ૐ)નો જપ કર્યા કરો, તેમ જ વેદાંતશાસ્ત્રનો પણ પાઠ કરો. બુદ્ધિ, વિષ્ણુનું ધ્યાન કરો, અથવા બ્રહ્માનંદને વિષે વિલીન થાઓ. સાક્ષીરૂપ હું તો રાજાના અનુચરની પેઠે કંઈ કરતો નથી તેમ રાજાની પેઠે કંઈ કરાવતો પણ નથી તેથી કોઈ પણ પ્રકારના આચરણના અભિમાનથી થતો વિકાર મારે વિષે છે નહિ.

અહીં સુધી પ્રતિપાદિત કરેલા વિષયનો ફલિતાર્થ કહી દેખાડે છે

**एवं च कलहः कुत्र संभवेत्कर्मिणो मम ।**
**विभिन्नविषयत्वेन पूर्वापरसमुद्रवत् ॥२७१॥**

જ્યારે એમ છે તો પછી કર્મીનો અને મારો (જ્ઞાનીનો) કલહ (વિવાદ) ક્યાં સંભવે? કારણ કે પૂર્વસમુદ્ર તથા પશ્ચિમસમુદ્ર જેમ એકબીજાથી ભિન્ન દેશમાં વર્તતા હોવાથી તેઓનો કશો વિરોધ નથી; તેમ જ્ઞાની અને કર્મી બન્નેના વિભિન્ન વિષય છે; અર્થાત્ એ બન્નેનો વિષય તદ્દન જુદો જુદો છે, તેથી તેઓને પરસ્પર કલહનો સર્વદા સંભવ જ નથી.

પૂર્વશ્લોકમાં કહેલું જ્ઞાની તથા કર્મીનું વિભિન્નવિષયપણું સ્પષ્ટ કરી દેખાડે છે

**वपुर्वाग्धीषु निर्बंधः कर्मिणो न तु साक्षिणि ।**
**ज्ञानिनः साक्ष्यलेपत्वे निर्बंधो नेतरत्र हि ॥२७२**

કર્મીને શરીર, વાણી અને બુદ્ધિને વિષે નિર્બંધ(આગ્રહપૂર્વક નિશ્ચય) હોય છે અને જ્ઞાનીને તો સાક્ષી(આત્મા)ના અલેપપણા વિષે નિર્બંધ હોય છે. અન્યત્ર(શરીરાદિકને વિષે) હોતો નથી, તેથી બન્ને ભિન્ન વિષય છે.

આવી રીતે બન્ને ભિન્ન વિષયવાળા છે, છતા એ જ્ઞાની તથા કર્મી પરસ્પર કલહ કરે છે તેઓ વિદ્વાનોએ ઉપહાસ કરવા યોગ્ય છે, એમ કહે છે

**एवं चान्योन्यवृत्तांतानभिज्ञौ बधिराविव ।**
**विवदेतां बुद्धिमंतो हसन्त्येव विलोक्य तौ ॥२७३**

એવી રીતે એકબીજાના વૃત્તાંતને નહિ જાણતા, બહેરા માણસોની પેઠે જે જ્ઞાની તથા કર્મી પરસ્પર વિવાદ કરે છે, તેઓને જોઈને બુદ્ધિમાન પુરુષો

હસે છે; અર્થાત્ જ્ઞાની અને કર્મીને અન્યોન્ય વિવાદ કરવા જેવું કંઈ છે નહિ.

એવી રીતે વિવાદ કરતા જ્ઞાની તથા કર્મીની ઉપહાસ યોગ્યતાનું સમર્થન કરે છે.

**यं कर्मी न विजानाति साक्षिणं तस्य तत्त्ववित् ।**
**ब्रह्मत्वं बुध्यतां तत्र कर्मिणः किं विहीयते ॥२७४**

જે સાક્ષીને કર્મી જાણતો નથી, તે સાક્ષીનું બ્રહ્મત્વ તત્ત્વવેત્તા પુરુષ જાણે, તેમાં કર્મીનું શું ઓછું થઈ ગયું? કંઈ જ થતું નથી.

**देहवाग्बुद्धयस्त्यक्ता ज्ञानिनाऽनृतबुद्धितः ।**
**कर्मी प्रवर्ततामाभिर्ज्ञानिनो हीयतेऽत्र किम् ॥२७५**

તેમ જ દેહ, વાણી અને બુદ્ધિ જ્ઞાની પુરુષે અનૃત બુદ્ધિથી એટલે એ બધાં મિથ્યા છે એમ સમજીને તેનો ત્યાગ કર્યો છે અને એ જ દેહાદિકથી કર્મી પ્રવૃત્તિ કરે છે, તો તે સુખે કર્યા કરો, એમાં જ્ઞાનીનું શું ઓછું થઈ જાય છે? અર્થાત્ એ બન્ને તદ્દન ભિન્નભિન્ન વિષયવાળા છે; છતાં નિર્વિષય કલહ કરે છે, તેથી તત્ત્વવેત્તાએ ઉપહાસ કરવા યોગ્ય છે.

ત્યારે કર્મનું અનુષ્ઠાન પ્રયોજનશૂન્ય હોવાથી તે જ્ઞાનીએ અંગીકાર કરવું જોઈએ નહિ, એમ શંકા કરી તેનો પરિહાર કરે છે:

**प्रवृत्तिर्नोपयुक्ता चेन्निवृत्तिः क्वोपयुज्यते ।**
**बोधहेतुर्निवृत्तिश्चेद्बुभुत्सायां तथेतरा ॥ २७६ ॥**

જ્ઞાનીને પ્રવૃત્તિનો ઉપયોગ નથી, એમ જો કહેતા હો તો નિવૃત્તિનો જ્ઞાનીને ક્યાં ઉપયોગ છે? અથવા ઉપયોગનો અભાવ તો પ્રવૃત્તિ તથા નિવૃત્તિ બન્નેને વિષે સમાન છે. અહીં કદી એમ કહો કે, નિવૃત્તિ બોધનો હેતુ છે, એટલે બોધ થવામાં નિવૃત્તિનો ઉપયોગ છે; તો તેવી જ રીતે ઈતર જે પ્રવૃત્તિ, તેનો સ્વરૂપ જાણવાની ઇચ્છા વિષે ઉપયોગ છે; અર્થાત્ પ્રવૃત્તિ શબ્દવાચ્ય જે નિત્ય, નૈમિત્તિક, કામ્ય, પ્રાયશ્ચિત્તીય ઇત્યાદિ કર્માનુષ્ઠાન છે, તે જ્ઞાનપ્રતિબંધક પાપની નિવૃત્તિ દ્વારા વિદ્યા(જિજ્ઞાસા)માં ઉપયોગી છે.

જેને આત્મજ્ઞાન ઉત્પન્ન થયું છે, એવો જે બુદ્ધ (જ્ઞાની) તેને પછી જાણવાની ઇચ્છા છે નહિ; તેથી તેને તો કર્માનુષ્ઠાનાદિ પ્રવૃત્તિનો ઉપયોગ છે જ નહિ, એમ ફરીને પણ પ્રવૃત્તિના નિરુપયોગીપણામાં આગ્રહવાળો વાદી શંકા કરે છે, તેનો ઉત્તર સિદ્ધાંતી તેના જેવી જ કોટી કરીને આપે છે:

**बुद्धश्चेन्न बुभुत्सेत नाप्यसौ बुद्ध्यते पुनः ।**
**अबाधादनुवर्तेत बोधो न त्वन्यसाधनात् ॥२७७॥**

બુદ્ધ (જ્ઞાની) બોધની ઇચ્છા કરે નહિ, તેથી તેને પ્રવૃત્તિનો ઉપયોગ નથી એમ જો કહો, તો તે જ્ઞાની ફરીને બોધ પણ પામતો નથી; તેથી બોધહેતુ નિવૃત્તિનો પણ તેને ઉપયોગ નથી. અને બોધ તો અબાધથી અનુવૃત્ત રહે છે; અન્ય સાધનથી નહિ. અર્થાત્ મહાવાક્યાદિ પ્રમાણજનિત જ્ઞાનનો બાધ કરનાર બીજું પ્રબળતર પ્રમાણ નથી, તેથી તાદૃશ બાધકના અભાવથી એ પ્રમાણોત્પન્નબોધ, ઉત્તરકાળમાં પણ અનુવૃત્ત રહ્યા કરે છે, એમાં નિવૃત્તિ કે બીજા કશા ઈતર સાધનની અપેક્ષા રહેતી નથી, તેથી જ્ઞાનીને તો નિવૃત્તિ પણ અનુપયુક્ત છે.

મહાવાક્યજનિત બોધનો ઇતર પ્રમાણથી તો બાધ ન થાય, પણ અવિદ્યા અથવા અવિદ્યાકાર્ય જે કર્તૃત્વાદિક અધ્યાસ તેણે કરી બોધનો બાધ થાય, એવી શંકા કરીને, તે પણ બોધનાં બાધક નથી થઈ શકતા એમ કહે છે.

**नाविद्या नापि तत्कार्यं बोधं बाधितुमर्हति ।**
**पुरैव तत्त्वबोधेन बाधिते ते उभे यतः ॥ २७८ ॥**

અવિદ્યા બોધનો બાધ કરી શકતી નથી, તેમ અવિદ્યાનું કાર્ય જે કર્તૃત્વાદિક અધ્યાસ તે પણ બોધનો બાધ કરવા સમર્થ નથી; કેમકે તે બન્ને (અવિદ્યા તથા તત્કાર્ય) પ્રથમથી જ તત્ત્વબોધ વડે કરીને બાધિત થઈ ગયેલ છે, તેથી તેઓ બોધનો બાધ કરવા યોગ્ય રહેતાં નથી.

અવિદ્યા કદી બાધિત થાય, પણ અવિદ્યાનાં કાર્ય તો પ્રતીયમાન જ રહે છે, તેથી તેના બાધનો અસંભવ હોવાને લીધે તે (અવિદ્યા કાર્ય) બોધના બાધક થશે; એવી શંકા કરી, એવી રીતે પણ બોધનો બાધ થતો નથી, એમ કહે છે:

**बाधितं दृश्यतामक्षैस्तेन बाधो न शक्यते ।**
**जीवन्नाखुर्न मार्जारं हंति हन्यात्कथं मृतः ॥२७९**

બાધિત જે અવિદ્યાનાં કાર્ય તે ભલે ઇંદ્રિયો વડે પ્રતીત થાઓ, તેણે કરી બોધનો બાધ નથી દેખાતો; કારણ કે તે પ્રતીયમાન પદાર્થની ઉપા-

દ્દાનભૂત જે અવિદ્યા તેની નિવૃત્તિ થઈ એટલે એ કાર્યમાત્ર બાધિત થઈ ગયાં તો પછી તે બાધિત થયેલાં કાર્યથી બોધના બાધની શંકા જ થઈ શકતી નથી. જુઓ જગતમાં પણ જીવતો ઉંદર બિલાડીને મારી શકતો નથી તો પછી મરેલો ઉંદર કેમ મારે? અર્થાત્ બાધિત અવિદ્યા કાર્યથી બોધના બાધની શંકા જ રહેતી નથી.

દ્વૈતદર્શનથી બોધનો બાધ થતો નથી, એ વિષયને દૈસુતિકન્યાયથી દૃઢ કરવાને અનુકૂળ દૃષ્ટાંત કહી દેખાડે છે:

**अपि पाशुपतास्त्रेण विद्धश्चेन्न ममार यः ।**
**निष्फलेषुवितुन्नांगो नंक्ष्यतीत्यत्र का प्रमा ॥२८०**

જે પુરુષ પાશુપતાસ્ત્રથી વીંધાયા છતાં પણ મૂઓ નહિ, તે પુરુષ લોઢાના ફળા વગરના બાણથી વ્યથિત અંગવાળો થઈને નાશ પામશે એમાં શું પ્રમાણ? કંઈ પણ પ્રમાણ નથી.

દૃષ્ટાંતમા કહેલો અર્થ સિદ્ધાંતમા સમન્વિત કરી બતાવે છે:

**आदावविद्यया चित्रैः स्वकार्यैर्जृम्भमाणया ।**
**युद्ध्वा बोधोऽजयत्सोऽद्य सुदृढो बाध्यतां कथम् ॥**

આદિમાં (વિદ્યાભ્યાસના સમયમાં) વિચિત્ર પ્રકારનાં કર્તૃત્વ-ભોક્તૃત્વાદિક જે પોતાનાં કાર્યો, તેણે કરી વૃદ્ધિ પામતી જતી એવી જે અવિદ્યા, તે સાથે યુદ્ધ કરીને જે બોધ (જય) પામ્યો, તે બોધ આજે અભ્યાસના સતતપણાથી દૃઢ થયેલો, કારણભૂત અવિદ્યાની નિવૃત્તિ થઈ જવાથી નિર્મૂળ થઈ ગયેલાં અવિદ્યા કાર્ય અધ્યાસાદિકથી કેમ બાધિત થાય? કોઈ પણ પ્રકારે તે બોધ બાધ પામે નહિ.

ઉપપાદિત અર્થને શ્રોતાની સુગમતાને અર્થે રૂપકરીતિથી સમજાવે છે

**तिष्ठन्त्वज्ञानतत्कार्यशवा बोधेन मारिताः ।**
**न भीतिर्बोधसम्राजः कीर्तिः प्रत्युत तस्य तैः ॥२८२**

બોધે મારી નાખેલા અજ્ઞાન તથા તેના કાર્યનાં શબ(મડદા)ભલે પડ્યા રહો, તેનાથી બોધરૂપ ચક્રવર્તી રાજાને કોઈ પણ પ્રકારની બીક નથી, એટલુ જ નહિ પણ ઊલટાની વળી તે શબથી તો તે બોધની કીર્તિ છે. અર્થાત્ જેમ રણભૂમિમાં પાડેલા યોદ્ધાઓનાં શબથી રાજાને ભય નથી, પણ તેથી તે રાજાની કીર્તિ થાય છે, તેમ પ્રકૃતમાં પણ બોધથી બાધિત થયેલાં અવિદ્યા તત્કાર્યાદિક શબપ્રાય છે, તે ભીતિ દેનાર નથી પણ કીર્તિરૂપ છે.

ભલે બોધનો બાધ થતો નથી એમ સિદ્ધ થયું, તોપણ તેથી પ્રવૃત્તિ-નિવૃત્તિના અનિયમરૂપ જે ચાલતો પ્રસંગ છે, તેમા શી સંગતિ આવી, ત્યા કહે છે:

**य एवमतिशूरेण बोधेन न वियुज्यते ।**
**प्रवृत्या वा निवृत्या वा देहादिगतयास्य किम् ॥**

જે પુરુષ એ પ્રમાણે અતિશૂર એટલે અવિદ્યા તથા તેના કાર્યનો ઘાતક જે બોધ તેનાથી વિયોગ પામતો નથી, કોઈ પણ કાળે તેવા આત્મજ્ઞાનથી રહિત રહેતો નથી, એવા પુરુષને દેહાદિકમાં રહેલી પ્રવૃત્તિ અથવા નિવૃત્તિથી શું છે? અર્થાત્ તે પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ કંઈ પણ ઇષ્ટ વા અનિષ્ટ કરી શકતી નથી.

જ્ઞાનીની પેઠે અજ્ઞાનીને પણ પ્રવૃત્તિમા અનાગ્રહની આશંકા થાય તે માટે કહે છે.

**प्रवृत्तावाग्रहो न्याय्यो बोधहीनस्य सर्वथा ।**
**स्वर्गाय वाऽपवर्गाय यतितव्यं यतो नृभिः ॥२८४**

બોધહીન(અજ્ઞાની)પુરુષે તો પ્રવૃત્તિમાં આગ્રહ રાખવો ઉચિત છે. એટલે તેણે તો યોગાદિક અથવા શ્રવણાદિકમાં પ્રવૃત્ત રહેવું જ જોઈએ; કારણ કે પુરુષોએ સ્વર્ગને માટે અથવા અપવર્ગ(મોક્ષ)ને માટે યત્ન[38] અવશ્ય કરવો જ જોઈએ. (આમાં આગ્રહ શબ્દ એમ અર્થ સૂચવે છે, કે જ્ઞાનીને પણ આગ્રહરહિત પ્રવૃત્તિ-નિવૃત્તિ હોય, તો તે કંઈ હરકતકારક નથી અને સાંસારિક મનુષ્યે તો પ્રવૃત્તિમાં સદા આગ્રહ સહિત જ રહેવું જોઈએ.)

૩૮. मासैरष्टभिरह्ना च वयसा जीवितेन च । पुमॉस्तत्कर्म कुर्वीत येनाऽन्तेनावसीदति ॥ પુરુષે ચાતુર્માસ્ય સિવાયના આઠ માસમા એવુ કામ કરી લેવુ કે એ આઠ માસને અંતે ચોમાસામા તકલીફ ન પડે અને આખા દિવસમા એવુ કામ કરી લેવું કે અંતે-રાત્રે સુખે આરામ લેવાય તથા ઉંમરની પૂર્વવયમાં એવું કામ કરી લેવું કે અંતે વૃદ્ધાવસ્થામાં તકલીફ ન પડે, તેમજ આખી જિંદગીથી એવુ કામ કરી લેવું કે, અંતે પરલોકમાં પણ હેરાન થવુ ન પડે, આ મહાભારતના વિરાટપર્વગત વિદુર-

નીતિના વાક્ય અનુસાર સર્વેએ યત્નપરાયણ રહી યોગ્ય તથા અનુકૂળ સમયમાં ઇષ્ટ સાધનમાં હમેશાં અપ્રમત્તતાથી વર્તવું ઘણુ જ આવશ્યક છે.

જ્ઞાનીને પ્રવૃત્તિમા આગ્રહ ન જોઈએ એમ કહ્યું, ત્યારે કર્મીના મધ્યમાં વર્તતા જ્ઞાનીએ કેવી રીતે રહેવુ જોઈએ? તે કહી દેખાડે છે

**विद्वांश्चेत्तादृशां मध्ये तिष्ठेत्तदनुरोधतः ।**
**कायेन मनसा वाचा करोत्येवाखिलाः क्रियाः ॥**

વિદ્વાન(જ્ઞાની) પુરુષ જ્યારે તેવા કર્મી પુરુષોના મધ્યમાં રહે, ત્યારે તેઓના અનુરોધથી શરીર, મન અને વાણી વડે કરી સર્વ પ્રકારની ક્રિયાઓ કર્યા કરે છે અને તે કર્મીઓને નિવારણ કરતો નથી.

તત્ત્વને જાણવાની ઇચ્છા કરતા પુરુષોના મધ્યમા રહેતા જ્ઞાનીનું કૃત્ય કહે છે:

**एष मध्ये बुभुत्सूनां यदा तिष्ठेत्तदा पुनः ।**
**बोधायैषां क्रियाः सर्वाः दूषयंस्त्यजतु स्वयम् ॥**

એ જ જ્ઞાની ફરીને જ્યારે જિજ્ઞાસુ પુરુષોના મધ્યમાં સ્થિત હોય, ત્યારે પોતાની સાથે રહેનારા જિજ્ઞાસુઓને બોધ આપવાને માટે સર્વ ક્રિયાઓમાં દૂષણ આરોપ કરી કરીને પોતે પણ તે ક્રિયાઓનો ભલે ત્યાગ કરો.

વિદ્વાન પુરુષે એમ શા સારુ કરવુ? ત્યા કહે છે:

**अविद्वदनुसारेण वृत्तिर्बुद्धस्य युज्यते ।**
**स्तनंधयानुसारेण वर्तते तत्पिता यतः ॥२८७॥**

અજ્ઞાની જન અનુસાર જ્ઞાનીએ વર્તવું ઉચિત છે; એટલે કે જ્ઞાની દયાળુ છે તેથી તેણે અજ્ઞાની પ્રતિ દયાળુ બુદ્ધિથી તેને અનુસાર વર્તી તેઓને સન્માર્ગે પ્રવૃત્ત કરવા જોઈએ; કેમકે સ્તનંધય (ધાવણા)બાળક અનુસાર તેનો પિતા વર્તે છે, તેવા જ ઉદ્દેશથી જ્ઞાનીએ વર્તવું ઉચિત છે.

પિતા બાળકને અનુસરી કેમ વર્તે છે, તે સ્ફુટ કરી દેખાડે છે

**अधिक्षिप्तस्ताडितो वा बालेन स्वपिता तदा ।**
**न क्लिश्नाति न कुप्येत बालं प्रत्युत लालयेत् ॥२८८**

બાળક પોતાના પિતાને જ્યારે તરછોડે છે અથવા તાડન કરે છે, ત્યારે તે પિતા ક્લેશ પામતો નથી તેમ કોપ કરતો નથી, ઊલટો તે બાળકને લાડ લડાવે છે—અનુકૂળ યુક્તિઓથી સમજાવી ખુશ રાખે છે.

દૃષ્ટાંતરૂપે કહેલો અર્થ સિદ્ધાંતમાં જોડે છે

**निंदितः स्तूयमानो वा विद्वानज्ञैर्न निंदति ।**
**न स्तौति किंतु तेषां स्याद्यथा बोधस्तथाऽऽचरेत् ॥**

વિદ્વાન(જ્ઞાની પુરુષ), અજ્ઞજનો કદી તેની નિંદા કરે અથવા સ્તુતિ કરે, તો તેથી પોતે તેની નિંદા કિંવા સ્તુતિ કશું કરતો નથી; પણ તે અજ્ઞાની જનોને જેમ બોધ થાય, તેવી રીતે પોતે આચરે છે.

એમ અજ્ઞાનીને અનુસરી જ્ઞાનીએ આચરણ કરવામાં નિમિત્ત કહે છે.

**येनायं नटनेनात्र बुद्धयते कार्यमेव तत् ।**
**अज्ञप्रबोधान्नैवान्यत्कार्यमस्त्यत्र तद्विदः ॥२९०॥**

એ અજ્ઞાની જન આ લોકને વિષે જે પ્રકારના આચરણ વડે કરીને બોધ પામે, તેવું આચરણ જ્ઞાનીને અવશ્ય કર્તવ્ય છે; કારણ કે તત્ત્વવેત્તાને અજ્ઞજનને બોધ આપવા સિવાય બીજું કંઈ કાર્ય છે નહિ.

અહીં સુધીના પ્રતિપાદન કરેલા અર્થનું તાત્પર્ય કહી બતાવે છે.

**कृतकृत्यतया तृप्तः प्राप्तप्राप्यतया पुनः ।**
**तृप्यन्नेवं स्वमनसा मन्यतेऽसौ निरंतरम् ॥२९१**

એ જ્ઞાની પુરુષ પૂર્વોક્ત પ્રકારની કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતા એટલે કરવાનુ કરી ચૂક્યા અને પામવાનુ પામી ચૂક્યા, એવા પ્રકારની મનઃસંતોષવૃત્તિથી તૃપ્તિ પામતો પોતાના મનથી નિરંતર એમ માને છે.

## જ્ઞાનીની પ્રાપ્તપ્રાપ્યતા
### (તૃપ્તિના સ્વરૂપનુ પ્રદર્શન)

જ્ઞાની મનમાં નિરંતર કેમ માને છે? ત્યાં કહે છે:

**धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमंजसा वेद्मि ।**
**धन्योऽहं धन्योऽहं ब्रह्मानंदो विभाति मे स्पष्टम् ॥**

હું ધન્ય છું, કૃતાર્થ છું, કારણ કે નિરંતર સ્વાત્માને દેશકાળ વસ્તુ પરિચ્છેદરહિત નિજરૂપ પ્રત્યગાત્માને સાક્ષાત્ અપરોક્ષરૂપે જાણું છું. માત્ર

આત્મજ્ઞાનનાં લાભનિમિત્તથી થતી તૃપ્તિથી હું ધન્ય છું એટલુ જ નહિ, પણ તે આત્મજ્ઞાનના ફળભૂત પરમાનંદના આવિર્ભાવરૂપ અપૂર્વ લાભથી હું અધિક કૃતાર્થ છું; કેમકે જેથી બ્રહ્માનંદ મને સ્પષ્ટ રીતે ભાસે છે, સ્ફુરે છે; તેથી હું ધન્ય છું, ધન્ય છું.

એવી રીતે ઇષ્ટ પ્રાપ્તિથી થતી તુષ્ટિ દર્શાવીને અનિષ્ટ નિવૃત્તિથી થતી તુષ્ટિ કહે છે

**धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य।**
**धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥**

હવે હુ સાંસારિક દુઃખને દેખતો જ નથી તેથી હું ધન્ય છું અને કર્મ તથા વાસનાદિકનુ આશ્રય જે પોતાનું અજ્ઞાન તે ક્યાંય ભાગી ગયુ, તેથી આજે હવે તે કર્મવાસનાદિજન્ય સંસાર દુઃખની નિવૃત્તિ થઈ ગઈ એટલે હું ધન્ય છુ, અધિક કૃતાર્થ છું.

અજ્ઞાનનિવૃત્તિના ફળભૂત કૃતકૃત્યપણું તથા પ્રાપ્તપ્રાપ્યપણું દર્શાવે છે.

**धन्योऽहं धन्योऽहं कर्तव्यं मे न विद्यते किंचित्।**
**धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥२९४**

હવે મારે કિંચિત્‌માત્ર પણ કર્તવ્ય રહ્યું નથી તેથી હું ધન્ય છું, હુ ધન્ય છુ અને પામવા યોગ્ય સર્વ હુ આજે પામ્યો તેથી પણ હુ ધન્ય છું, હુ ધન્ય-કૃતાર્થ છું.

કૃતકૃત્યતાથી થયેલી જે તૃપ્તિ તેની નિરતિશયતા વર્ણવે છે

**धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके।**
**धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः ॥**

હું ધન્ય છુ, હું ધન્ય છું, મારી તૃપ્તિની લોકમાં કઈ ઉપમા થાય? કશી નહિ; હવે તો જ્યાં જોઉં છું, ત્યાં હું ધન્ય છું, ધન્ય, ધન્ય, ફરીને પણ ધન્ય કૃતાર્થ છુ.

એ જ્ઞાનાદિક ફળના કારણરૂપ પોતાના પ્રાક્તનપુણ્યાદિકના પરિપાકને સ્મરણ કરી કરીને જ્ઞાની નિરવધિ તૃપ્તિને પામે છે, એમ કહે છે

**अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम्।**
**अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥२९६॥**

મારું પુણ્ય, અહો સર્વથી ઉત્કૃષ્ટ છે! એ પુણ્યને પણ વાહવાહ છે કે જે દૃઢ રીતે ફળ્યું છે, ફળને પામ્યું છે અને એવા પુણ્યના સંપાદનથી અમે પોતે પણ અહો ધન્ય છીએ, અમે અહો સર્વોત્તમભાવ પામ્યા!

સમ્યક્‌જ્ઞાનના સાધન શાસ્ત્રને તથા ઉપદેષ્ટા ગુરુને યાદ કરીને તુષ્ટિ પામે છે:

**अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः।**
**अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥२९७**

શાસ્ત્ર(વેદાંતોપનિષદ) અહો! સર્વ શાસ્ત્રનું શિરોમણિરૂપ છે, એ શાસ્ત્ર અહો! (આજે સફળ થયુ) વળી એવા શાસ્ત્રના ઉપદેષ્ટા ગુરુ પણ અહો! સર્વ પૂજ્ય છે. એ ગુરુ અહો! સર્વથા ઉપાસ્ય અને તે જ્ઞાન, સર્વ સાધનોનું ફળરૂપ જ્ઞાન પણ અહો! પરમ અવધિ છે અને એ સુખ અહો! નિરતિશય છે, તે સુખ પણ અહો! અવર્ણનીય નિરંકુશ તૃપ્તિનું સમર્પક હોવાથી અહો! બેહદ છે.

આ તૃપ્તિદીપ ગ્રંથના અભ્યાસનું ફળ કહી દેખાડે છે

**तृप्तिदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः।**
**ब्रह्मानंदे निमज्जंतस्ते तृप्यंति निरंतरम् ॥२९८॥**

જે બુધ (મુમુક્ષુ)શમાદિ સાધનસમ્પન્ન શુદ્ધ બુદ્ધિવાળો અધિકારી આ તૃપ્તિદીપ નામક ગ્રંથનું નિત્ય અનુસંધાન (ચિંતન) કરે છે, તે બ્રહ્માનંદને વિષે નિમગ્ન થઈ નિરંતર તૃપ્તિ પામ્યા કરે છે.

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે તૃપ્તિદીપ નામનું સાતમું પ્રકરણ સમાપ્ત**

### ‘તૃપ્તિદીપ’ નામના સપ્તમ પ્રકરણનું મનન

આરંભમાં ‘आत्मानं चेद् विजानीयादयमस्मीति पुरुषः। किमिच्छन् कस्य कामाय शरीरमनुसञ्ज्वरेत् ॥ આ હુ આત્મા છુ’ એવી રીતે જો પુરુષ આત્માને જાણે તો પછી શેની ઇચ્છા કરતો, કોના કામને માટે, શરીરની પાછળ સંતાપ પામે?’ આ શ્રુતિ કહી તેના અર્થના નિરૂપણમાં સમગ્ર પ્રકરણ સમન્વિત કર્યું છે. તેમાં પ્રથમ પુરુષ શબ્દનો અર્થ કહેતા જણાવ્યુ કે, માયાકલ્પિત જે ઈશ તથા જીવ તેઓએ આ બધુ કલ્પ્યુ છે, તેમાં પણ ‘स ऐक्षत–એ પરમાત્માએ જોયુ–વિચાર્યુ’ ત્યાંથી માંડીને ‘तत्सृष्ट्वा तदेवाऽनुप्राविशत्–તે પરમાત્મા

જગત સરજીને તેમાં જ અનુપ્રવિષ્ટ થયો' અહીં સુધીના પ્રકરણમાં નિરૂપણ કરેલી સૃષ્ટિ ઈશ્વરનિર્મિત છે અને જાગ્રત અવસ્થાથી લઈને મોક્ષ પર્યંતનો સકળ સંસાર જીવકૃત છે. આ પ્રપંચરૂપ જગતનો અધિષ્ઠાનભૂત આત્મા. કે જે કૂટસ્થ, અસંગ તથા ચૈતન્યસ્વરૂપ છે. તે અન્યોન્ય અધ્યાસથી અસંગ બુદ્ધિસ્થ જીવ અહીં પુરુષ શબ્દે કરી કહેલો છે. અધિષ્ઠાન સહિત આભાસને અવલંબીને 'હુ સંસારી' એમ જીવ માને છે: એટલે 'હું જાઉં છુ' ઇત્યાદિક લૌકિક વ્યવહારમાં 'અહં–હું' શબ્દે કરી ચિદાભાસને જણાવે છે અને 'હુ અસંગ છુ' ઇત્યાદિક શાસ્ત્રીય વ્યવહારમાં કેવળ કૂટસ્થમાં અહં શબ્દનો પ્રયોગ કરે છે. આભાસ તથા કૂટસ્થ બંને સ્વભાવવાળા છે, આભાસપણું મિથ્યા છે અને કૂટસ્થ માત્ર અવશિષ્ટ રહે છે દેહને વિષે પામરોને જેવું આત્મપણાનું ભાન હોય છે એવું જ દેહાત્મજ્ઞાનનું બાધક જ્ઞાન. આત્માને વિષે જેને થાય તે પુરુષ ન ઇચ્છે તોપણ મુક્ત થાય છે. નિત્ય અપરોક્ષરૂપ આત્માને વિષે પણ પરોક્ષ તથા અપરોક્ષ બંને પ્રકારનાં જ્ઞાન હોઈ શકે. આ બાબતમા દશમ પુરુષનુ દૃષ્ટાંત કહી વર્ણવી દેખાડ્યું. દશ જણા નદીના પૂરમાં પડી સામે કિનારે પહોંચીને ગણવા લાગ્યા. તેમાં સહુ પોતાને ન ગણે તેથી જે ગણે તે નવ થાય. દશ પૂરા ન થાય, ત્યારે તો બધાએ ગભરાટમા પડીને 'હાય રે એક જણુ નદીમા બૂડી મૂઓ' એમ કહીને મૂકી પોક. ત્યા કોઈ મહાત્મા આવી ચડ્યા. તેમણે આ લોકોના રોવાના કારણથી વાકેફ થઈ કહ્યું કે 'રડો મા, તમારો દશમો છે.' આ વાક્યથી સર્વ પુરુષોને દશમને માટે પરોક્ષ બોધ થવાથી અસત્ત્વાપાદક આવરણનો ભંગ થયો કે તુરત રડતા બંધ પડ્યા અને પૂછવા લાગ્યા કે, 'તે ક્યાં છે?' પેલા મહાત્માએ એક એક ગણાવીને છેલ્લે રહેલા ગણનારને ઉદ્દેશીને કહ્યુ કે, 'દશમો તુ છો.' આ વચન સાંભળતાં જ અભાનાપાદક આવરણનો ભંગ થઈને અપરોક્ષ બોધ થતાં સંશયવિપર્યયાદિ નષ્ટ થયા. અહીંથી જીવગત અજ્ઞાન આદિક સાત અવસ્થાઓનુ નિરૂપણ શરૂ થાય છે. ચિદાભાસ, સ્વપ્રકાશ કૂટસ્થને જાણતો નથી એ 'अज्ञान' (૧), કૂટસ્થ છે નહિ, એ અસત્ત્વાપાદક આવરણ તથા કૂટસ્થ ભાસતો નથી, એ અભાનાપાદક આવરણ, એ પ્રકારે દ્વિવિધ 'आवरण' (૨), 'હુ કર્તા, હું ભોક્તા' ઇત્યાદિક આકારવાળો વિક્ષેપ (૩), 'કૂટસ્થ છે' એમ વાર્તામાત્રથી જાણવુ તે પરોક્ષજ્ઞાન (૪) અને પછીથી 'હુ પોતે જ કૂટસ્થ છુ' એવી રીતે વિચારપૂર્વક જે જાણવુ તે अपरोक्षज्ञान (૫), એવો અપરોક્ષ બોધ થતાં 'હુ કર્તા–હુ ભોક્તા' ઇત્યાદિ વિક્ષેપમૂલક 'હુ દુ:ખી છું, હુ અપુત્ર, હુ નિર્ધન' ઇત્યાદિક જે શોક છે તેને છોડી દે છે, એ शोकमोक्ष (૬) અને અંતે 'હુ કૃતકૃત્ય થયો, પામવાનુ હતુ તે સર્વ પામ્યો' એમ માની સંતુષ્ટ થાય છે એ 'तृप्ति' (૭); એ સાતે અવસ્થાઓ ચિદાભાસની છે. તેમાં પ્રથમની અજ્ઞાન, આવૃત્તિ અને વિક્ષેપ; એ ત્રણ તો બંધ(સંસાર)ની હેતુભૂત છે. જ્યારે પરોક્ષ તથા અપરોક્ષ એ બે પ્રકારના જ્ઞાને કરી અજ્ઞાન નાશ પામે, ત્યારે પરોક્ષજ્ઞાને કરી અસત્ત્વાપાદક આવરણ નષ્ટ થાય છે, તથા અપરોક્ષજ્ઞાને કરી અભાનાપાદક આવરણ નાશ પામે છે અને જ્યારે અભાનાપાદક આવરણ નાશ પામ્યુ કે. તેની સાથે જીવપણાના આરોપનો ક્ષય થયો એટલે કર્તૃપણા વગેરે અખિલ સંસારરૂપી જે શોક છે, તે નિવૃત્ત થાય છે અને સંસાર સર્વ નિવૃત્ત થયો એટલે નિત્યમુક્ત સ્વસ્વરૂપ ભાસે છે. તેમ જ ફરીને શોક ઉદ્‌ભવવાનો નથી તેથી નિરંકુશ તૃપ્તિ થાય છે. 'सदेव सोम्येदग्र आसीत् ।હે સોમ્ય ' આ સઘળું પૂર્વે સત=સદ્રૂપ જ હતુ ' આ શ્રુતિથી બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે અને 'तत्त्वमसि। તે તું છો' ઇત્યાદિ વાક્યોથી આત્માનો અપરોક્ષબોધ થાય છે, એટલે 'વાક્યથી તો માત્ર પરોક્ષ બોધ જ થાય' એમ કહેનાવાળાઓનુ માનવું અવિચારમૂલક છે. અહીં કેટલોક છાંદોગ્ય ઉપનિષદના વાક્યોનો અર્થવિચાર દર્શાવીને એમ સિદ્ધ કર્યું કે 'सोऽय देवदत्त' તે (જે આજથી ઘણાંક વર્ષ ઉપર જોયો હતો તે) આ (આ સમયે સન્મુખ રહેલો) દેવદત્ત નામનો પુરુષ, આ વાક્યમાં જેમ તેપણુ તથા આપણું બંને બાદ કરતાં વિશેષ્યભૂત દેવદત્તનો બોધ ભાગત્યાગ લક્ષણાથી થાય છે, તેમ तत्त्वमसि એ મહાવાક્યમા त्व પદના અર્થનુ અબ્રહ્મપણુ તથા तत् પદના અર્થનુ પરોક્ષપણુ એ બંને ત્યાગ કરી અવશેષ પૂર્ણાનંદરૂપ પ્રત્યગાત્માનો સાક્ષાત્કાર ભાગત્યાગવૃત્તિથી થાય છે. ઘટના પ્રત્યક્ષમાં બુદ્ધિવૃત્તિની વ્યાપ્તિથી ઘટનિષ્ઠ અજ્ઞાનાવરણ નાશ પામે છે અને ચિદાભાસ વ્યાપ્તિથી ઘટ પ્રકાશે છે. તેમ બ્રહ્મના સાક્ષાત્કારમાં અજ્ઞાનાવરણ નાશ કરવાને માટે વૃત્તિ વ્યાપ્તિ અપેક્ષિત છે, પણ આત્મા પોતે સ્ફુરણરૂપ જ હોવાથી તેના પ્રકાશને માટે આભાસની અપેક્ષા નથી; જેમકે ઘટને જોવામાં ચક્ષુ તથા દીપાદિક પ્રકાશ એ બેયની અપેક્ષા રહે છે, પણ દીપકના પ્રત્યક્ષમાં તો માત્ર ચક્ષુની જ જરૂર છે. ત્યારે હવે જ્યાં સુધી આત્મબોધ દૃઢ રીતે અપરોક્ષતાએ અનુભૂત ન થાય, ત્યા સુધી તેનુ ચિંતન, તેનું કથન, પરસ્પર તેની ચર્ચા અને તેમાં જ એકાગ્રતાથી પરાયણ

થવારૂપ અભ્યાસપૂર્વક શ્રવણ, મનન, નિદિધ્યાસનાદિક કર્યાં જ કરવાં અને જ્યારે એમ કરતા જગતના મિથ્યાત્વભાવને કરી કામનાનું વિષયભૂત વસ્તુ તથા કામના કરનાર બને આક્ષિપ્ત થાય, ત્યારે તે બેયના અભાવને લીધે સંતાપ પોતાની મેળે તેલ વગરના દીવાની પેઠે બુઝાઈ જાય છે. પછી જ્ઞાનીને પ્રારબ્ધ શેષ હોય, તેથી કરી ભોગ કદી રહે, તોપણ તે કેવળ વેઠ તુલ્ય ગણી જ્ઞાની ભોગવ્યા કરે છે. અહી એવી શંકા કરી કે ભોગને વિષે દોષદૃષ્ટિરૂપ વિવેક થયા પછી જ્ઞાનીને પ્રારબ્ધ કર્મભોગની ઇચ્છા કેમ ઉદ્દભવે? તેના સમાધાનમા ઇચ્છા, અનિચ્છા તથા પરેચ્છા એવા ભેદથી પ્રારબ્ધ ત્રણ પ્રકારનુ છે. તેમાંનું ઇચ્છાપ્રારબ્ધ જ્ઞાનીને ભોગપ્રદ નથી થતું પણ અનિચ્છા-પરેચ્છાપ્રયુક્ત પ્રારબ્ધભોગ જ્ઞાનીને હોઈ શકે અને તે જ્ઞાનીના સ્વાનુભવનો અબાધક છે. પ્રકરણારંભની શ્રુતિમાં किमिच्छन्–શુ ઇચ્છતો છતો? એવી રીતે જે કહ્યું ત્યાં ઇચ્છાનો નિષેધ નહિ, પણ ઇચ્છાનો બાધ સમજવાનો છે. જેથી બાધિત થયેલી ઇચ્છા ભૂજેલા બીજની પેઠે પુન કાર્યની ઉત્પાદક થતી નથી, અર્થાત્ અચિંત્ય રચનાવાળુ આ બધુ ઇંદ્રજાળ સમ છે એવુ મનમા ધ્યાન રાખ્યા જ કરતો હોય તેને પ્રારબ્ધ ભોગથી શી હાનિ છે? કારણ કે તત્ત્વવિદ્યા આ પ્રપંચને વિષે ઇંદ્રજાળત્વ બુદ્ધિને વિસારે પડવા દેતી નથી અને પ્રારબ્ધ તો જીવને સુખદુ ખાદિક ભોગ દેવામા આગ્રહી છે એટલે પછી 'क केन सम्बन्ध' એમ જગતનુ મિથ્યાપણુ તથા સ્વાત્માનુ અસગપણુ અનુભવમા નિશ્ચિત થઈ જાય ત્યાર પછી વાસ્તવ કોઈ ભોક્તા છે નહિ એમ સૂચવવા 'कस्य कामाय।=કોના કામ–અભિલાષાને માટે?' એમ શ્રુતિમાં કહેલુ છે. તેનો ફલિતાર્થ એવો છે કે, 'જાગ્રત આદિક ત્રણે અવસ્થાઓમા ભોગ્ય, ભોક્તા અને ભોગ, જે કઈ છે તે સર્વથી વિલક્ષણ ચૈતન્ય માત્ર સ્વરૂપ સાક્ષી સદાશિવ હુ છુ,' આવો બોધ થયા પછી ભોગમાં પ્રવૃત્તિ કેમ હોય? અર્થાત્ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ એ ત્રણે શરીરોમા રહેલા વાત, પિત્ત, કફાદિક, કામ–ક્રોધાદિક તથા આગામી દુ ખબીજરૂપ જ્વરોથી શા સારુ પીડાય? એવો જે શ્રુતિના અતમા અધિક્ષેપ કર્યો છે, તે જ્વરોનો આત્મવિત્ પુરુષ પાત્ર ન જ થાય; કારણ કે વિવેક–બુદ્ધિથી પુત્રાદિકને વિષે આત્મપણાની ભ્રાંતિ નિવૃત્ત થવાથી કેવળ સાક્ષીનુ જ અનુસધાન કરતો પુરુષ શરીરની પાછળ કેમ જ્વરિત થાય–પીડાય? આત્માને વિષે વિક્ષેપારોપરૂપી મિથ્યા અભિશાપના દોષનું પ્રાયશ્ચિત્ત કરવાને અર્થે જાણે કંઈ ક્ષમાની અભ્યર્થના કરતો હોય નહિ, તેમ આ જીવ સાક્ષીને શરણે થાય છે અને પોતે કેવળ સાક્ષીભાવે અવશેષ રહેવાની વાંછનાથી પોતે પોતાના જીવત્વ(ચિદાભાસપણા)નો નાશ ઇચ્છે છે જેમ મ્લેચ્છોએ પકડેલો બ્રાહ્મણ મ્લેચ્છોની સાથે સંકીર્ણ ન થતા પોતે પ્રાયશ્ચિત્ત આચરણમાં રહી વર્તે છે એમ જ્ઞાની જીવ કામ–ક્રોધાદિકને અધીન નહિ થતાં કેવળ આત્માનુસંધાનમાં કાળ નિર્ગમન કરે છે અને એમ કરતાં કરતાં પ્રારબ્ધભોગ પણ હળવે હળવે શાંત થઈ જાય છે. એક કાળે બળાત્કારથી વિરામ પામતો નથી. જેમ રજ્જુમાં સર્પભ્રાંતિ થઈ, ત્યા રજ્જુજ્ઞાન થયા છતાં પણ સર્પભ્રમજન્ય જે કપાદિક તે તો ઘણી વાર પછી મટે છે; તેમ જ સંસારને વિષે મિથ્યાત્વબુદ્ધિ નિશ્ચિત થયા છતા પણ પ્રારબ્ધવેગવશાત્ પ્રાપ્ત થતો ભોગ (સુખદુ ખ-સાક્ષાત્કાર) પ્રારબ્ધ સાથે જ નિવૃત્ત થાય છે, પણ તેટલા ઉપરથી તત્ત્વજ્ઞાનને કશી અડચણ આવવાની નહિ; કેમકે આ જીવન્મુક્તિ એ કંઈ વ્રત નથી કે જેમાં કંઈ પ્રકારફેર થવાથી ભગ થાય; આ તો કેવળ વસ્તુસ્થિતિ જ છે. તેવો આત્મસાક્ષાત્કારવાન્ પુરુષ કોઈ નિંદા કરો અથવા સ્તુતિ કરો તેની દરકાર નહિ કરતા લોકોને જે પ્રકારે બોધ થાય તે પ્રકારે પોતે વર્તે છે. તેને પોતાને તો નિરતિશય સુખલાભથી નિરંકુશતૃપ્તિ સિદ્ધ છે. નિદ્રા, ભિક્ષા આદિક વ્યવહાર પણ તે પોતે ઇચ્છતો નથી. ઇતર જન જો કદી તેને વિષે તેવો વ્યવહાર કલ્પે, તો ભલે કલ્પો. બીજાએ કરેલી કલ્પના તે જ્ઞાનીને કશો બાધ કરી શકતી નથી જેમ જંગલમા વાંદરાઓએ ચણોઠીના ઢગલામા કલ્પેલા અગ્નિથી તે ચણોઠી કંઈ બળી જતી નથી, તેમ જ્ઞાનીને ઇતર કલ્પિત વ્યવહાર સર્વથા બાધક નથી જેમ બાળક તેના પિતાને 'હત' કહી મારે છે તથાપિ તે પિતા ક્રોધ નહિ કરતા ઊલટો તે બાળકને લાડ લડાવે છે, તેમ આ જ્ઞાની પણ અજ્ઞજનો કદી તેનો અધિક્ષેપ કરે તો તેઓ ઉપર ક્રોધ નહિ કરતા ઊલટો અંતરમા દયા લાવી એવા અજ્ઞજનોનો ઉદ્ધાર થાય તેવી રીતે તેઓને ઉપદેશ કરે છે અને પોતે તો કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતાથી તૃપ્તિ પામેલો નિરંતર મનમાં એમ માને છે કે, હુ તો ધન્ય છું કે, જેને આવા બ્રહ્મદર્શી ગુરુ મળ્યા અને તે ગુરુએ ઉપદેશ કરેલા આત્મતત્ત્વના અનુસધાનથી મારુ અજ્ઞાન પલાયિત થઈ ગયુ તે સાથે જ અહો!! અતિ અદ્દભુત અનિર્વચનીય નિરતિશય સુખનો આવિર્ભાવ થયો. આવા આત્યંતિક આનંદજન્ય સંતોષતૃપ્તિનુ વિવેચક પ્રકાશક હોવાથી આ પ્રકરણને તૃપ્તિદીપ એવી અન્વર્થ સંજ્ઞા આપેલી છે આટલો આ પ્રકરણના પ્રતિપાદ્ય વિષયનો સક્ષેપ છે.

# ૮ : કૂટસ્થદીપ

## દેહની બહાર તથા અંદર બ્રહ્મ તથા કૂટસ્થથી ચિદાભાસના ભેદનું નિરૂપણ

### ત્વંપદના લક્ષ્ય તથા વાચ્ય અર્થનું કથન; દેહની બહાર ચિદાભાસ તથા બ્રહ્મના ભેદનું પ્રદર્શન

શ્રીવિદ્યારણ્યસ્વામી મુમુક્ષુજનને મોક્ષ સાધનભૂત જે બ્રહ્માત્મૈકત્વજ્ઞાન થવુ તે ત્વ પદાર્થ શોધન વિના ન બને, તે માટે ત્વંપદાર્થશોધનપરાયણ આ કૂટસ્થદીપ નામનું પ્રકરણ આરંભ કરે છે, તેમા પ્રથમતઃ આ ગ્રંથ વેદાંતપ્રકરણ હોવાથી વેદાંતશાસ્ત્રનાં જે વિષયાદિ અનુબંધ ચતુષ્ટય છે, તે જ અનુબંધ આનાં પણ સમજી લેવાં, એમ સૂચવવાની સાથે ત્વ પદના લક્ષ્ય તથા વાચ્ય એવા કૂટસ્થ તથા જીવ બન્નેનું દૃષ્ટાંત સહિત નિરૂપણ કરે છે :

**खादित्यदीपिते कुड्ये दर्पणादित्यदीप्तिवत् ।**
**कूटस्थभासितो देहो धीस्थजीवेन भास्यते ॥ १ ॥**

આકાશમાંના સૂર્યના પ્રકાશથી પ્રકાશિત થયેલી દીવાલ જેમ દર્પણમાં પ્રતિબિંબરૂપે રહેલા સૂર્યના પ્રકાશથી પ્રકાશિત થાય છે, તેમ કૂટસ્થ ચૈતન્યના પ્રકાશથી પ્રકાશિત થયેલો પ્રાણીદેહ વળી અંતઃકરણમા પડેલા ચિદાભાસ વડે પ્રકાશિત[1] થાય છે.

૧. અભિપ્રાય એવો છે કે, સામાન્ય રીતે તથા વિશેષ રીતે ભીતના પ્રકાશક સૂર્યના બે પ્રકાશ છે, એટલે જેમ સૂર્યનો વ્યાપક પ્રકાશ ભીતનો સામાન્ય પ્રકાશક છે અને સૂર્યનાં કિરણો દર્પણમાં પડી તેમાથી પરાવૃત્ત થઈ ભીંત ઉપર પડ્યાં, તેનો પ્રકાશ ભીંતનો વિશેષ રીતે પ્રકાશક થયો, તેમ આ દેહનું સામાન્યતઃ તથા વિશેષતાથી અવભાસક (પ્રકાશક) બે પ્રકારનું ચૈતન્ય છે; એટલો અર્થ આ પ્રથમ શ્લોકના અર્થમાંથી પ્રતિજ્ઞાતરૂપે પ્રકટ જણાય છે.

અહી એવી શંકા થાય કે, ભીંત ઉપર જ્યારે દર્પણગત સૂર્યકિરણો પરાવૃત્ત થાય, ત્યારે માત્ર એનો પ્રકાશ જ પ્રતીત થાય છે, કંઈ તેનાથી નિરાળી આકાશગત સૂર્યની દીપ્તિ તે સ્થળે પૃથક્ જણાતી નથી, તેનુ સમાધાન આપે છે :

**अनेकदर्पणादित्यदीप्तीनां बहुसंधिषु ।**
**इतरा व्यज्यते तासामभावेऽपि प्रकाशते ॥ २ ॥**

ઘણાંક દર્પણોમાં સૂર્યનો પ્રકાશ પરાવૃત્ત થઈ ભીત ઉપર મંડલાકારે જે વિશેષ રૂપથી દેખાય છે, તેઓની સંધિઓમાં સામાન્ય પ્રકાશરૂપ આકાશગત સૂર્યની પ્રભા સ્પષ્ટ જણાય છે. વળી તે સૂર્યની સામાન્ય પ્રભા તે દર્પણજન્ય અનેક પ્રભાઓના અભાવકાળમાં એટલે એ દર્પણાદિક ખસેડી લેવામાં આવે, તે સમયે પણ તે આખી ભીંત ઉપર પ્રકાશે છે. એવી રીતે જોતાં દર્પણના આદિત્યના પ્રકાશથી આકાશગત આદિત્યનો પ્રકાશ નિરાળો પ્રતીત થઈ શકે છે.

દૃષ્ટાંતથી સિદ્ધ કરેલા અર્થને સિદ્ધાંતમા જોડી દેખાડે છે :

**चिदाभासविशिष्टानां तथानेकधियामसौ ।**
**संधिं धियामभावं च भासयन्प्रविविच्यताम् ॥३॥**

તેમ પ્રકૃતમાં પણ જાગ્રતાદિ અવસ્થાઓમાં ચૈતન્યના પ્રતિબિંબથી યુક્ત જે અનેક ઘટપટાદિ જ્ઞાનરૂપ વાચ્ય બુદ્ધિ વૃત્તિઓ છે, તેની સંધિઓને[2] તથા સુષુપ્તિ આદિકમાં તે બુદ્ધિવૃત્તિઓના અભાવને પ્રકાશતું આ કૂટસ્થરૂપ સામાન્ય ચેતન છે, તેને ચિદાભાસ સહિત બુદ્ધિવૃત્તિઓથી વિવેચિત કરો—ભિન્નરૂપે જાણો.

૨. બાહ્યપ્રદેશમાં ઘટાકારવૃત્તિ વિરામ પામી અને ઇતર પટાદિક આકારવાળી વૃત્તિ ઉત્પન્ન થઈ નથી, તે કાળવૃત્તિની સંધિ કહેવાય છે, તેમ જ અંદર પણ ઇચ્છાવૃત્તિ વિરામ પામી અને બીજી કોઈ ક્રોધાદિક વૃત્તિ ઉદય નથી પામતી, ત્યાં સુધીનો વચ્ચેનો અવકાશ વૃત્તિસંધિ કહેવાય છે. આ તો માત્ર જાગ્રતમા બતાવ્યુ, પણ તેજ પ્રમાણે જાગ્રત તથા સ્વપ્નમાં સંધિ છે આ સંધિકાળમાં વૃત્તિના સ્ફુરણનો અભાવ હોય, તેથી તે સમયે કેવળ સામાન્ય ચૈતન્યરૂપ જે કૂટસ્થ છે, તેજ તે વૃત્તિઓની સંધિઓને તથા વૃત્તિઓના અભાવવાળી સુષુપ્તિ વગેરેને પ્રકાશે છે.

દેહની અંદર કૂટસ્થ તથા ચિદાભાસનો ભેદ દર્શાવવા માટે પ્રથમ દેહથી બહાર પણ ચિદાભાસ તથા બ્રહ્મનો ભેદ દેખાડે છે :

**घटैकाकारधीस्था चिद्घटमेवावभासयेत् ।**
**घटस्य ज्ञातता ब्रह्मचैतन्येनावभासते ॥ ४ ॥**

ઘટની સાથે એકાકાર થયેલી બુદ્ધિવૃત્તિમાં રહેલો ચિદાભાસ ફક્ત ઘટને પ્રકાશે છે, પરંતુ તે ઘટના જ્ઞાતતારૂપી ધર્મને તો (ઘટમાં રહેલું) બ્રહ્મચૈતન્ય[3] જ પ્રકાશે છે. મતલબ કે, ઘટજ્ઞાન

વૃત્તિમાંનો ચિદાભાસ અને ઘટમાં રહેલું બ્રહ્મચૈતન્ય એ બંનેના સંયોગથી થાય છે, એકથી નહિ.

૩. ઘટના પ્રત્યક્ષમાં ચિદાભાસયુક્ત બુદ્ધિવૃત્તિ ઇન્દ્રિય દ્વારા બહિર્દેશમા આવીને ઘટ સમાન આકારને ધારણ કરે છે, ત્યા બુદ્ધિવૃત્તિ તો માત્ર ઘટગત આવરણને દૂર કરે છે અને બુદ્ધિનિષ્ઠ જે ચિદાભાસ છે, તે ઘટને પ્રકાશે છે, એટલે બુદ્ધિસ્થ ચિદાભાસ 'આ ઘટ છે' એમ ઘટનેજ પ્રકાશે છે અને તે ઘટની જ્ઞાતતા (જ્ઞાનવિષયતા) એટલે 'ઘટ જાણ્યો' એવા વ્યવહારનો હેતુભૂત ઘટનિષ્ઠ જે જ્ઞાતતા ધર્મ છે, તે તો ઘટ કલ્પનાનું અધિષ્ઠાનભૂત જે બ્રહ્મચૈતન્ય તેણે કરી પ્રકાશિત થાય છે.

અહીં એવી શંકા થાય કે, ઘટની જ્ઞાતતાનું પ્રકાશક જે બ્રહ્મચૈતન્ય છે, તેણે કરી ઘટની પ્રતીતિ તો સંભવે છે, તો પછી બુદ્ધિ શું કામની છે? તેના સમાધાનમા, ઘટમા જ્ઞાતતા આદિક ભેદની સિદ્ધિ માટે બુદ્ધિ છે એમ કહે છે·

**अज्ञातत्वेन ज्ञातोऽयं घटो बुद्धयुदयात्पुरा ।**
**ब्रह्मणैवोपरिष्टात्तु ज्ञातत्वेनेत्यसौ भिदा ॥ ५ ॥**

ઘટસમાનાકાર બુદ્ધિ થયા પહેલાં આ ઘટ બ્રહ્મચૈતન્યને અજ્ઞાતપણે કરી જ્ઞાત હતો; એટલે 'ઘટને હું જાણતો નથી' એવી રીતે અજ્ઞાતતાએ પ્રકાશિત હતો, તે જ પાછો ઘટસમાનાકાર બુદ્ધિ ઉદય થયાથી 'ઘટને હું જાણું છું' એવી રીતે જ્ઞાતત્વે કરીને તે બ્રહ્મચૈતન્ય વડે જ પ્રકાશિત કરાય છે, બુદ્ધિના ન હોવામાં તથા હોવામાં આટલો આ ભેદ[૪] છે.

૪. જેમ અજ્ઞાનરૂપ વિશેષણવિશિષ્ટ, 'ન જાણેલા ઘટને' 'હુ નથી જાણતો' એમ બ્રહ્મચૈતન્ય પ્રકાશે છે, તેમ જ જ્ઞાનરૂપ વિશેષણવિશિષ્ટ જાણેલા ઘટને 'હુ જાણુ છુ' એમ પણ બ્રહ્મચૈતન્ય જ પ્રકાશે છે, તેથી બુદ્ધિના અનુદયથી ઘટમાં અજ્ઞાતતા રહે છે અને બુદ્ધિના ઉદયથી તે અજ્ઞાતતા નષ્ટ થઈ જ્ઞાતતા પ્રતીત થાય છે, આ બુદ્ધિના હોવા ન હોવાને લીધે થતો ભેદ છે, એવો આશય છે

એક જ ઘટને વિષે જ્ઞાતતા તથા અજ્ઞાતતા કેમ સંભવે? એવી આશંકા થાય તેના ખુલાસા માટે પ્રથમ જ્ઞાતતા તથા અજ્ઞાતતા નિમિત્તભૂત જ્ઞાન તથા અજ્ઞાનનું સ્વરૂપ કહી દેખાડે છે·

**चिदाभासांतधीवृत्तिर्ज्ञानं लोहांतकुंतवत् ।**
**जाड्यमज्ञानमेताभ्यां व्याप्तः कुंभो द्विधोच्यते ॥ ६**

ભાલાને છેડે રહેલા લોઢાના ફળાની પેઠે જેને અંતે ચિદાભાસ રહેલો છે, એવી બુદ્ધિવૃત્તિ જ્ઞાન કહેવાય છે; ભાલોના લાકડા જેવી (ચિદાભાસરહિત) જડબુદ્ધિ (સ્વતઃ સ્ફૂર્તિરહિત બુદ્ધિ) અજ્ઞાન કહેવાય છે. આ જ્ઞાન અને અજ્ઞાન બન્નેથી વ્યાપ્ત થયેલો કુંભ (ઘડો) બે પ્રકારનો (જ્ઞાત અને અજ્ઞાત) કહેવાય[૫] છે.

૫. તાત્પર્ય એ છે કે લક્ષ વિનાની (ચિદાભાસરહિત) એકલી બુદ્ધિ વૃત્તિ—જેમકે ચક્ષુ ઘટને જુએ છતાં તેને જોઈ—જાણી શકે નહિ, પુસ્તકને દેખે અને વાત વાચે છતા વાચેલુ જાણી શકે નહિ, તેથી ચિદાભાસરહિત એકલી જડ બુદ્ધિ(અજ્ઞાન)થી વ્યાપ્ત થયેલો ઘટ અજ્ઞાત કહેવાય અને લક્ષ સહિત (ચિદાભાસ સહિત) વૃત્તિ ઘટને જોઈ—જાણી શકે; માટે ચિદાભાસયુક્ત બુદ્ધિ(જ્ઞાન)થી વ્યાપ્ત ઘટ જ્ઞાત કહેવાય છે.

અજ્ઞાતકુંભ તો અજ્ઞાને કરી વ્યાપ્ત છે, તેથી તેની તો બ્રહ્મચૈતન્યે ભાસ્યતા ભલે હો, પણ જ્ઞાને કરી વ્યાપ્ત જે જ્ઞાતકુંભ છે, તેની બ્રહ્મચૈતન્યે કરી પ્રકાશ્યતા શા સારુ માનવી? એવી આશંકા કરીને અજ્ઞાન જેમ ઘટમા અજ્ઞાતતા ધર્મના જનન માત્રથી કૃતાર્થ થઈ જાય છે, તેમ જ્ઞાન પણ ઘટમા જ્ઞાતતા ધર્મમાત્રના જનનથી કૃતાર્થ છે, તેથી અજ્ઞાતકુંભની પેઠે જ્ઞાતકુંભ પણ બ્રહ્મચૈતન્યે કરીને જ પ્રકાશિત થવા યોગ્ય છે, એમ કહી સમાધાન દર્શાવે છે.

**अज्ञातो ब्रह्मणा भास्यो ज्ञातकुंभस्तथा न किम् ।**
**ज्ञातत्वजननेनैव चिदाभासपरिक्षयः ॥ ७ ॥**

જેમ અજ્ઞાત ઘટ બ્રહ્મચૈતન્યે કરી ભાસવા યોગ્ય છે, તેમ જ્ઞાત ઘટ બ્રહ્મચૈતન્યે કરી ભાસવા યોગ્ય નથી શું? કારણ કે જ્ઞાતતા ધર્મના જનનમાત્રથી જ ચિદાભાસનો પરિક્ષય થઈ જાય છે. (અર્થાત્ ચિદાભાસ તો માત્ર ઘટમાં જ્ઞાતતા ધર્મ ઉત્પન્ન કરી કૃતાર્થ છે, એટલે પછી જ્ઞાત ઘટ પણ બ્રહ્મચૈતન્યે કરીને જ પ્રકાશ્ય છે; તેથી ઉભયત્ર બ્રહ્મનુ અવભાસકપણું તો છે જ.)

અજ્ઞાતતાના જનન માટે અજ્ઞાનની પેઠે જ્ઞાતતાના જનન અર્થે બુદ્ધિ એકલી જ સમર્થ છે, તો પછી ચિદાભાસનું શું પ્રયોજન છે? એવી આશંકા થાય ત્યાં ચિદાભાસરહિત બુદ્ધિ, ઘટાદિકની પેઠે અપ્રકાશ(જડ)રૂપ હોવાથી તેમાં જ્ઞાતતા ઉત્પન્ન કરવાનું સામર્થ્ય નથી, એમ કહી સમાધાન આપે છે:

**आभासहीनया बुद्धया ज्ञातत्वं नैव जन्यते ।**
**तादृग्बुद्धेर्विशेषः को मृदादेः स्याद्विकारिणः ॥ ८ ॥**

આભાસહીન (ચિદાભાસ નિરપેક્ષ) કેવળ–બુદ્ધિથી જ્ઞાતત્વનું જનન (ઉત્પાદન) થાય જ નહિ. તેવી (ચિદાભાસરહિત) બુદ્ધિનો મૃત્તિકા આદિક વિકારી વસ્તુથી શો ભેદ છે? અર્થાત્ તેવી બુદ્ધિ તો મૃદાદિવત્ જડ છે, તેથી તેમાં જ્ઞાતતાજનન સામર્થ્ય જ નથી.

ચિદાભાસરહિત બુદ્ધિથી વ્યાપ્ત ઘટની જ્ઞાતતાનો અભાવ દૃષ્ટાંત દેખાડી સ્પષ્ટ કરે છે:

**ज्ञात इत्युच्यते कुंभो मृदा लिप्तो न कुत्रचित् ।**
**धीमात्रव्याप्तकुंभस्य ज्ञातत्वं नेष्यते तथा ॥९॥**

લોકમાં કોઈ પણ સ્થળે જેમ મૃત્તિકાથી લીંપેલો ઘટ, જ્ઞાત (જાણ્યો) એમ કહેવાતો નથી; તેમ જ માત્ર બુદ્ધિથી જ વ્યાપ્ત થયેલા ઘટનું જ્ઞાતપણું અંગીકાર કરાતું નથી; અર્થાત્ બુદ્ધિ તો મૃત્તિકા જેવી જડ છે, તેથી માત્ર તેનાથી વ્યાપ્ત થયેલો પદાર્થ જ્ઞાત થઈ શકે જ નહિ.

અહીં સુધીના વિવેચનથી ફલિત થયેલો અર્થ કહી બતાવે છે

**ज्ञातत्वं नाम कुंभेऽतश्चिदाभासफलोदयः ।**
**न फलं ब्रह्मचैतन्यं मानात्प्रागपि सत्त्वतः ॥१०॥**

તેથી ઘટને વિષે ચિદાભાસરૂપ ફળની ઉત્પત્તિ જ જ્ઞાતતા નામથી પ્રસિદ્ધ છે અને બ્રહ્મચૈતન્ય કંઈ ફળ હોઈ શકે નહિ; કારણ કે તે તો પ્રમાણ થી પહેલાં પણ છે જ. (અર્થાત્ પ્રમાણની પ્રવૃત્તિથી પૂર્વકાળમા પણ બ્રહ્મ તો વિદ્યમાન જ છે અને ફળ જે ઘટાદિકનુ સ્ફુરણ તે તો પ્રમાણપ્રવૃત્તિથી ઉત્તર કાળમા જ જણાય છે; તેથી નિશ્ચય બ્રહ્મચૈતન્ય ફળ હોઈ શકે જ નહિ; એટલે એ ફળ ચૈતન્ય ચિદાભાસ જ છે.)

આ બ્રહ્મથી ભિન્ન ચિદાભાસરૂપ ફળનુ કથન, 'परागर्थप्रमेयेषु' ઇત્યાદિક સુરેશ્વરાચાર્યના વાર્તિકથી વિરુદ્ધ છે એવી શંકા કરી, એ સુરેશ્વરવાક્યનું તાત્પર્ય નહિ જાણનારા અવચ્છેદવાદીનો[૬] આ પ્રશ્ન છે; એમ કહી પરિહાર કરે છે:

**परागर्थप्रमेयेषु या फलत्वेन संमता ।**
**संवित्सैवेह मेयोऽर्थो वेदांतोक्तिप्रमाणतः ॥११॥**

શ્રીમદ્ સુરેશ્વરાચાર્યે વાર્તિકમાં 'परागर्थप्रमेयेषु' એ વાક્યમાં પ્રમાણના ફળરૂપે જે 'સંવિત્ (જ્ઞાન) કહેલુ છે, તે જ સંવિત્ આ વેદાંત શાસ્ત્રમાં વેદાંતવાક્યરૂપી પ્રમાણ વડે પ્રમેય અર્થ (ચિદાભાસ) છે એમ સમજવું. મતલબ કે સુરેશ્વરાચાર્યે જેને સંવિત્ કહ્યું છે, તે જ આ વેદાંત શાસ્ત્રમાં ચિદાભાસ નામથી કહેવાય છે.

૬. વ્યવહારમા ચેતનના ચાર પ્રકાર છે: (૧) પ્રમાતૃ-ચેતન, (૨) પ્રમાણચેતન, (૩) પ્રમિતિચેતન અને (૪) વિષયચેતન અથવા પ્રમેયચેતન. આ વિષયમાં અવચ્છેદવાદીનો એવો મત છે કે, સાભાસ અંત:કરણવિશિષ્ટ ચેતન, પ્રમાતા છે, સાભાસ વૃત્તિવિશિષ્ટ ચેતન પ્રમાણ છે, ઘટાદિઅવચ્છિન્ન ચેતન પ્રમેય છે અને વૃત્તિસંબંધથી ઘટાદિકને વિષે જે ચેતન પ્રતિબિંબ થાય છે, તે ફળચેતન છે.

**इति वार्तिककाराणां चित्सादृश्यं विवक्षितम् ।**
**ब्रह्मचित्फलयोर्भेदः साहस्र्यां विश्रुतो यतः ॥१२**

ઉપરના વાર્તિક વડે સુરેશ્વરાચાર્યે ચિદાભાસને ચિદ્રૂપ નહિ, પણ ચિત્ જેવો કહ્યો છે; કેમકે ઉપદેશસાહસ્રીમાં શ્રીમદ્ શંકરાચાર્યે બ્રહ્મ અને ચિદાભાસના ફળમાં ભેદ કહ્યો છે. (બ્રહ્મ જ્ઞાતતા અને અજ્ઞાતતા બંનેને પ્રકાશિત કરે છે અને ચિદાભાસ અજ્ઞાતતામા જ્ઞાતતા માત્ર ઉત્પન્ન કરે છે માટે.)

વાર્તિકકારની ભલે તેવી વિવક્ષા હો, તેથી ઘટની જ્ઞાતતાનો જે ચાલતો પ્રસંગ છે, તેમા શું સંગતિ આવી? એવી શંકા થાય ત્યા, પ્રકૃતનું અનુસરણ કરી કહે છે:

**आभास उदितस्तस्माज्ज्ञातत्वं जनयेद् घटे ।**
**तत्पुनर्ब्रह्मणाभास्यमज्ञातत्ववदेव हि ॥१३॥**

ઉપરના ગ્રંથથી નિર્ણીત કર્યું તે પ્રમાણે બ્રહ્મ અને ચિદાભાસરૂપ ફળનો ભેદ સિદ્ધ છે, તેથી ઘટને વિષે (એટલે બુદ્ધિવૃત્તિવિશિષ્ટ ઘટને વિષે ઉદય પામેલો આભાસ) ચિદાભાસ જ્ઞાતપણાને ઉત્પન્ન કરે છે અને તે ઉત્પન્ન થયેલું જ્ઞાતત્વ અજ્ઞાતત્વની[૭] પેઠે ફરીને બ્રહ્મચેતન વડે જ પ્રકાશિત થવા યોગ્ય છે, એમ શાસ્ત્ર તથા અનુભવથી સિદ્ધ છે.

૭ જેમ એક કૂંડીમાંથી પાણી ખાળિયામા દીર્ઘ–દંડાકાર થઈ ક્યારાઓમાં જઈને ચોરસ, ગોળ વગેરે જેવો ક્યારાનો આકાર હોય, તે સમાન આકારવાળું

થાય છે, તેમ અંતઃકરણ પણ આભાસ સહિત ઇંદ્રિય દ્વારા વિષય પર્યંત દંડાકાર વૃત્તિરૂપે થાય છે અને વિષય સમાન આકાર ધારણ કરે છે, ત્યારે વૃત્તિવ્યાપ્તિથી આવરણનો નાશ થઈને આભાસ પ્રકાશથી તે વિષય જ્ઞાત થાય છે. તેના પૂર્વકાળમા તે વિષય અજ્ઞાત હોય છે, તે સમયે એ વિષયની અજ્ઞાતતા બ્રહ્મચેતનથી જ કેવળ ભાસ્ય(પ્રકાસ્ય) હોય છે, તેમ જ્યારે તે ઘટાદિ પદાર્થ જ્ઞાત થયો, ત્યારે ફરીને તેની જ્ઞાતતા પણ બ્રહ્મચેતનને જ ભાસ્ય છે, કેમકે આભાસ તો માત્ર ઘટાદિક વિષયનો પ્રકાશ કરીને શાંત થઈ જાય છે, તેથી જ્ઞાતતા બોધનમા તેનું સામર્થ્ય નથી એમ ૭મા શ્લોકમા કહેવાઈ ગયુ.

એવી રીતે બ્રહ્મ અને ચિદાભાસના નિરૂપણ કરેલા ભેદને તેના તેના વિષય દેખાડી સ્પષ્ટ કરી દેખાડે છે:

**धीवृत्त्याभासकुंभानां समूहो भास्यते चिदा ।**
**कुंभमात्रफलत्वात्स एक आभासतः स्फुरेत् ॥१४**

ઇંદ્રિય દ્વારા નિર્ગત બુદ્ધિવૃત્તિ, ચિદાભાસ, અને ઘટ; એ ત્રણેનો સમૂહ બ્રહ્મચૈતન્યે કરી ભાસે છે અને ચિદાભાસ તો માત્ર ઘટને વિષે સ્થિત ફળ રૂપ હોવાથી ચિદાભાસ વડે કરી ઘટ એક જ સ્ફુરે છે (પ્રકાશે છે).

ઘટ, ચિદાભાસ તથા બ્રહ્મ એ બન્નેથી ભાસ્ય છે, એ વિષયમા હેતુ કહે છે:

**चैतन्यं द्विगुणं कुंभे ज्ञातत्वेन स्फुरत्यतः ।**
**अन्येऽनुव्यवसायाख्यमाहुरेतद्यथोदितम् ॥१५॥**

ઘટ, બ્રહ્મ તથા ચિદાભાસ બેયથી ભાસ્ય છે, તેથી ઘટને વિષે જ્ઞાતપણાએ કરી બમણું (બે પ્રકારનું) ચૈતન્ય સ્ફુરે છે; એટલે ઘટનુ પ્રકાશક આભાસ ચૈતન્ય તથા ઘટની જ્ઞાતતાનું અવભાસક બ્રહ્મ ચૈતન્ય, એમ દ્વિગુણ ચેતન ભાસે છે. ઉપર કહ્યું તે પ્રમાણેના બ્રહ્મ ચેતનને અન્ય નૈયાયિકાદિક અનુવ્યવસાય નામથી કહે છે.

'આ ઘટ છે' અને 'મે ઘડાને જાણ્યો' એવા વ્યવહારભેદથી પણ ચિદાભાસ અને બ્રહ્મનો ભેદ પ્રતીત થાય છે, એમ કહે છે:

**घटोऽयमित्यसावुक्तिराभासस्य प्रसादतः ।**
**विज्ञातो घट इत्युक्तिर्ब्रह्मानुग्रहतो भवेत् ॥१६॥**

'આ ઘટ છે' આમ કહેવું એ ચિદાભાસના પ્રસાદથી થાય છે અને 'વિજ્ઞાત ઘટ છે' એવુ કથન બ્રહ્મના અનુગ્રહથી થાય છે.

**દેહની અંદર કૂટસ્થ અને ચિદાભાસનો ભેદ**

જેમ દેહની બહાર ચિદાભાસ તથા બ્રહ્મનું વિવેચન કર્યું, તેમ દેહની અંદર પણ ચિદાભાસ તથા કૂટસ્થનું વિવેચન કરવુ યોગ્ય છે, એમ કહે છે

**आभासब्रह्मणी देहाद्बहिर्यद्वद्विवेचिते ।**
**तद्वदाभासकूटस्थौ विविच्येतां वपुष्यपि ॥१७॥**

દેહની બહાર આભાસ અને બ્રહ્મ જેવી રીતે વિવેચિત કર્યા, તેમ જ દેહને વિષે પણ આભાસ અને કૂટસ્થનું વિવેચન કરવું.

દેહની બહાર ચિદાભાસયુક્ત જે ઘટાકારવૃત્તિ હોય છે, તેના જેવી આંતરવિષયને ગોચર કરનારી વૃત્તિ છે નહિ, તો પછી તે ચિદાભાસનુ આંતરવિષયમા વ્યાપકપણું કેમ અંગીકાર કરાય, એવી આશંકા કરી. આંતરવિષયને ગોચર કરનારી વૃત્તિ જો કે નથી, તોપણ 'અહં-હુ' ઇત્યાદિક આકારવાળી જે આંતરવૃત્તિઓ છે, તેમાં વ્યાપક ચિદાભાસ અંગીકાર કરી શકાશે, એવી રીતે કહી દૃષ્ટાંત સાથે સમાધાન આપે છે

**अहंवृत्तौ चिदाभासः कामक्रोधादिकासु च ।**
**संव्याप्य वर्तते तप्ते लोहे वह्निर्यथा तथा ॥१८॥**

જેમ તપાવેલા લોઢાને વિષે અગ્નિ વ્યાપીને રહે છે, તેમ અહંવૃત્તિ વિષે તથા કામક્રોધાદિકરૂપ વૃત્તિઓને વિષે ચિદાભાસ સમ્યક્ પ્રકારે વ્યાપીને રહે છે.

'અહં' આદિક આંતરવૃત્તિઓમા ચિદાભાસ વડે ભાસવાની યોગ્યતા છે, તેને ઉપર કહેલા દૃષ્ટાંતનુ વર્ણન કરી સ્પષ્ટ કરે છે

**स्वमात्रं भासयेत्तप्तं लोहं नान्यत्कदाचन ।**
**एवमाभाससहिता वृत्तयः स्वस्वभासिकाः ॥१९**

જેમ તપાવેલું લોહ, માત્ર પોતાને જ પ્રકાશે છે, અન્ય વસ્તુને કદાપિ પ્રકાશતું નથી; એ જ પ્રમાણે ચિદાભાસ સહિત અહં આદિક વૃત્તિઓ પણ પોતપોતાની પ્રકાશક છે, અન્ય વિષયની પ્રકાશક નથી.

એવી રીતે ચિદાભાસનુ સ્વરૂપબોધન કરીને હવે કૂટસ્થના સ્વરૂપનું બોધન કરવા માટે પ્રથમ તદુપયોગી વૃત્તિના અભાવનો અવસર દર્શાવે છે.

**क्रमाद्विच्छिद्य विच्छिद्य जायंते वृत्तयोऽखिलाः ।**
**सर्वा अपि विलीयंते सुप्तिमूर्च्छासमाधिषु ॥२०**

જાગ્રત તથા સ્વપ્નમાં ક્રમથી વિચ્છેદ પામી પામીને અખિલ વૃત્તિઓ પ્રાદુર્ભાવ પામે છે; અર્થાત્ એક વૃત્તિ ઉદ્દભવ્યા પછી વૃત્ત્યન્તરના ઉદ્દભવમા વચ્ચે વિચ્છેદ (અવકાશ)હોય છે અને તે સકલ વૃત્તિઓ સુષુપ્તિ. મૂર્છા તથા સમાધિ વિષે વિલય પામી જાય છે.

આ કૂટસ્થના સ્વરૂપનિરૂપણના ચાલતા પ્રસંગમા સમાધિ આદિકમાં વૃત્તિઓના વિલયનું કથન શુ સંગતિ ધરાવે છે, તે કહે છે:

**संधयोऽखिलवृत्तीनामभावाश्चावभासिताः ।**
**निर्विकारेण येनासौ कूटस्थ इति चोच्यते ॥२१॥**

સકળ વૃત્તિઓની સંધિઓ તથા તે વૃત્તિઓના સુષુપ્તિ આદિકમાં જે અભાવ હોય છે, તે સઘળાં જે નિર્વિકાર ચેતન વડે કરી અવભાસિત (પ્રકાશિત) થાય છે, તે ચૈતન્ય કૂટસ્થ કહેવાય છે, અર્થાત્ એ વૃત્તિસંધિ તથા વૃત્તિના અભાવનું અવભાસક જે ચેતન છે, તેને જ કૂટસ્થ જાણવુ.

આથી કરી ફલિત શુ થયુ તે કહી દેખાડે છે.

**घटे द्विगुणचैतन्यं यथा वाह्ये तथाऽऽन्तरे ।**
**वृत्तिष्वपि ततस्तत्र वैशद्यं संधितोऽधिकम् ॥२२॥**

બાહ્ય ઘટને વિષે જેમ ઘટ માત્રનો પ્રકાશક ચિદાભાસ છે અને ઘટની જ્ઞાતતાનું પ્રકાશક બ્રહ્મ ચૈતન્ય છે, એમ ચૈતન્યની દ્વિગુણતા થાય છે, તેમ આંતર અહંકારાદિકવૃત્તિ વિષે પણ કૂટસ્થ ચૈતન્ય તથા વૃત્તિઓનો અવભાસક ચિદાભાસ એમ દ્વિગુણ ચૈતન્ય છે, તેથી કરીને સંધિઓના કરતાં વૃત્તિઓને વિષે પ્રકાશ અધિક દેખાય છે.

અહીં એવી આશંકા થાય કે, ઘટાદિની પેઠે વૃત્તિઓને વિષે પણ જ્ઞાતતા તથા અજ્ઞાતતાના અવભાસકરૂપે કૂટસ્થ કેમ અંગીકાર કરાતો નથી? ત્યા તે વૃત્તિઓમા જ્ઞાતતા તથા અજ્ઞાતતાનો અભાવ છે, તેથી તેનો પ્રકાશક કૂટસ્થને માનવાની કશી જરૂર છે જ નહિ; એમ કહી સમાધાન આપે છે

**ज्ञातताज्ञातते न स्तो घटवद्वृत्तिषु क्वचित् ।**
**स्वस्य स्वेनाग्रहीतत्वात्ताभिश्चाज्ञाननाशनात् ॥२३**

ઘટની પેઠે વૃત્તિઓને વિષે કોઈ પણ કાળમાં જ્ઞાતતા કે અજ્ઞાતતા છે જ નહિ; કારણ કે વૃત્તિઓ પોતે પોતાથી અગૃહીત હોય છે અને તે વૃત્તિઓથી અજ્ઞાનનો તો નાશ થઈ જાય છે. (અર્થાત્ જ્ઞાનની વ્યાપ્તિથી જ્ઞાતતા થાય છે અને અજ્ઞાનની વ્યાપ્તિથી અજ્ઞાતતા હોય છે. વૃત્તિઓ ઘટાદિકની અપેક્ષાએ સ્વપ્રકાશ હોવાથી તે વૃત્તિઓને જ્ઞાનની વિષયતા હોતી નથી, તેથી તેઓમાં જ્ઞાતતા સંભવતી નથી, તેમ જ તે વૃત્તિઓ પોતાની ઉત્પત્તિ માત્રથી જ સ્વગોચર અજ્ઞાનની નિવૃત્તિ કરે છે, એટલે પછી તેઓમાં અજ્ઞાનની વ્યાપ્તિ (વિષયતા) પણ કેમ સંભવી શકે?)

કૂટસ્થ તથા ચિદાભાસ બન્નેનું ચેતનપણું સમાન છે, તો પછી એકનું નિર્વિકારપણું અને બીજાનું વિકારીપણું કેમ છે? એવી આશંકા થાય, ત્યા ચિદાભાસનિષ્ઠ જન્મ અને નાશ અનુભવાય છે, તેથી તેનું અકૂટસ્થત્વ છે અને અન્ય જે સાક્ષી તેના વિકારીપણામા કંઈ પ્રમાણ છે નહિ, તેથી તેનું કૂટસ્થત્વ છે, એમ કહી સમાધાન આપે છે:

**द्विगुणीकृतचैतन्ये जन्मनाशानुभूतितः ।**
**अकूटस्थं तदन्यत्तु कूटस्थमविकारतः ॥२४॥**

ઉપર જે દ્વિગુણ ચૈતન્ય કહ્યું, તેમાં ચિદાભાસના જન્મ તથા નાશનો અનુભવ થાય છે, તેથી તે ચિદાભાસ અકૂટસ્થ (વિકારી) છે અને તેનાથી અન્ય જે ચૈતન્ય તે તો અવિકારી હોવાથી કૂટસ્થ કહેવાય છે.

ચિદાભાસથી ભિન્ન કૂટસ્થનો અંગીકાર કંઈ સ્વકપોલકલ્પિત નથી, પણ આચાર્યાદિકે પણ માનેલો છે, એમ દર્શાવે છે:

**अंतःकरणतद्वृत्तिसाक्षीत्यादावनेकधा ।**
**कूटस्थ एव सर्वत्र पूर्वाचार्यैर्विनिश्चितः ॥२५॥**

'अन्तःकरणतद्वृत्तिसाक्षीचैतन्यविग्रहः। आनन्दरूपः सत्यः सन् किं नात्मानं प्रपद्यसे ॥ અંતઃકરણ તથા તે અંતઃકરણની વૃત્તિઓનો સાક્ષી ચૈતન્યસ્વરૂપ આનંદરૂપ સત્યરૂપ થઈને તુ આત્માને (સ્વસ્વરૂપભૂત) પોતાને કેમ જાણતો નથી?' આ ઉપદેશસાહસ્રી વાક્યને હૃદયારૂઢ રાખી કહે છે કે, પૂર્વાચાર્યોએ 'અંતઃકરણ અને તેની વૃત્તિઓનો સાક્ષી' ઇત્યાદિક વાક્યોને વિષે અનેક પ્રકારથી સર્વત્ર કૂટસ્થને જ નિશ્ચિત કરેલો છે; અર્થાત્ શ્રીમાન શંકરાચાર્ય વડે અંગીકૃત જે કૂટસ્થ તેનુ કપોલકલ્પિતપણુ નથી.

કૂટસ્થથી ભિન્ન ચિદાભાસ પણ શ્રીશંકરાચાર્યે ઉપદેશ-

સાહસ્રીમા જ વર્ણવેલો છે, એમ ઉપદેશસાહસ્રીનુ વાક્ય કહી બતાવવા સાથે કહે છે:

**आत्माभासाश्रयाश्चैवं मुखाभासाश्रया यथा ।**
**गम्यंते शास्त्रयुक्तिभ्यामित्याभासश्च वर्णितः ॥२६**

જેમ મુખ તથા તેનું દર્પણગત પ્રતિબિંબ અને આશ્રય દર્પણાદિક; એ ત્રણે પ્રત્યક્ષ રીતે જણાય છે, તેમ જ આત્મા (ફૂટસ્થ) આભાસ (ચિદાભાસ) અને આશ્રય (અંતઃકરણ) એ ત્રણે પણ શાસ્ત્ર તથા યુક્તિ વડે કરી જણાય છે. એવી રીતે ઉપદેશસાહસ્રીના વાક્યને વિષે આભાસ[૮] પણ વર્ણિત છે.

૮. 'मनस साक्षी–મનનો સાક્ષી' ઇત્યાદિક શ્રુતિઓ ફૂટસ્થનુ પ્રતિપાદન કરે છે, તેમ જ 'रूप रूप प्रतिरूपो बभूव। (બૃ ૨–૫–૧૯) રૂપ રૂપ પ્રત્યે એટલે દરેક અંતઃકરણાદિક ઉપાધિ પ્રત્યે પ્રતિરૂપ–પ્રતિબિંબરૂપ થયો.' આ શ્રુતિઓ ચિદાભાસનુ પ્રતિપાદન કરે છે, એ શ્રુતિ-વાક્યો તથા ઉપર ૨૪મા શ્લોકમાં કહેલી યુક્તિથી ફૂટસ્થ તથા આભાસ સિદ્ધ થાય છે.

### ચિદાભાસનું નિરૂપણ

ઉપર ચિદાભાસનું જે સ્વરૂપ કહ્યુ, તેમા અવચ્છેદવાદી આક્ષેપ કરે છે.

**बुद्ध्यवच्छिन्नकूटस्थो लोकांतरगमागमौ ।**
**कर्तुं शक्तो घटाकाश इवाभासेन किं वद ॥२७॥**

પોતાને વિષે કલ્પિત બુદ્ધિથી અવચ્છિન્ન (હદવાળો) એવો ફૂટસ્થ જ ઘટાકાશની પેઠે લોકાંતરને વિષે ગમન તથા આગમન કરવાને શક્ત છે, તો પછી ચિદાભાસ કલ્પીને શું કરવાનુ[૯] હતું? તે તમે કહો.

૯ અહી એવો આશય છે કે, અવચ્છેદવાદીઓ અંતઃકરણવિશિષ્ટ જે ચેતન તેને જ જીવ માને છે. તેઓ અંતઃકરણમા ચિદાભાસ ચિત્પ્રતિબિંબનો અંગીકાર કરતા નથી. તે અંતઃકરણ કર્મને લઈને જ્યા જ્યાં જા-આવ કરે છે, ત્યા ત્યાં પ્રથમથી જ વિદ્યમાન જે ચેતન છે તે અંતઃકરણવિશિષ્ટ થઈને સંસારી જીવ એવા વ્યવહારનો વિષય થાય છે. ત્યાં અંતઃકરણરૂપ વિશેષણ ભાગમાં સંસાર છે, કંઈ ફૂટસ્થરૂપ વિશેષ્ય ભાગમાં વાસ્તવ સંસાર નથી તથાપિ ભ્રાંતિથી પ્રતીત થાય છે. જેમ કોઈ શિખાવાળો પુરુષ શિખારૂપ વિશેષણનો નાશ કરે, ત્યારે 'शिखी ध्वस्त –શિખાવાળો નાશ પામ્યો' એમ વિશેષણનો નાશધર્મ વિશિષ્ટમાં આરોપિત થયો. અંતઃકરણના ધર્મ સુખદુઃખાદિક અંતઃકરણવિશિષ્ટમાં આરોપિત થયા, તેમ અંતઃકરણના ધર્મ સુખદુઃખાદિક અંતઃકરણવિશિષ્ટ ચેતનને વિષે વ્યવહાર કરાય છે, તેથી અંતઃકરણવિશિષ્ટ ચેતન જ સંસારી જીવ કહેવાય એટલે ચિદાભાસ વિના પણ વ્યવહારનિર્વાહ થાય છે, તો પછી ચિદાભાસની કલ્પનાનું ગૌરવ ઉઠાવવાની શી જરૂર છે? આવા અભિપ્રાયથી અવચ્છેદવાદી આભાસવાદી પ્રતિ શંકા કરીને કહે છે કે, ચિદાભાસથી શું? તે કહે.

અસંગ ફૂટસ્થને બુદ્ધિના અવચ્છેદમાત્રથી જીવપણું ઘટે નહિ, કેમકે જો બુદ્ધિઅવચ્છિન્ન ચેતનને જીવભાવ માનીએ, તો અવચ્છેદની સમાનતાને લીધે ઘટાદિ અવચ્છિન્ન ચેતનને પણ જીવભાવનો અતિ પ્રસંગ આવે, એવી રીતે સિદ્ધાંતી પરિહાર કરે છે

**शृण्वसंगः परिच्छेदमात्राज्जीवो भवेन्न हि ।**
**अन्यथा घटकुड्याद्यैरवच्छिन्नस्य जीवता ॥२८॥**

(હે અવચ્છેદવાદી !) સાંભળો, અસંગ ફૂટસ્થ પરિચ્છેદ માત્રથી જીવ થાય નહિ; માટે ચિદાભાસ માનવો જરૂરનો છે, અન્યથા એટલે જો બુદ્ધિને વિષે ચિદાભાસ ન માનીએ, તો ઘર અને ભીંત આદિકથી અવચ્છિન્ન ચેતનનો પણ જીવભાવ માનવો પડશે.

અહી વાદી એમ શંકા કરે છે કે, બુદ્ધિ સ્વચ્છ છે અને ભીંત તો અસ્વચ્છ છે, તેથી એ બેની વિલક્ષણતા છે, એ શંકાનું સિદ્ધાંતી અવચ્છેદમા સ્વચ્છત્વ કે અસ્વચ્છત્વ જરૂર નથી, એમ કહી સમાધાન આપે છે.

**न कुड्यसदृशी बुद्धिः स्वच्छत्वादिति चेत्तथा ।**
**अस्तु नाम परिच्छेदे किं स्वाच्छ्येन भवेत्तव ॥२९**

બુદ્ધિ ભીંતના જેવી નથી; કારણ કે તે સ્વચ્છ છે અને ભીંત તો અસ્વચ્છ છે, એમ જો કહો તો તે બુદ્ધિ ભલે સ્વચ્છ હો; પણ તે સ્વચ્છપણા વડે કરી, તમારા પક્ષમાં ચેતનનો જે પરિચ્છેદ માનેલો છે, તેમાં શું અધિકતા આવી? (અર્થાત્ એ સ્વચ્છત્વ અવચ્છેદની વિષયતાનું અપ્રયોજક છે.)

ઉપર કહેલા અર્થને દૃષ્ટાંત આપી વધારે સ્પષ્ટ કરી બતાવે છે.

**प्रस्थेन दारुजन्येन कांस्यजन्येन वा न हि ।**
**विक्रेतुस्तंडुलादीनां परिमाणं विशिष्यते ॥ ३० ॥**

કાષ્ઠમાંથી બનાવેલુ અથવા કાંસામાંથી બનાવેલુ

પવાલું હોય, તો તેણે કરીને ધાન્ય વેચનારના તંડુલ આદિકના પરિમાણ( માપ )માં કશો વિશેષ ( ન્યૂનભાવ વા અધિકભાવ ) થતો નથી. અર્થાત્ માપની સ્વચ્છતા કે અસ્વચ્છતા પરિમાણ ભેદની અપ્રયોજક છે.

અહીં કદી એમ કહે કે, લાકડાના અને કાસાના માપનુ પરિમાણ તો ભલે એકસરખું જ હો, પણ પ્રતિબિંબ વગેરે કાસામાં અતિશય છે; તો પછી બુદ્ધિને વિષે સ્વચ્છતા-પ્રયુક્ત પ્રતિબિંબરૂપ અતિશય માનવો ઉચિત છે. એ પ્રતિબિંબ જ ચિદાભાસ છે, એટલે તમારે પણ ચિદાભાસ અંગીકૃત થયો એમ કહી દેખાડે છે

**परिमाणाविशेषेऽपि प्रतिबिंबो विशिष्यते ।**
**कांस्ये यदि तदा बुद्धावप्याभासो भवेद्बलात् ॥२१**

જ્યારે કાંસાના પાત્રમાં પરિમાણની કશી ન્યૂનતા વા અધિકતા જેવી વિશેષતા નથી, તો પણ પ્રતિબિંબકૃત વિશેષતા છે, એટલે લાકડાના પાત્ર કરતા કાંસાના પાત્રમાં પ્રતિબિંબ પડે છે, એટલી વિશેષતા પ્રતીત થાય છે, એમ જો કહો તો બુદ્ધિ વિષે પણ આભાસ ( ચિત્પ્રતિબિંબ ) બળપૂર્વક સિદ્ધ થાય છે; અર્થાત્ તમારે પરાણે અંગીકાર કરવો જ પડે એમ થયુ.

અમે પ્રતિબિંબનો અંગીકાર કરીએ, તેમા ચિદાભાસનો અંગીકાર ક્યા આવી ગયો ? એવી પ્રતિબિંબવાદીની[૧૦] શકા કરી, પ્રતિબિંબ તથા આભાસ એ બન્ને શબ્દોનો વાચ્ય અર્થ એક જ છે,-તેથી પ્રતિબિંબ કરવામા ચિદાભાસનો જ અંગીકાર થઈ જાય છે, એમ કહી સિદ્ધાંતી પરિહાર કરે છે.

૧૦. પ્રતિબિંબવાદ વિવરણકારે એવી રીતે સમર્થિત કર્યો છે કે, જ્યા દર્પણમાં મુખના પ્રતિબિંબનુ ભાન થાય છે, ત્યાં દર્પણમાં મુખછાયા અથવા પ્રાતિભાસિક કે વ્યાવહારિક પ્રતિબિંબની ઉત્પત્તિ થતી નથી, પણ દર્પણને વિષય કરનારી ચક્ષુની વૃત્તિ દર્પણથી પ્રતિહત થઈને ગ્રીવાસ્થિત મુખને જ વિષય કરે છે, તેથી ગ્રીવાસ્થિત મુખમાં જ બિંબપ્રતિબિંબભાવ પ્રતીત થાય છે. તે મુખ સત્ય છે તેથી મુખરૂપ બિંબપ્રતિબિંબ સ્વરૂપ પણ સત્ય છે. કેવળ ગ્રીવાસ્થિત મુખને વિષે બિંબભાવ તથા પ્રતિબિંબભાવરૂપ જે ધર્મ પ્રતીત થયા તે અનિર્વચનીય (મિથ્યા) છે અને તેનું અધિષ્ઠાન મુખ જ છે. એમ જ દર્પણસ્થાની અજ્ઞાનની સન્નિધિથી શુદ્ધચેતનમાં બિંબસ્થાની ઈશ્વર અને પ્રતિબિંબસ્થાની જીવનો ભેદ કે મિથ્યાત્વ નથી, પણ શુદ્ધ ચેતનરૂપ જીવ ઈશ્વરનુ સ્વરૂપ સત્ય છે અને પ્રતિબિંબની અપેક્ષાએ બિંબસ્વરૂપ ઈશ્વરત્વ અને પ્રતિબિંબરૂપ જીવત્વ, ઈશ્વરથી ભિન્નત્વ, પરિચ્છિન્નત્વ ઇત્યાદિક ધર્મ મિથ્યા છે અને તે સર્વેનુ અધિષ્ઠાનભૂત શુદ્ધચેતન છે, આવી બિંબપ્રતિબિંબવાદની પ્રક્રિયા છે.

**ईषद्भासनमाभासः प्रतिबिंबस्तथाविधः ।**
**बिंबलक्षणहीनः सन् बिंबवद्भासते स हि ॥ २२ ॥**

કિંચિત્ ભાસવું, એવો આભાસ શબ્દનો અર્થ છે અને તેવા જ પ્રકારનો પ્રતિબિંબ શબ્દનો અર્થ છે, જેથી તે પ્રતિબિંબ બિંબના લક્ષણથી રહિત હોઈને બિંબના જેવું ભાસે છે, તેથી તે પ્રતિબિંબ બિંબનો આભાસ છે; અર્થાત્ પ્રતિબિંબને વિષે આભાસના લક્ષણનો બરાબર યોગ ઘટે છે, તેથી પ્રતિબિંબ પણ આભાસ જ છે.

ઉપર કહેલા પ્રતિબિંબને વિષે આભાસ–લક્ષણનો સબધ સ્પષ્ટ કરી બતાવે છે

**ससंगत्वविकाराभ्यां बिंबलक्षणहीनता ।**
**स्फूर्तिरूपत्वमेतस्य बिंबवद्भासनं विदुः ॥ २३ ॥**

આ ચિદાભાસને સસંગત્વ તથા વિકારીપણાને લીધે બિંબભૂત અસંગ અવિકારી ચૈતન્યના લક્ષણથી રહિતતા છે, તેની સાથે સ્ફુરણરૂપવાળું (બિંબની પેઠે ભાસવુ) કહેવાય છે. (અર્થાત્ જેમ હેતુના લક્ષણથી રહિત હોઈને હેતુની પેઠે ભાસમાન હોય તે હેત્વાભાસ કહેવાય છે,) તેમ જ આ પણ ચેતનના લક્ષણથી રહિત હોઈને ચેતનની પેઠે ભાસમાન છે, તેથી ચિદાભાસ કહેવાયો છે.

એ પ્રમાણે ચિદાભાસના અપ્રયોજકપણાનો નિરાસ કરીને તે ચિદાભાસનું બુદ્ધિથી પૃથક્ સત્વ સાધવાને માટે અવચ્છેદવાદીનો પૂર્વપક્ષ ઉઠાવે છે.

**न हि धीभावभावित्वादाभासोऽस्ति धियः पृथक् ।**
**इति चेदल्पमेवोक्तं धीरप्येवं स्वदेहतः ॥ २४ ॥**

જેમ મૃત્તિકાથી થનારો ઘટ મૃત્તિકાથી ભેદ પામતો નથી; તેમ જ બુદ્ધિમાં થનારો ચિદાભાસ બુદ્ધિથી પૃથક્ નથી. આમ જો કહો તો તમે બહુ જ અલ્પ કહ્યું; કેમકે જેમ ઘટના સામ્યથી ચિદાભાસ બુદ્ધિથી અભિન્ન છે એમ ઠરાવ્યુ, તેમ જ દેહ હોય તો જ બુદ્ધિ હોય છે; માટે બુદ્ધિ

પણ પોતાના દેહથી ભિન્ન નથી, એમ તમારે માનવુ પડશે.

વાદી પુન શંકા કરે છે અને તે શંકાના ઉદરમાથી જ સિદ્ધાતી તેનો પરિહાર આપે છે

**देहे मृतेऽपि बुद्धिश्चेच्छास्त्रादस्ति तथा सति ।**
**बुद्धेरन्यश्चिदाभासः प्रवेशश्रुतिषु श्रुतः ॥ ३५ ॥**

દેહ મૃત થાય ત્યારે પણ શાસ્ત્ર પ્રમાણથી બુદ્ધિ છે. અર્થાત્ 'स विज्ञानो भवति। (બૃ.૪–૪–૨) તે વિજ્ઞાનપદ વાચ્ય બુદ્ધિ સહિત હોય છે.' એ શ્રુતિથી સિદ્ધ છે કે, દેહના મરવાથી બુદ્ધિનો અસદ્ભાવ થતો નથી; એમ જો તમે શાસ્ત્રના આધારથી બુદ્ધિની દેહથી ભિન્નતા કહેવા માગતા હો, તો બુદ્ધિથી અન્ય ચિદાભાસ પણ પ્રવેશ-શ્રુતિને વિષે સાંભળ્યો છે.

પ્રવેશ, બુદ્ધિરૂપ ઉપાધિવાળાનો જ સંભવે છે, ઇતરનો પ્રવેશ સભવે નહિ. એમ વાદી શકા કરે છે, તેના ઉત્તરમા સિદ્ધાતી ઐતરેય શ્રુતિમાં બુદ્ધિથી ભિન્ન પરમાત્માનો જ પ્રવેશ કહ્યો છે, એમ કહી પરિહાર કરે છે

**धीयुक्तस्य प्रवेशश्चेन्नैतरेये धियः पृथक् ।**
**आत्मा प्रवेशं संकल्प्य प्रविष्ट इति गीयते ॥३६॥**

બુદ્ધિયુક્તનો જ પ્રવેશ સંભવે છે, એમ જો કહો, તો તેમ નથી; કેમકે ઐતરેય શ્રુતિમાં 'બુદ્ધિથી ભિન્ન આત્મા, પ્રવેશનો સંકલ્પ કરીને પ્રવિષ્ટ થયો.' એમ ગણાય છે (કહેલુ છે).

પૂર્વ શ્લોકમા સૂચન કરેલા ઐતરેયોપનિષદ(૩–૧૧–૧૨)નું વાકય અર્થત પઠન કરે છે

**कथं न्विदं साक्षदेहं मदते स्यादितीरणात् ।**
**विदार्य मूर्धसीमानं प्रविष्टः संसरत्ययम् ॥ ३७ ॥**

આ પરમાત્મા ઇંદ્રિય તથા દેહ સહિત આ જડ સમુદાય, મારા વિના કેમ હોય, એટલે કે ચેતનરૂપ મારા વિના દેહ ઇત્યાદિ જડ વર્ગનો નિર્વાહ કેમ થઈ શકે? કોઈ પણ પ્રકારે નહિ થાય; એમ વિચારીને મસ્તક વચ્ચેના બ્રહ્મરંધ્ર-પ્રદેશને વિદારીને પ્રવિષ્ટ થઈને સંસરે છે–જાગ્રત આદિક અવસ્થાઓનો અનુભવ કરે છે.

અસંગ આત્માનો પ્રવેશ કેમ સભવે? એવી શંકા કરી, સૃષ્ટિ સંભવની પેઠે ઉભયત્ર હેતુની સમાનતા છે, એમ કહી સમાધાન આપે છે:

**कथं प्रविष्टोऽसंगश्चेत्सृष्टिर्वास्य कथं वद ।**
**मायिकत्वं तयोस्तुल्यं विनाशश्च समस्तयोः ॥३८**

અસંગ આત્મા કેમ પ્રવિષ્ટ થયો? એમ જો કહો તો તમે જ કહો કે, એ અસંગ આત્માને સૃષ્ટિ પણ કેમ હોય? કદાચ આના ઉત્તરમા એમ કહો કે, સૃષ્ટિમાં કર્તા તો માયિક (માયા-રૂપ ઉપાધિ યુક્ત) છે, તેથી તેને સૃષ્ટિકર્તૃત્વ સભવે, તો એ સમાધાન પ્રવેશ શંકામાં પણ સમજી લેવાનું છે; કેમકે બન્નેમાં માયિકત્વ હેતુ સમાન છે અને તેનો વિનાશ (નિવૃત્તિ) પણ સમાન છે.

ઉપરના શ્લોકમાં પરમાત્માનુ ઔપાધિક રૂપ જે કહ્યું તેના વિનાશીપણાની પ્રતિપાદક બૃહદારણ્યકશ્રુતિ(૪–૫–૧૩) અર્થત. કહી દેખાડે છે:

**समुत्थायैष भूतेभ्यस्तान्येवानु विनश्यति ।**
**विस्पष्टमिति मैत्रेय्यै याज्ञवल्क्य उवाच ह ॥३९॥**

આ પ્રજ્ઞાનઘન આત્મા પૃથ્વી આદિ પાંચ ભૂતોના કાર્યભૂત શરીરરૂપ અને ઇંદ્રિયોરૂપ ઉપા-ધિથી જીવપણારૂપ અભિમાનને પ્રાપ્ત થઈને તે શરીરાદિરૂપ કાર્ય જ્યારે વિનાશ પામે છે, ત્યારે તે જીવપણાનુ અભિમાન પણ વિનાશ પામે છે, એમ આત્માના સોપાધિક રૂપનુ વિનાશીપણું યાજ્ઞવલ્કયે પોતાના પત્ની મૈત્રેયીને સ્પષ્ટ રીતે કહેલું છે.

અને એ જ ઉપનિષદના ઉત્તરવાક્યમાં 'अविनाशी वाऽरेऽयमात्माऽनुच्छित्तिधर्मा (બૃ. ૪–૫–૧૪)। અરે મૈત્રેયી! આ આત્મા અવિનાશી અને ઉચ્છેદરહિત ધર્મવાન છે અને એ કૂટસ્થ આત્માને માત્રા–દેહાદિકથી અસંસર્ગ હોય છે' એવી રીતે નિરૂપાધિક કૂટસ્થ આત્મા સોપાધિક ચિદાભાસથી ભિન્ન કહેલો છે એમ કહે છે

**अविनाश्ययमात्मेति कूटस्थः प्रविवेचितः ।**
**मात्रासंसर्ग इत्येवमसंगत्वस्य कीर्तनात् ॥ ४० ॥**

'આ આત્મા અવિનાશી છે' એમ કહી કૂટ-સ્થને સ્પષ્ટ વિવેચિત કર્યો છે. અર્થાત્ સોપા ધિકરૂપથી ભિન્ન દેખાડ્યો છે અને 'એ કૂટસ્થ આત્માને દેહાદિકથી-અસંસર્ગ છે,' એવા પ્રકારે આત્માનું અસંગપણું કહેલું છે.

'जीवापेतं वाव किल इदं म्रियते न जीवो म्रियते। (છાં. ૬-૧૧-૧૩) જીવથી રહિત એવું આ શરીર મરણ પામે છે, જીવ મરણ પામતો નથી' એ શ્રુતિમા ઔપાધિક જીવનું પણ અવિનાશીપણું પ્રતિપાદન કર્યું છે, એવી આશંકા કરી; એ શ્રુતિ તો અન્યદેહે કરી પ્રાપ્ય જે પરલોક તેને વિષય કરનારી હોવાથી, એ શ્રુતિ આત્યંતિક નાશના અભાવનુ પ્રતિપાદન કરનારી નથી, એમ કહી શ્રુતિતાત્પર્ય બતાવી સમાધાન આપે છે.

**जीवापेतं वाव किल शरीरं म्रियते न सः।**
**इत्यत्र न विमोक्षोऽर्थः किंतु लोकांतरे गतिः॥४१**

જીવરહિત આ (પ્રસિદ્ધ) શરીર મરે છે, પણ કંઈ તે જીવ મરતો નથી. એ શ્રુતિને વિષે ૩૯મા શ્લોકમાં કહેલા મોક્ષ જેવો અર્થ કહ્યો નથી, પણ લોકાંતર (પરલોક) વિષે ગતિ કહેલી છે.

જ્યારે જીવ અવિનાશી ન હોય, તો 'अहं ब्रह्माऽस्मि। હું બ્રહ્મ છું' એવી રીતે અવિનાશી બ્રહ્મની સાથે જીવના તાદાત્મ્ય અભેદનુ જ્ઞાન કેમ ઘટી શકશે? એવી રીતે વાદી મૂળમા શંકા કરે છે, તેનો પરિહાર કરે છે.

**नाहं ब्रह्मेति बुध्येत स विनाशीति चेन्न तत्।**
**सामानाधिकरण्यस्य बाधायामपि संभवात्॥४२॥**

તે જીવ જો વિનાશી હોય, તો 'હું બ્રહ્મ છુ' એમ જાણે નહિ; કારણ કે વિનાશી જીવ અને અવિનાશી બ્રહ્મ એ બેની એકતાનો વિરોધ છે, એમ જો કહે તો (સિદ્ધાંતી સમાધાન આપે છે કે) સામાનાધિકરણ્યનો તો બાધમાં પણ સંભવ[11] હોય છે.

૧૧. અભિપ્રાય એવો છે કે, જ્યાં કોઈ પણ અપર્યાયભૂત પદોનું અથવા અર્થોનું એકાધિકરણવૃત્તિત્વ હોય અથવા તો એકાર્થસમવાયિત્વ હોય તેવા પ્રસંગમાં તેઓનુ સામાનાધિકરણ્ય કહેવાય છે. પ્રકૃતમાં અહ પદાર્થ જીવનું બ્રહ્મની સાથે સમાનવિભક્તિકત્વરૂપ નિમિત્તને લઈને સામાનાધિકરણ્ય જે કહ્યું છે. તે ઘટે નહિ, એમ શંકાકારનું કહેવું છે. સિદ્ધાંતી જણાવે છે કે, સામાનાધિકરણ્ય કંઈ એક જ પ્રકારનુ નથી. પણ મુખ્ય સામાનાધિકરણ્ય તથા બાધ સામાનાધિકરણ્ય એવા ભેદથી બે પ્રકારનું છે, જેમકે ઘટાકાશનું મહાકાશની સાથે જે સામાનાધિકરણ્ય છે તે મુખ્ય છે, તેમ જ કૂટસ્થનું બ્રહ્મની સાથે જે છે તે પણ મુખ્ય સામાનાધિકરણ્ય છે; કારણ કે ઘટાકાશનો મહાકાશ સાથે અને કૂટસ્થનો બ્રહ્મ સાથે સદા અભેદ જ છે; પણ જ્યાં તેવો અભેદ નથી હોતો પણ બાધ થઈને અભેદ થાય તેને બાધ સામાનાધિકરણ્ય કહે છે. જેમ સ્થાણુનો બાધ થઈને પુરુષની સાથે અભેદ થાય છે, તેથી સ્થાણુનુ પુરુષ સાથે બાધ સામાનાધિકરણ્ય છે, તેમ જ પ્રકૃતમાં પણ ચિદાભાસનો બાધ થઈને કૂટસ્થ સાથે વા બ્રહ્મની સાથે તેનો અભેદ થાય છે, તેથી ચિદાભાસનું કૂટસ્થ અથવા બ્રહ્મની સાથે બાધ સામાનાધિકરણ્ય છે, એવો આશય છે.

બાધ સામાનાધિકરણ્યે કરી વાક્યાર્થનિશ્ચયનો વાર્તિકકારોક્ત પ્રકાર દૃષ્ટાંત સહિત દેખાડવા તે વાર્તિકનુ વચન જ કહી દેખાડે છે.

**योऽयं स्थाणुः पुमानेष पुंधिया स्थाणुधीरिव।**
**ब्रह्मास्मीति धियाऽशेषाऽप्यहंबुद्धिर्निवर्त्यते॥४३**

'જે એ સ્થાણુ (ઠૂંઠુ) છે તે આ પુરુષ છે.' અહીં પુરુષબુદ્ધિએ કરી સ્થાણુબુદ્ધિની જેમ નિવૃત્તિ થાય છે તેમ જ 'હું બ્રહ્મ છું' એ બુદ્ધિએ કરી આ અહંબુદ્ધિની નિવૃત્તિ કરાય છે. (અર્થાત્ જેમ 'સ્થાણુ આ પુરુષ છે' આ વાક્યમા પુરુષત્વબોધે કરી સ્થાણુત્વની નિવૃત્તિ થાય છે, એવી જ રીતે 'હું બ્રહ્મ છું' એવા બોધે કરી 'હું કર્તા છું' ઇત્યાદિ આકારવાળી સર્વ પ્રકારની અહંબુદ્ધિ પણ નિવૃત્ત થાય છે)

**नैष्कर्म्यसिद्धावप्येवमाचार्यैः स्पष्टमीरितम्।**
**सामानाधिकरण्यस्य बाधार्थत्वमतोऽस्तु तत्॥४४**

એવી રીતે નૈષ્કર્મ્યસિદ્ધિ નામના ગ્રંથમાં શ્રીસુરેશ્વરાચાર્યે પણ સામાનાધિકરણ્યનુ બાધાર્થપણું સ્પષ્ટ કહેલુ છે. માટે 'अहं ब्रह्मास्मि–હુ બ્રહ્મ છું' એવા વાક્યમાં પણ સામાનાધિકરણ્યનું બાધ અર્થપણુ ભલે હો.

વાર્તિકકારે ભલે કહ્યું પણ એવું બાધ સામાનાધિકરણ્ય ક્યાંય શ્રુતિમાં નથી કહ્યું, એવી શંકા થાય ત્યાં, એવા અર્થને જણાવનાર શ્રુતિ પણ છે, એમ કહી દર્શાવે છે:

**सर्वं ब्रह्मेति जगता सामानाधिकरण्यवत्।**
**अहं ब्रह्मेति जीवेन सामानाधिकृतिर्भवेत्॥४५॥**

'सर्वं ह्येतद् ब्रह्म। (માંડૂ. ૨) આ સર્વ જગત નિશ્ચયે બ્રહ્મ જ છે.' આ માંડૂક્ય શ્રુતિવાક્યમાં જગતની સાથે બ્રહ્મનું જેમ સામાનાધિકરણ્ય કહ્યું, તેમ 'હું બ્રહ્મ છું' એ વાક્યમાં જીવ સાથે બ્રહ્મનું સામાનાધિકરણ્ય[12] હોઈ શકે.

૧૨. અર્થાત્ ઉપરના શ્રુતિવાક્યમાં જો મુખ્ય સામાનાધિકરણ્ય માનો તો બ્રહ્મને વિષે દશ્યત્વ, વિનાશીત્વ, વિકારીત્વ ઇત્યાદિક અનેક અનર્થભૂત જગતના ધર્મોની આપત્તિ આવે, તેથી જગતનો બાધ કરી બ્રહ્મની સાથે એકતારૂપ બાધ સામાનાધિકરણ્ય સંભવે છે. તે ઉપરથી એવો અર્થ થયો કે જગતના અભાવવાળું બ્રહ્મ, અથવા જેના મતમા આરોપિતની નિવૃત્તિ અધિષ્ઠાનથી ભિન્ન નહિ પણ અભિન્ન અધિષ્ઠાનરૂપ જ માને છે, તેના મત પ્રમાણે જગતનો અભાવ બ્રહ્મ છે, એવો શ્રુતિતાત્પર્યાર્થ છે. એ જ પ્રકારે પ્રકૃતમાં પણ 'હુ બ્રહ્મ છું' એવી રીતે બાધ સામાનાધિકરણ્ય કલ્પી લેવું, એ શ્રૌત-પ્રમાણથી અવિરુદ્ધ છે.

જ્યારે એમ છે તો વિવરણકારે બાધ સામાનાધિકરણ્યનો નિરાસ કેમ કર્યો? એવી આશંકા કરી તે સ્થળે વિવરણકાર આચાર્યે અયં શબ્દે કરી કૂટસ્થ કહેવા ઇચ્છેલુ છે, તેથી નિરાકરણ કરેલું છે, એમ કહી સમાધાન આપે છે.

**सामानाधिकरण्यस्य बाधार्थत्वं निराकृतम् ।**
**प्रयत्नतो विवरणे कूटस्थत्वविवक्षया ॥ ४६ ॥**

વિવરણ નામના ગ્રંથમા કૂટસ્થપણાને પ્રતિપાદન કરવાની ઇચ્છા વડે સામાનાધિકરણ્યનું બાધાર્થપણું પ્રયત્નપૂર્વક નિરાકરણ[13] કરેલુ છે.

૧૩. ચિદાભાસવિશિષ્ટ બુદ્ધિરૂપ જીવનો કૂટસ્થને વિષે સ્વરૂપાધ્યાસ છે અને જીવમા કૂટસ્થનો સંબધાધ્યાસ છે એ અન્યોન્યાધ્યાસ પ્રયુક્ત અવિવેકને લીધે બ્રહ્મથી કૂટસ્થનું જે મુખ્ય સામાનાધિકરણ્ય છે, તેનો જીવમાં વ્યવહાર કરાય છે, કેમકે જીવમાં કૂટસ્થ ધર્મના આરોપ વિના મિથ્યા જીવનું સત્યબ્રહ્મની સાથે મુખ્ય સામાનાધિકરણ્ય સંભવે નહિ, તેથી જીવના આશ્રય અંતઃકરણના અધિષ્ઠાનભૂત કૂટસ્થના ધર્મની વિવક્ષાથી જીવનું બ્રહ્મ સાથે મુખ્ય સામાનાધિકરણ્ય વિવરણકારે લખ્યુ છે; પણ વસ્તુત. બાધ સામાનાધિકરણ્ય માનવુ એ જ ઉચિત છે.

પૂર્વ શ્લોકમા 'કૂટસ્થપણાની વિવક્ષાથી' એમ જે કહ્યું, એ જ અર્થને વર્ણવે છે:

**शोधितस्त्वंपदार्थो यः कूटस्थो ब्रह्मरूपताम् ।**
**तस्य वक्तुं विवरणे तथोक्तमितरत्र च ॥ ४७ ॥**

બુદ્ધિ આદિથી પૃથક્ કરેલો 'त्वं (તું)' પદના લક્ષ્યાર્થરૂપ કૂટસ્થના બ્રહ્મરૂપપણાને કહેવા માટે વિવરણ નામના ગ્રંથમાં તથા બીજા સ્થળે, (એટલે ભામતી નામના શારીરિક ભાષ્ય પરના નિબંધમાં) એવી રીતે કહેલુ છે, તેમને મતે કૂટસ્થ એ બ્રહ્મ છે, એટલે તેમનું મુખ્ય સામાનાધિકરણ્ય થાય છે, બાધ સામાનાધિકરણ્ય થતું નથી.

## બ્રહ્મની સાથે ઐક્ય માટે કૂટસ્થનું વિવેચન અને જીવાદિક જગતનું મિથ્યાપણું

### કૂટસ્થનુ બ્રહ્મની સાથે ઐક્ય દર્શાવવા તેનુ બુદ્ધયાદિકથી વિવેચન

કૂટસ્થની બ્રહ્મ સાથે એકતા સંભાવના કરવા માટે પ્રથમ કૂટસ્થ શબ્દનો કહેવા ઇચ્છેલો અર્થ કહી દેખાડે છે:

**देहेंद्रियादियुक्तस्य जीवाभासभ्रमस्य या ।**
**अधिष्ठानचितिः सैषा कूटस्थाऽत्र विवक्षिता ॥४८॥**

દેહ, ઇંદ્રિય, મન આદિકથી યુક્ત જીવાભાસરૂપ ભ્રમનું જે અધિષ્ઠાન ચૈતન્ય છે, તે અહીં (વેદાંતમાં) કૂટસ્થ પદે કરી કહેવા ઇચ્છેલુ છે.

હવે બ્રહ્મ શબ્દે કરી વિવક્ષિત અર્થને કહી દેખાડે છે:

**जगद्भ्रमस्य सर्वस्य यदधिष्ठानमीरितम् ।**
**त्रय्यन्तेषु तदत्र स्याद् ब्रह्मशब्दविवक्षितम् ॥४९॥**

સર્વ જગતભ્રમ(સંપૂર્ણ જગતની કલ્પના)નુ જે અધિષ્ઠાન ચૈતન્ય વેદાંતને વિષે નિરૂપણ કરેલુ છે, તે અહી બ્રહ્મ શબ્દે કરી કહેવા ઇચ્છેલું છે.

જીવરૂપ ભ્રમનું અધિષ્ઠાન ચૈતન્ય એ જ કૂટસ્થ; એમ જે ૪૮મા શ્લોકમા કહ્યુ, તે જીવ(ચિદાભાસ)નું આરોપિતપણું સિદ્ધ થાય, ત્યારે ઉપપન્ન થાય, માટે જીવનું આરોપિતત્વ કૈમુતિક ન્યાયથી સાધે છે.

**एतस्मिन्नेव चैतन्ये जगदारोप्यते यदा ।**
**तदा तदेकदेशस्य जीवाभासस्य का कथा ॥५०॥**

એ જ ચૈતન્યને વિષે જ્યારે સમગ્ર જગતનો આરોપ કરાય છે, તો પછી તે જગતના એક દેશભૂત જીવાભાસની કથા[14] જ શી?

૧૪. અર્થાત્ આખા જગતનો આરોપ જ્યાં થાય છે, ત્યાં તેના એક દેશભૂત જીવનો પણ આરોપ સાથે થઈ જ ગયો, તેથી તેના આરોપિતપણામા કંઈ કહેવાનું રહેતુ જ નથી અને 'अनेन जीवेनाऽनुप्रविश्य। આ જીવરૂપે પ્રવેશ કરી' ઇત્યાદિ શ્રુતિઓથી જીવનુ જગતનું એકદેશપણું તો પ્રમાણસિદ્ધ છે

જો અધિષ્ઠાન ચૈતન્ય એક જ છે, તો પછી તત્પદનો અર્થ અને ત્વં પદનો અર્થ બન્ને એક જ હોવાથી તેની પુનરુક્તિ ગણાશે; એવી આશંકા કરી સમાધાન આપે છે:

जगत्तदेकदेशाख्यसमरोप्यस्य भेदतः ।
तत्त्वंपदार्थौ भिन्नौ स्तो वस्तुतस्त्वेकता चितेः ॥५१

જગત તથા જગતનો એકદેશ (દેહદ્વયસહિત-ચિદાભાસ એવા નામવાળા આરોપ્ય એટલે આરોપિત વસ્તુરૂપ ઉપાધિ)નો ભેદ હોવાથી, तत् અને त्वं એ બેય પદોના અર્થ ભિન્ન છે; તેથી અહીં પુનરુક્તિ દોષની શંકા જ નથી અને વસ્તુતઃ તો ચેતનની એકતા જ છે.

જેમ શુક્તિમાં રજતબુદ્ધિ થાય છે, એવા આરોપસ્થળમાં થતો ભ્રમ, આરોપ્ય રજતાદિક અને અધિષ્ઠાન શુક્તિ આદિક એ બન્નેના ધર્મવાળો પ્રતીત થાય છે, તેમ આ ચિદાભાસમા અધિષ્ઠાન તથા આરોપ્ય બન્નેના ધર્મની પ્રતીતિ થતી નથી, તેથી તેની આરોપિતતા કેમ મનાય? એવી આશંકા કરી જીવની કલ્પિતતા સિદ્ધ કરવા તેમાં અધિષ્ઠાન તથા આરોપ્યના ધર્મ દર્શાવે છે:

कर्तृत्वादीन्बुद्धिधर्मान्स्फूर्त्याख्यां चात्मरूपताम् ।
दधद्विभाति पुरत आभासोऽतो भ्रमो भवेत् ॥५२॥

બુદ્ધિ–ઉપાધિ દ્વારા આરોપિત કર્તૃત્વ, ભોક્તૃ-ત્વ, પ્રમાતૃત્વ ઈત્યાદિક બુદ્ધિ ધર્મોને તથા સ્ફૂર્તિનામક આત્મરૂપતા, એટલે આત્મસબંધીની સ્ફુરણરૂપતાને ધારણ કરતો આગળ જ (સ્પષ્ટ) ભાસે છે, તેથી તે આભાસ ભ્રમ છે; અર્થાત્ તેનું કલ્પિતપણું સિદ્ધ થાય છે.

ત્યારે એવા ભ્રમમાં કારણ શું હશે? એવી આકાક્ષા થાય તેને સમાવવા, બુદ્ધિ આદિકના સ્વરૂપનું અજ્ઞાન જ કારણ છે; એમ કહે છે:

का बुद्धिः कोऽयमाभासः को वाऽऽत्मात्र जगत्कथम् ।
इत्यनिर्णयतो मोहः सोऽयं संसार इष्यते ॥५३॥

બુદ્ધિ કોણ છે, આ આભાસ કોણ છે, વળી આત્મા કયો, આ આત્મામાં જગત કેમ છે? આવા બધા અનિર્ણયથી મોહ (ભ્રમ) થાય છે અને તે આ મોહ જ સંસાર કહેવાય છે. (માટે તાદૃશ મોહ સકળ અનર્થનો હેતુ હોવાથી તેની નિવૃત્તિ કરવા પ્રયત્નશીલ થવું જોઈએ.)

ત્યારે તે મોહ(ભ્રમ)ની નિવૃત્તિ કેમ થાય? ત્યાં કહે છે:

बुद्ध्यादीनां स्वरूपं यो विविनक्ति स तत्त्ववित् ।
स एव मुक्त इत्येवं वेदांतेषु विनिश्चयः ॥५४॥

જે મુમુક્ષુ પુરુષ બુદ્ધિ આદિકના સ્વરૂપને વિભક્ત કરે છે (પૃથક્ જાણે છે), તે તત્ત્વવેત્તા છે અને તે જ મુક્ત છે; એમ વેદાંત વિષે નિશ્ચય છે; અર્થાત્ બુદ્ધિ આદિકના સ્વરૂપનો વિવેક જ પૂર્વોક્ત ભ્રમરૂપ અનર્થનો નિવર્તક ઉપાય છે, એમ વેદાંતશાસ્ત્રમાં નિશ્ચિત કરેલું છે.

એમ બંધ તથા મોક્ષ બંને અવિવેકમૂલક છે, તેથી અદ્વૈતવાદમા 'કોનો બધ?' ને 'કોનો મોક્ષ?' ઇત્યાદિક તાર્કિક–નૈયાયિકાદિકના કુતર્કવાળાં જે પરિહાસવાક્યો છે, તેનો ખંડનમાં કહેલી યુક્તિઓથી નિરુત્તર કરી પરિહાર કરવો એમ કહે છે.

एवं च सति बंधः स्यात्कस्येत्यादि कुतर्कजाः ।
विडंबना दृढं खंड्याः खंडनोक्तिप्रकारतः ॥५५॥

એમ છતાં પરિહાસવાણીઓનું શ્રીહર્ષા-ચાર્યે રચેલા 'ખંડનખંડખાદ્ય' નામના ગ્રથમાં પ્રદર્શિત કરેલ વચનભગીના પ્રકારોથી દૃઢ (સજ્જડ) રીતે ખંડન કરવું. અર્થાત્ જેઓને નૈયાયિકાદિકના કુતર્કોથી બુદ્ધિવિક્ષેપ થતો હોય, તેવા અધિકારીઓએ ખંડન ગ્રથનું પરિશીલન કરી એવી શકાઓની નિવૃત્તિ કરી લેવી.

ઉપરના ગ્રંથથી શ્રુતિ તથા યુક્તિ વડે કૂટસ્થને બુદ્ધિ આદિકથી વિભક્તરૂપે દર્શાવીને, પુરાણમા પણ એ જ અર્થનું પ્રતિપાદન કરેલું છે, એમ ત્રણ શ્લોકથી કહે છે.

वृत्तेः साक्षितया वृत्तिप्रागभावस्य च स्थितः ।
बुभुत्सायां तथाऽज्ञोऽस्मीत्याभासाज्ञानवस्तुनः ॥
असत्यालंबनत्वेन सत्यः सर्वजडस्य तु ।
साधकत्वेन चिद्रूपः सदा प्रेमास्पदत्वतः ॥५७॥
आनंदरूपः सर्वार्थसाधकत्वेन हेतुना ।
सर्वसंबंधवत्त्वेन संपूर्णः शिवसंज्ञितः ॥५८॥

વૃત્તિની ઉત્પત્તિ થતાં તે વૃત્તિનો સાક્ષી થઈને અને વૃત્તિના ઉદય થયા પહેલા તે વૃત્તિના પ્રાગ-ભાવનો સાક્ષી થઈને તેમ જ સ્વરૂપને જાણવાની ઇચ્છા થાય, ત્યારે તે જિજ્ઞાસાનો સાક્ષી થઈને અને તેવી જિજ્ઞાસાથી પૂર્વકાળમાં 'હુ અજ્ઞાની છું' એવી રીતે અનુભવાતાં અજ્ઞાન વસ્તુનો પણ સાક્ષી થઈને શિવ (કલ્યાણરૂપ) કૂટસ્થ જ થઈ રહ્યો છે.

વળી તે શિવ અસત્ય જગતના અવલંબન-(અધિષ્ઠાન)રૂપ હોવાથી સત્ય છે; તેમ જ સર્વ

જડ પદાર્થોના સાધક (પ્રકાશ કરનાર) છે, તેથી પોતે ચિદ્રૂપ છે; વળી સર્વદા પ્રેમાસ્પદ (પરમપ્રેમનો વિષય) હોવાથી તે પોતે પરમાનંદરૂપ છે અને સર્વ અર્થ(વિષયમાત્ર)ના પ્રકાશક (અવભાસક) છે; એ હેતુને લઈને સર્વના સંબંધી હોવાથી સંપૂર્ણ કહેવાય[15] છે.

૧૫ અહીં નીચે પ્રમાણે ૬ અનુમાન પ્રયોગો ઉદ્ભવે છે: (૧) વિવાદનો વિષય જે શિવ, તે વૃત્તિ આદિકથી ભેદ પામે છે, વૃત્તિ આદિકનો સાક્ષી હોવાથી, જે જે વૃત્તિઆદિકથી ભેદ પામતા નથી, તે તે વૃત્તિ આદિકના સાક્ષી હોઈ શકે નહિ, જેવા કે વૃત્તિ આદિક છે. વૃત્તિ આદિક પોતાથી ભિન્ન નથી તેથી પોતાના સાક્ષી પણ થઈ શકે નહિ, તેમ કૂટસ્થ વૃત્તિ આદિકથી ભિન્ન નથી એમ નથી, અને તેથી તે કૂટસ્થ વૃત્તિ આદિકનો સાક્ષી નથી એમ નહિ, અર્થાત્ સાક્ષી છે, (આ વ્યતિરેકી દૃષ્ટાંતસમન્વિત કેવળ વ્યતિરેકી અનુમાન પ્રકાર છે). (૨) વિવાદનો વિષય જે શિવ, તે સત્ય હોવો જોઈએ, કારણ કે તે મિથ્યામાત્રનો અધિષ્ઠાનભૂત છે, તેથી અસત્ય રજતના અધિષ્ઠાન શુક્તિની પેઠે. (૩) વિવાદનો વિષય જે શિવ, તે ચિદ્રૂપ છે, કારણ કે તે જડપદાર્થ માત્રનો અવભાસક (પ્રકાશ) છે તેથી, જે ચિદ્રૂપ હોય નહિ તે સર્વ જડનો અવભાસક પણ હોય નહિ; જેવા કે ઘટાદિક. (૪) વિવાદનો વિષય જે શિવ, તે પરમાનંદરૂપ છે, કારણ કે તે પરમપ્રેમના સ્થાનરૂપ છે, તેથી જે પરમાનંદરૂપ હોય તે પરમપ્રેમાસ્પદ પણ હોય નહિ, જેવા કે ઘટાદિક. (૫) વિવાદનો વિષય જે શિવ, તે પરિપૂર્ણ છે; કારણ કે તે સર્વનો સંબંધી છે તેથી, ગગનની પેઠે. (આ કેવલાન્વયી અનુમાનપ્રયોગ છે. આ સિવાયના બાકી બધા કેવલવ્યતિરેકી અનુમાનપ્રયોગો છે) એનું સર્વ સંબંધીપણું, સર્વ અર્થના અવભાસકપણાને લઈને છે. (૬) વિવાદનો વિષય જે શિવ, તે સર્વની સાથે સંબંધવાળો છે, અર્થાત્ આધ્યાસિક સંબંધવાન છે; કારણ કે તે સર્વનો અવભાસક છે તેથી, જે સર્વ સંબંધવાન હોય નહિ તે સર્વનો અવભાસક પણ હોય નહિ, જેવા કે દીપ આદિક પદાર્થો જડરૂપ સર્વ જગતની સાથે ચેતનનો સંબંધ માન્યા વિના જડ જગતનો સદ્ભાવ જ અસિદ્ધ છે. તેથી તેવો સંબંધ માનવો જોઈએ અને તે સંબંધ સંયોગ સમવાયાદિક ઘટી શકે નહિ, તેથી આધ્યાસિક કલ્પિત જ માનવો ઉચિત છે.

હવેના નીચે કહેલા પુરાણવાક્યોનું તાત્પર્ય કહી દેખાડે છે.

इति शैवपुराणेषु कूटस्थः प्रविवेचितः ।
जीवेशत्वादिरहितः केवलः स्वप्रभः शिवः ॥५९॥

એ પ્રકારે સૂતસંહિતા આદિક શૈવપુરાણોને વિષે જીવત્વ, ઈશ્વરત્વ ઈત્યાદિ કલ્પનારહિત, કેવળ અદ્વિતીય, સ્વયંપ્રકાશ, ચૈતન્યરૂપ શિવ (કૂટસ્થ વિવેચિત છે) વિવિક્તરૂપે પ્રતિપાદિત કરેલ છે.

**કૂટસ્થના અદ્વિતીયત્વ સંભાવન અર્થે જીવાદિક જગતનું મિથ્યાપણું**

ઉપરના શ્લોકમાં કૂટસ્થનું જીવભાવ, ઈશ્વરભાવ આદિકથી રહિતપણું જે કહ્યું, તેને શ્રૌત પ્રમાણથી સાબિત કરે છે.

मायाऽऽभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः ।
मायिकावेव जीवेशौ स्वच्छौ तौ काचकुंभवत् ॥६०

માયા ચિદાભાસ વડે[16] જીવ અને ઈશ્વરને રચે છે, એમ શ્રુતિમાં કહેલું હોવાથી જીવ અને ઈશ્વર બંને માયિક છે; પરંતુ કાચના ઘડાની પેઠે તેઓ સ્વચ્છ છે.

૧૬. 'जीवेशावाभासेन करोति माया चाऽविद्या च स्वयमेव भवति। જીવ તથા ઈશ્વરને આભાસ વડે કરી કરે છે અને માયા તથા અવિદ્યા પોતે મૂળ પ્રકૃતિ જ થાય છે.' આ શ્વેતાશ્વતર શ્રુતિમાં માયા આભાસે કરી જીવ ઈશને કરે છે, એમ સ્ફૂટ શ્રવણ થાય છે, તેથી જીવ તથા ઈશ્વર બન્ને માયિક જ છે. અર્થાત્ એ શ્રુતિ, માયા તથા અવિદ્યાને આધીન જે ચિદાભાસરૂપ ઈશ્વર તથા જીવ તેઓનું માયિકપણું સ્પષ્ટ પ્રતિપાદન કરે છે.

ઘટ અને કાચકુંભ એ બેયના આરંભક મૃત્તિકા તથા પારદર્શક રજકણો વગેરે કારણભેદને લઈને તે બન્નેમાં વિલક્ષણપણું હોવું ઉચિત છે; પણ જગત, જીવ તથા ઈશ્વર એના ભેદની હેતુભૂત જે માયા તે તો એક જ છે, તો પછી જીવ ઈશ્વરનું જગતથી વિલક્ષણપણું અનુચિત છે; એવી આશંકા કરીને તેના સમાધાનમાં અન્નથી જન્ય એવા દેહ તથા મનની વિલક્ષણતાની પેઠે માયાકલ્પિત જીવ-ઈશ્વરની જગતથી વિલક્ષણતા સંભવે છે એમ કહે છે:

अन्नजन्यं मनो देहात्स्वच्छं यद्वत्तथैव तौ ।
मायिकावपि सर्वस्मादन्यस्मात्स्वच्छतां गतौ ॥६१

અન્નથી જન્ય (ઉત્પન્ન થતું) મન, જેમ અન્નથી જ ઉત્પન્ન થતા દેહના કરતાં સ્વચ્છ છે; તેમ જ તે જીવ તથા ઈશ્વર માયિક છે, તોપણ અન્ય સર્વ જગતના કરતાં સ્વચ્છતાને પામેલા છે.

ભલે કાગ વગેરેની પેઠે સ્વચ્છતા હો તથાપિ તે ચૈ

ઈશ્વરમા ચેતનપણું કેમ હોઈ શકે? એવી શંકા થાય તેનો ઉત્તર આપે છે.

**चिद्रूपत्वं च संभाव्यं चित्त्वेनैव प्रकाशनात् ।**
**सर्वकल्पनशक्ताया मायाया दुष्करं न हि ॥६२॥**

ચેતનરૂપે પ્રકાશે છે તેથી તેઓનુ ચેતનપણું સંભાવન કરવું. સર્વ જગતની કલ્પના કરવામાં શક્ત(સમર્થ) એવી જે માયા, તેને કંઈ જ દુષ્કર નથી. (અર્થાત્ જીવ-ઈશ્વર ભલે માયિક રહ્યા તથાપિ માયાશક્તિના અતકર્ય પ્રભાવથી તેમાં ચેતનતા સંભવે છે.)

ઉપર કહેલા અર્થને દષ્ટાંત આપી કૈમુતિકન્યાયથી દઢ કરે છે:

**अस्मन्निद्राऽपि जीवेशौ चेतनौ स्वप्नगौ सृजेत् ।**
**महामाया सृजत्येतावित्याश्चर्यं किमत्र ते ॥ ६३ ॥**

આપણી (જીવોની) નિદ્રા પણ જ્યારે સ્વપ્ન ગત ચેતનરૂપ જીવ તથા ઈશ્વરને સરજે છે, તો પછી મહામાયા (મૂલપ્રકૃતિ) આ જીવ તથા ઈશ્વરને સરજે, એમાં તમને શું આશ્ચર્ય લાગે છે? એમાં કંઈ જ આશ્ચર્ય પામવા જેવું નથી.

ઈશ્વર પણ માયિક છે, તો તેને જીવની પેઠે અસર્વજ્ઞતાદિક ધર્મ કેમ ન હોય? એવી શંકા કરી, ઈશ્વરના સર્વજ્ઞતાદિક પણ માયા જ સરજે છે એમ કહે છે

**सर्वज्ञत्वादिकं चेशे कल्पयित्वा प्रदर्शयेत् ।**
**धर्मिणं कल्पयेद्याऽस्याः को भारो धर्मकल्पने ॥६४**

અને એ જ માયાશક્તિ ઈશ્વરને વિષે સર્વજ્ઞ ત્વાદિક ધર્મોને કલ્પીને દર્શાવે છે. જો માયા ઈશ્વરને કલ્પે છે, તો પછી એ માયાને સર્વજ્ઞતાદિક ધર્મ કલ્પવા તેમાં શો ભાર (શ્રમ) હોય?

જીવ તથા ઈશ્વરની પેઠે કૂટસ્થનું પણ માયિકપણું કેમ નહિ? એવી શંકા કરે છે:

**कूटस्थेऽप्यतिशंका स्यादिति चेन्माऽतिशंक्यताम् ।**
**कूटस्थमायिकत्वे तु प्रमाणं नहि विद्यते ॥ ६५ ॥**

કૂટસ્થ વિષે પણ માયિકપણાની અતિશંકા થાય, એમ જો કહો, તો કૂટસ્થના માયિકપણામાં તો કશું પ્રમાણ છે જ નહિ; માટે તેવી અતિ-શંકા ન કરો. (અર્થાત્ એવી શંકા નિર્મૂળ હોવાથી કરવા યોગ્ય જ નથી.)

ત્યારે કૂટસ્થના વાસ્તવપણામા શું પ્રમાણ છે? એવી શંકા થાય, ત્યાં કહે છે:

**वस्तुत्वं घोषयंत्यस्य वेदांताः सकला अपि ।**
**सपत्नरूपं वस्त्वन्यन्न सहंतेऽत्र किंचन ॥ ६६ ॥**

બધાય વેદાંતો એ કૂટસ્થનું વસ્તુત્વ (વાસ્તવપણું) ઊંચે અવાજે કહે છે; એટલુ જ નહિ પણ એ કૂટસ્થની પરમાર્થતા વિષે પ્રતિપક્ષભૂત બીજી કંઈ પણ વસ્તુ શ્રુતિઓ સહન કરતી નથી.

અહીં એવી શંકા કરે છે કે, કૂટસ્થના વાસ્તવપણાના તથા જીવ અને ઈશ્વરના માયિકપણાના સાધનમા સર્વત્ર શ્રુતિઓ કહેવામા આવે છે, તેમાનુ કશું તર્ક વડે તો સાધવામા આવતું નથી આના ઉત્તરમાં સિદ્ધાતી(મુમુક્ષુ)જનોની શ્રુતિનો અર્થ સ્પષ્ટ કરવામા જ પ્રવૃત્તિ હોય છે, તેથી એવા પ્રસંગમા વચ્ચે તર્કનો ઉપયોગ અયોગ્ય છે, એમ કહે છે.

**श्रुत्यर्थं विशदीकुर्मो न तर्काद्व्च्मि किंचन ।**
**तेन तार्किकशंकानामत्र कोऽवसरो वद ॥ ६७ ॥**

અમે તો શ્રુતિઓના અર્થને સ્પષ્ટ કરીએ છીએ; તર્કથી કંઈ પણ કહેતા નથી, તેથી કરીને અહીં તાર્કિકની શંકાઓનો શો અવસર(અવકાશ) છે, તે કહે.

એવી રીતે શ્રુતિઓના અર્થનુ સ્પષ્ટીકરણ કરવાથી શું સિદ્ધ થયુ? ત્યા કહે છે

**तस्मात्कुतर्कं संत्यज्य मुमुक्षुः श्रुतिमाश्रयेत् ।**
**श्रुतौ तु माया जीवेशौ करोतीति प्रदर्शितम् ॥६८**

તે માટે મુમુક્ષુ પુરુષ કુતર્કનો ત્યાગ કરીને શ્રુતિનો આશ્રય કરે અને શ્રુતિને વિષે તો 'માયા, જીવ તથા ઈશને કરે છે,' એમ સ્પષ્ટ દર્શાવેલું છે, (અર્થાત્ જીવ તથા ઈશ્વર બને માયિક છે. અહી માયિક એટલે માયાના કાર્ય નહિ, પણ ચિત્રદીપના ૧૫૫મા શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે—માયાની સિદ્ધિને અધીન સ્વસિદ્ધિવાળા જીવ-ઈશ્વર છે, એમ અર્થ સમજવો. તેમ જ શ્રુતિમાં જે 'करोति-કરે છે' એવું જે પદ છે, તેનો પણ માયા પોતાની સિદ્ધિને અધીન જીવ-ઈશ્વરની સિદ્ધિ દેખાડે છે, એમ અર્થ સમજવો.)

પ્રસંગમા સંગત હોવાથી ચિત્રદીપના ૨૧૬ના તથા તૃપ્તિદીપના ૪થા શ્લોકમા કહેવાઈ ગયેલો અર્થ બીજા પાઠ-ભેદથી ફરી દેખાડે છે.

**ईक्षणादिप्रवेशांता सृष्टिरीशकृता भवेत् ।**
**जाग्रदादिविमोक्षांतः संसारो जीवकर्तृकः ॥६९॥**

ઈક્ષણથી માંડીને પ્રવેશ પર્યંતની સૃષ્ટિ ઈશ્વરકૃત હોય છે અને જાગ્રતથી લઈને વિમોક્ષ પર્યંતનો સમગ્ર બંધમોક્ષાત્મક સંસાર જીવનો કરેલો છે.

અને કૂટસ્થ તો અસંગ જ છે, તેથી તે કૂટસ્થસ્વરૂપના વિચારની ભલામણ કરે છે.

**असंग एव कूटस्थः सर्वदा नास्य कश्चन ।**
**भवत्यतिशयस्तेन मनस्येवं विचार्यताम् ॥७०॥**

કૂટસ્થ તો સર્વદા (હમેશાં) અસંગ જ છે. એ કૂટસ્થને કોઈ પણ પ્રકારનો જન્માદિરૂપ અતિશય હોતો નથી, તે કારણથી મુમુક્ષુ નિરંતર પોતાના મનમા એ જ અર્થનો વિચાર કરે. (અર્થાત્ કૂટસ્થની અસંગતા તથા જન્મમરણાદિલક્ષણ સંસારની અસત્યતા મનમાં દૃઢ રીતે ભાવિત કરે.)

કૂટસ્થનું અસંગપણું અને જન્માદિ અતિશયરહિતપણું શા ઉપરથી જાણ્યું? એવી શંકા કરી શ્રુતિવાક્યથી કૂટસ્થ-સ્વરૂપ તેવુ જણાય છે, એમ કહે છે-

**न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।**
**न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ ७१ ॥**

(આ શ્રુતિ ચિત્રદીપના ૨૩૫મા શ્લોકમાં કહેવાઈ ગયેલી છે. આ શ્રુતિમાં અજાતવાદનું પ્રતિપાદન છે.) નિરોધ (નાશ) નથી, ઉત્પત્તિ નથી, તેમ નથી બદ્ધ કે નથી સાધક, વળી નથી મુમુક્ષુ કે નથી મુક્ત એમ આ પરમાર્થતા છે. (અર્થાત્ નિરોધ–નાશ, ઉત્પત્તિ, દેહ સાથે સબંધ, બદ્ધ–સુખ-દુઃખાદિ ધર્મવાળો, સાધક (શ્રવણાદિકનુ અનુષ્ઠાન કરનાર), મુમુક્ષુ–શમાદિ સાધનસંપન્ન અને મુક્ત–નિવૃત્ત થઈ છે અવિદ્યા જેની એવો જ્ઞાની, આ બધુંય વસ્તુતાથી છે નહિ.)

જ્યારે એમ છે તો પછી શ્રુતિઓમા જીવ–ઈશ્વરનું સ્વરૂપ શા સારુ પ્રતિપાદન કરેલુ છે? એવી શકા કરી–વાણી તથા મનનું અગોચર જે આત્મતત્ત્વ તેના બોધન અર્થે જીવ–ઈશ્વર આદિકના સ્વરૂપનું પ્રતિપાદન શ્રુતિઓમા કરેલુ છે, એમ કહી સમાધાન આપે છે

**अवाङ्मनसगम्यं तं श्रुतिर्बोधयितुं सदा ।**
**जीवमीशं जगद्वापि समाश्रित्य प्रबोधयेत् ॥७२॥**

વાણી તથા મનથી અગમ્ય આત્માને સમજાવવા માટે શ્રુતિ હમેશાં જીવ, ઈશ અને જગતનો આશ્રય કરીને પણ બોધન કરે છે. (અર્થાત્ નામજાત્યાદિ શબ્દ તથા શબ્દ દ્વારા મનઃપ્રવૃત્તિના નિમિત્તભૂત ધર્મોથી રહિત હોવાને લીધે અદ્વૈત બ્રહ્મ મન–વાણીનું અવિષય છે, તેથી તેનું સાક્ષાત્ બોધન થઈ શકે નહિ, એટલા માટે શ્રુતિ, જીવ, ઈશ અને જગતને આરોપ દ્વારા શાખા ઉપર ચંદ્રના બોધને કરનાર પુરુષની પેઠે અદ્વૈત બ્રહ્મનું લક્ષણાથી બોધન કરે છે.)

જ્યારે શ્રુતિબોધ્ય તત્ત્વ એકરૂપ જ છે, તો પછી શ્રુતિઓમા વિવાદ કેમ જોવામા આવે છે? એવી શંકા કરી, તેના સમાધાનમા તત્ત્વમા વિવાદ ક્યાંય પણ નથી, પણ તે તત્ત્વના બોધન પ્રકારમા વિવાદ હોય છે. તે પણ બોધ આપવા યોગ્ય પુરુષના ચિત્તની વિષમતાને લઈને તેવું જણાય છે, એમ સુરેશ્વરાચાર્યે બૃહદારણ્યવાર્તિકમા કહેલું છે, તે અહીં કહી દેખાડે છે:

**यया यया भवेत्पुंसां व्युत्पत्तिः प्रत्यगात्मनि ।**
**सा सैव प्रक्रियेह स्यात्साध्वीत्याचार्यभाषितम् ॥७३॥**

જે જે પ્રક્રિયા વડે પુરુષોને બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્મા વિષે વ્યુત્પત્તિ (જ્ઞાન) થાય, તે તે પ્રક્રિયા (બોધપ્રકાર) અહીં વેદાંતશાસ્ત્રમાં સારી ગણાય અને તે પ્રક્રિયા અનેક પ્રકારની છે, એમ આચાર્યોએ કહેલું છે. (બૃહદારણ્યવાર્તિક અધ્યાય ૧, બ્રાહ્મણ ૪ની કારિકા ૪૦૨માં કહેલું છે.)

શ્રુત્યર્થની એકરૂપતા છતાં તેના પ્રતિપાદક અન્ય ભેદવાદીઓનો કેમ વિવાદ થયો છે? એવી શંકા થાય ત્યા શ્રુતિતાત્પર્યને નહિ જાણનારાનો જ વિવાદ હોય, અન્યનો નહિ, એમ કહે છે.

**श्रुतितात्पर्यमखिलमबुद्ध्वा भ्राम्यते जडः ।**
**विवेकी त्वखिलं बुद्ध्वा तिष्ठत्यानंदवारिधौ ॥७४**

જડ (મૂર્ખ) લોકો તો સપૂર્ણ શ્રુતિનું તાત્પર્ય નહિ જાણીને ભ્રાંતિ પામ્યા કરે છે અને વિવેકી (જ્ઞાની) તો અખિલ શ્રુતિતાત્પર્યને જાણીને આનંદ-સમુદ્રમાં સ્થિત થાય છે.

તેવા વિવેકીનો નિશ્ચય કેવા પ્રકારનો હોય? એવી આકાંક્ષા થાય ત્યા કહે છે.

**मायामेघो जगन्नीरं वर्षत्वेष यथा तथा ।**
**चिदाकाशस्य नो हानिर्न वा लाभ इति स्थितिः ॥**

માયા (બાધિત થઈને રહેલો અજ્ઞાનલેશ)રૂપ જે મેઘ છે, તે જગતરૂપ જળને જેમતેમ ભલે વરસ્યા કરો; તેથી કરી ચિદાકાશ (બ્રહ્મસ્વરૂપ) જે હું તેને કશી હાનિ નથી, તેમ કશો લાભ પણ

નથી; આવી સ્થિતિ છે; અર્થાત્ જ્ઞાનીનો એવો નિશ્ચય હોય છે.

**इमं कूटस्थदीपं योऽनुसंधत्ते निरंतरम् ।**
**स्वयं कूटस्थरूपेण दीप्यतेऽसौ निरंतरम् ॥ ७६ ॥**

જે પુરુષ આ કૂટસ્થદીપનું નિરંતર અનુસંધાન (ચિંતન) કર્યા કરે છે, તે પુરુષ સ્વયં કૂટસ્થરૂપે પ્રકાશે છે, એવો આ પ્રકરણના અભ્યાસનો ફલાતિશય છે.

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'કૂટસ્થદીપ' નામનું ૮મું પ્રકરણ સમાપ્ત**

**કૂટસ્થદીપનું મનન**

(આ પ્રકરણ ત્વંપદના લક્ષ્ય અર્થભૂત પ્રત્યગાત્મારૂપ જે કૂટસ્થ તેનો દીપકની પેઠે પ્રકાશ કરે છે, તેથી તેને કૂટસ્થદીપ એવી સંજ્ઞા આપી છે.) આરંભમા કૂટસ્થનુ સ્વરૂપ સમજાવવા પ્રકાશનું દૃષ્ટાંત કહ્યું. જેમ આકાશગત સૂર્યના પ્રકાશથી સામાન્યત: પ્રકાશિત એવી જે ભીત તેના ઉપર દર્પણમા પરાવૃત્ત થઈને પડેલા સૂર્યકિરણના પ્રકાશથી વિશેષ રીતે તે ભીતનુ પ્રકાશન થાય છે, તેમ કૂટસ્થ (અવિકારી) ચૈતન્યથી સામાન્યત પ્રકાશિત જે દેહ, તેનું દર્પણસ્થાની બુદ્ધિમા પ્રતિફલિત જે ચિદાભાસ તેણે કરી એ દેહનુ વિશેષ રીતે પ્રકાશન થાય છે, ત્યા જેમ અનેક દર્પણનાં પ્રતિબિંબોના વચગાળાને તથા તે પ્રતિબિંબોના અભાવવાળા પ્રદેશને પ્રકાશનાર સામાન્ય પ્રકાશ છે, તેમ પ્રકૃતમાં પણ ચિદાભાસવિશિષ્ટ બુદ્ધિવૃત્તિઓની સંધિઓ તથા તે બુદ્ધિવૃત્તિઓના અભાવને પ્રકાશનાર જે સામાન્ય ચેતન એ જ કૂટસ્થ પ્રત્યક્ષ સ્થળમાં બુદ્ધિવૃત્તિ જ્યારે ચક્ષુરાદિ ઇંદ્રિય દ્વારા બહાર નીકળી સન્મુખ અવસ્થિત ઘટાદિ પદાર્થ સમાન આકારને ધારણ કરે છે, ત્યારે તે ઘટસમાનાકાર બુદ્ધિમાં અવસ્થિત જે ચૈતન્યાભાસ તે માત્ર ઘટનુ જ અવભાસન કરશે, પણ ઘટની જ્ઞાતતા તો બ્રહ્મચૈતન્યથી જ પ્રકાશિત થાય છે. બુદ્ધિના ઉદયથી પહેલાં જે ઘટ અજ્ઞાતતાયુક્ત હતો, તે અજ્ઞાતતાએ કરી બુદ્ધિએ જાણ્યો અને પછીથી જ્ઞાતતાએ કરી બ્રહ્મચૈતન્યે જાણ્યો લોહનુ ફળુ છે અંતમાં જેને એવા ભાલાની પેઠે, ચિદાભાસ છે અંતમાં જેને એવી બુદ્ધિવૃત્તિ તે જ જ્ઞાન કહેવાય છે તેમાં બુદ્ધિવૃત્તિએ વ્યાપ્ત જે ઘટ છે, તે અજ્ઞાત અને આભાસે વ્યાપ્ત (સર્વત સંવદ્ધ) જે ઘટ તે જ્ઞાત કહેવાય છે. અજ્ઞાત ઘટ બ્રહ્મચૈતન્ય વડે ભાસ્ય છે તેમ જ્ઞાત ઘટ પણ બ્રહ્મ વડે જ ભાસ્ય છે. વચમાં ઘટને વિષે જ્ઞાતતા ઉત્પન્ન કરવી એટલુ જ ચિદાભાસનું કર્મ છે, તે કરીને ચિદાભાસનો પરિક્ષય થાય છે, માટે ઘટમા જે જ્ઞાતતા ઉત્પન્ન થઈ તે ચિદાભાસનુ જ ફળ છે; કેમકે બ્રહ્મચૈતન્ય કંઈ ફળ હોય નહિ, કારણ કે એ તો પ્રમાણ પ્રવૃત્તિથી પહેલાં પણ હતુ જ જ્યારે આભાસ ઉદિત થયો, ત્યારે તેણે ઘટમા જ્ઞાતતા ઉત્પન્ન કરી અને તે જ્ઞાતતા, અજ્ઞાતતાની પેઠે બ્રહ્મચૈતન્ય વડે કરીને જ ભાસ્ય છે. અર્થાત ઇંદ્રિય દ્વારા નિર્ગત બુદ્ધિવૃત્તિ, આભાસ તથા ઘટાદિ, એ સર્વનો સમૂહ બ્રહ્મચૈતન્યે કરી ભાસે છે અને ચિદાભાસ તો માત્ર ઘટસ્થિત ફળરૂપ હોવાથી તેણે કરી ફક્ત ઘટમાત્ર સ્ફૂરે છે. એટલા જ ઉપરથી ઘટને વિષે જ્ઞાતતાએ કરી દ્વિગુણચૈતન્ય સ્ફુરે છે એમ સિદ્ધ થાય છે અને એ ઘટની જ્ઞાતતાના પ્રકાશક બ્રહ્મચૈતન્યને નૈયાયિકાદિક અનુવ્યવસાય એવુ નામ આપે છે, એટલે કે 'આ ઘટ' એવી ઉક્તિ આભાસને લીધે થાય છે અને 'ઘટ મેં જાણ્યો' એવુ કથન તો બ્રહ્મના અનુગ્રહથી થાય છે. અહી સુધીના નિરૂપણથી દેહની બહાર આભાસ તથા બ્રહ્મનુ સ્પષ્ટ વિવેચન કર્યું, તેમ દેહની અંદર આભાસ તથા કૂટસ્થનું વિવેચન એવી રીતે કરવુ કે, અહંવૃત્તિમા તેમ જ કામક્રોધાદિક વૃત્તિઓમાં પણ ચિદાભાસ તપેલા લોઢામાં અગ્નિની પેઠે વ્યાપીને વર્તે છે જેમ તપેલું લોઢુ માત્ર પોતાનો જ પ્રકાશ કરે છે, તેમ આભાસ સહિત વૃત્તિઓ પણ માત્ર પોતાનો જ પ્રકાશ કરી શકે છે. એ વૃત્તિઓ અંતરે અંતરે ઉત્પન્ન થાય છે અને સુષુપ્તિ, મૂર્છા, સમાધિ વગેરે દશામા વિલીન થઈ જાય છે. એ અખિલ વૃત્તિઓના સંધિ (વચગાળો) તથા સુપ્તિ આદિક સમયે તે વૃત્તિઓના અભાવ, જે નિર્વિકાર ચૈતન્ય વડે પ્રકાશિત થાય છે, તે જ કૂટસ્થ. જેમ બાહ્ય ઘટાદિકના પ્રકાશનમા દ્વિગુણ ચૈતન્ય ઉપર કહ્યું, તેમ આંતર (અહંકારાદિ) વૃત્તિઓમા પણ વૃત્તિનો અવભાસક ચિદાભાસ તથા કૂટસ્થ એવી રીતે દ્વિગુણ ચૈતન્ય છે. ભેદ માત્ર એટલો છે કે ઘટની પેઠે વૃત્તિઓના વિષે જ્ઞાતતા અજ્ઞાતતા નથી; કેમકે વૃત્તિએ અજ્ઞાનનો નાશ કરાય છે, તેથી અજ્ઞાતતા હોય નહિ, તેમ જ વૃત્તિઓ પોતે પોતાનું ગ્રહણ કરી શકે નહિ, તેથી વૃત્તિમા જ્ઞાતતા પણ ન હોય, કારણ કે ઘટાદિકની અપેક્ષાએ વૃત્તિઓ સ્વપ્રકાશ છે. એ દ્વિગુણ ચૈતન્યમાં જેના જન્મ તથા નાશ અનુભવાય છે એવું આભાસ ચૈતન્ય અકૂટસ્થ છે અને અન્ય અવિકારી ચૈતન્ય કૂટસ્થ છે. શાસ્ત્રકારોએ પણ 'અંતઃકરણનો સાક્ષી, વૃત્તિઓનો સાક્ષી,' ઇત્યાદિ પ્રકારે કરી કૂટસ્થ કહેલો છે તેમ જ દર્પણની અંદર મુખાભાસની જેમ બુદ્ધિને વિષે આત્માભાસ છે, એવી રીતે આભાસને પણ

વર્ણવેલો છે. ઘટાદિકથી અવચ્છિન્ન ચેતનની પેઠે કેવળ બુદ્ધિથી અવચ્છિન્ન ચેતન, જીવ હોઈ શકે નહિ, માટે આભાસ કલ્પના વિના નિર્વાહ નથી. જેમ હેતુના લક્ષણથી રહિત હોઈને હેતુના જેવો ભાસે તેને હેત્વાભાસ કહે છે, તેમ આ પણ ચિત્‌ના સ્વરૂપલક્ષણથી રહિત હોઈને ચિત્‌ના જેવો ભાસે છે, તેથી ચિદાભાસ કહેવાય છે. જેમ દર્પણમાં મુખનુ ભાન થાય છે, ત્યાં દર્પણને વિષય કરવાવાળી ચક્ષુવૃત્તિ દર્પણથી પ્રતિહત થઈને ગ્રીવાસ્થિત મુખને જ વિષય કરે છે, એટલે ગ્રીવાસ્થિત મુખમા જ બિંબપ્રતિબિંબભાવ પ્રતીત થાય છે એ મુખ સત્ય છે તેથી મુખરૂપ બિંબપ્રતિબિંબનું રૂપ પણ સત્ય છે પરંતુ ગ્રીવાસ્થિત મુખને વિષે બિંબપ્રતિબિંબ ભાવરૂપ ધર્મ અનિર્વચનીય (મિથ્યા) છે. તેનુ અધિષ્ઠાન મુખ જ છે તેમ દર્પણસ્થાની અજ્ઞાનતા સન્નિધિથી શુદ્ધચેતનમાં બિંબસ્થાની ઈશ્વર તથા પ્રતિબિંબસ્થાની જીવનો ભેદ તથા મિથ્યાપણુ નથી, પણ શુદ્ધચેતનરૂપ જીવ તથા ઈશ્વરનુ સ્વરૂપ સત્ય છે અને બિંબરૂપ ઈશ્વરત્વ તથા પ્રતિબિંબરૂપ જીવત્વ, ઈશ્વરથી ભિન્નત્વ, પરિચ્છિન્નત્વ ઇત્યાદિ ધર્મ મિથ્યા છે, એટલે પ્રતિબિંબ કહો કે આભાસ કહો બન્ને એક જ થયું. અસંગપણું તથા વિકારીપણુ ઇત્યાદિ ધર્મને લઈને બિંબ(ઈશ)ના લક્ષણથી રહિતતા છે અને સ્ફૂર્તિરૂપતાને લઈને બિંબની પેઠે ભાસ થાય છે, તેથી ચિદાભાસ કહેવાય છે એ આભાસરૂપે ચિત્તનો પ્રવેશ ઐતરેય શ્રુતિમાં કહેલો છે બૃહદારણ્યકમા 'આ આત્મા ભૂતસમુદાયમાંથી ઊઠીને તેની પાછળ જ વિનાશ પામે છે,' એમ જે કહ્યુ તે ચિદાભાસને અનુલક્ષીને કહ્યુ છે અને 'આ આત્મા અવિનાશી છે, તેને વિષયમાત્રનો સંસર્ગ છે નહિ' ઇત્યાદિક જે કહ્યુ તે કૂટસ્થને ઉદ્દેશીને કહ્યુ છે. વિનાશી હોય તો તે 'अहं ब्रह्म–હુ બ્રહ્મ છુ' એમ ન જાણે, એમ શકા ન કરવી, કેમકે એવુ સામાનાધિકરણ્ય તો બાધ અર્થે પણ માની શકાય છે. તેથી 'अहं ब्रह्मास्मि–હુ બ્રહ્મ છુ' એ વૃત્તિમાં જે જે સામાનાધિકરણ્ય નિર્દેશ છે, તે તો 'નિવારિત છે અશેષ વિકલ્પ જેથી એવો હુ બ્રહ્મજ છુ;' એવી રીતે વિરોધી અંશના બાધપૂર્વક સામાનાધિકરણ્ય ઘટી શકે છે; એટલે ફલિતાર્થ એવો થયો કે દેહઇંદ્રિયાદિયુક્ત જીવભાસના ભ્રમનુ અધિષ્ઠાનભૂત જે ચૈતન્ય તે કૂટસ્થ અને જગદ્‌ભ્રમનુ અધિષ્ઠાન તે બ્રહ્મ. હવે જગદારોપનુ અધિષ્ઠાન तत्पदનો લક્ષ્યાર્થ બ્રહ્મ અને જીવારોપનુ અધિષ્ઠાન त्वंपदનો લક્ષ્યાર્થ કૂટસ્થ, એમ ભેદ કલ્પાયા; પણ વસ્તુત તો ચિત્‌નુ એકત્વ જ છે. બુદ્ધિ શું? આ આભાસ શું? આત્મા કોણ? એને વિષે જગત કેમ? ઇત્યાદિ નિર્ણય નહિ થવાથી જે મોહ થાય છે તે સંસાર, અને એ બુદ્ધિ આદિકના સ્વરૂપને જે જાણે તે મુક્ત. જીવત્વ ઈશ્વરત્વાદિકથી રહિત કેવળ સ્વપ્રભ શિવ છે તે જ કૂટસ્થ; એમ શૈવ પુરાણોમાં પણ કહેલું છે. શ્રુતિથી જ જીવ તથા ઈશ્વરનુ માયિકપણું સિદ્ધ છે; કેમકે આપણી નિદ્રા પણ જીવ–ઈશ્વર જેવી સૃષ્ટિ ક્ષણમાં કરી નાખે છે, તો પછી મહામાયા સરજે એમાં શુ આશ્ચર્ય? અને તે જ માયા ઈશ્વરને વિષે સર્વજ્ઞત્વાદિક ધર્મો પણ કલ્પીને દર્શાવે છે. જે ધર્મીને કલ્પી શકે, તેને ધર્મ કલ્પવામાં શો પરિશ્રમ હોય? અને તે ઈશ્વર તથા જીવે મળીને આ સકળ પ્રપંચ સરજ્યો છે. તેમા ઈક્ષણથી લઈને પ્રવેશ પર્યંત આ સચરાચર જગત ઈશ્વરે સરજ્યુ છે અને જાગ્રતથી માંડીને મોક્ષ પર્યંતનો સંસાર જીવે કલ્પેલો છે. વસ્તુગત્યા ઉત્પત્તિનાશાદિક કશું છે જ નહિ. તથાપિ વાણી, મન આદિકથી અગમ્ય બ્રહ્મને સમજાવવા જીવ. ઈશ્વર જગત ઇત્યાદિ કલ્પનાનો આશ્રય કરી શ્રુતિ બોધ આપે છે. જેમ સપ્તર્ષિ માંહેના છઠ્ઠા તારા પાસે અરુંધતીનો સૂક્ષ્મ તારો છે તેને દેખાડવા માટે કોઈ પુરુષ તેની પાસેના મોટા તારાને અરુંધતી કહી ઓળખાવે અને પછી પ્રથમ એ મોટા તારાને બરાબર લક્ષ્યમાં લીધા બાદ તેની સમીપ સ્થિત સત્ય અરુંધતી સહેલાઈથી જાણી શકાય છે, તેમ મન–ઇંદ્રિયાદિકના અવિષય આત્મતત્ત્વને સમજાવવા શ્રુતિ સુગમ પ્રકારની ખાતર જગત-જીવ–ઈશ્વર આદિકની કલ્પનાઓ કરે છે; અર્થાત્ જે રીતે બોધ થાય તેવો પ્રકાર સ્વીકારવા યોગ્ય છે આ માયારૂપી મેઘ જગતરૂપી જળને વરસ્યા કરો, તેથી ચૈતન્યરૂપી આકાશને હાનિ કે લાભ કશુ નથી. આવી રીતે જે પુરુષ તત્ત્વને જાણે, તે પોતે કૂટસ્થરૂપે કરી નિરંતર પ્રકાશે છે; એટલો આ પ્રકરણનો વિષયસંક્ષેપ છે.

# ૯ : ધ્યાનદીપ

## બ્રહ્મતત્ત્વના ઉપાસનથી મુક્તિનું કથન તથા બ્રહ્મોપાસનાનો પ્રકાર

### સંવાદી ભ્રમની પેઠે બ્રહ્મતત્ત્વની ઉપાસનાથી પણ મુક્તિના સંભવનું પ્રતિપાદન

ઉપનિષદ વગેરેનું શ્રવણ જેણે કરેલું છે, એવા પુરુષને પણ બુદ્ધિના મંદપણાને લીધે અથવા એવા જ કંઈ બીજા પ્રતિબંધથી મહાવાક્યાર્થવિષયક અપરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી. તેવાઓને માટે તે અપરોક્ષબોધના ઉત્પાદન દ્વારા મોક્ષરૂપ ફળને આપનાર એવા ઉપાસનો દર્શાવવાની ઇચ્છાથી બ્રહ્મતત્ત્વની ઉપાસનાથી પણ મોક્ષ થાય છે, એમ દૃષ્ટાંત સહિત પ્રતિજ્ઞા કરે છે :

संवादिभ्रमवद्ब्रह्मतत्त्वोपास्त्याऽपि मुच्यते ।
उत्तरे तापनीयेऽतः श्रुतोपास्तिरनेकधा ॥ १ ॥

સંવાદી ભ્રમની પેઠે બ્રહ્મતત્ત્વની ઉપાસના કરવાથી પણ પુરુષ મુક્ત થાય છે; (એટલે જેમ સંવાદી ભ્રમથી પ્રવૃત્ત થયેલા પુરુષને પોતાના ધારેલા અર્થનો લાભ થાય છે, તેમ બ્રહ્મતત્ત્વની ઉપાસના કરવાથી પણ વાંછિત ફળરૂપ બ્રહ્મભાવ-લક્ષણ મોક્ષ થાય છે;) અને એટલા જ માટે ઉત્તરતાપનીય નામની, ઉપનિષદમાં અનેક પ્રકારે બ્રહ્મતત્ત્વની ઉપાસના સાંભળી છે; અર્થાત્ તેવી ઉપાસના[1] શ્રુતિપ્રમાણથી સિદ્ધ છે.

૧. વૃત્તિનો ઇતર વસ્તુના આકારરૂપ અંતરાયથી રહિત, માત્ર ધ્યેય આકારરૂપ જે નિરંતર પ્રવાહ તે ઉપાસના. એ ઉપાસના સગુણ તથા નિર્ગુણ એવા ભેદથી બે પ્રકારની છે. તે વળી પ્રત્યેક પ્રતીકરૂપ તથા ધ્યેયાનુસાર એવા ભેદથી વિવિધ છે. તેમાં શાલિગ્રામને વિષે વિષ્ણુબુદ્ધિથી તથા નાર્મદલિંગને વિષે શિવબુદ્ધિથી કરાય છે, તે પ્રતીકોપાસના છે અને ઉપાસ્ય દેવતાદિકનાં યથાર્થ સ્વરૂપનું જે ચિંતન કરવું તે ધ્યેયાનુસારોપાસના કહેવાય છે. જેમ નિર્ગુણ બ્રહ્મની અહંગ્રહરૂપે ઉપાસના અથવા ઈશ્વરના સ્વરૂપનું ધ્યાન કરવું, તે ધ્યેયાનુસારોપાસના કહેવાય છે અને મુમુક્ષુ જનને ઉપયોગી જે નિર્ગુણોપાસના છે, તેનું નિર્ધારણ આ પ્રકરણમાં કરવામાં આવશે.

પૂર્વ શ્લોકમાં જે સંવાદી ભ્રમ કહ્યો, તેનું વિવેચન કરવા માટે તે સંવાદી ભ્રમનું પ્રતિપાદક શ્રીસુરેશ્વરાચાર્યનું વાર્તિક અક્ષરશઃ કહી દેખાડે છે

मणिप्रदीपप्रभयोर्मणिबुद्ध्याभिधावतोः ।
मिथ्याज्ञानाविशेषेऽपि विशेषोऽर्थक्रियां प्रति ॥२॥

મણિની પ્રભા તથા દીપની પ્રભાને વિષે મણિની બુદ્ધિથી ધાવન કરનાર બે પુરુષોને મિથ્યાજ્ઞાન તો સરખું જ છે; એટલે બંનેને ભ્રાંતિજ્ઞાન સમાન જ છે; તથાપિ અર્થક્રિયા પ્રત્યે ભેદ છે. અર્થાત્ મણિપ્રભાને વિષે જે મણિબુદ્ધિ છે, તે સફળપ્રવૃત્તિજનક થાય છે, તેથી મણિપ્રભાને વિષે મણિબુદ્ધિથી ધાવન કરનાર પુરુષને મણિનો લાભ થાય છે અને બીજા દીપપ્રભામાં મણિબુદ્ધિથી પ્રવર્તેલા પુરુષને મણિ લાભ થતો નથી એવી રીતે પરિણામમાં ભેદ છે.

ઉપર કહેલા વાર્તિકને ત્રણ શ્લોકથી સ્પષ્ટ કરે છે.

दीपोऽपवरकस्यांतर्वर्तते तत्प्रभा बहिः ।
दृश्यते द्वार्यथाऽन्यत्र तद्वद्दृष्टा मणेः प्रभा ॥ ३ ॥

ઉપવરક(આચ્છાદન કરનાર ગૃહ આદિક)ની અંદર દીપક હોય છે અને તેની પ્રભા બહાર દ્વારમાં દેખાય છે, તેમ જ એકબીજા ગૃહની અંદર મણિ હોય અને તેની પ્રભા પણ બહાર દ્વાર વિષે દેખાતી હોય.

दूरे प्रभाद्वयं दृष्ट्वा मणिबुद्ध्याऽभिधावतोः ।
प्रभायां मणिबुद्धिस्तु मिथ्याज्ञानं द्वयोरपि ॥४॥

હવે દૂરથી એ બંને પ્રભાને જોઈને મણિની બુદ્ધિથી પ્રવૃત્ત થયેલા બે પુરુષોને પ્રભાને વિષે 'આ મણિ છે' એવી જે બુદ્ધિ થઈ તે બેયને મિથ્યાજ્ઞાન જ છે—ભ્રમરૂપ જ છે.

न लभ्यते मणिर्दीपप्रभां प्रत्यभिधावता ।
प्रभायां धावताऽवश्यं लभ्येतैव मणिर्मणेः ॥ ५ ॥

તોપણ દીપકની પ્રભા પ્રત્યે ધાવન કરનાર પુરુષને મણિલાભ થતો નથી અને મણિની પ્રભાને વિષે મણિબુદ્ધિથી પ્રવૃત્ત થયેલો પુરુષ અવશ્ય મણિ પામે છે. (તેને મણિલાભ થાય છે જ.)

ભલે ઉપર કહેલા વાર્તિકનો એ પ્રમાણે અર્થ હો, પણ તે આ સંવાદી ભ્રમના ચાલતા પ્રસંગમાં શી સંગતિ ધરાવે છે? એવી શંકા થાય ત્યાં કહે છે

दीपप्रभामणिभ्रांतिर्विसंवादिभ्रमः स्मृतः ।
मणिप्रभामणिभ्रांतिः संवादिभ्रम उच्यते ॥ ६ ॥

જે દીપપ્રભાને વિષે મણિની ભ્રાંતિ થઈ તે તો વિસંવાદી ભ્રમ કહ્યો છે; કેમકે તે ભ્રાંતિ મણિ-પ્રાપ્તિરૂપ ફળવાળી પ્રવૃત્તિથી રહિત છે અને મણિ-પ્રભાને વિષે જે મણિભ્રાંતિ થઈ તે મણિપ્રાપ્તિરૂપ અર્થજનક પ્રવૃત્તિવાળી હોવાથી સંવાદી ભ્રમ કહેવાય છે. (નિષ્ફળ પ્રવૃત્તિનું જનક જે ભ્રાંતિ-જ્ઞાન તે વિસંવાદી ભ્રમ કહેવાય અને સફળ પ્રવૃત્તિનું જનક જે ભ્રાંતિજ્ઞાન તેને સંવાદી ભ્રમ કહીએ છીએ.)

એવી રીતે પ્રત્યક્ષ પ્રમાણના વિષયમાં સંવાદી ભ્રમ દર્શાવીને હવે અનુમાનપ્રમાણના વિષયમાં પણ સંવાદી ભ્રમ દર્શાવે છે:

वाष्पं धूमतया बुद्ध्वा तत्रांगारानुमानतः ।
वह्निर्यदृच्छया लब्धः स संवादिभ्रमो मतः ॥७॥

કોઈ પ્રદેશમાં વરાળને ધૂમપણાથી જાણીને તે સ્થળે, આ પ્રદેશ અગ્નિવાળો છે; કારણ કે તે ધૂમવાળો છે માટે. આવા પ્રકારના અનુમાનથી પ્રવૃત્ત થયેલા પુરુષને દૈવગતિથી કદી તે સ્થળે અગ્નિ મળે તો વરાળને વિષય કરનારું તે ધૂમનું જ્ઞાન સંવાદી ભ્રમ મનાય છે.

આગમ(શાસ્ત્ર)ને વિષે પણ સંવાદી ભ્રમ દર્શાવે છે.

गोदावर्युदकं गंगोदकं मत्वा विशुद्धये ।
संप्रोक्ष्य शुद्धिमाप्नोति स संवादिभ्रमो मतः ॥८॥

ગોદાવરીના જળને પણ શુદ્ધિનું કારણપણું શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે, તો ગોદાવરીના જળને ગંગાજળ માની શુદ્ધિને અર્થે ગંગોદકને બદલે તે ગોદાવરીજળનુ પ્રોક્ષણ કરીને પણ શુદ્ધતાને પામે છે, તથાપિ તે ગોદાવરીના જળમાં ગગાજળની જે બુદ્ધિ છે તે સંવાદી ભ્રમ કહેવાય છે.

શાસ્ત્રને વિષે સંવાદી ભ્રમનું અન્ય પણ ઉદાહરણ કહે છે.

ज्वरेणाप्तः संनिपातं भ्रांत्या नारायणं स्मरन् ।
मृतः स्वर्गमवाप्नोति स संवादिभ्रमो मतः ॥९॥

જ્વરને લઈને સન્નિપાતને પામેલો પુરુષ, આ નારાયણનામસ્મરણ મને સ્વર્ગપ્રાપ્તિનુ સાધન છે, એવા બોધ વિના જ કેવળ સન્નિપાતને લીધે થતા ભ્રમથી નારાયણનુ સ્મરણ કરતો કરતો મર્યા પછી સ્વર્ગ પામે[2] છે.

૨. हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृत. । आकुश्य पुत्र-मघवान् यदजामिलोपि नारायणेति म्रियमाण इयाय मुक्तिम् । દુષ્ટ ચિત્તવાળા પુરુષોએ સ્મરેલા પણ હરિ પાપોને હરે છે. અત્યંત પાપી એવો અજામિલ પણ હે નારાયણ ' એવી રીતે પુત્રને પોકારીને મરીને મુક્તિને પ્રાપ્ત થયો; વગેરે ભાગવતાદિ પુરાણવચનોથી ભ્રાંતિમાત્રથી પણ નારાયણસ્મરણ મુક્તિસાધન થઈ પડે છે એમ જણાય છે; માટે તે અજામિલના પ્રસંગમાં નારાયણ નામનું પુત્રના નામરૂપે જે જ્ઞાન તે પણ સંવાદી ભ્રમ સમજવો.

એ પ્રમાણે ત્રણે પ્રકારના સંવાદી ભ્રમના ઉદાહરણથી સિદ્ધ થતો અર્થ કહી દેખાડે છે:

प्रत्यक्षस्यानुमानस्य तथा शास्त्रस्य गोचरे ।
उक्तन्यायेन संवादिभ्रमाः संति हि कोटिशः ॥१०॥

પ્રત્યક્ષ, અનુમાન તથા શાસ્ત્રના વિષયમાં ઉપર કહેલી રીતિથી કરોડો સંવાદી ભ્રમ હોઈ શકે છે (તે સર્વ ઉક્ત ન્યાયથી સમજી લેવા).

જો સંવાદી ભ્રમ માનવામાં ન આવે, તો કહેલી વાતો સંભવી શકતી નથી, એમ જણાવીને કહેલા અર્થને દૃઢ કરે છે:

अन्यथा मृत्तिकादारुशिलाः स्युर्देवताः कथम् ।
अग्नित्वादिधियोपास्याः कथं वा योषिदादयः ॥

જો સંવાદી ભ્રમ માનવામાં ન આવે, તો માટી, લાકડું અને પાષાણની બનાવેલી દેવપ્રતિમાઓ દેવ કેવી રીતે સંભવી શકે? અથવા પંચાગ્નિવિદ્યામાં જણાવેલાં સ્ત્રી, પુરુષ, પૃથ્વી, મેઘ અને સ્વર્ગ એ અગ્નિપણા આદિની બુદ્ધિ વડે કેવી રીતે ઉપાસના કરવા યોગ્ય થાય?

હવે ઘણાક ગ્રંથકારોએ ઉપપાદિત કરેલો સંવાદી ભ્રમ સુખેથી બુદ્ધિમા આરૂઢ થાય, તેટલા માટે અનેક દૃષ્ટાંતવાક્યો સહિત સંક્ષેપથી વર્ણવી દેખાડે છે.

अयथावस्तुविज्ञानात्फलं लभ्यत ईप्सितम् ।
काकतालीयतः सोऽयं संवादिभ्रम उच्यते ॥१२॥

અયથાર્થ વસ્તુના વિજ્ઞાનથી વાંછિત ફળ, જ્યા કાકતાલીય[3] ન્યાયથી પ્રાપ્ત થઈ જાય: તે આ સંવાદી ભ્રમ કહેવાય છે (અર્થાત્ શાસ્ત્રમાં વિધાન કરેલી અથવા વિધાન ન કરેલી જે અયથાર્થ વસ્તુના વિપરીત જ્ઞાનથી વાંછિત ફળનો દૈવગતિથી લાભ થઈ જાય તે સંવાદી ભ્રમ કહેવાય છે).

૩. કાકતાલીય: પડવા તૈયાર થઈ રહેલું તાડફળ કાગડાના બેસવા સાથે પડે તે કાકતાલીય ન્યાય કહેવાય છે, ત્યારે એ ફળના પડવામાં કાગડાને જે નિમિત્તપણું મનાય તે અયથાવસ્તુવિજ્ઞાન છે, પણ તેથી તાલફળપતનરૂપ વાંછિતાર્થ સિદ્ધિ થાય છે, માટે તે સંવાદી ભ્રમ છે, તેમ પ્રકૃતમાં પણ સર્વત્ર આ દૃષ્ટાંત ઉપરથી સંવાદી ભ્રમ લક્ષણસમન્વયપૂર્વક જાણી લેવો

અયથાર્થ વસ્તુને વિષય કરતું જે બ્રહ્મોપાસન તે, સમ્યક્ જ્ઞાને કરી સાધ્ય જે મુક્તિરૂપી ફળ તેનું દેનાર કેમ થશે? એવી આશંકા કરી તેનું સમાધાન કહે છે:

स्वयंभ्रमोऽपि संवादी यथा सम्यक्फलप्रदः ।
ब्रह्मतत्त्वोपासनापि तथा मुक्तिफलप्रदा ॥१३॥

જેમ સંવાદી (સફળ પ્રવૃત્તિજનક) જ્ઞાન પોતે ભ્રમ હોવા છતાં પણ સમ્યક્ પ્રકારે ફળને દેવાવાળું થાય છે, તેમ જ બ્રહ્મતત્ત્વની ઉપાસના

પણ મુક્તિરૂપ ફળની દેવાવાળી થાય. (એમાં કશો વિરોધ આવતો નથી.)

## પરોક્ષ જ્ઞાનથી બ્રહ્મતત્ત્વની ઉપાસનાનો પ્રકાર

અહીં બ્રહ્મતત્ત્વનું જે ઉપાસન કહ્યું તે શું બ્રહ્મતત્ત્વને જાણીને કરાય કે જાણ્યા વગર કરાય? જો કહો કે બ્રહ્મતત્ત્વ જાણીને ઉપાસન કરાય તો તે ઉપાસન વ્યર્થ છે, કેમકે મોક્ષનું સાધનભૂત જે જ્ઞાન તે તો થઈ ચૂક્યું. પછી ઉપાસનની શી જરૂર રહી? ફરી કહો કે જાણ્યા વિના જ બ્રહ્મતત્ત્વનું ઉપાસન કરાય, તો જ્યાં સુધી ઉપાસ્ય વિષયનું જ્ઞાન ન હોય ત્યાં સુધી ઉપાસના જ બની શકે નહિ, એવી આશંકા કરી જ્ઞાનના પરોક્ષત્વ તથા અપરોક્ષત્વ એ ભેદ બતાવી સમાધાન આપે છે:

**वेदांतेभ्यो ब्रह्मतत्त्वमखंडैकरसात्मकम् ।**
**परोक्षमवगम्यैतदहमस्मीत्युपासते ॥ १४ ॥**

વેદાંતવાક્યોથી અખંડ એકરસરૂપ બ્રહ્મતત્ત્વને પરોક્ષ જાણીને 'આ અખંડ એકરસરૂપ બ્રહ્મ હું છું' એવી રીતે ઉપાસના[૪] કરે છે.

૪ અભિપ્રાય એવો છે કે, બ્રહ્મ તથા આત્માની એકતારૂપ મોક્ષ સાધનભૂત જે જ્ઞાન, તે હજુ ઉત્પન્ન થયુ નથી તેથી ઉપાસનાની વ્યર્થતા નથી; અને શાસ્ત્રથી બ્રહ્મને પરોક્ષપણે જાણ્યુ હોય એટલે બ્રહ્મને ઉપાસનાની વિષયતા હોઈ શકે છે. તેથી બ્રહ્મતત્ત્વના ઉપાસનમાં ઉપર જે બે વિકલ્પથી દૂષણ આપ્યુ. તેનો બાધ આવતો નથી.

ઉપાસન કરવા યોગ્ય જે બ્રહ્મતત્ત્વ તેનું પરોક્ષ જ્ઞાન પ્રથમ જોઈએ, ત્યારે તે બ્રહ્મવિષયક પરોક્ષ જ્ઞાનનો આકાર (સ્વરૂપ) કેવો છે? તે કહે છે:

**प्रत्यग्व्यक्तिमनुल्लिख्य शास्त्राद्विष्ण्वादिमूर्तिवत् ।**
**अस्ति ब्रह्मेति सामान्यज्ञानमत्र परोक्षधीः ॥१५॥**

આંતર આત્માના સ્વરૂપને વિષય નહિ કરીને, (અર્થાત્ બુદ્ધિ આદિકનો સાક્ષી જે આનંદરૂપ આત્મા છે તેને વિષય નહિ કરતાં) 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म। સત્ય જ્ઞાન અનંત બ્રહ્મ છે' ઇત્યાદિ શાસ્ત્રવાક્યોથી, 'બ્રહ્મ છે' એવા આકારવાળું જે સામાન્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ્ઞાન અહીં ઉપાસનાવિષયમાં પરોક્ષ જ્ઞાન કહેવા ઇચ્છેલું છે. જેમ વિષ્ણુ આદિકની મૂર્તિના પ્રતિપાદક શાસ્ત્રથી ઉત્પન્ન થતું વિષ્ણુવિષયક પરોક્ષ જ્ઞાન થાય છે; તેમ આ પણ બ્રહ્મવિષયક પરોક્ષ જ્ઞાન સમજવું.

શાસ્ત્રમાં વિષ્ણુ આદિકની મૂર્તિઓનાં ચતુર્ભુજપણા વગેરે વિશેષની પ્રતીતિ થાય છે, તો તેવા જ્ઞાનનું પરોક્ષપણું કેમ હોય? એવી આશંકા કરી સમાધાન આપે છે:

**चतुर्भुजाद्यवगतावपि मूर्तिमनुल्लिखन् ।**
**अक्षैः परोक्षज्ञान्येव न तदा विष्णुमीक्षते ॥ १६ ॥**

શાસ્ત્રથી ચતુર્ભુજત્વાદિક ધર્મનું જ્ઞાન થાય તથાપિ ઇંદ્રિયો વડે તે સ્વરૂપને વિષય નહિ કરનાર પુરુષ પરોક્ષજ્ઞાની જ છે, કારણ કે તે ઉપાસનકાળમાં ઉપાસ્ય જે વિષ્ણુ તેને દેખતો નથી—ઇંદ્રિયો વડે વિષય કરતો નથી.

વિષ્ણુ આદિકને વિષય કરતુ જ્ઞાન વિષ્ણુ આદિકના આકારને ગ્રહણ કરનારૂં હોતુ નથી, તેથી તે જ્ઞાનને ભ્રમરૂપતા આવશે; એવી શંકા કરી, પ્રમાણજનિત હોવાથી પરોક્ષ જ્ઞાનને ભ્રાંતિરૂપતા નથી એમ કહી સમાધાન આપે છે

**परोक्षत्वापराधेन भवेन्नातत्त्ववेदनम् ।**
**प्रमाणेनैव शास्त्रेण सत्यमूर्तेर्विभासनात् ॥ १७ ॥**

માત્ર પરોક્ષપણાના અપરાધે કરી આ જ્ઞાન ભ્રમરૂપ થતું નથી; કારણ કે પ્રમાણરૂપ શાસ્ત્રે કરીને સત્યમૂર્તિનુ ભાસન થાય છે. (અર્થાત્ જ્ઞાનનું પરોક્ષપણુ તે જ્ઞાનને ભ્રાંતિજ્ઞાન ઠેરવવામા કારણ નથી; પણ ભ્રાંતિજ્ઞાનમાં તો વિષયનુ અસત્યપણુ કારણ છે. અહીં મૂર્તિઉપાસનાવિષયમાં તો પ્રમાણભૂત શાસ્ત્રોથી યથાર્થરૂપ વિષ્ણુ આદિકની મૂર્તિનુ જ્ઞાન થાય છે તેથી તે પરોક્ષ જ્ઞાન સર્વથા ભ્રાંતિજ્ઞાન કહેવાય જ નહિ, એવો આશય છે.)

'સચ્ચિદાનંદસ્વરૂપ આત્માને વિષય કરનાર શાસ્ત્રથી ઉત્પન્ન થયેલા બ્રહ્મતત્ત્વના જ્ઞાનને પરોક્ષપણું કેમ હોય' એવી શંકા કરી સમાધાન આપે છે '

**सच्चिदानंदरूपस्य शास्त्राद्भानेऽप्यनुल्लिखन् ।**
**प्रत्यंचं साक्षिणं तत्तु ब्रह्म साक्षान्न वीक्षते ॥१८॥**

શાસ્ત્રથી સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મનુ ભાન થાય છતા પણ પ્રત્યક્ (આંતર)સાક્ષીને વિષય નહિ કરનાર (એટલે તે બ્રહ્મની પ્રત્યગાત્મરૂપતાને નહિ અનુભવનાર) પુરુષ તે બ્રહ્મને સાક્ષાત્ દેખતો નથી.

ત્યારે બ્રહ્મવિષયક તેવા પરોક્ષ જ્ઞાનને તત્ત્વજ્ઞાનતા કેમ હોઈ શકે, એવી શંકા કરી, શાસ્ત્રપ્રમાણજન્ય હોવાથી તે તત્ત્વજ્ઞાન જ કહેવાય, ભ્રમ નહિ; એમ કહે છે:

**शास्त्रोक्तेनैव मार्गेण सच्चिदानंदनिश्चयात् ।**
**परोक्षमपि तज्ज्ञानं तत्त्वज्ञानं न तु भ्रमः ॥ १९ ॥**

શાસ્ત્રમાં કહેલા માર્ગે સચ્ચિદાનંદ લક્ષણ આત્મસ્વરૂપનો નિશ્ચય થાય છે, તેથી જો કે તે શાસ્ત્રજન્ય જ્ઞાન પરોક્ષ હોય છે, તોપણ તે જ્ઞાન તત્ત્વજ્ઞાન (પ્રમાજ્ઞાન) છે, ભ્રમરૂપ નહિ.

જેમ 'સત્ય, જ્ઞાન અને અનંત બ્રહ્મ છે,' ઇત્યાદિક અવાંતર વાક્યોથી બ્રહ્મનું સચ્ચિદાનંદરૂપત્વ જણાય છે, તેમજ 'तत्त्वमसि। તે તું છો' ઇત્યાદિક મહાવાક્યોથી બ્રહ્મનું પ્રત્યક્-સાક્ષીરૂપે અપરોક્ષપણું પણ બોધિત થાય છે, તો પછી શાસ્ત્રજન્ય જ્ઞાનને પણ પ્રત્યગ્(આન્તર) આત્માને વિષય કરનાર હોવાથી અપરોક્ષપણું જ છે, એવી આશંકા કરી, કેવળ (વિચારરહિત) વાક્યને અપરોક્ષ જ્ઞાનની હેતુતા નથી; એમ કહે છે

**ब्रह्म यद्यपि शास्त्रेषु प्रत्यक्त्वेनैव वर्णितम् ।**
**महावाक्यैस्तथाप्येतद्दुर्बोधमविचारिणः ॥ २० ॥**

યદ્યપિ વેદાંતશાસ્ત્રમાં મહાવાક્યો વડે કરીને બ્રહ્મ પ્રત્યક્‌પણે જ વર્ણિત છે, (અર્થાત્ મહાવાક્યો બ્રહ્મનો પ્રત્યગાત્મારૂપે જ ઉપદેશ કરે છે,) તથાપિ એ બ્રહ્મનું પ્રત્યગાત્મારૂપત્વ અવિચારી પુરુષને સમજવું મુશ્કેલ છે; એટલે કે અન્વય તથા વ્યતિરેક વડે તત્‌પદ તથા ત્વંપદનો વિવેક કરી ન જાણનાર પુરુષે જાણવું અશક્ય છે અને તેથી જ કેવળ (વિચાર નિરપેક્ષ) વાક્યથી અપરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થઈ શકે નહિ.

સમ્યક્ જ્ઞાન પ્રમાણ તથા પ્રમેયને આધીન છે અને એ तत्त्वमसि આદિક વાક્યરૂપ પ્રમાણનો સદ્ભાવ છે, તેમજ બ્રહ્મ અને આત્માની એકતારૂપ વિષય પણ વિદ્યમાન છે, તો પછી વિચાર વિના બ્રહ્મની પ્રત્યગાત્મરૂપતાનું દુર્બોધપણું કેમ કહ્યું, ત્યાં કહે છે

**देहाद्यात्मत्वविभ्रांतौ जाग्रत्यां न हठात्पुमान् ।**
**ब्रह्मात्मत्वेन विज्ञातुं क्षमते मंदधीत्वतः ॥ २१ ॥**

દેહાદિકને વિષે આત્માપણાની ભ્રાંતિ છે, ત્યાં સુધી અપરોક્ષ બોધ થતો નથી, માટે એવી ભ્રાંતિની નિવૃત્તિને અર્થે વિચાર (અન્વયવ્યતિરેક દ્વારા તત્‌પદાર્થ તથા ત્વંપદાર્થનો વિવેક) કરવો યોગ્ય છે.

વિરોધી ભ્રમના સદ્ભાવથી અપરોક્ષ બોધ ઉદય ન પામી શકે, એમ પૂર્વ શ્લોકમાં કહ્યું, તેમજ દેહઇંદ્રિયાદિકને વિષય કરતા દ્વૈતભ્રમના સદ્ભાવથી અદ્વિતીય બ્રહ્મને વિષય કરનારું પરોક્ષ જ્ઞાન પણ ઉદય નહિ પામે, એવી આશંકા કરી કહે છે:

**ब्रह्ममात्रं सुविज्ञेयं श्रद्धालोः शास्त्रदर्शिनः ।**
**अपरोक्षद्वैतबुद्धिः परोक्षाद्वैतबुद्ध्यनुत् ॥ २२ ॥**

અપરોક્ષ દ્વૈતબુદ્ધિ (અપરોક્ષરૂપે થતી દેહ-ઇંદ્રિયાદિક દ્વૈતની પ્રતીતિ) પરોક્ષરૂપ અદ્વૈત બુદ્ધિની વિરોધી નથી; તેથી શ્રદ્ધાળુ અને શાસ્ત્રદર્શી પુરુષને બ્રહ્મમાત્ર સુખેથી જાણી શકાય તેવું છે.

અપરોક્ષ ભ્રમ, પરોક્ષ સમ્યક્ જ્ઞાનનો વિરોધી નથી, એ વિષયમાં દૃષ્ટાંત કહી દેખાડે છે:

**अपरोक्षशिलाबुद्धिर्न परोक्षेशतां नुदेत् ।**
**प्रतिमादिषु विष्णुत्वे को वा विप्रतिपद्यते ॥ २३ ॥**

અપરોક્ષરૂપે થતી શિલાબુદ્ધિ (પાષાણપ્રતીતિ,) પરોક્ષરૂપ ઈશ્વરતાબુદ્ધિના પ્રતિ વિરોધ ધરાવતી નથી, પ્રતિમા આદિકને વિષે વિષ્ણુપણામાં કોણ (આસ્તિક પુરુષ) વિવાદ કરે છે? કોઈ પણ નહિ. (તેમ જ દ્વૈતના અપરોક્ષ જ્ઞાનને અદ્વૈતના પરોક્ષ જ્ઞાન સાથે કશો વિરોધ નથી, તેથી ઉપાસકને દેહાદિકરૂપ દ્વૈતની અપરોક્ષ ભ્રાંતિ હોવા છતાં પણ પરોક્ષપણે કરી અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન સંભવે છે.)

પ્રતિમાદિકમાં વિષ્ણુત્વ માનવામાં કોઈ નાસ્તિક પુરુષને વિવાદ કરતા દેખીએ છીએ, એવી આશંકા થાય ત્યાં કહે છે.

**अश्रद्धालोरविश्वासो नोदाहरणमर्हति ।**
**श्रद्धालोरेव सर्वत्र वैदिकेष्वधिकारतः ॥ २४ ॥**

અશ્રદ્ધાળુ પુરુષનો અવિશ્વાસ ઉદાહરણ દેવા યોગ્ય ન કહેવાય; કારણ કે સર્વત્ર વૈદિક(વેદોક્ત અનુષ્ઠાન)માં શ્રદ્ધાવાન પુરુષને જ અધિકારીપણું છે; માટે શ્રદ્ધારહિતનો અવિશ્વાસ દરકાર કરવા યોગ્ય જ નથી.

ઉપરના ૧૪થી ૨૪મા શ્લોક પર્યંતના નિરૂપણને પ્રકૃતમાં સંગત કરી બતાવે છે

**सकृदाप्तोपदेशेन परोक्षज्ञानमुद्भवेत् ।**
**विष्णुमूर्त्युपदेशो हि न मीमांसामपेक्षते ॥ २५ ॥**

એકવાર આપ્ત (યથાર્થવક્તા) પુરુષના મુખથી શ્રવણ કરેલા ઉપદેશ વડે પરોક્ષ જ્ઞાન ઉત્પન્ન થઈ જાય છે; કેમકે (લોકમાં પણ દેખીએ છીએ કે) વિષ્ણુની મૂર્તિનો ઉપદેશ પરોક્ષ જ્ઞાનને ઉત્પન્ન કરવામાં વિચારની અપેક્ષા રાખતો નથી,

પણ વિચારનિરપેક્ષ પરોક્ષ જ્ઞાનને ઉત્પન્ન કરે છે.

ત્યારે શાસ્ત્રોમાં વિચાર શા સારુ દર્શાવ્યા હશે, એવી આશંકા થાય ત્યા કહે છે:

**कर्मोपास्ती विचार्येते अनुष्ठेयाविनिर्णयात् ।**
**बहुशाखाविप्रकीर्णं निर्णेतुं कः प्रभुर्नरः ॥ २६ ॥**

અનુષ્ઠાન કરવા યોગ્ય જે કર્મ અને ઉપાસના, તેનો નિર્ણય ન થઈ શકવાથી કર્મના ને ઉપાસનાના સંબંધમાં પૂર્વમીમાંસા આદિ ગ્રંથોમાં વિચાર કરવામાં આવ્યો છે; કેમકે વેદની અનેક શાખાઓમાં કહેલાં કર્મ અને ઉપાસના બહુ ફેલાઈ ગયેલાં હોવાથી તેને એકત્ર કરીને તેનો નિર્ણય કરવા માટે કયો પુરુષ સમર્થ છે? કોઈ નથી; તેથી તેનો પૂર્વમીમાંસા આદિ ગ્રંથોમાં વિચાર કરેલો છે.

ત્યારે નિર્ણયનો અભાવ હોય તો પછી કર્મ તથા ઉપાસનનું અનુષ્ઠાન કરવાની યોગ્યતાનો અભાવ થશે, એવી આશંકા કરી તેનું સમાધાન આપે છે.

**निर्णीतोऽर्थः कल्पसूत्रैर्ग्रथितस्तावताऽऽस्तिकः ।**
**विचारमंतरेणापि शक्तोऽनुष्ठातुमंजसा ॥ २७ ॥**

કર્મ તથા ઉપાસનનો નિર્ણય કલ્પસૂત્રોમાં[૫] કરેલો છે, તેટલાથી જ આસ્તિક પુરુષ વિચાર કર્યા વિના પણ અનાયાસે અનુષ્ઠાન કરવા શક્તિમાન છે. (અર્થાત્ પૂર્વમીમાંસાકાર જૈમિનિ આદિ કે કલ્પસૂત્રાદિકથી જે અર્થ નિર્ણીત કરેલો છે તેટલો અર્થ લક્ષ્યમાં લઈ, એ સૂત્રગ્રંથોમાં વિશ્વાસ વાળો પુરુષ વગરવિચારે પણ કર્મોનું અનુષ્ઠાન કરવા સમર્થ થાય છે.)

૫. જૈમિનીય, અશ્વલાયન, આપસ્તંબ, બૌધાયન, કાત્યાયનીય અને વૈખાનસીય; એ પ્રમાણે તે તે મહર્ષિઓનાં રચેલા તે તે નામવાળાં છ કલ્પસૂત્રો કહેવાય છે તે સૂત્રગ્રંથોમાં વૈદિક કર્મોનાં અનુષ્ઠાન દર્શાવેલાં છે; તેથી તે વેદનાં છ અંગમાં એક અંગરૂપ ગણાય છે

તે કલ્પસૂત્રોમા કર્મના અનુષ્ઠાનનો વિચાર આપેલો છે પણ કંઈ ઉપાસનાનો વિચાર આપેલો નથી, તેથી ઉપાસનાનું અનુષ્ઠાન કેમ સંભવશે? એવી આશંકા થાય તેનો ઉત્તર કહે છે.

**उपास्तीनामनुष्ठानमार्षग्रंथेषु वर्णितम् ।**
**विचाराक्षममर्त्याश्च तच्छ्रुत्वोपासते गुरोः ॥२८॥**

ઉપાસનાનું અનુષ્ઠાન, આર્ષ[૬] (સર્વજ્ઞ ઋષિઓએ કરેલા) ગ્રંથોમાં વર્ણવેલું છે, તેથી વિચાર કરવાને અસમર્થ એવા મનુષ્યો, તે ઋષિપ્રણીત ગ્રંથોમાં વર્ણવેલા ઉપાસનાનુષ્ઠાન પ્રકારને ગુરુમુખથી શ્રવણ કરીને ઉપાસે છે–ઉપાસના કરે છે.

૬. બ્રહ્મકલ્પ, વાસિષ્ઠકલ્પ, ઇત્યાદિક તંત્રગ્રંથોને વિષે ઉપાસનાના અનુષ્ઠાનના અનેક પ્રકારો દર્શાવ્યા છે.

ત્યારે હમણાના ગ્રંથકારો પણ વેદવાક્યોનો વિચાર કેમ કરે છે? એવી આશંકા કરી, પોતપોતાની બુદ્ધિના સંતોષ માટે તેઓ વેદના વાક્યોનો વિચાર કરે છે, કંઈ અનુષ્ઠાનસિદ્ધિને અર્થે તેઓ તેવો વિચાર કરતા નથી, એમ કહી સમાધાન આપે છે

**वेदवाक्यानि निर्णेतुमिच्छन्मीमांसतां जनः ।**
**आप्तोपदेशमात्रेणैवानुष्ठानं हि संभवेत् ॥ २९ ॥**

વિદ્વાન પુરુષને વેદવાક્યોનો નિર્ણય કરવાની ઇચ્છા હોય તો ભલે વિચાર કરો; પરંતુ અનુષ્ઠાન તો આપ્તપુરુષના ઉપદેશમાત્રથી જ સંભવી શકે છે; તેને અર્થે વેદવાક્યવિચારની અપેક્ષા નથી.

## વિચારથી અપરોક્ષજ્ઞાનની ઉત્પત્તિના કથનપૂર્વક તેના પ્રતિબંધકનું કથન

### વિચારથી અપરોક્ષજ્ઞાનની ઉત્પત્તિનું કથન

બ્રહ્મના ઉપાસનની પેઠે બ્રહ્મના સાક્ષાત્કારની પણ ઉપદેશમાત્રથી સિદ્ધિ કેમ ન થઈ શકે? એવી આશંકા કરી કહે છે:

**ब्रह्मसाक्षात्कृतिस्त्वेवं विचारेण विना नृणाम् ।**
**आप्तोपदेशमात्रेण न संभवति कुत्रचित् ॥ ३० ॥**

મનુષ્યોને બ્રહ્મનો સાક્ષાત્કાર તો વિચાર વિના આપ્તોપદેશ માત્રથી ક્યાંય પણ સંભવતો નથી. અર્થાત્ આપ્ત પુરુષના ઉપદેશ માત્રથી ઉપાસનોપયોગી પરોક્ષજ્ઞાન ઉત્પન્ન થઈ શકે છે, પણ અપરોક્ષજ્ઞાન તો વિચાર વિના થઈ શકે નહિ.

વિચાર વિના કેવળ આપ્તોપદેશ માત્રથી અપરોક્ષજ્ઞાન થાય નહિ, તેમા કારણ કહે છે.

**परोक्षज्ञानमश्रद्धा प्रतिबध्नाति नेतरत् ।**
**अविचारोऽपरोक्षस्य ज्ञानस्य प्रतिबंधकः ॥३१॥**

પરોક્ષજ્ઞાનને અશ્રદ્ધા પ્રતિબંધ કરે છે, (એટલે અવિશ્વાસ પરોક્ષજ્ઞાન થવા દેતો નથી:) બીજું કંઈ નહિ અને અવિચાર અપરોક્ષજ્ઞાનનો પ્રતિબંધક છે. (અર્થાત્ અવિશ્વાસની નિવૃત્તિ થઈ કે એકવાર ઉપદેશથી પરોક્ષજ્ઞાન ઉત્પન્ન થઈ જાય છે. પણ અવિચારરૂપ પ્રતિબંધવાળા અપ-

રોક્ષજ્ઞાનની તો વિચાર દ્વારા તે અવિચારની નિવૃત્તિ થયા વિના ઉત્પત્તિ સંભવે નહિ; માટે અપરોક્ષજ્ઞાનને અર્થે વિચાર કર્તવ્ય છે.)

વિચાર કર્યા છતા પણ અપરોક્ષ જ્ઞાન થાય નહિ, તો પછી કેમ કરવુ ? ત્યા કહે છે

**विचार्याप्यापरोक्ष्येण ब्रह्मात्मानं न वेत्ति चेत् ।**
**आपरोक्ष्यावसानत्वाद्भूयो भूयो विचारयेत् ॥३२**

વિચાર કરીકરીને પણ જો કદી બ્રહ્મથી અભિન્ન આત્માને અપરોક્ષપણે ન જાણે, તો એ વિચારનું પર્યવસાન અપરોક્ષજ્ઞાન થવામાં જ છે. (એટલે અપરોક્ષજ્ઞાન થતા સુધીમાં તે વિચાર કર્યા કરવાનો છે.) માટે વારંવાર વિચાર કર્યા જ કરવો; કારણ કે વિચાર સિવાય બીજો અપરોક્ષ જ્ઞાનનો અસાધારણ અંતરંગસાધનભૂત હેતુ છેજ નહિ.

કદી વારવાર વિચાર કર્યા છતા પણ આ જન્મમા સાક્ષાત્કાર ઉત્પન્ન ન જ થયો તો વિચારની વ્યર્થતા થશે, એવી આશંકા કરી કહે છે

**विचारयन्नामरणं नैवात्मानं लभेत चेत् ।**
**जन्मांतरे लभेतैव प्रतिबंधक्षये सति ॥ ३३ ॥**

મરણ પર્યંત વિચાર કરતો કરતો પણ જ્યારે આત્માને પામે નહિ (આત્માને અપરોક્ષપણે જાણે નહિ), તો જન્માંતર (બીજા અવતારને) વિષે જ્યારે પ્રતિબંધકનો ક્ષય થશે, ત્યારે આત્માને અવશ્ય પામે જ (આત્મસાક્ષાત્કારવાળો થાય જ) તેથી વિચારની સર્વથા વ્યર્થતા નથી.

પ્રતિબંધ હોવાથી આ જન્મમા જ્ઞાન ન થાય અને પ્રતિબંધનો ક્ષય થતા જન્માતરમા જ્ઞાનોત્પત્તિ થાય, એમ તમે શા ઉપરથી જાણ્યુ ? ત્યા કહે છે

**इह वाऽमुत्र वा विद्येत्येवं सूत्रकृतोदितम् ।**
**शृण्वंतोऽप्यत्र बहवो यन्न विद्युरिति श्रुतिः ॥३४॥**

'ऐहिकमप्यप्रस्तुतप्रतिबन्धे तद्दर्शनात् ।' (બ્ર. અ. ૩ પા. ૧ સૂ. ૫૧) પ્રસ્તુત પ્રતિબંધ ન હોય, તો આ જન્મમાં પણ વિદ્યા ઉદય પામે છે,' આ સૂત્રમાં શ્રી વ્યાસજીએ 'આ જન્મ વિષે અથવા અન્ય જન્મ વિષે વિદ્યા (આત્મજ્ઞાન) થાય છે,' એમ કહેલુ છે. વળી 'शृण्वन्तोऽपि बहवो यन्न विद्युः ।' (કઠ. ૨–૭) ઘણાક પુરુષો શ્રવણ કરતા છતાં પણ કંઈ પ્રતિબંધકના સદ્‌ભાવને લીધે જે આત્માને આ જન્મને વિષે જાણી શકતા નથી એમ ઉપરની શ્રુતિમાં કહેલું છે, તેથી પ્રતિબંધ હોય તો આ જન્મમાં જ્ઞાન ન પણ થાય.

આ જન્મમા શ્રવણાદિક કરનાર પ્રતિબંધવાળા મુમુક્ષુને જન્માતરમા તેનો ક્ષય થતા અપરોક્ષ જ્ઞાન થાય છે; એ વિષયમા પ્રમાણ તરીકે શ્રુતિને અર્થત કહી દેખાડે છે

**गर्भ एव शयानः सन्वामदेवोऽवबुद्धवान् ।**
**पूर्वाभ्यस्तविचारेण यद्वदध्ययनादिषु ॥ ३५ ॥**

ગર્ભમાં જ શયન કરતા એવા ઋષિ વામદેવ, પૂર્વજન્મમાં કરેલા વિચારના અભ્યાસ વડે જાણી ગયા. જેમ અધ્યયન આદિકને વિષે પુરુષ પૂર્વે કરેલા અભ્યાસના બળથી જાણી લે છે, તેમ આ જન્મમાં અભ્યાસ કરતાં ઉત્પન્ન ન થયેલુ જ્ઞાન કાળાંતરે ઉત્પન્ન થાય છે.

ઉપર કહેલા દષ્ટાતને વધારે સ્પષ્ટ કરી સમજાવે છે

**बहुवारमधीतेऽपि तदा नायाति चेत्पुनः ।**
**दिनांतरेऽनधीत्यैव पूर्वाधीतं स्मरेत्पुमान् ॥३६॥**

બહુવાર અધ્યયન કરતા છતાં પણ જ્યારે કોઈ વેદમંત્રાદિકનો પાઠ આવડતો નથી, ત્યારે બીજે દિવસે ભણ્યા વિના જ પૂર્વે ભણેલાને પુરુષ સ્મરણ કરે છે. તેમ આ જન્મમા અનુત્પન્ન જ્ઞાનની કાલાંતરે ઉત્પત્તિ સંભવે છે.

૩૫મા શ્લોકમા આદિપદથી સૂચિત કરેલું અન્ય દષ્ટાત પણ કહી બતાવે છે

**कालेन परिपच्यंते कृषिगर्भादयो यथा ।**
**तद्वदात्मविचारोऽपि शनैः कालेन पच्यते ॥३७॥**

જેમ કૃષિ (ખેતી) તથા ગર્ભ આદિક કાળે કરીને પરિપક્વ થાય છે, તેમ જ આત્મવિચાર પણ ધીરે ધીરે કાળે કરી પાકે છે–જ્ઞાનરૂપ ફળવાન થાય છે.

### અપરોક્ષજ્ઞાનની ઉત્પત્તિમાં ત્રણ પ્રકારના પ્રતિબંધનું કથન

બહુવાર વિચાર કર્યા છતા પણ પ્રતિબંધકના બળથી સાક્ષાત્કાર થતો નથી, એ અર્થ વાર્તિકકારે પણ નિરૂપણ કરેલો છે, એમ કહે છે

**पुनः पुनर्विचारेऽपि त्रिविधप्रतिबंधतः ।**
**न वेत्ति तत्त्वमित्येतद्वार्तिके सम्यगीरितम् ॥३८॥**

વારંવાર વિચાર કર્યા છતાં પણ ત્રણ પ્રકારના પ્રતિબંધને લીધે પુરુષ તત્ત્વને જાણતો નથી; એવી રીતે એ અર્થ વાર્તિકમાં સમ્યક્ પ્રકારે કહેલો છે.

તે વાર્તિકકારના વાક્યો અક્ષરશ ટાંકી બતાવે છે :

**कुतस्तज्ज्ञानमिति चेत्तद्धि बंधपरिक्षयात् ।**
**असावपि च भूतो वा भावी वा वर्ततेऽथ वा ॥३९॥**

તે જ્ઞાન શાથી થાય છે? આગલા જન્મમાં અનુત્પન્ન જે જ્ઞાન, તેની આ જન્મમાં ઉત્પત્તિ કેમ થાય? એમ જો કહો તો તે જ્ઞાન પ્રતિબંધના ક્ષયથી થાય છે અને એ પ્રતિબંધ પણ ભૂત, ભાવિ તથા વર્તમાન; એવા ભેદથી ત્રણ પ્રકારનો છે.

એ ત્રણ પ્રકારના પ્રતિબંધના નિરૂપણના ચાલતા પ્રસંગમાં સંગતિ દર્શાવે છે

**अधीतवेदवेदार्थोऽप्यत एव न मुच्यते ।**
**हिरण्यनिधिदृष्टांतादिदमेव हि दर्शितम् ॥४०॥**

વેદ તથા વેદાર્થનું અધ્યયન કરેલા પુરુષો પણ આ પ્રતિબંધના સદ્ભાવને લીધે જ મુક્ત થતા નથી, જેથી હિરણ્યનિધિના દૃષ્ટાંતથી એ જ અર્થ શ્રુતિએ[૭] દર્શાવેલો છે.

૭. જેમ ભૂમિમા દાટેલા સુવર્ણનિધિને ઉપર-ઉપરથી આવ–જા કરતા (તે સુવર્ણનિધિને નહિ જાણનારા) પુરુષો જાણતા નથી, તેમ જ આ સર્વ પ્રજા પ્રતિદિન સુષુપ્તિમા બ્રહ્મસ્વરૂપને પામીને પણ મિથ્યાજ્ઞાનરૂપ પ્રતિબંધને લીધે તે બ્રહ્મલોકને જાણતી નથી. એમ શ્રુતિમા સુવર્ણનિધિ દૃષ્ટાંતથી પ્રતિપાદન કરેલુ છે, તેથી પ્રતિબંધ હોય ત્યાં સુધી જ્ઞાન થાય નહિ એમ સિદ્ધ થાય છે.

અતીત (થઈ ગયેલ) વસ્તુને પ્રતિબંધકપણું ક્યાય દેખ્યુ નથી, એવી આશંકા થાય ત્યા કહે છે

**अतीतेनापि महिषीस्नेहेन प्रतिबंधतः ।**
**भिक्षुस्तत्त्वं न वेदेति गाथा लोके प्रगीयते ॥४१॥**

પૂર્વકાળમાં કરેલા મહિષી સાથેના સ્નેહે કરી પ્રતિબંધ થવાથી ભિક્ષુ(સંન્યાસી)એ તત્ત્વને જાણ્યુ નહિ; એવી ગાથા લોકને વિષે પ્રસિદ્ધ રીતે ગવાય છે.[૮]

૮. કોઈ એક સંન્યાસી ગૃહસ્થ દશામાં એક ભેંસમાં સ્નેહ બાંધીને પછી સંન્યાસી થયા બાદ શ્રવણાદિકમાં પ્રવૃત્ત થયો, તોપણ તે ભેંસ પ્રતિના સ્નેહરૂપ પ્રતિબંધને લીધે ગુરુએ ઉપદેશ કરેલા તત્ત્વને જાણી શક્યો નહિ, આવી વાર્તા લોકોમાં પ્રસિદ્ધ છે.

ત્યારે તેવા ભૂતપ્રતિબંધવાળા સંન્યાસીને કેમ જ્ઞાન ઉત્પન્ન થયું? તે કહે છે.

**अनुसृत्य गुरुः स्नेहं महिष्यां तत्त्वमुक्तवान् ।**
**ततो यथावद्वेदैष प्रतिबंधस्य संक्षयात् ॥४२॥**

ત્યારે ગુરુએ મહિષીના સ્નેહને અનુસરી તત્ત્વનો ઉપદેશ કર્યો એટલે તે મહિષીરૂપ ઉપાધિવાળા[૯] બ્રહ્મનો તે સંન્યાસીને ઉપદેશ કર્યો. તેથી તે સંન્યાસીએ મહિષી પ્રત્યેના સ્નેહરૂપ પ્રતિબંધનો ક્ષય થવાથી ગુરુએ ઉપદેશ કરેલા તત્ત્વને યથાવત્ જાણ્યું.

૯. ભામતીવૃત્તિના વિવરણકલ્પતરુના વ્યાખ્યાન–પરિમલના કર્તા અપ્પય દીક્ષિતે કહ્યું છે, કે अकल्पित-वस्तुप्रतिपत्त्युपायतया कल्प्यमानेषु विरोधो नैव दोषावह । અકલ્પિત વસ્તુનો બોધ કરવામા ઉપાય તરીકે કલ્પાતા પદાર્થોનો વિરોધ દોષરૂપ ન ગણાય. જેમકે સપ્તઋષિમાના છઠ્ઠા તારા પાસે આવેલા અરુંધતી નામના સૂક્ષ્મ તારાને ઓળખાવવા ખાતર જુદા જુદા મનુષ્યોથી તે અરુંધતીની આજુબાજુના મોટા તારાઓ કદી અરુંધતી નામથી કલ્પાય, તો તેઓનો વિરોધ (દોષ) નથી જ, કેમકે આખરે ખરી અરુંધતીને ઓળખાવી ગતાર્થતા પામતા સઘળા ઉપાયો અંતે તો નિવૃત્ત જ થાય છે, તેમજ અહીં પણ અકલ્પિત બ્રહ્મતત્ત્વને ઓળખાવવા ભેંસમાં તેનો ઉપદેશ કર્યો તે સર્વથા વાચ્ય નથી જ.

એ પ્રમાણે અતીત(ભૂત)પ્રતિબંધ દર્શાવીને હવે વર્તમાન પ્રતિબંધ દર્શાવે છે :

**प्रतिबंधो वर्तमानो विषयासक्तिलक्षणः ।**
**प्रज्ञामांद्यं कुतर्कश्च विपर्ययदुराग्रहः ॥४३॥**

વર્તમાન પ્રતિબંધ વિષયાસક્તિ, બુદ્ધિની મંદતા, કુતર્ક (શુષ્ક તર્કથી શ્રુતિના અર્થનું અન્યથા કલ્પન કરવું) અને વિપર્યયમાં દુરાગ્રહ (આત્માની કર્તાપણા આદિક ધર્મોએ કરી યુક્તતાને વિષે યુક્તિરહિત હઠ;) એવા ભેદથી ચાર પ્રકારનો છે. એમાંનો એક પણ જો પ્રતિબંધ હોય, તો જ્ઞાનોદય થાય નહિ.

એ વર્તમાન પ્રતિબંધોની ક્યા ઉપાયથી નિવૃત્તિ થાય? તે કહે છે.

**शमाद्यैः श्रवणाद्यैश्च तत्र तत्रोचितैः क्षयम् ।**
**नीतेऽस्मिन्प्रतिबंधेऽतः स्वस्य ब्रह्मत्वमश्नुते ॥४४**

'शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वा' ઇત્યાદિ શ્રુત્યુક્ત શમ, દમ, તિતિક્ષા વગેરે તથા 'श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' ઇત્યાદિક શ્રુતિમાં કહેલાં શ્રવણમનનાદિક જે સાધનો છે, તેમાંના તે તે પ્રતિબંધની નિવૃત્તિ કરવામાં ઉચિત (યોગ્ય) સાધન વડે તે તે પ્રતિબંધ જ્યારે ક્ષયને પમાડાય એટલે તે પ્રતિબંધના નાશથી જ પોતાના પ્રત્યગાત્માના બ્રહ્મભાવને અનુભવે છે.

હવે ત્રીજા પ્રકારના ભાવિ પ્રતિબંધને વર્ણવી દેખાડે છે

**आगामिप्रतिबंधश्च वामदेवे समीरितः ।**
**एकेन जन्मना क्षीणो भरतस्य त्रिजन्मभिः ॥ ४५**

ફરી જન્માંતર થવામાં હેતુભૂત જે પ્રારબ્ધ-શેષ, તે આગામી પ્રતિબધ કહેવાય છે. એવો આગામી (ભાવિ) પ્રતિબધ વામદેવને વિષે શ્રુતિમાં કહેલો છે. હવે તે પ્રારબ્ધશેષરૂપ ભાવી પ્રતિબંધની ભોગ વિના નિવૃત્તિ ન જ થાય, તેથી તેની નિવૃત્તિમાં કાળના અવધિનો કંઈ નિયમ નથી, તેથી વામદેવને તે પ્રતિબંધ એક જ જન્મથી નિવૃત્ત થઈ ગયો અને ભરતને ત્રણ જન્મે કરી નાશ પામ્યો.

ભાવી પ્રતિબધની નિવૃત્તિમા કાળના નિયમનો અભાવ જે ઉપર કહ્યો, તે વિષયમા સાધક પ્રમાણ તરીકે ગીતાવાક્યો ટાંકી બતાવે છે.

**योगभ्रष्टस्य गीतायामतीते बहुजन्मनि ।**
**प्रतिबंधक्षयः प्रोक्तो न विचारोऽप्यनर्थकः ॥४६॥**

તત્ત્વસાક્ષાત્કાર પર્યંત વિચારની પર્યાપ્તિ જેને થઈ નથી, એવા યોગભ્રષ્ટ પુરુષને ઘણાક જન્મ વ્યતીત થયા પછી પ્રતિબધનો ક્ષય થાય છે, એમ ગીતાને વિષે કહેલું છે; અને તેવા પુરુષોને પ્રતિબંધની નિવૃત્તિના ઉત્તરકાળમા જ અપરોક્ષ જ્ઞાનરૂપ ફળ થાય છે; તેથી પૂર્વજન્મોમાં કરેલો વિચાર પણ અનર્થક નથી; પણ સફળ જ થાય છે.

ઉપરના શ્લોકમા સૂચન કરેલો ગીતાવાક્યપ્રતિપાદિત અર્થ ગીતાના છઠ્ઠા અધ્યાયના ૪૧થી ૪૫ સુધીના વાક્યો વડે કહી દેખાડે છે

**प्राप्य पुण्यकृतां लोकानात्मतत्त्वविचारतः ।**
**शुचीनां श्रीमतां गेहे साभिलाषोऽभिजायते ॥४७**

યોગભ્રષ્ટ પુરુષ આત્મતત્ત્વના વિચારથી પુણ્ય-કારી જનોએ પામવા યોગ્ય ઉત્તમ સ્વર્ગાદિક લોકોને પામીને, ત્યાં ઘણોક કાળ સુખનો અનુ-ભવ કર્યા પછી, ફરીને જો સાભિલાષ (આ લોકના ભોગની ઇચ્છાવાળો) હોય, તો આ લોકમાં શુચિ (ઉભયપક્ષ વિશુદ્ધ) તથા શ્રીમાન (ધનાદિક ઐશ્વર્ય-વાળાં) માતાપિતાનાં ઘર(કુળ)ને વિષે જન્મ પામે છે.

બીજા ઇચ્છારહિત યોગભ્રષ્ટ પુરુષની ગતિનો પ્રકાર કહે છે.

**अथवा योगिनामेव कुले भवति धीमताम् ।**
**निःस्पृहो ब्रह्मतत्त्वस्य विचारात्तद्धि दुर्लभम् ॥४८**

અથવા તો જો પોતે નિઃસ્પૃહ (અતિવિરક્ત) હોય, તો બ્રહ્મતત્ત્વના વિચારથી બુદ્ધિમાન (આત્મ-તત્ત્વના નિશ્ચયવાળો) યોગી પુરુષોના કુળને વિષે જ જન્મે છે. પૂર્વ શ્લોકમાં કહેલા જન્મ કરતાં આ જન્મ શ્રેષ્ઠ છે; કેમકે તેવા ચિત્તની એકાગ્રતા-વાળા યોગી પુરુષોનાં કુળમાં જન્મ મળવો એ દુર્લભ છે, અર્થાત્ અલ્પ પુણ્યથી તે મળી શકતું નથી, તેથી જ તેને દુર્લભ કહેલું છે.

તેવા યોગીકુળમા જન્મની દુર્લભતાનું કથન કરે છે:

**तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।**
**यतते च ततो भूयस्तस्मादेतद्धि दुर्लभम् ॥ ४९ ॥**

જે કારણથી તે યોગીકુળમાં મળેલા જન્મને વિષે પૌર્વદેહિક બુદ્ધિસંયોગને (એટલે પૂર્વદેહમાં કરેલા તત્ત્વવિચારરૂપ બુદ્ધિના સંયોગને) પામે છે, એટલુ જ નહિ પણ તે બુદ્ધિસંયોગ મળતાંની સાથે પૂર્વના પ્રયત્ન કરતાં ફરીને અધિક પ્રયત્ન કરે છે, તેથી એ જન્મ દુર્લભ કહ્યો છે.

ફરીને અધિક અભ્યાસ કરવામાં કારણ કહી દેખાડે છે:

**पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।**
**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥५०॥**

તે યોગભ્રષ્ટ પુરુષ તે પૂર્વ–દેહમા કરેલા અભ્યાસ વડે જ અવશ થઈને આકર્ષાય છે. (પર-વશ સરખો થઈ પૂર્વના અભ્યાસના બળથી જ અધિક અભ્યાસ કરવામાં ખેંચાય છે) અને એવી રીતે અનેક જન્મને વિષે સમ્યક્સિદ્ધ થઈ પ્રયત્ને કરી તત્ત્વજ્ઞાનથી સંપન્ન થઈને તે તત્ત્વજ્ઞાનથી જ પરમ ગતિ(મુક્તિ)ને પામે છે.

બીજા આગામી પ્રતિબંધને દર્શાવે છે

**ब्रह्मलोकाभिवांछायां सम्यक्सत्यां निरुध्य ताम् ।**
**विचारयेद्य आत्मानं न तु साक्षात्करोत्ययम् ॥५१**

બ્રહ્મલોકની દૃઢ વાંચ્છના થઈ હોય, તેનો નિરોધ કરીને જે પુરુષ આત્માને વિચારે, એ પુરુષને સાક્ષાત્કાર થતો નથી; અર્થાત્ તેવા પુરુષને બ્રહ્મવિચાર સાક્ષાત્કાર કરાવનાર થતો નથી.

ત્યારે શું એવા બ્રહ્મલોકાદિકની વાંછનાવાળાની કોઈ પણ કાળે મુક્તિ ન જ થાય, એવી આશંકા કરી ઉત્તર આપે છે.

**वेदांतविज्ञानसुनिश्चितार्था इति शास्त्रतः ।**
**ब्रह्मलोके स कल्पांते ब्रह्मणा सह मुच्यते ॥ ५२ ॥**

'વેદાંતવિજ્ઞાને કરી સારી રીતે નિશ્ચિત કરેલો છે અર્થ જેણે એવા યતિ' એ શ્રુતિરૂપ[10] શાસ્ત્રથી તે પુરુષ બ્રહ્મલોકને વિષે કલ્પના અંત સમયે બ્રહ્માની સાથે મુક્ત થાય છે.

૧૦. 'वेदान्तविज्ञानसुनिश्चितार्था. सन्यासयोगाद्यतय शुद्धसत्त्वा । ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे । વેદાંત–વિજ્ઞાને કરી સારી રીતે નિશ્ચિત કરેલ છે મોક્ષરૂપ પ્રયોજન જેણે એવા અને સંન્યાસયોગથી શુદ્ધ થયેલ છે સત્ત્વ (અંતઃકરણ) જેનુ એવા જે યતિઓ (જ્ઞાનીપુરુષો) તે તો બ્રહ્મલોકને વિષે બ્રહ્માના અંતકાળને સમયે સર્વે સ્વતઃ ઉદ્ભવેલા જ્ઞાને કરી મુક્તિ પામે છે.' એ કૈવલ્યોપનિષદની શ્રુતિ તથા 'ब्रह्मणा सह ते सर्वे सम्प्राप्ते प्रतिसञ्चरे । परस्यान्ते कृतात्मान प्रविशन्ति पर पदम् । તે (ઉપાસકો) સર્વપ્રલય પ્રાપ્ત થાય તથા બ્રહ્માનો પણ અંત આવે તે સમયે બ્રહ્માની સાથે પવિત્ર આત્માવાળા થઈને પરમપદને પ્રવેશ કરે છે' એ શ્વેતાશ્વતર-શ્રુતિ આદિક શાસ્ત્ર અનુસાર બ્રહ્મલોકની પ્રાપ્તિ થયા પછી તત્ત્વનો સાક્ષાત્કાર કરીને બ્રહ્માની સાથે તેઓની મુક્તિ થાય છે, એમ સિદ્ધ થાય છે.

એવી રીતે પ્રતિબંધક સદ્ભાવને લીધે, તત્ત્વવિચાર કરે તોપણ આ જન્મમાં સાક્ષાત્કાર થતો નથી, એમ કહીને હવે તીવ્ર પાપવાળા પુરુષોને તો તેવો આત્મતત્ત્વવિષયક વિચાર થવો તે પણ દુર્લભ છે એમ કહે છે

**केषांचित्स विचारोऽपि कर्मणा प्रतिबध्यते ।**
**श्रवणायापि बहुभिर्यो न लभ्य इति श्रुतेः ॥५३॥**

કેટલાએક પુરુષને તો તે વિચાર પણ તીવ્ર પાપરૂપ કર્મને લીધે પ્રતિબંધ થઈ જાય છે. તેવો વિચાર થતો અટકી પડે છે, થતો જ નથી, કારણ કે કઠશ્રુતિમાં કહ્યું છે કે જે આત્મા ઘણાક પુરુષોથી તો શ્રવણ અર્થે પણ પમાતો નથી એટલે તે આત્માનું શ્રવણ પણ દુર્લભ છે.

## નિર્ગુણ ઉપાસનાનો સંભવ તથા પ્રકાર-પૂર્વક બોધ તથા ઉપાસનની વિલક્ષણતા

### જ્ઞાનની પેઠે નિર્ગુણ ઉપાસનાનો સંભવ તથા પ્રકાર

૩૮મા શ્લોકથી અહી સુધીના ગ્રંથથી, પ્રતિબંધ હોઈ તાવત્પર્યંત તત્ત્વનો સાક્ષાત્કાર તથા તેનો સાધનભૂત વિચાર સંભવતો નથી, એમ પ્રતિપાદન કરીને હવે વિચાર કરવામા અસમર્થ અને મુમુક્ષુ હોય તેવા પુરુષે શું કરવુ ? એ આકાક્ષા સમાવવા માટે 'વિચાર કરવામા અસમર્થ પુરુષ ગુરુમુખથી ઉપાસનાનુ સપ્રકાર શ્રવણ કરી ઉપાસના કરે' એમ આ જ પ્રકરણના ૨૮મા શ્લોકમા જે પ્રતિજ્ઞા વિષય કરેલો છે, તેનુ કથન કરે છે

**अत्यंतबुद्धिमांद्याद्वा सामग्र्या वाप्यसंभवात् ।**
**यो विचारं न लभते ब्रह्मोपासीत सोऽनिशम् ॥५४॥**

બુદ્ધિની અત્યંત મંદતાથી અથવા સામગ્રીના અસંભવથી, (એટલે તત્ત્વવિચારના ઉપદેશક ગુરુ, અધ્યાત્મશાસ્ત્ર, યોગ્ય દેશકાળ ઇત્યાદિ સાધન–સંપત્તિના અસંભવથી પણ) જે પુરુષ વિચાર ન પામે (વિચાર કરવા અસમર્થ થાય), એવો પુરુષ નિરંતર બ્રહ્મનું ઉપાસન (ચિંતન) કરે.

નિર્ગુણ બ્રહ્મતત્ત્વ ગુણરહિત હોવાથી તેનુ ઉપાસન ઘટતુ નથી એવી આશંકા કરી, જેમ સગુણ બ્રહ્મને વિષે છે, તેમ આને વિષે પણ પ્રત્યયની આવૃત્તિરૂપ ઉપાસના સંભવે છે, એમ કહે છે

**निर्गुणब्रह्मतत्त्वस्य न ह्युपास्तेरसंभवः ।**
**सगुणब्रह्मणीवात्र प्रत्ययावृत्तिसंभवात् ॥५५॥**

નિર્ગુણ એવું જે બ્રહ્મતત્ત્વ, તેની ઉપાસનાનો અસંભવ નથી; કારણ કે સગુણ બ્રહ્મને વિષે જેમ પ્રત્યયની આવૃત્તિરૂપ ઉપાસના કરી શકાય છે, તેમ આ નિર્ગુણને વિષે પણ વૃત્તિ 'अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું' ઇત્યાદિક આકારવાળી વૃત્તિની આવૃત્તિ સંભવે છે.

નિર્ગુણ બ્રહ્મ વાણી તથા મનનો અવિષય છે, તેથી તેની ઉપાસનાયોગ્યતા નથી, એવી શંકા કરી જ્ઞાન પક્ષમા પણ તે દોષ સમાન છે, એમ કહે છે.

**अवाङ्मनसगम्यं तन्नोपास्यमिति चेत् तदा ।**
**अवाङ्मनसगम्यस्य वेदनं न च संभवेत् ॥ ५६ ॥**

વાણી તથા મનનો અવિષય હોવાથી નિર્ગુણ

બ્રહ્મ ઉપાસન કરવા યોગ્ય નથી એમ જો કહો, તો વાણી તથા મનનો અવિષય હોવાથી નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન પણ સંભવે નહિ, અર્થાત્ એ દોષ જ્ઞાનપક્ષમાં પણ સમાન છે.

બ્રહ્મ મન તથા વાણીનુ અગોચર છે, એમ તો જાણી શકાય છે, તો પછી તે જ પ્રમાણે ઉપાસન કરવાને પણ શક્ય છે, એમ કહે છે.

**वागाद्यगोचराकारमित्येवं यदि वेत्त्यसौ ।**
**वागाद्यगोचराकारमित्युपासीत नो कुतः ॥५७॥**

વાણી આદિકને અગોચર આકારવાળું બ્રહ્મ 'છે' એવી રીતે જો આ પુરુષ જાણે છે, તો પછી વાણી આદિકના અગોચર એટલે જેને મન કે વાણી કશું વિષય કરી શકે નહિ, એવા આકારવાળા બ્રહ્મને શા સારુ ન ઉપાસે? અર્થાત્ તાદૃશ બ્રહ્મની શા સારુ ઉપાસના ન કરાય?

બ્રહ્મને ઉપાસ્ય માનવામા તેને સગુણતાનો પ્રસંગ આવી પડશે, એવી શંકા કરીને, વેદ્ય માનવામા પણ તેવા સગુણપણાની આપત્તિ આવે છે, એમ કહે છે.

**सगुणत्वमुपास्यत्वाद्यदि वेद्यत्वतोऽपि तत् ।**
**वेद्यं चेल्लक्षणावृत्त्या लक्षितं समुपास्यताम् ॥५८॥**

બ્રહ્મને ઉપાસ્ય (ઉપાસનાનો વિષય) માનવામાં તે બ્રહ્મનુ જો સગુણપણું થઈ જાય, તો વેદ્ય (જ્ઞાનનો વિષય) હોવાથી પણ તે બ્રહ્મનું સગુણપણું થશે; અને કદી એમ કહો કે લક્ષણાવૃત્તિથી વેદ્ય છે, અર્થાત્ લક્ષણાવૃત્તિનો આશ્રય કરવાથી વેદ્ય માનવામાં સગુણપણાની આપત્તિ નથી, તો આ ઉપાસના વિષયમાં પણ તેવી જ રીતે લક્ષ્યરૂપ બ્રહ્મનુ ઉપાસન કરો એટલે પછી કશી આપત્તિ આવવાનો સંભવ જ નથી.

બ્રહ્મનુ ઉપાસ્યપણું શ્રુતિઓ વડે નિષિદ્ધ છે, એમ કહી વાદી મૂળમા શંકા કરે છે

**ब्रह्म विद्धि तदेव त्वं न त्विदं यदुपासते ।**
**इति श्रुतेरुपास्यत्वं निषिद्धं ब्रह्मणो यदि ॥५९॥**

'यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ (કઠ. ૧. ૬) 'જે મને કરી મનન કરાતું નથી અને જેણે મનને મનન કરેલ છે, એમ વિદ્વાનો કહે છે; તું તેને જ 'આ બ્રહ્મ છે' એમ જાણ અને આ (પરિદૃશ્યમાન સચરાચર) બ્રહ્મ નથી, કે જેને પુરુષો ઉપાસે છે.' આ કેન ઉપનિષદની શ્રુતિ ઉપાસ્ય વસ્તુના બ્રહ્મભાવનો નિષેધ કરે છે, તે જ અર્થ કહે છે: તું જે મન તથા વાણીનો અવિષય છે તેને જ 'આ બ્રહ્મ છે' એમ જાણ અને જેને પુરુષો ઉપાસે છે, તેને બ્રહ્મ જાણ નહિ; એવી રીતે શ્રુતિએ બ્રહ્મનું ઉપાસનયોગ્યપણું નિષિદ્ધ કરેલું છે. એમ જો શંકા કરો તો–

જેમ ઉપાસ્ય વસ્તુમા બ્રહ્મભાવનો નિષેધ શ્રુતિમા કહેલો છે, તેમ જ બ્રહ્મને વિષે વેદ્યતા(જ્ઞાનવિષયતા)નો પણ અભાવ છે, એમ 'अन्यदेव तद्विदितादथो अविदितादधि । (કઠ. ૧. ૪) તે બ્રહ્મ વિદિત(જ્ઞાત)થી અન્ય છે તેમ જ અવિદિત(અજ્ઞાત વસ્તુ)થી પણ અન્ય છે ' આ કઠવલ્લીની શ્રુતિમા કહેલું છે, તેથી બન્નેના બ્રહ્મભાવનો નિષેધ સમાન છે, તો પછી બન્નેનો પરિહાર પણ સમાન જ થઈ શકે છે, એમ સિદ્ધાતી કહે છે.

**विदितादन्यदेवेति श्रुतेर्वेद्यत्वमस्य न ।**
**यथाश्रुत्यैव वेद्यं चेत्तथा श्रुत्याऽप्युपास्यताम् ॥६०**

વિદિત (જ્ઞાનવિષય) થતા પદાર્થ માત્રથી અન્ય જ છે, એ શ્રુતિએ આ બ્રહ્મના વેદ્યપણાનો શું નિષેધ નથી કર્યો? (અહીં પૂર્વ શ્લોકમાંથી 'નિષિદ્ધ' એ પદની અનુવૃત્તિ લઈ અન્વય કરવાનો છે) માટે શ્રુતિ અનુસાર બ્રહ્મ જો કદી વેદ્ય (જાણવા યોગ્ય) છે, તો પછી તેવી જ રીતે તે બ્રહ્મની ઉપાસ્યતા પણ શ્રુતિ વડે કરી સમજી લેવાની છે.

બ્રહ્મનું વેદ્યપણુ કંઈ વાસ્તવ નથી; એમ જો કહે તો તે બ્રહ્મનુ ઉપાસ્યપણું પણ અવાસ્તવ જ છે, એમ કહી સિદ્ધાતી સ્વીકારથી સમાધાન આપે છે.

**अवास्तवी वेद्यता चेदुपास्यत्वं तथा न किम् ।**
**वृत्तिव्याप्तिर्वेद्यता चेदुपास्यत्वेऽपि तत्समम् ॥६१**

જો કહો કે વેદ્યતા તો અવાસ્તવથી છે, તો ઉપાસ્યતા શું તેવી નથી? તે પણ તેવી (અવાસ્તવી) જ છે. વળી કદી એમ કહો કે વેદ્યતા વૃત્તિવ્યાપ્તિરૂપા છે, તો ઉપાસનાને વિષે પણ તે વૃત્તિવ્યાપ્તિ(વૃત્તિની વિષયતા) સમાન છે, અર્થાત્ જ્ઞાન અને ઉપાસના બન્નેમાં વૃત્તિવ્યાપ્તિ તુલ્ય છે.

ઉપર કહ્યા તેવા યુક્તિશૂન્ય ઉપાલંભ તો તમારા પક્ષમાં પણ સમાન છે, એમ કહેવાની સાથે નિર્ગુણોપાસનામા પ્રમાણ ભાવની શંકાનો પરિહાર કહે છે

**का ते भक्तिरुपास्तौ चेत्कस्ते द्वेषस्तदीरय ।**
**मानाभावो न वाच्योऽस्यां बहुश्रुतिषु दर्शनात् ॥**

ઉપાસનાને વિષે તમને આ તે કેવી ભક્તિ (સાગ્રહ પ્રવૃત્તિ) છે? એમ જો કહો તો તમને એવો તે શો ભક્તિને વિષે દ્વેષ છે? વળી ઘણી શ્રુતિઓને વિષે તેવી ઉપાસનાઓ જોવામાં આવે છે, તેથી તે વિષયમાં પ્રમાણનો અભાવ છે, એમ પણ કહેવું નહિ.

ઘણી શ્રુતિઓમાં એવી ઉપાસનાઓ દેખાય છે, એમ જે ઉપર કહ્યું તેને સ્પષ્ટ કરે છે

**उत्तरस्मिंस्तापनीये शैव्यप्रश्नेऽथ काठके ।**
**मांडूक्यादौ च सर्वत्र निर्गुणोपास्तिरीरिता ॥६३**

ઉત્તરતાપનીય ઉપનિષદમાં પ્રશ્ન ઉપનિષદમાં શૈબ્યકૃત પ્રશ્ન વિષે, કાઠક ઉપનિષદમાં અને માંડૂક્ય આદિક ઉપનિષદોમાં સર્વત્ર[11] નિર્ગુણ ઉપાસના કહેલી છે.

૧૧. ઉત્તર તાપનીયમાં કહ્યુ છે કે, देवा ह वै प्रजापतिमब्रुवन्नणोरणीयासमिममात्मानमोङ्कारं नो व्याचक्ष्व । તે દેવોએ પ્રજાપતિને કહ્યું કે અણુ(સૂક્ષ્મ)થી પણ અણીયાન(અતિ સૂક્ષ્મ)એ ઓંકારરૂપ આત્માને અમને કહી સમજાવો, તથા પ્રશ્નોપનિષદના પચમ પ્રશ્નમા કહ્યુ કે– य पुनरेतत् त्रिमात्रेणोमित्यनेनैवाक्षरेण पर पुरुषमभिध्यायीत। જે પુરુષ ફરી ત્રણ માત્રાવાળા 'ૐ આ પ્રકારના અક્ષરે કરી એ પરમ પુરુષને ચિતવે છે.' વળી કઠવલ્લીમાં પણ–'एतद्ध्येवाऽक्षर ब्रह्म' 'एतदालम्बन श्रेष्ठम्' એ જ અક્ષર બ્રહ્મ છે. એ જ અક્ષર ધ્યેયરૂપે શ્રેષ્ઠ આલંબન છે, તેમ જ માંડૂક્યમા પણ–'ओमित्येतदक्षरमिद सर्वम्। ૐ આ જે અક્ષર છે તે આ સર્વ છે,' ઇત્યાદિક ગ્રંથથી ત્રણે અવસ્થાઓથી અતીત તુરીય(સાક્ષીરૂપ)બ્રહ્મનુ ઉપાસન જ કહેલુ છે આદિ શબ્દે કરી તૈત્તિરીય મુંડક, છાંદોગ્ય વગેરેમા સર્વત્ર નિર્ગુણોપાસન કહેલુ છે, તે પણ સમજી લેવુ.

નિર્ગુણ ઉપાસન કેવી રીતે કરવુ ? ત્યા કહે છે

**अनुष्ठानप्रकारोऽस्याः पंचीकरण ईरितः ।**
**ज्ञानसाधनमेतच्चेन्नेति केनात्र वारितम् ॥६४॥**

આ નિર્ગુણ ઉપાસનાના અનુષ્ઠાનનો પ્રકાર શ્રી સુરેશ્વરાચાર્યે પચીકરણના વાર્તિકમા કહેલો છે અને એ ઉપાસન જ્ઞાનનુ સાધન છે (સાક્ષાત્ મુક્તિનું સાધન નથી) એમ જો તમે કહો તો 'નથી' એમ કોણે વારણ કર્યું? કોઈએ પણ નહિ.

સર્વ લોકો સગુણ ઉપાસના કરે છે, નિર્ગુણ ઉપાસનાનું કોઈ અનુષ્ઠાન કરતું નથી, એવી આશકા કરીને પ્રમાણસિદ્ધ તે નિર્ગુણ ઉપાસનાનો અપલાપ થઈ શકતો નથી, એમ કહી સમાધાન આપે છે

**नानुतिष्ठति कोऽप्येतदिति चेन्माऽनुतिष्ठतु ।**
**पुरुषस्यापराधेन किमुपास्तिः प्रदुष्यति ॥६५॥**

કોઈ પણ પુરુષ આ નિર્ગુણોપાસનનુ અનુષ્ઠાન કરતો નથી; એમ જો કહો તો ભલે અનુષ્ઠાન ન કરો; પુરુષના અપરાધે કરી શું ઉપાસના દૂષિત થશે?

પ્રમાણસિદ્ધ જે નિર્ગુણ ઉપાસના તેનું કોઈ અનુષ્ઠાન ન કરે તેટલા ઉપરથી તેની ત્યાજ્યતા થતી નથી, એ વિષયમાં દૃષ્ટાત કહી દેખાડે છે

**इतोऽप्यतिशयं मत्वा मंत्रान्वश्यादिकारिणः ।**
**मूढा जपंतु तेभ्योऽतिमूढाः कृषिमुपासताम् ॥६६**

આ સગુણ ઉપાસનથી પણ વિશેષતા જાણીને મૂઢ જનો છે, તે વશ્ય આદિક કરનારા મત્રોને જપો; અને તેથી પણ અતિમૂઢ જનો કૃષિ(ખેડ)નુ ઉપાસન[12] કરો.

૧૨. અહી એવો અભિપ્રાય છે કે, જેમ કાળાંતરે ફળ દેનારા સગુણ ઉપાસનોના કરતા આ જન્મમા જ વશીકરણાદિક ફળના દેનાર મત્રોમા અતિશય સમજી તે મંત્રોના અનુષ્ઠાનમાં લોકો વિશેષ પ્રવૃત્તિ કરે છે, તેથી કંઈ સગુણ ઉપાસનાનો વિવેકીઓ ત્યાગ કરતા નથી, વળી નિયમ તથા અનુષ્ઠાનની અપેક્ષા ધરાવતાં તે મત્રાનુષ્ઠાનાદિકની અપેક્ષાએ નિયમનિરપેક્ષ એવાં કૃષિ (ખેડ) વગેરેમા વિશેષતા માનીને તેમા લોકો પ્રવૃત્ત થાય છે, તોપણ મૂઢતર પુરુષોથી તે મત્રાદિ અનુષ્ઠાન ત્યાગ કરાતુ નથી, તેમ સાંસારિક ફળને પામવાની ઇચ્છાવાળા કદી નિર્ગુણોપાસનાનુ અનુષ્ઠાન ન કરે, તોપણ મુમુક્ષુ જનો તેવી નિર્ગુણ ઉપાસનાનો ત્યાગ કરતા નથી.

એવી રીતે પ્રસગમા પ્રાપ્ત અર્થને સમાપ્ત કરી પ્રકૃત-(નિર્ગુણોપાસન)ને અનુસરે છે

**तिष्ठंतु मूढाः प्रकृता निर्गुणोपास्तिरीर्यते ।**
**विद्यैक्यात्सर्वशाखास्थान्गुणानत्रोपसंहरेत् ॥६७॥**

મૂઢ પુરુષો ગમે તેમ કરો; અમે તો પ્રકૃત જે નિર્ગુણોપાસના છે તે કહીએ છીએ. વિદ્યા[13] (નિર્ગુણ ઉપાસના)એકરૂપા છે, તેથી સર્વ શાખાઓ એને વિષે કહેલા ગુણોને અહીં એક ઠેકાણે ઉપસંહૃત કરવા(મેળવી લેવા).

૧૩ 'सर्ववेदान्तप्रत्ययं चोदनाद्यविशेषात् બ્ર. સૂ. અ ૩. પા. ૩ સૂ ૧ )સર્વ વેદાંત–ઉપનિષદને વિષે પ્રત્યય–ઉપાસન એક જ છે, કેમકે વિધિ વગેરેનો અવિશેષ (અભેદ) છે તેથી.' આ સૂત્રના ભાષ્યમા ગુણોપસંહાર દર્શાવ્યો છે, તે પ્રમાણે અનેક શાખાઓની ઉપનિષદોમા કહેલ સર્વ ઉપાસનોનુ એકત્વ સાધિત છે.

ઉપરના શ્લોકમા જે ગુણોનો ઉપસહાર કહ્યો, તે ગુણો બે પ્રકારના છે. એક તો વિધેય ( વિધિવાક્યબોધિત ) તથા બીજી નિષેધ્ય (નિષેધવાક્યબોધિત) તેમા 'आनन्दो ब्रह्म આન દરૂપ બ્રહ્મ છે' 'विज्ञानमानदं ब्रह्म, વિજ્ઞાન આન દ-રૂપ બ્રહ્મ છે' 'नित्य शुद्धो बुद्ध सत्यो मुक्तो निरञ्जनो विभुरद्वय आनन्दः पर. प्रत्यगेकरस । નિત્ય, શુદ્ધ, બુદ્ધ-જ્ઞાનસ્વરૂપ, સત્ય, મુક્ત, નિરંજન, વિભુ–વ્યાપક, અદ્વય, આનંદ પર–સર્વોત્કૃષ્ટ, પ્રત્યક્ સર્વાન્તર, અને એકરસ' ઇત્યાદિક જે વિધેય ગુણો છે, તેઓનો ઉપસહાર સૂત્રકારે કેવી રીતે દર્શાવ્યો છે, તે કહે છે

**आनंदादेर्विधेयस्य गुणसंघस्य संहृतिः ।**
**आनंदादय इत्यस्मिन्सूत्रे व्यासेन वर्णिता ॥६८॥**

આનંદાદિક વિધેયરૂપ જે ગુણસમૂહ છે તેનો ઉપસહાર, 'आनंदादयः प्रधानस्य (બ્ર૦ સૂ૦ અ. ૩. પા. ૩. સૂ. ૧૧) 'આનંદાદિક જે ધર્મો છે તે પ્રધાન વિશેષ્યભૂત બ્રહ્મના જ ધર્મો છે' એ સૂત્રમા વ્યાસ ભગવાને વર્ણવેલુ છે.

વળી જે 'अस्थूलमनण्वहृस्व' 'यत्तदद्रश्यमग्राह्यमशब्दम-स्पर्शमरूपमव्ययम्'–સ્થૂલ નહિ, તેમ અણુરૂપ નહિ, અને હ્રસ્વ પણ નહિ' 'જે તે અદશ્ય, અગ્રાહ્ય, અશબ્દ, અસ્પર્શ, અરૂપ અને અવ્યય છે' ઈત્યાદિક જે નિષેધ્ય ગુણો તે તે શાખામા સાભળીએ છીએ તેઓનો ઉપસંહાર, 'अक्षरधियां त्ववरोध सामान्यतद्भावाभ्यामौपसदवत्तदुक्तम्।' ( બ્ર સૂ. અ. ૩ પા. ૩ સૂ ૩૩ )( અક્ષરબુદ્ધિ બ્રહ્મરૂપ ધર્મી વિષે દ્વૈતનિષેધની બુદ્ધિના હેતુભૂત શબ્દો )નો તો અવરોધ( ઉપસંહાર) થાય છે, સામાન્ય તથા તેના ભાવે કરી ઔપસદ(પુરોડાશ -પ્રદાન સબધ)ની પેઠે ( પૂર્વમીમાસામા ) તે કહ્યુ છે' આ અધિકરણ સૂત્રમા શ્રીવ્યાસ ભગવાને દર્શાવ્યો છે, એમ કહે છે

**अस्थूलादेर्निषेध्यस्य गुणसंघस्य संहृतिः ।**
**तथा व्यासेन सूत्रेऽस्मिन्नुक्ताऽक्षरधियां त्विति ॥**

તેમ જ અસ્થૂલ આદિક નિષેધ્યરૂપ ગુણોના સમૂહનો ઉપસંહાર, 'અક્ષરની બુદ્ધિનો તો ( અવરોધ–ઉપસંહાર–છે )' એ સૂત્રમાં સાક્ષાત્ વ્યાસજીએ કહેલું છે.

નિર્ગુણ બ્રહ્મવિદ્યાને વિષે ગુણોનો ઉપસંહાર જ સંભવે નહિ, કેમકે નિર્ગુણ વિદ્યાપણાનો વિરોધ આવે તેથી આવી આશકા કરી, સૂત્રકાર શ્રીવ્યાસજીએ તેવી રીતે જે ઉપસંહાર કહ્યો છે, તેનો અમે તો માત્ર અનુવાદ કરીએ છીએ, તેથી તેવો પ્રશ્ન અમારા પ્રતિ ઉચિત નથી, એમ કહે છે

**निर्गुणब्रह्मतत्त्वस्य विद्यायां गुणसंहृतिः ।**
**न युज्येतेत्युपालंभो व्यासं प्रत्येव मां न तु ॥७०॥**

નિર્ગુણ બ્રહ્મતત્ત્વની વિદ્યા(ઉપાસના)ને વિષે ગુણોનો ઉપસહાર સંભવે નહિ; એવા પ્રકારનો ઉપાલંભ (ઠપકો અથવા પ્રશ્ન), ખુદ વ્યાસજીના પ્રતિ જ કરવો યોગ્ય છે, મારા પ્રતિ તો નહિ જ.

હિરણ્યશ્મશ્રુ(સુવર્ણમય મૂછયુક્ત)પણું વગેરે ગુણોએ કરી વિશિષ્ટ મૂર્તિઓનુ કથન નથી કર્યું તેથી આ (ઉપર સૂચિત કરેલું ) નિર્ગુણોપાસન જ છે, એમ જો કહે તો તેમ નિર્ગુણોપાસનાનો કશો વિરોધ નથી, એમ કહે છે:

**हिरण्यश्मश्रुसूर्यादिमूर्तीनामनुदाहृतेः ।**
**अविरुद्धं निर्गुणत्वमिति चेत्तुष्यतां त्वया ॥७१॥**

સુવર્ણમય શ્મશ્રુવાળા સૂર્ય આદિકની મૂર્તિનુ કથન (ઉદાહરણ) કર્યું નથી, તેથી ઉપાસનના નિર્ગુણપણાનો વિરોધ નથી, એમ જો કહો તો સંતોષ પામો.

આનંદાદિક વિધેય ગુણો તથા અસ્થૂલાદિક નિષેધ્ય ગુણોનો ઉપાસ્યપણામા અંતપ્રવેશ હોઈ શકે નહિ, તો પછી તે તે ગુણથી વિશિષ્ટરૂપે ઉપાસ્યપણુ કેમ સભવે? એવી આશકા કરીને, જો કે તે ગુણોનો ઉપાસ્યમા અંતપ્રવેશ નથી તથાપિ તે ગુણોનું લક્ષકત્વ સભવે છે, તેથી તે ગુણોએ કરી લક્ષિત એવું બ્રહ્મ ઉપાસ્ય છે, એમ કહે છે

**गुणानां लक्षकत्वेन न तत्त्वेऽन्तःप्रवेशनम् ।**
**इति चेदस्त्वेवमेव ब्रह्मतत्त्वमुपास्यताम् ॥ ७२ ॥**

ગુણોનુ લક્ષકપણુ[14] છે, તેથી તેઓનો તત્ત્વ (લક્ષ્યરૂપ બ્રહ્મ)ને વિષે અંતરપ્રવેશ નથી, એમ જો કહે, તો એવા પ્રકારનું (લક્ષ્યરૂપ જ) બ્રહ્મતત્ત્વ ઉપાસન કરવા યોગ્ય છે.

૧૪ ગુણો તો માત્ર લક્ષક છે જેમકે 'આ દેવદત્તનુ ઘર કે જેના ઉપર કાગડો બેઠો છે' આ વાક્ય ઉપરથી દેવદત્તના ઘરમાં કાગડાનો અંતપ્રવેશ નથી, તથાપિ તે કાગડો ઉપલક્ષણ થઈ દેવદત્તના ઘરનો બોધ કરાવે છે. તેમ આ ગુણો પણ ઉપલક્ષક થઈને ઉપાસ્ય બ્રહ્મસ્વરૂપના બોધક થાય છે. 'ભાગત્યાગ લક્ષણાથી બોધન કરેલ બ્રહ્મ હુ છુ'–એવા પ્રકારે ગુણો ઉપાસ્ય બ્રહ્મનું સમર્પણ કરે છે

ઉપર બતાવેલ ઉપાસનના પ્રકારને જ સ્પષ્ટ કરી દર્શાવે છે

**आनंदादिभिरस्थूलादिभिश्चात्माऽत्र लक्षितः ।**
**अखंडैकरसः सोऽहमस्मीत्येवमुपासते ॥ ७३ ॥**

અહીં (આ શ્રુતિઓને વિષે) ‘આનદાદિક તથા અસ્થૂલાદિક ગુણોએ કરી લક્ષિત જે અખંડ એકરસ આત્મા છે, તે હું છું’ એમ ઉપાસન કરે છે.

### બોધ તથા ઉપાસનાના ભેદનું પ્રશ્નપૂર્વક કથન

જ્યારે એમ છે તો પછી વિદ્યા( જ્ઞાન )અને ઉપાસનાનો ભેદ શાથી છે? એવી આશંકા કરી, તે બન્નેના ભેદના પ્રયોજક કહી દેખાડે છે.

**बोधोपास्त्योर्विशेषः क इति चेदुच्यते शृणु ।**
**वस्तुतंत्रो भवेद्बोधः कर्तृतंत्रमुपासनम् ॥ ७४ ॥**

બોધ તથા ઉપાસનામાં વિશેષ (ભેદ) શો છે? એમ જો કહેતો હો તો સાંભળ. બોધ વસ્તુતંત્ર (વસ્તુને આધીન) છે, એટલે કે જેવી વસ્તુ હોય તે અનુસાર બોધ થાય છે અને ઉપાસન તો કર્તૃતંત્ર[૧૫] છે, એટલે કે તેમાં કર્તા, વિશ્વાસ, હઠ ઈત્યાદિકની અપેક્ષા છે, એ જ તેનો ભેદ છે.

૧૫. ઉપાસના કરનાર પુરુષની ઇચ્છાની ઉપાસનામા અપેક્ષા છે તથા બહિર્મુખવૃત્તિને ઉપાસ્યદેવતાના સમાન આકારવાળી કરવામા હઠની પણ અપેક્ષા છે વળી આ શાલિગ્રામ વિષ્ણુ છે, આ નાર્મદલિગ શિવ છે, એમ શાસ્ત્રોમા લખેલુ છે. ત્યા વિચાર કરી જોઈએ તો વિષ્ણુના ચતુર્ભુજત્વાદિક શાલિગ્રામમા હોતા નથી, તેમ શિવના ત્રિનેત્રત્વ પંચવક્ત્રત્વાદિક નર્મદેશ્વરમા હોતા નથી, તોપણુ તે શાસ્ત્રવાક્યોમાં વિશ્વાસ રાખી શાલિગ્રામનું વિષ્ણુરૂપે તથા નર્મદેશ્વરનુ શંકરરૂપે ચિંતન કરાય છે, તેથી તેમાં વિશ્વાસની પણુ જરૂર છે, એવી રીતે ઉપાસન કર્તૃતંત્ર છે

બોધ તથા ઉપાસનાનું અન્ય-વૈલક્ષણ્ય (ભેદ) સિદ્ધ કરવા માટે બોધના હેતુ આદિકનુ બે શ્લોકથી નિરૂપણુ કરી દેખાડે છે

**विचाराज्जायते बोधोऽनिच्छा यं न निवर्तयेत् ।**
**स्वोत्पत्तिमात्रात्संसारे दहत्यखिलसत्यताम् ॥ ७५**
**तावता कृतकृत्यः सन्नित्यतृप्तिमुपागतः ।**
**जीवन्मुक्तिमनुप्राप्य प्रारब्धक्षयमीक्षते ॥ ७६ ॥**

બોધ વિચારથી ઉત્પન્ન થાય છે; એટલે કે વસ્તુતત્ત્વના વિચારથી બોધ થાય છે અને તે વિચારથી ઉત્પન્ન થતા બોધને, ‘મને બોધ ન થાઓ’ એવા પ્રકારની કર્તાની અનિચ્છા નિવારી શકાતી નથી. વળી ઉત્પન્ન થતો બોધ કેવળ પોતાની ઉત્પત્તિ માત્રથી જ સંસારમાં અખિલ પ્રપંચની સત્યતાનો નાશ કરે છે અને તેટલાથી જ (તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ માત્રથી જ) પુરુષ કૃતકૃત્ય બની નિત્યતૃપ્તિને પામેલો નિરતિશય સુખને પ્રાપ્ત થઈને જીવન્મુક્તિને પામી પ્રારબ્ધના ક્ષયની અપેક્ષા કરે છે(રાહ જુએ છે). અર્થાત્ પ્રારબ્ધ ક્ષય થતાં વિદેહમુક્ત થાય છે.

હવે ઉપાસનાનુ બોધથી અન્ય વૈલક્ષણ્ય સિદ્ધ કરવા માટ તે ઉપાસના કહી દેખાડે છે

**आप्तोपदेशं विश्वस्य श्रद्धालुरविचारयन् ।**
**चिंतयेत्प्रत्ययैरन्यैरनंतरितवृत्तिभिः ॥ ७७ ॥**

ગુરુવાક્ય તથા શાસ્ત્રમાં શ્રદ્ધાવાળો શ્રદ્ધાળુ પુરુષ આપ્ત (યથાર્થવક્તા ગુરુના), (ઉપાસ્ય દેવતાના સ્વરૂપના પ્રતિપાદક વાક્યસમૂહરૂપ) ઉપદેશ પર વિશ્વાસ રાખીને બીજો કંઈ પણ વિચાર નહિ કરતા, (અન્ય પ્રત્યય ઇતર ઘટાદિકને વિષય કરનાર) વૃત્તિઓથી અંતરાયરહિત એવી અંતઃકરણ વૃત્તિઓ વડે કરી કેવળ ઉપાસ્ય દેવતાનુ એકાગ્રભાવે ચિંતન કરે.

કેટલા કાળ પર્યંત ચિંતન કર્યા કરવુ? એવી આશંકા થાય ત્યા કહે છે.

**यावच्चिंत्यस्वरूपत्वाभिमानः स्वस्य जायते ।**
**तावद्विचिंत्य पश्चाच्च तथैवाऽऽमृति धारयेत् ॥ ७८**

જ્યાં લગી પોતાને ચિંત્યસ્વરૂપાભિમાન (ઉપાસ્ય દેવતાની સ્વરૂપતાનું અભેદભાન)થાય ત્યાં સુધી ચિંતન કરીને પાછળથી પણ ઠેઠ મરણાંત સુધી તે ભાવનાને ધારણ કર્યે જવી.

ઉપરના શ્લોકમાં જે ચિંત્યસ્વરૂપાભિમાન કહ્યુ, તેને ઉદાહરણથી સ્પષ્ટ કરી દેખાડે છે

**ब्रह्मचारी भिक्षमाणो युतः संवर्गविद्यया ।**
**संवर्गरूपतां चित्ते धारयित्वा ह्यभिक्षत ॥ ७९ ॥**

કોઈક સંવર્ગ વિદ્યાથી યુક્ત, કોઈ બ્રહ્મચારી ભિક્ષા માગનારો થઈને પોતે સંવર્ગરૂપતાને ચિત્તમાં ધારણ કરીને ભિક્ષા માગતો હતો. (એવી

છાંદોગ્ય ઉપનિષદના ચતુર્થ અધ્યાયમાં આખ્યાયિકા છે.)

ઉપરના ૭૮મા શ્લોકમાં 'મરણ પર્યંત ધ્યેયનું ધારણ કરવું' એમ જે કહ્યું, તેનું નિમિત્ત દર્શાવવાની સાથે ૭૫મા શ્લોકમા કહેલ 'જે બોધને અનિચ્છા નિવારી શકતી નથી' તેવા બોધના ધર્મથી ઉપાસનાની વિલક્ષણતા કહે છે:

पुरुषस्येच्छया कर्तुमकर्तुं कर्तुमन्यथा ।
शक्योपास्तिरतो नित्यं कुर्यात्प्रत्ययसंततिम् ॥८०॥

ઉપાસના પુરુષની ઇચ્છાએ કરી કરવાને, ન કરવાને, અથવા અન્યથા (કંઈ જુદા જ પ્રકારે) કરવાને શક્ય છે, માટે પ્રત્યયસંતતિ (વૃત્તિના પ્રવાહરૂપ) ઉપાસના નિત્ય કર્યા કરે.

એવી રીતે સદા ચિંતન કરવાથી શું થાય? તે કહી દેખાડે છે:

वेदाध्यायी ह्यप्रमत्तोऽधीते स्वप्नेऽपिवासतः ।
जपिता तु जपत्येव तथा ध्याताऽपि वासयेत् ॥८१॥

જેમ અપ્રમત્ત (સાવધાન) જે વેદાધ્યાયી છે, તે વાસના (અભ્યાસસંસ્કાર) યુક્ત હોઈને સ્વપ્નમાં પણ અધ્યયન કર્યા કરે છે, તથા જપ કરવાવાળો તેવા જ પ્રકારની દૃઢ જપવાસનાને લીધે સ્વપ્નમાં પણ જપ કર્યા કરે છે, તેમ ધ્યાતા (ઉપાસક) પુરુષ પણ ઉપાસનજન્ય વાસનાની દૃઢતાથી સ્વપ્ન આદિકમા પણ ધ્યાન કર્યા કરે.

સ્વપ્ન આદિકમા પણ ધ્યાનની અનુવૃત્તિનું કારણ કહે છે.

विरोधिप्रत्ययं त्यक्त्वा नैरंतर्येण भावयन् ।
लभते वासनावेशात्स्वप्नादावपि भावनाम् ॥८२॥

વિરોધી પ્રત્યય(એટલે ઉપાસ્ય દેવતાદિકથી અન્ય વસ્તુના સમાન આકારવાળા વૃત્તિ પરિણામ)-નો ત્યાગ કરીને નિરંતરપણે કરી ભાવના કરતો પુરુષ વાસનાના આવેશથી (દૃઢ સંસ્કારને લીધે) સ્વપ્ન આદિકને વિષે પણ ભાવના(ધ્યાન પ્રણવતા)ને પામે છે.

અહીં એવી શંકા થાય કે પ્રારબ્ધ કર્મને લીધે વિષયોનો અનુભવ કરનાર પુરુષને તેવા નિરંતરપણાથી એટલે કે વચમાં વિરોધી વસ્તુ વિષયાકારવૃત્તિનું સ્ફુરણ પણ ન થાય, તેવી રીતે એકાગ્રતાથી ભાવનાની સિદ્ધિ કેમ થશે? ત્યાં પ્રારબ્ધનો અતિશય છતાં વિષય-વ્યસનીની પેઠે ભાવના-(ધ્યાન)ની સિદ્ધિ થઈ શકે, એમ કહી સમાધાન આપે છે:

भुंजानोऽपि निजारब्धमास्थातिशयतोऽनिशम् ।
ध्यातुं शक्तो न संदेहो विषयव्यसनी यथा ॥८३॥

પોતાના પ્રારબ્ધને ભોગવતો એવો પણ પુરુષ આસ્થા(અભિરુચિ)ના અતિશયને લઈને વિષયના વ્યસનીની પેઠે નિરંતર ધ્યાન કરવા સમર્થ થાય છે, એમાં કશો સંદેહ નથી.

ઉપર શ્લોકમા સૂચવેલ વિષય-વ્યસનનું દૃષ્ટાંત વર્ણવી દેખાડે છે:

परव्यसनिनी नारी व्यग्राऽपि गृहकर्मणि ।
तदेवाऽऽस्वादयत्यंतः परसंगरसायनम् ॥८४॥

પરપુરુષના વ્યસનવાળી નારી ગૃહના કર્મમાં વ્યગ્ર (ઘરકામમાં મંડેલી) હોય છતાં પણ અંતરમાં તે પરપુરુષના સંગરૂપી રસાયનનું આસ્વાદન કર્યા જ કરતી હોય છે.

એવી રીતે અંતઃકરણ પરપુરુષના સંગનું આસ્વાદન કરવામા વ્યગ્ર હોવાથી ગૃહકર્મમા ભંગ આવે; એવી આશંકા થાય, તેનું પ્રતિવિધાન કહે છે:

परसंगं स्वादयंत्या अपि नो गृहकर्म तत् ।
कुंठीभवेदपि त्वेतदापातेनैव वर्तते ॥८५॥

પરપુરુષના સંગનું અંતર આસ્વાદન કરવાવાળી તે સ્ત્રીના ગૃહકર્મ(ઘરકામ)નો ભંગ થાય નહિ; પણ એ ઘરકામ આપાતતઃ થયા કરે; અર્થાત્ કામ બધું થાય પણ તે ઉદાસીનપણાથી થયા કરે.

## જ્ઞાની તથા ઉપાસકની વિલક્ષણતાપૂર્વક જ્ઞાનમાં અન્ય સાધનો કરતાં શ્રેષ્ઠ નિર્ગુણ ઉપાસનનું ફળ

### ઉપાસક કરતાં જ્ઞાનીના વ્યવહારની વિલક્ષણતા

ઉપરના શ્લોકમાં 'આપાતતઃ-ઉપરચોટિયા' એમ જે કહ્યું તેનું વિશેષ વર્ણન કરે છે:

गृहकृत्यव्यसनिनी यथा सम्यक् करोति तत् ।
परव्यसनिनी तद्वन्न करोत्येव सर्वथा ॥८६॥

ઘરકામ કરવામાં ઉત્સાહવાળી સ્ત્રી તે ગૃહકૃત્યને જેવું ધ્યાન દઈને કરે છે. તેવું (પરપુરુષસંગના) વ્યસનવાળી સ્ત્રી સર્વથા કરતી નથી, અર્થાત્ ઉદાસીનપણાથી કરે છે.

દૃષ્ટાંતસિદ્ધ અર્થને સિદ્ધાંતમા જોડી દેખાડે છે:

एवं ध्यानैकनिष्ठोऽपि लेशाल्लौकिकमाचरेत् ।
तत्त्ववित्त्वविरोधित्वाल्लौकिकं सम्यगाचरेत् ॥८७॥

એ પ્રકારે કેવળ ધ્યાનમાં એકાગ્ર નિષ્ઠાવાળો પુરુષ અલ્પ લૌકિક(આહારશૌચાદિરૂપ)નું આચરણ કરે છે અને તત્ત્વવિત્(જ્ઞાની)પુરુષ તો લૌકિક–શબ્દાદિવિષયક વ્યવહાર(તત્ત્વજ્ઞાન)નો અવરોધી હોવાથી તે લૌકિક વ્યવહારને સારી રીતે આચરે છે (યથાવત્ લૌકિકાચારને અનુવર્તે છે).

ઉપર કહેલા લૌકિક વ્યવહાર તથા તત્ત્વજ્ઞાનના અવરોધી-પણાને દર્શાવે છે

**मायामयः प्रपंचोऽयमात्मा चैतन्यरूपधृक् ।**
**इति बोधे विरोधः को लौकिकव्यवहारिणः ॥८८**

'આ (પરિદૃશ્યમાન) પ્રપંચ સર્વ માયામય (મિથ્યાસ્વરૂપ) છે અને આત્મા સ્વયં ચૈતન્યરૂપ ધારી છે' આવા આકારનો બોધ થયો એટલે પછી લૌકિક વ્યવહાર કરનારા જ્ઞાનીને શો વિરોધ છે? કશો વિરોધ નથી.

ઉપરના શ્લોકમાં કહેલા વિરોધના અભાવને વિસ્તારથી વર્ણવી દેખાડે છે

**अपेक्षते व्यवहृतिर्न प्रपंचस्य वस्तुताम् ।**
**नाप्यात्मजाड्यं किंत्वेषा साधनान्येव कांक्षति ॥**

વ્યવહાર કંઈ પ્રપંચની સત્યતાની અપેક્ષા કરતો નથી, તેમ આત્માના જાડ્ય(જડતા)ની પણ અપેક્ષા કરતો નથી; (એટલે કે વ્યવહાર પોતાના નિર્વાહ અર્થે સંસારના વાસ્તવપણાની કે આત્માની જડતાની કશી દરકાર કરતો નથી.) એ તો માત્ર પોતાના અંતર્ગત પદાર્થોની વ્યાવહારિક સત્તાને અધીન પોતાની પ્રવૃત્તિ કરી રહ્યો છે, પણ એ વ્યવહાર સાધનોની સામગ્રીની અપેક્ષા કરે છે; અર્થાત્ સાધન સાપેક્ષ છે, એવો ભાવ છે.

પૂર્વ શ્લોકમાં કહ્યું કે, 'વ્યવહાર સાધન–સામગ્રીની અપેક્ષા રાખે છે' તો તે સાધન–સામગ્રી કઈ? તે કહી બતાવે છે.

**मनोवाक्कायतद्बाह्यपदार्थाः साधनानि तान् ।**
**तत्त्वविन्नोपमृद्नाति व्यवहारोऽस्य नो कुतः ॥९०**

મન, વાણી, શરીર અને તેથી બહારના ગૃહક્ષેત્રાદિક જે પદાર્થો છે, તે વ્યવહારના સાધનો છે. તત્ત્વવિદ્ (જ્ઞાની) પુરુષ તે સાધનોના સ્વરૂપનો નાશ કરતો નથી, તો પછી એ જ્ઞાનીને વ્યવહાર શા સારુ ન હોય?

વિષયોનું ઉપમર્દન ભલે ન કરે, પણ જ્ઞાનીએ ચિત્તનું તો ઉપમર્દન કરવું જોઈશે, એવી આશંકા કરીને તેમ કરે, તો તે તત્ત્વવિદ્ નહિ, એમ કહે છે.

**उपमृद्नाति चित्तं चेद्ध्याताऽसौ न तु तत्त्ववित् ।**
**न बुद्धिमर्दयन्दृष्टो घटतत्त्वस्य वेदिता ॥९१॥**

જો ચિત્તનો ઉપમર્દ (નિરોધ) કરે, તો એ પુરુષ ધ્યાતા છે, તત્ત્વવિત્ નહિ; કારણ કે ઘટના તત્ત્વને જાણનાર પુરુષ બુદ્ધિનો નિરોધ કરતો દેખ્યો નથી; અર્થાત્ ચિત્તનો નિરોધ કરી ધ્યાન કરી શકાય, પણ તત્ત્વ જાણી શકાય નહિ.

ઘટાદિ પદાર્થ સ્થૂળ હોવાને લીધે સ્પષ્ટ છે, તેથી તેના દર્શનમાં ચિત્તનો નિરોધ અપેક્ષિત નથી, પણ બ્રહ્મ તો તેવું (સ્પષ્ટ) નથી તેથી તેના બોધમાં ચિત્તનો નિરોધ પણ અપેક્ષિત છે એવી આશંકા કરી, તે બ્રહ્મ પોતે પ્રકાશરૂપ જ છે, તેથી અતિશય સ્પષ્ટ હોવાને લીધે તેના જ્ઞાનમાં ચિત્તનો નિરોધ કરવાની જરૂર નથી એમ કહે છે

**सकृत्प्रत्ययमात्रेण घटश्चेद्भासते सदा ।**
**स्वप्रकाशोऽयमात्मा किं घटवच्च न भासते ॥९२॥**

એક જ વાર માત્ર જ્ઞાન થયું હોય, તો તેથી જો ઘટ સદા ભાસે છે, તો સ્વપ્રકાશરૂપ આ આત્મા શું ઘટની પેઠે સદા નહિ ભાસે? ભાસે જ.

ભલે બ્રહ્મનું સ્વપ્રકાશપણું હો તથાપિ તે બ્રહ્મને ગોચર કરનારી 'अहं ब्रह्मास्मि–હું બ્રહ્મ છું' એવા આકારવાળી બુદ્ધિ-વૃત્તિ જ તત્ત્વજ્ઞાન કહેવાય છે તે વૃત્તિ ક્ષણિક છે તેથી તેનું બ્રહ્મને વિષે વારંવાર અવસ્થાન (સ્થિરીકરણ) અપેક્ષિત છે એવી શંકા કરીને આવો પ્રશ્ન તો ઘટાદિકમાં પણ સમાન છે, એમ કહે છે

**स्वप्रकाशतया किं ते तद्बुद्धिस्तत्त्ववेदनम् ।**
**बुद्धिश्च क्षणनाश्येति चोद्यं तुल्यं घटादिषु ॥९३॥**

'આત્માની સ્વપ્રકાશતાથી તમને શું મળ્યું? તત્ત્વજ્ઞાનનો અર્થ તો તત્ત્વને વિષે બુદ્ધિ લગાડવી તે છે (તત્ત્વાકાર બુદ્ધિ કરવાથી જ જ્ઞાન થાય છે) અને બુદ્ધિ તો ક્ષણમાં નાશવાન હોવાથી તત્ત્વજ્ઞાનનો પણ નાશ થશે.' એમ જો તમે કહેતા હો, તો આ શંકા ઘટાદિના જ્ઞાન વિષે પણ સમાન જ છે.

ઘટાદિક વિષયમાં [illegible] સમાન છે, એમ કહે છે

**घटादौ निश्चिते बुद्धिर्नश्यत्वेव यदा घटः ।**
**इष्टो नेतुं तदा शक्य इति चेत्सममात्मनि ॥९४॥**

ઘટાદિ પદાર્થ એક વાર નિશ્ચિત થઈ ગયા પછી જો બુદ્ધિ(ઘટાકારવૃત્તિ) નાશ પામે, તો પણ જ્યારે તે ઘટ ઈચ્છિત હોય, ત્યારે તે અન્યત્ર નયન (લઈ જવાને) કરવાને શક્ય છે, એમ જો કહો તો તે આત્માને વિષે પણ સમાન છે.

'તે આત્માને વિષે પણ સમાન છે' એમ જે ઉપરના શ્લોકમા કહ્યુ તેનુ વિશેષ વર્ણન કરે છે

**निश्चित्य सकृदात्मानं यदाऽपेक्षा तदैव तम् ।**
**वक्तुं मंतुं तथा ध्यातुं शक्नोत्येव हि तत्त्ववित् ॥९५**

જેથી તત્ત્વવિત્ પુરુષ એક વાર આત્માનો નિશ્ચય કરીને, પછી જ્યારે અપેક્ષા થાય ત્યારે તે આત્માને કહેવા, મનન કરવા, તેમ જ ધ્યાન કરવા સમર્થ થાય છે.

તત્ત્વવિદ્ પુરુષ પણ ઉપાસકની પેઠે આત્માના અનુસધાનને લઈને જગતના અનુસધાનથી રહિત જોવામા આવે છે એવી આશકા કરી, તે જગતના અનુસધાનનો અભાવ જ્ઞાનકૃત નથી, પણ ધ્યાનકૃત છે, એમ કહી પરિહાર કરે છે

**उपासक इव ध्यायंल्लौकिकं विस्मरेद्यदि ।**
**विस्मरत्येव सा ध्यानाद्विस्मृतिर्न तु वेदनात् ॥९६**

તત્ત્વવેત્તા પુરુષ ઉપાસકની પેઠે જ્યારે ધ્યાન કરે છે, ત્યારે વસ્તુમાત્રનુ વિસ્મરણ થાય છે, તો ભલે વિસ્મરણ થાય, પણ તે વિસ્મૃતિ ધ્યાનથી થાય છે, જ્ઞાનથી નહિ જ.

તત્ત્વવિદ્ પુરુષને પણ મુક્તિની સિદ્ધિને અર્થે બ્રહ્મનુ ધ્યાન કર્તવ્ય છે, એવી આશકા કરી 'ज्ञानादेव तु कैवल्य । જ્ઞાન થકી જ કૈવલ્ય (બ્રહ્મભાવ) પ્રાપ્ત થાય છે ' 'तमेव विदित्वाऽतिमृत्युमेति नान्य पन्था विद्यतेऽयनाय ( શ્વે ૩. ૮ ) । તે(પ્રત્યગભિન્ન પરમાત્મા)ને જ જાણીને મૃત્યુ (સસાર)ને ઓળંગી જાય છે અયન(મોક્ષપ્રાપ્તિ)ને માટે અન્ય(જ્ઞાનથી ભિન્ન) માર્ગ છે જ નહિ ' 'ज्ञात्वा देव मुच्यते सर्वपाशै (શ્વે ૧ ૮.) દેવ(સ્વપ્રકાશ)ચૈતન્યને જાણીને સર્વ (જનન-મરણાદિ લક્ષણ) પાશથી નિર્મુક્ત થાય છે,' ઇત્યાદિક શ્રુતિવાક્યોનો સદ્ભાવ છે તે ઉપરથી સિદ્ધ છે કે, મોક્ષ અર્થે ધ્યાન કર્તવ્ય નથી, એમ કહે છે

**ध्यानं त्वैच्छिकमेतस्य वेदनान्मुक्तिसिद्धितः ।**
**ज्ञानादेव तु कैवल्यमिति शास्त्रेषु डिंडिमः ॥९७॥**

ધ્યાન તો એ જ્ઞાનીને ઐચ્છિક (ઇચ્છા હોય તો કર્તવ્ય) છે; કેમકે જ્ઞાનથી મુક્તિની સિદ્ધિ છે, 'જ્ઞાનથી જ કૈવલ્ય (મોક્ષ) મળે છે' એવો શાસ્ત્રોને વિષે ઢંઢેરો પણ છે.

જો તત્ત્વવિદ્‌ને માટે ધ્યાનનો અનગીકાર કરશો, તો તે તત્ત્વવેત્તાની સદા બહિર્મુખ પ્રવૃત્તિ થશે, એવી શંકા કરી, તેવી પ્રવૃત્તિ જ્ઞાનને બાધ કરનારી નહિ હોવાથી, એ બહાર પ્રવૃત્તિનો અમે અંગીકાર કરીએ છીએ, એમ કહે છે.

**तत्त्वविद्यदि न ध्यायेत्प्रवर्तेत तदा बहिः ।**
**प्रवर्ततां सुखेनायं को बाधोऽस्य प्रवर्तने ॥९८॥**

તત્ત્વવિદ્ પુરુષ જો ધ્યાન નહિ કરે, તો તે બહાર (અનાત્મ વસ્તુના વ્યવહારમા) પ્રવર્તશે. એમ જો કહે તો ભલે સુખેથી પ્રવૃત્ત થાઓ. એ જ્ઞાનીના પ્રવર્તનમાં શો બાધ છે? સર્વથા બાધ નથી.

જ્ઞાનીને બાહ્ય પ્રવૃત્તિનો અગીકાર કરવામાં અતિપ્રસંગ (મર્યાદાનુ ઉલ્લઘન) થશે, એવી શંકા કરી, હજુ પ્રથમ પ્રસગ જ દુર્નિરૂપ્ય (દુ ખે કરી નિરૂપણ કરી શકાય તેવો) છે, ત્યા અતિપ્રસગનુ તો કથન પણ અયુક્ત છે, એમ કહે છે.

**अतिप्रसंग इति चेत्प्रसंगं तावदीरय ।**
**प्रसंगो विधिशास्त्रं चेन्न तत्तत्त्वविदं प्रति ॥ ९९ ॥**

અતિપ્રસંગ આવશે, એમ જો કહો, તો પ્રથમ પ્રસંગ શું તે કહી બતાવો. જો કહો કે વિધિશાસ્ત્ર (વિધિનિષેધોભયાત્મક વાક્યસદર્ભ) પ્રસંગ છે, તો તે વિધિશાસ્ત્રરૂપ જે પ્રસગ છે, તે તત્ત્વવેત્તા પ્રતિ નથી, પણ અજ્ઞજનોને ઉદ્દેશીને તે મર્યાદિત છે.

વિધિશાસ્ત્રો અજ્ઞજનવિષયક જ છે, એમ સયુક્તિક રીતે દર્શાવે છે

**वर्णाश्रमवयोऽवस्थाभिमानो यस्य विद्यते ।**
**तस्यैव च निषेधाश्च विधयः सकला अपि ॥१००॥**

વર્ણ—બ્રાહ્મણાદિક, આશ્રમ—ગૃહસ્થાદિક, વયઃ—બાલ્યાદિક અને અવસ્થા—જાગ્રદાદિક; એનુ અભિમાન જે પુરુષને છે, તેને જ ઉદ્દેશીને સકળ વિધિઓ તથા નિષેધો પ્રવર્ત્યા છે.

તત્ત્વવેત્તાને પણ દેહધારી હોવાથી વર્ણાદિકનુ અભિમાનીપણુ છે એવી આશકા કરી, તેના નિશ્ચયબળથી તેમ નથી, એમ કહે છે

**वर्णाश्रमादयो देहे मायया परिकल्पिताः ।**
**नाऽऽत्मनो बोधरूपस्येत्येवं तस्य विनिश्चयः ॥१०१**

'દેહને વિષે માયા(અવિદ્યા)એ પરિકલ્પિત જે વર્ણ—આશ્રમ આદિક છે, તે બોધરૂપ (હુ જે) આત્મા (છુ) તેના ધર્મ નથી.' એવો તે જ્ઞાનીનો

નિશ્ચય હોય છે (તેથી તેને વર્ણાશ્રમાદિકનું અભિમાનીપણું છે નહિ).

ભલે તત્ત્વવિદ્ પુરુષનો નિશ્ચય ઉપર કહ્યા પ્રમાણે હો; શાસ્ત્ર તો તેવા તત્ત્વવિદ્નું કર્તવ્ય પ્રતિપાદન કરે છે એવી શંકા કરી, તે શાસ્ત્રો પણ તત્ત્વવેત્તાને કર્તવ્યના અભાવનું જ બોધન કરે છે, એમ કહે છે

**समाधिमथ कर्माणि मा करोतु करोतु वा।**
**हृदयेनास्तसर्वास्थो मुक्त एवोत्तमाशयः ॥१०२॥**

જ્ઞાની સમાધિ અથવા કર્મ કરે વા ન કરે, કંઈ જરૂર નથી; કારણ કે તેની બુદ્ધિએ (હૃદયે) સર્વ પ્રકારની આસક્તિઓનો ત્યાગ કરેલો હોવાથી ઉત્તમ આશય(નિર્મલ જ્ઞાન)વાળો હોઈ તે મુક્ત જ છે.

વિદ્વાનને કંઈ પણ કર્તવ્ય છે જ નહિ, એ વિષયમા અન્ય વચનનું ઉદાહરણ કહે છે.

**नैष्कर्म्येण न तस्यार्थस्तस्यार्थोऽस्ति न कर्मभिः।**
**न समाधानजप्याभ्यां यस्य निर्वासनं मनः ॥१०३**

જે પુરુષનુ મન નિર્વાસન (વાસનારહિત) થયુ છે, તેને પછી નૈષ્કર્મ્ય(કર્મરહિતતા અથવા કર્મત્યાગ)થી પ્રયોજન નથી; તેમ તેને કર્મથી કે જપ તથા સમાધાનથી કશો અર્થ નથી; અર્થાત્ તે તો કૃતકૃત્ય જ છે.

વિદ્વાનોને પણ વાસનાની નિવૃત્તિને અર્થે ધ્યાન કરવું અવશ્યનું છે એવી શંકા કરી, સમ્યક્ જ્ઞાનવાનને વાસના જ હોય નહિ એમ કહી સમાધાન આપે છે.

**आत्मासंगस्ततोऽन्यत्स्यादिंद्रजालं हि मायिकम्।**
**इत्यचंचलनिर्णीते कुतो मनसि वासना ॥१०४॥**

આત્મા સ્વયં અસંગ છે, અર્થાત્ સજાતીય, વિજાતીય તથા સ્વગત સંબંધથી રહિત છે અને તેથી અન્ય ઇંદ્રજાળરૂપ જગત સઘળુ માયિક (મિથ્યા) છે, એવી રીતે અચંચળ (દૃઢ) નિર્ણય થઈ જાય, ત્યાર પછી મન વિષે વાસના ક્યાથી હોય? સર્વથા હોવા સંભવ[૧૬] નથી.

અનુવૃત્તિ સહિત જે ઇંદ્રિયવ્યવહારરૂપ શુદ્ધ વાસના જ્ઞાનીમા જણાય તો તે ફળથી અવાસના જ છે, એવો આશય છે.

ભલે તેમ હો; તેથી પ્રકૃત(ચાલતા પ્રસંગ)મા શું આવ્યું? એવી શંકા કરી કહે છે.

**एवं नास्ति प्रसंगोऽपि कुतोऽस्यातिप्रसंजनम्।**
**प्रसंगो यस्य तस्यैव शंक्येतातिप्रसंजनम् ॥१०५॥**

ગયા ૧૦૦થી ૧૦૪ સુધીના શ્લોકમાં નિરૂપણ કરેલા પ્રકારે એ જ્ઞાનીને (વાસનાનો) પ્રસંગ પણ નથી, તો પછી અતિપ્રસંગ ક્યાથી જ આવે? કેમકે જેને પ્રસંગ હોય તેને જ અતિપ્રસંગ આવવાની શંકા હોઈ શકે.

એમ ક્યા દીઠું છે? એવી શંકા થાય ત્યાં કહે છે.

**विध्यभावान्न वालस्य दृश्यतेऽतिप्रसंजनम्।**
**स्यात्कुतोऽतिप्रसंगोऽस्य विध्यभावे समे सति ॥**

બાળકને વિધિરૂપ પ્રસંગનો અભાવ હોવાથી તેને અતિપ્રસંગ (વિધિમર્યાદાના ઉલ્લંઘનરૂપ) દેખાતો નથી, તેમ જ્ઞાનીને વિધિનો અભાવ તો બાળકના સમાન જ છે, તો પછી તેને અતિપ્રસંગ ક્યાંથી હોઈ શકે?

બાળકને વિધિના અભાવમા તે બાળકનું અજ્ઞપણું કારણ છે, એમ જો કહે તો જ્ઞાનીને અજ્ઞપણું તો નથી હોતું, તથાપિ વિધિના અભાવનુ પ્રયોજક સર્વજ્ઞપણું હોય છે, તેથી તેને વિધિનો અભાવ છે એમ કહે છે

**न किंचिद्वेति वालश्चेत्सर्वं वेत्त्येव तत्त्ववित्।**
**अल्पज्ञस्यैव विधयः सर्वे स्युर्नान्ययोर्द्वयोः १०७**

બાળક કંઈ પણ જાણતો નથી (તેથી તેને વિધિનો અભાવ છે) એમ જો કહેતો હોય, તો તત્ત્વવિદ્ સર્વને જાણે છે જ. (તેથી તેને પણ વિધ્યભાવ છે.) કારણ કે અલ્પજ્ઞ જે પુરુષ છે તેને જ વિધિઓ હોય છે. અન્ય (અજ્ઞ બાલકાદિ તથા સર્વજ્ઞ તત્ત્વવેત્તા)ને વિધિઓ(નું બંધન) હોય[૧૭] જ નહિ.

૧૬. તત્ત્વવેત્તા પુરુષને આત્માના અસંગપણાનો તથા તે આત્માથી અન્ય અનાત્મવસ્તુના મિથ્યાપણાનો નિશ્ચય થઈ જવાથી અનાત્મ પદાર્થમાં દૃઢભાવનારૂપ અભિનિવેશનો અભાવ હોય છે તેથી અનાત્મ વસ્તુ સંબંધપ્રયુક્ત ચતુર્વિધ મલિન વાસનાનો અસંભવ છે અને મોક્ષની ઇચ્છા ફળથી અનિચ્છા જ છે અને સત્પુરુષનો સંગ, એ ફળથી અસંગ જ છે તેમ બોધની

૧૭ શ્રીમદ્ ભાગવતમા પણ કહ્યુ છે, કે यश्च मूढतमो लोके यश्च बुद्धे पर गत । तावुभौ सुखमेधेते क्लिश्यत्यन्तरितो जन । જે અતિમૂઢ(બાલક) છે તથા બુદ્ધિથી પર જે પ્રત્યગાત્મા તેને પ્રાપ્ત થયેલ છે, તે બન્ને લોકમાં સુખે વર્તે છે અને જે અંતરિત (અલ્પજ્ઞ) છે તે વિધિ-નિષેધાદિરૂપ ક્લેશ પામ્યા કરે છે. માટે જ્ઞાનીને વિધ્યાદિ

પ્રસંગ ન હોવાથી અતિપ્રસંગની આશંકાનો અવકાશ જ નથી.

વ્યાસાદિકની પેઠે જેમાં નિગ્રહ (શાપાદિ) તથા અનુગ્રહ (વરપ્રદાનાદિ)નું સામર્થ્ય હોય, તે જ તત્ત્વવિદ્ કહેવાય એમ વાદી મૂળમાં શંકા કરે છે, ત્યાં સિદ્ધાંતી એ શાપાદિ સામર્થ્ય જ્ઞાનનું ફળ નથી, એમ કહી પરિહાર કરે છે.

**शापानुग्रहसामर्थ्यं यस्यासौ तत्त्वविद्यदि ।**
**तन्न शापादिसामर्थ्यं फलं स्यात्तपसो यतः ॥ १०८**

શાપ તથા અનુગ્રહનું સામર્થ્ય જેને હોય તે જ તત્ત્વવેત્તા, એમ જો કહો તો તેમ નથી; કારણ કે શાપાદિકનું સામર્થ્ય તો તપનું ફળ છે, એ કંઈ જ્ઞાનનું ફળ નથી. (માટે તત્ત્વવેત્તામાં શાપાદિ સામર્થ્યની જરૂર નથી.)

વ્યાસાદિક તત્ત્વવેત્તાઓમાં શાપાદિ સામર્થ્ય હતું એમ દેખાય છે-ઇતિહાસ ગ્રંથોથી જણાય છે એવી શંકા કરી, તે સામર્થ્ય જ્ઞાનનું નહિ પણ તપનું ફળ છે, એમ કહે છે

**व्यासादेरपि सामर्थ्यं दृश्यते तपसो बलात् ।**
**शापादिकारणादन्यत्तपो ज्ञानस्य कारणम् ॥ १०९ ॥**

શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને વશ રાખવા રૂપ તપના સામર્થ્યથી જ શ્રીવ્યાસાદિમાં પણ શાપ અને અનુગ્રહનું સામર્થ્ય હતું એમ શાસ્ત્રમાં જોવામાં આવે છે શાપાદિ સામર્થ્યના કારણરૂપ તપથી આત્મવિચારરૂપ બીજું તપ આત્મજ્ઞાનનું કારણ થાય છે.

ત્યારે તે વ્યાસાદિકને વિષે તત્ત્વજ્ઞાનીપણું તથા શાપાદિ સામર્થ્ય બેય કેમ દેખાય છે? એવી આશંકા કરી, બન્ને પ્રકારના તપના સદ્ભાવથી એમ કહે છે

**द्वयं यस्यास्ति तस्यैव सामर्थ्यज्ञानयोर्जनिः ।**
**एकैकं तु ततः कुर्वन्नेकैकं लभते फलम् ॥ ११० ॥**

જે પુરુષ પાસે બેય પ્રકારનું તપ છે, તેને જ શાપાદિ સામર્થ્ય તથા જ્ઞાન, બેયની ઉત્પત્તિ થાય છે અને એકએક પ્રકારના તપના કરવાવાળા એકએક પ્રકારનું ફળ પામે છે (વ્યાસાદિમાં બંને હોવાથી તેઓને ઉભયવિધ ફળ હતું).

શાપાદિ સામર્થ્યરહિત જે યતિ, તેને જો કે વિધિનો તો અભાવ છે તથાપિ ઇતર વિહિત કર્મોનું અનુષ્ઠાન કરવાવાળા પુરુષો તેવા યતિને નિંદ્ય ગણશે એવી આશંકા કરીને, તેવા કર્મલંપટ પુરુષોને ઇતર વિષયલંપટ પુરુષો નિંદ્ય (નિંદા કરવા યોગ્ય) ગણશે, એમ કહી ઉત્તર આપે છે

**सामर्थ्यहीनो निंद्यश्चेद्यतिभिर्विधिवर्जितः ।**
**निंद्यंते यतयोऽप्यन्यैरनिशं भोगलंपटैः ॥ १११ ॥**

શાપાનુગ્રહાદિ સામર્થ્યથી રહિત યતિ (તત્ત્વવિદ્) વિધિવર્જિત હોવાથી કર્મી પુરુષોએ નિંદા કરવા યોગ્ય ગણાશે; એમ જો કહે, તો અન્ય નિરંતર ભોગ(વિષયસુખ)માં લંપટ એવા પુરુષો વડે તે કર્મીનું તપ પણ નિંદ્ય (નિંદા કરવા યોગ્ય) ગણાય (અર્થાત્ અજ્ઞકૃત નિંદા ક્ષતિ કરનારી નથી).

તેવા યતિઓ પણ ભોગની તૃપ્તિને અર્થે વિષય સંપાદન કરે, એવી શંકા લઈને, ત્યારે તો તેનું યતિપણું જ નાશ પામે, એવા અભિપ્રાયથી ઉપહાસ કરે છે.

**भिक्षावस्त्रादि रक्षेयुर्यद्येते भोगतुष्टये ।**
**अहो यतित्वमेतेषां वैराग्यभरमंथरम् ॥ ११२ ॥**

જો આ યતિઓ ભોગની તૃપ્તિને અર્થે ભિક્ષા, વસ્ત્ર આદિક રાખે, તો તો વૈરાગ્યના ભારથી તેઓનું યતિપણું અહો (ધન્યવાદ દેવા યોગ્ય) કહેવાય.

જેમ વિષયલંપટ પામરોએ કરાતી નિંદાથી કર્મી પુરુષને કશી હાનિ નથી, તેમ દેહાભિમાની ક્રિયાપરાયણ જનોથી કરાતી નિંદાથી તત્ત્વવિદ્(જ્ઞાની)ને પણ કશી ક્ષતિ નથી, એમ કહે છે.

**वर्णाश्रमपरान्मूढा निंदंत्वित्युच्यते यदि ।**
**देहात्ममतयो बुद्धं निंदंत्वाश्रममानिनः ॥ ११३ ॥**

મૂઢ પુરુષો વર્ણ તથા આશ્રમમાં પરાયણ, અર્થાત્ વર્ણ તથા આશ્રમના ધર્મ પાળવામાં નિરત(કર્મી પુરુષો)ને ભલે નિંદો, (તેથી કંઈ તેઓની હાનિ નથી) એમ જો કહો; તો દેહને વિષે આત્મબુદ્ધિવાળા જે આશ્રમાદિકના અભિમાની છે, તેઓ બુદ્ધ(જ્ઞાની)ને પણ ભલે નિંદો, તેઓ વડે કરાતી નિંદાથી જ્ઞાનીની કશી હાનિ નથી.

૯૧મા શ્લોકથી ૧૧૩મા શ્લોક સુધીમા પ્રસંગથી ચર્ચેલા અર્થને સમાપ્ત કરી તત્ત્વજ્ઞાન તથા વ્યવહારના અવિરોધરૂપ ચાલતા પ્રસંગને અનુસરે છે

**तदित्थं तत्त्वविज्ञाने साधनानुपमर्दनात् ।**
**ज्ञानिनाऽऽचरितुं शक्यं सम्यग्राज्यादि लौकिकम् ॥**

તેથી કરીને ઉક્ત પ્રકારે તત્ત્વજ્ઞાન થવાથી મન આદિક વ્યવહારની સામગ્રીરૂપ સાધનોનો નાશ થતો નથી, તો પછી જ્ઞાની પુરુષ વડે લૌકિક કર્મ અથવા રાજ્યપરિપાલનાદિક સઘળું સમ્યક્ પ્રકારે આચરણ કરવાને શક્ય છે; અર્થાત્ એમ કરવામાં કશો બાધ નથી.

તત્ત્વવેત્તા પુરુષને પ્રપંચમાત્રનો મિથ્યાત્વનિશ્ચય થયો હોય

છે, તેથી તેમાં તેની ઇચ્છા જ નહિ થાય. એમ જો કહેતા હો તો, તેવો જ્ઞાની પોતાના કર્મ અનુસાર ભલે વર્ત્યા કરો, એમ કહે છે

**मिथ्यात्वबुद्ध्या तत्रेच्छा नास्ति चेत्तर्हि मास्तु तत् ।**
**ध्यायन्वाथ व्यवहरन्यथारब्धं वसत्वयम् ॥११५॥**

મિથ્યાપણાની બુદ્ધિએ કરી તે પ્રપંચને વિષે જો (જ્ઞાનીની) ઇચ્છા જ નથી, તો ભલે ન હો. એ જ્ઞાની ધ્યાન કરતો અથવા વ્યવહાર કરતો, જેવુ તેનુ પ્રારબ્ધ કર્મ હોય તે અનુસાર વર્ત્યા કરો.

### જ્ઞાનીથી ઉપાસકનુ વિલક્ષણ

હવે જ્ઞાનીના કરતા ઉપાસકની વિલક્ષણતા દર્શાવે છે

**उपासकस्तु सततं ध्यायन्नेव वसेद्यतः ।**
**ध्यानेनैव कृतं तस्य ब्रह्मत्वं विष्णुतादिवत् ॥११६॥**

ઉપાસક તો નિરંતર મરણ પર્યંત ધ્યાન કરતો જ રહે છે; કારણ કે તે ઉપાસકનુ બ્રહ્મપણુ ધ્યાને કરીને જ કરેલું હોય છે. જેમકે કોઈ વિષ્ણુનો સગુણ ઉપાસક ધ્યાને કરી પોતાને વિષે વિષ્ણુત્વભાવન કરે, પણ વાસ્તવમા તેને વિષે વિષ્ણુપણાની પ્રાપ્તિ થતી નથી, તેમ આ નિર્ગુણ બ્રહ્મના ઉપાસકનું બ્રહ્મપણું પણ પારમાર્થિક નથી; કેમકે તે કંઈ પ્રમાણજનિત (પ્રમાજ્ઞાનનો વિષય) નથી, પણ ધ્યાનકૃત જ છે.

ધ્યાને કરી સંપાદન કરેલા તે બ્રહ્મભાવનું પારમાર્થિકપણુ કેમ નહિ? એવી શંકા કરી, ધ્યાનસંપાદિત પદાર્થ ધ્યાનને અંતે વિલય પામે છે, તેથી તે પારમાર્થિક નહિ એમ કહે છે

**ध्यानोपादानकं यत्तद्ध्यानाभावे विलीयते ।**
**वास्तवी ब्रह्मता नैव ज्ञानाभावे विलीयते ॥११७॥**

જે વસ્તુનુ ઉપાદાન (સંપાદક કારણ) ધ્યાન છે, તે ધ્યાનનો અભાવ થતાં વિલય પામે છે, પણ બ્રહ્મતા (બ્રહ્મભાવ) તો વાસ્તવ છે, તેથી તે તો તેના પ્રકાશક જ્ઞાનનો અભાવ થવા છતાં પણ પોતે વિલય પામે નહિ. અહીં બ્રહ્મતાનુ વાસ્તવથી એવું જે વિશેષણ છે તે રહસ્યવાળું છે.

વાસ્તવ હોવાથી જ બ્રહ્મભાવ જ્ઞાને કરી જન્ય નથી એમ કહે છે

**ततोऽभिज्ञापकं ज्ञानं न नित्यं जनयत्यदः ।**
**ज्ञापकाभावमात्रेण न हि सत्यं विलीयते ॥११८॥**

તેથી જ બ્રહ્મભાવને જણાવનાર જ્ઞાન નિત્ય બ્રહ્મપણાને ઉત્પન્ન કરતું નથી; કેમકે તે બ્રહ્મપણું નિત્ય છે, તેથી તે જ્ઞાન બ્રહ્મપણાનુ જણાવનાર છે, કંઈ ઉત્પાદક નથી; તેથી જ્ઞાપકના અભાવ માત્રથી સત્ય વસ્તુ વિલય પામે જ[૧૮] નહિ.

૧૮ અહી એવો અભિપ્રાય છે, કે બ્રહ્મભાવ જો જ્ઞાને કરી જન્ય હોય, તો જ્ઞાનનો નાશ થતાં પોતે વિલય પામી જવો જોઈએ, પણ વિલય તો પામતો નથી તેથી તે જ્ઞાને કરી જન્ય નથી, પણ કેવળ જ્ઞાને કરી પ્રકાશ્ય છે.

જ્ઞાનની પેઠે ઉપાસકની પણ બ્રહ્મતા વાસ્તવિક જ છે એમ વાદી શંકા કરે છે, તેનો ઉત્તરાર્ધથી સિદ્ધાંતી પ્રત્યુત્તર કહે છે

**अस्त्येवोपासकस्यापि वास्तवी ब्रह्मतेति चेत् ।**
**पामराणां तिरश्चां च वास्तवी ब्रह्मता न किम्? ११९**

ઉપાસકની પણ બ્રહ્મતા વાસ્તવી જ છે; એમ જો કહો, તો એ તો તમે બહુ થોડું કહ્યુ. પામર પુરુષોની તથા તિર્યક (પશુપક્ષી) આદિકની બ્રહ્મતા શું વાસ્તવી નથી? પણ તે સર્વ પણ વસ્તુતઃ બ્રહ્મરૂપ જ છે.

પામર આદિકનુ બ્રહ્મપણુ અજ્ઞાત હોવાથી પુરુષાર્થમા અનુપયોગી છે એવી આશંકા કરી ઉપાસકનો પણ બ્રહ્મભાવ અજ્ઞાત હોવાથી પુરુષાર્થ(મોક્ષ)મા તેનુ અનુપયોગીપણુ સમાન છે, એમ કહે છે

**अज्ञानादपुमर्थत्वमुभयत्रापि तत्समम् ।**
**उपवासाद्यथा भिक्षा वरं ध्यानं तथाऽन्यतः ॥१२०**

અજ્ઞાનથી જે અપુરુષાર્થપણુ છે, તે તો બન્ને (પામરાદિક તથા ઉપાસકના બ્રહ્મભાવ)મા સમાન છે. (ત્યારે ઉપાસના શા સારુ કરાય છે?) જેમ ઉપવાસ કરતા ભિક્ષા શ્રેષ્ઠ છે, તેમ અન્ય સાધન કરતા (ઉપાસન) ધ્યાન શ્રેષ્ઠ છે; તેથી ઉપાસનાનુ વ્યર્થત્વ નથી.

### નિર્ગુણ ઉપાસનાની શ્રેષ્ઠતાપૂર્વક તેના ફળ(મુક્તિ)નું કથન

[illegible] નિર્ગુણ ઉપાસનાનું [illegible] દર્શાવે છે.

**पामराणां व्यवहृतेर्वरं कर्माद्यनुष्ठितिः ।**
**ततोऽपि सगुणोपास्तिर्निर्गुणोपासना ततः ॥१२१॥**

પામર પુરુષોના ખેતી આદિક વ્યવહારના કરતાં કર્માદિકનું અનુષ્ઠાન કરવું એ શ્રેષ્ઠ છે, ને

કર્માદિકના અનુષ્ઠાનથી પણ સગુણ ઉપાસના શ્રેષ્ઠ છે; અને તે સગુણ ઉપાસનાની અપેક્ષાએ પણ નિર્ગુણ ઉપાસના શ્રેષ્ઠ છે.

ઉપરના શ્લોકમા ઉત્તરોત્તર જે શ્રેષ્ઠતા કહી તેનું કારણ કહી દેખાડે છે

**यावद्विज्ञानसामीप्यं तावच्छ्रैष्ठ्यं विवर्धते ।**
**ब्रह्मज्ञानायते साक्षान्निर्गुणोपासनं शनैः॥ १२२॥**

જેટલુ વિજ્ઞાનથી સમીપવર્તીપણુ છે, તેટલે અંશે શ્રેષ્ઠતા વધે છે, અને તેથી જ કરીને નિર્ગુણ ઉપાસના થોડેક કાળે ક્રમે કરી બ્રહ્મજ્ઞાનના જેવી જણાય છે. માટે તે નિર્ગુણોપાસનાની સર્વથી શ્રેષ્ઠતા છે.

કહેલા અર્થને દૃષ્ટાંત આપી વધારે દૃઢ કરે છે:

**यथा संवादिविभ्रांतिः फलकाले प्रमायते ।**
**विद्यायते तथोपास्तिर्मुक्तिकालेऽतिपाकतः॥ १२३॥**

જેમ સંવાદી ભ્રમ ફળકાળમા પ્રમા જેવો થઈ જાય છે, તેમ ઉપાસનાના પરિપાકથી મુક્તિ-કાળમાં વિદ્યાની પેઠે આચરણ કરે છે–વિદ્યા તુલ્ય થઈ રહે છે.

અહી વાદી શકા કરે છે કે સવાદી ભ્રાતિ પોતે પ્રમા થતી નથી, પણ તેવી ભ્રાતિથી પ્રવૃત્ત થયેલા પુરુષને ઇદ્રિય તથા અર્થ(વિષય)નો સબધ થતાં પ્રમા થાય છે તેના ઉત્તરમા સિદ્ધાતી કહે છે, ભલે તેમ હો, અહીં નિર્ગુણોપાસના પણ નિદિધ્યાસનરૂપ થઈ વાક્યજન્ય જે અપરોક્ષજ્ઞાન તેમાં કારણ થઈ પડશે, એમ કહી શકાનું સમાધાન આપે છે

**संवादिभ्रमतः पुंसः प्रवृत्तस्यान्यमानतः ।**
**प्रमेति चेत्तथोपास्तिर्मान्तरे कारणायताम् ॥१२४॥**

સંવાદી ભ્રમથી પ્રવૃત્ત થયેલા પુરુષને અન્ય પ્રમાણથી પ્રમા (યથાર્થજ્ઞાન) થાય છે, એમ જો કહો, તો ભલે તેમ હો, અહી પણ તેવી જ રીતે ઉપાસના અન્યપ્રમા વિષે કારણરૂપ થાઓ.

એમ જ્યારે માનશો તો પછી મૂર્તિધ્યાનાદિક પણ ચિત્તની એકાગ્રતાના કારણ હોવાથી, તેને પણ અપરોક્ષજ્ઞાનની સાધનતા આવશે એમ જો કહો તો, તે પણ અમે અગીકાર કરીએ છીએ, એમ કહે છે

**मूर्तिध्यानस्य मंत्रादेरपि कारणता यदि ।**
**अस्तु नाम तथाप्यत्र प्रत्यासत्तिर्विशिष्यते ॥१२५**

મૂર્તિધ્યાનને તથા મંત્રાદિકને પણ જો જ્ઞાનની કારણતા છે, તો ભલે હો, તથાપિ આ નિર્ગુણ ઉપાસનાવિષયમાં જ્ઞાન પ્રતિ સમીપતારૂપ વિશેષતા છે. તેથી મૂર્તિધ્યાનાદિકની કરતા નિર્ગુણોપાસનામાં વિશિષ્ટતા છે.

હવે તે નિર્ગુણોપાસના, જ્ઞાન પ્રતિ વધારે સમીપવર્તી છે, એમ જે કહ્યુ તેને સ્પષ્ટ કરે છે

**निर्गुणोपासनं पक्वं समाधिः स्याच्छनैस्ततः ।**
**य समाधिर्निरोधाख्यः सोऽनायासेन लभ्यते ॥**

નિર્ગુણ ઉપાસના જ્યારે પરિપક્વ થાય, ત્યારે સમાધિ થાય છે; અને તે પછી ધીરે ધીરે જે નિરોધ નામની સમાધિ છે, તે અનાયાસે (વગર પરિશ્રમે) પ્રાપ્ત થાય છે. (અર્થાત્ પ્રથમ નિર્ગુણોપાસનાના પરિપાકથી જે સવિકલ્પ સમાધિ સિદ્ધ થાય છે, તે જ ફરીને ક્રમે કરી સર્વવૃત્તિનિરોધ થતાં નિર્બીજનિરોધ નામની નિર્વિકલ્પ સમાધિ અનાયાસે પ્રાપ્ત થાય છે.)

એવી રીતે નિર્વિકલ્પ સમાધિનો લાભ થવાથી શુ ફળ થાય ? તે કહે છે

**निरोधलाभे पुंसोऽतरसंगं वस्तु शिष्यते ।**
**पुनः पुनर्वासितेऽस्मिन्वाक्याज्जायेत तत्त्वधीः॥१२७**

ઉપર કહ્યા પ્રકારે જ્યારે નિરોધ(નિર્વકલ્પ-સમાધિ)નો લાભ થાય, ત્યારે પુરુષને પોતાના અતઃકરણમા અસગવસ્તુ માત્ર અવશેષ રહે છે. એવી જ રીતે વારવાર એ અસગ આત્મવસ્તુની ભાવના કરવાથી 'तत्त्वमसि' ઇત્યાદિ મહાવાક્યથી 'હું બ્રહ્મ છુ' એવા આકારવાળી તત્ત્વબુદ્ધિ ઉત્પન્ન થાય છે.

તત્ત્વજ્ઞાનના સ્વરૂપને જ વિશેષ રીતે સ્પષ્ટ કરે છે'

**निर्विकारासंगनित्यस्वप्रकाशैकपूर्णताः ।**
**बुद्धौ झटिति शास्त्रोक्ता आरोहंत्यविवादतः ॥१२८**

શાસ્ત્રમા કહેલાં જે નિવિકારતા, અસંગતા, નિત્યતા, સ્વપ્રકાશતા, એકતા અને પૂર્ણતા; ઇત્યાદિરૂપ આત્માના વિશેષણો છે, તે સંશયરહિત ઝટ તે જ ક્ષણે બુદ્ધિને વિષે આરૂઢ થાય છે.

નિર્વિકલ્પ સમાધિના બળથી અપરોક્ષજ્ઞાન ઉદય પામે છે, એ વિષયમા શુ પ્રમાણ છે ? એવી શંકા કરી, અમૃતબિંદુ આદિકની શ્રુતિઓ પ્રમાણભૂત છે એમ કહે છે

**योगाभ्यासस्त्वेतदर्थोऽमृतबिंद्वादिषु श्रुतः ।**
**एवं च दृष्टद्वाराऽपि हेतुत्वादन्यतो वरम् ॥१२९॥**

યોગાભ્યાસ તો આ અપરોક્ષ બોધને અર્થે છે, એમ અમૃતબિંદુ આદિક ઉપનિષદોને વિષે સાંભળેલુ છે અને એવી રીતે નિર્ગુણ ઉપાસનાને પણ અપરોક્ષજ્ઞાનનુ સામીપ્ય છે, તેથી દૃષ્ટ દ્વારા (નિર્વિકલ્પ સમાધિ લાભરૂપ–પ્રત્યક્ષ દ્વારા) તેમ જ અદૃષ્ટ દ્વારા પણ અપરોક્ષ જ્ઞાનનું હેતુ હોવાથી અન્ય જે સગુણોપાસનાદિક જ્ઞાન સાધન છે, તેના કરતાં આ નિર્ગુણ ઉપાસના શ્રેષ્ઠ છે.

એવી રીતે નિર્ગુણોપાસનનું જ્ઞાનસાધનપણું સિદ્ધ છે છતા તેનો પરિત્યાગ કરી અન્ય સાધનમા પ્રવૃત્ત થયેલા જનોનો વૃથા શ્રમ થાય છે, એમ લૌકિકન્યાયપ્રદર્શનપૂર્વક કહી દેખાડે છે

**उपेक्ष्य तत्तीर्थयात्राजपादीनेव कुर्वताम् ।**
**पिंडं समुत्सृज्य करं लेढीति न्याय आपतेत् ॥**

તે નિર્ગુણ ઉપાસનાની ઉપેક્ષા કરીને, તીર્થયાત્રા તથા જપ આદિકને જ કરવાવાળા પુરુષોને 'પિંડને છોડી દઈને હાથ ચાટ્યા'–નો ન્યાય આવી પડે છે. (અર્થાત્ મળેલા અન્નપિંડનો ઉપેક્ષાથી ત્યાગ કરી વાંછિત બીજો પિંડ નહિ મળવાથી હાથ ચાટવાના પ્રસંગ જેવું થાય છે.)

ત્યારે આત્મતત્ત્વના વિચારનો પરિત્યાગ કરી નિર્ગુણ ઉપાસન કરવાવાળા પુરુષોને પણ આ ન્યાય સમાન છે, એવી શંકા કરી, અંગીકાર કરે છે

**उपासकानामप्येवं विचारत्यागतो यदि ।**
**बाढं तस्माद्विचारस्यासंभवे योग ईरितः ॥१३१॥**

ઉપાસકોને પણ વિચારના ત્યાગથી જો એમ થાય, એટલે કે પિંડનો ત્યાગ કરી હાથ ચાટવા જેવું થાય, તો એ વાત સત્ય છે; અને તેથી જ કરીને વિચારનો અસંભવ હોય, ત્યારે જ અર્થાત્ આત્મતત્ત્વવિચારમાં અસમર્થ પુરુષોને માટે જ યોગ નિર્ગુણોપાસનાદિક કહેલો છે.

વિચારના અસંભવમા કારણો કહે છે

**बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्नहि ।**
**योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति ॥१३२**

અત્યંત વ્યાકુળ (વ્યગ્ર) ચિત્તવાળાઓને વિચારે કરી તત્ત્વજ્ઞાન થતું નથી, તેથી તેવાઓને યોગ મુખ્ય છે; કારણ કે તે નિર્ગુણોપાસનાદિ યોગે કરી બુદ્ધિનો વિક્ષેપાદિરૂપ જે દર્પ છે તે નાશ પામે છે; તેથી તે યોગની મુખ્યતા છે.

તે વ્યાકુળ ચિત્તવાળાઓને માટે યોગની મુખ્યતા કહીને હવે તાદૃશ વિક્ષેપાદિરહિત પુરુષોને માટે વિચાર જ મુખ્ય છે, એમ કહે છે

**अव्याकुलधियां मोहमात्रेणाच्छादितात्मनाम् ।**
**सांख्यनामा विचारः स्यान्मुख्यो झटिति सिद्धिदः ॥**

અવ્યાકુળ (વિક્ષેપાદિરહિત શાંત) બુદ્ધિવાળા અને માત્ર અજ્ઞાનજનિત અધ્યાસથી આચ્છાદિત આત્માવાળા પુરુષોને સાંખ્ય નામનો (સાંખ્ય-શબ્દનો વાચ્યભૂત) તત્ત્વવિચાર મુખ્ય છે; કારણ કે તે વિચાર તેઓને તત્કાળ જ્ઞાનરૂપ સિદ્ધિને દેવાવાળો છે.

યોગશબ્દાર્થ ઉપાસન તથા સાંખ્યશબ્દાર્થ તત્ત્વવિચાર, બેય તત્ત્વજ્ઞાન દ્વારા મુક્તિના સાધન છે, એ વિષયમા ગીતાનુ પ્રમાણ કહે છે

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥**

જે સ્થાન સાંખ્ય (તત્ત્વવિચારવાન) પુરુષોએ પ્રાપ્ત થવાય છે, તે સ્થાન યોગ (ઉપાસનાપરાયણ) યોગપુરુષોથી પણ પ્રાપ્ત થવાય છે, એમ જે પુરુષ સાંખ્યને તથા યોગને ફળથી એકરૂપ જાણે છે, તે પુરુષ શાસ્ત્રના અર્થને બરાબર સમજે છે.

ઉપરના શ્લોકમા સાંખ્ય તથા યોગ બન્નેને મુક્તિસાધન-પણુ જે કહ્યુ તેમા માત્ર ગીતાવાક્ય જ પ્રમાણ છે, એમ નથી, પણ તે ગીતાવાક્યની મૂળભૂત શ્રુતિ પણ પ્રમાણભૂત છે, એમ કહી તે શ્રુતિનુ પ્રતીક પણ કહી દેખાડે છે

**तत्कारणं सांख्ययोगाधिगम्यमिति हि श्रुतिः ।**
**यस्तु श्रुतेर्विरुद्धः स आभासः सांख्ययोगयोः ॥**

આ જગતનુ જે કારણ છે તે કારણ ઉપર જણાવેલા સાંખ્ય વડે અને યોગ વડે પ્રાપ્ત થવા યોગ્ય છે એવી શ્રુતિ પણ છે. સાંખ્યશાસ્ત્રનો અને યોગશાસ્ત્રનો શ્રુતિથી વિરુદ્ધ જે અર્થ છે તે અર્થ આભાસરૂપ છે, અર્થાત્ સત્ય નથી.

હવે શંકા કરે છે કે ઉપાસના કરવાવાળાનું તત્ત્વજ્ઞાન થયા પહેલાં જો કરી મરણ થાય, તો તેને મોક્ષ સિદ્ધ થશે નહિ, તેનો પરિહાર કહે છે

**उपासनं नातिपक्वमिह यस्य परत्र सः ।**
**मरणे ब्रह्मलोके वा तत्त्वं विज्ञाय मुच्यते ॥१३६॥**

જેનુ ઉપાસન આ શરીર દરમ્યાન પરિપાક

થયુ નથી, તે પુરુષ મરણ સમયે અથવા બ્રહ્મ-લોકાદિકને વિષે અથવા અન્ય દેહે કરી તત્ત્વ જાણીને મુક્ત થાય છે.

મરણ અવસરે પણ જો કરી જ્ઞાન થાય, તો તેથી પણ મુક્તિલાભ થાય છે, એ વિષયમા શ્રીભગવદ્‌ગીતાનુ તથા શ્રુતિનુ પ્રમાણ કહી દેખાડે છે

**यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।**
**तं तमेवैति यच्चित्तस्तेन यातीति शास्त्रतः ॥१३७॥**

જે જે પદાર્થનુ સ્મરણ કરતો મરણ વખતે મનુષ્ય પોતાના શરીરનો ત્યાગ કરે છે, તે તે પદાર્થને જ તે પામે છે અને મનુષ્ય જેમાં ચિત્તવાળો હોય છે, તે ચિત્ત વડે પોતાના ઇચ્છિત લોક તરફ જાય છે, એવું ગીતાનુ તેમ જ શ્રુતિનું વચન હોવાથી મરણ સમયમાં નિર્ગુણ–બ્રહ્મની ઉપાસનાનો પરિપાક થવાથી તેને બ્રહ્મજ્ઞાન થવું સંભવિત છે.

ઉપરના શ્રુતિ–સ્મૃતિ વાક્યથી તો અંતકાળે થતી છેલ્લી વૃત્તિ ઉપરથી ભાવિજન્મનુ કથન કરાય છે, કંઈ 'જ્ઞાને કરી મુક્તિ થાય' એવો અર્થ પ્રતિપાદિત થતો નથી, એવી આશંકા કરી, ગૌણ રૂપથી તેવા કથનનો અંગીકાર કરે છે

**अंत्यप्रत्ययतो नूनं भावि जन्म तथा सति ।**
**निर्गुणप्रत्ययोऽपि स्यात् सगुणोपासने यथा ॥१३८**

અવશ્ય મરણ સમયની ભાવનાથી મનુષ્યને ભવિષ્યનો ઇચ્છિત જન્મ પ્રાપ્ત થાય છે, તેમ હોવાથી જેમ સગુણ બ્રહ્મની ઉપાસનાથી સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, તેમ નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાથી પણ નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થશે. (નિર્ગુણ બ્રહ્મનો જે સાક્ષાત્કાર તે જ મોક્ષ છે.)

ઉપરના શ્લોકમા નિરૂપણ કર્યું તે પ્રમાણે નિર્ગુણોપાસકને નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થાય, પણ કંઈ મુક્તિ તો ન થાય એવી શંકા લઈને નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ અને મુક્તિ એ બેય માત્ર શબ્દથી જ ભિન્ન છે, પણ અર્થ તો બન્નેનો એક જ છે એમ કહે છે

**नित्यनिर्गुणरूपं तन्नाममात्रेण गीयताम् ।**
**अर्थतो मोक्ष एवैष संवादिभ्रमवन्मतः ॥१३९॥**

તે બ્રહ્મ નિત્ય છે, નિર્ગુણરૂપ છે, એમ નામ માત્રે કરી કહેવાઓ, પણ અર્થથી તો એ મોક્ષ જ છે; કેમકે સ્વરૂપે કરી અવસ્થાન એ જ મોક્ષ; એવું મુક્તિનું લક્ષણ છે, તેમા દૃષ્ટાંત કહે છે: સંવાદી ભ્રમની પેઠે. અર્થાત્ જેમ સંવાદી ભ્રમ નામમાત્રથી ભ્રમ કહેવાય છે, પણ વસ્તુતાથી તત્ત્વજ્ઞાન જ છે, તેમ આ પણ નામમાત્રથી નિર્ગુણ પ્રાપ્તિ છે, પણ વસ્તુતાએ મોક્ષ જ મનાય છે.

માનસી ક્રિયારૂપ જે નિર્ગુણોપાસન તેને મુક્તિસાધનત્વ માનવું અયુક્ત છે, એવી શંકા કરી, તેને નહિ, પણ તેથી ઉત્પન્ન થતા જ્ઞાનને મુક્તિસાધનત્વ કહીએ છીએ, તેથી કશો વિરોધ નથી, એમ કહી સમાધાન આપે છે

**तत्सामर्थ्याज्जायते धीर्मूलाविद्यानिवर्तिका ।**
**अविमुक्तोपासनेन तारकब्रह्मबुद्धिवत् ॥१४०॥**

તે (નિર્ગુણોપાસન)ના સામર્થ્યથી મૂલાવિદ્યાની નિવૃત્તિ કરનારી બુદ્ધિ ઉત્પન્ન થાય છે. જેમ સગુણ બ્રહ્મની ઉપાસનાથી સગુણ બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થાય છે તેમ જ નિર્ગુણ ઉપાસનથી નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન થાય છે.

નિર્ગુણ ઉપાસનનુ ફળ મોક્ષ થાય, એમા શુ પ્રમાણ છે, એવી શંકા થાય ત્યાં કહે છે:

**सोऽकामो निष्काम इति ह्यशरीरो निरिंद्रियः ।**
**अभयं हीति मुक्तत्वं तापनीये फलं श्रुतम् ॥१४१॥**

તે જ્ઞાની સ્થૂળ વિષયોની કામનાથી રહિત અને સૂક્ષ્મ વિષયોની કામનાથી રહિત છે તથા સ્થૂળ શરીરથી રહિત અને ઇંદ્રિયોથી રહિત છે, તેમ જ તે જ્ઞાની અભયરૂપ બ્રહ્મને પામે છે એવી રીતે નૃસિંહ–ઉત્તરતાપનીય ઉપનિષદમાં મુક્ત પણુ એ નિર્ગુણ ઉપાસનાનું ફળ છે એમ સાંભળ્યુ છે.

જો ઉપાસનાથી મુક્તિ મળે, તો 'तमेव विदित्वाऽतिमृत्यु-मेति नान्य. पन्था विद्यतेऽयनाय। (શ્વે ૩–૮–૬) તે આત્માને પ્રત્યગ્રૂપે જાણીને જ મૃત્યુલક્ષણ સંસારથી અતીત થાય છે મુક્તિને માટે જ્ઞાનથી ભિન્ન બીજો કોઈ માર્ગ છે જ નહિ' આ શ્રુતિવાક્યથી વિરોધ આવશે, એવી શંકા કરી, ઉપાસના વિદ્યા દ્વારા મોક્ષ આપનાર છે, અર્થાત્ ઉપાસને કરી જ્ઞાન પ્રાપ્ત થાય અને જ્ઞાને કરી મુક્તિ મળે, એવી રીતે છે તેથી ઉપાસનાના મુક્તિહેતુપણામા કશો વિરોધ નથી, એમ કહી સમાધાન આપે છે:

**उपासनस्य सामर्थ्याद्विद्योत्पत्तिर्भवेत्ततः ।**
**नान्यः पंथा इति ह्येतच्छास्त्रं नैव विरुध्यते ॥१४२॥**

ઉપાસનાના સામર્થ્યથી વિદ્યા(જ્ઞાન)ની ઉત્પત્તિ થાય છે, તેથી અન્ય માર્ગ નથી. એવા પ્રકારનું

આ શાસ્ત્ર (શ્રુતિવાક્ય) સર્વથા વિરુદ્ધ થતું નથી.

આ જ પ્રકરણના ૧૩૯મા શ્લોકમા કહ્યું કે, 'મરણકાળે અથવા બ્રહ્મલોકને વિષે તત્ત્વને જાણીને મુક્ત થાય છે' તે વિષયમાં પણ પ્રમાણ કહી બતાવે છે:

**निष्कामोपासनान्मुक्तिस्तापनीये समीरिता।**
**ब्रह्मलोकः सकामस्य शैब्यप्रश्ने समीरितः॥१४३॥**

નિષ્કામ ઉપાસના થકી મુક્તિ થાય, એમ તાપનીય ઉપનિષદના ઉપરના ૧૪૧ શ્લોકરૂપ વાક્યમાં કહેવાયુ અને સકામ ઉપાસકને શૈબ્ય-પ્રશ્નાત્મક પ્રશ્ન ઉપનિષદમાં બ્રહ્મલોક(ની પ્રાપ્તિ) કહેલ છે.

ઉપર સૂચન કરેલા શૈબ્યપ્રશ્નરૂપ વાક્યને અર્થથી પઠન કરે છે

**य उपास्ते त्रिमात्रेण ब्रह्मलोके स नीयते।**
**स एतस्माज्जीवघनात्परं पुरुषमीक्षते॥१४४॥**

જે ઉપાસક अ, उ ને म આ ત્રણ માત્રાથી યુક્ત ૐકાર વડે બ્રહ્મની ઉપાસના કરે છે, તે ઉપાસકને દેવો બ્રહ્મલોકમાં લઈ જાય છે. પછી તે ઉપાસક આ સમષ્ટિરૂપ હિરણ્યગર્ભથી શ્રેષ્ઠ એવા ઉપાધિરહિત સચ્ચિદાનંદઘન બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે.

સકામને બ્રહ્મલોકગતિ મળે છે, એ વિષયમા બ્રહ્મસૂત્રનું પણ પ્રમાણ આપે છે

**अप्रतीकाधिकरणे तत्क्रतुन्याय ईरितः।**
**ब्रह्मलोकफलं तस्मात्सकामस्येति वर्णितम्॥१४५॥**

અપ્રતીકાધિકરણમાં (પ્રતીક ઉપાસનાથી ભિન્ન અહંગ્રહ ઉપાસનાનુ સ્વરૂપ જે અધિકરણમાં જણાવ્યુ છે તે અધિકરણમાં) तत्क्रतु નામનો ન્યાય (સંકલ્પ પ્રમાણે મનુષ્યને ફળની પ્રાપ્તિ થાય છે એવી યુક્તિ) કહેલો છે, તેથી ત્યાં કામનાવાળા ઉપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ ફળ થાય છે એમ વર્ણવેલુ છે.

સકામ ઉપાસના કરનારને માત્ર બ્રહ્મલોકાદિક ગતિ મળે, તો પછી તેને મોક્ષસાધન તત્ત્વજ્ઞાન શાથી થાય ? એવી આશંકા કરી કહે છે:

**निर्गुणोपास्तिसामर्थ्यात्तत्र तत्त्वमवेक्षते।**
**पुनरावर्तते नायं कल्पांते च विमुच्यते॥१४६॥**

તે નિર્ગુણોપાસક પોતે કરેલી નિર્ગુણઉપાસનના સામર્થ્યથી બ્રહ્મલોકને વિષે તત્ત્વનો સાક્ષાત્કાર કરે છે અને એ સકામ નિર્ગુણ ઉપાસન કરનાર ફરીને સંસાર પામતો નથી, પણ કલ્પના અંત સમયે મુક્ત થાય છે.

હવે પ્રણવોપાસનાનુ દ્વિવિધપણુ દર્શાવે છે

**प्रणवोपास्तयः प्रायो निर्गुणा एव वेदगाः।**
**क्वचित्सगुणताप्युक्ता प्रणवोपासनस्य हि॥१४७॥**

પ્રણવ–ઉપાસનાઓ ઘણે ભાગે નિર્ગુણરૂપે જ વેદમાં કહેલી છે અને કોઈ સ્થળે તે પ્રણવોપાસનનુ સગુણપણુ પણ કહેલુ છે.

પ્રણવોપાસનનુ સગુણનિર્ગુણ ભેદે કરી દ્વિવિધપણુ જે કહ્યુ, તેમા પ્રમાણ કહે છે

**परापरब्रह्मरूप ॐकार उपवर्णितः।**
**पिप्पलादेन मुनिना सत्यकामाय पृच्छते॥१४८॥**

શ્રી પિપ્પલાદ નામના મુનિએ પોતાને પૂછનાર સત્યકામને (શૈબ્યને) પરબ્રહ્મરૂપે (નિર્ગુણ બ્રહ્મરૂપે) અને અપર બ્રહ્મરૂપે (સગુણ બ્રહ્મરૂપે) ૐકાર સારી રીતે વર્ણવેલો છે.

કઠવલ્લી ઉપનિષદમા યમે પણ ઉપાસનાનુ દ્વિવિધપણુ કહ્યુ છે, તે કહે છે

**एतदालंबनं ज्ञात्वा यो यदिच्छति तस्य तत्।**
**इति प्रोक्तं यमेनापि पृच्छते नचिकेतसे॥१४९॥**

'એ પર–અપર બ્રહ્મરૂપ આલંબન(આશ્રય)ને જાણીને જે જેને ઇચ્છે છે, તે તેને પ્રાપ્ત થાય છે; એમ યમે પણ પ્રશ્ન કરતા નચિકેતા પ્રતિ કહ્યુ છે.

૧૩૯મા શ્લોકથી ૧૪૯મા શ્લોક પર્યંતમા કહેલા અર્થનો ઉપસંહાર કરે છે.

**इह वा मरणे वास्य ब्रह्मलोकेऽथवा भवेत्।**
**ब्रह्मसाक्षात्कृतिः सम्यगुपासीनस्य निर्गुणम्॥१५०॥**

એ નિર્ગુણ બ્રહ્મનું યથાર્થ રીતે ઉપાસન કરનાર પુરુષને આ દેહને વિષે વા મરણ વખતે અથવા બ્રહ્મલોકને વિષે બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

વિચારથી તત્ત્વનિશ્ચય કરવામા અસમર્થ પુરુષોનો નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન કરવામા અધિકાર છે, એવી રીતે આ અર્થ આત્મગીતાને વિષે સમ્યક્ પ્રકારે કહેલો છે, એમ કહે છે.

**अर्थोऽयमात्मगीतायामपि स्पष्टमुदीरितः।**
**विचाराक्षम आत्मानमुपासीतेति संततम्॥१५१॥**

વિચાર કરવામાં અસમર્થ પુરુષ નિરંતર આત્માની ઉપાસના કરે; આ અર્થ આત્મગીતાને વિષે પણ સ્પષ્ટ રીતે કહેલો છે.

તે આત્મગીતાના વાક્યોને જ ઉદાહરણ કરે છે-દર્શાવે છે

साक्षात्कर्तुमशक्तोऽपि चिंतयेन्मामशंकितः ।
कालेनानुभवारूढो भवेयं फलितो ध्रुवम् ॥१५२॥

સાક્ષાત્ કરવાને જે પુરુષ અશક્ત છે, તે પણ અશંકિત (શંકારહિત) થઈને મને પ્રત્યગભિન્ન પરમાત્વભાવે ચિંતન કરે, કેમકે એમ કરતાં કાળે કરી તે અનુભવને વિષે આરૂઢ થઈને નિશ્ચયપૂર્વક પૂર્ણફળ(મોક્ષ)ને પ્રાપ્ત થાય.

ધ્યાન સમ્યક્જ્ઞાનનું ઉપાયભૂત છે એ વિષયમા દૃષ્ટાંત કહે છે

यथागाधनिधेर्लब्धौ नोपायः खननं विना ।
मल्लाभेऽपि तथा स्वात्मचिंतां मुक्त्वा न चापरः ॥

જેમ પૃથ્વીમાં દાટેલા અગાધ (ઊંડા) નિધિના લાભને વિષે ખોદવા વિના બીજો ઉપાય નથી તેમ જ મારા (આત્માના) લાભમાં પણ સ્વાત્મ ચિંતા(આત્મસ્વરૂપના વિચાર)ને છોડી ઈતર ઉપાય છે નહિ.

વ્યતિરેકમુખે કહેલા અર્થને અન્વયમુખે કહી દેખાડે છે

देहोपलमपाकृत्य बुद्धिकुद्दालकात्पुनः ।
खात्वा मनोभुवं भूयो गृह्णीयान्मां निधिं पुमान् ॥

દેહરૂપ જે મોટો પાષાણ છે, તેને દૂર ખસેડી નાખીને ફરી બુદ્ધિરૂપી કોદાળીથી મનરૂપી ભૂમિને ખોદીને પછી પુરુષ મને પ્રત્યગાત્મરૂપ નિધિને ગ્રહણ કરે (સ્વસ્વરૂપે જાણે).

જ્ઞાન વિષે અસમર્થ પુરુષો ધ્યાનના અધિકારી છે, એમ આગળ આ જ પ્રકરણના ૧૩૨મા શ્લોકમા સૂચવ્યું તેમા બીજા વાક્ય પ્રમાણરૂપ આપે છે

अनुभूतेरभावेऽपि ब्रह्मास्मीत्येव चिंत्यताम् ।
अप्यसत्प्राप्यते ध्यानान्नित्याप्तं ब्रह्म किं पुनः ॥१५५

અનુભવ(આત્મબોધ)નો અભાવ હોય તોપણ 'હું બ્રહ્મ છુ' એમ જ ચિંતન કર્યા કરવુ, કેમકે અસત્ (અવિદ્યમાન) વસ્તુ પણ ધ્યાનથી પ્રાપ્ત થાય છે; તો પછી નિત્ય પ્રાપ્ત જે બ્રહ્મ તે ધ્યાને કરી પમાય એમાં તો કહેવું જ શું ? (અર્થાત્ ઉપાસકને પૂર્વકાળમાં અવિદ્યમાન એવો પણ દેવભાવ, કીડાને ભ્રમરભાવની પેઠે ધ્યાનથી પ્રાપ્ત થાય છે, તો સ્વરૂપભૂત હોવાને લીધે નિત્ય (સદાકાળ) પ્રાપ્ત એવું સર્વાત્મક જે બ્રહ્મ છે, તે ધ્યાને કરી મળે તેમાં શું કહેવું ?)

બ્રહ્મધ્યાનથી ફળ પ્રત્યક્ષસિદ્ધ છે, તેથી પણ ધ્યાન કર્તવ્ય છે, એમ કહે છે

अनात्मबुद्धिशैथिल्यं फलं ध्यानाद्दिने दिने ।
पश्यन्नपि न चेद्ध्यायेत्कोऽपरोऽस्मात्पशुर्वद ॥१५६

ધ્યાનથી દિવસે દિવસે અનાત્માકાર બુદ્ધિની શિથિલતારૂપ ફળ થાય છે. તે ફળને દેખતા છતા પણ જો ધ્યાન ન કરે, તો કહો કે એનાથી અન્ય બીજો પશુ (મૂઢ) કોણ ?

અહી સુધી ઉપપાદન કરેલો અર્થને સક્ષેપમા કહી દેખાડે છે

देहाभिमानं विध्वस्य ध्यानादात्मानमद्वयम् ।
पश्यन्मर्त्योऽमृतो भूत्वा ह्यत्र ब्रह्म समश्नुते ॥१५७

ધ્યાન વડે દેહાભિમાનનો નાશ કરીને અદ્વયરૂપ આત્માને દેખતો (સાક્ષાત્ અનુભવતો) મરણધર્મવાળો મનુષ્ય અમૃત થઈને આ શરીરને વિષે જ પોતાના નિજરૂપ સચ્ચિદાનંદલક્ષણ બ્રહ્મને પામે છે (જીવન્મુક્તિ સુખને ભોગવે છે).

આ ધ્યાનદીપના અનુસંધાનનું ફળ કહે છે

ध्यानदीपमिमं सम्यक्परामृशति यो नरः ।
मुक्तसंशय एवायं ध्यायति ब्रह्म संततम् ॥१५८॥

જે મનુષ્ય આ ધ્યાનદીપને સમ્યક્ પ્રકારે સ્મરણ કરે છે, તે નિ:સદેહ થઈને નિરતર બ્રહ્મનુ ધ્યાન કરે છે (પોતાના બ્રહ્મભાવનુ નિરંતર આસ્વાદન કરે છે).

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'ધ્યાનદીપ' નામનું નવમું પ્રકરણ સમાપ્ત**

## 'ધ્યાનદીપ'નું મનન

આરભમાં સવાદી ભ્રમના દૃષ્ટાંતથી એમ સિદ્ધ કર્યું કે, બ્રહ્મતત્ત્વના ધ્યાન(ઉપાસન)થી પણ મુક્તિ પમાય. સવાદી ભ્રમ એટલે એક સ્થળે મણિની પ્રભા તથા દીપની પ્રભા બન્ને અવિવિક્ત જણાય છે, તે જોઈને બે પુરુષો મણિની લિપ્સાથી ત્યા ગયા. તેમા જે દીપની પ્રભામા મણિભ્રાંતિ થઈ તે વિસવાદી ભ્રમ અને મણિપ્રભામાં મણિભ્રાંતિ થઈ તે સવાદી ભ્રમ છે. જે ભ્રાંતિ પરિણામે અર્થક્રિયાકારિણી નીવડે તે ભ્રાંતિ સવાદી ભ્રમ કહેવાય.

ગોદાવરીજળને ગંગાજળ માની પ્રોક્ષણ કરી વિશુદ્ધ થાય છે. તેમ જ અજામિલે પુત્રને બોલાવવામાં નારાયણ-સ્મરણ કર્યું તેથી તેને જે સદ્‌ગતિ મળી તે પણ સંવાદી ભ્રમ જ કહેવાય. કોઈ ઠેકાણે ધુમ્મસ જેવું જણાતું હોય તેને ધૂમ માની ત્યાં અંગારનું અનુમાન કરનાર પુરુષને દૈવયોગે ત્યાં અગ્નિ મળી આવે, તો તે અનુમાન પણ સંવાદી ભ્રમથી જ થયું કહેવાય. તેવી જ રીતે મૃત્તિકા આદિકથી નિર્મિત મૂર્તિને વિષે ઈશ્વરભાવે આરાધન કરવાથી જે પુરુષાર્થ સિદ્ધિ થાય છે, તે પણ સંવાદી ભ્રમ જ, અને એ સંવાદી ભ્રમ પોતે જેમ સારી રીતે ફળને દેનારો છે, તેવી જ રીતે બ્રહ્મતત્ત્વની ઉપાસના પણ મુક્તિરૂપ ફળને દેનારી નીવડે અખંડ એકરસાત્મક બ્રહ્મને વેદાંતવાક્યથી પરોક્ષ રીતે જાણીને 'તે બ્રહ્મ હું છું' એવી રીતે ઉપાસના કરે છે આ પરોક્ષજ્ઞાન પણ તત્ત્વજ્ઞાન છે; ભ્રમ નહિ. જેમ મૂર્તિમાં અપરોક્ષ પાષાણ બુદ્ધિ. પરોક્ષ ઈશ્વર બુદ્ધિને ટાળી શકતી નથી, તેમ અપરોક્ષ દ્વૈતબુદ્ધિ પરોક્ષ અદ્વૈત બુદ્ધિને બાધ કરતી નથી અને તેવું પરોક્ષજ્ઞાન તો એકવાર યથાર્થવક્તા પુરુષના ઉપદેશથી હોઈ શકે છે એવી રીતે ઉપદેશ માત્રથી અપરોક્ષજ્ઞાન થઈ શકતું નથી તેને માટે વિચાર-ની આવશ્યકતા છે. પરોક્ષજ્ઞાનને અશ્રદ્ધા પ્રતિબંધ કરે છે અને અપરોક્ષજ્ઞાનનો પ્રતિબંધક અવિચાર છે. અર્થાત્ વિચાર વિના અપરોક્ષજ્ઞાન થતું નથી. વિચાર કર્યા છતા પણ કદી અપરોક્ષ બોધ આ જન્મમા કંઈ પ્રતિબંધને લીધે ન થાય તો જન્માંતરમાં વામદેવની પેઠે પ્રતિબંધનો ક્ષય થાય ત્યારે થાય એ પ્રતિબંધ ભૂત, ભાવિ તથા વર્તમાન એવી રીતે ત્રણ પ્રકારના છે શમદમાદિક તથા શ્રવણ, મનનાદિક વડે કરી એ પ્રતિબંધોનો ક્ષય થાય ત્યારે પોતે પોતાનું બ્રહ્મત્વ અનુભવે છે આ પ્રતિબંધનો ક્ષય વામદેવને એક જ જન્મમા થઈ ગયો. ભરતને ત્રણ જન્મે કરી થયો ગીતામાં યોગભ્રષ્ટ પુરુષને ઘણાક જન્મ પછી પ્રતિબંધનો ક્ષય થાય છે એમ કહ્યું છે; તેથી વિચાર સર્વથા અનર્થક થતો જ નથી 'श्रवणायापि बहुभिर्यो न लभ्यः श्रृण्वन्तोपि बहवो यं न विद्युः ।' જે આત્મા ઘણાકને તો શ્રવણ કરવાને પણ લબ્ધ થતો નથી, વળી ઘણાક તો જે આત્માને સાંભળતા છતા પણ જાણતા નથી.' આ ઉપરથી એમ પણ જણાય છે કે કેટલાએકને એ અપરોક્ષજ્ઞાનનો હેતુભૂત વિચાર કર્મથી પ્રતિબદ્ધ થઈ જાય છે. ત્યારે તેવા મંદબુદ્ધિવાળા અથવા વિચાર-સામગ્રીના અસંભવવાળા પુરુષોએ બ્રહ્મનું ઉપાસન કરવું નિર્ગુણ બ્રહ્મનું ઉપાસન અસંભવિત છે. એમ જો માનીએ તો નિર્ગુણનું જ્ઞાન પણ અસંભવિત છે. 'વાણી આદિકનું અવિષય' એવા પ્રકારે જો જાણી શકે. તો તેવા જ પ્રકારે ઉપાસી પણ શકે. કેન ઉપનિષદમાં ઉપાસ્યને બ્રહ્મતાનો નિષેધ કર્યો છે, એમ કહે, તો કઠવલ્લીમા બ્રહ્મને વિદિત–અવિદિત બેયથી અન્ય કહેલું છે. જો એ વેદ્યપણું અવાસ્તવ કહો તો આ ઉપાસ્ય-પણું પણ તેવું અવાસ્તવ જ છે. માંડૂક્ય તથા ઉત્તર-તાપનીય વગેરે ઉપનિષદોમા નિર્ગુણ ઉપાસનાઓ વર્ણ-વેલી છે, તેથી તે વિષયમા પ્રમાણાભાવની શંકા થઈ શકતી નથી બોધ વસ્તુને અધીન છે એટલે જેવી વસ્તુ હોય તેવો બોધ થાય છે, અને ઉપાસના કર્તૃતંત્ર (કર્તાને આધીન) છે એટલે કર્તા કરે. ન કરે, અથવા અન્યથા કરે, જેમ ધારે તેમ કરી શકાય છે, આટલો બોધ તથા ઉપાસના વચ્ચે અંતર છે ઉપાસનમા નિરૂઢ થયેલો પુરુષ પોતાના પ્રારબ્ધને ભોગવતો ઉપાસના-ધ્યાનાદિક કરી શકવા સમર્થ છે જેમ સંવાદી ભ્રમ ફળકાળે પ્રમારૂપે પરિણમે છે તેમ આ નિર્ગુણ ઉપાસના પણ ક્રમે ક્રમે મુક્તિકાળે અતિપાકને લીધે બ્રહ્મજ્ઞાનરૂપે પરિણમે છે નિર્ગુણોપાસન અતિપક્વ થતા નિરોધ નામક સમાધિ (નિર્વિકલ્પ સમાધિ) અનાયાસે સિદ્ધ થાય છે અને જેને આ જન્મમા ઉપાસનાનો પરિપાક નથી થતો, તે મરણકાળે અથવા જન્માંતરે અથવા તો બ્રહ્મલોકને વિષે, તત્ત્વ જાણીને વિમુક્ત થાય છે. મરણ સમયે જે ભાવથી યુક્ત પુરુષ દેહત્યાગ કરે છે. તે જ ભાવે પરિપ્લુત થઈ પુન ઉદ્‌ભવે છે એમ ગીતામાં કહ્યું છે. તેથી નિર્ગુણ બોધથી ભાવિત થતો દેહત્યાગ કરે. તો પોતે નિત્યનિર્ગુણરૂપ થાય, અર્થાત્ મોક્ષને પ્રાપ્ત થાય છે. અહીં નિર્ગુણોપાસન સાક્ષાત્ મોક્ષનું હેતુભૂત છે એમ ન સમજવું; પણ એ નિર્ગુણોપાસનથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને જ્ઞાને કરી મુક્તિ મળે છે એમ આશય છે. સમ્યક્ પ્રકારે નિર્ગુણ ઉપાસના કરવાવાળાને અહી (આ લોકને વિષે) મરણકાળે અથવા બ્રહ્મલોકને વિષે બ્રહ્મ-સાક્ષાત્કાર થાય છે. એમ આત્મગીતાને વિષે કહેલું છે; માટે દેહાદિક અભિમાનનો વિધ્વંસ કરી નાખીને ધ્યાને કરી અદ્વય આત્માને સાક્ષાત્ કરનો એવો મર્મ [illegible] ધર્મી) મનુષ્ય અમૃત થઈને અહીં જ બ્રહ્મભૂત થાય છે. આ પ્રમાણે આ પ્રકરણમાં પ્રતિપાદિત વિષયનો સંક્ષેપ છે.

# ૧૦ : નાટકદીપ

## અધ્યારોપ અને અપવાદપૂર્વક, બંધની નિવૃત્તિના ઉપાયભૂત વિચારનું વિષય સહિત કથન

### અધ્યારોપ તથા સાધનવિચાર સહિત અપવાદનું નિરૂપણ

ચૈતન્યને વિષે અધ્યસ્ત જે અહંકારાદિક અને તેનો પ્રકાશક સાક્ષી એ બધાને નાટકના રૂપકની કલ્પના કરી આ પ્રકરણમાં સમજાવવામાં આવેલું છે, તેથી આ પ્રકરણનું નાટકદીપ એવું નામ રાખેલું છે. કરવા ધારેલા ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ થવાના ઉદ્દેશથી સ્વાભીષ્ટ દેવતાના સ્મરણરૂપે મંગળાચરણ કરવાની સાથે ગ્રંથકાર આચાર્ય મંદાધિકારીઓને અનાયાસથી નિષ્પ્રપંચ બ્રહ્માત્મબોધ થવા માટે પૂર્વાચાર્યોક્ત 'अध्यारोपाऽपवादाभ्यां निष्प्रपंचं प्रपञ्च्यते। शिष्याणां बोधसिद्धयर्थं तत्त्वज्ञैः कल्पितः क्रमः।' અધ્યારોપ અને અપવાદ વડે કરીને પ્રપંચરહિત પરમાત્માનો પ્રપંચ કરાય છે (નામ-જન્માદિવાળાપણું નિરૂપણ કરાય છે) શિષ્યોને બોધ કરવા વાસ્તે તત્ત્વજ્ઞ પુરુષોએ એ જ ક્રમ કલ્પેલો છે' એ વાક્યને અનુસરી પ્રથમતઃ આત્માને વિષે અધ્યારોપનું નિરૂપણ કરે છે

**परमात्माऽद्वयानंदपूर्णः पूर्वं स्वमायया।**
**स्वयमेव जगद्भूत्वा प्राविशज्जीवरूपतः ॥१॥**

સૃષ્ટિની પૂર્વે અદ્વિતીય, સુખરૂપ અને પરિપૂર્ણ પરમાત્મા હતા.[1] તેમણે પોતાની માયા વડે પોતે જ જગદ્રૂપ થઈને તેમાં જીવરૂપે પ્રવેશ કર્યો.

[1] પૂર્વ (સૃષ્ટિથી પૂર્વે) 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाऽद्वितीयं ब्रह्म'। (છાં-૬-૨-૧) હે સોમ્ય, આગળ આ જગત સદ્રૂપ એક અદ્વિતીય બ્રહ્મ જ હતું' 'विज्ञानमानन्दं ब्रह्म। (બૃ-૩-૯-૧૪) વિજ્ઞાન આનંદરૂપ બ્રહ્મ છે.' 'पूर्णमिदं पूर्णमदः। આ પ્રત્યક્ષ તથા એ પરોક્ષ એ બધુ પૂર્ણ છે.' ઇત્યાદિ શ્રુતિથી પ્રતિપાદિત સજાતીય-વિજાતીય સ્વગત ભેદશૂન્ય-અદ્વય, આનંદરૂપ અને પરિપૂર્ણ, પરમાત્મા હતા તેણે પોતાની માયાશક્તિ વડે કરી પોતે જ જગતરૂપ થઈને તેને વિષે જીવભાવે કરીને પ્રવેશ કર્યો; અર્થાત્ 'मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरं। (શ્વેત ૪-૧૦) માયાને તો પ્રકૃતિ (ઉપાદાન) જાણવી અને માયાવાળાને મહેશ્વર (માયાના અધિષ્ઠાન) નિમિત્ત જાણવો, એ શ્રુતિમાં કહેલ સ્વનિષ્ઠ જે માયાશક્તિ છે, તે વડે પોતે જ જગતરૂપ થયા' 'तदात्मानं स्वयमकुरुत तच्च त्यदभवत्। (તૈ-૨-૬-૭) તે બ્રહ્મે પોતે જ પોતાને નિરમ્યું અને સ્થૂળ તથા સૂક્ષ્મરૂપે પરિણત થયું. એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે પોતે જ જગતરૂપ થઈને 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्। (તૈ-૨-૬) अनेन जीवेनाऽऽत्मनानुप्रविश्य (છાં. ૬-૩-૨) તે જગતને સરજીને તેમાં પ્રવેશ કર્યો,' 'આ જીવભાવે કરી પ્રવેશ કરીને' ઇત્યાદિ શ્રુતિપ્રદર્શિત પ્રકારે જીવરૂપે પ્રવિષ્ટ થયો.

એક જ પરમાત્મા સર્વ શરીરોને વિષે પ્રવિષ્ટ થઈને રહ્યો છે, એમ પૂર્વશ્લોકમાં કહ્યું, તો પછી (પૂજ્ય, પૂજવા યોગ્ય તથા પૂજક (પૂજન કરનાર) ઇત્યાદિ જે જગતમાં ઉત્તમ અધમભાવ રહેલો છે તેનો વિરોધ આવશે એવી આશંકા થાય તેનો ખુલાસો કહે છે

**विष्ण्वाद्युत्तमदेहेषु प्रविष्टो देवता भवेत्।**
**मर्त्याद्यधमदेहेषु स्थितो भजति मर्त्यताम् ॥२॥**

વિષ્ણુ આદિક ઉત્તમ દેહને વિષે પ્રવેશ પામીને તે પરમાત્મા પૂજવા યોગ્ય દેવતા થાય છે અને તે જ પરમાત્મા મનુષ્ય આદિક અધમ દેહમાં પ્રવિષ્ટ થઈને દેવતાભાવને પામેલા વિષ્ણુ આદિકને ભજે છે. (અર્થાત્ એ ઉત્તમ અધમ ભાવ કંઈ સ્વાભાવિક નથી, પણ તે તે શરીરરૂપ ઉપાધિ સંબંધને લીધે છે, તેથી કશો વિરોધ નથી.)

એ પ્રમાણે આત્માને વિષે સંક્ષેપથી અધ્યારોપ દર્શાવીને હવે તે અધ્યારોપના અપવાદને સંક્ષેપથી સાધન સહિત દર્શાવે છે

**अनेकजन्मभजनात्स्वविचारं चिकीर्षति।**
**विचारेण विनष्टायां मायायां शिष्यते स्वयम् ॥३॥**

અનેક જન્મમાં અનુષ્ઠાન કરેલાં કર્મોનું બ્રહ્મને વિષે નિષ્કામ બુદ્ધિથી અર્પણ કરવારૂપ ભજન વડે ચિત્તશુદ્ધિ થવાથી પોતાના સ્વરૂપનો વિચાર કરવાની ઇચ્છા કરે છે. (અર્થાત્ સ્વરૂપ જ્ઞાનનાં સાધન શ્રવણાદિકરૂપ વિચાર ઇચ્છે છે) અને તે વિચારજનિત જ્ઞાને કરીને અદ્વયાનંદરૂપ સ્વસ્વરૂપનું આવરણ કરનારી માયા નિવૃત્ત થતાં પોતે (અદ્વય આનંદ પરિપૂર્ણ પરમાત્મા) જ અવશેષ રહે છે (અર્થાત્ અનાવૃત્ત સ્વરૂપે આત્મા પ્રકાશે છે).

'तद् ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते। (કૈવલ્ય-૧૭) તે બ્રહ્મ હું છું એમ જાણીને સર્વ બંધથી નિર્મુક્ત થાય છે.' ઇત્યાદિ શ્રુતિઓ, બંધ-નિવૃત્તિરૂપ મોક્ષ જ્ઞાનનું ફળ છે એમ સ્પષ્ટ કહે છે અને અહીં કહ્યું કે પરમાત્મા જ અવશેષ રહે છે એટલે એ પરમાત્માનું અવશેષ રહેવું એ જ જ્ઞાનનું

ફળ થયું તો ઉપરના શ્રુતિવાક્યની સાથે આ કથન વિરુદ્ધ થશે એવી આશંકા કરીને બન્નેનો અવિરોધ દર્શાવે છે.

**अद्वयानंदरूपस्य सद्वयत्वं च दुःखिता ।**
**बंधः प्रोक्तः स्वरूपेण स्थितिर्मुक्तिरितीर्यते ॥४॥**

અદ્વય અને આનંદરૂપ આત્માને વિષે સદ્વય (દ્વૈતસહિતપણું) તથા દુઃખીપણું એજ બંધ કહેવાય છે; અને તે આત્માની સ્વરૂપમાં સ્થિતિ તે જ મુક્તિ એમ કહેવાય છે (અર્થાત્ અદ્વિતીય બ્રહ્મને વિષે વાસ્તવ બંધ કે મોક્ષ કશું નિરૂપણ થઈ શકે તેમ નથી, તેથી દુઃખીપણું વગેરે જે ભ્રમ તે બંધ કહેવાય છે અને સ્વરૂપે કરી સ્થિત થતાંમાં એ ભ્રમરૂપ બંધની જે નિવૃત્તિ, તે જ મોક્ષ કહેવાય છે; એટલે ઉપરની શ્રુતિને કશો વિરોધ આવતો નથી).

ગીતામાં કહ્યું છે કે ' कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादय.। જનકાદિક મહાત્માઓ કર્મ વડે જ સંસિદ્ધિ પામી ગયા.' અર્થાત્ મોક્ષના સાધન કર્મ કહ્યાં, તો પછી આ ઉપર કહેલા વિચારજનિત જ્ઞાન વડે કરી શું કરવાનું હતું ? એવી આશંકા થાય ત્યાં કહે છે

**अविचारकृतो बंधो विचारेण निवर्तते ।**
**तस्माज्जीवपरात्मानौ सर्वदैव विचारयेत् ॥५॥**

આત્માના અવિચારરૂપ અજ્ઞાને ઉપજાવેલો બંધ છે. તે બંધ આત્મવિચાર વડે ઊપજેલા આત્મજ્ઞાનથી નિવૃત્ત થાય છે. તે કારણથી મુમુક્ષુ જીવાત્માના અને પરમાત્માના સ્વરૂપનો નિરંતર આદરપૂર્વક વિચાર કરે (જનકાદિ કર્મ વડે સિદ્ધિને એટલે મુક્તિને નહિ પણ ચિત્તશુદ્ધિને પામ્યા હતા એવો ભગવદ્‌ગીતાના વચનનો અભિપ્રાય છે, એટલે કર્મથી મોક્ષ થતો નથી, પણ આત્મવિચાર વડે ઊપજેલા જ્ઞાનથી મોક્ષ થાય છે એમ સિદ્ધ થાય છે).

### પૂર્વોક્ત વિચારના વિષયભૂત જીવ તથા પરમાત્માનાં સ્વરૂપનું નિરૂપણ

પૂર્વે જીવ અને પરમાત્માનો વિચાર કહ્યો, તે કરવામાં ઉપયોગી જીવના સ્વરૂપનું નિરૂપણ કરી દેખાડે છેઃ

**अहमित्यभिमंता यः कर्तासौ तस्य साधनम् ।**
**मनस्तस्य क्रिये अंतर्बहिर्वृत्ती क्रमोत्थिते ॥६॥**

જે ચિદાભાસવિશિષ્ટ અહંકાર વ્યવહારદશામાં દેહાદિક વિષે 'હું' એમ માને છે તે કર્તાપણા વગેરે ધર્મવિશિષ્ટ જીવ છે. તે કર્તાનું સાધન (કરણ) મન છે; અને તે મનની ક્રમે કરી ઉત્પન્ન થતી આંતર્વૃત્તિ તથા બહિર્વૃત્તિરૂપ ક્રિયાઓ છે (અર્થાત્ એ વૃત્તિરૂપ ક્રિયાઓ દ્વારા મન સર્વત્ર વ્યાપ્ત થાય છે).

પૂર્વશ્લોકમાં કહેલી આંતર્વૃત્તિ તથા બહિર્વૃત્તિનું સ્વરૂપ અને તેઓના વિષયનું વિવેચન કરી દેખાડે છે

**अंतर्मुखाहमित्येषा वृत्तिः कर्तारमुल्लिखेत् ।**
**बहिर्मुखेदमित्येषा बाह्यं वस्त्विदमुल्लिखेत् ॥७॥**

અંતર્મુખ જે 'હું' એવા આકારવાળી વૃત્તિ છે તે કર્તાને વિષય કરે છે અને બહિર્મુખ જે 'આ' એવા આકારવાળી વૃત્તિ છે, તે બાહ્ય પદાર્થ જે इदं શબ્દથી નિર્દેશ કરવા યોગ્ય વસ્તુ છે તેને વિષય કરે છે (અહીં સમજવાનું એ છે કે 'હું' એ અંતર્વૃત્તિનું સ્વરૂપ છે અને તેનો વિષય કર્તા છે, તેમ જ 'આ' એ બાહ્યવૃત્તિનું સ્વરૂપ છે અને इदं પદથી નિર્દેશ કરાતી વસ્તુ માત્ર તેનો વિષય છે; એ પ્રમાણે બન્ને વૃત્તિઓનાં સ્વરૂપ તથા વિષય જાણવાં).

મન વડે જો સર્વ વ્યવહારની સિદ્ધિ થાય છે, તો પછી ચક્ષુ આદિક ઇંદ્રિયોની વ્યર્થતાનો પ્રસંગ આવશે એવી આશંકા કરી કહે છે

**इदमो ये विशेषाः स्युर्गंधरूपरसादयः ।**
**असांकर्येण तान्भिद्याद्घ्राणादींद्रियपंचकम् ॥८॥**

'આ' એ इदं પદાર્થના વિશેષ જે ગંધ, રૂપ, રસ આદિક ભેદ છે, તેઓને ઘ્રાણ આદિક ઇંદ્રિયોનું પંચક, એકબીજાથી ભિન્નરૂપે ગ્રહણ કરે છે (અર્થાત્ મન વડે કરીને તો 'આ' એવી રીતે માત્ર વસ્તુ સામાન્યનું જ ગ્રહણ થાય છે, વિશેષ જે ગંધ આદિક છે તેનું ગ્રહણ થતું નથી, એટલે તે ગંધાદિકનું ગ્રહણ કરવામાં ઘ્રાણાદિક પાંચે ઇંદ્રિયો ઉપયોગી છે, તેથી પૂર્વોક્ત ઇંદ્રિયોની વ્યર્થતાની શંકા દૂર થાય છે અને તે સાથે ઇંદ્રિયોનું સ્વસ્વ વિષય ગ્રહણસામર્થ્ય સ્થાપિત થાય છે).

એ પ્રમાણે સાધન સહિત [illegible] પરમાત્માનું સ્વરૂપ નિરૂપણ કરે છે

कर्तारं च क्रियां तद्वद्व्यावृत्तविषयानपि ।
स्फोरयेदेकयत्नेन योऽसौ साक्ष्यत्र चिद्वपुः ॥९॥

આ જ પ્રકરણના છઠ્ઠા શ્લોકમાં નિરૂપણ કરેલા અહંકારરૂપ કર્તાને તથા 'अहं' અને 'इदं' એવા આકારવાળી મનની વૃત્તિરૂપ ક્રિયાને, તેમ જ એકબીજાથી વિલક્ષણ એવા ઘ્રાણ આદિક ઇંદ્રિયોના વિષયો જે ગંધાદિક તેને પણ એક યત્ને કરી જે પોતે ચેતનરૂપ સ્ફુરાવે છે (પ્રકાશે છે), એ ચેતન આ વેદાંતશાસ્ત્રને વિષે સાક્ષી નામથી કહેવાય છે.

સાક્ષીનું એક યત્ન વડે કરી સર્વ વિષયોનું જે પ્રકાશકપણું કહ્યું, તેનો અભિનય કરી દેખાડે છે (એનો આકાર કહી બતાવે છે).

ईक्षे शृणोमि जिघ्रामि स्वादयामि स्पृशाम्यहम् ।
इति भासयते सर्वं नृत्यशालास्थदीपवत् ॥ १० ॥

'હું (રૂપને) દેખું છું,' 'હું સાંભળું છું,' 'હું સૂંઘું છું,' 'હું સ્વાદ લઉ છું,' 'હું સ્પર્શ કરુ છુ,' એ રીતે દ્રષ્ટા (અહંકાર), દર્શન (વૃત્તિરૂપ ક્રિયા) અને દૃશ્ય (ઘટાદિ) એ ત્રણે મળી વેદાંતમા જે ત્રિપુટી કહેવાય છે, એ ત્રિપુટી (દ્રષ્ટા-દર્શન અને દૃશ્ય) ને એક જ પ્રયત્ને કરી સાક્ષી પ્રકાશે છે. જેમ નૃત્યશાળામા રહેલો દીપક એક કાળે સર્વનો પ્રકાશક થાય છે, તેમ અહીં પણ એક કાળે એક યત્ન વડે સર્વ પદાર્થનું પ્રકાશન સિદ્ધ થાય છે, એવો ભાવાર્થ છે.

ઉક્ત દૃષ્ટાંતના વર્ણનથી પરમાત્માનુ
નિર્વિકારપણે સર્વનુ પ્રકાશકત્વ

ઉપર ૯ મા શ્લોકમા કહેલા દૃષ્ટાંતને સ્પષ્ટ કરી દેખાડે છે.

नृत्यशालास्थितो दीपः प्रभुं सभ्यांश्च नर्तकीम् ।
दीपयेदविशेषेण तदभावेऽपि दीप्यते ॥ ११ ॥

નૃત્યશાળાને વિષે રહેલો દીપક પ્રભુ(સભાપતિ)ને તથા સભ્યો(સભામા બેઠેલા સર્વ લોકોને) અને નર્તકી(નૃત્ય-કરનારી ગણિકા)ને અવિશેષપણાથી દીપાવે છે, (અર્થાત્ પ્રભુ વગેરેને પ્રકાશવા માટે પોતામા કંઈ ફેરફાર ધારણ કર્યા વિના જ સર્વેને એકસરખી રીતે પ્રકાશે છે) અને તે પ્રભુ આદિકના અભાવમાં, એટલે એ પ્રભુ વગેરેની ગેરહાજરીમાં પણ પોતે સ્વતઃ પ્રકાશરૂપ હોવાથી દીપે છે (પ્રકાશે છે).

ઉપર કહેલા દૃષ્ટાંતને દાર્ષ્ટાંતિક(આત્મા-સાક્ષી)ના સર્વ વસ્તુના પ્રકાશપણા વિષે યોજી બતાવે છે.

अहंकारं धियं साक्षी विषयानपि भासयेत् ।
अहंकाराद्यभावेऽपि स्वयं भात्येव पूर्ववत् ॥ १२ ॥

એમ સાક્ષી અહંકારને તથા બુદ્ધિને અને શબ્દાદિક વિષયોને પણ પ્રકાશે છે અને એ અહંકારાદિકના અભાવમા એટલે સુષુપ્તિ આદિક અવસ્થામા જ્યારે અહંકારાદિકનો અભાવ હોય છે, ત્યારે પણ પોતે પૂર્વની પેઠે ભાસે છે; અર્થાત્ એ અભાવના સાક્ષીરૂપે સ્થિત રહીને પ્રકાશે છે.

પ્રકાશરૂપ બુદ્ધિ વડે જ અહંકારાદિક સર્વ વસ્તુનું અનભાસન સંભવે છે, તો પછી બુદ્ધિથી અતિરિક્ત સાક્ષી કલ્પવાની શી જરૂર છે, એવી આશંકા કરી સાક્ષી અંગીકાર કરવાની આવશ્યકતા જણાવે છે.

निरंतरं भासमाने कूटस्थे ज्ञप्तिरूपतः ।
तद्भासा भास्यमानेयं बुद्धिर्नृत्यत्यनेकधा ॥१३॥

કૂટસ્થ (સાક્ષી) જ્ઞપ્તિ(પ્રકાશ)રૂપે નિરંતર ભાસી રહ્યો છે, તેની ભાસા (પ્રકાશ) વડે કરી ભાસ્યમાન એવી આ બુદ્ધિ અનેક પ્રકારે નૃત્ય કરે છે. (અર્થાત્ બુદ્ધિ વિકારીપણાને લીધે જડ હોવાથી સ્વતઃ પ્રકાશરહિત છે તેથી તે બુદ્ધિથી ભિન્ન સ્વપ્રકાશ, ચૈતન્યપણા વડે નિરંતર ભાસમાન, નિર્વિકાર, સર્વનો અવભાસક સાક્ષી, અવશ્ય અંગીકાર કરવો જોઈએ.)

ઉપર કહેલા દૃષ્ટાંત તથા દાર્ષ્ટાંતિક, શ્રોતાને સુગમતાથી સમજાય એવા હેતુથી તેનુ નાટકરૂપે નિરૂપણ કરી દેખાડે છે.

अहंकारः प्रभुः सभ्या विषया नर्तकी मतिः ।
तालादिधारीण्यक्षाणि दीपः साक्ष्यवभासकः ॥१४॥

અહંકાર પ્રભુ(સ્વામી)છે અને વિષયો સભ્ય પુરુષો છે, બુદ્ધિ નર્તકી છે અને ઇંદ્રિયો તાલ આદિક ધારણ કરનારાં છે, અને સાક્ષી સર્વનો અવભાસક (દીપક)[2] છે.

૨. અહીં એનો અભિપ્રાય છે કે, વિષયભોગની સંપૂર્ણતા તથા અસંપૂર્ણતાથી થતા હર્ષ તથા શોકવાળો હોવાથી અહંકારને નૃત્યનો અભિમાની પ્રભુ(સ્વામી-રાજા)કહ્યો છે. જેમ નૃત્યનો અભિમાની રાજા નૃત્યની સાંગતા તથા અંગતાથી હર્ષ અને વિષાદવાળો થાય

છે, નર્તકી આદિકનો ધનદાતૃતાદિરૂપે આશ્રય છે, નૃત્યશાળાનો નિર્વાહક છે તથા સ્ત્રીપુત્રાદિયુક્ત હોઈને ઘણા કાર્યનો કર્તા, તેમ જ તે કાર્યોના ફળરૂપ ભોગનો ભોક્તા છે, તેમ અહંકાર પણ ભોગની સંપૂર્ણતા અથવા અપૂર્ણતાના અભિમાનથી હર્ષ–વિષાદવાળો થાય છે, બુદ્ધિ આદિકનો આશ્રય છે સમષ્ટિ–વ્યષ્ટિ દેહરૂપ શાળાઓનો અહંમમાદિભાવે નિર્વાહક છે, શુભાશુભવૃત્તિરૂપ સ્ત્રીયુક્ત હોઈને સર્વ કર્મનો કર્તા તથા સર્વ ભોગનો ભોક્તા હોવાથી તેને સ્વામીતુલ્યતા દેવામાં આવી છે અને ચારે કોર ફરતા જોવામાં આવે છે, પણ કર્તૃત્વ–ભોક્તૃત્વાદિ સ્વામીધર્મથી રહિત હોવાને લીધે વિષયોને સભ્ય પુરુષસ્થાનીય માન્યા છે; બુદ્ધિ કે જે અનેક વિકારયુક્ત થઈને નાનાવિધ રસજનક હાવભાવાદિ ચેષ્ટા વડે શૃંગાર, હાસ્ય, કરુણ આદિક નવ રસનો આવિર્ભાવ દર્શાવી સભ્યો તથા પ્રભુ(અહંકાર)નાં પણ મનરંજન કરે છે તેથી બુદ્ધિને નર્તકી કહી છે, તેમ જ જેમ તાલ, મૃદંગ, સારંગી વગેરે વાદ્યવાળા પુરુષો નર્તકીની ચેષ્ટા મુજબ જ વ્યાપારવાળા હોય છે, તેમ અહીં પણ નેત્ર આદિક ઇન્દ્રિયો બુદ્ધિની વિક્રિયાને અનુકૂળ વ્યાપારમાં જ પ્રવીણ (તત્પર) હોય છે તેથી તેઓને તાલધારી સમાન કલ્પ્યા છે અને આ બધાનો અવભાસક હોવાથી સાક્ષી (દીપક) સદૃશ કહ્યો એટલે જેમ નૃત્યશાળામાં રહેલો દીપક સભામધ્યમાં રહીને અંદર સર્વત્ર રાજા વગેરે સર્વનો પ્રકાશ કરે છે, અને જ્યારે સભા ઊઠી જાય ત્યારે પણ પ્રકાશે છે, વળી પોતે ગમન–આગમન વગેરે ક્રિયારૂપ વિકારોથી રહિત જેમનો તેમ પોતાના સ્થાનમાં રહ્યો પ્રકાશે છે, તેમ સાક્ષી પણ જાગ્રત તથા સ્વપ્નકાળમાં સ્થિત અહંકારાદિક સર્વનો પ્રકાશ કરે છે અને સુષુપ્તિ આદિ દશામાં અહંકારાદિક સર્વનો અભાવ હોય છે તે વખતે તેઓના અભાવને પણ પ્રકાશે છે, અને પોતે ગમનાગમનાદિક ક્રિયાથી રહિત જેમનો તેમ સ્વમહિમામાં સ્થિત રહ્યો પ્રકાશ્યા કરે છે, તેથી સાક્ષીને દીપકનું રૂપક આપી વર્ણવ્યો છે એ પ્રમાણે આગળ પણ કલ્પના સમજી લેવી

નાટકશાળાના દીપકની પેઠે સાક્ષી વિકાર પામતો નથી તેમ જણાવે છે.

**स्वस्थानसंस्थितो दीपः सर्वतो भासयेद्यथा ।**
**स्थिरस्थायी तथा साक्षी बहिरंतः प्रकाशयेत् ॥१५॥**

જેમ ગમનાદિક ક્રિયારહિત એવો દીપ પોતાના સ્થાનમાં સ્થિત રહીને પોતાની સમીપમાં ચોતરફ આવેલા પદાર્થોને પ્રકાશે છે; તેમ જ સ્થિરસ્થાયી ત્રણે કાળમાં અચળ એવો સાક્ષી અંતર અને બહાર સર્વત્ર સર્વનો પ્રકાશ કરે છે.

## પરમાત્માના યથાર્થ સ્વરૂપનું વિશેષે કરી નિર્ધારણ

### સાક્ષીને વિષે બુદ્ધિની ચંચલતાનો આરોપ

'तदेतद्ब्रह्माऽपूर्वमनपरमनन्तरमबाह्यम् ।' (બૃ ૨ ૫. ૧૯) તે આ બ્રહ્મ, પૂર્વ નથી, અપર નથી, અંતર નથી તેમ બાહ્ય પણ નથી ' આ શ્રુતિ વડે કરીને સાક્ષી(આત્મા)માં અંતરબહાર ઇત્યાદિ વિભાગનો અભાવ કહેવામાં આવે છે, તો પૂર્વે તે સાક્ષીને બહાર તથા અંતર અવભાસકપણું જે કહ્યું તે કેમ સિદ્ધ થાય? એવી આશંકા કરી, વ્યવસ્થાથી ખુલાસો કરી દેખાડે છે

**बहिरंतर्विभागोऽयं देहापेक्षो न साक्षिणि ।**
**विषया बाह्यदेशस्था देहस्यांतरहंकृतिः ॥१६॥**

બહાર અને અંતર એવો જે વિભાગ છે તે દેહની અપેક્ષાથી છે, સાક્ષી વિષે નથી. (ત્યારે બાહ્યપણું અને આંતરપણું કોને છે? તેના ઉત્તરમાં ગ્રંથકાર જણાવે છે:) શબ્દ આદિક જે વિષયો છે તે બાહ્ય દેશમાં સ્થિત છે અને અહંકાર દેહની અંદર છે, અર્થાત્ બાહ્યાભ્યંતર વિભાગ તેને (દેહને) લઈને છે.

ઉપરના ૧૫મા શ્લોકમાં અચલ સાક્ષી અંદર બહાર સર્વત્ર પ્રકાશે છે એમ જે કહ્યું, તો અવિકારી હોઈને અંતર તથા બહાર અવભાસક થાય, એમ કહેવું અયુક્ત છે, કારણ કે 'હું ઘટને દેખું છું' આ સ્થળે 'હું' એવી રીતે અહંકારના સાક્ષીરૂપે પ્રથમથી જે પ્રકાશક છે તેનું જ 'ઘટને દેખું છું' એમાં ઘટાકારવૃત્તિ [illegible]રૂપે બહાર નીકળવું અનુભવાય છે આવી આશંકા કરી, [illegible] સમાધાન દર્શાવે છે

**अंतःस्था धीः सहैवाक्षैर्बहिर्याति पुनः पुनः ।**
**भास्यबुद्धिस्थचांचल्यं साक्षिण्यारोप्यते वृथा ॥१७**

દેહની અંદર રહેલી બુદ્ધિ છે. તે ઇન્દ્રિયોની સાથે જ વારવાર બહાર જાય છે, [illegible] ભાસ્ય એટલે સાક્ષી વડે પ્રકાશવા યોગ્ય જે બુદ્ધિ તેની ચંચળતા સાક્ષીને વિષે વૃથા આરોપિત કરાય છે.

[illegible]

એવી રીતે બુદ્ધિને વિષે જે ચંચળતા છે, તે તે બુદ્ધિના ભાસક સાક્ષીને વિષે મૂઢજનો વડે આરોપાય છે, તેથી સાક્ષીને વિષે વાસ્તવ ચંચલપણું (જવા–આવવા વગેરે) છે નહિ.

ઉપર કહ્યા પ્રમાણે ભાસકને વિષે ભાસ્ય(પ્રકાશ્યવસ્તુ)ની ચંચલતાનો આરોપ ક્યાં દીઠો? એવી આશંકા કરી, દૃષ્ટાંત તથા દાર્ષ્ટાંતિક બન્ને કહી દેખાડે છે

**गृहांतरगतः स्वल्पो गवाक्षादातपोऽचलः ।**
**तत्र हस्ते नर्त्यमाने नृत्यतीवातपो यथा ॥ १८ ॥**
**निजस्थानस्थितः साक्षी बहिरंतर्गमागमौ ।**
**अकुर्वन्बुद्धिचांचल्यात्करोतीव तथा तथा ॥ १९ ॥**

જાળિયાંમાંથી ઘરની અંદર આવતો સ્વલ્પ સૂર્યપ્રકાશ, જો કે સ્વરૂપથી અચળ હોય છે, તો પણ હાથ નચાવવાથી જાણે તે તડકો નાચતો હોય એમ જણાય છે. કંઈ વસ્તુતાથી પ્રકાશ ચલાયમાન થતો નથી. તેમ સ્વસ્વરૂપને વિષે અવસ્થિત રહેલો સાક્ષી બહાર અંતર ગમન–આગમન કશું કરતો નથી, છતાં કેવળ બુદ્ધિના ચાંચલ્યથી જાણે તેમ કરતો હોય એમ જણાય છે.

### સાક્ષીના દેશકાળાદિ ભેદરહિત નિજ-સ્વરૂપના અનુભવનો ઉપાય

ઉપર ૧૯મા શ્લોકમાં 'નિજસ્થાન સ્થિત' એવું જે સાક્ષીનું વિશેષણ કહ્યું તેનો અભિપ્રાય શું એવો છે કે-નિજ સ્થાનમાં સ્થિત એટલે બાહ્ય આદિક દેશમાં રહેલો? આવી આશંકા કરી સાક્ષીને વિષે બાહ્ય આદિક દેશની કલ્પના જ નથી, એમ દર્શાવી તેમાં હેતુકથનપૂર્વક સાક્ષીના સ્થાનનું દિગ્દર્શન કરી દેખાડે છે

**न बाह्यो नांतरः साक्षी बुद्धेर्देशौ हि तावुभौ ।**
**बुद्ध्याद्यशेषसंशांतौ यत्र भात्यस्ति तत्र सः ॥ २० ॥**

એ સાક્ષી બાહ્ય નથી તેમ તે આંતર પણ નથી. એ બહાર અને અંદર એવા બન્ને દેશભેદ બુદ્ધિના છે, (અર્થાત્ સાક્ષીને વિષે બહાર અંદર વગેરે દેશકલ્પના છે જ નહિ.) અને બુદ્ધિ તથા આદિ શબ્દે કરીને સર્વ ઇંદ્રિયો વગેરેની સંશાંતિ થયેથી (અર્થાત્ બુદ્ધિ આદિક સર્વની પ્રતીતિ ઉપરામ થતાં) તે સાક્ષી જ્યાં ભાસે છે, ત્યાં તે દેશમાં એ છે.

જ્યાંર સર્વ વ્યવહાર ઉપરામ પામી જાય, ત્યાં દેશની પણ ઉપલબ્ધિ થાય નહિ, તો પછી ઉપર શ્લોકમાં 'તે સાક્ષી ત્યાં (તે દેશમાં) સ્થિત રહે છે' એમ જે કહ્યું તે કેમ ઘટશે? એવી આશંકા કરી ખુલાસો કરે છે.

**देशः कोऽपि न भासेत यदि तर्ह्यस्त्वदेशभाक् ।**
**सर्वदेशप्रक्लृप्त्यैव सर्वगत्वं न तु स्वतः ॥ २१ ॥**

જો કોઈ પણ દેશ ભાસતો નથી, તો પછી તે સાક્ષી ભલે દેશરહિત હો; (કેમકે દેશ આદિકની કલ્પનાના અધિષ્ઠાનને પોતાથી ભિન્ન દેશની અપેક્ષા જ નથી) અને આત્માને જે સર્વગત શાસ્ત્રોમાં કહેલો છે, તે તો સર્વ દેશની કલ્પના કરીને જ તેમ કહેલો છે; કંઈ સ્વતઃ આત્માને સ્વસ્વરૂપે સર્વગતપણું છે નહિ; (કેમકે જે આત્મા અદ્વિતીય અને અસંગ શ્રુતિઓમાં વર્ણવેલો છે, તેને વિષે સ્વાભાવિક સર્વગતપણું કેમ હોઈ શકે? કારણ કે પૂર્વોક્ત અદ્વિતીયત્વ તથા અસંગત્વ એ બન્ને ગુણોને બાધ આવે; માટે સ્વતઃ સર્વગતપણું છે નહિ.)

સર્વગતપણાની પેઠે સર્વસાક્ષીપણું પણ વાસ્તવ નથી, એમ કહે છે.

**अंतर्बहिर्वा सर्वं वा यं देशं परिकल्पयेत् ।**
**बुद्धिस्तद्देशगः साक्षी तथा वस्तुषु योजयेत् ॥ २२ ॥**

અંતર અથવા બહાર જે દેશને અથવા સર્વ વસ્તુને બુદ્ધિ કલ્પે છે, તે દેશમાં રહેલ સાક્ષી કહેવાય છે, તેમ જ સર્વ વસ્તુને વિષે પણ યોજના કરી લેવી.

ઉપર શ્લોકમાં કહ્યું કે 'વસ્તુને વિષે પણ યોજના કરવી' તેનું વર્ણન કરે છે

**यद्यद्रूपादि कल्प्येत बुद्ध्या तत्तत्प्रकाशयन् ।**
**तस्य तस्य भवेत्साक्षी स्वतो वाग्बुद्ध्यगोचरः ॥ २३ ॥**

જે જે રૂપાદિક વસ્તુની બુદ્ધિ કલ્પના કરે છે, તે તે વસ્તુને પ્રકાશતો તે તે વસ્તુનો સાક્ષી થાય છે, અને પોતે તો સ્વતઃ વાણી તથા બુદ્ધિનો અવિષય છે, (અર્થાત્ તેનું નિજસ્વરૂપ તો મન તથા વાણીથી અગોચર છે.)

અહીં વાદી એવી શંકા કરે છે કે, જ્યારે મન તથા વાણીનો અવિષય છે, ત્યારે તે સાક્ષી મુમુક્ષુજનોથી ગ્રહણ નહિ કરાય.

**कथं तादृङ्मया ग्राह्य इति चेन्मैव गृह्यताम् ।**
**सर्वग्रहोपसंशांतौ स्वयमेवावशिष्यते ॥ २४ ॥**

ત્યારે એવા (મનવાણીને અગોચર) સાક્ષીને

હું કેવી રીતે ગ્રહણ કરી શકું? એમ જો કહો તો, ભલે ગ્રહણ ન કરાય; (અર્થાત્ એ અગ્રાહ્યપણું અમારે ઇષ્ટ છે.) સર્વગ્રહ એટલે સર્વ પ્રકારની પ્રતીતિની સારી એવી શાંતિ થયે આપ પોતે જ અવશેષ[૪] રહે છે.

૪. અભિપ્રાય એમ છે કે, આત્માથી ભિન્ન જે દ્વૈત વસ્તુમાત્ર. તેના મિથ્યાપણાનો નિશ્ચય થઈ તે નિશ્ચય દ્વારા તે દ્વૈતની પ્રતીતિની ઉપશાંતિ થયેથી કેવળ આત્મા જ સત્યપણા વડે કરી અવશેષ રહે છે. આ જ અર્થ પ્રથમ આ જ પ્રકરણના ત્રીજા શ્લોકમાં કહ્યો છે કે, 'વિચાર વડે કરી માયા જ્યારે નાશ પામે, ત્યારે તે આત્મા જ શેષ રહે છે, એ કથન પણ આ નિરૂપણથી અર્થવાળું ગણી લેવુ

તો કે ઉપરના શ્લોકમા નિરૂપણ કર્યા પ્રમાણે સ્વાત્મા પરિશેષ રહે છે, તોપણ તે આત્માના અપરોક્ષપણાને માટે કંઈ પ્રમાણની અપેક્ષા છે? એવી આશંકા થાય ત્યા કહી દેખાડે છે.

**न तत्र मानापेक्षास्ति स्वप्रकाशस्वरूपतः ।**
**तादृग्व्युत्पत्त्यपेक्षा चेच्छ्रुतिं पठ गुरोर्मुखात् ॥२५॥**

તે સ્વાત્માને વિષે કંઈ પણ પ્રમાણની અપેક્ષા છે નહિ; કારણ કે તે આત્મા પોતે જ સ્વપ્રકાશ છે. (આત્મા સ્વપ્રકાશ છે, એમાં પણ પ્રમાણની જરૂર છે એવી શંકા થતા કહે છે:) એવા બોધની જો અપેક્ષા હોય, તો કોઈ બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી શ્રુતિનું પઠન કર; એટલે કે તાદૃશ ગુરુ મુખથી જાણેલી શ્રુતિથી એવું જ્ઞાન થશે, જેથી આત્માને અપરોક્ષ જાણી ઇતર પ્રમાણનિરપેક્ષ સ્વસ્વરૂપનો અનુભવ થશે.

એ પ્રમાણે ઉત્તમ અધિકારીઓને આત્માના અનુભવનો ઉપાય કહી બતાવી હવે મંદ અધિકારીઓને માટે પણ આત્માનુભવનો ઉપાય કહી બતાવે છે

**यदि सर्वग्रहत्यागोऽशक्यस्तर्हि धियं व्रज ।**
**शरणं तदधीनोऽन्तर्बहिर्वैषोऽनुभूयताम् ॥ २६ ॥**

જો સર્વ વિષયોની પ્રતીતિનો ત્યાગ કરવો અશક્ય જણાય, તો તમારી બુદ્ધિને શરણે[૫] જાઓ; અર્થાત્ તે બુદ્ધિ વડે જે જે અંતરના અને બહારના વિષયોની કલ્પના કરવામાં આવે, તે તે વિષયોના સાક્ષીપણા વડે રહેલા આ આત્માનો તમારે અનુભવ કરવો.

૫. 'બુદ્ધિને શરણે જા' એમ કહેવાનો આશય એવો છે કે જેમ 'પેલી ડાળ ઉપર ચંદ્ર છે' એ વચન ઉપરથી સ્થૂળદૃષ્ટિવાળો પુરુષ તે ડાળ ઉપર નજર માંડે છે, પછી ધર્મ સહિત તે ડાળની દૃષ્ટિ મૂકી દઈને તે ડાળને સમીપ આકાશમા સ્થિત હોવાથી ડાળને આધીન જે ચંદ્ર તેને દેખે છે, તેમ મંદ બુદ્ધિવાળો પુરુષ ગુરુના ઉપદેશથી બુદ્ધિને પ્રથમ લક્ષ્ય કરે છે. તદનંતર બાહ્ય આંતરાદિ ધર્મ સહિત બુદ્ધિને છોડી દઈને, પછી અધિષ્ઠાન સાક્ષીરૂપે કરી બુદ્ધિની સમીપ (સ્થિત) હોવાથી બુદ્ધિને અધીન થયેલા જેવો જે પરમાત્મા છે, તેનો સ્વસ્વરૂપે કરી અનુભવ કરે છે.

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'નાટકદીપ' નામનું દશમું પ્રકરણ સમાપ્ત**

## 'નાટકદીપ'નું મનન

અધિષ્ઠાન ચૈતન્યને વિષે અધ્યસ્ત જે આ અહંકારાદિક સકળ પ્રપંચ તથા તેના અવભાસક સાક્ષીને એક નાટકનુ સ્વરૂપ કલ્પી આ પ્રકરણમા સમજાવેલા છે, તેથી આ પ્રકરણને નાટકદીપ એવી સંજ્ઞા આપેલી છે આરંભમા અધ્યારોપ તથા અપવાદ, આ બે પરમાત્મપ્રપંચન કરવામા અવશ્ય ઉપયોગી છે, તેથી અદ્વિતીય પરિપૂર્ણ આનંદરૂપ એવો પરમાત્મા પોતે જ જગતરૂપ થઈ તેમા જીવરૂપે પ્રવિષ્ટ થયો, તેમા પણ વિષ્ણુ આદિક ઉત્તમ દેહમા પ્રવિષ્ટ થતો દેવતા કહેવાયો, તે મર્ત્ય વગેરે અધમ દેહમા પ્રવિષ્ટ થઈ પૂર્વોક્ત દેવતાઓને ભજવાવાળો થયો, એવી રીતે અધ્યારોપનુ નિરૂપણ કરીને, પછી અનેક જન્મમા કરેલા ઈશ્વરભજનના પ્રભાવથી તે જીવ પોતાના સ્વરૂપનો વિચાર કરવા ઇચ્છે છે અને જ્યારે શ્રવણ—મનન—નિદિધ્યાસન દ્વારા ઉત્પન્ન થયેલા જ્ઞાને કરી માયા વિનષ્ટ થાય અર્થાત્ (આનંદમય) સ્વસ્વરૂપનુ આવરણ કરનારી માયા નિવૃત્ત થઈ જાય એટલે પછી પોતે માત્ર સાક્ષી જ અવશેષ રહે છે. એવી રીતે અપવાદ પણ કહી બતાવી એમ સિદ્ધ કર્યું કે અદ્વય આનંદરૂપ જે આત્મા છે તેને સદ્વયતા તથા દુઃખીપણું, એ બંધ કહેવાય છે અને તે આત્માનુ સ્વરૂપે જે અવસ્થાન તેનુ નામ જ મોક્ષ. હવે એ અવિચારથી કરાયેલો બંધ, વિચારે કરી નિવૃત્ત થાય છે તેથી જીવ તથા પરમાત્મા એ બન્નેનો નિરંતર વિચાર કર્યા જ કરવો. 'અહં હુ' એમ જે અભિમાન ધારણ કરે તે કર્તા, મન તેનુ સાધન છે અને અંતર્વૃત્તિ તથા બહિર્વૃત્તિ આદિક તેની ક્રિયાઓ છે અંતર્મુખા જે 'હુ' એવી વૃત્તિ છે તે આભ્યંતર કર્તાને નિર્દેશે છે અને 'इदं—આ' એવી જે બહિર્મુખાવૃત્તિ છે તે બાહ્ય વસ્તુને અનુલક્ષીને તેવો નિર્દેશ કરાય છે,

પણ એ કર્તા તથા સકળ ક્રિયાઓ અને સકળ વ્યાવૃત્ત વિષયોને એક યત્નથી જે સ્ફુરિત કરે છે, તે ચૈતન્યરૂપ સાક્ષી છે એ સાક્ષીને નાટકશાળાના દીપક સાથે સરખાવ્યો. તેમા જેમ નૃત્યશાળામા રહેલો દીપક મુખ્ય પ્રેક્ષક રાજાદિક હોય તેને તથા ઇતર જોવાવાળાઓને તેમ જ નર્તકી(નાચ કરનારી)ને એક સરખી રીતે પ્રકાશે છે, એવી જ રીતે આ સાક્ષી પણ અહકાર, બુદ્ધિ તથા વિષયોને સર્વદા પ્રકાશે છે, વળી એ અહકારાદિક સુષુપ્તિ વગેરેમા જ્યારે લય પામી જાય છે, ત્યારે તે તમામના અભાવને પણ તે સાક્ષી જ બહાર તથા અદર સર્વત્ર પ્રકાશી રહ્યો છે આ બહાર કહ્યુ તે દેહની અપેક્ષાએ બહાર એમ સમજવુ, તેમ જ અદર જે કહ્યુ તે અહકારને અનુલક્ષીને તેમ કહ્યું છે. અદર રહેલી બુદ્ધિ વૃત્તિ ઇદ્રિયો સહિત બહાર આવે છે, તેમ ભાસ્ય (સાક્ષીએ ભાસ ન કરવા યોગ્ય) બુદ્ધિનુ ચલપણુ સાક્ષીને વિષે આરોપાય છે બાકી સાક્ષી પોતે બહાર નથી, તેમ આતર પણ નથી એ દેશવિભાગો તો સઘળા બુદ્ધિવૃત્તિના જ છે બુદ્ધિ જે જે રૂપાદિકને કલ્પે, તેને પ્રકાશતો સાક્ષી વર્તે છે. બાકી સાક્ષી પોતે બહાર નથી તેમ આતર પણ નથી. એ દેશવિભાગો તો સઘળા બુદ્ધિવૃત્તિના જ છે બુદ્ધિ જે જે રૂપાદિકને કલ્પે, તેને પ્રકાશતો સાક્ષી વર્તે છે બાકી સ્વસ્વરૂપે તો એ આત્મા મન તથા વાણીનો અગમ્ય જ છે, ત્યારે તેવો સાક્ષી આપણે કેવી રીતે જાણી શકીએ? ત્યા કહ્યુ કે, તે પોતે સ્વપ્રકાશ હોવાથી તેના ગ્રહણમાં ઇતર કોઈ પણ પ્રમાણની અપેક્ષા નથી એ તો જે કઈ ગ્રહણ થાય છે તે સર્વની ઉપશાતિ થતા જ તે જ ચિદ્રૂપ સાક્ષી અવશેષ રહે છે તેને સમજવા માટે ગુરુમુખથી શ્રુતિ ભણો તથા સ્વબુદ્ધિને શરણે થઈ વિચારજન્ય જ્ઞાને કરી બહાર તથા અંદર સર્વત્ર સમરસ એવો એ સાક્ષી નિજરૂપે અનુભવ કરાઓ

# ૧૧ : બ્રહ્માનંદગત યોગાનંદ

## બ્રહ્મની આનંદતા, અદ્વયતા અને સ્વપ્રકાશતાની સિદ્ધિ

### અનેક શ્રુતિથી બ્રહ્મજ્ઞાનની અનર્થનિવૃત્તિ તથા પરમાનંદપ્રાપ્તિની હેતુતાનું કથન

બ્રહ્માનદ ગ્રંથના પ્રણેતા શ્રીભારતીતીર્થ મુનિ કરવા ઇચ્છેલા ગ્રથની નિર્વિઘ્ન સમાપ્તિને અર્થે પરિપંથીભૂત સકલ દોષની નિવૃત્તિને ઉદ્દેશીને અભિમત પરદેવતાતત્ત્વાનુસધાનરૂપ મગલાચરણ કરવાની સાથે, આ ગ્રથમા શ્રોતાની પ્રવૃત્તિ કરાવવાના હેતુથી આ ગ્રથનું પ્રતિપાદન કરવા ધારેલું—અભિધેય (વિષય)—પ્રયોજન સહિત પ્રથમ શ્લોકમા દર્શાવી ગ્રંથાર ભની પ્રતિજ્ઞા કરે છે.

**ब्रह्मानंदं प्रवक्ष्यामि ज्ञाते तस्मिन्नशेषतः ।**
**ऐहिकामुष्मिकानर्थव्रातं हित्वा सुखायते ॥ १ ॥**

**(હું ગ્રંથકર્તા) બ્રહ્માનદને કહીશ; તે બ્રહ્માનંદને જાણે ત્યારે આ પુરુષ ઐહિક (આ લોક સબંધી) તથા આમુષ્મિક (પરલોક સબંધી) નિઃશેષ અનર્થના સમૂહને ત્યાગીને સુખી થાય[1] છે.**

[1] આ શ્લોકનો આશય એવો છે કે निर्विशेष पर ब्रह्म साक्षात्कर्तुमनीश्वरा.। ये मन्दास्तेऽनुकम्प्यन्ते सविशेषनिरूपणैः। નિર્વિશેષ બ્રહ્મને સાક્ષાત્ (અપરોક્ષરૂપે) જાણી શકવાને અસમર્થ એવા મદ બુદ્ધિવાળા અધિકારીઓ સવિશેષ (સગુણ) બ્રહ્મના નિરૂપણે કરી કૃપાવિષય કરાય છે સગુણ બ્રહ્મરૂપ શિવ આદિક દેવતાઓનુ તત્ત્વભૂત તો નિર્ગુણ બ્રહ્મ છે, અને તે બ્રહ્મ ‘आनन्दो ब्रह्मेति। આનદ બ્રહ્મ છે.’ ઇત્યાદિ શ્રુતિથી આનદસ્વરૂપ જ છે, તેથી અહી આરંભમા ‘બ્રહ્માનદ’ શબ્દના પ્રયોગથી ‘यद्धि मनसा ध्यायति तद्वाचा वदति। જે કંઈ મનમા ચિતવે છે, તે જ વાણીથી બોલે છે’ એ ન્યાય પ્રમાણે મંગલાર્થ ઉચ્ચારણ કરેલા ‘બ્રહ્માનદ’ શબ્દથી તે બ્રહ્મનુ હૃદયમા અનુધ્યાન સૂચવવાની સાથે વેદાતપ્રકરણરૂપ આ ગ્રથનો વિષય પણ સૂચિત થાય છે તેમ જ ઉત્તરાર્ધમા—ઐહિક—દેહસ્ત્રીપુત્રાદિકને વિષે ‘અહ, મમ—હુ, મારુ’ ઇત્યાદિક અભિમાનરૂપ અનર્થના, તથા આમુષ્મિક (પરલોક સબધી) વસ્તુમા થતા અભિનિવેશ વગેરે અનર્થના સમૂહનો ત્યાગ કહી ઇષ્ટપ્રાપ્તિ તથા અનિષ્ટનિવૃત્તિરૂપ પ્રયોજનદ્વય પણ શબ્દથી કહે છે, અને વાચ્ય—બ્રહ્મ તથા વાચક—ગ્રંથ એ બેના અભેદ વિચારથી આ ગ્રથનો તેના વિષય સાથેનો પ્રતિપાદ્ય-પ્રતિપાદક સબધ પણ કહેવાઈ જાય છે, એટલે કે આ ગ્રંથમા હુ બ્રહ્માનદનું પ્રવચન કરીશ, તેને યથાવત્ જાણીને પુરુષ આધ્યાત્મિકાદિક તાપ વગેરે ઐહિક તથા પારલૌકિક અનર્થ સમુદાયને છોડીને સ્વરૂપ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે.

બ્રહ્મજ્ઞાનને અનિષ્ટનિવૃત્તિ તથા ઇષ્ટપ્રાપ્તિની કારણતા છે, એ વિષયમાં શ્રુતિ તથા સ્મૃતિઓના વાક્યો પ્રમાણ તરીકે દેખાડે છે

**ब्रह्मवित्परमाप्नोति शोकं तरति चात्मवित् ।**
**रसो ब्रह्मरसं लब्ध्वाऽऽनंदी भवति नान्यथा ॥२॥**

બ્રહ્મને જાણનાર પુરુષ માયાથી પર રહેલા

બ્રહ્મને અભેદભાવે પ્રાપ્ત થાય છે અને પોતાના વાસ્તવિક સચ્ચિદાનંદસ્વરૂપને જાણનારો પુરુષ માનસસંતાપરૂપ શોકને તરી[3] જાય છે. આ આત્મા આનંદસ્વરૂપ છે; આત્માથી અભિન્ન બ્રહ્મરૂપ આનંદને પામીને મનુષ્ય આનંદી[4] થાય છે: બીજા કોઈ પણ ઉપાયે એ આનંદી થતો નથી.

૨ 'ब्रह्मविदाप्नोति परम् ।' (તૈ ૨.૧) બ્રહ્મજ્ઞાની પુરુષ ઉત્કૃષ્ટ આનંદરૂપ બ્રહ્મને પામે છે.

૩. 'श्रुत ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मवित् ।' (છા. ૭ ૧. ૩) ભૂમા શબ્દથી ઓળખાતા દેશકાળાદિ પરિચ્છેદથી રહિત આત્માને જે જાણે છે, તે પુરુષ 'અરે હું અકૃતાર્થ જ રહ્યો' એવા આકારના માનસતાપરૂપ શોકને તરી જાય છે. એમ મે આપ જેવા પાસેથી સાંભળ્યુ છે. નારદનું સનત્કુમાર પ્રતિ આ વચન છે.

૪. 'रसो वै स रस ह्येवाय लब्ध्वानन्दी भवति' (તૈ ૨. ૬) રસ (આનંદ) એ જ બ્રહ્મરૂપે આત્મા છે, એ રસરૂપ બ્રહ્મને પામીને (સ્વરૂપે અનુભવીને) પુરુષ આનંદી (આનંદરૂપ) થાય છે.

પુન બીજી બે શ્રુતિઓનો અનુવાદ કરી આત્મામા અભેદ ભાવે રહેનાર મનુષ્ય નિર્ભય થાય છે અને તેમા ભેદ રાખનાર ભય પામે છે એમ જણાવે છે

**प्रतिष्ठां विंदते स्वस्मिन्यदा स्यादथ सोऽभयः ।**
**कुरुतेऽस्मिन्नंतरं चेदथ तस्य भयं भवेत् ॥ ३ ॥**

જ્યારે[5] તે(મુમુક્ષુ પુરુષ) પ્રતિષ્ઠા(સ્વસ્વરૂપને વિષે સ્થિતિ)ને પામે છે, ત્યારે તે અભય થાય છે અને જ્યારે પુરુષ[6] આ સ્વસ્વરૂપને વિષે અંતર (ભેદ) કરે છે (સમજે છે), ત્યારે તેને ભય થાય છે.

૫. यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभय प्रतिष्ठां विन्दतेऽथ सोऽभय गतो भवति ' (તૈ. ૨. ૭) જે વખતે મુમુક્ષુ આ વિદ્વાનોના અનુભવ માત્રથી જ ગમ્ય ઇંદ્રિયનો અવિષય, સ્વસ્વરૂપ હોવાથી સ્વકીયપણાનો અવિષય, શબ્દ વડે કહેવાને અયોગ્ય અને લય પામવાના આધારરહિત, એવા કેવળ સ્વમહિમાને વિષે સ્થિત આત્મા વિષે સ્થિતિ પામે છે. ત્યારે તે જ્ઞાની અભયને (મોક્ષને) પામેલો થાય છે.

૬ यदाह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुतेऽथ तस्य भय भवति ' (તૈ ૨. ૭) જ્યારે આ (પૂર્વોક્ત) મુમુક્ષુ એ અદૃશ્યત્વાદિ ગુણયુક્ત પ્રત્યગભિન્ન બ્રહ્મને વિષે અલ્પ પણ અંતર (ઉપાસ્ય–ઉપાસક આદિક ભેદ) કરે છે, ત્યારે તે ભેદદર્શી પુરુષને ભય (સંસારકૃત જન્મમરણાદિક દુખો) થાય છે.

અભિપ્રાય એવો છે કે, અદ્વિતીય આત્માનું જ્ઞાન એ જ અનર્થનિવૃત્તિનો ઉપાય છે, અન્ય નહિ

ભેદદર્શીને ભય થાય છે, એ દૃઢ કરવા સારુ બ્રહ્માત્મૈકત્વજ્ઞાનરહિત વાયુ આદિકને ભય દર્શાવનારી 'भीषाऽस्माद्वात पवते भीषोदेति सूर्यः । भयादिन्द्रश्च वह्निश्च मृत्युर्धावति पञ्चम ॥ (તૈ ૨ ૮) આ(પરમાત્મા)થી ભીતિને લઈને વાયુ વાય છે, એના જ ભયથી સૂર્ય (સમયસર) ઉદય પામે છે, એના જ ભયથી ઇન્દ્ર, અગ્નિ અને પાંચમો મૃત્યુ દોડયા કરે છે' એ શ્રુતિને અર્થથી કહે છે:

**वायुः सूर्यो वह्निरिंद्रो मृत्युर्जन्मांतरेंऽतरम् ।**
**कृत्वा धर्म विजानन्तोऽप्यस्माद्भीत्या चरन्ति हि ॥**

વાયુ, સૂર્ય, અગ્નિ, ઇંદ્ર ને યમ એ દેવો પૂર્વજન્મમા ઇષ્ટાપૂર્તાદિરૂપ ધર્મનું જ્ઞાનપૂર્વક અનુષ્ઠાન કરનારા છતાં પણ બ્રહ્મથી પોતાનો ભેદ માનવાથી આ જન્મમા બ્રહ્મના ભય વડે પોતપોતાનુ કામ સાવધનતાપૂર્વક કરે છે.[7]

૭ આ શ્લોકમાં 'हि' શબ્દ છેડે આવ્યો છે, તે ઉપરથી भयादस्याग्निस्तपति भयात्तपति सूर्य । भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चम । એ ઉપરની શ્રુતિના સમાન જ અર્થવાળી કઠવલ્લીની નચિકેતા પ્રતિ યમરાજાએ કહેલી શ્રુતિનુ પણ આ સ્થળે અર્થપ્રદર્શન સમજી લેવુ, એમ સૂચવે છે.

'तरति शोकमात्मवित् । આત્મવેત્તા પુરુષ શોકને તરે છે' ઇત્યાદિક વાક્યોમા બ્રહ્માનંદના જ્ઞાનને અનર્થનિવૃત્તિનું હેતુપણું સ્પષ્ટ નથી જણાતું એવી આશંકા કરી, તેવી રીતે સ્પષ્ટ પ્રતિપાદન કરનારું વાક્ય કહી દેખાડે છે

**आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ।**
**एतमेव तपेन्नैषा चिंता कर्माग्निसंभृता ॥ ५ ॥**

આનંદસ્વરૂપ બ્રહ્મને અપરોક્ષપણાથી જાણનારો વિદ્વાન આ લોક સબંધી વ્યાઘ્રસર્પાદિકથી કે પરલોક સબંધી પાપાદિકથી કશાથી પણ ભય પામતો નથી. (અર્થાત્–एतं ह वाव न तपति किमहं साधु नाकरवं किमहं पापमकरवम् । મેં સારું કામ કેમ ન કર્યું, અને મેં પાપકર્મ કેમ કર્યું, એવી ચિંતા જ્ઞાનીને તપાવતી નથી' એ શ્રુતિ જ્ઞાનીને ચિંતાનો અભાવ સ્પષ્ટ કહી દર્શાવે છે.)

જ્ઞાનીને પુણ્ય કે પાપ સર્વથા સંતાપક થતા નથી, એ વિષયમાં હેતુ દર્શાવનાર, 'स य एव विद्वानेते आत्मानं स्पृ-

ણુતે। (તૈ ૨. ૯. ૧) તે જે કોઈ પુરુષ એવી રીતે જાણી તે પુણ્ય અને પાપ બન્નેને છોડીને આત્માને પ્રિય કરતો (સદાકાળ સ્મરણ કરતો) રહે છે' 'उभे ह्येवैव एते आत्मानꣳ स्पृणुते।' (તૈ ૨.૯.૧) આ જ્ઞાની એ પુણ્ય તથા પાપ બન્નેને આત્મરૂપ જ દેખે છે' એ બેય વાક્યોને અર્થથી કહે છે

**एवं विद्वान्कर्मणी द्वे हित्वाऽऽत्मानं स्मरेत्सदा।**
**कृते च कर्मणी स्वात्मरूपेणैवैष पश्यति॥ ६॥**

એવી રીતે વિદ્વાન (આત્માને બ્રહ્મરૂપે અનુભવતો) પુરુષ બન્ને (પુણ્યપાપાત્મક) કર્મોને ત્યાગીને બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્માનું સદાકાળ સ્મરણ કર્યા કરે; કારણ કે પુણ્યપાપરૂપ બન્ને પ્રકારનાં કરેલાં કર્મોને એ જ્ઞાની સ્વાત્મરૂપે[૮] દેખે છે.

૮. એ વિદ્વાન પૂર્વોક્ત પાપપુણ્યાત્મક ઉભયવિધ કર્મો દેહઇંદ્રિયાદિકની પ્રવૃત્તિથી ઉત્પન્ન થયાં છે, તેથી તે મિથ્યા છે એમ અનુસંધાન કરીને તે કર્મોને સ્વાત્માથી ભિન્ન નહિ પણ સ્વાત્મરૂપ જ દેખે છે—સમજે છે, તેથી તે કર્મો સ્વાત્માથી અભિન્ન હોવાને લીધે પણ અતાપક (સંતાપ આપવા અસમર્થ) છે

'नाऽभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि। સો કરોડ કરોડ કલ્પ વ્યતીત થઈ જાય તોપણ કર્મ ભોગવ્યા વિના ક્ષય પામતું જ નથી,' એવાં શાસ્ત્રવાક્યો છે તેથી આ અનાદિ સંસારમાં ઘણાક જન્મથી ઉપાર્જન કરેલા પુણ્યપાપ વગેરે અસંખ્યાત કર્મો અપ્રસિદ્ધ હોવાને લીધે આત્મતાએ કરી અનુસંધાન કરવા અયોગ્ય છે, તો પછી તે વિષયની ચિંતા કેમ ન થાય, એવી આશંકા કરી, તત્ત્વજ્ઞાને કરી તેવાં કર્મો તેના આદિકારણ સહિત નાશ પામે છે, એવા અર્થનું પ્રતિપાદક મુંડકવાક્ય કહે છે –

**भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे॥७॥**

પર જે હિરણ્યગર્ભ સ્થાન, તે જેનાથી નિકૃષ્ટ છે એવા પરાવર પરમાત્મા જ્યારે દૃષ્ટ થાય (સાક્ષાત્ અનુભવાય), ત્યારે એ સાક્ષાત્કારવાનની હૃદયગ્રંથિ (બુદ્ધિ તથા ચિદાત્માનો દૃઢ સંશ્લેષ થતાં અન્યોન્યાધ્યાસરૂપ ગ્રંથિ) ભેદાઈ જાય છે, સર્વ સંશયો[૯] છેદાઈ જાય છે અને સંચિત કરેલાં પુણ્યપાપાદિક કર્મો ક્ષય પામે છે (તે કર્મોના નિદાનરૂપ અજ્ઞાનનો નાશ થવાથી નાશ પામે છે).

૯. આત્મા દેહાદિકથી વ્યતિરિક્ત છે કે નહિ? વ્યતિરિક્ત હોય તોપણ તે કર્તૃત્વ આદિક ધર્મોથી યુક્ત છે કે નહિ? કદી અકર્તા છે તો તેનો ભેદ છે કે નહિ? અભેદ હોય તોપણ તેનું જ્ઞાન કર્માદિ સહિત હોય તો મુક્તિસાધન છે કે કેવળ જ્ઞાન મુક્તિસાધન છે? ઇત્યાદિક સંશયોનો ફડચો થઈ જાય છે, કેમકે તત્ત્વથી સાક્ષાત્ કરેલ વસ્તુમાં સંશય કે વિપર્યય હોવાનો સંભવ રહેતો જ નથી.

**तमेव विद्वानत्येति मृत्युं पंथा न चेतरः।**
**ज्ञात्वा देवं पाशहानिः क्षीणैः क्लेशैर्न जन्मभाक्॥८**

તે પ્રત્યગભિન્ન આત્માને જાણનારો પુરુષ મૃત્યુને ઓળંગે છે—તે મૃત્યુને ઓળંગવારૂપ જે મુક્તિ, તેને માટે અન્ય માર્ગ[૧૦] છે જ નહિ. તે દેવ (સ્વપ્રકાશ આત્મા)ને જાણીને પાશ (કામક્રોધાદિક)ની હાનિ થાય છે; અને ક્ષીણ થયેલા તે ક્લેશરાગાદિક ભાવિજન્મના હેતુભૂત કર્મના આરંભક નહિ હોવાથી તે પુરુષ પછીથી ભાવિજન્મને ધારણ કરતો નથી.

૧૦ 'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः।' 'विद्या चाऽविद्या च यस्तद्वेदोभयꣳ सह।' 'अविद्यया मृत्यु तीर्त्वा विद्ययाऽमृतमश्नुते (ઈશા૦ ૨,૧૧) આ નરદેહ વિષે અગ્નિહોત્રાદિક કર્મ કરતો, મનુષ્ય સો વર્ષ પર્યંત જીવવાને ઇચ્છે.' 'વિદ્યા (દેવતાજ્ઞાનરૂપ ઉપાસના) તથા અવિદ્યા (કર્મ આદિક) એ બન્નેને જે પુરુષ સાથે જ જાણે છે,' તે પુરુષ અવિદ્યા (કર્મ) વડે કરી મૃત્યુ સ્વાભાવિક કામકર્માદિરૂપ)ને ઓળંગીને વિદ્યા(દેવતાજ્ઞાને કરી અમૃત–દેવ–ભાવ)ને પ્રાપ્ત થાય છે, ઇત્યાદિક શ્રુતિઓથી. તેમ જ 'कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादय।—यथान्नं मधुसंयुक्तं मधु चान्नेन सयुतं। एवं तपश्च विद्या च संयुक्तं भेषजं महत्। જનકાદિક કર્મ વડે કરીને જ સમ્યક્ પ્રકારે સિદ્ધિ પામ્યા—જેમ મધુસંયુક્ત અન્ન અને અન્નસંયુક્ત મધુ, તેમ જ તપ તથા વિદ્યા સંયુક્ત હોઈને જ મોટા ઔષધરૂપ છે' ઇત્યાદિક સ્મૃતિઓથી, કેવળ કર્મ મુક્તિનું હેતુ છે? અથવા જ્ઞાનસંયુક્ત કર્મ મુક્તિનો હેતુ છે? એવી આશંકા થાય ત્યાં ઉપરના વાક્યોમાં 'तप' શબ્દ પાપનિવૃત્તિ દર્શાવનારો છે, 'आस्थिता' એમાં 'आ' અંશ પણ પાપનિવૃત્તિ સૂચવે છે અને 'संसिद्धि' શબ્દ જ્ઞાનસાધન જે ચિત્તશુદ્ધિ તેનો બોધક છે, તેમ જ 'विद्या' શબ્દે કરી ઉપાસના કહેવા ઇચ્છેલ છે, તેથી કર્મને મુક્તિસાધનત્વ નથી એવા અભિપ્રાયથી મુક્તિને માટે જ્ઞાન સિવાય ઇતર સાધનનો નિષેધ દર્શાવતું શ્વેતાશ્વતર ઉપનિષદનું 'तमेव विदित्वाऽतिमृत्युमेति नाऽन्य पन्था विद्यतेऽयनाय। (શ્વે. ૬. ૧૫)

તે પ્રત્યગભિન્ન આત્માને જાણીને જ મૃત્યુ(જનન-મરણોપલક્ષિત સંસાર)ને અતિક્રમે છે (ઓળંગે) છે, મુક્તિને માટે બીજો માર્ગ છે જ નહિ,' આ વાક્યને અર્થથી કહેવાની સાથે ઐહિક,આ લોકનાં) તથા આમુષ્મિક(પરલોકના) યાવત્ અનિષ્ટની નિવૃત્તિબોધક તે જ ઉપનિષદ્નુ ज्ञात्वा देव सर्वपाशापहानि क्षीणै क्लेशैर्जन्ममृत्युप्रहाणि.' (શ્વે ૧. ૧૧) દેવ(સ્વપ્રકાશ આત્મા)ને જાણીને સર્વ પાશની હાનિ થાય છે. ક્લેશ સર્વક્ષીણ થતા જન્મમરણની પ્રકર્ષે કરી હાનિ થાય છે' એ પ્રમાણે સમાધાન આપેલ છે.

બ્રહ્મના સાક્ષાત્કાર વડે જ્ઞાની હર્ષશોકનો પરિત્યાગ કરે છે અને નહિ કરેલાં પુણ્યકર્મ ને કરેલા પાપકર્મ તેમને તપાવતા (સંતાપતા) નથી એવું જણાવનારી શ્રુતિઓનો અનુવાદ નીચેના શ્લોકમા કરે છે

**देवं मत्वा हर्षशोकौ जहात्यत्रैव धैर्यवान् ।**
**नैनं कृताकृते पुण्यपापे तापयतः क्वचित् ॥९॥**

**ધૈર્યવાન(બ્રહ્મચર્યાદિસાધનસંપન્ન) પુરુષ દેવ–ચિદાનંદાદિ લક્ષણ–સ્વપ્રકાશ આત્માને જાણીને અહીં જ(આ જન્મમાં જ) હર્ષ તથા શોક[૧૧] બન્નેને ત્યાગે છે. એ જ્ઞાનીને કરેલા તથા નહિ કરેલાં પુણ્ય અથવા પાપ કોઈ પણ કાળે તપાવતા[૧૨] નથી.**

૧૧. શ્રુતિઓમા આત્મવિદ્યાનુ ફળ શોકતરણાદિકરૂપ સાંભળીએ છીએ પણ તેવુ જોવામા આવતુ નથી, કેમકે જ્ઞાનીઓ પણ ઇષ્ટની પ્રાપ્તિ તથા અનિષ્ટના પરિહારને માટે યત્ન કરતા દેખાય છે. આવી આશકા કરી, 'દૃઢ અપરોક્ષાનુભવવાન્ પુરુષને તેવી પ્રવૃત્તિ નથી હોતી' એવા અર્થનું પ્રતિપાદક 'अध्यात्मयोगाधिगमेन देव मत्वा धीरो हर्षशोकौ जहाति । (કઠ ૧ ૨ ૧૨) ધીર પુરુષ અધ્યાત્મયોગ (આત્મતત્ત્વના બોધ) વડે કરી દેવ–સ્વપ્રકાશ–અંતર્યામીને જાણીને હર્ષ તથા શોક બન્નેનો ત્યાગ કરે છે' આ કઠવલ્લીવાક્યને અર્થત કહેલ છે.

૧૨. અભિપ્રાય એવો છે કે ૫મા શ્લોકમાં 'નહિ કરેલુ પુણ્ય તથા કરેલુ પાપ' તત્ત્વવેત્તાને તાપનું હેતુ થતુ નથી, એમ જે કહ્યું. ત્યાં તાપ એટલે એક પ્રકારનો ચિત્તવિકાર, તો પુણ્ય કરાય ત્યારે તે હર્ષરૂપ વિકાર ઉત્પન્ન કરે છે, ને ન કરાય તો ખેદ કરાવે છે, અને પાપ એનાથી ઊલટું એટલે ન કર્યું હોય તો હર્ષ આપે છે અને જો કરાયુ તો વિષાદ–ખેદ કરાવે છે. પણ તત્ત્વવેત્તા તો પોતે અવિક્રિય બ્રહ્મરૂપ હોવાને લીધે બન્ને (પુણ્યપાપાદિ) સર્વથા તેને વિકારહેતુ થતાં નથી, એટલે ૫મા શ્લોક કરતાં વિશેષ દર્શાવવા યાજ્ઞવલ્ક્યનું 'नैनं कृताकृते तपत । જ્ઞાનીને કરેલાં અથવા નહિ કરેલાં પુણ્ય કે પાપ સંતાપતાં નથી' એ વાક્ય ઉદ્ધૃત કરેલ છે

શું આટલા જ પ્રમાણવાક્યો છે? નહિ, ઘણા છે; એમ કહે છે.

**इत्यादि श्रुतयो बह्व्यः पुराणैः स्मृतिभिः सह ।**
**ब्रह्मज्ञानेऽनर्थहानिमानंदं चाप्यघोषयन् ॥१०॥**

**ઇત્યાદિક[૧૩] ઘણીક શ્રુતિઓ, પુરાણો તથા સ્મૃતિઓ સહિત પ્રમાણ છે; અને તે સઘળાં વાક્યો 'બ્રહ્મજ્ઞાન થતાં સર્વ અનર્થની હાનિ તથા પરમ આનંદની પ્રાપ્તિ થાય છે;' એમ પોકારીને કહે છે.**

૧૩. અહીં આદિ શબ્દ વડે 'इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः । (કેન ૨. ૫) જો અહીં જ બ્રહ્મને જાણ્યુ તો સત્યરૂપ છો અને જો નથી જાણ્યુ તો મહાન હાનિ છે' તથા 'य एतद्विदुरमृतास्ते भवन्ति । (શ્વે ૩ ૧૦) જે એ બ્રહ્મને જાણે છે તે અમૃત થાય છે' 'तद् यो यो देवाना प्रत्यबुध्यत स एव तदभवत् । (બૃ. ૧ ૪ ૧૦) દેવો મધ્યે જે જે દેવોએ એ બ્રહ્મને જાણ્યુ તે તે તદ્રૂપ થયાં' 'निचाय्य त मृत्युमुखात्प्रमुच्यते । (કઠ ૧. ૩. ૧૫) નિશ્ચયપૂર્વક તે બ્રહ્મને જાણવાથી મૃત્યુના મુખમાંથી છૂટી જવાય છે,' વગેરે બીજી ઘણી શ્રુતિઓ તથા સ્મૃતિઓ બ્રહ્મજ્ઞાનથી નિશ્ચયપૂર્વક અનર્થની નિવૃત્તિ તથા પરમાનંદની પ્રાપ્તિનુ પ્રતિપાદન કરે છે.

### શ્રુતિએ કરી બ્રહ્મની આનંદરૂપતાનું કથન કરી બ્રહ્મની અદ્વિતીયતા તથા સ્વપ્રકાશતાની સિદ્ધિ

'બ્રહ્માનંદ' આ પદમા બ્રહ્મપદ વડે આનંદને વિશેષિત કર્યો છે, તે ઉપરથી બીજો પણ આનંદ હોવો જોઈએ ત્યારે તે આનંદ કેટલા પ્રકારનો તથા કેવો છે, એવી આકાંક્ષા થાય, ત્યા તે આનંદના ભેદ દર્શાવવાની સાથે બ્રહ્માનંદના વિવેચનની પ્રતિજ્ઞા કરે છે.

**आनंदस्त्रिविधो ब्रह्मानंदो विद्यासुखं तथा ।**
**विषयानंद इत्यादौ ब्रह्मानंदो विविच्यते ॥११॥**

**બ્રહ્માનંદ, વિદ્યાનંદ, તથા વિષયાનંદ; એવા ભેદથી આનંદ ત્રણ પ્રકારનો છે. તેમાં બ્રહ્માનંદ સિવાયના બાકીના બે આનંદ બ્રહ્માનંદમૂલક જ છે, તેથી પ્રથમતઃ ત્રણ અધ્યાય વડે બ્રહ્માનંદનું વિભાગપૂર્વક વિવેચન કરાય છે.**

પ્રથમ તૈત્તિરીયશ્રુતિનું પર્યાલોચન કરતાં આનંદ એક નહિ જણાય છે, એવા અભિપ્રાયથી ભૃગુવલ્લીને, અર્થ સહિત દર્શાવે છે.

भृगुः पुत्रः पितुः श्रुत्वा वरुणाद्ब्रह्मलक्षणम् ।
अन्नप्राणमनोबुद्धिस्त्यक्त्वाऽऽनंदं विजज्ञिवान् ॥

ભૃગુ નામનો પુત્ર વરુણ નામના પિતા પાસેથી 'यतो वा इमानि भूतानि जायन्ते॰ (તૈ. ૩. ૧) જેનાથી આ સર્વભૂત ઉત્પન્ન થાય છે' ઇત્યાદિ બ્રહ્મલક્ષણ સાભળીને અન્ન, પ્રાણ, મન અને બુદ્ધિ; એટલે તે તે નામના કોશને વિષે બ્રહ્મ લક્ષણનો અસંભવ હોવાથી તે સર્વેને ત્યાગીને, અર્થાત્ તે ચારે કોશોનું અબ્રહ્મપણુ નિશ્ચિત કરીને આનંદને બ્રહ્મપણારૂપે જાણી ગયો.

આનંદમાં બ્રહ્મલક્ષણની કેમ યોજના કરી, તે કહે છે

आनंदादेव भूतानि जायंते तेन जीवनम् ।
तेषां लयश्च तत्रातो ब्रह्मानंदो न संशयः ॥ १३ ॥

(ગ્રામ્યધર્મનિમિત્તક) આનંદથી જ (આ) ભૂત (પ્રાણીમાત્ર) ઉત્પન્ન થાય છે, તે (વિષયભોગરૂપ) આનંદથી જીવન પામે છે અને તે પ્રાણીઓનો લય પણ તે સુષુપ્તિકાળના સ્વરૂપભૂત આનંદને વિષે જ થાય છે અને તે કાળમાં આનંદ સિવાય બીજુ કશું અનુભવાતું નથી; તેથી એ આનંદ બ્રહ્મ જ છે, તેમાં સર્વથા કંઈ સંશય કરવા જેવું નથી.

એવી રીતે તૈત્તિરીય શ્રુતિનો વિચાર કરી હવે છાંદોગ્ય શ્રુતિના પર્યાલોચન ઉપરથી પણ બ્રહ્મની આનંદરૂપતા દર્શાવે છે

भूतोत्पत्तेः पुरा भूमा त्रिपुटीद्वैतवर्जनात् ।
ज्ञातृज्ञानज्ञेयरूपा त्रिपुटी प्रलये हि नो ॥ १४ ॥

(છાંદોગ્યના સાતમા અધ્યાયના સનત્કુમાર તથા નારદના સંવાદરૂપ પ્રકરણમાં 'यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा। (છા. ૭. ૨૪. ૧) જેને વિષે અન્યને દેખતો નથી, અન્યને સાભળતો નથી, અન્યને જાણતો નથી તે ભૂમા,' એવું જે ભૂમબ્રહ્મનુ પ્રતિપાદક વાકય છે તેનો અર્થ સંક્ષેપથી કહી દેખાડે છે.) પંચમહાભૂતની ઉત્પત્તિથી પૂર્વે ત્રિપુટીરૂપ દ્વૈતનું વર્જન છે, અર્થાત્ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, એ ત્રણના સમુદાયને ત્રિપુટી કહે છે. એવા ત્રિપુટીરૂપ દ્વૈતનો ભૂતની ઉત્પત્તિથી પૂર્વે અભાવ હોય છે તેથી તેવી ત્રિપુટી પ્રલયને વિષે નિશ્ચયે હોતી નથી.

હવે જ્ઞાતા આદિકનું સ્વરૂપ કહી દેખાડે છે.

विज्ञानमय उत्पन्नो ज्ञाता ज्ञानं मनोमयः ।
ज्ञेयाः शब्दादयो नैतत्त्रयमुत्पत्तितः पुरा ॥१५॥

પરમાત્માથી ઉત્પન્ન થયેલ બુદ્ધિની ઉપાધિવાળો જીવરૂપ વિજ્ઞાનમય કોશ તે જ્ઞાતા છે, અને મનોમય કોશ(મનને વિષે પ્રતિબિંબિત મનોમય શબ્દવાચ્ય ચૈતન્ય)ને જ્ઞાન શબ્દથી કહેવાય છે તથા શબ્દાદિક જે વિષય છે તે જ્ઞેય છે; આ ત્રણે મળી ત્રિપુટી કહેવાય છે. તે ત્રિપુટી કાર્યરૂપ હોવાથી ઉત્પત્તિથી પૂર્વે (કારણભૂત પરમાત્માથી ભિન્ન) છે જ નહિ.

ઉપરના નિરૂપણનો ફલિત અર્થ કહી દેખાડે છે

त्रयाभावे तु निर्द्वैतः पूर्ण एवानुभूयते ।
समाधिसुप्तिमूर्च्छासु पूर्ण सृष्टेः पुरा तथा ॥१६॥

સમાધિ, સુષુપ્તિ[14] તથા મૂર્છાને વિષે ઉપર કહેલી ત્રિપુટીનો જ્યારે અભાવ હોય છે, ત્યારે નિર્દ્વૈત (દ્વૈતરહિત) પૂર્ણ આત્મા જ અનુભવાય છે. એવી રીતે સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં પણ તે બ્રહ્મનુ પૂર્ણત્વ છે

૧૪ સમાધિ, સુષુપ્તિ તથા મૂર્છાને વિષે અદ્વૈતરૂપ આત્મા અનુભવાય છે. અર્થાત્ વિદ્વાનોએ સમાધિદશામા તથા સાધારણ સર્વ મનુષ્યોએ સુષુપ્તિદશામા તથા મૂર્છાસ્થિતિમા અનુભવાય છે, એટલે કે સુષુપ્તિમાથી ઊઠેલાને દ્વૈતના અદર્શનનુ જે સ્મરણ થાય છે, તે જો સુષુપ્તિકાળમા તેનો અનુભવ કરનાર નિર્દ્વૈત કોઈ ન હોય તો અન્યથા ઘટી શકે નહિ તે ઉપરથી તે કાળમા પણ અનુભવિતાની સિદ્ધિ થાય છે, અને તેથી જ જેમ સુષુપ્તિ આદિકમા કોઈ પરિચ્છેદક ન હોવાથી તે પૂર્ણ છે તેમ સૃષ્ટિના પ્રાક્કાળમા પણ કોઈ પરિચ્છેદક છે નહિ, તેથી તે આત્મા પરિપૂર્ણ છે એવો અભિપ્રાય છે

ભલે બ્રહ્મનું પૂર્ણત્વ હો, તથાપિ તેના આનંદરૂપત્વનો જે પ્રસંગ ચાલે છે, તેમા શો સંબંધ આવ્યો એવી શંકા કરીને, છાંદોગ્યવાક્યના સમન્વયપૂર્વક આત્માની સુખરૂપતા સ્ફુટ કરી દેખાડે છે

यो भूमा स सुखं नाल्पे सुखं त्रेधा विभेदिनि ।
सनत्कुमारः प्राहैवं नारदायातिशोकिने ॥ १७ ॥

જે પૂર્વે કહેલો ભૂમા છે તે સુખરૂપ જ છે; કેમકે અદ્વિતીય વસ્તુમા દુઃખહેતુનો અભાવ છે અને જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એ રીતે ત્રણ પ્રકારે

ભેદ પામતું એવું જે અલ્પ ( પરિચ્છિન્ન વસ્તુ ) છે, તેને વિષે સુખ નથી એમ અતિશય શોકવાળા નારદને સનત્કુમારે કહેલું છે.

નારદ અતિશોક શા સારુ કરતા હતા તેનો હેતુ કહે છે.

**सपुराणान्पंच वेदाञ्छास्त्राणि विविधानि च ।**
**ज्ञात्वाऽप्यनात्मवित्त्वेन नारदोऽतिशुशोच ह ॥१८**

પુરાણો સહિત પાંચે વેદ તથા વિવિધ શાસ્ત્રો જાણીને પણ આત્મજ્ઞાન નહિ હોવાથી નારદ અતિશય શોક કરવા લાગ્યા.

વેદશાસ્ત્રાદિકનું જ્ઞાન, કે જે શોકનિવર્તક તરીકે પ્રસિદ્ધ છે તે અતિશોકનો હેતુ કેમ થાય ? એવી શંકા કરી કહે છે

**वेदाभ्यासात्पुरा तापत्रयमात्रेण शोकिता ।**
**पश्चात्त्वभ्यासविस्मारभंगगर्वैश्च शोकिता ॥१९॥**

વેદના અભ્યાસથી પૂર્વ કાળમા આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિકરૂપ ત્રણ પ્રકારના તાપે કરીને શોકયુક્તતા હોય છે; અને પશ્ચાત્—એટલે વેદાભ્યાસ થયા પછી તો અભ્યાસ ( પાઠનુ પુનઃ પુનઃ આવર્તન કરવુ, ) વિસ્માર (ભણેલુ ભૂલી જવુ), ભગ ( પોતાના કરતા અધિક જાણનારથી તિરસ્કાર પામવું ) અને ગર્વ ( પોતાના કરતા ન્યૂન જ્ઞાની જોઈ ને પોતાના મનમાં અધિકતા બુદ્ધિ થઈ જવી; ) ઇત્યાદિક અનેક કારણોથી અતિશય શોકયુક્ત થાય છે.

સર્વજ્ઞ નારદને પણ અતિશય શોકયુક્તતા થઈ એમ કેમ જાણી શકાય ? એવી શંકા કરીને 'सोऽहं भगव. शोचामि । તે હુ હે ભગવન્' શોચ કરુ છું,' એ છાદોગ્યમાંના નારદના વાક્ય ઉપરથી જણાય છે, એમ કહે છે

**सोऽहं विद्वन्प्रशोचामि शोकपारं नयात्र माम् ।**
**इत्युक्तः सुखमेवास्य पारमित्यभ्यधादृषिः ॥२०॥**

'હે વિદ્વન્ ! સનત્કુમાર ! તે હું વેદાદિને જાણનાર અત્યંત શોક કરુ છુ. મને અહી શોકના પારને પમાડો.' એમ નારદે કહ્યું ત્યારે 'સુખ એ શોકનો પાર છે,' એમ ઋષિ સનત્કુમારે કહ્યુ. ( માટે સુખ જ જાણવા યોગ્ય છે. )

પુષ્પમાલા આદિક વસ્તુઓથી ઉત્પન્ન થતા ઘણા સુખો છે. છતાં ઉપનિષદમાં 'અલ્પમા સુખ નથી' એમ જે કહ્યુ તે ઘટતુ નથી. એમ જો શંકા કરે તો તેના પ્રતિ 'તે પુષ્પમાલાદિક સુખો, વિષ સાથે મેળવેલા અન્નની પેઠે બહુ દુઃખવાળા છે. એમ મુનિ સનત્કુમારના અભિપ્રાયરૂપે કહી દેખાડે છે

**सुखं वैषयिकं शोकसहस्रेणावृतत्वतः ।**
**दुःखमेवेति मत्वाह नाल्पेऽस्ति सुखमित्यसौ ॥२१॥**

વિષયથી ઉત્પન્ન થતું જે સુખ છે, તે હજારો શોક( દુઃખ )થી આવૃત્ત ( આચ્છાદિત ) હોવાને લીધે દુઃખરૂપ જ છે, એમ માનીને એ સનત્કુમાર મુનિએ 'અલ્પમા સુખ નથી' એમ કહ્યું છે.

દ્વૈતને વિષે સુખના અભાવનો અગીકાર કરી, અદ્વૈતને વિષે પણ વાદી સુખના અભાવની શકા કરી તેમા અનિષ્ટાપત્તિ દર્શાવે છે

**ननु द्वैते सुखं मा भूदद्वैतेऽप्यस्ति नो सुखम् ।**
**अस्ति चेदुपलभ्येत तथा च त्रिपुटी भवेत् ॥२२॥**

દ્વૈતને વિષે સુખ નથી, એમ જે કહ્યું તે ભલે ન હો. અદ્વૈતને વિષે સુખ નથી; કારણ કે જો અદ્વૈતને વિષે સુખ હોય તો ઉપલબ્ધ થવું જોઈએ, અને જો સુખની ઉપલબ્ધિ ( પ્રતીતિ ) થાય છે, એમ માનો તો પછી ત્રિપુટી થઈ જશે (અર્થાત્ જ્યા કંઈ પણ પ્રતીતિ ( જ્ઞાન ) થાય, તે જ્ઞાતા તથા જ્ઞેય એ બન્નેની અપેક્ષા રાખે છે, એટલે અદ્વૈતની હાનિ થાય છે, એવો ભાવ છે.) ૨૨

અદ્વૈતને સુખના અધિકરણપણાનો નિષેધ સિદ્ધાતી અગીકાર કરે છે

**माऽस्त्वद्वते सुखं किंतु सुखमद्वैतमेव हि ।**
**किं मानमिति चेन्नास्ति मानाकांक्षा स्वयंप्रभे ॥**

અદ્વૈતને વિષે સુખ ભલે ન હો, કારણ કે અદ્વૈત પોતે સુખરૂપ જ છે, એટલે કે અદ્વૈત સુખનુ અધિકરણ ( આશ્રય ) થતું નથી, અને એ અદ્વૈત સુખરૂપ છે તેમાં શુ પ્રમાણ છે ? એમ જો કહો તો સ્વપ્રકાશ અદ્વૈતને વિષે પ્રમાણની અપેક્ષા જ નથી.

ભલા અદ્વૈતની જે સ્વપ્રકાશતા કહી તેમા પણ કંઈ પ્રમાણ તો હશે કે નહિ ? એવી આશકા કરે, તેના પ્રતિ તમારું વચન જ પ્રમાણ છે એમ કહે છે

**स्वप्रभत्वे भवद्वाक्यं मानं यस्माद्भवानिदम् ।**
**अद्वैतमभ्युपेत्यास्मिन्सुखं नास्तीति भाषते ॥२४॥**

એ અદ્વૈતની સ્વપ્રકાશતામાં તો તમારુ વાક્ય જ પ્રમાણ છે, કેમકે તમે એ અદ્વૈતને અગીકાર કરીને તેને વિષે સુખ નથી, એમ બોલો છો, અર્થાત્ તમે અદ્વૈતને પ્રમાણાપેક્ષા વિના જ

અંગીકાર કરીને તેમાં માત્ર સુખનો નિષેધ કરો છો, તેથી અદ્વૈતની સ્વપ્રકાશતા પ્રમાણનિરપેક્ષ છે.

હુ અદ્વૈતને કબૂલ નથી કરતો, પણ તમે કહેલાનું ફરી કથન કરી તેમા દોષારોપ કરુ છુ, એમ વાદી કહે તો તેના પ્રતિ સિદ્ધાતી પ્રતિપ્રશ્ન કરે છે.

**नाभ्युपैम्यहमद्वैतं त्वद्वचोऽनूद्य दूषणम् ।**
**वच्मीति चेत्तदा ब्रूहि किमासीद्‌द्वैततः पुरा ॥२५॥**

હું અદ્વૈતને અંગીકાર કરતો નથી. હું તો માત્ર તમારા વચનનો અનુવાદ કરી તેમાં દૂષણ બોલું છુ એમ જો કહો; તો હે વાદી! તમે કહો કે દ્વૈત(આ જગત)ની પૂર્વે શું હતું?

ઉપરના શ્લોકમા 'શુ' શબ્દ ઉપરથી નીકળતા વિકલ્પ કરી દેખાડે છે

**किमद्वैतमुत द्वैतमन्यो वा कोटिरंतिमः ।**
**अप्रसिद्धो न द्वितीयोऽनुत्पत्तेः शिष्यतेऽग्रिमः ॥**

આ દૃશ્યમાન (જગતરૂપ) દ્વૈતની પૂર્વે શું અદ્વૈત હતું? અથવા દ્વૈત હતું? અથવા તો એ દ્વૈત તથા અદ્વૈત બેયથી વિલક્ષણ એવો કોઈ જુદો જ કોટિપક્ષ હતો? આ ત્રણ વિકલ્પમાંનો છેલ્લો અંતિમ વિકલ્પ તો અપ્રસિદ્ધ છે, તેમ બીજો વિકલ્પ પણ સંભવતો નથી; કારણ કે તે કાળમાં દ્વૈતની તો ઉત્પત્તિ થયેલી હોતી નથી, ત્યારે પહેલા દ્વૈતની પૂર્વે અદ્વૈત જ હતું, એ પક્ષ શેષ રહે છે. (અર્થાત્ અદ્વૈતનો અંગીકાર કરવો જ પડે છે.)

ઉપર કહેલા પ્રકારે તો અદ્વૈત અનુમાનાદિક યુક્તિથી સિદ્ધ થાય છે, પણ કંઈ અનુભવથી નહિ, એમ વાદી પૂર્વપક્ષ કરે છે, તેના પ્રતિ સિદ્ધાતી અસહ્ય વિકલ્પોથી પ્રત્યવસ્થાન કરે છે.

**अद्वैतसिद्धिर्युक्त्यैव नानुभूत्येति चेद्वद ।**
**निर्दृष्टांता सदृष्टांता वा कोटयंतरमत्र नो ॥२७॥**

અદ્વૈતની સિદ્ધિ કેવળ યુક્તિથી જ છે, કંઈ અનુભવથી નહિ; એમ જો કહેતા હો, તો હે વાદી! એ યુક્તિ, દૃષ્ટાંતરહિત છે, કે દૃષ્ટાંત સહિત છે? તે તમે કહો. અહીં બીજી કોટિ છે નહિ. (અર્થાત્ સદૃષ્ટાંત તથા નિર્દૃષ્ટાંત આ બે સિવાય ત્રીજો વિકલ્પ હોઈ શકે નહિ.)

ઉપર કહેલા બે પક્ષમા પ્રથમ પક્ષનુ ઉપહાસ સહિત નિરાકરણ કરે છે.

**नानुभूतिर्न दृष्टांत इति युक्तिस्तु शोभते ।**
**सदृष्टांतत्वपक्षे तु दृष्टांतं वद मे मतम् ॥ २८ ॥**

અનુભવ પણ નથી તેમ દૃષ્ટાંત પણ નથી, એ યુક્તિ તો બહુ શોભે છે; (એટલે કે અદ્વૈતની સિદ્ધિ યુક્તિથી જ છે, એમ કહેવાવાળા વાદીએ અનુભવ અંગીકાર કરાતો નથી, અને યુક્તિ તો દૃષ્ટાંત પ્રદર્શન વિના કંઈ પણ સાધી શકતી નથી માટે 'દૃષ્ટાંત નથી' એમ બોલવું અયુક્ત છે.) અને જો તમે એમ કહો કે યુક્તિ દૃષ્ટાંત સહિત છે, તો એ પક્ષમાં મારો એટલે આપણ બન્નેને સંમત હોય તેવું દૃષ્ટાંત કહી બતાવો.

ત્યારે હવે હું દૃષ્ટાંતે કરીને જ અદ્વૈતને સાધુ છું, એમ પૂર્વપક્ષવાદી કહે છે.

**अद्वैतः प्रलयो द्वैतानुपलंभेन सुप्तिवत् ।**
**इति चेत्सुप्तिरद्वैतेत्यत्र दृष्टांतमीरय ॥ २९ ॥**

પ્રલય[15] અદ્વૈત છે (એટલે કે પ્રલય દ્વૈત-રહિત હોવા યોગ્ય છે); કારણ કે તે દ્વૈતમાત્રની અપ્રતીતિવાળો છે તેથી. (જે જે દ્વૈતની અપ્રતીતિ-વાળો હોય તે દ્વૈતરહિત હોય; જેમ સુષુપ્તિ.) આ અનુમાન–દૃષ્ટાંત સહિત યુક્તિ છે, એમ જો કહેતા હો તો અદ્વૈતને વિષે તમારી પોતાની સુષુપ્તિ દૃષ્ટાંત છે, પણ તે તમારી સુષુપ્તિમાં દૃષ્ટાંત કહો.

૧૫. આ અનુમાનપ્રયોગમા પ્રલયને પક્ષ કરી તેમાં અદ્વૈતતાની સિદ્ધિને અર્થે સુષુપ્તિનુ જે દૃષ્ટાત કહ્યું, ત્યા શુ પોતાની સુષુપ્તિ દૃષ્ટાંત છે? અથવા પર(કોઈ અન્ય)ની સુષુપ્તિ દૃષ્ટાત છે? આ બે વિકલ્પમાંનો પ્રથમ વિકલ્પ ઘટી શકતો નથી; કેમકે જો પોતાની જ સુષુપ્તિ દૃષ્ટાત હોય તો તે. અન્ય પુરુષ પ્રતિ અસિદ્ધ હોવાથી તે પોતાની સુષુપ્તિની સિદ્ધિને અર્થે અન્ય દૃષ્ટાંત કહેવુ જોઈએ, માટે તેવુ દૃષ્ટાત કહે; એમ સિદ્ધાતી વાદીને કહે છે.

ત્યારે પોતાની સુષુપ્તિનુ, પરની સુષુપ્તિ દૃષ્ટાત થશે, એમ વાદી બીજા વિકલ્પથી શંકા કરે છે, તેનો સિદ્ધાતી સોપહાસ ઉત્તર આપે છે

**दृष्टांतः परसुप्तिश्चेदहो ते कौशलं महत् ।**
**यः स्वसुप्तिं न वेत्त्यस्य परसुप्तौ तु का कथा॥३०॥**

પોતાની સુષુપ્તિમાં પર(અન્ય)ની સુષુપ્તિ દૃષ્ટાંત છે, એમ જો કહો તો (પર–સુષુપ્તિ તમને પોતાને અપ્રસિદ્ધ હોવાથી તમારાથી તે દૃષ્ટાંત તરીકે કહેવાય જ નહિ, તથાપિ તમે કહો તો) તમારી બુદ્ધિનું કુશળપણું અહો બહુ જ ઊંચા પ્રકારનું!!

જો તમે પોતાની સુષુપ્તિને જાણતા નથી તો પરની સુષુપ્તિ ન જાણવાની વાત જ શી ? (અર્થાત્ પોતાની સુષુપ્તિને નહિ જાણતો, પરની સુષુપ્તિને દૃષ્ટાંત તરીકે લેવા જાય છે, એ મોટું ઉપહાસાસ્પદ છે, એવો અભિપ્રાય છે.)

અનુમાને કરી પરની સુષુપ્તિની સિદ્ધિ થશે, એમ વાદી શંકા કરે છે તેના પ્રતિ તમારી સુષુપ્તિ સ્વપ્રકાશરૂપે શેષ રહે છે એમ સિદ્ધાંતી પર્યનુયોગ કરી કહે છે.

**निश्चेष्टत्वात्परः सुप्तो यथाऽहमिति चेत्तदा।**
**उदाहर्तुः सुषुप्तेस्ते स्वप्रभत्वं बलाद्भवेत्॥२१॥**

વિવાદનો વિષયભૂત પરપુરુષ સુષુપ્તિમાન છે; કારણ કે પ્રાણાદિક યુક્ત છતા પણ ચેષ્ટારહિત છે, તેથી કરીને, જેમકે હું. આવા અનુમાનથી પરની સુષુપ્તિની સિદ્ધિ થાય છે, એમ જો કહો તો, ઉદાહરણ કરનારા અર્થાત્ મારા પ્રતિ તમારી સુષુપ્તિનું દૃષ્ટાંત કરવાવાળા એવા તમારી પોતાની સુષુપ્તિનુ સ્વપ્રભત્વ (સ્વપ્રકાશપણું) બળાત્કારથી સિદ્ધ થાય છે.

ફરી વાદી એમ કહે કે, મારી સુષુપ્તિનું સ્વપ્રકાશપણુ બળાત્કારથી કેમ સિદ્ધ થઈ જાય છે? તો તે શંકાના પ્રતિવિધાનમા કહે છે.

**नेंद्रियाणि न दृष्टांतस्तथाप्यंगीकरोषि ताम्।**
**इदमेव स्वप्रभत्वं यज्ज्ञानं साधनैर्विना॥२२॥**

સુષુપ્તિને ગ્રહણ કરનાર ઇંદ્રિયો નથી; કારણ કે તે કાળમાં ઇંદ્રિયો પોતપોતાના કારણમાં લય પામી ગયેલી હોય છે તેથી. તેમ દૃષ્ટાત પણ આપણ બન્ને વાદી–પ્રતિવાદીને એકમતે કબૂલ કરેલું હોય તેવું નથી, કારણ કે પરસુષુપ્તિ અપ્રસિદ્ધ છે, એમ કહેવાઈ ગયેલુ છે. તથાપિ તુ તે સુષુપ્તિને અંગીકાર કરે છે, તો પછી જ્ઞાનના સાધન વિના પ્રકાશવુ એ જ સ્વપ્રકાશપણુ સુષુપ્તિનુ જણાય છે. (અહીં એવો પ્રયોગ થઈ શકે છે કે, વિવાદના સ્થાનભૂત સુષુપ્તિ સ્વપ્રકાશ હોવી જોઈએ, જ્ઞાનના સાધન નહિ છતાં પ્રકાશે છે તેથી. સાખ્યે માનેલા આત્માની પેઠે પ્રભાકરના અભિમત સવેદન(વૃત્તિજ્ઞાન)ની પેઠે અથવા બૌદ્ધના અભિમત સ્વાત્માની પેઠે.)

## આનંદના સ્વરૂપ સહિત તેનું વિવેચન

### સુષુપ્તિમાં બ્રહ્માનંદની સિદ્ધિ

પૂર્વોક્ત રીતે પ્રલયના દૃષ્ટાતરૂપે ઉદાહરણ કરેલી સુષુપ્તિનુ અદ્વૈતપણુ તથા સ્વપ્રકાશપણુ સાધીને તે સુષુપ્તિમા સુખની સિદ્ધિ દર્શાવવા માટે પૂર્વપક્ષીની આશકા ઉઠાવે છે

**स्तामद्वैतस्वप्रभत्वे वद सुप्तौ सुखं कथम्।**
**शृणु दुःखं तदा नास्ति ततस्ते शिष्यते सुखम्॥२३॥**

સુષુપ્તિને વિષે અદ્વૈતતા તથા સ્વપ્રકાશપણુ ભલે હો, તેથી કરી સુષુપ્તિમાં સુખ કેવી રીતે આવ્યુ ? તે કહી બતાવો; (એમ પૂર્વપક્ષી શંકા કરે છે. તેના ઉત્તરમાં સિદ્ધાંતી જણાવે છે કે, હે વાદી!) સાંભળો, તે (સુષુપ્તિ)કાળમાં દુઃખ હોતું નથી, તેથી ત્યારે સુખ જ અવશેષ રહે છે. (કેમકે સુખ તથા દુઃખ પરસ્પર પ્રકાશ તથા અંધકારની પેઠે વિરોધધર્મ છે, તેથી દુઃખના અભાવમા સુખ જ અગીકાર કરવાનુ છે, એવો ભાવાર્થ છે)

સુષુપ્તિ વિષે દુખના અભાવમા શુ પ્રમાણ છે? એવી આશકા કરી, શ્રુતિ તથા અનુભવપ્રમાણ છે, એમ કહે છે

**अंधः सन्नप्यनन्धः स्याद्विद्धोऽविद्धोऽथ रोग्यपि।**
**अरोगीति श्रुतिः प्राह तच्च सर्वे जना विदुः॥२४॥**

સુષુપ્તિને વિષે આધળો દેખતો થાય છે, ઘવાયેલો હોય તે ઘારહિત થઈ જાય છે, રોગી અરોગી થાય છે, એમ શ્રુતિ[૧૬] કહે છે અને સર્વનો એ પ્રમાણેનો અનુભવ પણ છે.

૧૬ શ્રુતિ એવી છે કે 'तद्यद्यपीदं भगव शरीरमन्ध भवत्यनन्ध स भवति। હે ભગવન્' જો કે આ શરીર અધ હોય છે તોપણ તે પુરુષ સુષુપ્તિમા અનંધ (અધપણાથી રહિત) થાય છે.' ઇત્યાદિક શ્રુતિઓ દેહાભિમાનને લીધે થતા અધપણા વગેરે દોષોનુ સુષુપ્તિમાં નિવારણ કરે છે વળી વ્યાધિથી પીડા પામતા પુરુષો સુષુપ્તિ થતામાં તે પીડાજન્ય દુખથી રહિત થાય છે એ તો સવને અનુભવસિદ્ધ છે.

જ્યા દુખનો અભાવ હોય ત્યા સુખ હોય, એવી જે વ્યાપ્તિ પૂર્વશ્લોકમા માની તેનો મૃત્તિકાના પિડમાં વ્યભિચાર આવે છે, એવી રીતે વાદી મૂળમાં શકા કરે છે

**न दुःखाभावमात्रेण सुखं लोष्टशिलादिषु।**
**द्वयाभावस्य दृष्टत्वादिति चेद्विषमं वचः॥२५॥**

દુઃખના અભાવ માત્રથી સુખની કલ્પના

થઈ શકે નહિ; કારણ કે મૃત્તિકાના પિંડ તથા શિલા આદિકમાં બન્નેનો અભાવ દેખાય છે, અર્થાત્ શિલામાં દુઃખનો અભાવ છે તેમ સુખનો પણ અભાવ જ છે. (સિદ્ધાંતી કહે છે કે) જો એમ કહો તો, તમારું એ વચન વિષમ છે. (એટલે કે પુરુષની સુષુપ્તિના દૃષ્ટાંત તરીકે મૃત્તિકા-પિંડ તથા શિલા આદિકનું કથન વિષમ છે. દૃષ્ટાંત દાર્ષ્ટાંતિકાનુસારી નથી.)

દૃષ્ટાંત, દાર્ષ્ટાંતિકનું અનુસારી નથી, એમ જે કહ્યું તેનું ઉપપાદન કરે છે

**मुखदैन्यविकासाभ्यां परदुःखसुखोहनम् ।**
**दैन्याद्यभावतो लोष्टे दुःखाद्यूहो न संभवेत् ॥३६॥**

મુખના દીનપણા તથા વિકાસ ઉપરથી પારકાના દુઃખ તથા સુખ અનુમાનથી જાણી શકાય છે; પણ લોષ્ટ આદિકમાં તો એવી દીનતા કે વિકાસ જેવું કંઈ લિંગ હોતું નથી, તેથી દુઃખની કલ્પના જ સંભવી શકે નહિ, તો પછી દુઃખનો અભાવ શી રીતે કહેવાય?

હવે અન્ય પુરુષના સુખદુઃખ કરતા પોતાના સુખદુઃખની વિષમતા દર્શાવે છે.

**स्वकीये सुखदुःखे तु नोहनीये ततस्तयोः ।**
**भावो वेद्योऽनुभूत्यैव तदभावोऽपि नान्यतः ॥३७**

પોતાનાં (પોતાને વિષે થતા) સુખ તથા દુઃખ તો કંઈ ઊહનીય (અનુમાનાદિક તર્કે કરી જાણવા યોગ્ય) નથી; કેમકે તે તો અનુભવ સિદ્ધ છે, તેથી તેનો સદ્ભાવ જેમ અનુભવે કરીને જ જાણવા યોગ્ય છે, (અર્થાત્ પ્રત્યક્ષથી જ જણાય છે,) તેમ જ તેનો અભાવ પણ અન્ય અનુમાનાદિકથી નથી જણાતો, પણ પ્રત્યક્ષ વડે કરીને જ જણાય છે.

ઉપરના નિરૂપણથી ફલિત થતો અર્થ કહી દેખાડે છે

**तथा सति स्वसुप्तौ च दुःखाभावोऽनुभूतितः ।**
**विरोधिदुःखराहित्यात्सुखं निर्विघ्नमिष्यताम् ॥३८**

જ્યારે પોતાના સુખાદિ કેવળ અનુભવગમ્ય જ છે, તો પછી પોતાની સુષુપ્તિમા પણ વિદ્યમાન જે દુઃખાભાવ તે પણ અનુભવથી જ સિદ્ધ થાય છે, અને તેથી સુષુપ્તિને વિષે સુખના વિરોધી દુઃખનો અભાવ હોવાથી નિર્વિઘ્ન (બાધરહિત) સુખ અંગીકાર કરાઓ (અંગીકાર કરવું જોઈએ).

શય્યા આદિક સુખસાધન સંપાદન કરવામા જે પ્રવૃત્તિ છે, તે જો સુષુપ્તિમા સુખ ન હોય તો ઘટતી નથી; તે ઉપરથી પણ એમ સિદ્ધ થાય છે કે સુષુપ્તિમા સુખ છે એમ કહે છે

**महत्तरप्रयासेन मृदुशय्यादिसाधनम् ।**
**कुतः संपाद्यते सुप्तौ सुखं चेत्तत्र नो भवेत् ॥३९॥**

જો તે સુષુપ્તિમાં સુખ ન હોય તો ઘણી મહેનત તથા અનેક પ્રકારના દ્રવ્યખર્ચથી કોમળ શય્યા આદિક સુખના સાધન શા સારુ મેળવવામા આવે છે? (અર્થાત્ જે સુખને માટે શય્યા આદિક સાધન સંપાદન કરવામાં આવે છે, તેવું કંઈક સુખ સુષુપ્તિમાં અવશ્ય છે.)

ઉપર અર્થાપત્તિ પ્રમાણથી સુષુપ્તિમા જે સુખનો સદ્ભાવ સાધ્યો તે અર્થાપત્તિનુ અન્યથા ઉપપાદન કરે છે

**दुःखनाशार्थमेवैतदिति चेद्रोगिणस्तथा ।**
**भवत्वरोगिणस्त्वेतत्सुखायैवेति निश्चिनु ॥४०॥**

(કદી એમ કહો કે) એ શય્યા આદિક સાધનસંપાદન સઘળું દુઃખના નાશને અર્થે છે. (અર્થાત્ રોગીને જે દુઃખ થતું હોય, તેની નિવૃત્તિને અર્થે તે થાય છે; તો સિદ્ધાંતી કહે છે કે) ભલે રોગીને તે પ્રમાણે દુઃખનાશ થવા માટે તે શય્યાદિક હો, પણ અરોગીને તો તે સાધન સુખને માટે જ છે, એમ નિશ્ચય કરો.

સુષુપ્તિકાલીન સુખ જો શય્યાદિસાધનજન્ય માનીશું, તો તે સુખનું જે આત્મસ્વરૂપપણું માન્યું છે, તે વ્યાહત (દોષવાળું) થાય છે, એવી શંકા કરે છે

**तर्हि साधनजन्यत्वात्सुखं वैषयिकं भवेत् ।**
**भवत्वेवात्र निद्रायाः पूर्वं शय्यासनादिजम् ॥४१**

ત્યારે સુષુપ્તિનુ સુખ શય્યાદિક સાધનજન્ય માનવાથી તે વિષય સંબંધી સુખ થયુ, નિત્ય આત્મસ્વરૂપ સુખ નહિ, (એમ જો કહેતા હો તો) અહીં સુષુપ્તિના પૂર્વકાળમા એ શય્યાની કોમળતા આદિકથી થતું વૈષયિક સુખ છે જ. (અર્થાત્ શય્યાદિકથી થતુ વૈષયિક સુખ નિદ્રાથી પહેલાના કાળમા અનુભવાય છે; એમા અમારો કશો વિવાદ નથી.)

પણ નિદ્રાકાલનુ સુખ વૈષયિક નથી, એમ અનુભવ-સિદ્ધ કરાવે છે:

निद्रायां तु सुखं यत्तज्जन्यते केन हेतुना ।
सुखाभिमुखधीरादौ पश्चान्मज्जेत्परे सुखे ॥४२॥

નિદ્રાને વિષે જે સુખ છે તે તો કયા હેતુએ કરી ઉત્પન્ન કરાય ? ( અર્થાત્ એને ઉત્પન્ન કરનાર કોઈ હેતુ છે જ નહિ; કેમકે એ સુષુપ્તિકાળમાં કંઈ શય્યા આદિક હેતુનું અનુસંધાન હોતું નથી જ. તેથી એ નિદ્રાકાલીન સુખને તે હેતુથી ઉત્પન્ન થતું માની શકાય જ નહિ.) અને નિદ્રાના પૂર્વ કાળમાં જીવ શય્યા આદિકથી જન્ય સુખને અભિમુખ બુદ્ધિવૃત્તિવાળો હોય છે અને પાછળથી (નિદ્રાસમયમાં) પરસુખ( સ્વસ્વરૂપભૂત ઉત્કૃષ્ટ સુખ)મા નિમગ્ન થાય છે. ( અર્થાત્ વૈષયિક સુખમાં જેમ અનુભવ કરનાર પૃથક્ હોય છે તેમ સૌષુપ્ત સુખમાં હોતું નથી; એટલે અનુભવકર્તા સુખમા લીન હોય છે, તેથી એ સુખનો વૈષયિક સુખની પેઠે અનુભવ ન જ કરાય, એવો આશય છે )

ઉપર સંક્ષેપથી કહેલા અર્થને ત્રણ શ્લોકથી સવિસ્તર કહી દેખાડે છે

जाग्रद्व्यापृतिभिः श्रांतो विश्रम्याथ विरोधिनि ।
अपनीते स्वस्थचित्तोऽनुभवेद्विषये सुखम् ॥४३॥

જીવ જાગ્રત અવસ્થામાં કરાતા વ્યાપાર વિશેષો વડે શ્રાંત થઈને શય્યા આદિકમાં શયન કરી વિશ્રામ લે છે, તે પછી વિરોધી જે વ્યાપાર-જનિત દુઃખ હતું તે નિવારિત થઈ ગયું; એટલે સ્વસ્થ ચિત્તવાળો થઈ ને શય્યાદિક વિષયમાં સુખાનુભવ કરે છે.

વિષયસુખનું સ્વરૂપ શું ? એ આકાક્ષા સમાવવા તે વિષય-સુખનું સ્વરૂપ દર્શાવીને તે પરસુખમા નિમજ્જન પામવામા નિમિત્તભૂત છે, તેથી તેના અનુભવમા શ્રમ છે, એમ દર્શાવે છે

आत्माभिमुखधीवृत्तौ स्वानंदः प्रतिबिंबति ।
अनुभूयैनमत्रापि त्रिपुट्या श्रांतिमाप्नुयात् ॥४४

અપ્રાપ્ત વિષયને મેળવવા વગેરેનું દુઃખ અનુભવી, તે દુઃખની નિવૃત્તિને અર્થે કોમળ શય્યા આદિક ઉપર શયન કરનાર પુરુષની આત્માભિમુખ ( અંતર્મુખ ) થતી બુદ્ધિવૃત્તિમા, પોતાના સંમુખસ્થિત ( દર્પણમાં મુખનું જેમ પ્રતિબિંબ પડે છે તેમ) સ્વરૂપભૂત આનંદનું પ્રતિબિંબ પડે છે; એ આનંદનું પ્રતિબિંબ વિષયાનંદ છે. આ સમયે પણ એ વિષયાનંદને અનુભવીને અનુભવ કરનાર, અનુભવ તથા અનુભૂયમાન પદાર્થ; એ ત્રણથી થતી ત્રિપુટી વડે કરી જીવ શ્રાંતિ પામે છે.

તે ત્રિપુટીજન્ય શ્રમની પ્રાપ્તિથી શું થાય છે ? તે કહે છે

तच्छ्रमस्यापनुत्त्यर्थं जीवो धावेत्परात्मनि ।
तेनैक्यं प्राप्य तत्रत्यो ब्रह्मानंदः स्वयं भवेत् ॥४५॥

તે ( પૂર્વોક્ત ત્રિપુટીજન્ય ) શ્રમની નિવૃત્તિને અર્થે જીવ પરમાત્મા તરફ દોડે છે. ત્યાં તે બ્રહ્મની સાથે એકતા પામીને પોતે પણ તે બ્રહ્માનંદરૂપ[17] થાય છે.

[17] છાંદોગ્ય શ્રુતિમા પણ કહેલુ છે કે 'सता सोम्य तदा सम्पन्नो भवति । (છા ૬. ૮. ૧) હે સોમ્ય ' ત્યારે (સુષુપ્તિમા) આ જીવ સત્ બ્રહ્મની સાથે સંપન્ન (એકતાને પામેલો) થઈ જાય છે (તદ્રૂપ થાય છે) '

આ ઉપપાદન કરેલા સુષુપ્તિકાલીન આનંદમા છાંદોગ્ય શ્રુતિમા ઘણા દૃષ્ટાંતો શકુનિ આદિક આપેલા છે, તે સંક્ષેપત કહી બતાવે છે

दृष्टांताः शकुनिः श्येनः कुमारश्च महानृपः ।
महाब्राह्मण इत्येते सुप्त्यानंदे श्रुतीरिताः ॥४६॥

શકુનિ (પક્ષી), શ્યેન (બાજ), કુમાર, મહાનૃપ તથા મહાબ્રાહ્મણ, એમ એ પાંચ દૃષ્ટાંતો સુષુપ્તિના આનંદમાં શ્રુતિએ કહેલાં છે.

શકુનિ આદિક પાંચ દૃષ્ટાંતોથી સુષુપ્તિમા આનંદનું ઉપપાદન કરીને 'સુષુપ્તિમા સુખ નથી' એમ માનવાવાળાઓના મતનું નિરાકરણ કર્યું, તેમા હવે પ્રથમ શકુનિ દૃષ્ટાંતવાળી શ્રુતિને અર્થથી એક શ્લોક વડે કહીને બીજા શ્લોકથી દાર્ષ્ટાંતિકમા પણ તે અર્થ ઘટાવી દેખાડે છે

शकुनिः सूत्रबद्धः सन् दिक्षु व्यापृत्य विश्रमम् ।
अलब्ध्वा बंधनस्थानं हस्तस्तंभाद्युपाश्रयेत् ॥४७॥

જેમ કોઈ પક્ષી સૂત્રે બાંધેલુ દિશાઓમાં ઊડી ફરીફરીને ક્યાંય પણ આશ્રય ન પામી પોતાની સાથે બાંધેલા સૂત્રના મૂળ બંધનસ્થાનભૂત હાથ અથવા સ્તંભ આદિક જે હોય તેના ઉપર આવીને આશ્રય લે છે.

जीवोपाधिमनस्तद्वद्धर्माधर्मफलाप्तये ।
स्वप्ने जाग्रति च भ्रांत्वा क्षीणे कर्मणि लीयते ॥४८

તે જ પ્રમાણે જીવનું ઉપાધિભૂત મન પણ

પુણ્ય તથા પાપના ફળરૂપ સુખદુઃખાદિકનો અનુભવ કરવા માટે સ્વપ્ન તથા જાગ્રત અવસ્થાઓમાં તે તે ઠેકાણે ભ્રમણ કરીકરીને ભોગનું પ્રયોજક કર્મ જ્યારે ક્ષય પામે ત્યારે પોતાના ઉપાદાનભૂત અજ્ઞાનને વિષે લય પામે છે; અને તે મન જ્યારે લય પામ્યુ એટલે તદુપહિત જે જીવ છે તે પોતાની ઉપાધિરૂપ મનના વિયોગથી પોતે પરમાત્મરૂપ જ થાય છે (એવો ભાવ છે).

હવે શ્યેનદૃષ્ટાંતના વર્ણનવાળું બૃહદારણ્યકનું વાક્ય અર્થથી કહી દેખાડે છે

**श्येनो वेगेन नीडैकलंपटः शयितुं व्रजेत् ।**
**जीवः सुप्त्यै तथा धावेद्ब्रह्मानंदैकलंपटः ॥४९॥**

જેમ આકાશને વિષે આમતેમ ભટકીને થાકી રહેલો શ્યેન (બાજપક્ષી) શયન કરવા માટે કેવળ પોતાના માળામાં જ સાભિલાષવાળો થઈને વેગથી તે જ ક્ષણે (માળા ભણી) જાય છે, તેમ જ જીવ પણ કેવળ બ્રહ્માનંદની અભિલાષાવાળો શયન કરવા માટે હૃદયાકાશરૂપ સ્થાન પ્રતિ દોડે છે.

स यथा कुमारो वा महाराजो वा महाब्राह्मणो वाऽतिघ्नीमानदस्य गत्वा शयीतैवमेवैष एतच्छेते। (બૃ ૨ ૧ ૧૯) તે જેમ કુમાર વા મહારાજ અથવા મહાબ્રાહ્મણ, આનંદની સીમાને પામીને શયન કરે છે, તેમ આ જીવ પણ શયન કરે છે એ કુમાર આદિક ત્રણ દૃષ્ટાંત દર્શાવનારી બૃહદારણ્યક શ્રુતિ અર્થથી ત્રણ શ્લોકે કરી દેખાડે છે

**अतिबालः स्तनं पीत्वा मृदुशय्यागतो हसन् ।**
**रागद्वेषाद्यनुत्पत्तेरानंदैकस्वभावभाक् ॥ ५० ॥**

જેમ અતિબાલ (ધાવણો બાળક) સ્તનપાન કરી કોમળ શય્યા ઉપર સૂવાડેલો, મારું તારું કંઈ તેનામાં હજુ ઉદ્ભવ્યું નથી તેથી રાગદ્વેષાદિકથી રહિત હોઈને હસતો કેવળ આનંદમય સ્વભાવવાળો હોય છે.

**महाराजः सार्वभौमः संतृप्तः सर्वभोगतः ।**
**मानुषानंदसीमानं प्राप्यानंदैकमूर्तिभाक् ॥५१॥**

જેમ કોઈ સાર્વભૌમ (ચક્રવર્તી) મહારાજા સર્વ પ્રકારના નાનાવિધ ભોગે કરી સારી રીતે તૃપ્ત થઈને આ મનુષ્યલોકના આનંદના અવધિને પામીને, તેને ઇચ્છનીય પદાર્થ રહેતો નહિ હોવાથી રાગાદિરહિત થઈને કેવળ આનંદમયમૂર્તિ બનીને જ વર્તે છે.

**महाविप्रो ब्रह्मवेदी कृतकृत्यत्वलक्षणाम् ।**
**विद्यानंदस्य परमां काष्ठां प्राप्यावतिष्ठते ॥५२॥**

વળી જેમ કોઈ મહાબ્રાહ્મણ કે જે બ્રહ્મવેદી (પ્રત્યગભિન્ન બ્રહ્મના સાક્ષાત્કારવાળો) હોય છે, તે 'હું કૃતકૃત્ય છું' એવા આકારવાળી વિદ્યાનંદની પરમ સીમાને પામીને, અર્થાત્ જીવન્મુક્તતાને સંપાદન કરીને પરમાનંદસ્વરૂપે જ સ્થિત થાય છે. (તેમ સુષુપ્તિમાન પુરુષ પણ પરમાનંદરૂપને જ અવસ્થિત થાય છે.)

ભલા આ કુમારાદિક ત્રણ જ પુરુષોને દૃષ્ટાંત તરીકે ગ્રહણ કર્યા અને ઇતર કેમ લીધા નહિ? એવી શંકા કરી, ત્રણ દૃષ્ટાંતના કથનનું તાત્પર્ય કહે છે.

**मुग्धबुद्धातिबुद्धानां लोके सिद्धा सुखात्मता ।**
**उदाहृतानामन्ये तु दुःखिनो न सुखात्मकाः ॥५३॥**

ઉપર ઉદાહરણ કરેલા મુગ્ધ (અતિબાલ), બુદ્ધ (મહારાજા) તથા અતિબુદ્ધ (જ્ઞાની બ્રહ્મનિષ્ઠ), એ ત્રણેની સુખરૂપતા લોકને વિષે સિદ્ધ છે. (અર્થાત્ વિવેકરહિત પુરુષોમાં ધાવણો બાળક સુખી છે, વિવેકી (વ્યવહારકુશળ) પુરુષોમા ચક્રવર્તી સુખી છે અને અતિવિવેકીમાં આત્મસાક્ષાત્કારવાન પુરુષ સુખી છે,) અને અન્ય પુરુષો તો સર્વદા રાગદ્વેષાદિવાળા હોવાથી સુખરહિત છે. (તેથી તેઓ સુષુપ્તિસુખના દૃષ્ટાંત તરીકે ન કહ્યા.)

ઉપરના પ્રતિપાદ અનુસાર એ ત્રણે ભલે સુખી રહ્યા, તેથી પ્રકૃત જે સુષુપ્તિસુખનો ચાલતો પ્રસંગ છે તેમા શી સંગતિ આવી? એવી રીતે શંકા કરીને બૃહદારણ્યક ઉપનિષદના જ્યોતિર્બ્રાહ્મણમાં 'तद्यथा प्रियया स्त्रिया सम्परिष्वक्तो न बाह्य किंचन वेद नान्तरमेवमेवाय पुरुष. प्राज्ञेनात्मना सम्परिष्वक्तो न बाह्य किंचन वेद नान्तरम्। (બૃ ૪. ૩. ૨૧) જેમ પ્રિય સ્ત્રીએ આલિંગિત પુરુષ કંઈ બાહ્ય કે આંતર જાણતો નથી તેમ જ આ સુષુપ્ત પુરુષ પણ સુષુપ્તિમા પ્રાજ્ઞ આત્માથી મળી જઈને કંઈ બાહ્ય કે આંતર જાણતો નથી' આ વાક્યને અર્થથી કહી દેખાડી દૃષ્ટાંતદાર્ષ્ટાંતિક શ્રુતિવાક્યોનું તાત્પર્ય વર્ણવી દેખાડે છે.

**कुमारादिवदेवायं ब्रह्मानंदैकतत्परः ।**
**स्त्रीपरिष्वक्तवद्वेद न बाह्यं नापि चांतरम् ॥५४॥**

જેમ પૂર્વોક્ત ઉદાહરણમાં કહેલા કુમાર, મહારાજા તથા તત્ત્વવિદ્; એ ત્રણેની પેઠે આ સુષુપ્તિ અવસ્થામા સ્થિત પુરુષ પણ કેવળ બ્રહ્મા-

નંદમાં જ તત્પર હોય છે. જેમ લોકને વિષે પ્રિય સ્ત્રી સાથે આલિંગિત થયેલો કામી પુરુષ કંઈ પણ બહારનું કે અંદરનું કશું જાણતો નથી; કેવળ સુખમૂર્તિ જેવો બની જાય છે. તેમ આ સુષુપ્ત પુરુષ પણ પ્રાજ્ઞસંજ્ઞક પરમાત્માની સાથે એકતા પામીને બહાર કંઈ બાહ્ય કે આંતર જાણતો નથી. તેથી આનંદરૂપ જ થઈ જાય છે.

હવે આ દૃષ્ટાંતના આપેલા બાહ્ય તથા આંતર એ બે પદોનો [illegible] દાર્ષ્ટાંતિકમાં ઘટાવી બતાવે છે

बाह्यं रथ्यादिजं वृत्तं गृहकृत्यं यथांतरम् ।
तथा जागरणं बाह्यं नाडीस्थः स्वप्न आंतरः ॥५५॥

જેમ દૃષ્ટાંતમાં રસ્યા (શેરી) વગેરેમાં બનતા જે બનાવ તે બાહ્ય વૃત્તાન્ત છે અને ગૃહની અંદરનુ જે કૃત્ય છે તે આંતર છે. તેમ જ દાર્ષ્ટાંતિક સુષુપ્તિવિષે પણ જાગ્રત અવસ્થા એ બાહ્ય વૃત્તાંત છે. અને જાગ્રતની વાસનાને લીધે સુષુમ્ણા નાડીના મધ્યમા જણાતો જે વૃત્તાંત છે, તે સ્વપ્નપ્રપંચ આંતર વૃત્તાંત છે.

જીવ સુષુપ્તિને વિષે અજ્ઞાનરૂપે જ અવસ્થિત રહે છે, એ વિષયમા યુક્તિ દર્શાવનારી 'अत्र पिताऽपिता भवति।' (બૃ ૪. ૩. ૨૨) અહીં સુષુપ્તિમા પિતા અપિતા થઈ જાય છે,' ઇત્યાદિ શ્રુતિ કહી બતાવે છે

पितापि सुप्तावपितेत्यादौ जीवत्ववारणात् ।
सुप्तौ ब्रह्मैव नो जीवः संसारित्वासमीक्षणात् ॥५६

'સુષુપ્તિમાં પિતા પણ અપિતા થઈ જાય છે' ઇત્યાદિ શ્રુતિમા જીવભાવનુ નિવારણ કરેલુ છે, તેમ જ સંસારીપણાની અપ્રતીતિ છે, તેથી સુષુપ્તિ વિષે કેવળ બ્રહ્મ જ છે, જીવ નહિ. (અર્થાત્ જાગ્રતમા અધ્યાસકલ્પિત જે પિતૃત્વાદિક જીવધર્મ છે, તેનું સુષુપ્તિમા શ્રુતિ નિવારણ કરે છે અને તે વખતે જીવભાવની પ્રતીતિ પણ થતી નથી, તેથી બ્રહ્મભાવ જ અવશેષ રહે છે.)

સુષુપ્તિમા પિતૃત્વાદિક અભિમાન ભલે ન હો, તથાપિ સુખીપણું આદિક સંસાર કેમ ન હોઈ શકે? એવી આશંકા કરી, સંસાર દેહાભિમાનમૂલક છે અને સુષુપ્તિમા દેહાભિમાન છે નહિ તેથી સુખીત્વાદિક સંસાર પણ તે વખતે નથી, એમ માનીને તેવા અર્થની પ્રતિપાદક 'तीर्णो हि तदा सर्वान् शोकान् हृदयस्य भवति। (બૃ. ૪ ૩. ૨૨) ત્યારે સુષુપ્તિમાં અંતઃકરણના સર્વ શોકને તરી ગયેલો થાય છે.' એવુ ઉપરના શ્લોકમા કહેલી શ્રુતિનુ ઉત્તરવાક્ય તાત્પર્યથી કહી દેખાડે છે:

पितृत्वाद्यभिमानो यः सुखदुःखाकरः स हि ।
तस्मिन्नपगते तीर्णः सर्वाञ्छोकान्भवत्ययम् ॥५७

પિતૃપણુ આદિક જે અભિમાન છે, તે જ સુખદુઃખાદિકની ખાણ છે તે જ્યારે નિવૃત્ત થઈ એટલે પછી આ પુરુષ સર્વ પ્રકારના શોકને તરી ગયેલો થાય છે.

ઉપર કહેલા વાક્યોમા ક્યાંય સુષુપ્તિમા સુખની પ્રાપ્તિ થાય છે, એવુ સ્પષ્ટ કહેવામા ન આવ્યુ, એ આકાંક્ષા સમાવવા 'सुषुप्तिकाले सकले विलीने तमोऽभिभूत सुखरूपमेति।' (કૈવલ્ય ૧૩) સુષુપ્તિ સમયમા જ્યારે જાગ્રત આદિક સકળ પ્રપંચ પોતાની ઉપાદાનભૂત તમપ્રધાન પ્રકૃતિમા વિલય પામી જાય, ત્યારે તમ (તે પ્રકૃતિ) વડે આવૃત્ત (આચ્છાદિત) જીવ સુખરૂપ(બ્રહ્મ)ને પામે છે, એ કૈવલ્ય શ્રુતિને અર્થ કહે છે.

सुषुप्तिकाले सकले विलीने तमसाऽऽवृतः ।
सुखरूपमुपैतीति ब्रूते ह्याथर्वणी श्रुतिः ॥५८॥

સુષુપ્તિકાળમા સકળ પ્રપંચ વિલય પામી જાય ત્યારે અજ્ઞાન વડે આવૃત્ત થયેલો જીવ સુખરૂપ બ્રહ્મને પામે છે; એમ આથર્વણી શ્રુતિ કહે છે.

ઉપર કહેલો અર્થ કેવળ શ્રુતિ કહે છે, એટલુ જ નહિ પણ સર્વ જનને અનુભવસિદ્ધ છે, એમ કહે છે

सुखमस्वाप्समत्राहं न वै किंचिदवेदिषम् ।
इति सुप्ते सुखाज्ञाने परामृशति चोत्थितः ॥५९॥

સુષુપ્તિમાંથી ઊઠેલો પુરુષ 'અત્યાર સુધી હુ સુખપૂર્વક સૂતો હતો અને કંઈ પણ મે જાણ્યુ નહિ.' એવી રીતે નિદ્રાકાળના સુખ તથા અજ્ઞાનનુ સ્મરણ કરે છે. આ ઉપરથી પણ સુષુપ્તિમાં સુખરૂપતા છે એમ સિદ્ધ થાય છે

સ્મરણરૂપ જ્ઞાન અપ્રમાણ હોવાથી તેના બળથી સુષુપ્તિમા સુખની સિદ્ધિ કેમ થઈ શકે? એવી શંકા કરીને, તે સ્મૃતિ અપ્રમાણ હો, તથાપિ તે સ્મૃતિના હેતુભૂત સંસ્કારનો હેતુ મૂળભૂત જે અનુભવ તેના બળથી સુખ સિદ્ધ થાય છે, એવા અભિપ્રાયથી કહે છે

परामर्शोऽनुभूतेऽस्तीत्यासीदनुभवस्तदा ।
चिदात्मत्वात्स्वतो भाति सुखमज्ञानधीस्ततः ॥६०

સ્મરણ અનુભવ કરેલા પદાર્થનુ થાય છે, અનુભવ નહિ કરેલા પદાર્થનુ સ્મરણ થતું નથી, આવો નિયમ હોવાથી સુષુપ્તિના સમયમાં સુખનો અને અજ્ઞાનનો અનુભવ હતો એવો નિશ્ચય થાય

છે. સુખ સ્વયંપ્રકાશ ચેતનરૂપ હોવાથી તેના અનુભવ માટે અંતઃકરણ અને ઇંદ્રિયરૂપ સાધનની આવશ્યકતા નથી, તે પોતાની મેળે પ્રતીત થાય છે, અને સ્વયંપ્રકાશ સુખના સામર્થ્યથી બહારના સ્થૂલ સૂક્ષ્મ પદાર્થના જ્ઞાનને આચ્છાદન કરનારા અજ્ઞાનનું ભાન થાય છે.

અહીં એવી શંકા થાય કે, સુષુપ્તિનું સુખ સ્વપ્રકાશ છે, તથાપિ તે બ્રહ્મ છે, એમ સિદ્ધ ન થયું. તેના સમાધાનને માટે 'विज्ञानमानन्दं ब्रह्म । (બૃ.૩. ૯. ૨૮) વિજ્ઞાન આનંદ બ્રહ્મ છે' એ બૃહદારણ્યક શ્રુતિ કહી, તે સુખનું બ્રહ્મત્વ સાધિત કરે છે

**ब्रह्म विज्ञानमानंदमिति वाजसनेयिनः ।**
**पठंत्यतः स्वप्रकाशं सुखं ब्रह्मैव नेतरत् ॥ ६१ ॥**

'વિજ્ઞાન (ચેતન) આનંદરૂપ બ્રહ્મ છે' એમ વાજસનેયી શાખાવાળા કહે છે, તેથી સ્વપ્રકાશરૂપ સુખ બ્રહ્મ જ છે, અન્ય નહિ; એમ સિદ્ધ થાય છે

વિજ્ઞાનમય જીવ તથા તેનું સાધન મનોમય બન્ને અજ્ઞાનમાં લીન થતા હોવાથી, સુષુપ્તિકાલીન સુખ તથા અજ્ઞાનનો અનુભવ કરનાર જીવ નથી

**यदज्ञानं तत्र लीनौ तौ विज्ञानमनोमयौ ।**
**तयोर्हि विलयावस्था निद्राऽज्ञानं च सैव हि॥६२॥**

'મેં કઈ પણ જાણ્યું નહિ' એવા પ્રકારનું, જાગ્રત થયા પછી જે સ્મરણ થાય છે, તે પૂર્વવત્ અનુભવ વગર ઘટી શકતું નથી. તેથી સુષુપ્તિ કાળમાં અનુભવાતા અજ્ઞાનને વિષે, તે પ્રમાણરૂપે પ્રસિદ્ધ મનોમય તથા પ્રમાતારૂપે પ્રસિદ્ધ વિજ્ઞાનમય બન્ને વિલીન થઈ જાય છે. (અર્થાત્ વિજ્ઞાનત્વાદિક આકારનો ત્યાગ કરીને કારણરૂપે કરી અજ્ઞાનમાં રહે છે, એટલે પછી તે ઉપાધિવાળો અનુભવ કરનાર નથી, કારણકે જેથી) એ વિજ્ઞાનમય તથા મનોમય એ બેયની જે વિલયાવસ્થા તે જ નિદ્રા કહેવાય છે. (કોશમાં પણ લખે છે કે 'विज्ञानविरतिर्निद्रा–વિજ્ઞાનનો જે વિરામ તે નિદ્રા.') તે જ નિદ્રા વિદ્વાનોએ અજ્ઞાનશબ્દથી કહી છે.

ત્યારે સુષુપ્તિમાં સુખાદિકના અનુભવકાળમાં અવિદ્યમાન એવા વિજ્ઞાનમય(જીવ)ને પ્રબોધાનંતર સ્મરણનું કર્તાપણું કેમ હોઈ શકે? એવી શંકા કરી, એ વિલયાવસ્થામાં પણ તેના સ્વરૂપનો નાશ નથી થયો હોતો, તેથી એ વિલયાવસ્થારૂપ ઉપાધિવાળા આનંદમયરૂપે કરી અનુભવકર્તાપણું તથા વિજ્ઞાનશબ્દવાચ્ય ઘનીભાવરૂપ ઉપાધિવાળો હોઈને સ્મરણકર્તાપણું, એક જ આત્માને ઘટી શકે છે, એવા અભિપ્રાયથી સમાધાન આપે છે.

**विलीनघृतवत्पश्चात्स्याद्विज्ञानमयो घनः ।**
**विलीनावस्थ आनंदमयशब्देन कथ्यते ॥ ६३ ॥**

જેમ અગ્નિના સંયોગથી પીગળી ગયેલું ઘૃત પાછળથી વાયુ આદિકના સંબંધથી ઘનીભાવને પામે છે (જામી જાય છે), તેની પેઠે જાગ્રત આદિક અવસ્થાઓમાં ભોગપ્રદ કર્મોનો ક્ષય થઈ જવાથી નિદ્રારૂપે વિલીન થયેલું અંતઃકરણ ફરીને જ્યારે ભોગપ્રદ કર્મ ઉદ્ભવે, ત્યારે પ્રબોધકાળમાં વિજ્ઞાનાકારે ઘનીભાવને પામે છે (વિજ્ઞાનરૂપે પરિણમે છે). આથી તે અંતઃકરણની ઉપાધિવાળો આત્મા પણ વિજ્ઞાનમયરૂપે ઘન થાય છે અને તે જ આત્મા પ્રબોધથી પૂર્વકાળમાં વિલયાવસ્થારૂપ ઉપાધિને લીધે આનંદમય કહેવાય છે.

'વિલીનાવસ્થ આનંદમય કહેવાય છે' એમ જે કહ્યું તેને વધારે સ્પષ્ટ કરે છે.

**सुप्तिपूर्वक्षणे बुद्धिवृत्तिर्या सुखबिंबिता ।**
**सैव तद्बिंबसहिता लीनाऽऽनंदमयस्ततः ॥ ६४ ॥**

સુષુપ્તિના અવ્યવહિત પૂર્વક્ષણને વિષે જે (અંતર્મુખ) બુદ્ધિવૃત્તિ સ્વરૂપભૂત સુખના પ્રતિબિંબથી યુક્ત થાય છે તદનંતર એ પ્રતિબિંબ સહિત વૃત્તિ નિદ્રારૂપે વિલીન થાય છે, ત્યારે વિજ્ઞાનમય શબ્દ વડે કહેવાય છે.

એવી રીતે આનંદમયનું સ્વરૂપ દર્શાવીને તેનું જ ફરી પ્રબોધકાળે વિજ્ઞાનમયરૂપે કરી સ્મરણકર્તાપણું સિદ્ધ કરવા માટે તે સમયે સુખના અનુભવનું ઉપપાદન કરે છે

**अंतर्मुखो य आनंदमयो ब्रह्मसुखं तदा ।**
**भुंक्ते चिद्बिंबयुक्ताभिरज्ञानोत्पन्नवृत्तिभिः ॥६५॥**

સુખના પ્રતિબિંબ સહિત અંતર્મુખ જે બુદ્ધિવૃત્તિઓ, તેથી ઉત્પન્ન થતા સંસ્કારો સહિત અજ્ઞાનની ઉપાધિવાળો એ આનંદમય, તે સમયે (સુષુપ્તિમાં) બ્રહ્મસુખ(સ્વરૂપભૂત સુખ)ને ચિદાભાસ સહિત અજ્ઞાનથી ઉત્પન્ન થતી સુખાદિગોચર વૃત્તિઓ (અર્થાત્ અવિદ્યાના પરિણામવિશેષભૂત વૃત્તિઓ) વડે ભોગવે છે (એટલે સુષુપ્તિમાં

સ્વરૂપભૂત સુખનો અનુભવ કરે છે).

ત્યારે જાગ્રત અવસ્થાની પેઠે સુષુપ્તિમા પણ 'હુ સુખને અનુભવુ છુ' એવુ અભિમાન કેમ થતુ નથી? એવી શકા થાય ત્યાં કહે છે·

**अज्ञानवृत्तयः सूक्ष्मा विस्पष्टा बुद्धिवृत्तयः ।**
**इति वेदांतसिद्धांतपारगाः प्रवदन्ति हि ॥ ६६ ॥**

અજ્ઞાનવૃત્તિઓ સૂક્ષ્મ હોય છે અને બુદ્ધિ-વૃત્તિઓ વિસ્પષ્ટ હોય છે. (એટલે કે સૌષુપ્ત સુખાનુભવ લેનાર અવિદ્યાવૃત્તિઓ છે તે, જાગ્રતના અનુભવ લેનારી બુદ્ધિવૃત્તિ જેવી વિસ્પષ્ટ હોતી નથી, પણ સૂક્ષ્મ હોય છે; તેથી તે કાળે અભિમાન થતું નથી.) એવી રીતે વેદાતસિદ્ધાતના પારને જાણનારા પડિત પુરુષો કહે છે.

એ આનંદમય, સૂક્ષ્મ અવિદ્યાવૃત્તિએ કરી સુષુપ્તિકાલીન સુખનો અનુભવ કરે છે એ અર્થમા બીજું શું પ્રમાણ છે? ત્યા કહે છે

**मांडूक्यतापनीयादिश्रुतिष्वेतदतिस्फुटम् ।**
**आनंदमयभोक्तृत्वं ब्रह्मानंदे च भोग्यता ॥६७॥**

માંડૂક્ય, તાપનીય ઇત્યાદિ ઉપનિષદોને વિષે એ આનદમયનુ ભોક્તાપણુ તથા બ્રહ્માનદની ભોગ્યતા અતિસ્ફુટ રીતે (વર્ણવેલા) છે.

તે માડૂક્ય ઉપનિષદની શ્રુતિ અર્થથી કહી દેખાડે છે

**एकीभूतः सुषुप्तस्थः प्रज्ञानघनतां गतः ।**
**आनंदमय आनंदभुक्चेतोमयवृत्तिभिः ॥६८॥**

સુષુપ્તિઅવસ્થાનો અભિમાની પ્રાજ્ઞ એકરૂપ થયેલો, સુષુપ્તિઅવસ્થામાં રહેલો, જાગ્રત–સ્વપ્નના જ્ઞાનોના ઘનપણાને પ્રાપ્ત થયેલો, આનદથી ભરપૂર અને ચેતનના પ્રતિબિબયુક્ત અવિદ્યાની વૃત્તિઓ વડે આત્મસ્વરૂપભૂત આનદનો ઉપભોગ કરનારો છે.

ઉપરના વાક્યમા 'એકીભૂત' પદ કહેલુ છે, તેનો અર્થ સ્પષ્ટ કરે છે·

**विज्ञानमयमुख्यैर्यो रूपैर्युक्तः पुराऽधुना ।**
**स लयेनैकतां प्राप्तो बहुतंदुलपिष्टवत् ॥ ६९ ॥**

જે આત્મા પૂર્વે (જાગ્રત અવસ્થાને વિષે) વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય ઇત્યાદિ શ્રુતિમાં કહેલાં આકારવિશેષથી યુક્ત હતો, તે જ આત્મા આ સમયે (સુષુપ્તિમાં) એ વિજ્ઞાન, મન, આદિક ઉપાધિનો લય થવાથી પોતે એકતાને પ્રાપ્ત થાય છે (એકાકારરૂપે અવગત થાય છે). જેમ તંદુલ(ચોખા)નો લોટ થાય ત્યારે પ્રત્યેક કણ સ્વસ્વવ્યક્તિની ઉપાધિ વિલીન થતાં પિષ્ટરૂપમાં એકાકાર થાય છે તેમ.

માડૂક્ય શ્રુતિમા આવેલા 'પ્રજ્ઞાનઘન' એ પદનો અર્થ કહી દેખાડે છે

**प्रज्ञानानि पुरा बुद्धिवृत्तयोऽथ घनोऽभवत् ।**
**घनत्वं हिमबिंदूनामुदग्देशे यथा तथा ॥ ७० ॥**

જેવી રીતે પૃથ્વીના ઉત્તર દિશા તરફના શીત પ્રદેશમાં હિમના ટીપાંઓનુ ઘનપણુ થાય છે (અર્થાત્ આકાશમાથી પડતા હિમના કણોનુ ઘટપણુ થાય છે), એવી રીતે પૂર્વે (જાગ્રત અને સ્વપ્નમા) ઘટાદિકના જ્ઞાનરૂપ જે બુદ્ધિવૃત્તિઓ હતી, તે બુદ્ધિવૃત્તિઓ હવે સુષુપ્તિકાળમા ઘટાદિક પદાર્થોની પ્રતીતિના અભાવે એકવ્યષ્ટિ અજ્ઞાનરૂપ અથવા એકસાક્ષીરૂપ થઈ જાય છે.

આ સ્થળે પ્રજ્ઞાનઘન શબ્દના અર્થનિરૂપણમા વચ્ચે પ્રસગોપાત્ત કઈ બીજુ પણ કહે છે

**तद्घनत्वं साक्षिभावं दुःखाभावं प्रचक्षते ।**
**लौकिकास्तार्किका यावद्दुःखवृत्तिविलोपनात् ॥७१॥**

જે આ વેદાતને વિષે કેવળ સાક્ષીભાવે કરી કહેવાતુ પ્રજ્ઞાનઘનપણુ છે, તે સાક્ષીભાવરૂપ ઘનત્વને. લૌકિક (શાસ્ત્રસસ્કારરહિત) જનો તથા તાર્કિક (નૈયાયિક વગેરે) દુઃખાભાવ નામથી કહે છે. કારણ કે સુષુપ્તિને વિષે, જેટલી દુઃખવૃત્તિઓ છે, તે તમામનો વિલય થઈ ગયો હોય છે.

માડૂક્ય શ્રુતિગત 'ચેતોમુખ' શબ્દનો અર્થ કહે છે·

**अज्ञानबिंबिता चित्स्यान्मुखमानंदभोजने ।**
**भुक्तं ब्रह्मसुखं त्यक्त्वा बहिर्यात्यथ कर्मणा ॥७२॥**

અવિદ્યાવૃત્તિને વિષે પ્રતિબિબિત ચૈતન્ય સુષુપ્તિકાળમા આનદભોજન(બ્રહ્માનદના આસ્વાદન)મા સાધનભૂત થાય છે. (જો સુષુપ્તિમાં આનદમયરૂપ એવા જીવે બ્રહ્મસુખનો સાક્ષાત્કાર કરાય છે તો પછી તેને તજીને પાછો બહાર જાગરણ આદિક દુઃખાલયમાં શા સારુ આવે છે? એવી શંકા થાય ત્યાં કહે છે:) પૂર્વનાં પુણ્યપાપાદિક કર્મના પાશથી બદ્ધ હોવાથી તે કર્મથી પ્રેરિત થયેલો જીવ સાક્ષાત્કરેલા

બ્રહ્માનંદને છોડીને પાછો બહાર જાગ્રત આદિક અવસ્થાઓમાં જાય છે.

ઉપર કહેલા અર્થને કૈવલ્યશ્રુતિના પ્રમાણથી સાબિત કરે છે

**कर्म जन्मांतरेऽभूद्यत्तद्योगाद्बुध्यते पुनः ।**
**इति कैवल्यशाखायां कर्मजो बोध ईरितः ॥७३॥**

જે કંઈ જન્માંતર(પૂર્વના જન્મો)માં કર્મ થયેલાં છે, તેના યોગથી ફરી જાગ્રત અવસ્થાને પામે છે; એમ કૈવલ્ય[૧૮]શાખામા કર્મથી થતો બોધ (જાગરણ) કહેલો છે. (અર્થાત્ કર્મ એ જીવને સૌષુપ્તસુખનો ત્યાગ કરાવે છે.)

૧૮ पुनश्च जन्मान्तरकर्मयोगात् स एव जीवः स्वपिति-प्रबुद्ध । (કૈ. ૧૪) પૂર્વજન્મના કર્મના યોગથી તે જ જીવ ફરીને સુષુપ્તિમાથી પ્રબુદ્ધ થાય છે.' જેમ બાળક બહાર રમી ઘરમા આવી નિવૃત્તિસુખ લે છે અને પાછો બહારના બાળકોના બોલવાથી બહાર જાય છે, તેમ આ જીવ જાગ્રત આદિકમાથી વિરામી સુષુપ્તિસુખ લે છે અને પાછો પૂર્વકર્મની પ્રેરણાથી ફરીને જાગ્રતમા જાય છે.

સુષુપ્તિમા બ્રહ્માનંદનો અનુભવ કરાય છે, તેમા લિંગ (હેતુ) દર્શાવે છે

**कंचित्कालं प्रबुद्धस्य ब्रह्मानंदस्य वासना ।**
**अनुगच्छेद्यतस्तूष्णीमास्ते निर्विषयः सुखी ॥७४॥**

જાગેલા પુરુષને પણ કેટલાક સમય સુધી સુષુપ્તિમા અનુભવ કરેલા બ્રહ્માનંદની વાસના (સંસ્કાર) પાછળ ચાલી આવે છે (અનુવૃત્ત જણાય છે), જેથી તે જાગેલો પુરુષ તેટલી વાર સુધી નિર્વિષય(વિકલ્પરહિત)દશાને ભોગવતો વિષયના અનુભવથી રહિત સુખી થતો તૂષ્ણી-(ચૂપ)સ્થિત રહે છે.

ત્યારે તે પછી તૂષ્ણીંભાવ (ઉદાસીન દશામાં જ) કેમ રહેતો નથી? ત્યા કહે છે

**कर्मभिः प्रेरितः पश्चान्नानादुःखानि भावयन् ।**
**शनैर्विस्मरति ब्रह्मानंदमेषोऽखिलो जनः ॥७५॥**

પૂર્વનાં કર્મો વડે પ્રેરિત થયેલા સર્વ પ્રાણીઓ, પશ્ચાત્ જાગીને નાના પ્રકારનાં દુઃખોનુ ભાવન (હૃદયમા અનુસંધાન) કરતો કરતો હળવે હળવે બ્રહ્માનંદને ભૂલી જાય છે.

આથી પણ સુષુપ્તિમા બ્રહ્માનંદ અનુભવાય છે, તેમા વિવાદ જેવું નથી

**प्रागूर्ध्वमपि निद्रायाः पक्षपातो दिने दिने ।**
**ब्रह्मानंदे नृणां तेन प्राज्ञोऽस्मिन्विवदेत कः ॥७६॥**

નિદ્રાથી પૂર્વે કોમળ શય્યા આદિક સામગ્રીનુ સંપાદન કરે છે તથા નિદ્રાને અંતે તે શયનાદિક ઝટ લઈને ત્યાગ કરવાની ઇચ્છા કરતા નથી. તેથી પણ એમ જણાય છે કે, પ્રતિદિન મનુષ્યોને નિદ્રાથી પૂર્વે તથા નિદ્રા પછી પણ નિદ્રામા અનુભવાતા બ્રહ્માનંદને વિષે પક્ષપાત (સ્નેહ) હોય છે, તેથી એ બ્રહ્માનંદને વિષે કયો પ્રાજ્ઞ પંડિત પુરુષ વિવાદ કરે? (અર્થાત્ અનુભવી પુરુષ સર્વથા વિવાદ કરે જ નહિ)

**તૂષ્ણીંસ્થિતિમાં બ્રહ્માનંદના ભાનથી ગુરુસેવા-દિકની અવ્યર્થતા તથા આનંદની ત્રિવિધતા**

વાદી મૂળમા પૂર્વપક્ષ કરે છે.

**ननु तूष्णींस्थितौ ब्रह्मानंदश्चेद्भाति लौकिकाः ।**
**अलसाश्चरितार्थाः स्युः शास्त्रेण गुरुणात्र किम् ॥७७**

જે બ્રહ્માનંદ ગુરુસેવાદિ સાધનથી પ્રાપ્ય છે, તે બ્રહ્માનંદનો અનુભવ જો તૂષ્ણીંસ્થિતિ (ઉદાસીન-સ્થિતિ) માત્રથી જ મળી શકે, તો આળસુ લૌકિક જનો કૃતાર્થ થશે, તો પછી એમાં શાસ્ત્રથી કે ગુરુથી શું થવાનુ હતું? (અર્થાત્ એ આનંદ-લાભને અર્થે ગુરુશુશ્રૂષા તથા શાસ્ત્રશ્રવણ વગેરે વ્યર્થ છે.)

આ 'બ્રહ્માનંદ' એમ જાણે ત્યારે તો કૃતાર્થતા થાય, પણ એમ જાણવુ એ જ મૂળ ગુરુશુશ્રૂષાદિક વિના સંભવતુ નથી એમ કહે છે

**बाढं ब्रह्मेति विद्युश्चेत्कृतार्थास्तावतैव ते ।**
**गुरुशास्त्रे विनाऽत्यंतं गंभीरं ब्रह्म वेत्ति कः ॥७८॥**

ખરું છે કે જો તેઓ 'આ આનંદ બ્રહ્મ છે' એવી રીતે જાણે તો તો તેટલાથી જ કૃતાર્થ થાય; પરંતુ અત્યંત ગંભીર (કોઈથી અવગાહન ન કરી શકાય એવું), વળી મનવાણીનુ અવિષય, સર્વજ્ઞ, સર્વનુ આંતર, સર્વાત્મરૂપ એવુ બ્રહ્મ ગુરુ તથા શાસ્ત્ર સિવાય કોણ જાણી શકે? (અથવા તાદૃશ બ્રહ્માનંદ ગુરુ-શાસ્ત્ર વિના ઇતર કોઈ પણ ઉપાયથી કોઈ પણ જાણી શકે જ નહિ.)

'તમારા વાક્યથી મે બ્રહ્માનંદ જાણ્યો, માટે મારી કૃતાર્થતા કેમ નહિ?' એમ કહેનારા વાદી પ્રતિ સિદ્ધાંતી અનુવાદ

કરી ઉપહાસગર્ભ ઉત્તર કહે છે.

**जानाम्यहं त्वदुक्त्याद्य कुतो मे न कृतार्थता ।**
**शृण्वत्र त्वादृशो वृत्तं प्राज्ञंमन्यस्य कस्यचित् ॥७९॥**

તમારા વચનથી હું તે(બ્રહ્માનંદ)ને જાણું છું તો પછી મારી કૃતાર્થતા કેમ નહિ? એમ કહેતા હો, તો એક તમારા જેવા જ પોતાને પંડિત માનનારા કોઈ પુરુષનો વૃત્તાંત કહું છું તે સાંભળો.

પૂર્વશ્લોકમાં સૂચવેલો પંડિત મન્યનો વૃત્તાંત કહી બતાવે છે

**चतुर्वेदविदे देयमिति शृण्वन्नवोचत ।**
**वेदाश्चत्वार इत्येवं वेद्मि मे दीयतां धनम् ॥८०॥**

જેમ કોઈ બ્રાહ્મણ, 'આ ધન કોઈ ચાર વેદને જાણનાર હોય તેને દેવું' એવું વાક્ય સાંભળીને તુરત (એ ધન દેનાર પાસે જઈને બોલ્યો કે) 'વેદ ચાર છે' એ હું જાણું છું માટે મને ધન આપો.'

ઉપરના દૃષ્ટાંતનો પ્રકૃતમાં સમન્વય કરી બતાવે છે

**संख्यामेवैष जानाति न तु वेदानशेषतः ।**
**यदि तर्हि त्वमप्येवं नाशेषं ब्रह्म वेत्सि हि ॥८१॥**

જો તમે એમ કહો કે એ બ્રાહ્મણ તો માત્ર સંખ્યાને જ જાણતો હતો, કંઈ અશેષ (સમગ્ર) વેદને તે જાણતો નહોતો; તો તમે પણ એ જ પ્રમાણે અશેષ (સંપૂર્ણ) બ્રહ્મસ્વરૂપને જાણતા નથી.

વાદી કહે છે કે જેમ દૃષ્ટાંતમાં સંખ્યાથી અતિરિક્ત વેદના-સ્વરૂપનો ભેદ પ્રતીત છે, તેમ અહીં સ્વગતાદિ ભેદરહિત એવા આનંદરૂપ બ્રહ્મને વિષે ન જાણતો એવો અંશ જ નથી, તો પછી 'અશેષ જ્ઞાન નથી' એવો ઉપાલંભ (ઠપકો) ઘટતો જ નથી

**अखंडैकरसानंदे मायातत्कार्यवर्जिते ।**
**अशेषत्वसशेषत्ववार्तावसर एव कः ॥८२॥**

માયા તથા માયાના કાર્યથી વર્જિત, અખંડ, એકરસ આનંદને વિષે અશેષત્વ (સંપૂર્ણપણું) તથા સશેષત્વ (અસંપૂર્ણપણું) ઇત્યાદિક ધર્મોની વાર્તાનો અવસર જ કેવો? અર્થાત્ એમાં વિકલ્પ સંભવે જ નહિ

આ પ્રમાણે વાદીએ જ્યારે આક્ષેપ કર્યો ત્યારે હવે સિદ્ધાંતી બ્રહ્મજ્ઞાનમાં પણ અસંપૂર્ણતા આદિક દર્શાવવા માટે કહે છે.

**शब्दानेव पठस्याहो तेषामर्थं च पश्यसि ।**
**शब्दपाठेऽर्थबोधस्ते संपाद्यत्वेन शिष्यते ॥८३॥**

હે વાદી! તમે શું અખંડ, એકરસ, અદ્વિતીય, સચ્ચિદાનંદરૂપ ઇત્યાદિક શબ્દોનો જ પાઠ કરો છો કે તે શબ્દોના સ્વગતાદિ ભેદશૂન્યતા વગેરે અર્થને પણ જાણો છો? જો માત્ર શબ્દ-પાઠ જ કરી જાણતા હો તો તે શબ્દના અર્થનો બોધ તમારે સંપાદન કરવા યોગ્ય હોવાથી અવશેષ રહે છે. (અર્થાત્ પહેલા વિકલ્પમાં તો સાવશેષતા રહી.)

કદી બીજો વિકલ્પ કહે તો તેમાં પણ સાવશેષતા દર્શાવે છે

**अर्थे व्याकरणाद्बुद्धेः साक्षात्कारोऽवशिष्यते ।**
**स्यात्कृतार्थत्वधीर्यावत्तावद्गुरुमुपास्स्व भोः ॥८४॥**

વ્યાકરણ વગેરેથી અર્થ જાણ્યો; અર્થાત્ પરોક્ષજ્ઞાન સંપાદન કર્યું, તે પછી પણ સંશયાદિકના નિરાસપૂર્વક સાક્ષાત્કાર કરવો (અપરોક્ષ અનુભવ લેવો) અવશેષ રહે છે. જ્ઞાનના સંપૂર્ણપણાનો અવધિ કૃતાર્થત્વબુદ્ધિમાં રહેલો છે; માટે જ્યાં સુધી કૃતાર્થત્વબુદ્ધિ ઉત્પન્ન ન થાય, ત્યાં સુધી ગુરુની ઉપાસના કર્યા કરો.

એવી રીતે વચ્ચે પ્રસંગપ્રાપ્ત ચર્ચા ચલાવી તેને સમાપ્ત કરી પ્રકૃતાનુસરણ કરે છે

**आस्तामेतद्यत्र यत्र सुखं स्याद्विषयैर्विना ।**
**तत्र सर्वत्र विद्ध्येतां ब्रह्मानंदस्य वासनाम् ॥८५॥**

એ પ્રસંગપ્રાપ્ત હો તેમ ભલે રહો, પરંતુ પ્રકૃત સંબંધમાં આટલું જ લક્ષ્યમાં રાખવાનું કે જ્યાં જ્યાં વિષય વિના સુખ થાય (અર્થાત્ જે જે તૂષ્ણીભાવ આદિક સમયમાં વિષયના અનુભવ સિવાય જ સુખાનુભવ થાય), ત્યાં સર્વ ઠેકાણે બ્રહ્માનંદની એ વાસના છે એમ જાણો. (એટલે કે એ સુખ કંઈ વિષયજન્ય હોતું નથી. વળી સામાન્ય અહંકારે કરી આવૃત્ત હોય છે; તેથી તે સુખનું વાસનાનંદપણું સમજી લેવું; એવો આશય છે.)

ઉક્ત પ્રકારે બ્રહ્માનંદ તથા વાસનાનંદ દર્શાવીને હવે આનંદનું ત્રિવિધપણું નિયમિત કરવા માટે આ જ પ્રકરણના ૪૪મા શ્લોકમાં 'આત્માને સન્મુખ એવી જે બુદ્ધિવૃત્તિ તેને વિષે સ્વરૂપભૂત આનંદ પ્રતિબિંબિત થાય છે' એવી રીતે કહેવાઈ ગયેલા અર્થનો અનુવાદ કરે છે.

**विषयेष्वपि लब्धेषु तदिच्छोपरमे सति ।**
**अंतर्मुखमनोवृत्तावानंदः प्रतिबिंबति ॥८६॥**

વિષયોનો લાભ થવાથી (એટલે પુષ્પમાળા,

ચંદન, વનિતા ઇત્યાદિ વિષયોની પ્રાપ્તિ થવાથી) જ્યારે તે તે વિષય સંબંધી ઇચ્છાનો ઉપરામ (નિવૃત્તિ) થઈ જાય, ત્યારે મન અંતર્મુખ થાય છે અને તે ક્ષણે એ અંતર્મુખ થયેલી મનોવૃત્તિને વિષે જે સ્વરૂપભૂત આનંદ પ્રતિબિંબિત થાય છે, એ જ વિષયાનંદ કહેવાય છે.

ઉપરના સઘળા નિરૂપણનો ફલિત અર્થ કહી દેખાડે છે

**ब्रह्मानंदो वासना च प्रतिबिंब इति त्रयम् ।**
**अंतरेण जगत्यस्मिन्नानंदो नास्ति कश्चन ॥ ८७ ॥**

બ્રહ્માનંદ, વાસનાનંદ અને વિષયાનંદ, એ ત્રણ વિના આ જગતને વિષે કોઈ પણ આનંદ છે જ[૧૯] નહિ.

૧૯. આ સ્થળે એવી શંકા થાય છે કે સુષુપ્તિમાં સ્વપ્રકાશરૂપે પ્રતિભાસમાન એવો બ્રહ્માનંદ તથા તૂષ્ણીંસ્થિતિમાં વિષયના અનુભવ વગર જ પ્રતીયમાન એવો વાસનાનંદ, અને અભીષ્ટ વિષયનો લાભ થયા પછી અંતર્મુખ થયેલા મનની વૃત્તિમાં પ્રતિબિંબિત એવો વિષયાનંદ, આ ત્રણ સિવાય જગતમાં કોઈ આનંદ નથી હવે પ્રથમ આ જ પ્રકરણના ૧૧મા શ્લોકમાં આનંદ ત્રણ પ્રકારના ગણ્યા તેમાં વિદ્યાનંદ કહ્યો છે અને આમાં તેને બદલે વાસનાનંદ કહ્યો, તેથી આગળપાછળ વિરોધ આવે છે. વળી ૯૮મા શ્લોકમાં નિજાનંદ કહ્યો, તેમ ૧૨૧મા શ્લોકમાં મુખ્યાનંદ કહ્યો તથા ૧૨મા પ્રકરણના ૪થા શ્લોકમાં આત્માનંદ કહ્યો છે, અને ૧૩મા પ્રકરણના પહેલા શ્લોકમાં યોગાનંદ શબ્દ કહ્યો છે, એટલે આનંદ તો ઘણા થઈ ગયા તો પછી 'આનંદ ત્રણ જ પ્રકારના છે' એ કથનને બાધ આવે છે. તેને માટે એમ સમાધાન છે કે અંતઃકરણવૃત્તિવિશેષરૂપ વિદ્યાનંદ વિષયાનંદમાં અંતર્ભૂત છે, અને નિજાનંદ, મુખ્યાનંદ, આત્માનંદ, યોગાનંદ અને અદ્વૈતાનંદ આ પાંચે બ્રહ્માનંદથી અતિરિક્ત નથી; અર્થાત્ એ સઘળાનો બ્રહ્માનંદમાં અંતર્ભાવ છે એ અંતર્ભાવ પ્રકાર તે દરેક આનંદના સ્વરૂપનિરૂપણસમયે દર્શાવાશે.

આ બ્રહ્માનંદનિરૂપણના પ્રસંગમાં વાસનાનંદ તથા વિષયાનંદનું નિરૂપણ પ્રકૃતમાં અસંગત છે, એવી શંકા કરી, બ્રહ્માનંદથી જન્ય હોવાથી તેમ જ બ્રહ્માનંદના બોધમાં ઉપયોગી હોવાથી તેઓનું પ્રતિપાદન અસંગત નથી, એવા અભિપ્રાયથી કહે છે

**तथा च विषयानंदो वासनानंद इत्यमू ।**
**आनंदौ जनयन्नास्ते ब्रह्मानंदः स्वयंप्रभः ॥ ८८ ॥**

એ આનંદનું ત્રિવિધપણું હોવાથી વિષયાનંદ તથા વાસનાનંદ એ બે આનંદને ઉત્પન્ન કરતો બ્રહ્માનંદ પોતે સ્વપ્રકાશરૂપે વિદ્યમાન છે. તે બ્રહ્માનંદ જાણવા યોગ્ય છે.

## વાસનાનંદ તથા નિજાનંદના કથનપૂર્વક ક્ષણિક સમાધિસંભવથી બ્રહ્માનંદના નિશ્ચયનો સંભવ

### જાગ્રતમાં વાસનાનંદની સિદ્ધિપૂર્વક અભ્યાસ વડે પ્રતીત થતા નિજાનંદનું કથન

કહેવાઈ ગયેલી બાબતનું સંક્ષેપથી પુનઃ કથનપૂર્વક ઉત્તર (હવે પછીના) ગ્રંથનું અવતરણ કરે છે

**श्रुतियुक्त्यनुभूतिभ्यः स्वप्रकाशचिदात्मके ।**
**ब्रह्मानंदे सुप्तिकाले सिद्धे सत्यन्यदा शृणु ॥ ८९ ॥**

શ્રુતિ (૬૮મા શ્લોકમાં કહી તે) યુક્તિ (૫૯મા શ્લોકમાં કહી તે) તથા અનુભવ (૬૦મા શ્લોકમાં નિરૂપણ કર્યો તે); એ ત્રણે પ્રમાણથી સુષુપ્તિકાળમાં સ્વપ્રકાશચિદાત્મારૂપ બ્રહ્માનંદ સિદ્ધ થયો. હવે આ પછીના ઉત્તર ગ્રંથમાં અન્ય જાગ્રત આદિ અવસ્થામાં પણ જે બ્રહ્માનંદને જાણવાના ઉપાયો કહેવાશે, તે શ્રવણ કરો.

પ્રતિજ્ઞા કરેલા બ્રહ્માનંદને જાણવાના ઉપાયો દર્શાવવા માટે પ્રથમ તેના ઉપોદ્ઘાતરૂપે જીવને જાગ્રત તથા સ્વપ્ન એ બે અવસ્થાઓની પ્રાપ્તિ નિમિત્ત સહિત દર્શાવે છે

**य आनंदमयः सुप्तौ स विज्ञानमयात्मताम् ।**
**गत्वा स्वप्नं प्रबोधं वा प्राप्नोति स्थानभेदतः ॥ ९० ॥**

સુષુપ્તિકાળમાં વિલીન અવસ્થાવાળો આનંદમય, બુદ્ધિરૂપ ઉપાધિને લઈને વિજ્ઞાનમયપણાને પામી, હવે પછી કહેવાશે તે રીતે સ્થાનભેદને લીધે જુદાં જુદાં સ્થાનનો યોગ થવાથી કર્મ અનુસાર સ્વપ્ન અથવા જાગ્રત અવસ્થાને પ્રાપ્ત થાય છે.

હવે જાગ્રત આદિક અવસ્થાઓના ઉપયોગી સ્થાન દર્શાવે છે:

**नेत्रे जागरणं कंठे स्वप्नः सुप्तिर्हृदम्बुजे ।**
**आपादमस्तकं देहं व्याप्य जागर्ति चेतनः ॥ ९१ ॥**

નેત્રસ્થાનને વિષે જાગ્રત અવસ્થા થાય છે તથા કંઠસ્થાનને વિષે સ્વપ્નઅવસ્થા થાય છે અને હૃદયકમળને વિષે સુષુપ્તિઅવસ્થા થાય છે. તેમાં પણ જાગ્રતનું સ્થાન જે નેત્ર કહ્યું તેનો

એવો અભિપ્રાય છે કે પાદ(ચરણ)થી લઈને મસ્તક પર્યંતના સમગ્ર દેહને વ્યાપીને ચેતન (જીવ) જાગ્રત અવસ્થા ભોગવે છે.

'દેહને વ્યાપીને' એવું જે ઉપરના શ્લોકમા પદ કહ્યુ, તેના કહેવા ઇચ્છેલા અર્થને દૃષ્ટાંત દર્શાવી સ્પષ્ટ કરે છે.

देहतादात्म्यमापन्नस्तप्तायःपिंडवत्ततः ।
अहं मनुष्य इत्येवं निश्चित्यैवावतिष्ठते ॥९२॥

તપેલા લોઢાના પિંડની પેઠે જીવ દેહની સાથે તાદાત્મ્યને પામેલો છે, (એટલે મનુષ્યત્વાદિ જાતિવાળા દેહ સાથે અભેદાધ્યાસને પામ્યો છે), તેથી 'હું મનુષ્ય' એવી રીતે નિશ્ચય કરીને સ્થિત થાય છે.

દેહની સાથેનો અભેદાધ્યાસ જેમા હેતુભૂત છે,તેવી બીજી અવસ્થાઓ દેખાડે છે.

उदासीनः सुखी दुःखीत्यवस्थात्रयमेत्यसौ ।
सुखदुःखे कर्मकार्ये त्वौदासीन्यं स्वभावतः॥९३॥

'(હું) ઉદાસીન છું, સુખી છુ, દુઃખી છુ,' એ પ્રકારે (જીવ) ત્રણ અવસ્થાઓને પામે છે. તેમા સુખ તથા દુઃખ એ બે તો પુણ્યપાપાદિ-કર્મજન્ય છે અને ઉદાસીનપણુ તો સ્વભાવથી જ છે.

ઉપર કહેલાં સુખ તથા દુઃખનિમિત્તના ભેદથી બે પ્રકારના છે, તે કહે છે

बाह्यभोगान्मनोराज्यात्सुखदुःखे द्विधा मते ।
सुखदुःखांतरालेषु भवेत्तूष्णीमवस्थितिः ॥९४॥

બાહ્ય ભોગથી તથા મનોરાજ્યથી સુખ તથા દુઃખ બે પ્રકારના મનાય છે અને એ સુખ તથા દુઃખના સધિકાળને વિષે જે તૃષ્ણી સ્થિતિ (નિર્વ્યાપારદશા) છે તે ઉદાસીનતા કહેવાય છે. (સુષુપ્તિમાંથી ઊઠતી વખતે સુખદુઃખ કશું હોતું નથી ત્યારે ઉદાસીનદશા હોય છે, તેમ જ જાગ્રતમા પણ જ્યારે જ્યારે સુખદુઃખ બનેનો અભાવ હોય ત્યારે રાગદ્વેષાભાવવાળી ઉદાસીનતા કહેવાય.)

જેને માટે જાગ્રત આદિકનો ઉપન્યાસ કર્યો તે પ્રયોજન કહી દેખાડે છે.

न कापि चिंता मेऽस्त्यद्य सुखमास इति ब्रुवन् ।
औदासीन्ये निजानंदभानं वक्त्यखिलो जनः॥९५॥

સર્વ મનુષ્ય 'અત્યારે મને (ઘર વગેરેની) કશી પણ ચિંતા નથી; અને તેથી હું સુખે બેઠો છું' એવી રીતે ઉદાસીન દશામાં નિજાનંદના સદ્ભાવને (એટલે કે સ્વરૂપાનંદની સ્ફૂર્તિને) કહે છે, આ ઉપરથી જાગરણાવસ્થામા પણ નિજાનંદનુ ભાન છે એમ સમજી લેવું.

જો ઉદાસીન દશામા ભાસમાન સુખને નિજાનંદ કહેશો તો નિજાનંદ બ્રહ્મરૂપ થયો, તેથી પ્રથમ કહેલા વાસનાનંદની સાથે વિરોધ આવશે એવી શંકા કરીને પરિહાર કહે છે

अहमस्मीत्यहंकारसामान्याच्छादितत्वतः ।
निजानंदो न मुख्योऽयं किंत्वसौ तस्य वासना ॥९६

'હું દેવદત્ત છુ' એવા આકારના અહંકારના વિશેષથી શૂન્ય, કેવળ 'હું છુ' એવી રીતે અહ-કારના સામાન્ય–સૂક્ષ્મ ભાવથી આચ્છાદિત (આવૃત્ત) હોવાને લીધે એ મુખ્ય નિજાનંદ નથી, પણ એ આનંદ તે નિજાનંદની વાસના છે.

મુખ્યાનંદથી અતિરિક્ત વાસનાનંદ છે, એ વિષયમાં દૃષ્ટાંત કહે છે

नीरपूरितभांडस्य बाह्ये शैत्यं न तज्जलम् ।
किंतु नीरगुणस्तेन नीरसत्तानुमीयते ॥९७॥

પાણીથી ભરેલા ઘડાના બહારના પ્રદેશમાં જે શીતળતા જણાય છે તે કંઈ જળ નથી; કેમકે જળ હોય તો દ્રવ હોવો જોઈએ અને બહાર તો દ્રવ જણાતો નથી (ત્યારે તે શૈત્ય શું? ત્યાં કહે છે). પણ તે શીતલતા નીરનો ગુણ છે તે ઉપરથી (ઘડાની અંદર) નીરની સત્તા (સદ્ભાવ) અનુમિત થાય છે. (જેમકે વિવાદનુ સ્થાનભૂત, ઘડાના બહારના ભાગમાં પ્રતીત થતું શીતલપણું જળથી ઉત્પન્ન થયેલ હોવુ જોઈએ; કારણ કે તે શૈત્ય છે, જળમા ઉપલબ્ધ થતા શૈત્યની પેઠે. આ પ્રકારે અનુમાન કલ્પી લેવું)

ઉપર કહ્યા પ્રમાણે શીતલતા જળનુ અનુમાન કરાવનાર ભલે થાઓ, પણ તેથી પ્રકૃત(ચાલતા પ્રસંગ)મા શી અસર થઈ? તે કહે છે.

यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगतः ।
तावत्तावत्सूक्ष्मदृष्टेर्निजानंदोऽनुमीयते ॥९८॥

જેટલી જેટલી વાર અભ્યાસયોગે કરી અહંકાર વિસ્મૃત થાય છે, તેટલી વાર (એટલે નિરોધસમાધિના અભ્યાસયોગથી જ્યારે જ્યારે 'अहं–હું' ઇત્યાદિ વૃત્તિઓનો વિલય થવાથી

ચિત્તની સૂક્ષ્મતા થઈ જાય ત્યારે ત્યારે) નિજાનંદની અભિવ્યક્તિ થાય છે; એમ અનુમાનથી જણાય છે.

બુદ્ધિની સૂક્ષ્મતાનો અવધિ કયો? એવી આકાક્ષા થાય ત્યા સાક્ષાત્કાર એ જ અવધિ એમ કહે છે

**सर्वात्मना विस्मृतः सन्सूक्ष्मतां परमां व्रजेत् ।**
**अलीनत्वान्न निद्रैषा ततो देहोऽपि नो पतेत् ॥९९॥**

સર્વ પ્રકારે વિસ્મૃત થયેલો અહંકાર અત્યંત સૂક્ષ્મપણાને પામે છે. અહંકાર અજ્ઞાનમાં લીન થયેલો ન હોવાથી તેની આ સૂક્ષ્મ અવસ્થા નિદ્રા નથી, તે કારણથી તે સ્થિતિમા સુષુપ્તિની પેઠે સ્થૂળ શરીર ભૂમિ પર પડી જતું નથી.

ઉપરના નિરૂપણનો ફલિત અર્થ કહી દેખાડે છે

**न द्वैतं भासते नापि निद्रा तत्रास्ति यत्सुखम् ।**
**स ब्रह्मानंद इत्याह भगवानर्जुनं प्रति ॥ १०० ॥**

જે સમયે દ્વૈત ભાસતું નથી, નિદ્રા પણ આવતી નથી, તે કાળમાં જે સુખ અનુભવાય છે, તે બ્રહ્માનંદ છે, એમ ભગવાને અર્જુન પ્રતિ કહેલું છે.

ભગવાને કહેલા ગીતાના છઠ્ઠા અધ્યાયના શ્લોકો કહે છે

**शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् १०१**

ધૈર્યયુક્ત બુદ્ધિ વડે હળવે હળવે ઉપરામ પામે (મનને ઉપરત કરે), અને મન આત્મસંસ્થ (આત્મા જ આ સઘળુ છે એવા પ્રકારની સ્થિતિ વાળુ) કરીને કંઈ પણ ચિંતવન કરે નહિ, એ જ યોગનો પરમ અવધિ છે.

એ યોગના પરમ અવધિનુ સંપાદન કરવા પ્રવૃત્ત થયેલા યોગીએ પ્રથમ શુ કરવુ જોઈએ? ત્યા કહે છે

**यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।**
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥१०२॥**

સ્વભાવથી ચંચળ હોવાને લીધે અસ્થિર મન જ્યારે જ્યારે જે જે શબ્દાદિ નિમિત્તવશાત્ બહાર નીકળે છે, તે તે વિષયોથી તે તે શબ્દાદિનુ મિથ્યાત્વ કહી તેમા દોષ દર્શાવી વૈરાગ્યભાવના ઉપજાવી તે વિષયોથી મનને રૂંધીને તે(મન)-ને આત્મામા સુસ્થિર કરવું. (એમ કરતાં તે યોગીને યોગાભ્યાસબળથી આત્માને વિષે જ મન સ્થિર થઈ જાય છે.)

એવી રીતે મનની પ્રશાંતિ થાય ત્યારે શું થાય? એ શંકાનુ સમાધાન કરે છે:

**प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।**
**उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ १०३ ॥**

ઉક્ત પ્રકારે મોહાદિક કલેશરૂપ રજોગુણ અંશ જેનો શાંત (ક્ષીણ) થયેલો છે અને તેથી જ જેઓનું મન પ્રશાંત (નિર્વિક્ષેપ) થયુ છે, એવા બ્રહ્મભૂત('આ બધું બ્રહ્મ જ છે' એવો નિશ્ચય થઈ જવાથી જીવન્મુક્ત), અને અકલ્મષ (અધર્માદિ રહિત) યોગીને ઉત્તમ (ક્ષયાતિશયાદિવર્જિત) સુખ પ્રાપ્ત થાય છે.

સંક્ષેપથી કહેલા અર્થને વિસ્તારથી દર્શાવનારા તે ગીતાના છઠ્ઠા અધ્યાયના શ્લોકો ટાંકી બતાવે છે

**यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।**
**यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥१०४**
**सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।**
**वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥१०५॥**
**यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।**
**यस्मिन्स्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते १०६**
**तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।**
**स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा १०७**

જે સમયમાં યોગાનુષ્ઠાન વડે નિષેધ પામેલુ ચિત્ત શાંત થાય છે, અને જે સમયમાં વિવેક વાળા અંતઃકરણ વડે અંતરાત્માને અનુભવતો યોગી આનંદઘન આત્મામાં જ સંતોષ પામે છે તથા જે નિર્મળ બુદ્ધિ દ્વારા ગ્રહણ કરવા યોગ્ય ને નેત્રાદિ ઇંદ્રિયોના અવિષય રૂપ નિઃસીમ સુખ છે, તેને જે અવસ્થામાં યોગી જાણે છે અને જે અવસ્થામા સ્થિર થયેલો આ યોગી આત્મ-સ્વરૂપથી ચલાયમાન થતો જ નથી તથા જેને પામીને તેનાથી બીજો કોઈ પણ અધિક લાભ માનતો નથી, ને જે સ્વરૂપમા સ્થિર થયેલો આ યોગી મોટા દુઃખ વડે પણ ચલાયમાન થતો નથી, તે ત્રિવિધ દુઃખના સંયોગના અત્યંત વિયોગને યોગ નામવાળો જાણ. તે ચિત્તના નિરોધ રૂપ યોગ મુમુક્ષુએ ખેદરહિત અંતઃકરણ વડે નિશ્ચયપૂર્વક અનુષ્ઠાન કરવા યોગ્ય છે.

[illegible]

**युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।**
**सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥१०८॥**

વિગતકલ્મષ (યોગના વિઘ્નરૂપ અંતરાય ભૂત પાપથી રહિત) એ યોગી નિરંતર પોતાના આત્માને ઉક્ત પ્રકારે જોડતા સુખેથી બ્રહ્મ સંસ્પર્શ (બ્રહ્મસ્વરૂપભૂત) આત્યંતિક સુખને પ્રાપ્ત થાય છે.

અનિર્વેદથી અર્થાત્ જરા પણ કંટાળો આણ્યા સિવાય અનુષ્ઠિત કરેલો જે યોગાભ્યાસ, તે કેવો પર્યંત પરિણમે છે તેમ દૃષ્ટાંત સહિત દેખાડે છે.

**उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिंदुना ।**
**मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥१०९॥**

જેમ દર્ભના અગ્રવતી એક એક બિંદુએ કરી સમુદ્રનું ઉલેચવુ (કાળાંતરે) વગર પરિશ્રમે થાય છે, તેમ મનનો નિગ્રહ પણ ખેદ વગર થઈ જાય છે. (ટિટોડો[20] તથા સમુદ્રની કથા હૃદયમા ધારી આ ઉદાહરણ કહ્યું છે.)

૨૦ આ ટિટોડાનુ આખ્યાન સંસ્કૃતના પ્રસિદ્ધ થયેલા 'હિતોપદેશ' નામના પુસ્તકમા ૧૧૬મા પાને આપેલું છે. જેમને વિગતવાર જોવુ હોય તેમણે ત્યા જોવું. અહીં માત્ર તેનો સંક્ષિપ્ત ઉલ્લેખ જ કરેલો છે 'કોઈ ટિટોડાના ઈંડાં સમુદ્રે ઉપાડી લીધા હતાં, તે ઈંડા પાછા મેળવવા માટે ટિટોડાએ પોતાની ચાંચમા દર્ભનો કકડો લઈને સમુદ્રને સુકવવા માટે સમુદ્રનુ જળ બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો, તો તેના પ્રયત્નથી અનેક પક્ષીઓએ, શ્રીનારદજીએ અને ગરુડે તે ટિટોડાને સહાય કરી, પછી સુકાઈ જવાની બીકથી સમુદ્રે તે ટિટોડાને તેના ઈંડા પાછા આપ્યાં ' એવી રીતે ચિત્તનો નિરોધ કરવા મથતા ખેદરહિત મનવાળા યોગાભ્યાસીને સારા સદ્‌ગુરુની પ્રાપ્તિ અને ઈશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત થવાથી તે પોતાના મનનો નિરોધ કરી શકે છે.

આ અર્થ કેવળ ગીતામા જ કહ્યો છે એમ ન સમજવુ, પણ મૈત્રાયણીય શાખામા પણ કહેલો છે, એમ કહે છે

**बृहद्रथस्य राजर्षेः शाकायन्यो मुनिः सुखम् ।**
**प्राह मैत्राख्यशाखायां समाध्युक्तिपुरःसरम् ॥११०**

મૈત્રાયણીય નામની યજુર્વેદની શાખામાં શાકાયન્ય નામના ઋષિએ પોતાની પાસે શિષ્યભાવે પ્રાપ્ત થયેલા બૃહદ્રથ નામના રાજાને સમાધિના કથનપૂર્વક (બ્રહ્મભાવલક્ષણ નિરતિશય) સુખ કહેલું છે.

કેવી રીતે કહ્યુ ? એમ શંકા કરી, પ્રકાર દર્શાવનારા તે મૈત્રાયણીય શાખાગત મંત્રો જ કહી બતાવે છે

**यथा निरिंधनो वह्निः स्वयोनावुपशाम्यति ।**
**तथा वृत्तिक्षयाच्चित्तं स्वयोनावुपशाम्यति ॥१११**

જેમ નિરિંધન (જેનુ આશ્રયરૂપ કાષ્ઠ બળી રહ્યુ છે એવો) અગ્નિ જ્વાલા વગેરે વિશેષ આકારનો ત્યાગ કરી પોતાના કારણભૂત તેજોમાત્ર રૂપમાં ઉપશાંત થઈ સ્થિત થાય છે, તેજ પ્રમાણે ચિત્ત (અંતઃકરણ) પણ નિરોધસમાધિના અભ્યાસ વડે રાજસ, તામસ આદિક સકળ વૃત્તિઓનો ક્ષય થઈ જાય, ત્યારે પોતાના કારણ ભૂત સત્ત્વમા ઉપશમ પામે છે. (અર્થાત્ સત્ત્વ માત્રરૂપે અવશેષ રહે છે.)

એવી રીતે પોતાના કારણમા ઉપશાંત થવાથી શુ થાય તે કહી દેખાડે છે

**स्वयोनावुपशांतस्य मनसः सत्यकामिनः ।**
**इंद्रियार्थविमूढस्यानृताः कर्मवशानुगाः ॥११२॥**

કેવળ સત્ય(આત્મા)ની જ કામનાવાળું અને તેથી જ પોતાના કારણમા ઉપશાંત થઈને વિષયોને વિષે વિમૂઢ (એટલે એ વિષયોથી પરાઙ્‌મુખ હોવાને લીધે તે વિષયોના જ્ઞાનથી રહિત) બનેલા મનને કર્મવશાત્ પ્રાપ્ત થતા ફળ (શબ્દાદિ નિમિત્ત સહિત સુખાદિક) છે, તે અનૃત બને છે. (અર્થાત્ માયિકપણાના જ્ઞાને કરી મિથ્યારૂપ થાય છે.)

ચિત્તની ઉપશાંતિ થતા જગતનુ મિથ્યાપણુ થઈ જાય છે, એમ જે કહ્યુ તે અયુક્ત છે, કારણ કે જગતનુ ઉપાદાન કારણ કંઈ ચિત્ત નથી, આવી આશંકા કરી કહે છે.

**चित्तमेव हि संसारस्तत्प्रयत्नेन शोधयेत् ।**
**यच्चित्तस्तन्मयो मर्त्यो गुह्यमेतत्सनातनम् ॥११३॥**

બહિર્મુખ ચિત્ત જ પ્રતીત થતો સંસાર (જગત) છે, આ કારણથી તે ચિત્તનુ પ્રયત્ન વડે શોધન કરવું. મનુષ્ય જે વિષયમાં ચિત્તવાળો થાય છે, તે વિષયરૂપ તે થઈ જાય છે. આ બાધ રહિત ગુપ્ત વાત[21] છે.

૨૧. અહી રહસ્ય એ છે કે, જો કે સ્વરૂપત ચિત્ત જગતનુ ઉપાદાન કારણ નથી, તથાપિ જગતનુ ભોગ્યપણુ ચિત્તે જ નિર્મ્યુ છે, તેથી ચિત્ત જ સંસાર છે. (કેમકે સુષુપ્તિ આદિકમા ચિત્તનો લય હોય છે, ત્યારે

ભોગ દેખાતો નથી ) માટે તે ચિત્તને જ અભ્યાસ વૈરાગ્યાદિક પ્રયત્ને કરી શોધવું. અર્થાત્ રજ તથા તમ ઇત્યાદિક ગુણોથી રહિત કરી એકાગ્ર કરવું. કેમકે જે દેહધારી જે પુત્રાદિક વિષય વિષે ચિત્તવાળો હોય છે તે તન્મય ( તદ્રૂપ ) થાય છે, એટલે કે એ સ્ત્રીપુત્રાદિકનું સુખીપણું અથવા દુઃખીપણું પોતાને વિષે આરોપિત કરી તેરૂપ જ બને છે અહી આટલું સનાતન ગુહ્ય (અનાદિસિદ્ધ રહસ્ય) છે કે ' ધ્યાયતીવ–લેલાયતીવ । ધ્યાન કરતો હોય જાણે, લીલા ( ચેષ્ટા ) કરતો હોય જાણે, તેવો ચિત્તના સંગે કરી આત્મા થાય છે ' આ શ્રુતિથી એમ સિદ્ધ થાય છે કે સ્વભાવથી શુદ્ધ આત્માને ચિત્તના સંબંધથી સંસારીપણું થાય છે, તેથી ચિત્તનું શોધન કરવાથી આત્માને સંસારની નિવૃત્તિ હોઈ શકે છે.

અનાદિ ભવપરંપરામાં મેળવેલાં સુખદુઃખાદિક દેનારાં પુણ્યપાપાદિક કર્મો છે, તો પછી ચિત્તશોધનથી આત્માને સંસારનિવૃત્તિ કેમ થશે? એવી શંકા કરી, ચિત્તપ્રસાદથી ઉપલક્ષિત બ્રહ્માનુસંધાન કરી સર્વ કર્મનો ક્ષય થઈ શકે છે, એમ કહી સમાધાન આપે છે

**चित्तस्य हि प्रसादेन हंति कर्म शुभाशुभम् ।**
**प्रसन्नात्माऽऽत्मनि स्थित्वा सुखमक्षय्यमश्नुते ॥**

ચિત્તના જ પ્રસાદ ( એકાગ્રતા ) વડે શુભ–અશુભ સઘળું કર્મ નાશ થાય છે; અને તેથી પ્રસન્ન આત્મા( ચિત્ત )વાળો પુરુષ આત્મા( સ્વરૂપભૂત અદ્વિતીય આનંદરૂપ બ્રહ્મ )ને વિષે, 'તે બ્રહ્મ હું છું ' એવા નિશ્ચયપૂર્વક દૃશ્ય પદાર્થ—માત્રનો નિરાસ કરી ચેતનમાત્રરૂપે અવસ્થિત થઈને અક્ષય( અવિનાશી )સ્વરૂપભૂત સુખને પ્રાપ્ત થાય છે ( ભોગવે છે )

ઉપરના શ્લોકમાં 'પ્રસન્ન ચિત્તવાળો થઈ આત્માને વિષે સ્થિત થાય છે' એમ જે કહ્યું તેને દૃષ્ટાંતપ્રદર્શનપૂર્વક દૃઢ કરે છે

**समासक्तं यथा चित्तं जन्तोर्विषयगोचरे ।**
**यद्येवं ब्रह्मणि स्यात्तत्को न मुच्येत बंधनात् ॥११५**

પ્રાણીનું ચિત્ત વિષયરૂપી ઇંદ્રિયપ્રચારભૂમિને વિષે જેવું સ્વભાવથી જ સજ્જડ ચોટેલું છે, તેવું જ ચિત્ત જો બ્રહ્મ( પ્રત્યગ્ અભિન્ન પરમાત્મા )ને વિષે કદી સમાસક્ત આતુરતાથી લાગવા પ્રવૃત્ત થાય તો પછી આ સંસારથી કોણ મુક્ત ન થાય? સર્વે મુક્ત થાય.

કહેલા અર્થને દૃઢ કરવા વાસ્તે મનના અવાંતર ભેદ દર્શાવે છે

**मनो हि द्विविधं प्रोक्तं शुद्धं चाशुद्धमेव च ।**
**अशुद्धं कामसंपर्काच्छुद्धं कामविवर्जितम् ॥११६॥**

મન બે પ્રકારનું છે: શુદ્ધ તથા અશુદ્ધ. તેમાં કામ( ક્રોધાદિક )ના સંબંધથી અશુદ્ધ કહેવાય છે, અને કામાદિરહિત જે મન છે તે શુદ્ધ કહેવાય છે.

બન્ને પ્રકારના મનને સંસાર તથા મોક્ષનું હેતુપણું દર્શાવે છે

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**
**बंधाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥११७**

મનુષ્યોને બંધ ( સંસાર ) તથા મોક્ષનું કારણ મન જ છે, તેમાં વિષયમાં આસક્ત થયેલું મન બંધ( સંસાર )નો હેતુ થાય છે તથા નિર્વિષય થયેલું મન મુક્તિનો હેતુ થાય છે.

પ્રસન્ન ચિત્તવાળો પુરુષ આત્માને વિષે સ્થિત થઈને અક્ષય્ય સુખને પામે છે, એમ જે ૧૧૪મા શ્લોકમાં કહ્યું, તે અર્થને વર્ણન કરતી શ્રુતિ કહે છે-

**समाधिनिर्धूतमलस्य चेतसो**
**निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।**
**न शक्यते वर्णयितुं गिरा तदा**
**स्वयं तदंतःकरणेन गृह्यते ॥११८॥**

પ્રત્યક્સ્વરૂપ આત્માને વિષે નિવેશિત કરેલું અને પ્રત્યગાત્મા તથા બ્રહ્મની એકતાને વિષય કરનારની વૃત્તિની આવૃત્તિરૂપ સમાધિ વડે તમોગુણરૂપી સંપૂર્ણ મળ ધોવાઈ ગયેલાં છે એવા ચિત્તમાં સમાધિ વિષે જે સુખ ઉત્પન્ન થાય છે, તે સુખ અલૌકિક હોવાથી તેનું વર્ણન કરવાને વાણી અશક્ત છે, પણ તે પોતે સ્વસ્વરૂપભૂત સુખ કેવળ શુદ્ધ અંતઃકરણ વડે ગ્રહણ કરી શકાય છે.

મનુષ્યને ક્ષણિક સમાધિના સંભવથી
બ્રહ્માનંદના નિશ્ચયનો સંભવ

એ સમાધિનું જ દુર્લભપણું છે તો પછી એ સમાધિથી બ્રહ્માનંદનો નિશ્ચય કેમ થઈ શકે? એવી આશંકા કરી કહે છે-

**यद्यप्यसौ चिरं कालं समाधिर्दुर्लभो नृणाम् ।**
**तथापि क्षणिको ब्रह्मानंद निश्चाययत्यसौ ॥११९**

યદ્યપિ આ સમાધિ ઘણા કાળ પર્યંત મનુષ્યોને દુર્લભ છે; એટલે કે તેવી સમાધિ નિરંતર સ્થાયી હોવાનો અસંભવ છે, તથાપિ ક્ષણિક એવી પણ

એ સમાધિ બ્રહ્માનંદને નિશ્ચિત કરાવી દે છે.

આત્મદર્શન માટે શ્રવણાદિકમા પ્રવૃત્ત થયેલા કેટલાએક પુરુષો આનંદના નિશ્ચય વિનાના બહિર્મુખ જ રહ્યા કરે છે એવી શંકા કરીને, શ્રદ્ધારહિત જનોને તેમ થાય છે, પણ શ્રદ્ધાવાનને તો આત્મનિશ્ચય થઈ જાય છે એમ કહે છે

**श्रद्धालुर्व्यसनी योऽत्र निश्चिनोत्येव सर्वथा ।**
**निश्चिते तु सकृत्तस्मिन्विश्वसित्यन्यदाप्ययम् ॥१२०॥**

વ્યસની ('આદરેલુ અથવા ધારેલુ સર્વથા સંપાદન કરીશ' એવા આગ્રહવાળો) અને તેની સાથે શ્રદ્ધાળુ શાસ્ત્રાદિકને વિષે વિશ્વાસ રાખનારો પુરુષ તો આ સમાધિના વિષયમાં અવશ્ય નિશ્ચય કરી જ લે છે; અને એ બ્રહ્માનંદનો એક વાર (ક્ષણિક સમાધિકાળમાં) નિશ્ચય થઈ ગયો તો પછી એ એક વાર કૃતનિશ્ચય પુરુષ અન્ય સમયમાં પણ 'આનંદ છે' એમ વિશ્વાસ રાખે છે.

આથી કરી શુ થાય ત્યા કહે છે

**तादृक्पुमानुदासीनकालेऽप्यानंदवासनाम् ।**
**उपेक्ष्य मुख्यमानंदं भावयत्येव तत्परः ॥१२१॥**

શ્રદ્ધાપૂર્વક એક વાર જેને નિશ્ચય થઈ ગયો છે, એવો પુરુષ ઉદાસીન દશામા પ્રતીત થતી જે પૂર્વોક્ત આનંદવાસના છે, તેની ઉપેક્ષા કરી મુખ્ય આનદ વિષે તાત્પર્યવાન થઈ તે મુખ્ય આનદની જ ભાવના (ચિંતન—અનુસધાન) કરે છે.

એવી રીતે વ્યવહારકાળમા પણ નિજાનદની ભાવના કરે છે, એ વિષયમા દૃષ્ટાત કહી તે દૃષ્ટાતનુ બીજા શ્લોકથી દાર્ષ્ટાંતિકમા યોજન કરે છે

**परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मणि ।**
**तदेवास्वादयत्यंतः परसंगरसायनम् ॥१२२॥**

જેમ પરપુરુષના વ્યસનવાળી નારી ઘરકામમા ગૂંથાયેલી હોય છે, તોપણ અતરને વિષે તે પરપુરુષના સગરૂપી રસાયનનું આસ્વાદન કર્યા જ કરે છે

**एवं तत्त्वे परे शुद्धे धीरो विश्रांतिमागतः ।**
**तदेवास्वादयत्यंतर्बहिर्व्यवहरन्नपि ॥१२३॥**

એવી રીતે શુદ્ધ પરમ તત્ત્વને વિષે વિશ્રાતિને પ્રાપ્ત થયેલો ધીર પુરુષ પણ બહારથી સઘળો વ્યવહાર કર્યા કરે છે, તથાપિ અંતરમાં તો તે પરમ તત્ત્વને જ આસ્વાદાન કરે છે (નિજાનદને અવિરત અનુભવ્યા જ કરે છે).

ઉપરના શ્લોકમા 'ધીર' પદ કહ્યુ તેનો અર્થ કહી દેખાડે છે -

**धीरत्वमक्षप्राबल्येऽप्यानंदास्वादवांछया ।**
**तिरस्कृत्याखिलाक्षाणि तच्चिंतायां प्रवर्तनम् ॥१२४॥**

ઇંદ્રિયોની પ્રબળતા હોવા છતા પણ (એટલે કે ઇંદ્રિયો વિષયાભિમુખ થઈને પુરુષને આકર્ષવા સમર્થ છતાં પણ), આનંદાસ્વાદવાંછાથી (સ્વરૂપ-સુખના અનુસધાનની ઉત્કટ ઇચ્છાથી) અખિલ ઇંદ્રિયોનો તિરસ્કાર કરીને તે આનદના અનુસધાન-મા જ જે પ્રવૃત્ત થવુ તેનું નામ ધીરપણુ છે.

વિશ્રાતિ પદનો કહેવા ઇચ્છેલો અર્થ દૃષ્ટાત સાથે દર્શાવે છે

**भारवाही शिरोभारं मुक्त्वाऽऽस्ते विश्रमं गतः ।**
**संसारव्यापृतित्यागे तादृग्बुद्धिस्तु विश्रमः ॥१२५॥**

જેમ કોઈ કાષ્ઠનો ભારો ઉપાડનારો પોતાના શિર ઉપરનો બોજો નીચે મૂકીને વિશ્રામ પામે છે (શ્રમરહિત જેવો થાય છે), તેમ સાંસારિક સકળ વ્યાપારનો ત્યાગ કરાય ત્યારે 'હુ શ્રમ-રહિત થયો' એવા આકારની બુદ્ધિ થાય તે જ વિશ્રમ (વિશ્રાતિ) કહેવાય છે.

ઉપરના પ્રતિપાદનથી ફલિત થતો અર્થ કહી દેખાડે છે -

**विश्रांतिं परमां प्राप्तस्त्वौदासीन्ये यथा तथा ।**
**सुखदुःखदशायां च तदानंदैकतत्परः ॥१२६॥**

જેમ પરમ (નિરતિશય) વિશ્રાતિ પામેલો પુરુષ પોતાની ઉદાસીન દશામાં તે એક આનંદને વિષે જ તત્પર થાય છે, તેમ સુખદુઃખના હેતુભૂત પ્રારબ્ધના કાળમા પણ તે સુખદુઃખના અનુસધાન-ને છોડી દઈ એક નિજાનદના આસ્વાદનમા જ તાત્પર્યવાળો થાય છે.

દુઃખ તો પ્રતિકૂળ વેદનીય છે તેથી તેના અનુસંધાનની ઇચ્છા ન હોય, પણ વૈષયિકસુખ તો અનુકૂળ વેદનીય છે, તેમ પુરુષો તેને ચાહે છે, તેથી તે સુખના અનુસધાનની ઇચ્છા કેમ ન થાય? એવી આશંકા કરીને, તે સુખ વિષયસપાદનાદિ દ્વારા અત્યંત બહિર્મુખપણું કરનાર હોવાથી નિજાનંદનું વિરોધી છે, તેથી તેની પણ ઇચ્છા વિવેકીને થતી નથી, એમ દૃષ્ટાત કહી દેખાડે છે -

**अग्निप्रवेशहेतौ धीः शृंगारे यादृशी तथा ।**
**धीरस्योदेति विषयेऽनुसंधानविरोधिनि ॥१२७॥**

જલદી દેહત્યાગ કરવાની ઉત્કટ ઇચ્છા થયા

પછી વચ્ચે વિલંબ કરનાર અલંકારાદિકને વિષે અગ્નિપ્રવેશ કરવા તત્પર થયેલા પુરુષને જેવી વેર બુદ્ધિ ઉત્પન્ન થાય છે, તેમ જ વૈરાગ્યાદિ સાધન-સંપન્ન વિવેકી પુરુષને બ્રહ્માનંદના અનુસંધાનમાં વિરોધી વિષયસુખને વિષે તેવી દોષદૃષ્ટિરૂપ બુદ્ધિ ઉત્પન્ન થાય છે.

વિવેકીને નિજાનંદની વિરોધી, વિષયસુખની ઇચ્છા ભલે ન હો, તથાપિ અનાયાસલભ્ય તથા બહિર્મુખતાના હેતુ ન હોય તેવા વિષયમા શું ઇચ્છા ન થાય? એવી શંકા કરી તેના સમાધાનમા કહેલા દૃષ્ટાંતનું બીજા શ્લોકથી વર્ણન આપી ત્રીજા શ્લોકથી તે દૃષ્ટાંતને દાર્ષ્ટાંતિકમા સમન્વિત કરી દેખાડે છે

अविरोधिसुखे बुद्धिः स्वानंदे च गमागमौ ।
कुर्वंत्यास्ते क्रमादेषा काकाक्षिवदितस्ततः ॥ १२८

અવિરોધી વિષય સુખને વિષે તથા સ્વસ્વરૂપાનંદને વિષે કાગડાની આખની પેઠે ક્રમે કરી જા-આવ કરતી, એ વિવેકીની બુદ્ધિ વર્તે છે.

एकैव दृष्टिः काकस्य वामदक्षिणनेत्रयोः ।
यात्यायात्येवमानंदद्वये तत्त्वविदो मतिः ॥१२९॥

જેમ કાગડાની એક જ દૃષ્ટિ (આખની અંદરની કીકી) વામ તથા દક્ષિણ બન્ને નેત્રને વિષે જાય-આવે છે; એવી રીતે તત્ત્વવેત્તા (વિવેકી) પુરુષની બુદ્ધિ પણ એ બન્ને આનંદને વિષે જાય-આવે છે

भुंजानो विषयानंदं ब्रह्मानंदं च तत्त्ववित् ।
द्विभाषाभिज्ञवद्विद्यादुभौ लौकिकवैदिकौ ॥१३०॥

બ્રહ્મસ્વરૂપને જાણનાર પુરુષ નિજાનંદના અવિરોધી વિષયોને ભોગવતા છતા તે વિષયના આનંદરૂપ તથા બ્રહ્મવિચાર વડે પ્રાપ્ત થયેલા બ્રહ્માનંદરૂપ લૌકિક અને વૈદિક એવા બન્ને આનંદો ને બે ભાષા જાણનારા મનુષ્યની પેઠે જાણે છે.

વિવેકીને પણ દૈવયોગે દુઃખના અનુભવની દશા આવે ત્યારે ઉદ્વેગ હોવાથી નિજાનંદનો અનુભવ કેમ થશે? એવી શંકા કરી કહે છે.

दुःखप्राप्तौ न चोद्वेगो यथापूर्वं यतो द्विदृक् ।
गंगामग्नार्धकायस्य पुंसः शीतोष्णधीर्यथा ॥१३१॥

વિવેકી પુરુષ લૌકિક તથા વૈદિક એમ બે દૃષ્ટિવાળો હોય છે, તેથી દુઃખની પ્રાપ્તિ થાય તો પણ તેને અજ્ઞાન દશાની પેઠે ઉદ્વેગ થતો નથી. (કેમકે એના ઉદ્વેગનો તે તે સમયે વિવેકે કરી બાધ થઈ જાય છે, તેથી દુઃખાનુભવકાળમાં પણ તેના નિજાનંદનું અનુસંધાન હરકત વગરનું જ હોય છે.) જેમ ગંગા નદીમા અર્ધું શરીર જેનું ડૂબેલું છે એવા પુરુષને એક કાળે શીતતા તથા ઉષ્ણતાનો અનુભવ થાય છે, તેમ આ વિવેકીને દુઃખ તથા નિજાનંદની બુદ્ધિ એક સાથે હોઈ શકે છે.

ફલિત અર્થ કહી બતાવે છે.

इत्थं जागरणे तत्त्वविदो ब्रह्मसुखं सदा ।
भाति तद्वासनाजन्ये स्वप्ने तद्भासते तथा ॥१३२॥

એવી રીતે (ઉક્ત પ્રકારે) તત્ત્વવેત્તાને જાગરણને વિષે સદા સુખદુઃખાનુભવ દશામાં તેમ જ તૂષ્ણીં સ્થિતિમા પણ બ્રહ્માનંદ ભાસે છે અને તે જાગૃત અવસ્થાની વાસનાથી જન્ય સ્વપ્નમાં પણ તે બ્રહ્મસુખ તેવી જ રીતે (જાગ્રત અવસ્થાના જેવું જ) ભાસે છે.

જ્યારે સ્વપ્ન જાગ્રત અવસ્થાની આનંદાનુભવની વાસનાથી જન્ય છે તો તેને વિષે આનંદ જ ભાસે? બીજું દુઃખાદિક નહિ? એવી શંકા કરી કહે છે

अविद्यावासनाप्यस्तीत्यतस्तद्वासनोत्थिते ।
स्वप्ने मूर्खवदेवैष सुखं दुःखं च वीक्षते ॥ १३३ ॥

અવિદ્યાવાસના પણ સ્વપ્નનો હેતુ છે, તેથી તે અવિદ્યાવાસનાના બળથી ઉત્પન્ન થતા સ્વપ્ન વિષે મૂર્ખ(મૂઢ)ની પેઠે એ જ્ઞાની પણ સુખ તથા દુઃખ બન્નેને દેખે છે (અનુભવે છે).

આ સમગ્ર ગ્રંથથી કહેલા અર્થનુ કથન કરે છે

ब्रह्मानंदाभिधे ग्रंथे ब्रह्मानंदप्रकाशकम् ।
योगिप्रत्यक्षमध्याये प्रथमेऽस्मिन्नुदीरितम् ॥१३४

આ બ્રહ્માનંદ નામના પાચ અધ્યાયના ગ્રંથને વિષે આવેલા આ પ્રથમ અધ્યાયમાં, સુષુપ્તિ અવસ્થામાં તથા ઉદાસીનપણાના કાળમાં તેમ જ સમાધ્યવસ્થામા પણ સ્વપ્રકાશ ચિદ્રૂપ બ્રહ્માનંદનુ પ્રકાશ કરનારું, યોગી પુરુષોના અનુભવરૂપ પ્રત્યક્ષ અપરોક્ષ જ્ઞાન તથા પ્રસંગોપાત્ત આગમાદિકનુ નિરૂપણ પણ વર્ણવવામા આવેલુ છે.

**ઇતિશ્રી વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'બ્રહ્માનંદ ગત યોગાનંદ' નામનું અગિયારમું પ્રકરણ સમાપ્ત**

### 'યોગાનંદનું' મનન

બ્રહ્માનંદનું જેમાં નિરૂપણ કરેલું છે એવા બ્રહ્માનંદ નામના પાંચ અધ્યાયરૂપ ગ્રંથમાંના ચિત્તવૃત્તિના નિરોધાત્મક યોગ વડે પ્રકટ થતા સ્વરૂપભૂત આનંદનું પ્રતિપાદક હોવાથી આ પ્રકરણને યોગાનંદ એવું નામ આપેલું છે. આરંભમાં બ્રહ્માનંદના વિવેચનની પ્રતિજ્ઞા કરી તેના અનુભવથી આ લોક તથા પરલોક સંબંધી સકળ અનર્થની નિવૃત્તિપૂર્વક સુખપ્રાપ્તિરૂપ પ્રયોજન કહ્યું બ્રહ્મવિદ્ પુરુષ જ સુખ પામે છે લેશ પણ ભેદદૃષ્ટિવાળાને ભય થાય છે, આત્મવિદ્‌ને ક્યાંયથી ભય થતો નથી, તેમ જ તેને કર્મરૂપી અગ્નિનો સંતાપ પણ થતો નથી દેવ(આત્મા)ને જાણીને જ મૃત્યુથી મુક્ત થવાય છે, મોક્ષને માટે ઇતર માર્ગ નથી, ઇત્યાદિક શ્રુતિનું તાત્પર્ય કથન કર્યું. આનંદની ત્રિવિધતા કહી તેમાં તૈત્તિરીયમાં વરુણના પુત્ર ભૃગુએ પિતા પાસેથી આનંદ જ આ ભૂતમાત્રના ઉત્પત્યાદિકનો હેતુ છે, તેથી એ આનંદ જ બ્રહ્મ છે એમ જાણ્યું, તેમ જ જ્ઞાતા, જ્ઞાન તથા જ્ઞેયરૂપ ત્રિપુટીનું વર્ણન કરતાં નિર્દ્વૈત પૂર્ણ આનંદ જ અનુભવાય છે, એમ સનત્કુમારે નારદને છાંદોગ્યમાં કહેલું છે એમ કહી બ્રહ્માનંદનું નિરૂપણ કર્યું. તદનંતર સુષુપ્તિમાં દુઃખનો અભાવ હોવાથી સુખ જ પરિશેષ રહે છે, એવી રીતે સમર્થન કરી અને પર મા શ્લોકથી બ્રહ્મવેદીને વિદ્યાનંદની પરમ અવધિનું કથન કર્યું નિદ્રાની પૂર્વે મૃદુશય્યાદિ સંપાદન વગેરે તથા નિદ્રાને અંતે શય્યાનો તુરત ત્યાગ નહિ કરવારૂપ પક્ષપાત પ્રતિદિન જોવામાં આવે છે, તેથી તેમાં આનંદ છે એમ નિર્વિવાદ સિદ્ધ કર્યું. પછી કેવળ તૂષ્ણીં સ્થિતિથી કૃતાર્થતા નથી પણ ગુરુશાસ્ત્રાદિ દ્વારા બ્રહ્મબોધપૂર્વક તૂષ્ણી સ્થિતિ પુરુષાર્થ છે એમ કહી ગુરુશાસ્ત્રાદિકના વૈયર્થ્યનો પરિહાર કર્યો. એમ શ્રુતિ યુક્તિ તથા અનુભવ વડે સુષુપ્તિમાં બ્રહ્માનંદ સાધીને. જ્યારે દ્વૈતભાન હોતું નથી તેમજ નિદ્રા પણ હોતી નથી ત્યારે જે સુખ સ્ફુરે છે તે બ્રહ્માનંદ છે એમ ભગવાને અર્જુન પ્રતિ કહેલું છે. એવી રીતે ઉપક્રમ કરી જે ગીતાવાક્યોનો ઉપન્યાસ દર્શાવીને [illegible] વાસનાનંદ નિજાનંદાદિક નિરૂપિત કર્યાં. મનની અશુદ્ધતા વિષયાસક્તતા એ બંધ (સંસારની હેતુભૂત) છે તેવી જ રીતે મનની શુદ્ધતા એ મોક્ષની નિમિત્ત છે [illegible] મનોમલની વિશુદ્ધિને અર્થે સમાધિ(ધ્યાનયોગ [illegible] એવા પ્રકારની સમાધિની દુર્લભતા સમજી [illegible] આત્મરસની પ્રત્યે ઉદાસીન [illegible] [illegible] નાઓની ઉપેક્ષા કરી બ્રહ્માનંદને અનુભવે [illegible] તત્ત્વવિદ્ પુરુષ જે બાહ્ય [illegible] વિષયાનંદને ભોગવતો પણ બ્રહ્માનંદને અનુભવે છે તથા લૌકિક વૈદિક બન્ને વ્યવહારનો અવિરોધથી તથા અસ્રાકર્યથી નિર્વાહ કરે છે, એમ દર્શાવી પ્રકરણોપસંહાર કર્યો

# ૧૨ : બ્રહ્માનંદાંતર્ગત આત્માનંદ

## આત્માનંદના અધિકારી તથા આત્માનું ત્રિવિધપણું

### મંદબુદ્ધિવાળા અધિકારીઓને આત્માનંદથી બોધન કરવાની યોગ્યતા

બ્રહ્માનંદ નામના પંચાધ્યાયીરૂપ ગ્રંથના યોગાનંદ નામના પહેલા અધ્યાયને વિષે વિવેકી પુરુષને યોગ કરી નિજાનંદના અનુભવનો પ્રકાર દર્શાવી હવે મંદ જિજ્ઞાસુજનોને આત્માનંદ પરવાચ્ય ત્વં પદાર્થના વિવેચનપૂર્વક બ્રહ્માનંદના અનુભવનો પ્રકાર દર્શાવવા માટે આ આત્માનંદ નામના [illegible] અધ્યાયના આરંભમાં ગ્રંથકાર શિષ્યના પ્રશ્નને કહે છે

**नन्वेवं वासनानंदाद्ब्रह्मानंदादपीतरम् ।**
**वेत्तु योगी निजानंदं मूढस्यात्रास्ति का गतिः ॥१॥**

યોગાનંદ પ્રકરણમાં કહેલા પ્રકારે ભલે યોગી પુરુષ વાસનાનંદ તથા બ્રહ્માનંદ બન્નેથી ભિન્ન નિજાનંદને જાણો (અનુભવો), પણ અહીં (નિજાનંદ વિષયમાં) મંદ પુરુષોની શી ગતિ થશે, તે કહો?

ઉપર પ્રમાણે જ્યારે શિષ્ય પ્રશ્ન કર્યો, ત્યારે [illegible] વિદ્યાનો અધિકાર જ નથી એમ કહે છે.

**धर्माधर्मवशादेष जायतां म्रियतामपि ।**
**पुनः पुनर्देहलक्षैः किं नो दाक्षिण्यतो वद ॥२॥**

એ અનિમંદ પુરુષ આ અનાદિ સંસારને વિષે ગયા અનેક જન્મોમાં કરેલાં ધર્મ તથા અધર્મ(શુભાશુભ કર્મ)ને લઈને વારંવાર [illegible] દેહથી જન્મ્યા કરો [illegible] સમજાવવાથી શું પ્રયોજન છે, તે કહો.

[illegible]

**अस्ति वोऽनुजिघृक्षा यद्दाक्षिण्येन प्रयोजनम् ।**
**तर्हि ब्रूहि स मूढः किं जिज्ञासुर्वा [illegible] ॥३॥**

[illegible]

પર્યનુયોગ સાંભળી ગુરુ વિકલ્પ કરી પૂછે છે:) ત્યારે હે શિષ્ય! તું બોલ કે તે મૂઢ જિજ્ઞાસુ (સ્વરૂપજ્ઞાનની ઇચ્છાવાળો વિરક્ત) છે કે પરાઙ્મુખ (બાહ્ય વૃત્તિવાળો) રાગી છે?

ઉપરના શ્લોકમા જો મૂઢની કઈ પણ ગતિ કહેવી જોઈએ, તો તે મૂઢ શુ રાગી (વિષયાસક્ત) છે? કિવા વિરક્ત છે? તે કહે, એમ બે વિકલ્પ પૂછયા તેમા જો રાગી હોય તો તે રાગ અનુસાર કઈ કર્મ અથવા ઉપાસના કહેવુ (બતાવવુ) એમ કહી પ્રથમ વિકલ્પનો પરિહાર આપે છે

**उपास्ति कर्म वा ब्रूयाद्विमुखाय यथोचितम् ।**
**मंदप्रज्ञं तु जिज्ञासुमात्मानंदेन बोधयेत् ॥ ४ ॥**

તત્ત્વજ્ઞાનથી વિમુખ(બહિર્મુખ જે પુરુષ હોય તે)ને તો યથોચિત (જેને જે લાયક હોય તે પ્રમાણે) કર્મ વા ઉપાસના કહેવી અર્થાત્ જો સ્વર્ગાદિ કામનાવાળો હોય તો કર્મ બતાવવુ, અને બ્રહ્મલોકાદિક કામનાવાળો હોય તો ઉપાસના કહેવી અને જો તે જિજ્ઞાસુ હોય તો 'વિવેકી જિજ્ઞાસુ'ને માટે તો યોગાનંદાધ્યાયમાં કહેલા પ્રકારથી તેને સાક્ષાત્કારસિદ્ધિ થઈ જાય. પણ 'મંદબુદ્ધિવાળો' જિજ્ઞાસુ હોય તો તેવા મંદપ્રજ્ઞ (જડબુદ્ધિ) જિજ્ઞાસુને આત્માનંદના વિવેચન વડે બોધન કરે.

એવી રીતે કોણે કોને બોધન કર્યું, એવી શંકા થાય ત્યા કહે છે

**बोधयामास मैत्रेयीं याज्ञवल्क्यो निजप्रियाम् ।**
**न वा अरे पत्युरर्थे पतिः प्रिय इतीरयन् ॥ ५ ॥**

યજુઃ શાખાના પ્રવર્તક મુનિ યાજ્ઞવલ્કયે પોતાની પ્રિયા મૈત્રેયીને 'અરે મૈત્રેયી! પતિને અર્થે પતિ પ્રિય થતો નથી' ઇત્યાદિ પ્રકારે કહીને બોધન કરેલુ છે. (આ કથા બૃહદારણ્યક ઉપનિષદમા અ ૪ બ્રા. ૫ મં. ૬મા છે.)

### આત્મા અર્થે સર્વ વસ્તુની પ્રિયતાની બોધક શ્રુતિના તાત્પર્યનો વિભાગ

આત્મા પરમ પ્રેમનુ સ્થાન છે, એટલે તે પરમાનંદરૂપ છે, એમ સિદ્ધ કરવા માટે પ્રથમ તેના પરમ પ્રેમના સ્થાનપણાને સિદ્ધ કરવા શ્રીબૃહદારણ્યક ઉપનિષદના આ પ્રકરણમાના સર્વ વાક્યોનો સાર કહે છે

**पतिर्जाया पुत्रवित्ते पशुब्राह्मणबाहुजाः ।**
**लोका देवा वेदभूते सर्वं चात्मार्थतः प्रियम् ॥६॥**

પતિ, જાયા (સ્ત્રી), પુત્ર, વિત્ત (ધન), પશુ (ગાય, ઘોડા વગેરે), બ્રાહ્મણ (બ્રાહ્મણપણારૂપ જાતિ), ક્ષત્રિય (ક્ષત્રિયત્વ જાતિ), લોક (સ્વર્ગાદિક), દેવ (હિરણ્યગર્ભાદિક), વેદ (ઋગ્વેદાદિક) અને ભૂત (પૃથ્વીઆદિક); આ સર્વ ભોગ્યસમૂહ ભોક્તારૂપ આત્માને અર્થે પ્રિય છે. (અર્થાત્ પતિ આદિક જે ભોગસામગ્રી કહી, તે સઘળી ભોક્તાની શેષરૂપ હોવાથી ભોક્તા(કે જે તેના શેષી છે તે)ના સંબંધને લઈને પ્રિય છે.

પૂર્વે પાચમા શ્લોકમા સૂચન કરેલા 'ન વા અરે' એ મૈત્રીયીબ્રાહ્મણના વાક્યના તાત્પર્યાર્થને વિભાગપૂર્વક દર્શાવે છે

**पत्याविच्छा यदा पत्न्यास्तदा प्रीतिं करोति सा।**
**क्षुदनुष्ठानरोगाद्यैस्तदा नेच्छति तत्पतिः ॥ ७ ॥**

જ્યારે સ્ત્રીને પોતાના પતિની ઇચ્છા થાય છે, ત્યારે તે સ્ત્રી પોતાના પતિ ઉપર પ્રીતિ કરે છે જ્યારે એ સ્ત્રીનો પતિ ભૂખ, જપાદિનુ અનુષ્ઠાન કે રોગાદિ વડે યુક્ત હોવાથી પત્નીની ઇચ્છાના અભાવવાળો હોય છે, ત્યારે તે પત્નીની ઇચ્છા કરતો નથી.

એમ હોવાથી ફલિત અર્થ શુ થયો? તે કહી બતાવે છે

**न पत्युरर्थे सा प्रीतिः स्वार्थ एव करोति ताम् ।**
**पतिश्चात्मन एवार्थे न जायार्थे कदाचन ॥ ८ ॥**

સ્ત્રીની એ પ્રીતિ પતિને માટે નથી, પણ સ્ત્રી પતિમા તે પ્રીતિ પોતાને અર્થે કરે છે, અને પતિ પણ પોતાના જ પ્રયોજન માટે સ્ત્રીને વિષે પ્રીતિ કરે છે, કંઈ તે સ્ત્રીને અર્થે કદી[1] નહિ.

૧. આ શ્લોકમા બૃહદારણ્યકના ૪. ૫ ૬મા આવેલા 'न वा अरे जायायै' ત્યાથી લઈને 'न वा अरे सर्वस्य' ત્યા સુધીના વાક્યોનો અર્થ સક્ષેપત પ્રદર્શિત કરી દીધો છે.

પતિ અથવા જાયા એ બેમાથી એકએકની કામનાથી પ્રવૃત્તિ થતા જે પ્રીતિ થાય તે તો કદી સ્વાર્થને માટે ભલે હો, પરતુ એકી વખતે બન્નેની પ્રવૃત્તિ થતા જે પ્રીતિ થાય, તે તો બેયના પ્રયોજનને માટે હોઈ શકે એવી આશકા કરી, અર્ધા શ્લોકથી સમાધાન કહી બતાવે છે.

**अन्योन्यप्रेरणेऽप्येवं स्वेच्छयैव प्रवर्तनम् ॥ ९ ॥**

એવી રીતે અન્યોન્ય (પરસ્પર) બંનેની પ્રેરણા હોય, તો પણ પ્રવર્તન તો પોતાની ઇચ્છાથી જ થાય છે. (અર્થાત પોતપોતાની કામના પૂર્ણ

કરવાની ઇચ્છાથી જ બન્નેની પ્રવૃત્તિ હોય છે.)

સ્વેચ્છાનું પ્રવર્તકપણું ઉદાહરણ આપી સિદ્ધ કરી દેખાડે છે:

**श्मश्रुकंटकवेधेन बाले रुदति तत्पिता ।**
**चुंबत्येव न सा प्रीतिर्बालार्थे स्वार्थ एव सा ॥१०॥**

પિતાએ કરાતું પુત્રના મુખનું ચુંબન, કંઈ પુત્રની પ્રીતિને માટે નથી; કેમકે તે બાળક તો તે પિતાની દાઢીમૂછ વગેરેના બાલના સોયા જેવા ઠોસાથી વીંધાવાને લીધે રડે છે, ત્યારે તે ચુંબન પિતાના પોતાના સંતોષ માટે જ છે; એમ સમજવાનું છે.

ચેતન જે પતિ–જાયા આદિકને વિષે કરાતી પ્રીતિમા તો સ્વાર્થત્વ કે પરાર્થત્વ, એવી શંકા હોઈ શકે છે, પણ અચેતન ધન આદિકમા તો ઇચ્છાનો અસંભવ હોવાથી તેમા તો તેવી શંકા જ નથી, એવા અભિપ્રાયથી 'न वा अरे वित्तस्य कामाय वित्त प्रिय भवत्यात्मनस्तु कामाय वित्त प्रिय भवति। (બૃ ૪ ૫ ૬.) અરે મૈત્રેયી ! વિત્તને માટે કંઈ વિત્ત પ્રિય નથી લાગતુ, પણ આત્માને માટે વિત્ત પ્રિય થાય છે,' એ બૃહદારણ્યકના વાક્યનુ તાત્પર્ય કહી દેખાડે છે

**निरिच्छमपि रत्नादि वित्तं यत्नेन पालयन् ।**
**प्रीतिं करोति स स्वार्थे वित्तार्थत्वं न शंकितम् ॥११**

જડ હોવાથી પોતાના પ્રયોજનની ઇચ્છા વિનાના રત્નાદિ દ્રવ્યનુ પણ જે પુરુષ યત્ન વડે રક્ષણ કરે છે, તે પુરુષ પોતાના પ્રયોજન માટે તેના ઉપરની તેના રક્ષણરૂપ પ્રીતિ કરે છે. તે પ્રીતિ રત્નાદિરૂપ દ્રવ્યના પ્રયોજન માટે છે એમ કોઈ શંકા કરતુ નથી.

ઉપર કહેલા અવતરણસ્થ બૃહદારણ્યકના શેષભૂત, 'न वा अरे ! पशूनाम्' ઇત્યાદિ વાક્યનુ તાત્પર્ય કહી દેખાડે છે

**अनिच्छति बलीवर्दे विवाहयिषते बलात् ।**
**प्रीतिः सा वणिगर्थैव बलीवर्दार्थता कुतः ॥१२॥**

બળદ, ભાર વહન કરવાને ઇચ્છતો ન હોવા છતાં તેનો માલિક વ્યાપારી પરાણે વહન કરાવવા ઇચ્છા કરે છે, તે પ્રીતિ માત્ર વણિક(વ્યાપારી)ને અર્થે જ છે, એ પ્રીતિ બળદ માટે ક્યાથી થશે !

'न वा अरे ब्रह्मण.' એ વાક્યનું તાત્પર્ય કહી દેખાડે છે.

**ब्राह्मण्यं मेऽस्ति पूज्योऽहमिति तुष्यति पूजया ।**
**अचेतनाया जातेर्नो संतुष्टिः पुंस एव सा ॥ १३ ॥**

'મને બ્રાહ્મણત્વ જાતિ છે અને તેથી હું પૂજ્ય છુ' એમ માની બ્રાહ્મણ પૂજાએ કરી સંતોષ પામે છે, તે સંતોષ અચેતન જાતિને છે નહિ; પણ તે જાતિના અભિમાનવાળો પુરુષ જ સંતોષ (પ્રસન્નતા) પામે છે.

'न वा अरे क्षत्रस्य' ઇત્યાદિ વાક્યનુ તાત્પર્ય કહેવાની સાથે એ ક્ષત્રિયનુ ઉદાહરણ વૈશ્યાદિક જાતિ માટે પણ સમજી લેવુ એમ કહે છે

**क्षत्रियोऽहं तेन राज्यं करोमीत्यत्र राजता ।**
**न जातेर्वैश्यजात्यादौ योजनायेदमीरितम् ॥१४॥**

'હુ ક્ષત્રિયત્વ જાતિવાળો છું તથા હુ રાજ્ય કરું છું' આમાં જે રાજાપણું છે તે જાતિને નથી, પણ એ રાજ્યના ઉપભોગથી ઉત્પન્ન થતું વૈભવસુખ ક્ષત્રિયત્વ જાતિવાળા પુરુષને જ છે. આ ક્ષત્રિયનો દાખલો વૈશ્ય આદિ જાતિને વિષે પણ જોડી લેવા માટે કહેલુ છે.

'न वा अरे लोकाना' એ વાક્યનુ તાત્પર્ય વર્ણવી દેખાડે છે

**स्वर्गलोकब्रह्मलोकौ स्तां ममेत्यभिवांछनम् ।**
**लोकयोर्नोपकाराय स्वभोगायैव केवलम् ॥ १५ ॥**

'સ્વર્ગલોક તથા બ્રહ્મલોક મને પ્રાપ્ત થાઓ' આવા પ્રકારની જે ઇચ્છા થાય છે, તે કંઈ એ સ્વર્ગલોક તથા બ્રહ્મલોકના ઉપકાર માટે નથી, પણ કેવળ પોતાના ભોગ(સુખાનુભાવ)ને અર્થે છે. (અહીં સ્વર્ગલોક તથા બ્રહ્મલોક એ બે કહ્યા તે ઉપરથી કર્મરૂપ સાધન તથા ઉપાસનારૂપ સાધન, એ બને પ્રકારનાં સાધનોથી સંપાદન કરવા યોગ્ય સર્વ લોકોનુ ઉપલક્ષણથી ગ્રહણ સમજી લેવાનુ છે.)

ચાલતા પ્રસંગનુ અધિક વિવેચન ત્રણ શ્લોકથી કરી બતાવે છે

**ईशविष्ण्वादयो देवाः पूज्यंते पापनष्टये ।**
**न तन्निष्पापदेवार्थं तत्तु स्वार्थं प्रयुज्यते ॥ १६ ॥**

શિવ, વિષ્ણુ આદિક દેવોનુ પાપનિવૃત્તિને અર્થે પૂજન કરાય છે. તે પૂજન સ્વતઃ પાપ-રહિત એવા દેવો માટે નહિ જ; પણ પુરુષને પોતાના પ્રયોજન માટે જ ઉપયોગી થાય છે.

**ऋगादयो ह्यधीयंते दुर्ब्राह्मण्यानवाप्तये ।**
**न तत्प्रसक्तं वेदेषु मनुष्येषु प्रसज्यते ॥ १७ ॥**

'અમુક સમય પર્યંત વેદાધ્યયનથી હીન રહે-નારો પુરુષ વ્રાત્ય (સંસ્કારરહિત) થાય છે, તો

તેવા વ્રાત્યપણાના પર્યાયરૂપ દુર્બ્રાહ્મણપણું અમને પ્રાપ્ત ન થાઓ' એવા ઉદ્દેશથી ઋગ આદિક ચારે વેદનુ અધ્યયન કરાય છે. હવે તે અબ્રાહ્મણપણું વેદમાં પ્રાપ્ત થતું નથી, પણ તે મનુષ્યને વિષે જ પ્રાપ્ત થાય છે.

**भूम्यादिपंचभूतानि स्थानतृट्पाकशोषणैः ।**
**हेतुभिश्चावकाशेन वांछंत्येषां न हेतवः ॥ १८ ॥**

વળી સર્વ પ્રાણી સ્થાનને માટે પૃથ્વીને ઇચ્છે છે, તૃષા નિવારણને અર્થે જલને ચાહે છે, પાક (કાચા પદાર્થને પરિપક્વ) કરવા અર્થે અગ્નિને ઇચ્છે છે, આર્દ્ર (ભીના) વસ્ત્રાદિકને શોષણ કરવા માટે વાયુને ઇચ્છે છે અને હરવાફરવા અવકાશને માટે આકાશને ઇચ્છે છે. એ પ્રમાણે તે તે નિમિત્તને લઈને પાંચે ભૂતની અપેક્ષા રાખે છે, પણ કંઈ તે તે ભૂત( પૃથિવ્યાદિક )ના હેતુ ( પ્રયોજન) માટે પૃથિવ્યાદિકની આકાંક્ષા કરતા નથી. (આથી પણ 'પોતાને માટે જ સર્વ પ્રિય થાય છે' આ અર્થ સિદ્ધ થાય છે.)

હવે 'न वा अरे! सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति । અરે મૈત્રેયી! આ સર્વ પદાર્થો જે પ્રિય લાગે છે, તે કંઈ તે તે પદાર્થોના કામને માટે પ્રિય લાગતા નથી, પણ કેવળ આત્માના કામને અર્થે જ પ્રિય થાય છે,' આ વાક્યનુ તાત્પર્ય કહે છે

**स्वामिभृत्यादिकं सर्वं स्वोपकाराय वांछति ।**
**तत्तत्कृतोपकारस्तु तस्य तस्य न विद्यते ॥ १९ ॥**

ચાકર વગેરે સર્વ જન પોતાના ઉપકારને માટે જ સ્વામી (શેઠ) વગેરેને ચાહે છે, તેમ જ તે સ્વામી આદિક પણ પોતાના જ ઉપકાર માટે ભૃત્ય આદિકને ચાહે છે અને તે તે સ્વામી ( અધિપતિ ) આદિકના કરેલા ઉપકાર તો કંઈ તે સ્વામી આદિકને અર્થે નથી (પણ પોતાને જ અર્થે છે).

એ બૃહદારણ્યક શ્રુતિમાં ઘણાક ઉદાહરણો શા સારુ આપ્યા? ત્યા કહે છે

**सर्वव्यवहृतिष्वेवमनुसंधातुमीदृशम् ।**
**उदाहरणबाहुल्यं तेन स्वां वासयेन्मतिम् ॥ २० ॥**

ઇચ્છાપૂર્વક થતા સર્વ વ્યવહારોમાં પોતાના સુખ માટે સર્વ પ્રિય થાય છે એવી રીતે અનુસંધાન કરવા માટે આવા ઉદાહરણનું બહુપણું છે (અર્થાત્ ઘણાં દૃષ્ટાંતો આપ્યા છે). તે દૃષ્ટાંતો વડે પોતાની બુદ્ધિને પોતાને માટે સર્વ પ્રિય થાય છે એ જ નિર્ણયમાં દૃઢ કરે.

### આત્મામાં વિદ્યમાન પ્રીતિના સ્વરૂપ નિરૂપણપૂર્વક આત્માની પ્રિયતમતા

આત્માની શેષ ( સાધનરૂપ ) હોવાથી સર્વ વસ્તુની પ્રિયતા કહીને આત્માની પ્રિયતમતા સિદ્ધ કરી, તે ઘટતી નથી; કારણ કે વિકલ્પ કરતા પ્રીતિનું સ્વરૂપ જ નિરૂપણ થઈ શકતું નથી, એવા અભિપ્રાયથી પ્રીતિનું સ્વરૂપ વાદી પૂછે છે

**अथ केयं भवेत्प्रीतिः श्रूयते या निजात्मनि ।**
**रागो वध्वादिविषये श्रद्धा यागादिकर्मणि ।**
**भक्तिः स्याद्गुरुदेवादाविच्छा त्वप्राप्तवस्तुनि ॥ २१ ॥**

( અહી 'अथ' શબ્દ પ્રશ્નાર્થક છે. ) જે આ નિજાત્માને વિષે પ્રીતિ સાંભળીએ છીએ તે કઈ? અર્થાત્ શુ તે રાગરૂપ છે? કિંવા શ્રદ્ધારૂપ છે? અથવા ભક્તિરૂપ છે? કે ઇચ્છારૂપ છે? (ચારે વિકલ્પોમા ક્રમે કરી દૂષણ આપે છે.) રાગ તો વધૂ (સ્ત્રી) આદિક વિષયમા હોય અને શ્રદ્ધા યાગ આદિક કર્મને વિષે હોય; તેમ જ ભક્તિ તો ગુરુ તથા દેવ વગેરેને વિષે હોય અન્યને વિષે ન હોય અને ઇચ્છા તો અપ્રાપ્ત વસ્તુને વિષે હોય; તાત્પર્ય એમ કે પ્રીતિ સર્વ વસ્તુને વિષય કરવાવાળી સભવતી નથી.

**तर्हस्तु सात्त्विकी वृत्तिः सुखमात्रानुवर्तिनी ।**
**प्राप्ते नष्टेऽपि सद्भावादिच्छातो व्यतिरिच्यते ॥**

( સિદ્ધાંતી ઉપરના ચાર વિકલ્પથી જુદો જ પ્રકાર અવલંબી ઉત્તર કહે છે ) ત્યારે માત્ર સુખને જ અનુસરી વર્તનારી એવી જે સત્ત્વગુણના પરિણામરૂપ (સાત્ત્વિકી) વૃત્તિ તે જ પ્રીતિ હો. ઇચ્છા પ્રથમ અપ્રાપ્ત સુખાદિકને જ વિષય કરનારી છે અને આ પ્રીતિ તો સર્વ(પ્રાપ્ત અપ્રાપ્ત સુખાદિ)ને વિષય કરનારી છે. (કેમકે પ્રાપ્ત થયેલા સુખાદિકને વિષે તેમ જ એક વખત પ્રાપ્ત થઈને નષ્ટ થયેલા તે સુખાદિકને વિષે પણ પ્રીતિનો સદ્ભાવ હોય છે) તેથી તે પ્રીતિ ઇચ્છાથી વ્યતિરિક્ત (ભિન્ન) જણાય છે.

ત્યારે તો તે પ્રીતિ [illegible] જ થઈ, એવી આશંકા કરી પરિહાર કહે છે:

सुखसाधनतोपाधेरन्नपानादयः प्रियाः ॥ २३ ॥

(અન્નાદિકની પેઠે આત્મામાં સુખસાધનતાની શંકા કરે છે.) જેમ અન્નપાન આદિક સુખના સાધનપણારૂપ ઉપાધિથી પ્રિય થાય છે (લાગે છે) તેની પેઠે–(આનો ૨૪મા શ્લોકમાં સંબંધ છે.)

आत्माऽऽनुकूल्यादन्नादिसमश्चेदमुनात्र कः ।
अनुकूलयितव्यः स्यान्नैकस्मिन्कर्मकर्तृता ॥२४॥

–આત્મા પણ અનુકુળપણાથી (પ્રિય પ્રતીત થવાથી) અન્નાદિના સમાન થશે એમ જો તમે કહો તો તેનુ સમાધાન સાભળો: આ આત્માને આલોકમા અનુકૂળ (સુખસાધન) માનીને ગ્રહણ કરનાર ભોક્તા કોણ થશે? (કોઈ પણ નહિ થાય, કેમકે આત્મા જ ભોક્તા છે. તે આત્મા પોતે જ પોતાને અનુકુળ કરીને તેને ભોગવશે એમ જો તમે કહો તો) એક જ આત્મામાં કર્મપણુ (ભોગ્યપણુ) અને કર્તાપણું (ભોક્તાપણું) સભવી શકે નહિ.

ભલે અન્નાદિકની પેઠે આત્મા સુખસાધન ભલે ન હો, તથાપિ સુખાદિકની પેઠે એ આત્માને ભોક્તૃશેષતાની (ભોક્તાના ઉપકારકપણાની) આપત્તિ આવશે; એવી આશંકા કરી પરિહાર કરે છે.

सुखे वैषयिके प्रीतिमात्रमात्मा त्वतिप्रियः ।
सुखे व्यभिचरत्येषा नात्मनि व्यभिचारिणी ॥२५

વિષયથી ઉત્પન્ન થતા સુખને વિષે પ્રીતિમાત્ર હોય છે, (કંઈ નિરતિશય પ્રીતિ હોતી નથી) અને આત્મા તો અતિ પ્રિય (નિરતિશય પ્રેમનો વિષય) છે, તેથી તે વિષયજન્ય સુખના સમાન નથી; કારણ કે એ વિષયજન્ય સુખમાં થતી પ્રીતિ વ્યભિચાર પામે છે. (અર્થાત્ કોઈ સમય અન્ય સુખમાં પણ જતી રહે છે, કઈ તેના તેજ સુખમાં નિયમિત રહેતી નથી.) અને આત્માને વિષે જે પ્રીતિ છે તે તો વ્યભિચાર પામતી નથી. (અન્ય વિષયમાં) સચરતી નથી, તેથી એ આત્મગત પ્રીતિ નિરતિશયા છે.)

વિષયજન્ય સુખ વિષે થતી પ્રીતિનો વ્યભિચાર દર્શાવે છે·

एकं त्यक्त्वान्यदादत्ते सुखं वैषयिकं सदा ।
नात्मा त्याज्यो न चादेयस्तस्मिन्व्यभिचरेत्कथम् ॥

પુરુષ એક વિષયજન્ય સુખને ત્યાગીને બીજા વિષયજન્ય સુખને સદા ગ્રહણ કરે છે અને આ આત્મા તો કઈ ત્યાગ કરવા યોગ્ય નથી તેમ ગ્રહણ કરવા યોગ્ય પણ નથી; અર્થાત્ ગ્રહણ તથા ત્યાગને અયોગ્ય એવા તે આત્માને વિષે પ્રીતિ કેમ વ્યભિચાર પામે? કોઈ પણ પ્રકારે વ્યભિચરે નહિ.

• • આત્મા ગ્રહણ અથવા ત્યાગનો અવિષય ભલે હો, તથાપિ તૃણાદિકની પેઠે તે ઉપેક્ષાવૃત્તિનો વિષય કેમ ન હોઈ શકે? એવી રીતે વાદી મૂળમા શંકા કરે છે, તેનો પરિહાર સિદ્ધાંતી ઉત્તરાર્ધથી કરી બતાવે છે

हानादानविहीनेऽस्मिन्नुपेक्षा चेत्तृणादिवत् ।
उपेक्षितुः स्वरूपत्वान्नोपेक्ष्यत्वं निजात्मनः ॥२७

ત્યાગ તથા ગ્રહણ એ બન્નેથી રહિત આત્માને વિષે તૃણ આદિકની પેઠે ઉપેક્ષા થશે, અર્થાત્ આત્મા સ્વીકાર કે પરિત્યાગનો અવિષય છે, તો પણ તે ઉદાસીનતાનો વિષય હોઈ શકે, એમ જો કહો તો ઉપેક્ષા કરાવાવાળાનો નિજ આત્મા સ્વરૂપભૂત હોવાને લીધે તેનું ઉપેક્ષ્યપણું (ઉપેક્ષાવૃત્તિનુ વિષયપણુ) ઘટતું જ નથી.

આત્મા પરિત્યાગનો વિષય થતો નથી, એમ જે તમે કહો છો તે યોગ્ય નથી, કેમકે રોગાદિ વડે તેનુ ત્યાજ્યપણું હોવાનો મનુષ્યોને અનુભવ થાય છે એવી શંકા કરીને તેનુ સમાધાન આપે છે

रोगक्रोधाभिभूतानां मुमूर्षा वीक्ष्यते क्वचित् ।
ततो द्वेषाद्भवेत्त्याज्य आत्मेति यदि तन्न हि ॥ २८

રોગ અથવા ક્રોધે કરી અભિભૂત (વશ થઈ ગયેલા) પુરુષોને કોઈ કોઈ વખતે મરવાની ઇચ્છા જોવામાં આવે છે, તે ઉપરથી એમ જણાય છે કે, કોઈ વખત દ્વેષથી આત્મા ત્યાજ્ય પણ થઈ જાય છે, એમ જો કહેતા હો તો, (સિદ્ધાંતી કહે છે કે) તેમ નહિ.

त्यक्तुं योग्यस्य देहस्य नात्मता त्यक्तुरेव सा ।
न त्यक्तर्यस्ति स द्वेषस्त्याज्ये द्वेषे तु का क्षतिः ॥२९

કારણ કે તેવી ત્યાગ કરવાની યોગ્યતા, દેહને છે અને તે દેહને આત્મપણુ છે નહિ. આત્મા તો દેહનો ત્યાગ કરવાવાળો છે તેથી ઉપર કહેલો દ્વેષ, આત્માને વિષે નથી; પણ ત્યાગ કરવા યોગ્ય દેહને વિષે છે. આથી કરી આત્માની ત્યાજ્યતા

નથી; એમ સિદ્ધ થાય છે; અને એ ત્યાજ્ય દ્વેષ વગેરેને વિષે હોય એમાં શી હાનિ છે ?

એવી રીતે 'न वा अरे' એ પહેલા વાક્યથી આરંભીને 'आत्मनस्तु कामाय सर्वं प्रिय भवति' અહીં સુધીની બૃહદારણ્યક શ્રુતિના તાત્પર્યની પર્યાલોચનાથી આત્માનું પ્રિયતમપણું સાધી બતાવ્યું, તેને ફરીને યુક્તિથી પણ સાધી બતાવે છે:

**आत्मार्थत्वेन सर्वस्य प्रीतेश्चात्मा ह्यतिप्रियः ।**
**सिद्धो यथा पुत्रमित्रात्पुत्रः प्रियतरस्तथा ॥२०॥**

જેવી રીતે મનુષ્યને પોતાના પુત્રના મિત્રથી પોતાનો પુત્ર વધારે પ્રિય હોય છે તેવી રીતે પતિ, સ્ત્રી આદિક સર્વ ભોગ્ય પ્રાણીપદાર્થોનો સમૂહ આત્માના પ્રયોજનપણા વડે પ્રીતિનો વિષય થવાથી જ આત્મા અતિપ્રિય છે એમ સારી રીતે સિદ્ધ થયું.

એ પ્રમાણે આત્માને વિષે શ્રુતિ તથા યુક્તિ વડે સિદ્ધ કરેલી નિરતિશય પ્રીતિને પોતાનો અનુભવ દર્શાવી દૃઢ કરે છે

**मा न भूवमहं किंतु भूयासं सर्वदेत्यसौ ।**
**आशीः सर्वस्य दृष्टेति प्रत्यक्षा प्रीतिरात्मनि ॥२१**

'હું ન હોઉં' એમ નહિ. પણ 'હું સર્વદા હોઉં' (એટલે કે સર્વ કાળમાં મારો સદ્‌ભાવ હો) એવા પ્રકારની ઇચ્છા સર્વ પ્રાણીમાત્રને દેખાય છે (સર્વ પ્રાણીને એમ જ પ્રાર્થના કરતાં જોઈએ છીએ) અને એથી આત્માને વિષે નિરતિશયા પ્રીતિ પ્રત્યક્ષ સિદ્ધ છે

### આત્માને પુત્રાદિશેષતા તથા તે આત્માની ત્રિવિધતા

કહેવાઈ ગયેલા અર્થનું ફરી કથન કરી, 'આત્મા સ્ત્રી-પુત્રાદિકનો શેષ છે' ઇત્યાદિક મતમા દૂષણ આરોપવા અનુવાદ કરે છે:

**इत्यादिभिस्त्रिभिः प्रीतौ सिद्धायामेवमात्मनि ।**
**पुत्रभार्यादिशेषत्वमात्मनः कैश्चिदीरितम् ॥२२॥**

શ્રુતિ, યુક્તિ અને અનુભવ આ ત્રણ વડે પૂર્વે કહેલી રીતે આત્મામાં પ્રીતિ સિદ્ધ થયા છતાં પણ શ્રુતિ, સ્મૃતિ અને લોકાનુભવનુ તાત્પર્ય નહિ જાણનારા કેટલાક મનુષ્યોએ આત્મા પુત્ર અને સ્ત્રી આદિના શેષ(સાધન)રૂપ છે એમ કહેલું છે. (અર્થાત્ પુત્ર ને સ્ત્રી આદિ ભોક્તા છે અને આત્મા એમના ભોગનું સાધન છે એમ કહેલું છે.)

એ વાદીઓ પોતાનું કહેલું સિદ્ધ કરવા નીચે પ્રમાણે કહે છે એમ જણાવે છે

**एतद्विवक्षया पुत्रे मुख्यात्मत्वं श्रुतीरितम् ।**
**आत्मा वै पुत्रनामेति तच्चोपनिषदि स्फुटम् ॥२३॥**

વાદીઓ કહે છે કે પુત્રનું આત્મપણું કહેવાની ઇચ્છા વડે 'આત્મા જ પુત્ર છે' એ વચનો વડે પુત્રમાં મુખ્યાત્મપણું ઐતરેય શ્રુતિમાં કહેલુ છે, એટલે તેમાં પુત્રનુ મુખ્યાત્મપણું સ્પષ્ટ જણાવ્યું છે.

હવે પુત્રનું મુખ્ય આત્માપણું કહેનારી ઐતરેયોપનિષદની એ શ્રુતિ અર્થથી કહી દેખાડે છે

**सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते ।**
**अथास्येतर आत्मायं कृतकृत्यः प्रमीयते ॥ ૨૪ ॥**

આ પિતાનો તે આત્મા (પુત્રરૂપે) પુણ્યકર્મોનું અનુષ્ઠાન કરવા માટે પ્રતિનિધિરૂપથી સ્થાપિત કરાય છે અને તદનંતર એ પિતાનો આ પુત્રથી અન્ય, જરા આદિકથી ગ્રસ્ત જે (પિતૃરૂપ) આત્મા છે, તે પોતે કૃતકૃત્ય થઈને મરણ પામે છે.

ઉપર કહેલા અર્થને દૃઢ કરવા માટે પુત્રરહિતને પરલોકનો અભાવ દર્શાવનારી 'नापुत्रस्य लोकोस्ति । અપુત્રને લોકપ્રાપ્તિ નથી,' એ વાક્યને અર્થથી કહે છે

**सत्यप्यात्मनि लोकोऽस्ति नापुत्रस्यात एव हि ।**
**अनुशिष्टं पुत्रमेव लोक्यमाहुर्मनीषिणः ॥ ૨૫ ॥**

જેથી પુત્રની મુખ્ય આત્મતા છે તેથી જ આત્મા પોતે વિદ્યમાન છતાં પણ અપુત્ર પિતાને પરલોક નથી, એમ શ્રુતિમા કહેલું છે. આવા જ હેતુથી મનીષી (શાસ્ત્રાર્થને જાણનારા) જનો અનુશિષ્ટ (હવે પછી કહેવાશે તે પ્રકારે 'તું બ્રહ્મ છો' ઇત્યાદિક વાકયોથી શિક્ષિત) પુત્રને જ લોક્ય (પરલોકાર્થે હિતરૂપ) કહે છે.

હવે આ લોકનાં સુખ પણ પુત્ર વડે જ પ્રાપ્ત થાય છે એમ પ્રતિપાદન કરનારું 'सोऽयं मनुष्यलोकः पुत्रेणैव जय्यः । (બૃ. ૧. ૫ ૧૬) તે આ મનુષ્યલોક પુત્રે કરીને જ સંપાદ્ય છે' એ શ્રુતિવાક્યને અર્થતઃ કહી દેખાડે છે.

**मनुष्यलोको जय्यः स्यात्पुत्रेणैवेतरेण नो ।**
**मुमूर्षुर्मंत्रयेत्पुत्रं त्वं ब्रह्मेत्यादिमंत्रकैः ॥ ૨૬ ॥**

આ મનુષ્યલોક(નું સુખ પણ) પુત્ર વડે

જ સંપાદન કરવા યોગ્ય છે. અન્ય કર્માદિક સાધનથી સંપાદ્ય નથી. પુત્રરહિત પુરુષને સુખનું સાધનભૂત ધન આદિક વસ્તુઓ પણ ઊલટાનું આગમો ઉત્પન્ન કરનારું થઈ પડે છે; માટે પુત્રની આ લોકમાં પણ મુખ્યાત્મતા છે, કારણ કે મરવા તત્પર થયેલો પિતા 'त्वं ब्रह्मासि–તું જ બ્રહ્મ છો' ઇત્યાદિક મંત્રોથી મરણ અવસરે પુત્રને સંત્રણ કરે છે (પુત્રને અનુશાસન આપે છે).

કૌષીતકી નામના બ્રાહ્મણનું નિર્ણીત અર્થરૂપ કથન કરે છે

**इत्यादिश्रुतयः प्राहुः पुत्रभार्यादिशेषताम् ।**
**लौकिका अपि पुत्रस्य प्राधान्यमनुमन्वते ॥३७॥**

ઇત્યાદિ શ્રુતિઓ આત્માની પુત્ર–ભાર્યાદિકની શેષતા (ભોગસાધનતા) કહે છે, એટલું જ નહિ, લૌકિક જનો પણ પુત્રના પ્રધાનપણાનું અનુમોદન કરે છે, અર્થાત્ લોકાનુભવ પણ આ વિષયમાં અનુકૂળ છે.

તે પુત્રાદિકની પ્રધાનતાનું જ ઉપપાદન કરે છે

**स्वस्मिन्मृतेऽपि पुत्रादिर्जीवेद्वित्तादिना यथा ।**
**तथैव यत्नं कुरुते मुख्याः पुत्रादयस्ततः ॥३८॥**

પોતે મરે તોપણ જે પ્રકારે પુત્રાદિક, ધન આદિ વડે સુખપૂર્વક જીવે તેવા પ્રકારે પિતા યત્ન કર્યા કરે છે, અર્થાત્ પોતે મુસીબત વેઠીને પણ પુત્રાદિકના જીવનના ઉપાય સંપાદન કરે છે, તેથી પણ પુત્રાદિક મુખ્ય (પ્રધાનભૂત) છે એમ સિદ્ધ થાય છે.

એ પ્રમાણે વેદ તથા લોકપ્રસિદ્ધિથી પ્રતિપાદન કરેલું પુત્રાદિકનું પ્રાધાન્ય અંગીકાર કરે છે.

**बाढमेतावता नात्मा शेषो भवति कस्यचित् ।**
**गौणमिथ्यामुख्यभेदैरात्माऽयं भवति त्रिधा ॥३९॥**

એ બધું કહ્યું તે ખરું, પણ પુત્રાદિકનું કોઈ ઠેકાણે પ્રાધાન્ય કહ્યું છે એટલા જ ઉપરથી આત્માના શેષીપણાને બાધ ન આવે (કારણ કે પ્રતિજ્ઞામાત્રથી કંઈ સાધ્ય સિદ્ધિ થઈ જતી નથી, તેથી આત્મા કોઈનો શેષ થઈ જતો નથી); કેમકે આત્મા ગૌણ, મિથ્યા તથા મુખ્ય; એવા ભેદથી ત્રણ પ્રકારનો છે. માટે જે જે વ્યવહારમાં જેનું જેનું આત્મત્વ વિવક્ષિત હોય તે આત્માનું ત્યાં ત્યાં પ્રાધાન્ય ઘટી શકે છે; તેથી મુખ્ય આત્મા કોઈનો શેષ થાય છે એમ સર્વથા ઠરાવવું નહિ.

તેમાંથી પુત્રાદિકનું ગૌણાત્મપણું દર્શાવવા લોકમાં ગૌણ પ્રયોગનું ઉદાહરણ આપે છે

**देवदत्तस्तु सिंहोऽयमित्यैक्यं गौणमेतयोः ।**
**भेदस्य भासमानत्वात्पुत्रादेरात्मता तथा ॥४०॥**

આ દેવદત્ત તો સિંહ છે એવી રીતે દેવદત્તનું અને સિંહનું એકપણું એ બન્નેનો ભેદ સ્પષ્ટ જણાતો હોવાથી જેમ ગૌણ છે તેમ પુત્રાદિકનું આત્મપણું પણ ગૌણ છે. (એટલે કે સિંહના ગુણો માત્ર દેવદત્તમાં કહેવા ઇચ્છેલા છે.)

હવે ૩૯મા શ્લોકમાં કહેલા ક્રમ પ્રમાણે મિથ્યા આત્મા દર્શાવે છે

**भेदोऽस्ति पंचकोशेषु साक्षिणो न तु भात्यसौ ।**
**मिथ्याऽत्मताऽतः कोशानां स्थाणोश्चोरात्मता यथा**

આનંદમય, વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય તથા અન્નમય એ પાંચ કોશનો તેમના સાક્ષીરૂપ આત્માથી ભેદ શાસ્ત્રદૃષ્ટિએ વિદ્યમાન હોવા છતાં પણ આ ભેદ મનુષ્યોને પ્રત્યક્ષ પ્રતીત થતો નથી; આ કારણથી ઠૂંઠામાં[2] ચોરપણું જેમ મિથ્યા છે, તેમ પાંચ કોશોનું આત્માપણું મિથ્યા છે.

૨ અંધકારમાં કોઈ ઝાડનું ઠૂંઠું હોય તેમાં દૂરથી કોઈ ચોર ઊભો છે એવી જે ભ્રાંતિ થાય છે, તે સ્થળે ઠૂંઠામાં થતું ચોરપણું જેમ મિથ્યા છે, તેમ પંચકોશને વિષે પ્રતીત થતું આત્માપણું મિથ્યા છે.

એ પ્રમાણે ગૌણાત્મા તથા મિથ્યાત્મા કહીને હવે સાક્ષી પ્રત્યગાત્માની મુખ્યાત્મતાનું ઉપપાદન કરે છે

**न भाति भेदो नाप्यस्ति साक्षिणोऽप्रतियोगिनः ।**
**सर्वांतरत्वात्तस्यैव मुख्यमात्मत्वमिष्यते ॥४२॥**

સાક્ષીરૂપ આત્માનો (ગૌણ આત્મા પુત્રાદિકની પેઠે) કોઈથી ભેદ ભાસતો નથી, તેમ (મિથ્યા આત્મા દેહાદિની પેઠે) તેનો કોઈનાથી ભેદ છે પણ નહિ; કારણ કે તે અપ્રતિયોગી છે તેથી. જેમ પુત્રાદિક તથા દેહાદિકનો પોતે પ્રતિયોગી છે તેમ પોતાનો કોઈ પ્રતિયોગી વસ્તુભૂત છે નહિ; કેમકે દેહાદિક સઘળું આરોપિત છે અને તે પ્રત્યગાત્મા સાક્ષીનું સર્વના કરતાં આંતર(સૂક્ષ્મતમ)પણું છે, તેથી તેનું જ મુખ્ય આત્માપણું

અંગીકાર કરાય[3] છે.

૩. અહીં આવું એક કેવળ વ્યતિરેકી અનુમાન થઈ શકે છે કે વિવાદનો વિષયભૂત સાક્ષી મુખ્ય આત્મા છે, કારણ કે તે સર્વથી આંતર છે તેથી, જે મુખ્ય આત્મા ન હોય તે સર્વથી આંતર પણ ન હોય, જેવા કે અહંકાર આદિક

ભલે ઉપર કહ્યા પ્રમાણે આત્માનું ત્રિવિધપણું હો, પણ તેથી આત્માના શેષીપણાના ચાલતા પ્રસંગમાં શું આવ્યું ? એમ આશંકા કરી કહે છે

**सत्येवं व्यवहारेषु येषु यस्यात्मतोचिता ।**
**तेषु तस्यैव शेषित्वं सर्वस्यान्यस्य शेषता ॥४३॥**

જ્યારે એવી રીતે આત્માનું ત્રિવિધપણું છે, તો પછી જે પાલન–પોષણાદિ લૌકિક વ્યવહાર તથા બ્રહ્માત્મત્વાનુસંધાનાદિ વૈદિક વ્યવહારોને વિષે જે જે પુત્રાદિ, દેહાદિ અથવા સાક્ષીની આત્મતા ઉચિત હોય તે તે વ્યવહારોને વિષે તેમનું શેષીપણું (પ્રધાનપણું) સમજવું અને અન્યનું શેષપણું (અપ્રધાનપણું) જાણવું.

ઉપર કહેલા શેષશેષિભાવનું જ પાંચ શ્લોકથી વિવેચન કરે છે

**मुमूर्षोर्गृहरक्षादौ गौणात्मैवोपयुज्यते ।**
**न मुख्यात्मा न मिथ्यात्मा पुत्रः शेषी भवत्यतः ॥**

મરવા તૈયાર થયેલા મનુષ્યને ગૃહરક્ષા આદિકમાં ગૌણાત્મા (પુત્રાદિક) જ ઉપયોગમાં આવે છે; કેમકે ઉત્તર કાળમાં તે જીવતા હોય છે કંઈ મુખ્યાત્મા ત્યાં ઉપયુક્ત થતો નથી, કારણ કે તે તો અવિકારી છે, તેમ મિથ્યાત્મા પણ નહિ, કેમકે તે મરણોન્મુખ છે. ત્યારે તેવા પ્રસંગમાં પુત્રાદિક પ્રધાન મનાય છે. (એટલે કે ઉપર કહેલા ગૃહરક્ષા આદિક વ્યવહારમાં જો કે પોતે હજુ છે તોપણ ગૌણાત્મા(પુત્રાદિક)ને જ શેષી (પ્રધાન) રૂપે સ્વીકાર કરવો ઉચિત છે.)

**अध्येता वह्निरित्यत्र सन्नप्यग्निर्न गृह्यते ।**
**अयोग्यत्वेन योग्यत्वाद्बटुरेवात्र गृह्यते ॥ ४५ ॥**

જેમકે 'अध्येता वह्निः । અગ્નિ અધ્યયન કરનાર છે.' આ વાકયમા વિદ્યમાન એવો પણ અગ્નિ ગ્રહણ કરાતો નથી, કારણ કે તે અધ્યયન ક્રિયા માટે અયોગ્ય છે, ત્યારે અધ્યયન ક્રિયામાં યોગ્ય હોવાથી અહીં બટુકનું જ ગ્રહણ કરાય છે.

**कृशोऽहं पुष्टिमाप्स्यामीत्यादौ देहात्मतोचिता ।**
**न पुत्रं विनियुंक्तेऽत्र पुष्टिहेत्वन्नभक्षणे ॥ ४६ ॥**

એવી રીતે 'હું કૃશ છું' તે (હવે અન્ન ભક્ષણાદિ વડે) પુષ્ટિ પામીશ આવા પ્રકારના લૌકિક વ્યવહારોમાં અન્નભક્ષણમાં યોગ્ય એવા દેહનું જ આત્મપણું માનવું ઉચિત છે; કેમકે એ પુષ્ટિના હેતુભૂત અન્નભક્ષણમાં કાંઈ પુત્રાદિકને કામે લગાડી શકાતો નથી.

**तपसा स्वर्गमेष्यामीत्यादौ कर्त्रात्मतोचिता ।**
**अनपेक्ष्य वपुर्भोगं चरेत्कृच्छ्रादिकं ततः ॥४७॥**

તેમ જ 'તપોબળ વડે હું સ્વર્ગને પામીશ' એવા પ્રકારનો વ્યવહાર જ્યારે થાય છે, ત્યારે કર્તૃ શબ્દનો વાચ્ય જે વિજ્ઞાનમય(જીવ)નું જ આત્મપણું માનવું ઉચિત છે, ત્યાં કાંઈ દેહાદિક લેવાનું નથી; કેમકે તેથી જ તો દેહાદિકના ભોગની કશી પણ દરકાર રાખ્યા વિના જ કેવળ કર્તાનાં જ ઉપકારક જે કૃચ્છ્રચાન્દ્રાયણાદિક વ્રતો છે તેનુ આચરણ કરે છે. તેથી વિજ્ઞાનમય આત્માનું જ ગ્રહણ કરવું.

**मोक्ष्येऽहमित्यत्र युक्तं चिदात्मत्वं तदा पुमान् ।**
**तद्वेत्ति गुरुशास्त्राभ्यां न तु किंचिच्चिकीर्षति ॥४८॥**

વળી પણ જ્યારે પુરુષ 'હું શમાદિકનુ સંપાદન કરીને મોક્ષ પામીશ' એવો નિશ્ચય કરે છે, ત્યારે ગુરુ તથા શાસ્ત્ર એ બે દ્વારા એ 'હું કર્તાદિક આત્મા નથી; હું તો સચ્ચિદાનંદ બ્રહ્મ જ છું' એવી રીતે ચિદાત્માને જાણે છે. અહીંયાં મુખ્યાત્મારૂપે ચિદાત્માપણું જ ઉચિત છે. ત્યા કંઈ કર્તા આદિકનુ આત્માપણું માની શકાય નહિ. (કારણ કે 'સત્ય જ્ઞાન, અનંત, બ્રહ્મ છે' ઇત્યાદિક શ્રુતિઓ તેવા સ્થળમા ચિદાત્માનુ જ આત્મપણુ કહે છે.)

ઉપર વર્ણવેલા ત્રણે પ્રકારના આત્માનું વ્યવહારવિશેષને લઈને વ્યવસ્થાથી પ્રાધાન્ય માનવામાં દષ્ટાંત કહી દેખાડે છે:

**विप्रक्षत्रादयो यद्वद्बृहस्पतिसवादिषु ।**
**व्यवस्थितास्तथा गौणमिथ्यामुख्या यथोचितम् ४९**

જેમ બૃહસ્પતિસવમાં, રાજસૂય યજ્ઞમાં તથા વૈશ્યસ્તોમમા અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વ્યવસ્થા પામેલા છે, (અર્થાત્ અધિકારી ગણાય છે,) તેમ પુત્રાદિરૂપ ગૌણાત્મા, શરીરાદિરૂપ મિથ્યાત્મા અને ચેતનરૂપ મુખ્યાત્મા એ આત્માઓનું પોતપોતાની યોગ્યતા પ્રમાણે પ્રધાનપણું વ્યવસ્થિત છે.

ફલિત અર્થ કહી દેખાડે છે.

**तत्र तत्रोचिते प्रीतिरात्मन्येवातिशायिनी।**
**अनात्मनि तु तच्छेषे प्रीतिरन्यत्र नोभयम्॥५०॥**

જે વ્યવહારમાં જે આત્મા ઉચિત હોય તે વ્યવહારમાં તે આત્માનું ઉપયોગીપણું હોવાથી પ્રધાનભૂત આત્માને વિષે અતિશય પ્રીતિ હોય છે અને અનાત્મભૂત જે પદાર્થ છે, તેમા જે પ્રીતિ થાય છે તે તો પ્રધાનભૂત આત્માનું શેષ (ઉપકારક) હોય તો પ્રીતિ થાય છે અને તે પણ પ્રીતિ માત્ર જ, કંઈ નિરતિશય પ્રેમ નહિ અને આત્મા તથા તેના શેષભૂત અનાત્મપદાર્થ એ બેયથી અન્ય વસ્તુમાં તો નિરતિશય પ્રીતિ કે સામાન્ય પ્રીતિ એમાંનું કશું હોતું નથી.

## આત્માની પ્રિયતમતા તથા યોગ અને વિવેકની સમતા

### વરદાનરૂપતા તથા શાપરૂપતા વડે આત્માની પ્રિયતમતા

'अन्यत्र नोभय। અન્ય અનાત્મ વસ્તુમા બેય નહિ' એ પૂર્વ શ્લોકમાં કહેલા અન્ય શબ્દના અર્થનો અવાતર ભેદ કહી બતાવે છે.

**उपेक्ष्यं द्वेष्यमित्यन्यद्द्वेधा मार्गतृणादिकम्।**
**उपेक्ष्यं व्याघ्रसर्पादि द्वेष्यमेवं चतुर्विधम्॥५१॥**

અન્ય અતિશય પ્રીતિવિષય શેષી (આત્મા) તથા સામાન્ય પ્રીતિવિષય આત્માનું શેષભૂત ઉપકારક અનાત્મ વસ્તુ એ બેયથી ભિન્ન જે અનાત્મ વસ્તુ છે, તે ઉપેક્ષ્ય (ઉપેક્ષાવિષય) તથા દ્વેષ્ય (દ્વેષવિષય) એવા ભેદથી બે પ્રકારનું છે. તેમાં માર્ગમાં રહેલી તૃણ આદિક વસ્તુ ઉપેક્ષ્ય છે અને પોતાને ઉપદ્રવહેતુ એવાં જે વ્યાઘ્ર-સર્પ આદિક છે તે દ્વેષ્ય કહેવાય છે, એ પ્રમાણે અનાત્મ વસ્તુ ચાર પ્રકારની છે.

ઉપર કહેલા ચતુર્વિધપણાનો જ પ્રપંચવિસ્તાર કહે છે.

**आत्मा शेष उपेक्ष्यं च द्वेष्यं चेति चतुर्ष्वपि।**
**न व्यक्तिनियमः किंतु तत्तत्कार्यात्तथा तथा॥५२॥**

આત્મા શેષી (ઉપકાર્ય) હોવાથી નિરતિશય પ્રીતિનો વિષય છે, તેમ જ ઉપકારક હોવાથી (માળા, ચંદન આદિક) શેષ સામાન્ય પ્રીતિવિષય છે, માર્ગ તૃણ આદિક ઉપેક્ષ્ય છે અને વ્યાઘ્રાદિક દ્વેષ્ય છે. એ ચારેયને વિષે કંઈ વ્યક્તિનિયમ નથી. (અર્થાત્ અમુક જ પ્રિયતમ હોય કે અમુક જ પ્રિય હોય, ઇત્યાદિક નિયમ નથી.) પણ તે તે ઉપકારાદિરૂપ કાર્યવિશેષથી તેવો તેવો (પ્રિયતમ, પ્રિય, ઉપેક્ષ્ય, દ્વેષ્ય વગેરે) થાય છે.

ઉપર સૂચવેલો અનિયમ, સર્વત્ર યોજવા માટે પ્રસિદ્ધ રીતે દ્વેષ્ય જે વ્યાઘ્ર તેને વિષે તે(દ્વેષ્ય બુદ્ધિ)ના નિયમનો અભાવ દર્શાવે છે

**स्याद्व्याघ्रः संमुखो द्वेष्यो ह्युपेक्ष्यस्तु पराङ्मुखः।**
**लालनादनुकूलश्चेद्विनोदायेति शेषताम्॥५३॥**

વ્યાઘ્ર જ્યારે આપણને ભક્ષણ કરવા સન્મુખ આવતો હોય ત્યારે દ્વેષ્ય થાય છે, તે જ ફરીને પરાંગમુખ (પોતાથી ઊલટી દિશામાં) વળી ચાલ્યો જતો હોય ત્યારે ઉપેક્ષ્ય છે અને તેનો તે જ્યારે લાલન (લાડ) કરવા વગેરેથી પોતાને અનુકૂળ (નિરુપદ્રવ) થઈ ગમ્મત આપનાર નીવડે, ત્યારે વિનોદાર્થ થઈને શેષતા (ઉપકારક) થવાથી પ્રિયતાને પામે છે.

જ્યારે એવી રીતે એક જ વસ્તુના પ્રિયત્વાદિક ત્રણે ધર્મોનો અંગીકાર કરીશું, ત્યારે વ્યવહારવ્યવસ્થા નહિ બને, એવી આશંકા કરી કહે છે.

**व्यक्तीनां नियमो माभूल्लक्षणात्तु व्यवस्थितिः।**
**आनुकूल्यं प्रातिकूल्यं द्वयाभावश्च लक्षणम्॥५४॥**

વ્યક્તિ(પ્રિયતા આદિક સ્વરૂપ)નો નિયમ ભલે ન હો, તથાપિ લક્ષણ ઉપરથી વ્યવસ્થા તો સંભવી શકશે; કેમકે અનુકૂળપણું એ પ્રિયનુ લક્ષણ છે, પ્રતિકૂળપણુ એ દ્વેષ્યનું લક્ષણ છે અને અનુકૂળતા તથા પ્રતિકૂળતા એ બંનેનો અભાવ એ ઉપેક્ષ્યનુ લક્ષણ છે.

અહીં સુધીના ગ્રંથસંદર્ભથી પ્રતિપાદન કરેલા અર્થને સહેલાઈથી સમજાવવા અર્થે સંક્ષેપથી સંગ્રહ કરી બતાવે છે:

**आत्मा प्रेयान् प्रियः शेषो द्वेष्योपेक्षे तदन्ययोः ।**
**इति व्यवस्थितो लोको याज्ञवल्क्यमतं च तत् ॥५५**

આત્મા ( પ્રત્યાગાનંદરૂપ ) શેષી હોવાથી અતિશય પ્રિયતમ છે, શેષ (આત્માના સંબંધીને જે) સ્ત્રી-પુત્રાદિક છે તે પ્રિય છે અને તે એથી અન્ય એટલે વ્યાઘ્રાદિ તથા માર્ગમા આવેલા તૃણાદિ પદાર્થોને વિષે ક્રમે કરી દ્વેષ તથા ઉપેક્ષા થાય છે. એવી રીતે ચાર પ્રકારથી લોક વ્યવહારભેદથી વ્યવસ્થાપામી રહ્યો છે. આટલુ જ નહિ, મુનિ યાજ્ઞવલ્કયનો પણુ તે જ મત છે.

કેવળ મૈત્રેયી બ્રાહ્મણમા જ આત્માનું પ્રિયતમપણુ કહેલુ છે એમ નથી પુરુષવિધ બ્રાહ્મણમા પણુ કહેલુ છે. એવા અભિપ્રાયથી તે શ્રુતિ³વાક્યને અર્થથી કહે છે.

**अन्यत्रापि श्रुतिः प्राह पुत्राद्वित्तात्तथाऽन्यतः ।**
**सर्वस्मादांतरं तत्त्वं तदेतत्प्रेय इष्यताम् ॥ ५६ ॥**

જે પુત્રથી, વિત્તથી, તેમ જ સર્વ અન્ય પદાર્થોથી આંતરતત્ત્વ છે, તેને અતિપ્રિય જાણુવો; એમ અન્યત્ર (મૈત્રેયી બ્રાહ્મણુ સિવાય બીજે સ્થળે) પણુ શ્રુતિ કહે છે. ( અર્થાત્ ગૃહ, ક્ષેત્ર, પશુ આદિરૂપ વિત્તાદિકથી આંતર આત્મતત્ત્વની પ્રિયતમતા ઉપર પ્રમાણે યાજ્ઞવલ્કય મુનિએ પુરુષવિધ બ્રાહ્મણુમા અનુમત કરી છે.

૩. બૃહદારણ્યકના પુરુષવિધ બ્રાહ્મણુનું ' तदेतत् प्रेय पुत्रात् प्रेयो वित्तात् प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतर यदयमात्मा ।' (બૃ ૧ ૪. ૮) (તે આ (જે) પુત્રથી પ્રેય છે, વિત્તથી પ્રેય છે અને આ સર્વથી પણુ જે પ્રેય છે તેમ જ સર્વ પુત્રાદિક તથા ઇન્દ્રિયાદિકથી આંતરતર(અતિ આંતર) છે તે અતિપ્રિય આત્મા છે) એ વાકયમા આત્માનું પુત્રાદિ સર્વ પદાર્થો કરતા અતિપ્રિયપણું કહેલું છે

એવી રીતે શ્રુતિમા ભલે હો, પણુ તેથી પ્રકૃત જે સાક્ષીની મુખ્યાત્મતા છે તેમા શી સંગતિ આવી? એવી આશંકા લઈ કહે છે.

**श्रौत्या विचारदृष्ट्यायं साक्ष्येवात्मा न चेतरः ।**
**कोशान्पंच विविच्यांतर्वस्तुदृष्टिर्विचारणा ॥५७॥**

શ્રુતિના અર્થની પર્યાલોચના કરતાં તદનુકૂળ વિચારદૃષ્ટિથી તો સાક્ષીનુ જ મુખ્ય આત્માપણું સ્પષ્ટ છે, અન્ય પુત્રાદિકનુ નહિ. વિચારદૃષ્ટિથી એટલે અન્નમય આદિક પાચે કોશોને (પંચકોશવિવેક પ્રકરણુમાં કહેલા પ્રકારે) વિવેચન કરીને તેના અંતરમાં સ્થિત આત્માના અનુભવરૂપ જે વસ્તુદૃષ્ટિ તેનુ નામ વિચારણુા જાણુવી.

અંતઃસ્થિત વસ્તુના દર્શનનો પ્રકાર દર્શાવે છે

**जागरस्वप्नसुप्तीनामागमापायभासनम् ।**
**यतो भवत्यसावात्मा स्वप्रकाशचिदात्मकः ॥५८॥**

જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ; એ ત્રણે અવસ્થાઓના આગમ તથા અપાય એટલે પૂર્વ પૂર્વ અવસ્થાની નિવૃત્તિ તથા ઉત્તરોત્તર અવસ્થાનું આવવું ( અર્થાત્ ભાવ અને અભાવ ), એ બંનેનું ભાસવું (પ્રકાશવું) જે નિત્ય ચૈતન્યરૂપ સાક્ષીએ કરી થાય છે, એ સ્વપ્રકાશ ચેતનસ્વરૂપ આત્મા છે.

૫૮મા શ્લોકમા સંક્ષેપથી કહેલા શ્રુતિના અર્થને વિસ્તારથી વર્ણવે છે.

**शेषाः प्राणादिवित्तांता आसन्नास्तारतम्यतः ।**
**प्रीतिस्तथा तारतम्यात्तेषु सर्वेषु वीक्ष्यते ॥ ५९ ॥**

સાક્ષી આત્માથી વ્યતિરિક્ત, પ્રાણુથી માંડીને વિત્ત પર્યંતના જે પદાર્થો કહેવામાં આવશે, તે સઘળા ન્યૂનાધિક ભાવે કરી આત્માની સમીપ છે; અને તેથી જ તે સર્વે પદાર્થોને વિષે જે પ્રમાણે તારતમ્યથી સમીપપણું ( આંતરપણું ) છે, તે પ્રમાણે ન્યૂનાધિક પ્રીતિ સર્વને જોવામા આવે છે.

પ્રીતિનો તારતમ્યથી જે અનુભવ કહ્યો તેને વધારે સ્પષ્ટ કરે છે

**वित्तात्पुत्रः प्रियः पुत्रात्पिंडः पिंडात्तथेंद्रियम् ।**
**इंद्रियाच्च प्रियः प्राणः प्राणादात्मा प्रियः परः ॥६०**

ધનથી પુત્ર પ્રિય છે, પુત્રથી પિંડ ( અન્નમય દેહ ) પ્રિય છે, દેહથી ઇન્દ્રિયો પ્રિય છે, ઇન્દ્રિયોથી પ્રાણુ પ્રિય છે અને પ્રાણુથી સર્વોત્કૃષ્ટ આત્મા પ્રિય[4] છે.

૪ સર્વ પ્રાણીઓથી પુત્રાદિકની વિપત્તિ મટાડવા ધનવ્યય કરાય છે. પોતાના દેહની રક્ષા માટે કોઈ વખતે પુત્રાદિક પણુ કુરબાન કરાય છે, ઇન્દ્રિયોનો નાશ થતો અટકાવવા પોતાના દેહને માર પડવા વગેરેની પીડા પણુ કબૂલ કરાય છે, અને મરણુ જેવા પ્રસંગમાંથી બચવા માટે ઇન્દ્રિયનુ વૈકલ્ય ( ખોટ આવતી હોય તો તે ) પણુ અંગીકાર કરાય છે; એટલે ઉત્તરોત્તર વસ્તુનું અતિશય પ્રિયપણુ સર્વના અનુભવથી સિદ્ધ થાય છે અને આત્માનુ તો નિરતિશય પ્રેમાસ્પદપણુ વિદ્વાનના અનુભવથી સિદ્ધ છે જ.

એવી રીતે આત્માનુ પ્રિયતમપણું પ્રમાણુસિદ્ધ છે,

તથાપિ જ્ઞાની–અજ્ઞાનીનો વિવાદ મટાડવા શ્રુતિએ જ્ઞાની–અજ્ઞાનીની વિપ્રતિપત્તિ (વિવાદ) દર્શાવેલી છે, એમ કહે છે:

**एवं स्थिते विवादोऽत्र प्रतिबुद्धविमूढयोः ।**
**श्रुत्योदाहारि तत्रात्मा प्रेयानित्येव निर्णयः ॥६१**

આવી રીતે હોવા છતાં પણ આ આત્માની પ્રિયતમતાના વિષયમાં જ્ઞાની તથા અજ્ઞાની એ બેયનો વિવાદ છે તે શ્રુતિએ જ ઉદાહરણ કરેલો છે (કહી બતાવેલો છે) અને તે વિવાદને અંતે આત્માનુ પ્રિયતમપણું પ્રમાણથી સિદ્ધ કરેલું છે. તેથી આત્મા પ્રેયાન્ (પ્રિયતમ) છે એવો નિર્ણય કરેલો છે.

તે જ્ઞાની–અજ્ઞાનીના વિવાદનું જ કથન કરે છે

**साक्ष्येव दृश्यादन्यस्मात्प्रेयानित्याह तत्त्ववित् ।**
**प्रेयान्पुत्रादिरेवेमं भोक्तुं साक्षीति मूढधीः ॥६२॥**

અન્ય જે કાંઈ દૃશ્ય પદાર્થો છે, તેના કરતાં સાક્ષી જ પ્રેયાન્ (પ્રિયતમ) છે, એમ તત્ત્વવિદ્ (જ્ઞાની) કહે છે અને અધિક પ્રિય પુત્રાદિક છે; કારણ કે એ પુત્રાદિકને ભોગવવા માટે જ સાક્ષી પ્રિય છે, એમ મોહથી આવૃત્ત બુદ્ધિવાળો અજ્ઞાની કહે છે.

આત્માથી અતિરિક્ત પ્રિય માનનારાઓ પ્રતિ વિભાગ પાડી ઉત્તર આપવા માટે પ્રથમ તે વાદીને જ વિભાગથી કહી દેખાડે છે

**आत्मनोऽन्यं प्रियं ब्रूते शिष्यश्च प्रतिवाद्यपि ।**
**तस्योत्तरं वचो बोधशापौ कुर्यात्तयोः क्रमात् ॥६३॥**

જિજ્ઞાસુ શિષ્ય અને દુરાગ્રહી પ્રતિવાદી આત્માથી ભિન્ન પુત્રાદિ પ્રિય છે એમ કહે છે. તે બંનેને તેમના તે કથનનુ જ્ઞાની તરફથી ઉત્તરરૂપે અપાયેલુ નીચેના શ્લોકમા જણાવેલું વચન અનુક્રમે બોધરૂપ અને શાપરૂપ ફળ ઉત્પન્ન કરે છે. (અર્થાત્ શિષ્યને બ્રહ્મવેત્તાના તે ઉત્તરથી બોધ થાય છે અને પ્રતિવાદીને તે ઉત્તર શાપરૂપ પરિણામ ઉપજાવે છે.)

પ્રતિવચન દેવાયોગ્ય 'स योऽन्यमात्मन प्रिय ब्रुवाण प्रति ब्रूयात् प्रिय त्वां रोत्स्यतीति। (બૃ. ૧. ૪. ૮) તે જે જ્ઞાની આત્માથી અન્ય પદાર્થને પ્રિય કહેનારા શિષ્ય તથા પ્રતિવાદી પ્રતિ કહે છે કે પ્રિય, તને રોવરાવશે ' એ શ્રુતિવાક્યનું અર્થત કથન કરી કહે છે:

**प्रियं त्वां रोत्स्यतीत्येवमुत्तरं वक्ति तत्त्ववित् ।**
**स्वोक्तप्रियस्य दुष्टत्वं शिष्यो वेत्ति विवेकतः ॥६४॥**

તત્ત્વવિદ્ પુરુષ શિષ્ય તથા પ્રતિવાદી બેયના પ્રતિ 'હે શિષ્ય! પ્રતિવાદી! તમારું ધારેલું પુત્રાદિરૂપ જે પ્રિય છે, તે પોતે નાશ પામીને તમને (શિષ્ય અથવા પ્રતિવાદીને) રોવરાવશે' એવી રીતે ઉત્તર કહે છે. (આ એકનુ એક પ્રતિવચન શિષ્ય તથા પ્રતિવાદી બન્નેને ઉત્તરરૂપ થાય છે. તેમાં શિષ્ય પ્રતિ કેવી રીતે ઉત્તર થાય છે, તે સાડા ચાર શ્લોકથી નિરૂપણ કરી દેખાડે છે.) શિષ્ય પોતે કહેલા પ્રિયનુ દુષ્ટત્વ (સદોષપણુ) વિવેકથી જાણી જાય છે.

શિષ્ય પોતે કહેલા પુત્રાદિરૂપ પ્રીતિવિષયની દોષયુક્તતા વક્ષ્યમાણ દોષદૃષ્ટિરૂપ વિચારથી જાણે છે, એમ ગયા શ્લોકમા સૂચવ્યું તે દોષદૃષ્ટિરૂપ વિચારનો પ્રકાર ત્રણ શ્લોકથી વર્ણવી દેખાડે છે.

**अलभ्यमानस्तनयः पितरौ क्लेशयेच्चिरम् ।**
**लब्धोऽपि गर्भपातेन प्रसवेन च बाधते ॥६५॥**
**जातस्य ग्रहरोगादिः कुमारस्य च मूर्खता ।**
**उपनीतेऽप्यविद्यत्वमनुद्वाहश्च पंडिते ॥६६॥**
**यूनश्च परदारादि दारिद्र्यं च कुटुंबिनः ।**
**पित्रोर्दुःखस्य नास्त्यंतो धनी चेन्म्रियते तदा ॥६७**

પુત્ર પહેલા તો પ્રાપ્ત થયો ન હોય, ત્યારે માતા તથા પિતાને ઘણાક કાળ સુધી ક્લેશ આપે છે અને જો પ્રાપ્ત થયો તો ગર્ભપાત તથા પ્રસવ આદિક પીડા કરનાર થાય છે. કદી નિર્વિઘ્ને જન્મ્યો તો તેને સૂર્યાદિક ગ્રહો તથા શીતલા આદિ રોગ વગેરે ચિંતાના હેતુ થાય છે. વળી કુમાર (પાંચ વર્ષ સુધીનુ બાલ્ય) તથા તે પછી પૌગંડ અવસ્થામાં તે પુત્રની મૂર્ખતા ચિંતાજનક થાય છે અને જનોઈ આપ્યા પછી પણ વિદ્યારહિતપણું દુઃખ દે છે અને કદી પંડિત થયો તો વિવાહ ન થાય તે દુઃખ આપે છે. વિવાહ કર્યા પછી પરસ્ત્રી આદિક દુરાચારથી દુઃખ થાય છે. કદી તે ન હોય અને જો તે કુટુંબવાળા પુત્રને દરિદ્રપણું હોય, તો તેથી પણ દુઃખ થાય છે અને ધનવાન થઈને જ્યારે તે પુત્ર મરણ પામે, ત્યારે તો મહાદુઃખદ થાય છે. એ પ્રમાણે એક પુત્રના જ સંબંધમાં વિચાર કરીએ, તો માતા-

પિતાના દુઃખનો કંઈ અંત જ આવે તેવું નથી.

ઉપર જે પુત્રમા દર્શાવ્યા તેવા દોષો સ્ત્રી આદિમા પણ સમજી લેવાના છે, એવા આશયથી ' पुत्रादौ-પુત્રાદિકમા' એવી રીતે કહે છે

**एवं विविच्य पुत्रादौ प्रीतिं त्यक्त्वा निजात्मनि ।**
**निश्चित्य परमां प्रीतिं वीक्षते तमहर्निशम् ॥६८॥**

એ પ્રમાણે ( ૬૪મા શ્લોકથી અહીં સુધી નિરૂપણ કરેલા પ્રકારે) પુત્ર આદિક વિષયસમુદાયને વિષે વિવેક કરી( એટલે કે તે તે પદાર્થોમાં રહેલા દોષોને વિભાગપૂર્વક જાણી)ને તેમાં જે પ્રીતિ છે તેનો ત્યાગ કરી નિજાત્મા જે પ્રત્યગરૂપ સાક્ષી છે તેને વિષે નિરતિશયા પ્રીતિને નિશ્ચિત કરીને તે પરમાત્માને જ રાતદિવસ ( સર્વદા ) અનુસંધાન કરે છે.

એ પ્રમાણે શિષ્ય પ્રતિ ' प्रियं त्वां रोत्स्यति । પ્રિય તને રોવડાવશે' એ ઉત્તરવાક્યની બોધરૂપતા દર્શાવીને હવે તે જ વાક્યની પ્રતિવાદી પ્રત્યે શાપરૂપતા પ્રકટ કરી દેખાડે છે.

**आग्रहाद्ब्रह्मविद्वेषादपि पक्षममुंचतः ।**
**वादिनो नरकः प्रोक्तो दोषश्च बहुयोनिषु ॥ ६९ ॥**

' મેં કહેલું પુત્રાદિકનુ પ્રિયત્વ સર્વથા નહિ છોડુ ' એવા આગ્રહથી અથવા ' આ જ્ઞાનીએ કહેલા અર્થને અન્યથા ઘટાવી દઈશ ' એવા પ્રકારના વિદ્વેષથી પોતે પરિગ્રહ કરેલા પુત્રાદિકના પ્રિયપણારૂપ પક્ષને નહિ છોડનાર અજ્ઞાની વાદીને નરક પ્રાપ્તિ કહેલી છે તેમ જ વળી અનેક પશુપક્ષી કીટપતંગાદિક યોનિને વિષે વારંવાર જન્મ લઈને તે તે પુત્ર સ્ત્રી આદિક ઇષ્ટના વિયોગ તથા અનિષ્ટની પ્રાપ્તિરૂપ દોષ પણ કહેલો છે.

જ્ઞાનીએ કહેલા ' પ્રિય તને રોવડાવશે ' એ એક જ વાક્યને શિષ્ય પ્રતિ ઉપદેશરૂપતા તથા વાદી પ્રતિ શાપરૂપતા બન્ને વિરુદ્ધ ધર્મ એક કાળે કેમ સંભવી શકે? એવી શંકા કરીને, ઉત્તર દેનાર ઈશ્વરરૂપ છે, તેથી તેના અભિપ્રાય અનુસાર બધું હોઈ શકે, એમ માની તે જ્ઞાનીના ઈશ્વરત્વની પ્રતિપાદક શ્રુતિને અર્થથી કહી દેખાડે છે.

**ब्रह्मविद्ब्रह्मरूपत्वादीश्वरस्तेन वर्णितम् ।**
**यद्यत्तत्तत्तथैव स्यात्तच्छिष्यप्रतिवादिनोः ॥ ७० ॥**

બ્રહ્મવિદ્ પુરુષ બ્રહ્મરૂપ હોવાથી તે ઈશ્વર જ[5] છે. તેથી તેણે જે જે કહેલુ છે, તે તે શિષ્ય તથા પ્રતિવાદી પ્રતિ તેમ જ થાય છે. ( અર્થાત્ બ્રહ્મવિદ્‌ને પોતાને બ્રહ્મત્વનો અનુભવ હોય છે તેથી તેનું ઈશ્વરપણું છે જ. આથી કરી તેણે જે શિષ્યાદિક પ્રત્યે જે જે ઇષ્ટ વા અનિષ્ટ કહેવાય છે, તે શિષ્ય તથા પ્રતિવાદીને ક્રમે કરી ઇષ્ટ વા અનિષ્ટ અવશ્ય થાય છે, એવો આશય છે.)

૫. ' ब्रह्मविद् ब्रह्मैव भवति-બ્રહ્મવેત્તા બ્રહ્મરૂપ જ થાય છે ' એ શ્રુતિથી બ્રહ્મવિદ્ પુરુષની બ્રહ્મતા કહી અને બ્રહ્મ તથા ઈશ્વર કંઈ જુદા નથી તેથી તે બ્રહ્મવિદ્ પુરુષ ઈશ્વર જ છે એમ અનુમાનિત રીતે સિદ્ધ કરેલુ છે.

જેઓ સાક્ષીરૂપ આત્માને ઉપાસે છે, તેમને થનારું ફળ કહે છે.

**यस्तु साक्षिणमात्मानं सेवते प्रियमुत्तमम् ।**
**तस्य प्रेयानसावात्मा न नश्यति कदाचन ॥७१॥**

જે પુરુષ તે આત્માને જ અતિ પ્રિય ( નિરતિશય પ્રેમગોચર ) માનીને સેવે છે, ( સદાકાળ સ્મરણ કર્યા કરે છે,) તેનો પરમ પ્રિયરૂપ આ આત્મા કોઈ પણ કાળે નાશ પામતો નથી, અપ્રિય થતો નથી. ( ઇતર અનાત્મને પ્રિય માનનારા પ્રતિવાદીના માનેલા પુત્રાદિરૂપ આત્માની પેઠે નાશ પામતો નથી, કિંતુ સદા એ આનંદરૂપ જ ભાસે છે.)

એવી રીતે આત્માના પરપ્રેમાસ્પદપણારૂપ હેતુને સાધીને હવે ફલિત કહે છે.

**परप्रेमास्पदत्वेन परमानंदरूपता ।**
**सुखवृद्धिः प्रीतिवृद्धौ सार्वभौमादिषु श्रुता ॥७२॥**

સાક્ષીરૂપ આત્માના પરમપ્રેમના સ્થાનપણા વડે તેનુ પરમાનંદરૂપપણુ સિદ્ધ[6] થાય છે. ચક્રવર્તી રાજા આદિમાં જ્યાં જ્યાં પ્રીતિની વૃદ્ધિ થાય છે, ત્યાં ત્યાં સુખની વૃદ્ધિ થાય છે, એમ શ્રુતિઓમાં સાંભળેલુ છે.

૬. પરપ્રેમાસ્પદત્વ હેતુ વડે પરમાનંદરૂપતા સિદ્ધ થાય છે, અહીં આવો અનુમાન પ્રયોગ થઈ શકે છે કે, આત્મા પરમાનંદરૂપ છે, કારણ કે તે પરપ્રેમાસ્પદ છે તેથી જે પરમાનંદરૂપ ન હોય તે નિરતિશય પ્રેમનો વિષય પણ ન હોય, જેના કે ઘટાદિક, આ પ્રમાણે કેવલ–વ્યતિરેકી પ્રયોગ થાય છે. અહીં પરપ્રેમાસ્પદત્વ હેતુનું પરમાનંદરૂપતાના સાધનમા સામર્થ્ય બતાવવા માટે પ્રતિવૃદ્ધિ થાય ત્યા સુખવૃદ્ધિ થાય છે એમ ઉદાહરણથી દેખાડે છે, જેથી સાર્વભૌમ( ચક્રવર્તી )થી માંડીને હિરણ્યગર્ભ પર્યંતનાં સ્થાનોમાં જ્યાં જ્યાં પ્રીતિની વૃદ્ધિ ત્યાં ત્યા સુખની પણ વૃદ્ધિ થાય છે, એમ તૈત્તિરીય તથા

બૃહદારણ્યક બન્ને શ્રુતિઓમા કહેલુ સાભળેલુ છે. આથી પ્રીતિનુ નિરતિશયપણું થાય, ત્યા સુખનું પણ નિરતિશયપણું જાણી શકાય છે.

### આત્માની ચેતનતાની પેઠે પરમાનંદતાની સર્વ વૃત્તિઓ વિષે અપ્રતીતિ

જો આત્માનું પરમાનંદરૂપત્વ હોય, તો ચૈતન્યની પેઠે સ્વરૂપભૂત આનંદની પણ સકળ બુદ્ધિવૃત્તિઓમા અનુવૃત્તિ થવી જોઈએ, એવી શકા કરી કહે છે

**चैतन्यवत्सुखं चास्य स्वभावश्चेच्चिदात्मनः ।**
**धीवृत्तिष्वनुवर्तेत सर्वास्वपि चितिर्यथा ॥ ७३ ॥**

જો ચૈતન્ય(જ્ઞાન)ની પેઠે આનંદ પણ આ ચિદાત્માનો સ્વભાવ (સ્વરૂપભૂત) હોય, તો સર્વ બુદ્ધિવૃત્તિઓને વિષે જેમ ચૈતન્ય અનુવૃત્ત છે, તેમ આ આનંદ પણ અનુવર્તમાન હોવો જોઈએ.

ચૈતન્ય તથા આનદ બન્ને આત્માના સ્વરૂપભૂત છે, તથાપિ વૃત્તિઓને વિષે ચિતિ (જ્ઞાન)જ અનુવૃત્તિ થાય, આનંદની અનુવૃત્તિ ન થાય, એમ દષ્ટાતનો આશ્રય કરી સમજાવી પરિહાર કરે છે:

**नैवमुष्णप्रकाशात्मा दीपस्तस्य प्रभा गृहे ।**
**व्याप्नोति नोष्णता तद्वच्चितेरेवानुवर्तनम् ॥ ७४ ॥**

ચૈતન્યની સાથે આનદની પણ સર્વ વૃત્તિઓમાં અનુવૃત્તિ થવી જ જોઈએ એવુ નથી. જેમ ઉષ્ણતા તથા પ્રકાશ બન્ને દીપના સ્વરૂપભૂત છે, તોપણ તેમાંથી માત્ર દીપની પ્રભા (પ્રકાશ) જ ગૃહને વિષે વ્યાપ્ત થાય છે, કંઈ ઉષ્ણતા વ્યાપ્ત થતી નથી, તેની પેઠે આમા પણ ચૈતન્યમાત્રની જ અનુવૃત્તિ થાય છે. આનદનુ અનુવર્તન થતું નથી.

જો ચિત્ તથા આનદનો અભેદ છે, તો ચૈતન્યની અભિવ્યંજક૭ જે બુદ્ધિવૃત્તિ તેને વિષે જ આનંદની અભિવ્યક્તિ પણ થાય એવી શકા કરી, એવો નિયમ ન હોવામા દષ્ટાત કહી સમાધાન કરે છે:

**गंधरूपरसस्पर्शेष्वपि सत्सु यथा पृथक् ।**
**एकाक्षेणैक एवार्थो गृह्यते नेतरस्तथा ॥ ७५ ॥**

જેમ એક જ વસ્તુમાં રહેલા ગધ, રૂપ, રસ તથા સ્પર્શ; વગેરે ગુણો હોય છે તેમાંથી એક ઘ્રાણઇંદ્રિય વડે એક ગધ ગુણનું જ ગ્રહણ થાય છે; એટલે એક એક ઇંદ્રિયથી એક એક ગુણ જ જણાય છે, બીજો નહિ, તેમ ચિત્ત તથા આનંદના મધ્યમાંથી ચિત્તનું જ ભાસન થાય છે.

૭. આવરણની નિવૃત્તિ કરી ચેતનનો આવિર્ભાવ કરનારી બુદ્ધિવૃત્તિ ચેતનની અભિવ્યંજક કહેવાય છે

ઉપર કહેલા દષ્ટાતનુ દાર્ષ્ટાંતિક (સિદ્ધાત) સાથે વિષમપણુ છે, એમ વાદી શકા કરે છે

**चिदानंदौ नैव भिन्नौ गंधाद्यास्तु विलक्षणाः ।**
**इति चेत्तदभेदोऽपि साक्षिण्यन्यत्र वा वद ॥७६॥**

ચિત્ત તથા આનંદ બન્ને ભિન્ન નથી, અને ગંધાદિક તો પરસ્પર ભિન્ન છે, તેથી દષ્ટાત તથા દાર્ષ્ટાંતિકની વિષમતા થાય છે; એમ જો કહેતા હો તો સિદ્ધાંતી કહે છે કે તમે ચિત્ત તથા આનંદનો જે અભેદ કહ્યો તે અભેદ પણ શુ સાક્ષી વિષે છે? કિંવા અન્યત્ર (બીજે ઠેકાણે) છે? તે કહો. (એટલે કે તે ચિત્ત તથા આનંદનો અભેદ, સાક્ષી આત્મસ્વરૂપમાં છે? અર્થાત્ સ્વાભાવિક છે? કિંવા અન્યત્ર તે સાક્ષીની ઉપાધિભૂત વૃત્તિઓને વિષે છે? અર્થાત્ ઔપાધિક છે?)

ઉપરના બે વિકલ્પમાથી પ્રથમ પક્ષમાં દાર્ષ્ટાંતિકનું સામ્ય કહે છે

**आद्ये गंधादयोऽप्येवमभिन्नाः पुष्पवर्तिनः ।**
**अक्षभेदेन तद्भेदे वृत्तिभेदात्तयोर्भिदा ॥ ७७ ॥**

જો પહેલો પક્ષ એટલે સાક્ષીને વિષે ચિત્ત તથા આનંદનો અભેદભાવ છે એમ કહો, તો પુષ્પમાં રહેલાં ગધાદિક પણ તેવી જ રીતે અભિન્ન છે. (કેમકે ઇતર રસ આદિકને છોડીને એક ગંધનુ જ કંઈ ગ્રહણ થઈ શકતું નથી) અને જો બીજો પક્ષ લઈ એમ કહો કે ઇંદ્રિયોના ભેદને લઈને તે ગંધાદિકનો ભેદ છે (અર્થાત્ તે ગંધાદિકનાં ગ્રાહક ઘ્રાણાદિ ઇંદ્રિયોના ભેદને લીધે તે ગંધાદિકનો ભેદ અંગીકાર કરશું) તો એ ભેદ તો વૃત્તિઓના ભેદને અવલંબીને થયો, તેમ વૃત્તિભેદને લઈને તો ચિત્ત તથા આનંદનો પણ ભેદ હો (એટલે કે વૃત્તિભેદે કરીને ચિદાનંદની અભિવ્યક્તિની હેતુભૂત રાજસ અને સાત્વિક વૃત્તિઓનો ભેદ હોવાથી તે ચિત્ત તથા આનંદનો ભેદ થઈ શકશે).

ત્યારે ચિત્ તથા આનદનું ઐક્ય ક્યા ઉપલબ્ધ થાય? એવી શકા કરી કહે છે:

सत्त्ववृत्तौ चित्सुखैक्यं तद्वृत्तेर्निर्मलत्वतः ।
रजोवृत्तेस्तु मालिन्यात्सुखांशोऽत्र तिरस्कृतः ॥७८

શુભ કર્મના યોગે પ્રાપ્ત થયેલી સત્ત્વગુણના પરિણામરૂપ બુદ્ધિવૃત્તિને વિષે ચૈતન્ય તથા આનંદ એ બેયનું એકત્વ ભાસે છે; કારણ કે તે સત્ત્વગુણી બુદ્ધિનું નિર્મળપણું હોય છે અને ચિત્ત તથા આનદનો જે ભેદ ભાસે છે, તેનું કારણ એમ છે કે, રજોગુણની જે વૃત્તિ છે તે મલિન છે તેથી એને વિષે આનદનો અંશ તિરોહિત (આચ્છાદિત) રહે છે.

વિદ્યમાન એવા સુખાશના તિરસ્કારમાં દૃષ્ટાંત કહે છે

तिंतिणीफलमत्यम्लं लवणेन युतं यदा ।
तदाम्लस्य तिरस्कारादीषदम्लं यथा तथा ॥७९॥

જેમ અતિ ખાટુ આમલીનુ ફળ, જ્યારે લવણથી (મીઠાથી) સંયુક્ત હોય, ત્યારે કેટલેક અંશે અમ્લપણાનો તિરસ્કાર થવાથી થોડું ખાટું હોય છે, તેમ જ રજોવૃત્તિમાં આનંદનો તિરોભાવ હોવાથી અલ્પભાન થાય છે.

### યોગ તથા વિવેકની તુલ્યતા

ગૂઢ અભિપ્રાયની વાદી મૂળમાં જ શંકા કરે છે:

ननु प्रियतमत्वेन परमानंदताऽऽत्मनि ।
विवेक्तुं शक्यतामेवं विना योगेन किं भवेत् ॥८०॥

ભલે ઉક્ત પ્રકારે પ્રિયતમત્વ હેતુથી આત્માને વિષે પરમાનંદરૂપત્વ વિવેકપૂર્વક જાણી શકાય; તથાપિ યોગ વિના શું થાય? (અર્થાત્ ઉક્ત ગૌણ મિથ્યાત્મરૂપથી તથા પ્રિય–ઉપેક્ષ્ય–દ્વેષ્યથી પણ આત્માને વિવિક્તરૂપે જાણી શકવારૂપ જે વિવેક કહ્યો તે મુક્તિસાધન નથી; કેમકે અપરોક્ષજ્ઞાન દ્વારા મુક્તિનો હેતુ યોગ કહેલો છે, એવો અંતર્ગત અભિપ્રાય છે, તેને જ ગૂઢ અભિપ્રાય શબ્દથી કહેલો છે.)

ગૂઢાભિપ્રાય પ્રશ્નનો ગૂઢાભિપ્રાયવાળો થઈને જ સિદ્ધાંતી ઉત્તર કહે છે

यद्योगेन तदेवेति वदामो ज्ञानसिद्धये ।
योगः प्रोक्तो विवेकेन ज्ञानं किं नोपजायते ॥८१॥

જે યોગે કરીને થાય, તે જ (વિવેકે કરીને પણ થાય) એમ અમે કહીએ છીએ. (અર્થાત્ જેમ યોગ અપરોક્ષજ્ઞાનનો હેતુ છે તેમ વિવેક પણ છે એવો ગૂઢ અભિપ્રાય છે.) જ્ઞાનની સિદ્ધિને અર્થે જે યોગ કહ્યો છે, એમ કહો તો વિવેકથી શું જ્ઞાન ઉત્પન્ન થતું નથી? (અર્થાત્ જેમ પૂર્વ ગ્રંથમાં અપરોક્ષજ્ઞાનના સાધન તરીકે યોગને કહ્યો તેમ આ અધ્યાયમા કહેલા ગૌણાદિકપણાના વિવેક દ્વારા કોશપંચકના વિવેકે કરીને પણ જ્ઞાન ઉત્પન્ન થાય છે; એવો અભિપ્રાય છે.)

ઉપરના કથનને ટેકો આપનારું શું પ્રમાણ છે? ત્યાં કહે છે કે:

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
इति स्मृतं फलैकत्वं योगिनां च विवेकिनाम् ॥८२

જે બ્રહ્મરૂપ સ્થાન આત્મા–અનાત્માનો વિવેક કરનારાઓ વડે પ્રાપ્ત કરવામાં આવે છે, તે જ સ્થાન યોગીઓ વડે પણ પ્રાપ્ત કરાય છે, એ પ્રમાણે યોગીઓના અને વિવેકીઓના ફળનુ એકપણું સ્મૃતિમાં (ભગવદ્ગીતામા) જણાવેલું છે. (અર્થાત્ તે બંનેને આત્મજ્ઞાન દ્વારા મોક્ષરૂપ એક જ ફળ થાય છે એમ કહ્યું છે.)

જો વિવેક વડે અને યોગ વડે એક જ ફળ થતુ હોય, તો પછી શાસ્ત્રોમા તે બેમાંથી એકનુ જ પ્રતિપાદન કરવું જોઈએ, તે બન્નેનું પ્રતિપાદન ન કરવું જોઈએ, આવી શંકા ગ્રહણ કરીને અધિકારીઓના ભેદથી બન્ને પ્રકારનું પ્રતિપાદન શાસ્ત્રમાં કર્યું છે એમ જણાવે છે.

असाध्यः कस्यचिद्योगः कस्यचिज्ज्ञाननिश्चयः ।
इत्थं विचार्य मार्गौ द्वौ जगाद परमेश्वरः ॥८३॥

કોઈકને યોગ અસાધ્ય હોય છે અને કોઈકને જ્ઞાનનો નિશ્ચય અસાધ્ય (દુઃખસંપાદ્ય) હોય છે, એમ વિચારીને પરમેશ્વરે જ બે માર્ગ કહેલા છે. અર્થાત્ અધિકારી પરત્વે જ્ઞાન તથા યોગ બને ઉપયોગી છે, તેથી એકેયની વૈયર્થ્યશંકા થઈ શકતી નથી.

ભલા અત્યંત આયાસથી સાધ્ય યોગનો વગર પરિશ્રમે સુલભ એવા વિવેકના કરતાં કોઈ વિશેષતા કહેવી જોઈએ, એવી આશંકા વાદી કરે તેના પ્રતિ સિદ્ધાંતી, શું તે યોગનો અતિશય, યોગ, અપરોક્ષજ્ઞાનનો જનક છે તેને લીધે કહેવાનો છે? અથવા તો તે યોગ રાગદ્વેષની નિવૃત્તિનો હેતુ છે તેથી? કે એ યોગ દ્વૈતના અનુપલંભનુ કારણ થાય છે તેથી? એમ ત્રણ વિકલ્પ કરી પ્રથમ વિકલ્પમાં યોગ તથા વિવેકના ફળની સમતા દર્શાવે છે.

योगे कोऽतिशयस्तेऽत्र ज्ञानमुक्तं समं द्वयोः ।
रागद्वेषाद्यभावश्च तुल्यो योगिविवेकिनोः ॥८४॥

જ્યારે વિવેક તથા યોગ બનેમા જ્ઞાનલક્ષણ ફળ સમાન કહ્યું, ત્યારે તે યોગમાં અતિશય (વિશેષ) શો ? કંઈ પણ વિશેષ નથી. કદી રાગ દ્વેષાદિકનો અભાવ કહો તો તે પણ યોગી તથા વિવેકી બનેને તુલ્ય જ છે. (અર્થાત્ એમાં પણ કશો અતિશય નથી.)

વિવેકી જ્ઞાનીને રાગાદિકના અભાવનું ઉપપાદન કરે છે·

न प्रीतिर्विषयेष्वस्ति प्रेयानात्मेति जानतः ।
कुतो रागः कुतो द्वेषः प्रातिकूल्यमपश्यतः ॥८५॥

આત્મા સર્વથી અધિક પ્રિય છે એમ જાણુનારા વિવેકીને વિષયોને વિષે તો પ્રીતિ હોય નહિ તેથી તેમાં રાગ ક્યાંથી હોય? કારણ કે રાગ થવાનો હેતુ જે અનુકૂળતાજ્ઞાન તે જ્ઞાનીને કોઈ પણ વિષયમાં હોતું નથી, એટલે પછી રાગ ક્યાથી!! તેમ કોઈ પણ પદાર્થમાં પ્રતિકૂળપણાના જ્ઞાનનો અભાવ હોય છે, તેથી તેને દ્વેષ પણ ક્યાથી હોય? (અર્થાત્ જ્ઞાનીને રાગ–દ્વેષ હોતા જ નથી.)

કદી એમ કહો કે વિવેકીને વ્યવહારદશામા પોતાના દેહને ઉપદ્રવ કરનારા ચાચડ–માકડ આદિકમા કોઈ વખત દ્વેષ જોવામા આવે છે, તો તેવો દ્વેષ તો યોગીને પણ સમાન છે. એમ કહી શકાનો પરિહાર આપે છે·

देहादेः प्रतिकूलेषु द्वेषस्तुल्यो द्वयोरपि ।
द्वेषं कुर्वन्न योगी चेदविवेक्यपि तादृशः ॥८६॥

દેહાદિકને પ્રતિકૂળ (હરકત કરનારા) ચાચડ, માકડ, વીંછી વગેરેમા જે દ્વેષ કહ્યો તે તો યોગી વિવેકી બન્નેને પણ તુલ્ય છે (સરખો જ થાય છે). દ્વેષ કરતો પુરુષ યોગી જ નહિ, એમ જો કહો તો તેવો દ્વેષ કરતો પુરુષ અવિવેકી પણ હો. (અર્થાત્ વીંછી આદિક પ્રતિકૂળ વસ્તુમાં દ્વેષ કરતા પુરુષનુ તે કાળે યોગીત્વ જ અંગીકાર કરાતું નથી. ત્યારે તેવા દ્વેષ કરતા પુરુષનુ તે કાળે વિવેકીપણુ પણ અમે અગીકાર નહિ કરીએ, એમ માનવામાં અમને કશું અનિષ્ટ નથી.)

વળી યોગવાદી શકા કરે છે કે, વિવેકીને દ્વૈતદર્શન રહે છે અને યોગીને તે નથી હોતું, એ ત્રીજા વિકલ્પમા કહેલો યોગીનો અતિશય સંભવશે આ શકાની સામે સિદ્ધાતી વિકલ્પ કરે છે કે વિવેકીને જે દ્વૈતદર્શન કહ્યું તે શુ વ્યવહારદશામા કહેવાય છે કે બીજા સમયમા? આવા બે વિકલ્પ મા 'તે તો યોગીને પણ સમાન છે' એમ કહી સમાધાન આપે છે

द्वैतस्य प्रतिभानं तु व्यवहारे द्वयोः समम् ।
समाधौ नेति चेत्तद्वन्नाद्वैतत्वविवेकिनः ॥८७॥

વ્યવહારના દ્વૈતનુ ભાન તો યોગી વિવેકી બન્નેને સમાન છે. કદી કહો કે યોગીને સમાધિકાળમા દ્વૈતનુ ભાન હોતું નથી, તો વિવેકીને પણ યોગીની પેઠે અદ્વૈતપણુ શું નથી ભાસતું? (અર્થાત્ અદ્વૈતભાવ કહો અથવા દ્વૈત અદર્શન કહો, બેય શબ્દ માત્રથી જ ભિન્ન છે, અર્થ તો ઉભયત્ર સમાન જ છે)

એ વિવેકી (જ્ઞાની)ને દ્વૈતદર્શનનો અભાવ ક્યા પ્રકારે થાય છે? એમ આશંકા કરી, હવે પછીના તેરમા અધ્યાયમા તે પ્રકારે હેતુ તથા યુક્તિથી ઉપપાદિત કરીશુ, એમ કહે છે

विवक्ष्यते तदस्माभिरद्वैतानंदनामके ।
अध्याये हि तृतीयेऽतः सर्वमप्यतिमंगलम् ॥८८॥

તે દ્વૈત દર્શનનો અભાવ અદ્વૈતાનદ નામના તૃતીય (આદિથી તેરમા) પ્રકરણને વિષે અમે નિરૂપણ કરશું તેથી અમારું કહેવું સર્વ મંગલરૂપ જ છે (નિર્દોષ હોઈને ઉપપન્ન થાય છે).

યોગવાદી શકા કરે છે કે દ્વૈતના દર્શનના અભાવ સહિત આત્મદર્શનવાળો પુરુષ તો યોગી જ કહેવાશે તે સામે સિદ્ધાતી એ વાત અમારે ઇષ્ટાપત્તિરૂપ૮ છે, એમ કહી પરિહાર આપે છે -

सदा पश्यन्निजानंदमपश्यन्निखिलं जगत् ।
अर्थाद्योगीति चेत्तर्हि संतुष्टो वर्धतां भवान् ॥८९॥

નિજાનદને સદાકાળ દેખતો (અનુભવતો) અને તે સાથે સકળ જગતને નહિ દેખતો (જગતનાં અનુસધાનથી રહિત) એવો તે જ્ઞાની વર્તે છે, એમ જો કહેતા હો તો સિદ્ધાતી કહે છે કે, ત્યારે તો હે વાદી! તમે સતુષ્ટ થઈને વૃદ્ધિ પામો. એટલે કે એવા જ્ઞાનીને તમે જો યોગી કહો તો તે અમારે ઇષ્ટાપત્તિરૂપ છે.

૮. સામો પ્રતિપક્ષ દૂષણના રૂપમા આરોપ કરતો હોય, પણ તે વિષય જો વાદીના અભિમતથી વિરુદ્ધ નહિ પણ ઊલટુ વાદીના મતમાં અભીષ્ટ સિદ્ધાતે અનુકૂળ હોય તો તેવા પર્યનુયોગને ઇષ્ટાપત્તિ કહે છે. વાદીની દૃષ્ટિથી 'ઇષ્ટ' અને પ્રતિવાદીની દૃષ્ટિથી તે આપત્તિના રૂપમા મૂકે છે, તેથી ઇષ્ટાપત્તિ કહેવાય છે.

સમગ્ર અધ્યાયનું તાત્પર્ય સંક્ષેપથી કહી દેખાડે છે.

**ब्रह्मानंदाभिधे ग्रंथे मंदानुग्रहसिद्धये।**
**द्वितीयाध्याय एतस्मिन्नात्मानंदो विवेचितः॥९०॥**

બ્રહ્માનંદ નામના પાંચ અધ્યાયના ગ્રંથમાં આવેલા આ દ્વિતીય અધ્યાયને વિષે મંદ બુદ્ધિવાળા અધિકારીઓના અનુગ્રહ સિદ્ધિ (બોધ દ્વારા ઉદ્ધાર થવા)ને અર્થે પ્રત્યગાત્માના સ્વરૂપભૂત આનંદનું વિવેચન કરવામાં આવ્યું.

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'બ્રહ્માનંદાંતર્ગત આત્માનંદ' નામનું બારમું પ્રકરણ સમાપ્ત**

**'બ્રહ્માનંદાંતર્ગત આત્માનંદનું' મનન**

પ્રત્યગાત્માના સ્વરૂપભૂત આનન્દનું પ્રતિપાદક હોવાથી આ પ્રકરણને આત્માનંદ એવું નામ આપ્યુ છે. આરંભમા વાસનાનંદ તથા બ્રહ્માનંદથી ઇતર જે નિજાનદ તેને યોગી ભલે જાણો, પણ તેમાં મૂઢ જનોની શી ગતિ? એવો આક્ષેપ કરીને આત્માનદના અધિકારીઓને માટે આત્માની ત્રિવિધતા દર્શાવી મદબુદ્ધિના અધિકારીઓને આત્માનંદે કરી બોધન કરવાથી યોગ્યતા કહી આ વિષયમા યાજ્ઞવલ્કય તથા તેની સ્ત્રી મૈત્રેયીના આખ્યાનરૂપે બૃહદારણ્યક ઉપનિષદનાં વાક્યો આપી એમ સિદ્ધ કર્યું કે. પતિ પત્ની ઇત્યાદિકને વિષે જે પ્રીતિ છે તે આત્માને અર્થે છે, માટે આત્મા સર્વના કરતા પ્રિયતમ છે. ત્યા એવી આશંકા કરી કે. નિજાત્મામા જે પ્રીતિ કહી તે શુ રાગરૂપા છે? શ્રદ્ધારૂપા છે? કિંવા ભક્તિરૂપા છે? સમાધાનમા જણાવ્યુ કે રાગ (આસક્તિ) તો સ્ત્રીઆદિકમા હોય, શ્રદ્ધા યજ્ઞાદિક કર્મમાં હોય અને ભક્તિ તો ગુરુદેવાદિકમાં હોય, આ તો ત્યાજ્યતા ઉપાદેયતા તથા ઉપેક્ષ્યતાથી રહિત કેવળ સ્વરૂપભૂત પ્રિયતા છે એમ કહી તે વિષયમાં અનેક દૃષ્ટાંતો આપી આત્મા શેષી છે તથા સ્ત્રીપુત્રાદિક તેનાં શેષ (ઉપકરણરૂપ) છે એમ પ્રતિપાદિત કર્યું અને તેને માટે જીવાત્મા છે તે મિથ્યાત્મા, પુત્રાદિક ગૌણાત્મા તથા સાક્ષી મુખ્યાત્મા, એવી રીતે આત્માનું ત્રિવિધપણુ દર્શાવ્યુ. માર્ગમા પડેલ તૃણાદિક ઉપેક્ષ્ય, વ્યાઘ્રસર્પાદિક દ્વેષ્ય, પ્રીતિવિષય અનાત્મવસ્તુ પ્રિય, તથા આત્મા પ્રિયતમ, એમ કહી વસ્તુતાથી કશુ દ્વેષ્ય કે પ્રિય નથી, કેમકે જે વ્યાઘ્ર દ્વેષ્ય કહ્યા તે જ જો સામે મારવાની ઇચ્છાથી આવતો હોય તો દ્વેષ્ય થાય છે ને જો એની મેળે પાછો ફરી જતો હોય તો ઉપેક્ષ્ય થાય છે અને વ્યાઘ્ર જો પાળેલો હોય તો વખતે વિનોદાર્થ પણ થાય છે. આ ઉપરથી અનુકૂળ હોય તે પ્રિય, પ્રતિકૂળ હોય તે દ્વેષ્ય અને બન્નેનો અભાવ તે ઉપેક્ષ્ય એવું સામાન્ય લક્ષણ કહ્યું. આત્મા પ્રિયતમ છે, શેષ પુત્રાદિક પ્રિય છે અને તેથી અન્ય પદાર્થો યથાવસર દ્વેષ્ય તથા ઉપેક્ષ્ય થાય છે; એમ લોકવ્યવસ્થાનુસારી યાજ્ઞવલ્કયનો મત છે. અહીં તત્ત્વવિદ્ 'આત્મા સાક્ષી—અન્ય દશ્યમાત્રથી પ્રિયતમ છે' એવા નિર્ણયવાળો હોય છે; અને મૂઢ 'પુત્રાદિ પ્રિયતમ છે અને તેને ભોગવવા માટે સાક્ષી છે' એમ માને છે. બન્ને જણા આત્માથી અન્યને તો પ્રિય કહે છે પણ મૂઢે માનેલું પુત્રાદિક પ્રિય 'તને રોવડાવશે' એમ શ્રુતિ શાપરૂપે ઉપદેશ કરે છે અને 'બ્રહ્મવિદ્ પુરુષ તો બ્રહ્મ જ છે' એમ શ્રુતિ વરદાનરૂપે ઉપદેશ કરે છે; અને યોગનું પણ પરમ પ્રયોજન એમ છે એમ સિદ્ધ કરવા 'જે જ્ઞાનથી સ્થાન મળે છે તે યોગે કરીને પણ પમાય છે' એમ સાંખ્ય તથા યોગનુ ફલૈકત્વ દર્શાવી પ્રકરણોપસંહાર કર્યો.

# ૧૩: બ્રહ્માનંદાંતર્ગત અદ્વૈતાનંદ

## બ્રહ્મના વિવર્તરૂપ જગતની અનિર્વચનીયતા

### આનંદરૂપ બ્રહ્મના વિવર્તભૂત જગતની બ્રહ્મથી અભિન્નતા

પ્રથમ (અગિયારમા) અધ્યાયમાં કહ્યું કે બ્રહ્માનંદ, વિદ્યાનંદ તથા વિષયાનદ, એ પ્રમાણે આનંદ ત્રણ પ્રકારનો છે અને પાછુ બીજા (બારમા) અધ્યાયમા તેથી અતિરિક્ત આત્માનંદનું નિરૂપણ કર્યું, તેથી પ્રથમની પ્રતિજ્ઞાને વિરોધ આવે છે એવી શંકા કરીને, ગ્રંથારંભમાં કહે છે:

**योगानंदः पुरोक्तो यः स आत्मानंद इष्यताम्।**
**कथं ब्रह्मत्वमेतस्य सद्वयस्येति चेच्छृणु॥१॥**

જે યોગાનંદ પૂર્વે (અગિયારમા પ્રકરણમાં) કહેલો છે તે યોગાનંદ આત્માનંદ[1] છે એમ સમજવું. દ્વૈતથી યુક્ત એવા આ આત્માનંદનું બ્રહ્મપણું કેવી રીતે સંભવે, એમ જો તમે કહો તો તેનું સમાધાન સાંભળો.

૧. જેમ પ્રતિજ્ઞાવિષય કરેલા બ્રહ્માનંદને જ, યોગજન્ય સાક્ષાત્કારનો વિષય હોવાને લીધે યોગાનંદ કહ્યો, તેને જ ફરીને નિરૂપાધિકપણાને લઇને નિજાનંદપણાનો પણ વ્યવહાર કહ્યો, તેમ તે બ્રહ્માનંદને ગૌણ, મિથ્યા. તથા મુખ્ય, એ ત્રિવિધ આત્માના વિવેચને કરી જાણ-

[illegible] આનંદને [illegible]

[illegible]

आकाशादिस्वदेहान्तं तैत्तिरीयश्रुतीरितम् ।
जगन्नास्त्यन्यदानंदादद्वैतब्रह्मता ततः ॥२॥

તૈત્તિરીય ઉપનિષદમાં કહેલું આકાશથી માંડીને પોતાના શરીર પર્યંતનું જગત પોતાના વિવર્તોપાદાનરૂપ આનંદથી ભિન્ન નથી; તેથી આ આનંદનું અદ્વિતીય બ્રહ્મપણું સિદ્ધ છે.

૨ 'तस्माद् वा एतस्मादात्मन आकाशः सम्भूतः । (તૈ. ઉ. ૨.૧) તે આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું ઇત્યાદિ તૈત્તિરીય શ્રુતિમાં કહેલું આકાશથી આદિ લઈને પોતાના દેહ પર્યંતનું જે જગત તે આનંદથી અન્ય (અતિરિક્ત) છે જ નહિ, તેથી આત્માનંદની અદ્વૈત બ્રહ્મરૂપતા છે જ. અર્થાત્ સજાતીય મનાયેલા પુત્રાદિક સંબંધી તથા દેહાદિક મિથ્યાત્મા, તેઓને તૈત્તિરીય શ્રુતિનિરૂપિત આકાશાદિક જગતના અંતર્પાતી (અંતર્ગત) હોવાથી અને આકાશાદિક જગત આનંદથી ભિન્ન નહિ હોવાથી, તે આત્માનંદની અદ્વિતીય બ્રહ્મરૂપતા સર્વથા સિદ્ધ છે.

ઉપર કહેલી તૈત્તિરીય શ્રુતિમાં આત્માની કારણતા સંભળાય છે, કંઈ આનંદની કારણતા નથી કહેલી એવી આશંકા કરીને, તે જ શ્રુતિનું 'आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । (તૈ. ઉ. ૬) આનંદથી જ આ સઘળા ભૂત-પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે' ઇત્યાદિ વાક્યનો અર્થ તે કહી દેખાડે છે

आनंदादेव तज्जातं तिष्ठत्यानंद एव तत् ।
आनंद एव लीनं चेत्युक्तानंदात्कथं पृथक् ॥३॥

તે (જગત) આનંદથી જ ઉત્પન્ન થયેલું છે, આનંદને વિષે જ સ્થિતિ કરી રહ્યું છે, તેમ આનંદને વિષે જ લીન થાય છે; એટલે પછી ઉપર કહેલા આનંદથી જગત કેમ પૃથક્[3] હોય?

૩ અહીં એવું એક અનુમાન સૂચિત થાય છે કે, આ જગત આનંદથી ભેદ પામતું નથી; કારણ કે તે આનંદનું કાર્ય છે તેથી, જે જેનું કાર્ય હોય તે તેથી ભેદ પામે નહિ. જેમાં કે મૃત્તિકાનાં કાર્ય ઘટાદિક તેની [illegible] મૃત્તિકાથી ભેદ પામતા નથી તેમ.

કુંભારથી ઉત્પન્ન થયેલો ઘટ જેમ કુંભારથી ભિન્ન છે તેમ આનંદથી ઉત્પન્ન થયેલું જગત આનંદથી ભિન્ન હોવું જોઈએ, એવી શંકા કરીને તેનું સમાધાન કરે છે

कुलालाद्घट उत्पन्नो भिन्नश्चेति न शंक्यताम् ।
मृद्वदेष उपादानं निमित्तं न कुलालवत् ॥४॥

કુંભારથી ઘટ ઉત્પન્ન થયો અને તે ઘટ કુંભારથી ભિન્ન છે, એમ શંકા કરવી નહિ; કારણ કે આ આત્માનંદ ઘટના ઉપાદાન કારણ મૃત્તિકાની પેઠે જગતનું ઉપાદાન કારણ થાય છે. કંઈ ઘટના નિમિત્ત કારણ કુંભારની પેઠે જગતનું નિમિત્ત કારણ થતો નથી.

કુંભારને ઉપાદાનકારણપણું કેમ નહિ? એમ શંકા કરી, સ્થિતિ તથા લયના આધારપણારૂપ ઉપાદાનપણાનું લક્ષણ કુંભારમાં નથી તેથી એમ કહે છે

स्थितिर्लयश्च कुंभस्य कुलाले स्तो न हि क्वचित् ।
दृष्टौ तौ मृदि तद्वत्स्यादुपादानं तयो श्रुतेः ॥५॥

કુંભની સ્થિતિ તેમ જ લય ક્યાંય પણ કુંભારને વિષે થતા નથી, તેથી કુંભારને ઉપાદાનકારણતા ઘટી શકતી નથી અને તે ઘટની સ્થિતિ તથા લય, તેની ઉપાદાનભૂત મૃત્તિકાને વિષે જ દેખાય છે (પ્રત્યક્ષ ઉપલબ્ધ થાય છે), માટે જેમ ઘટનું મૃત્તિકા ઉપાદાન છે, તેમ જગતનું પણ આનંદ ઉપાદાન કારણ થાય છે; કેમકે તે જગતની સ્થિતિ તથા લય બેયનું આનંદહેતુકત્વ શ્રુતિમાં કહેલું છે. (અર્થાત્ 'આનંદથી જે આ ભૂત માત્ર ઉત્પન્ન થાય છે' ઇત્યાદિ તૈત્તિરીય શ્રુતિમાં જગતની સ્થિતિ તથા લયનો હેતુ એ આનંદને જ કહેલો છે, તેથી એ જગતનું ઉપાદાન હોઈ શકે છે.)

આનંદને પોતાનું અભિમત જગતનું ઉપાદાનપણું કહેવા માટે તે ઉપાદાનના અવાંતર ભેદ કહે છે

उपादानं त्रिधा भिन्नं विवर्ति परिणामि च ।
आरंभकं च तत्रांत्यौ न निरंशेऽवकाशिनौ ॥६॥

વિવર્તી, પરિણામી અને આરંભક, એવી રીતે ઉપાદાન ત્રણ પ્રકારનું છે, તેમાંથી અંત્ય જે આરંભ તથા પરિણામ કહ્યા તે તો નિરંશ (નિરવયવ) વસ્તુને વિષે ઘટી શકે નહિ (એટલે માત્ર વિવર્ત પક્ષ જ શેષ રહે છે).

ઉપર કહેલા આરંભ તથા પરિણામનું નિરંશ પદાર્થમાં નિરવકાશપણું દર્શાવવા માટે પ્રથમ આરંભવાદીના મતનો અનુવાદ કરે છે

**आरंभवादिनोऽन्यस्मादन्यस्योत्पत्तिमूचिरे ।**
**तंतोः पटस्य निष्पत्तेर्भिन्नौ तंतुपटौ खलु ॥७॥**

આરંભવાદી વૈશેષિક વગેરે અન્યથી અન્યની ઉત્પત્તિ માની બેઠા છે. (અર્થાત્ કાર્યની અપેક્ષાએ ભિન્ન જે કારણ, તેથી તે કારણની અપેક્ષાએ ભિન્ન જે કાર્ય તેની ઉત્પત્તિ માને છે.) કારણ કે તંતુમાંથી, તંતુથી ભિન્ન પટની ઉત્પત્તિ દેખાય છે તેથી, અને ભિન્ન પરિણામવાળા હોવાથી તેમ ભિન્ન અર્થક્રિયાવાળા હોવાથી તંતુ તથા પટ ભિન્ન છે.

હવે પરિણામવાદીના માનેલા પરિણામનું સ્વરૂપ દર્શાવે છે:

**अवस्थांतरतापत्तिरेकस्य परिणामिता ।**
**स्यात्क्षीरं दधि मृत्कुंभः सुवर्णं कुंडलं यथा ॥८॥**

એક જ વસ્તુને જે અવસ્થાંતરતા પ્રાપ્ત થવી અર્થાત્ પૂર્વ અવસ્થાના ત્યાગપૂર્વક બીજી અવસ્થાની પ્રાપ્તિ થવી, તે પરિણામ કહેવાય છે. જેમકે ક્ષીર (દૂધ) દૂધ નામથી ઓળખાવાપણાને છોડી દઈ દહીં બની જાય છે, વળી જેમ મૃત્તિકા કુંભ થાય છે અને સુવર્ણ કુંડલ થઈ જાય છે તેમ.

હવે સ્વાભિમત વિવર્તનું સ્વરૂપ તથા લક્ષણ કહે છે

**अवस्थांतरभानं तु[4] विवर्तो रज्जुसर्पवत् ।**
**निरंशेऽप्यस्त्यसौ व्योम्नि तलमालिन्यकल्पनात् ॥९॥**

દોરડીમાં સાપની પેઠે એક વસ્તુની અન્ય અવસ્થારૂપે પ્રતીતિ થવી તે વિવર્ત કહેવાય છે. આ વિવર્ત આકાશમાં કડાઈના તળિયાના જેવી અને આસમાની રંગની પ્રતીતિની પેઠે નિરંશ વસ્તુમાં પણ સંભવી શકે છે.

૪ આ શ્લોકમાં જે 'તુ' શબ્દ છે તે, પ્રથમ કહેલા આરંભ તથા પરિણામ એ બેય પક્ષના કરતાં આ વિવર્ત પક્ષનું વિલક્ષણપણું દર્શાવે છે.

ત્રિવિધ ઉપાદાનનિરૂપણનો ફલિત અર્થ કહી બતાવે છે·

**ततो निरंश आनंदे विवर्तो जगदिष्यताम् ।**
**मायाशक्तिः कल्पिका स्यादैंद्रजालिकशक्तिवत् ॥**

નિરંશને વિષે પણ વિવર્ત સંભવે છે તેથી નિરંશ એવા આનંદને વિષે આ જગત વિવર્તરૂપ (કલ્પિત) છે, એમ અંગીકાર કરવું જોઈએ. આ અદ્વિતીય આનંદમાં જગતકલ્પનાની અનુપપત્તિ પણ નથી; કેમકે માયા (શક્તિ) એ વિવર્તની કલ્પિકા (કલ્પવાવાળી) છે. જેમ ઐંદ્રજાલિકમાં રહેલી મણિમંત્રાદિરૂપ માયાની જે શક્તિ છે, તે ગંધર્વનગરાદિકનું કલ્પન કરે છે, તેમ આ મહેશ્વરનિષ્ઠ માયાશક્તિ નાનાવિધ જગતની કલ્પના કરવા સમર્થ છે

**ધાત્રીકથા સહિત શક્તિનું અનિર્વચનીયપણું**

એ આનંદાત્માથી અતિરિક્ત માયાશક્તિનો અંગીકાર કરીશું, તો દ્વૈતાપત્તિ (અદ્વૈતહાનિરૂપ અનિષ્ટ) થાય છે, એવી શંકા કરીને, તે માયા અનિર્વચનીય હોવાથી અનૃત છે, એમ સિદ્ધ કરવા માટે ઉત્તર ગ્રંથમાં લૌકિક અગ્નિ આદિકની દાહક પ્રકાશકાદિક શક્તિઓનું ભેદે કરી અથવા અભેદે કરી નિર્વચન કરવાનું અશક્યપણું દર્શાવે છે·

**शक्तिः शक्तात्पृथङ्नास्ति तद्वद्दृष्टेर्न चाभिदा ।**
**प्रतिबंधस्य दृष्टत्वाच्छक्त्यभावे तु कस्य सः ॥११**

કોઈ પણ શક્તિ તે શક્તિવાળાથી ભિન્ન હોતી નથી, એમ જોવામાં આવે છે અને તે શક્તિનો પ્રતિબંધક સામગ્રી વડે પ્રતિબંધ થવાનું જોવામાં આવે છે; તેથી તે શક્તિનો શક્તિવાળાથી અભેદ પણ નથી. શક્તિવાળાથી શક્તિ ભિન્ન નથી એમ કહીને જો શક્તિનો અભાવ માનવામાં આવે, તો તે પ્રતિબંધ કોનો થાય છે? તે કહો. (પદાર્થથી શક્તિ ભિન્ન છતાં પણ તે જોવામાં આવતી નથી.)

ઇંદ્રિયોથી ગ્રહણ ન કરી શકાય એવી શક્તિનો પ્રતિબંધ જ કેમ જાણી શકાય? એવી શંકા કરી કહે છે·

**शक्तेः कार्यानुमेयत्वादकार्ये प्रतिबंधनम् ।**
**ज्वलतोऽग्नेरदाहे स्यान्मंत्रादिप्रतिबंधता ॥१२॥**

પદાર્થની શક્તિનું તેના કાર્ય વડે અનુમેયપણું હોવાથી જ્યારે કાર્ય ન થાય, ત્યારે તેના પ્રતિબંધયુક્તપણાનું મનુષ્યને ભાન થાય છે. બળતા અગ્નિથી જ્યારે દાહ્ય પદાર્થનો દાહ ન થાય ત્યારે મંત્રાદિ વડે (મણિ, મંત્ર અને ઔષધિ વડે) તેના પ્રતિબંધયુક્તપણાની કલ્પના થાય છે.

એ પ્રકારે લૌકિકશક્તિને સ્વરૂપથી તથા પ્રમાણથી કહી બતાવી હવે માયાશક્તિના સદ્ભાવમાં 'ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ।' (શ્વે. ૧. ૩.)

તે મુનિઓ ધ્યાનયોગને અનુગત થઈને પોતાના કાર્યના ગુણોથી આવૃત્ત જે દેવાત્માની શક્તિ છે તેને દેખવા લાગ્યા' આ શ્વેતાશ્વતર ઉપનિષદના વાક્યને અર્થત કહી દેખાડે છે

देवात्मशक्तिं स्वगुणैर्निगूढां मुनयोऽविदन् ।
परास्य शक्तिर्विविधा क्रियाज्ञानफलात्मिका ॥१३

મુનિઓ (મનનશીલ મહર્ષિઓ-કાલ, સ્વભાવ ઇત્યાદિકને જગતનાં કારણ માનવામાં અકારણતા, વ્યભિચાર ઇત્યાદિ દોષોને જાણનારા) જગતનું ખરુ કારણ જાણવાની ઇચ્છાથી ધ્યાનયોગમાં આસ્થા પામી રહેલા, સ્વપ્રકાશ ચિદાત્મા(પ્રત્યગ્ અભિન્ન બ્રહ્મ)ની શક્તિને, તે શક્તિનાં સ્વગુણ કાર્યભૂત સ્થૂલ સૂક્ષ્મ શરીરાદિકે કરી નિગૂઢ (આવૃત્ત) થયેલી (માયાશક્તિને) સાક્ષાત્કારથી જાણતા થયા. (એ જ શ્વેતાશ્વતર શ્રુતિના ઉત્તર વાકયમાં કહ્યું છે કે) એ પરબ્રહ્મની સર્વથી ઉત્કૃષ્ટ, જગતની કારણભૂત, તમોગુણપ્રધાન ક્રિયાશક્તિ, સત્ત્વગુણપ્રધાન જ્ઞાનશક્તિ તથા રજોગુણપ્રધાન બલાત્મિકા ઇચ્છાશક્તિ, એવી રીતે વિવિધ પ્રકારની શક્તિઓ શ્રુતિને વિષે સાભળીએ છીએ.

ઉપર કહેલુ વાક્ય વેદનુ છે એમ કહી, તે જ અર્થ સ્મૃતિઓમા પણ વસિષ્ઠાદિકે નિરૂપણ કરેલો છે એમ કહીને તે વાસિષ્ઠના શક્તિસ્વરૂપપ્રતિપાદક શ્લોક પણ કહી દેખાડે છે:

इति वेदवचः प्राह वसिष्ठश्च तथाऽब्रवीत् ।
सर्वशक्ति परं ब्रह्म नित्यमापूर्णमद्वयम् ॥ १४ ॥
ययोल्लसति शक्त्यासौ प्रकाशमधिगच्छति ।

એમ વેદનાં વચન કહે છે. એ માયાશક્તિ શ્રુતિપ્રસિદ્ધ છે એટલુ જ નહિ, વસિષ્ઠ મુનિએ પણ તે માયાશક્તિને વાસિષ્ઠ ગ્રથને વિષે વિચિત્ર રૂપે કહેલી છે. (તે એવી રીતે કે) પરમાર્થતઃ નિત્ય (ત્રિકાલાબાધ્ય), આપૂર્ણ (વ્યાપક) અને અદ્વય (ભેદરહિત) એવું તથા સોપાધિકરૂપે તો સર્વ શક્તિ એવુ પરબ્રહ્મ જે માયાશક્તિ વડે જે સમયે વિવર્તને પામે છે, ત્યારે એ માયાશક્તિ પ્રકાશે છે (અભિવ્યક્ત થાય છે).

હવે એ શક્તિની અભિવ્યક્તિને વિસ્તારથી દર્શાવે છે:

चिच्छक्तिर्ब्रह्मणो राम शरीरेषूपलभ्यते ॥ १५ ॥

હે રામ! દેવ, મનુષ્ય, પશુ, પક્ષી આદિકનાં શરીરોને વિષે ચેતનપણાના વ્યવહારની હેતુભૂત ચેતનશક્તિ જેમ ઉપલબ્ધ થાય છે.

स्पंदशक्तिश्च वातेषु दार्ढ्यशक्तिस्तथोपले ।
द्रवशक्तिस्तथांभःसु दाहशक्तिस्तथानले ॥ १६ ॥

વળી જેમ વાયુને વિષે વિદ્યમાન એવી સ્પંદશક્તિ, જ્યારે તે કઈ વસ્તુના ચલનની હેતુભૂત થાય છે, ત્યારે અભિવ્યક્ત જણાય છે, તેમ જ પાષાણને વિષે જેમ દૃઢપણાની શક્તિ છે, જળને વિષે જેમ દ્રવશક્તિ-પ્રવાહીપણાની શક્તિ છે તથા અગ્નિને વિષે જેમ દાહશક્તિ છે.

शून्यशक्तिस्तथाऽऽकाशे नाशशक्तिर्विनाशिनि ।
यथांडेंऽतर्महासर्पो जगदस्ति तथाऽऽत्मनि ॥१७॥

વળી આકાશને વિષે જેમ શૂન્યશક્તિ (એટલે પૃથ્વી આદિક જગતના અભાવની પ્રતીતિની હેતુભૂત એવી શૂન્ય શક્તિ છે) તથા વિનાશી પદાર્થોમા જેવી નાશશક્તિ છે, વળી જેમ ઇંડાંને વિષે મોટો સર્પ અપ્રકટરૂપે રહેલો હોય છે, તેમ પરમાત્માને વિષે સંસ્કારરૂપ હોવાથી આ જગત અપ્રકટ હોય છે.

અનભિવ્યક્ત દશામા પણ બ્રહ્મને વિષે જગતની સત્તા છે, એમ ઉપરના નિરૂપણથી પ્રતિપાદિત કર્યું તેમા દૃષ્ટાંત દર્શાવે છે:

फलपत्रलतापुष्पशाखाविटपमूलवान् ।
ननु बीजे यथा वृक्षस्तथेदं ब्रह्मणि स्थितम् ॥१८॥

જેમ ફળ, પત્ર, લતા, પુષ્પ, શાખા, ડાળીઓ તથા મૂળ, ઇત્યાદિ સહિત વૃક્ષ નિશ્ચયે કરી બીજને વિષે સ્થિત હોય છે, તેમ જ વિચિત્ર રૂપવાળુ આ જગત બ્રહ્મને વિષે સ્થિત (વિદ્યમાન) છે.

તે તે વસ્તુઓમા રહેલી સર્વ શક્તિઓની એક કાળે અભિવ્યક્તિ (પ્રકટતા) કેમ ન થાય? એવી શકા કરી તેમ ન થવામા દૃષ્ટાંત આપે છે

क्वचित्काश्चित्कदाचिच्च तस्मादुद्यंति शक्तयः ।
देशकालविचित्रत्वात्क्ष्मातलादिव शालयः ॥१९॥

દેશ તથા કાળના વિચિત્રપણાને લીધે કોઈ પ્રદેશમાં કોઈક સમયને વિશે કોઈ કોઈ શક્તિઓ તે બ્રહ્મથી ઉદય પામે છે. (પ્રકટરૂપે ઉદ્ભવે છે.) પૃથ્વીતળમાંથી તંડુલની પેઠે અર્થાત્ જેમ પૃથ્વીમાં રહેલાં સર્વ બીજોમાંથી અમુક દેશમાં અમુક કાળે જ અને તે પણ વળી અમુક બીજમાંથી જ અંકુરો-

ની ઉત્પત્તિ થાય છે. જેટલાં બીજ વાવેલાં હોય તે તમામથી અંકુરોત્પત્તિ નિયત થતી નથી તેમ.

હવે જગતની કલ્પનામાત્રરૂપતા દર્શાવવા તે જગતના કલ્પક મનનુ રૂપ પ્રથમ દેખાડે છે

स आत्मा सर्वगो राम नित्योदितमहावपुः ।
यन्मनाङ्मननीं शक्तिं धत्ते तन्मन उच्यते ॥२०॥

હે રામ ! દેશકાળાદિ પરિચ્છેદરહિત નિત્ય (સદા કાળ) પ્રકાશમાન સ્વરૂપવાળો તે આત્મા જે સમયને વિષે કિંચિત્ મનની પોતાના તથા અન્યના બોધન રૂપ શક્તિને ધારણ કરે છે, ત્યારે તે માયા પરિણામ રૂપ 'મન' એમ કહેવાય છે.

ઉપર નિરૂપણ કરેલું મન જગતનું કલ્પન કવી રીતે કરે છે, એ કલ્પનાનો પ્રકાર દર્શાવે છે

आदौ मनस्तदनु बंधविमोक्षदृष्टी
पश्चात्प्रपंचरचना भुवनाभिधाना ।
इत्यादिका स्थितिरियं हि गता प्रतिष्ठा-
माख्यायिका सुभग बालजनोदितेव ॥२१॥

પ્રથમ મનનશક્તિની અભિવ્યક્તિથી મન થાય છે, તદનંતર બંધ તથા વિમોક્ષની દૃષ્ટિ (કલ્પના) થાય છે, અને તે પછી ભુવન એવા નામવાળો પ્રપંચ જે ગિરિ, નગર, સરિત, સમુદ્ર ઇત્યાદિક સંસાર, તેની રચના (કલ્પના) થાય છે, એવા પ્રકારની આ જગતની સ્થિતિ પ્રતિષ્ઠાને પામી રહેલી છે. જેમ બાળકજનને કહેલી કથા વાસ્તવ બુદ્ધિરૂપતાને પામે છે, તેમ હે સુભગ રામ ! આ કલ્પિત સંસારની પણ વાસ્તવરૂપપણાની પ્રતીતિ થાય છે.

તે યોગવાસિષ્ઠમા વર્ણવેલી બાળકની કથા કહી દેખાડે છે

बालस्य हि विनोदाय धात्री वक्ति शुभां कथां ।
कचित्संति महाबाहो राजपुत्रास्त्रयः शुभाः ॥२२॥
द्वौ न जातौ तथैकस्तु गर्भ एव न च स्थितः ।
वसंति ते धर्मयुक्ता अत्यंतासति पत्तने ॥ २३ ॥
स्वकीयाच्छून्यनगरान्निर्गत्य विमलाशयाः ।
गच्छंतो गगने वृक्षान्ददृशुः फलशालिनः ॥ २४ ॥
भविष्यन्नगरे तत्र राजपुत्रास्त्रयोऽपि ते ।
सुखमद्य स्थिताः पुत्र मृगयाव्यवहारिणः ॥२५॥

धात्र्येति कथिता राम बालकाख्यायिका शुभा ।
निश्चयं स ययौ बालो निर्विचारणया धिया ॥२६॥

બાળકના વિનોદને અર્થે ધાત્રી (ધાવ) મનોરંજક કથા કહે છે, હે મહાબાહો ! કોઈ એક દેશને વિષે ત્રણ સુંદર રાજપુત્રો હતા. તેમાંના બે તો ઉત્પન્ન જ થયા નહોતા અને એક (ત્રીજો) તો ગર્ભમાં સ્થિત થયો ન હતો. તે ધર્મયુક્ત ત્રણે રાજપુત્રો એક અત્યંત અસત્ એવા પત્તન(શહેર)ને વિષે વસે છે. એ નિર્મળ અંતઃકરણવાળા ત્રણે રાજપુત્રો પોતાના શૂન્ય નગરમાંથી નીકળી જતા હતા, ત્યાં આકાશમા ફળથી ઝૂકી રહેલાં વૃક્ષો તેઓએ દીઠાં. હે પુત્ર ! એ ત્રણે રાજપુત્રો આજે મૃગયાનો વ્યવહાર કરતા કરતા ભવિષ્યત્ (હવે પછી થવાના) નગરમા સુખે સ્થિતિ કરી રહ્યા છે. હે રામ ! એવી રીતે ધાત્રીએ જ્યારે બાળકને મજાની આખ્યાયિકા કહી, ત્યારે એ બાળક વિચારરહિત (મૂઢ) બુદ્ધિએ કરી નિશ્ચયને પામ્યો. અર્થાત્ એ ધાત્રીની કથામાં સત્યાસત્ય વિચાર કરવાને અસમર્થ એવો બાળક સમગ્ર કથાને તથ્ય સમજી ગયો.

દૃષ્ટાંતથી સિદ્ધ થયેલા અર્થને દાર્ષ્ટાંતિકમા સમન્વિત કરી દેખાડે છે

इयं संसाररचना विचारोज्झितचेतसाम् ।
बालकाख्यायिकेवेत्थमवस्थितिमुपागता ॥ २७ ॥

ઉક્ત પ્રકારે આ સંસારરચના વિચારરહિત ચિત્તવાળાઓને બાળકની આખ્યાયિકા જેવી અવસ્થિત પામી છે (બાળકની કહાણીની પેઠે ચિત્તમાં આરૂઢ થયેલી છે).

ઉપર દર્શાવેલા વસિષ્ઠવચનોનો ઉપસંહાર કરે છે

इत्यादिभिरुपाख्यानैर्मायाशक्तेश्च विस्तरम् ।
वसिष्ठः कथयामास सैव शक्तिर्निरूप्यते ॥२८॥

ઉપર ધાત્રીકથારૂપ જે કહ્યું તે આદિક ઉપાખ્યાનોથી માયાશક્તિનો વિસ્તાર વસિષ્ઠ મુનિએ કહેલો છે, તે જ શક્તિનુ નિરૂપણ કરાય છે.

માયાશક્તિના સદ્ભાવમા પ્રમાણો બતાવી તે માયાશક્તિનું અનિર્વચનીયપણું નિરૂપણ કરવા જે પ્રતિજ્ઞા કરી તેનો વિસ્તાર કરે છે

कार्यादाश्रयतश्चैषा भवेच्छक्तिर्विलक्षणा ।
स्फोटांगारौ दृश्यमानौ शक्तिस्तत्रानुमीयते ॥२९

આ માયાશક્તિ પોતાના કાર્યભૂત જગતથી તથા પોતાના આશ્રયભૂત બ્રહ્મથી વિલક્ષણ (વિપરીત સ્વભાવવાળી) છે. જેમકે અગ્નિગત શક્તિનુ કાર્ય જે સ્ફોટ (ફોલ્લો) તથા તેનો આશ્રય જે અંગારો આ બે પ્રત્યક્ષ પ્રમાણથી જણાય છે અને શક્તિ તો તેને વિષે કાર્યરૂપ લિંગ (અનુમાપક હેતુ) વડે કરી અનુમિત કરાય છે, તેથી તે શક્તિ કાર્ય તથા આશ્રયથી વિલક્ષણ છે.

અગ્નિની દાહકાદિક શક્તિને વિષે કહેલી યુક્તિને મૃત્તિકાની શક્તિમા પણ યોજી દેખાડે છે:

**पृथुबुध्नोदराकारो घटः कार्योऽत्र मृत्तिका ।**
**शब्दादिभिः पंचगुणैर्युक्ता शक्तिस्त्वतद्विधा ॥२०**

મોટા તથા ગોળ વર્તુળ પેટાળવાળા આકારવાળો ઘટ કાર્ય છે; અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ નામવાળા પાંચ ગુણોથી યુક્ત જે મૃત્તિકા તે આશ્રય છે અને શક્તિ (સ્નિગ્ધતારૂપ શક્તિ) તો એવા પ્રકારની નથી, પણ એ બેયથી વિલક્ષણ છે.

ઉપરના શ્લોકમા શક્તિનું જે વિલક્ષણપણુ કહ્યુ તે સ્પષ્ટ કરી દેખાડે છે

**न पृथ्वादिर्न शब्दादिः शक्तावस्तु यथा तथा ।**
**अत एव ह्यचित्यैषा न निर्वचनमर्हति ॥२१॥**

શક્તિને વિષે પૃથુત્વ આદિક જે કાર્યધર્મો કહ્યા તે હોતા નથી, તેમ તેને વિષે શબ્દ આદિક જે આશ્રયધર્મો કહ્યા તે પણ હોતા નથી. (ત્યારે તે શક્તિ કેવી? એમ પૂછે તો તેના પ્રતિ કહે છે:) એ શક્તિ જેમ હો તેમ હો, પણ તે શક્તિ કાર્યથી તથા આશ્રયથી વિલક્ષણા છે, આથી કરીને જ એ શક્તિ અચિંત્ય છે, માટે તે નિર્વચનને યોગ્ય નથી. (અર્થાત્ અચિંત્યપણુ એ કંઈ તે શક્તિનુ સ્વરૂપ નથી, પણ તે શક્તિ ભેદે કરી કે અભેદે કરી અથવા ભેદાભેદે કરી કોઈ પણ રૂપે નિર્વચન કરી શકાય તેવી નથી.)

જો કારણના સ્વરૂપથી અતિરિક્ત શક્તિ છે, તો તે કારણ સ્વરૂપની પેઠે પૃથક્ ભાસતી કેમ નથી? એવી આશંકા કરી કહે છે

**कार्योत्पत्तेः पुरा शक्तिर्निगूढा मृद्यवस्थिता ।**
**कुलालादिसहायेन विकाराकारतां व्रजेत् ॥२२॥**

કારણ(મૃત્તિકા)ની શક્તિ ઘટરૂપ કાર્યની ઉત્પત્તિથી પૂર્વ કાળમા મૃત્તિકાને વિષે નિગૂઢ (ગુપ્ત) રહેલી હોય છે, તેથી વ્યક્તારૂપે ભાસતી નથી. (જો નિગૂઢ હોય તો તે શક્તિ કાર્યોત્પત્તિને અનંતર પણ અભિવ્યક્ત(પ્રકટ) નહિ થાય એવી શંકા લઈને, પ્રથમ અપ્રકટ એવાં પણ માખણ વગેરે વસ્તુ, તે(દહી)ના મથન આદિકથી જેમ પ્રકટ થાય છે, તેમ કુલાલ વગેરેના વ્યાપારથી તે શક્તિની અભિવ્યક્તિ થાય છે, એમ કહી સમાધાન આપે છે.) કુલાલ આદિકની સહાયથી કરીને તે શક્તિ, વિકાર જે ઘટાદિક તેની આકારતાને પામે છે.

### શક્તિના કાર્યની અનિર્વચનીયતાનુ નિરૂપણ

જ્યારે કારણથી અતિરિક્ત એવુ શક્તિનુ કાર્ય છે, તો પછી કાર્ય તથા કારણનો ભેદ ભાસતો કેમ નથી? એવી શંકા કરી, તેવા ભેદની પ્રતીતિનો હેતુભૂત જે વિચાર તેના અભાવથી તેમ થાય છે એમ કહે છે

**पृथुत्वादिविकारांतं स्पर्शादिं चापि मृत्तिकाम् ।**
**एकीकृत्य घटं प्राहुर्विचारविकला जनाः ॥२३॥**

વિચારશૂન્ય અવિવેકી જનો મોટા પેટવાળાપણું ઇત્યાદિરૂપ જે કાર્ય તથા સ્પર્શ આદિક ગુણરૂપ કારણભૂત જે મૃત્તિકા આ બન્નેના અવિચાર(અવિવેક)થી તે બેયને એક જેવા કરીને (ધારીને) 'ઘટ' એમ કહે છે ('આ ઘટ' એવો વ્યવહાર કરે છે).

ઉપર કહેલા ઘટવ્યવહારનુ અવિચારમૂલકપણુ કેમ? ત્યાં કહે છે.

**कुलालव्यापृतेः पूर्वो यावानंशः स नो घटः ।**
**पश्चात्तु पृथुबुध्नादिमत्त्वे युक्ता हि कुंभता ॥२४॥**

કુલાલના વ્યાપારથી પૂર્વકાળમા જે મૃત્તિકા અંશ છે તે ઘટ નથી, તેને વિષે જે ઘટ વ્યવહાર થાય છે તે અવિચારથી થાય છે અને પશ્ચાત્ (કુલાલ વ્યાપારની અનંતર) આ મોટા પેટવાળો–શંખનાં જેવાં ત્રિવલીદાર ગળાવાળો, ઇત્યાદિક આકારવાળાપણું થયા પછી તો તેને વિષે કુંભતા (ઘટપણુ) માનવું ઉચિત છે; કારણ કે એ બધુ ઉત્પન્ન થયા પછી જ તેમાં ઘટ શબ્દનો પ્રયોગ જોવામાં આવે છે.

પારમાર્થિક ઘટને અનિર્વચનીય શક્તિનુ કાર્ય માનવો

એ અચુક્ત છે એવી ના કહી, તે ઘટને પારમાર્થિકપણાની જ અસિદ્ધિ છે અને તેથી તે ઘટ અનિર્વચનીય જ છે એમ બે શ્લોકથી કહે છે:

स घटो न मृदो भिन्नो वियोगे सत्यनीक्षणात् ।
नाप्यभिन्नः पुरा पिंडदशायामनवेक्षणात् ॥३५॥

તે ઘટ મૃત્તિકાથી ભિન્ન નથી; કારણ કે મૃત્તિકાથી તેનો વિયોગ કરતા જોવામાં આવતો નથી (અર્થાત્ મૃત્તિકાથી ભિન્નરૂપ તે ઘટ દેખાઈ શકવાને અયોગ્ય છે), તેમ તે ઘટ મૃત્તિકાથી અભિન્ન (મૃત્તિકારૂપ) પણ નથી; કેમકે પૂર્વે પિંડદશા(મૃત્તિકાનો પિંડો હોય તે અવસ્થા)માં તે ઘટ જોવામાં આવતો નથી.

अतोऽनिर्वचनीयोऽयं शक्तिवत्तेन शक्तिजः ।
अव्यक्तत्वे शक्तिरुक्ता व्यक्तत्वे घटनामभृत् ॥३६॥

એટલા જ માટે એ ઘટ શક્તિની પેઠે અનિર્વચનીય જ છે. એ ઉપરથી એમ પણ ફલિત સિદ્ધ થાય છે કે તે ઘટ શક્તિ જ છે અર્થાત્ શક્તિજન્ય હોવાથી શક્તિનું જ કાર્ય છે. (અહીં શક્તિ તથા તેના કાર્ય બન્નેની અનિર્વચનીયતા છે, તો પછી 'શક્તિ' અને 'કાર્ય' એવો ભેદ-વ્યવહાર કેમ ઘટશે? એવી શંકા થાય, તેને માટે કહે છે કે) અપ્રકટપણું હોય ત્યારે શક્તિ કહેવાય અને પ્રકટપણું થાય ત્યારે ઘટ નામ ધારણ કરે છે.

પ્રથમ અપ્રકટ એવી માયાશક્તિ પાછળથી પ્રકટ થાય છે; એમ પ્રસિદ્ધ માયાસ્વરૂપ દેખાતું નથી ત્યાં કહે છે:

ऐंद्रजालिकनिष्ठाऽपि माया न व्यज्यते पुरा ।
पश्चात्गंधर्वसेनादिरूपेण व्यक्तिमाप्नुयात् ॥३७॥

ઇંદ્રજાળ સંબંધી માયા પણ મણિ, મંત્ર, મહૌષધિ આદિકના પ્રયોગથી પૂર્વકાળમાં પ્રકટ જણાતી નથી, પણ પાછળથી ગંધર્વ સેનાદિરૂપે પ્રકટતાને પામે છે.

શક્તિનાં કાર્ય ઘટાદિકનું અનૃતપણું તથા શક્તિના આધાર મૃત્તિકાદિકનું સત્યપણું, એ તો છાંદોગ્ય શ્રુતિમાં પણ કહ્યું છે, તે કહે છે:

एवं मायामयत्वेन विकारस्यानृतात्मताम् ।
विकाराधारमृद्वस्तुसत्यत्वं चाब्रवीच्छ्रुतिः ॥३८॥

માયામય (માયાના કાર્ય) હોવાથી વિકાર-ભૂત (કાર્યરૂપ) જે ઘટાદિક તેનું મિથ્યાપણું તથા વિકારરૂપ ઘટાદિકની આધારભૂત જે મૃત્તિકા તેનુ સત્યપણું શ્રુતિએ[4] કહેલું છે.

[4]. અર્થાત્ 'वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ।' (છાં. ૬. ૧. ૪) વાણીથી કથન કરાતા ઘટાદિક વિકાર નામ માત્ર છે અને મૃત્તિકા માત્ર જ સત્ય છે' એ છાંદોગ્ય શ્રુતિમા કાર્યનું મિથ્યાત્વ તથા કારણનું સત્યત્વ વર્ણવેલું છે.

ઉપરના શ્લોકમાં જે છાંદોગ્ય શ્રુતિનું સૂચન કર્યું તે શ્રુતિવાક્ય અર્થત કહી દેખાડે છે:

वाङ्गनिष्पाद्यं नाममात्रं विकारो नास्य सत्यता ।
स्पर्शादिगुणयुक्ता तु सत्या केवलमृत्तिका ॥३९॥

મૃત્તિકાનો વિકાર (કાર્યભૂત) ઘટાદિક વાક્-ઇંદ્રિયે કરી ઉચ્ચારણ કરવા યોગ્ય નામ માત્ર છે, એ ઘટાદિકની કંઈ સત્યતા નથી. (અર્થાત્ નામથી અતિરિક્ત ઘટાદિકનું કંઈ પારમાર્થિકરૂપ છે જ નહિ,) અને સ્પર્શાદિક ગુણોએ કરી યુક્ત મૃત્તિકા જ કેવળ સત્ય છે.

શક્તિ તથા તેના કાર્યના અનૃતપણામાં તથા તેના આધાર-ની સત્યતામાં કારણ કહે છે:

व्यक्ताव्यक्ते तदाधार इति त्रिष्वाद्ययोर्द्वयोः ।
पर्यायः कालभेदेन तृतीयस्त्वनुगच्छति ॥४०॥

ઘટાદિરૂપ કાર્ય તે વ્યક્ત (નામરૂપ વડે પ્રગટ) અને તેના કારણરૂપ જે શક્તિ તે અવ્યક્ત (નામરૂપ વડે અપ્રગટ) તથા તે બંનેના આધારરૂપ માટી આ ત્રણ પદાર્થોમાં પહેલાં બેનો એટલે કાર્યનો અને શક્તિનો સમય ભિન્ન હોવાથી તે બનેનું એક સમયમાં હોવાપણું સંભવતું નથી, પણ તે બંને ક્રમપૂર્વક રહે છે અને શક્તિના ને કાર્યના આધારભૂત ત્રીજી જે માટી તે તો શક્તિ અને કાર્ય એ બન્નેમાં અનુપ્રવેશ પામીને રહે છે.

હવે કાર્યની અસત્યતા વિષે ત્રણ હેતુ કહી બતાવે છે.

निस्तत्त्वं भासमानं च व्यक्तमुत्पत्तिनाशभाक् ।
तदुत्पत्तौ तस्य नाम वाचा निष्पाद्यते नृभिः ॥४१॥

(૧) વ્યક્ત શબ્દ વડે કહેવાતું ઘટાદિક કાર્ય, સ્વરૂપે અસત્ હોવા છતાં ભાસે છે. (૨) તેમ જ તે ઉત્પત્તિવાળું તથા નાશવાળું જોવામાં આવે છે. (૩) અને તેની ઉત્પત્તિ થયા પછી તેનું નામ, મનુષ્યો વડે વાણીથી નિષ્પન્ન (સિદ્ધ)

કરાય છે (અર્થાત્ તેની ઉત્પત્તિને અનંતર માત્ર વાગિન્દ્રિયજન્ય જે નામ, તદ્રૂપે વ્યવહાર કરાય છે).

વ્યક્ત વસ્તુ નામાત્મક જ છે, એમ અનુમાનથી સાધિત કરી દેખાડે છે

**व्यक्ते नष्टेऽपि नामैतन्नृवक्त्रेष्वनुवर्तते ।**
**तेन नाम्ना निरूप्यत्वाद्व्यक्तं तद्रूपमुच्यते ॥४२॥**

વ્યક્ત જે કાર્યસ્વરૂપ, તે નાશ પામે તો પણ એ કાર્યથી અભિન્ન એવું એ વસ્તુનુ નામ તો તે શબ્દનો પ્રયોગ કરવાવાળા પુરુષના મુખમાં અનુવૃત્ત જણાય છે તેથી (એમ નિર્ણીત થાય છે કે) વ્યક્ત કાર્યમાત્ર, વાણીથી વ્યવહરાતા શબ્દે કરી નિરૂપણ કરવા યોગ્ય છે, તેથી તે વ્યક્ત (કાર્ય) નામાત્મક જ કહેવાય છે.

એ પ્રમાણે ત્રણે વિકારની અસત્યતાના સાધક ત્રણ હેતુઓને સાધીને હવે અનુમાન રચવાનો પ્રકાર સૂચવે છે

**निस्तत्त्वत्वाद्विनाशित्वाद्वाचारंभणनामतः ।**
**व्यक्तस्य न तु तद्रूपं सत्यं किंचिन्मृदादिवत् ॥४३॥**

વ્યક્ત જે ઘટાદિરૂપ કાર્ય તેનું મોટા ગોળાકાર પેટવાળાપણું ઇત્યાદિક જે રૂપ છે, તે કંઈ પણ સત્ય હોતું નથી; કારણ કે તે રૂપ નિસ્તત્વ (વાસ્તવ તત્ત્વરહિત) તથા વિનાશી છે અર્થાત્ મૃત્તિકા વિદ્યમાન છતા પણ ઘટ પોતે વિનાશનો પ્રતિયોગી થાય છે, તેમ જ વાચારંભણ નામ અર્થાત્ વાક્ઇંદ્રિયથી ઉત્પન્ન થતા શબ્દમાત્રાત્મક (માત્ર શબ્દાત્મક સ્વરૂપવાળુ) હોવાથી, જેવી કે મૃત્તિકા.[૫]

૫. અહીં મૃત્તિકા વ્યતિરેકી દૃષ્ટાંત છે આથી એવુ અનુમાન થઈ શકે છે કે, ઘટાદિ કાર્ય અસત્ય હોવા યોગ્ય છે, કારણ કે તે નિસ્તત્ત્વ છે, વળી તે સાથે વિનાશી છે અને તે વાક્ઇંદ્રિયથી જન્ય શબ્દ માત્ર સ્વરૂપવાળુ છે; તેથી જે નિસ્તત્ત્વ ન હોય, વિનાશી ન હોય તથા નામ માત્ર સ્વરૂપ ન હોય, તે અસત્ય પણ ન હોય જેવી કે મૃત્તિકા

એ પ્રમાણે વિકારના અસત્યપણાનું ઉપપાદન કરીને હવે તે વિકારની અધિષ્ઠાનભૂત મૃત્તિકાનુ સત્યત્વ સાધિત કરે છે·

**व्यक्तकाले ततः पूर्वमूर्ध्वमप्येकरूपभाक् ।**
**सतत्त्वमविनाशं च सत्यं मृद्वस्तु कथ्यते ॥४४॥**

કાર્યની સ્થિતિકાળમાં તથા તેની ઉત્પત્તિથી પૂર્વકાળમાં અને વિનાશ પછી ઉત્તરકાળમાં પણ એક જ રૂપે રહેલુ, સતત્વ (વાસ્તવિક સ્વરૂપવાળું), અવિનાશી (વિકાર ઘટાદિકની સાથે નાશ નહિ પામતુ) એવું જે મૃદ્વસ્તુ (મૃત્તિકારૂપ વસ્તુ) છે તે 'સત્ય છે' એમ કહેવાય[૬] છે.

૬. અહીં એવુ અનુમાન થઈ શકે છે કે, વિવાદનું વિષયભૂત મૃદ્વસ્તુ, સત્ય હોવા યોગ્ય છે, કારણ કે તે વાસ્તવરૂપે કરી યુક્ત છે તેથી, આત્માની પેઠે, ઇત્યાદિ યોજના કરી લેવી

ઘટાદિક કાર્યમાત્ર જો અસત્ય હોય તો, શુક્તિમા આરોપિત થયેલા રૂપાની, અધિષ્ઠાન(શુક્તિ)ના જ્ઞાને કરી જેમ નિવૃત્તિ થાય છે, તેમ આ કાર્ય માત્રની પણ અધિષ્ઠાનજ્ઞાને કરી નિવૃત્તિ થઈ જવી જોઈએ, એમ વાદી મૂળમા શંકા કરે છે

**व्यक्तं घटो विकारश्चेत्येतैर्नामभिरीरितः ।**
**अर्थश्चेदनृतः कस्मान्न मृद्बोधे निवर्तते ॥४५॥**

વ્યક્ત, ઘટ અને વિકાર; એ ત્રણ શબ્દો વડે કહેવાતો જે અર્થ (કાર્યરૂપ પદાર્થ) છે તે જો અનૃત હોય, (અર્થાત્ 'આ દૃશ્યમાન ઘટ મૃત્તિકાનો વિકારભૂત છે' એવી રીતે પ્રતીત થતો પદાર્થ જો તેના કારણથી ભિન્નરૂપે છે નહિ, એમ અંગીકાર કરીએ) તો મૃત્તિકારૂપ કારણનો જ્યારે બોધ થાય ત્યારે તેની નિવૃત્તિ કેમ થતી નથી ? (કેમકે અનૃત વસ્તુ રજત આદિકની તેના અધિષ્ઠાનભૂત શુક્તિ આદિકના જ્ઞાને કરી નિવૃત્તિ થઈ જાય છે, તેમ આની પણ નિવૃત્તિ થઈ જવી જોઈએ એવો શંકાકારનો આશય છે.)

સિદ્ધાંતી:ઉપરની શંકામાં ઇષ્ટાપત્તિ[૭] કહી પરિહાર આપે છે:

**निवृत्त एव यस्मात्ते तत्सत्यत्वमतिर्गता ।**
**ईदृङ्निवृत्तिरेवात्र बोधजा न त्वभासनम् ॥४६॥**

તે (અર્થ) તો નિવૃત્ત થયો જ છે, જેથી (હે વાદી!) તમને તે ઘટાદિવિષયક સત્યપણાની બુદ્ધિ નાશ પામેલી હોય છે. આવા સોપાધિક ભ્રમસ્થળમા એવા પ્રકારની નિવૃત્તિ જ બોધથી ઉત્પન્ન થાય છે, કંઈ તદ્દન તે વસ્તુનુ અભાસન (ન ભાસવુ) થઈ જતું નથી (અર્થાત્ શુક્તિમાં રજતભ્રાંતિ થાય છે તે નિરૂપાધિક ભ્રમ છે તેથી ત્યાં અધિષ્ઠાન(શુક્તિ)નું જ્ઞાન થતામાં રજતપ્રતીતિ જ નષ્ટ થાય છે, પણ અહીં સોપાધિક

ભ્રમમાં તો પ્રતીયમાન વસ્તુની સત્યતા બુદ્ધિનો અપગમ (મટી જવું) થાય, એ જ તેની નિવૃત્તિ સમજવાની છે. કંઈ સ્વરૂપની અપ્રતીતિ થઈ જતી નથી).

૭ જેમ કોઈ માદા માણસને વૈદ્ય બતાવે કે, તમારાથી ફક્ત દૂધ, ચોખા ને સાકર ખવાશે હવે એ રોગીને તે ત્રણે વસ્તુ ઘણી જ પસંદ હોય, એટલે 'ભાવતુ હતુ ને વૈદ્યે બતાવ્યુ' એ કહેવતને મળતુ થયુ. અહી વૈદ્યની દૃષ્ટિથી તો દૂધ, ચોખા, સાકર ખાવાનું રોગીને ચરી પાળવા તરીકે બાધે છે. તેથી આપત્તિ જેવું છે, પણ રોગીને એ વાત ઇષ્ટ (મનવાછિત)છે તેથી તે ઇષ્ટાપત્તિ કહેવાય.

ઉપરના નિરૂપણ પ્રમાણે શ્યા દીઠું? એવી શકા કરી કહે છે

**पुमानधोमुखो नीरे भातोऽप्यस्ति न वस्तुतः ।**
**तटस्थमर्त्यवत्तस्मिन्नैवास्था कस्यचित्क्वचित् ॥४७॥**

જળને વિષે ઊંધે માથે જણાતો એવો પણ પુરુષ વસ્તુતઃ છે નહિ; કેમકે કોઈ પણ (વિવેકી અથવા અવિવેકી) પુરુષને તે જળ પ્રતિબિંબિત અધોમુખ પુરુષને વિષે, તીર ઉપર ઊભેલા પુરુષની જેમ સત્યબુદ્ધિ કોઈ પણ કાળે થતી નથી.

આરોપિતના અસત્યપણાના જ્ઞાન માત્રથી કંઈ પુરુષાર્થ-સિદ્ધિ થતી નથી, એવી આશકા કરી કહે છે

**ईदृग्बोधे पुमर्थत्वं मतमद्वैतवादिनाम् ।**
**मृद्रूपस्यापरित्यागाद्विवर्तत्वं घटे स्थितम् ॥ ४८ ॥**

એવા બોધમા જ અદ્વૈતવાદીઓએ પુરુષાર્થપણું માનેલુ છે, અર્થાત્ આરોપિત જે આત્માનંદથી અતિરિક્ત સર્વ વસ્તુ, તેના મિથ્યાપણાનો નિશ્ચય થતા, અદ્વિતીય આનંદના આવિર્ભાવલક્ષણ પુરુષાર્થ સિદ્ધ થાય છે. જેમ ઉપાદાનના જ્ઞાનથી વિવર્તની સત્યતાબુદ્ધિ નિવૃત્ત થાય છે તેથી ઘટ મૃત્તિકાનો વિવર્ત છે; કેમકે મૃત્તિકાના રૂપનો ઘટે ત્યાગ નથી કરાતો, તેથી ઘટને વિષે મૃત્તિકાનુ વિવર્તપણું સ્થિત (પ્રતીત થાય) છે.

ઘટ મૃત્તિકાના રૂપનો ત્યાગ નથી કરતો તથાપિ ઘટ મૃત્તિકાનો પરિણામ કેમ ન કહેવાય? એવી પરિણામવાદીની શકા કરી પરિહાર આપે છે.

**परिणामे पूर्वरूपं त्यजेत्तत्क्षीररूपवत् ।**
**मृत्सुवर्णे निवर्तेते घटकुंडलयोर्न हि ॥ ४९ ॥**

જ્યાં પરિણામ થાય છે ત્યાં તે (ઉપાદાનકારણ) પૂર્વરૂપને ત્યજે છે. જેમ દૂધનો પરિણામ દહીં અંગીકાર કરાય છે, ત્યાં દૂધ પોતાનુ ક્ષીરભાવલક્ષણ પૂર્વરૂપ ત્યજીને દધિરૂપે પરિણમે છે અને અહીં તો ઘટ કે કુંડલથી મૃત્તિકા કે સુવર્ણ કશું નિવૃત્ત થતું નથી. પણ ઘટ આદિ દશામાં તેઓ અનુવૃત્ત જ જણાય છે. આટલું જ પરિણામ તથા વિવર્ત વચ્ચે અંતર છે.

ઘટ મૃત્તિકાનો વિવર્ત નહિ હોઈ શકે, કેમકે ઘટનો નાશ થતા ફરી તે મૃત્તિકારૂપ થઈ જતો જોવામાં આવતો નથી, એવી શંકા કરી કહે છે

**घटे भग्ने न मृद्भावः कपालानामवेक्षणात् ।**
**मैवं चूर्णेऽस्ति मृद्रूपं स्वर्णरूपं त्वतिस्फुटम् ॥५०॥**

ઘટ ભાંગી જાય ત્યારે તે મૃત્તિકા થઈ જતો નથી, કેમકે ત્યારે તો કપાલાં (ઠીબડાં) જોવામાં આવે છે; એમ શંકા ન કરો; કારણ કે તે ઠીબડાંનું જ્યારે ચૂર્ણ (ભૂકો) થઈ જાય ત્યારે તેમાં મૃત્તિકાપણાની ઉપલબ્ધિ થાય છે અને કુંડલાદિકને વિષે સુવર્ણરૂપ તો અતિસ્ફુટ જણાય છે, એટલે એમાં તો કંઈ શંકા જેવું નથી.

પરિણામ દૃષ્ટાત તરીકે કહેલા મૃત્તિકા, સુવર્ણ અને ક્ષીરના મધ્યમાથી મૃત્તિકા તથા સુવર્ણને વિવર્તના દૃષ્ટાત માન્યા, તેમ ક્ષીરને પણ વિવર્તનું દૃષ્ટાતપણુ શા સારુ નહિ? એવી આશકા કરી કહે છે.

**क्षीरादौ परिणामोऽस्तु पुनस्तद्भाववर्जनात् ।**
**एतावता मृदादीनां दृष्टांतत्वं न हीयते ॥ ५१ ॥**

એકવાર દૂધનુ દહીં થયા પછી પુનઃ તેનુ દૂધ થતું નથી, તેથી દૂધ આદિમાં તો પરિણામ જ હો, પરંતુ એટલા ઉપરથી મૃત્તિકા આદિનું વિવર્ત દૃષ્ટાતપણું ત્યજવા યોગ્ય થતું નથી (અર્થાત્ મૃત્તિકા અને સોનુ ઘટાદિના ને કુંડલાદિના વિવર્તકારણરૂપે ગ્રહણ કરવામાં આવે છે).

મૃત્તિકા તથા સુવર્ણને વિવર્ત કારણ ભાવની સિદ્ધિ ઉપર દર્શાવી હવે તેને આરંભકપણું કેમ અંગીકાર કરાતું નથી? એવી શકા કરી આરંભવાદમા દોષાપત્તિ દર્શાવે છે:

**आरंभवादिनः कार्ये मृदो द्वैगुण्यमापतेत् ।**
**रूपस्पर्शादयः प्रोक्ताः कार्यकारणयोः पृथक् ॥५२**

આરંભવાદીઓના[८] મતમાં ઘટાદિ મૃત્તિકાના કાર્યમાં મૃત્તિકા આદિ દ્રવ્યના કાર્યાકાર વડે અને

કારણાકાર વડે ભ્રમણાપણું થશે. તેમણે રૂપ અને સ્પર્શાદિ ગુણો કાર્યમાં અને કારણમાં ભિન્ન કહેલા છે તેથી ઉપર જણાવેલો દોષ આવે છે, માટે આરંભવાદ ઉપેક્ષા કરવા યોગ્ય છે.

૮ આરંભવાદ માનનારાને ઘટાદિક કાર્યને વિષે મૃત્તિકાનું દ્વિગુણપણુ આવી પડશે, કેમકે તે આરંભવાદી નૈયાયિકના મતમા ઘટાદિ કાર્યમા મૃત્તિકા આદિક ઉપાદાનભૂત દ્રવ્યનું દ્વિગુણપણું અર્થાત્ કાર્યાકારે તથા કારણાકારે એવા ભેદથી દ્વિગુણતાપત્તિ આવશે, અને તેમ થવાથી ગુરુત્વ વગેરે ગુણોની પણ દ્વિગુણતાપત્તિ આવે કારણકે રૂપ. સ્પર્શ આદિક જે ગુણો છે તે કાર્ય તથા કારણ બન્નેમા પૃથક્ (ભિન્ન) તેઓએ કહેલા છે અર્થાત્ કારણના રૂપાદિક ગુણો કરતા કાર્યને વિષે ભિન્નજ રૂપાદિ ગુણો ઉત્પન્ન થાય છે, એમ તે આરંભવાદીઓનુ માનવુ છે. તેથી ગુણોની દ્વિગુણતાની આપત્તિ આવે છે, માટે એ આરંભવાદ અનિષ્ટ દોષાક્રાંત હોવાથી અનાદરણાય છે, એવો અભિપ્રાય છે.

ત્યારે વિવર્તમા શું મૃત્તિકા તથા સુવર્ણ બે જ દૃષ્ટાંત છે? એવી શંકા કરી મૃત્તિકા, સુવર્ણ તથા લોહ એ ત્રણ દૃષ્ટાંતોનું પ્રતિપાદન કરતી છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયની શ્રુતિને અર્થત કહી દેખાડે છે

**मृत्सुवर्णमयश्चेति दृष्टांतत्रयमारुणिः ।**
**प्राहातो वासयेत्कार्यानृतत्वं सर्ववस्तुषु ॥५३॥**

અરુણના પુત્ર ઉદ્દાલક નામના ઋષિએ મૃત્તિકા, સુવર્ણ તથા લોહ એવી રીતે ત્રણ દૃષ્ટાંતો કહેલા છે. આ ઉપરથી સર્વ વસ્તુઓને વિષે કાર્યના અનૃતત્વની (મિથ્યાપણાની જ) વાસના (ભાવના) કરવી (અર્થાત્ મૃત્તિકા આદિક અનેક દ્રવ્યોમાં કાર્યનુ અનૃતપણુ અનુભવાય છે તેથી ભૂત–ભૌતિક રૂપ સર્વ વસ્તુને વિષે કાર્ય જાતનુ અનૃતપણુ અનુભવીને તે અનુભવજન્ય સંસ્કારનુ વિષય કરવું).

## એક કારણના જ્ઞાનથી કાર્યસમૂહ જ્ઞાનપૂર્વક બ્રહ્મ તથા જગતનું સ્વરૂપ અને ફળ સહિત જગતની ઉપેક્ષા

### એક કારણજ્ઞાનથી કાર્યસમૂહ જ્ઞાનનુ કથન

કાર્યના અનૃતપણાનુ અનુસંધાન પણ શા સારુ કરવુ? એવી આશંકા થાય તે શમાવવાને (કારણના જ્ઞાનથી કાર્યજ્ઞાનની સિદ્ધિ થવા માટે) એવા અભિપ્રાયથી કહે છે ·

**कारणज्ञानतः कार्यविज्ञानं चापि सोऽवदत् ।**
**सत्यज्ञानेऽनृतज्ञानं कथमत्रोपपद्यते ॥५४॥**

મૃત્તિકા આદિના જ્ઞાનથી ઘટ[૯] આદિક કાર્યમાત્રનુ જ્ઞાન પણ તેણે જ કહેલું છે. (અર્થાત્ છાંદોગ્યના છઠ્ઠા અધ્યાયમાં 'यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं भवति। (છાં. ૬.૧.૪) હે સોમ્ય! જેમ એક જ મૃત્તિકાના પિંડને જાણવાથી સઘળું મૃત્તિકાવિકારભૂત કાર્યજાત જણાઈ જાય છે.' ઇત્યાદિ વાક્યોથી તે આરુણિએ જ કહેલુ છે). સત્ય (મૃત્સુવર્ણાદિક) કારણના વિજ્ઞાનથી, તેથી વિલક્ષણ અનૃત(કાર્યરૂપ ઘટાદિક)નુ વિજ્ઞાન અહીં કેમ ઘટી શકે?

૯ ઘટ–ઘડો, શરાવ–શરાવલુ, ઉદંચન–પાણી ઉલેચવાનો ઉલેચણો=લોટિયો; ઇત્યાદિક સર્વ મૃત્તિકાના કાર્ય આદિ શબ્દ વડે સમજવા.

એવી પૂર્વશ્લોકના ઉત્તરાર્ધમા શંકા દર્શાવીને તેના સમાધાનમા કાર્ય પોતે સત્ય તથા અનૃત એવા બે અંશવાળુ છે, તેથી કારણજ્ઞાને કરી કાર્યગત સત્ય અંશનુ જ્ઞાન સંભવે છે, એમ કહે છે

**समृत्कस्य विकारस्य कार्यता लोकदृष्टितः ।**
**वास्तवोऽत्र मृदंशोऽस्य बोधः कारणबोधतः ॥५५**

ઉપાદાનરૂપે અધિષ્ઠાનભૂત મૃત્તિકા સહિત આરોપિત જે ઘટાદિક વિકાર તેની કાર્યતા કેવળ લોકદૃષ્ટિથી છે. હવે એમાં વાસ્તવ (પરમાર્થભૂત) કેવળ મૃત્તિકાંશ છે અને એ મૃદંશનો બોધ કારણબોધે કરીને થાય છે (અથવા કાર્યગત અનૃતાંશનુ જ્ઞાન ભલે ન થાઓ, પરંતુ તેના સત્યાંશનું જ્ઞાન થઈ જાય છે, તેથી કારણજ્ઞાને કરી કાર્યજાતના જ્ઞાનની પૂર્વોક્ત પ્રતિજ્ઞાનો નિર્વાહ થઈ જાય છે).

ત્યારે કાર્યગત સત્યાંશની પેઠે તેમા રહેલ અનૃત અંશ પણ જાણવો જોઈએ, એવી શંકા કરીને તે જાણવાનું કંઈ પ્રયોજન નથી એમ કહે છે·

**अनृतांशो न बोद्धव्यस्तद्बोधानुपयोगतः ।**
**तत्त्वज्ञानं पुमर्थं स्यान्नानृतांशावबोधनम् ॥५६॥**

એ કાર્યગત જે અનૃત અંશ છે તે જાણવા યોગ્ય નથી, કેમકે તેના બોધનો કશો ઉપયોગ નથી; કારણ કે તત્ત્વ(અબાધ્ય વસ્તુ)નું જ્ઞાન જાણનાર પુરુષના પ્રયોજનવાળુ હોય છે. (અર્થાત્ તત્ત્વજ્ઞાન એ મોક્ષહેતુ હોવાથી પુરુષાર્થ છે,) પણ અનૃત (વિકારભૂત) જે કાર્યાંશ છે, તેનું

જ્ઞાન તો કંઈ પ્રયોજનવાળુ નથી (તેથી જ તેનો ઉપયોગ નથી એમ કહ્યું).

કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થઈ જાય, એમ શ્રોતાના બુદ્ધિમા ચમત્કાર ઉપજાવવાના અભિપ્રાયથી જે કહ્યુ, તે સંભવતું નથી, એમ શંકા કરે છે

**तर्हि कारणविज्ञानात् कार्यज्ञानमितीरिते ।**
**मृद्बोधान्मृत्तिका बुद्धेत्युक्तं स्यात्कोऽत्र विस्मयः ॥**

ત્યારે 'કારણના વિજ્ઞાનથી કાર્યનું જ્ઞાન થાય' એમ કહેવામાં 'મૃત્તિકાના બોધથી મૃત્તિકા જાણી' આમ કહેવા બરોબર થાય છે તો પછી એમાં વિસ્મય શું? (અર્થાત્ 'મૃત્તિકારૂપ કારણના જ્ઞાને કરીને કાર્યગત મૃત્તિકાદિક સત્યાંશનું જ્ઞાન થાય છે, એ કહેવું 'મૃત્તિકાના જ્ઞાનથી મૃત્તિકાનું જ્ઞાન થાય છે' એમ કહેવા બરાબર છે. આમ છે તો પછી માત્ર શબ્દભેદનો ચમત્કાર થયો, કંઈ અર્થથી ચમત્કાર થયો નહિ.)

એવા વિવેકી પુરુષોને વિસ્મય ન થાય. પણ જે વિવેકરહિત જનો છે તેને તો વિસ્મય ઉત્પન્ન થાય જ, એવા અભિપ્રાયથી પરિહાર આપે છે:

**सत्यं कार्येषु वस्त्वंशः कारणात्मेति जानतः ।**
**विस्मयो मास्त्विहाज्ञस्य विस्मयः केन वार्यते ॥**

કાર્ય(ઘટાદિક)ને વિષે વિદ્યમાન જે વાસ્તવ અંશ છે તે કારણાત્મા (કારણસ્વરૂપ જ) છે; એમ જેઓ જાણે છે, તેઓને વિસ્મય કદી ન થાઓ; તથાપિ અહીં અજ્ઞ (તત્ત્વજ્ઞાનરહિત) જે જન છે તેને વિસ્મય કોણે વાર્યો છે? (અર્થાત્ એવા અજ્ઞજનોને વિસ્મય (આશ્ચર્ય) થાય તે કોઈથી રોકી શકાતો નથી.)

અજ્ઞને વિસ્મય થાય જ, એમ જે કહ્યુ તેનુ ઉપપાદન કરે છે.

**आरंभी परिणामी च लौकिकश्चैककारणे ।**
**ज्ञाते सर्वमति श्रुत्वा प्राप्नुवंत्येव विस्मयम् ॥५९**

(આરંભ એટલે સમવાયી, અસમવાયી તથા નિમિત્ત, એ ત્રણે પ્રકારના કારણોથી ભિન્ન કાર્યની ઉત્પત્તિ, આવી ઉત્પત્તિને કહેનારો (માનનારો) આરંભી કહેવાય છે અને પૂર્વરૂપના પરિત્યાગપૂર્વક રૂપાંતરની પ્રાપ્તિરૂપ જે પરિણામ, તેને કહેનારો પરિણામી કહેવાય છે, તેમ જ ઉપર કહેલી પ્રક્રિયાઓને નહિ જાણનો કેવળ લોકવ્યવહારમાત્રમાં જ પરાયણ એવો જન લૌકિક કહેવાય છે.) એ આરંભી પરિણામી તથા લૌકિક, ત્રણે એકલા કારણજ્ઞાન થતાંમાં સર્વ(કાર્યમાત્ર)નુ જ્ઞાન થઈ જાય છે એમ સાંભળીને વિસ્મય પામે જ.

શ્રુતિવાક્ય સાંભળવાથી જેનો અર્થ સીધી રીતે સ્ફુરે છે, એવા અર્થને છોડી દઈ આવી રીતે વ્યાખ્યાન કરવામાં શું કારણ છે? એવી આશંકા કરીને, શ્રુતિનુ તાત્પર્ય એવા યથાશ્રુત અર્થમાં નથી, એમ કહે છે.

**अद्वैतेऽभिमुखीकर्तुमेवात्रैकस्य बोधतः ।**
**सर्वबोधः श्रुतौ नैव नानात्वस्य विवक्षया ॥६०॥**

અદ્વૈત વિજ્ઞાનમાં શ્રોતાને અભિમુખ કરવા માટે જ એ છાંદોગ્ય શ્રુતિમાં એક(કારણ)ના બોધથી સર્વ(કાર્યો)નો બોધ થાય છે એમ કહેલું છે. કંઈ નાનાપણાને કહેવાની ઇચ્છાથી તેમ કહેલું નથી (અર્થાત્ અનેક કાર્યોના જ્ઞાનની સિદ્ધિને અર્થે કંઈ શ્રુતિમાં તેમ કહેલું નથી; કારણ કે અસત જડ દુઃખરૂપ અનેક અનાત્મ પદાર્થોના જ્ઞાનથી કંઈ પરમ પુરુષાર્થ સિદ્ધ થવાનો નથી. તેથી કાર્યને જણાવવામાં શ્રુતિનું તાત્પર્ય જ નથી, પણ પરબ્રહ્મરૂપ કારણના જ્ઞાનમાં પ્રવૃત્તિ કરાવવા આત્મજ્ઞાનની સ્તુતિ કરી છે).

એક માટીના પિંડાના જ્ઞાન વડે જેમ માટીના સર્વ કાર્યોનું જ્ઞાન થાય છે, તેમ એક બ્રહ્મના જ્ઞાનથી જગતનું જ્ઞાન થાય છે, એમ જણાવે છે

**एकमृत्पिंडविज्ञानात्सर्वमृण्मयधीर्यथा ।**
**तथैकब्रह्मबोधेन जगद्बुद्धिर्विभाव्यताम् ॥ ६१ ॥**

જેમ ઘટશરાવાદિકના ઉપાદાન કારણભૂત એક મૃત્તિકાપિંડના વિજ્ઞાને કરી તેના વિકારભૂત સર્વ મૃત્તિકામય (ઘટાદિક) કાર્યનો બોધ થાય છે, તેમ જ સર્વનું ઉપાદાન જે બ્રહ્મ તેના એકના બોધે કરી તેના કાર્યભૂત સમગ્ર જગતનો બોધ થાય, એમ સમજી લ્યો.

### બ્રહ્મરૂપ કારણ તથા જગતરૂપ કાર્યનુ સ્વરૂપ

બ્રહ્મ તથા જગતના સ્વરૂપનુ પરિજ્ઞાન ન હોય ત્યા સુધી, બ્રહ્મજ્ઞાનથી જગતનુ જ્ઞાન થઈ જાય એમ જાણી શકાય નહિ, એવી શંકા લઈને તે જાણવા માટે પ્રથમ બ્રહ્મ તથા જગતનું સ્વરૂપ દર્શાવે છે

**सच्चित्सुखात्मकं ब्रह्म नामरूपात्मकं जगत् ।**
**तापनीये श्रुतं ब्रह्म सच्चिदानंदलक्षणम् ॥ ६२ ॥**

સત્, ચિત્, આનંદસ્વરૂપ બ્રહ્મ છે અને નામ તથા રૂપ એવા સ્વભાવવાળું જગત છે. આથર્વણ ઉત્તરતાપનીય ઉપનિષદમાં 'આ સકળ જગત સચ્ચિદાનંદ માત્ર બ્રહ્મ જ છે' એવી રીતે બ્રહ્મની સચ્ચિદાનંદસ્વરૂપતા સ્પષ્ટ કહેલી છે એમ સાંભળ્યુ છે.

બ્રહ્મની સચ્ચિત્સુખાત્મકતામા બીજી શ્રુતિઓ પણ પ્રમાણ છે એમ કહે છે.

**सद्रूपमारुणिः प्राह प्रज्ञानं ब्रह्म बह्वृचः ।**
**सनत्कुमार आनंदमेवमन्यत्र गम्यताम् ॥ ६३ ॥**

આરુણિએ[10] સદ્રૂપ કહ્યું, ઋગ્વેદ બ્રાહ્મણમાં પ્રજ્ઞાનરૂપ બ્રહ્મ કહ્યું અને સનત્કુમારે આનંદ નામથી બ્રહ્મને કહેલ છે. એવી જ રીતે અન્યત્ર પણ સમજી લેવું.

૧૦. છાદોગ્ય શ્રુતિમા 'सदेव सोम्येदमग्र आसीत्– હે સોમ્ય' આ જગત આગળ સત જ હતુ' ઇત્યાદિ વાક્યોથી અરુણના પુત્ર ઉદ્દાલક મુનિએ સદ્રૂપ બ્રહ્મનુ નિરૂપણ કરેલ છે, તેમ જ બહ્વૃચ–ઋક્શાખાના ઐતરેય બ્રાહ્મણમા 'प्रज्ञा प्रतिष्ठा प्रज्ञान ब्रह्म। પ્રજ્ઞા જે બ્રહ્મ-ચેતન તે પ્રતિષ્ઠા (સર્વનુ અધિષ્ઠાન) છે, પ્રજ્ઞાન (સત્કૃષ્ટ-જ્ઞાન એ જ બ્રહ્મ છે,' એવી રીતે બ્રહ્મની પ્રજ્ઞાનરૂપતા કહેલી છે. વળી એ જ છાંદોગ્યના ૧૧મા પ્રકરણમા સનત્કુમાર નારદ પ્રતિ 'भूमात्वेव विजिज्ञासितव्य । ભૂમા (પરિપૂર્ણ જે બ્રહ્મ) છે તે જાણવા ચોગ્ય છે' એમ કહીને આગળ 'यो वै भूमा तत्सुखम्। જે ભૂમા–(પરિપૂર્ણ) છે તે જ સુખરૂપ છે' એવી રીતે ભૂમા શબ્દ-વાચ્ય બ્રહ્મની સુખરૂપતા કહી છે. એ જ પ્રમાણે અન્યત્ર તૈત્તિરીયાદિક શ્રુતિમાં કહેલી આનંદરૂપતા પણ જાણી લેવી

બ્રહ્મની સચ્ચિદાનંદરૂપતામા જેમ શ્રુતિઓ કહી તેમ જગતના નામરૂપમયપણામા પણ શ્રુતિ કહી દેખાડે છે

**विचिंत्य सर्वरूपाणि कृत्वा नामानि तिष्ठति ।**
**अहं व्याकरवाणीमे नामरूपे इति श्रुतेः ॥ ६४ ॥**

સર્વ રૂપોના સંબંધમાં સારી રીતે વિચાર કરીને અને તેમનાં નામો પાડીને તે પરમાત્મા રહે છે. 'હું આ નામરૂપોને પ્રકટ કરું' એવી શ્રુતિઓ[11] છે.

૧૧. 'सर्वाणि रूपाणि विचिन्त्य धीरो नामानि कृत्वाऽभिवदन् यदास्ते। ધીર (પરમાત્મા) સર્વ આકારને ચિંતવી તેના નામ કરી એ નામોનુ કથન કરતા અવ-સ્થિત છે,' આ શ્રુતિમા તેમ જ 'अनेन जीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणि। આ જીવભાવને પામશે એવા આત્માએ જગતમા અનુપ્રવેશ કરીને નામ તથા રૂપનુ વ્યાકરણ (પ્રકટન) કરુ,' એ શ્રુતિમાં પણ નામ-રૂપાત્મક જગત કહી તેની ઉત્પત્તિનુ પ્રતિપાદન કરેલુ છે.

જગતની નામરૂપાત્મકતામા બીજી શ્રુતિ પણ કહી બતાવે છે:

**अव्याकृतं पुरा सृष्टेरूर्ध्वं व्याक्रियते द्विधा ।**
**अचिंत्यशक्तिर्मायैषा ब्रह्मण्यव्याकृताभिधा ॥६५॥**

સૃષ્ટિથી પૂર્વકાળમાં (આ જગત) અવ્યાકૃત (અવ્યક્તનામરૂપાત્મક) જ હતું અને સૃષ્ટિથી ઊર્ધ્વકાળમાં બે પ્રકારે (વાચ્ય–વાચકભાવભેદે કરી) વ્યાકૃત (વ્યક્ત–પ્રકટિત) થયુ. (બૃહદારણ્યક-માં પણ 'तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यामेव व्याक्रियतासौ नामायमिदं रूपः। (બૃ. ૧. ૪. ૭) તે આ પ્રસિદ્ધ જગત ત્યારે(સૃષ્ટિથી પૂર્વે) અવ્યાકૃત-રૂપ હતું. તે જગત નામ તથા રૂપે કરી (આ આકાશ ઇત્યાદિ નામવાળા છે, અને 'આ એનુ રૂપ છે' એવી રીતે વ્યાકૃત થયુ, આ વાક્યથી જગતની નામરૂપમાત્રસ્વરૂપતાનુ પ્રતિપાદન કરેલું છે) અને શ્રુતિમા જે અવ્યાકૃત પદ છે તેનો અર્થ એવો છે કે, આ બ્રહ્મને વિષે અચિંત્ય શક્તિ જે માયા છે, તે જ આ વાક્યમાં અવ્યાકૃત-પદે કરી કહેલી છે.

તે નામરૂપે કરી વ્યાકૃત થયુ, એ શ્રુતિવાક્યના અર્થનો વિસ્તાર કરે છે

**अविक्रियब्रह्मनिष्ठा विकारं यात्यनेकधा ।**
**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ॥६६॥**

વિકારરહિત બ્રહ્મને આશ્રયે રહેલી તે માયા પાંચ ભૂતો અને ભૌતિક પદાર્થોરૂપે અનેક પ્રકારે પરિણામ પામે છે. માયાને જ પ્રકૃતિ (આ જગતનુ ઉપાદન કારણ) જાણવી અને તે માયાના સ્વામીને મહેશ્વર જાણવા.

હવે માયાઉપહિત બ્રહ્મનુ પ્રથમ કાર્ય કહે છે:

**आद्यो विकार आकाशः सोऽस्ति भात्यपि च प्रियः ॥**
**अवकाशस्तस्य रूपं तन्मिथ्या न तु तत्त्रयम् ॥६७॥**

એ માયોપહિત બ્રહ્મનો પહેલો વિકાર આકાશ

થયો. તે આકાશમાં કારણભૂત બ્રહ્મમાંથી ત્રણ રૂપ અનુવૃત્ત થયાં. જેવાં કે, 'તે (આકાશ) છે,' 'તે ભાસે છે,' વળી 'તે પ્રિય છે' અર્થાત્ તે સચ્ચિદાનંદરૂપ જ છે અને તે આકાશનું પોતાનું ખાસ રૂપ અવકાશ છે અને તે મિથ્યા છે, પણ સત્ આદિક જે ત્રણ રૂપ બ્રહ્મમાંથી અનુવૃત્ત થયેલાં છે તે મિથ્યા નથી પણ વાસ્તવ છે.

ઉપર ચતુર્થ રૂપનુ જે મિથ્યાપણુ કહ્યું તેમા હેતુ કહે છે.

**न व्यक्तेः पूर्वमस्त्येव न पश्चाच्चापि नाशतः ।**
**आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ॥६८॥**

એ આકાશાદિકનું અવકાશાદિક જે ચતુર્થ રૂપ કહ્યું તે તેની વ્યક્તિ(પ્રકટતા)ની પૂર્વે નથી હોતું તેમ તેનો નાશ થાય તેથી પશ્ચાત્ પણ હોતું નથી. (કદી કહો કે ઉત્પત્તિ તથા વિનાશના મધ્યકાળમા પ્રતીયમાન થાય છે, તેથી તેનુ મિથ્યાપણુ કેમ ? તો તેનો ઉત્તર એ છે કે) જે વસ્તુ આદિમાં તથા અંતમાં નથી તે વસ્તુ વર્તમાનમાં કદી પ્રતીત થતી હોય તોપણ તેવી જ (મિથ્યા જ) છે, એમ સમજવું.

ઉપરના કથનની પુષ્ટિમા શ્રીકૃષ્ણવાક્યરૂપ ગીતાના બીજા અધ્યાયના શ્લોકને પ્રમાણ તરીકે ટાંકી બતાવે છે.

**अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।**
**अव्यक्तनिधनान्येवेत्याह कृष्णोऽर्जुनं प्रति ॥६९॥**

'હે ભારત ! આ સર્વ ભૂત[૧૨] (પ્રાણીવર્ગાદિક) આદિમાં (ઉત્પત્તિ પહેલાંના કાળમાં) અવ્યક્ત હતાં, મધ્યમાં પ્રકટ થયા અને અંતે અવ્યક્તમા સમાપ્ત થવાવાળા છે (એમ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુન પ્રતિ કહ્યું છે).

૧૨ જેમ રજ્જુને વિષે મંદાંધકારાદિ નિમિત્તવશાત્ થયેલ સર્પ તથા તેનુ જ્ઞાન આદિ તથા અંતમા હોતુ નથી તેથી વચ્ચે પ્રતીત થાય છે, તોપણ અવિદ્યમાન જ છે, તેમ જ સૃષ્ટિથી પૂર્વે તથા નાશની પશ્ચાત્ અવિદ્યમાન જે અવકાશ તે મધ્યમા પ્રતીત થાય છે, તોપણ અવિદ્યમાન જ છે, એવો શ્રીકૃષ્ણના વાક્યનો આશય છે

૬૭મા શ્લોકમા સત્ આદિક ત્રણ રૂપ અવકાશ વિશે છે એમ જે કહ્યુ તેમા શુ પ્રમાણ છે? એવી શંકા કરી, અનુભવ જ પ્રમાણ છે એમ કહે છે

**मृद्वत्ते सच्चिदानंदा अनुगच्छंति सर्वदा ।**
**निराकाशे सदादीनामनुभूतिर्निजात्मनि ॥७०॥**

પોતાના ગુણો સહિત માટી જેમ ઘટાદિ કાર્યમાં સર્વદા (ત્રણે કાળમાં) અનુપ્રવેશ પામીને રહે છે, તેમ સત્, ચિત્ ને આનંદ એ બ્રહ્મના ત્રણ સ્વભાવો બ્રહ્મના આકાશરૂપ કાર્યમાં સર્વદા અનુપ્રવેશ પામીને રહે છે. આકાશરહિત પોતાના આત્મામાં એ સત્, ચિત્ અને આનંદનો વિવેકીને અનુભવ થાય છે.

સત્ આદિક ત્રણેનુ અનુભવસિદ્ધપણુ સ્પષ્ટ રીતે સાબિત કરી દેખાડે છે.

**अवकाशे विस्मृतेऽथ तत्र किं भाति ते वद ।**
**शून्यमेवेति चेदस्तु नाम तादृग्विभाति हि ॥७१॥**

(સિદ્ધાંતી પૂછે છે કે, હે વાદી!) અવકાશ વિસ્મૃત થઈ જાય ત્યાર પછી તમને શું ભાસે છે? તે કહો. કદાચ તમે એમ કહો કે, અવકાશના વિસ્મરણમાં તો શૂન્ય જ ભાસે છે તો ભલે તેમ હો. અર્થાત્ શબ્દથી તો શૂન્ય કહ્યું પણ અર્થથી તો અવકાશના અભાવરૂપ વિશેષણનું વિશેષ્યભૂત થઈને ભાસતું એવું પ્રતીયમાન કંઈ વસ્તુ છે એમ અંગીકાર કરવો પડશે જ, અને તેવું કંઈક ભાસે છે ખરું, એ તો અનુભવસિદ્ધ છે.

ભલે પૂર્વોક્ત પ્રક્રિયા હો તથાપિ તેથી પ્રકૃતમા શી અસર થઈ? એવી આશંકા લઈ, વિશેષ્યરૂપે જે વસ્તુ અંગીકાર કરાય છે તે પોતે સુખસ્વરૂપ જ છે એમ સયુક્તિક રીતે કહી બતાવે છે

**तादृक्त्वादेव तत्सत्त्वमौदासीन्येन तत्सुखम् ।**
**आनुकूल्यप्रातिकूल्यहीनं यत्तन्निजं सुखम् ॥७२॥**

અવકાશાદિકના અભાવરૂપ વિશેષણના વિશેષ્યભાવરૂપે ભાસવાથી જ તેની સત્તા (સદ્રૂપતા) છે, તેમ જ ઉદાસીનપણાનો વિષય હોવાથી તે (ઉક્ત વસ્તુ) સુખરૂપ છે. લોકમા જો કે, અનુકૂળપણાથી વેદ્ય વસ્તુની સુખરૂપતા પ્રસિદ્ધ છે, પણ જે અનુકૂળપણા તથા પ્રતિકૂળપણાથી બેયથી રહિત છે, તે તો નિજસુખ (સ્વરૂપભૂતસુખ) છે.

હવે તે પૂર્વોક્ત નિજસુખનું ઉપપાદન કરે છે

**आनुकूल्ये हर्षधीः स्यात्प्रातिकूल्ये तु दुःखधीः ।**
**द्वयाभावे निजानंदो निजदुःखं न तु क्वचित् ॥७३॥**

અનુકૂળપણામાં હર્ષબુદ્ધિ થાય છે તેમ જ પ્રતિકૂળપણામાં દુઃખબુદ્ધિ થાય છે, પણ એ

અનુકૂળપણું તથા પ્રતિકૂળપણું એયનો જ્યાં અભાવ હોય ત્યાં નિજાનંદ હોય છે અને દુઃખને વિષે કંઈ નિજરૂપની સિદ્ધિ થતી નથી, તેથી નિજ દુઃખ તો ક્યાંય પણ હોય નહિ.

નિજાનંદ સદાયે આનંદરૂપ છે, તેથી સર્વદા હર્ષ જ હોવો જોઈએ, શોક તો ન જ થવો જોઈએ. એવી આશંકા કરીને, તે નિજાનંદ જો કે નિત્ય છે તથાપિ તેનું ગ્રહણ કરનાર મન ક્ષણિક છે, તેથી તે મનના કલ્પેલા હર્ષ તથા શોક બંને ક્ષણિક છે એમ કહે છે:

**निजानंदे स्थिरे हर्षशोकयोर्व्यत्ययः क्षणात् ।**
**मनसः क्षणिकत्वेन तयोर्मानसतेष्यताम् ॥७४॥**

નિજાનંદ જો કે સ્થિર (નિત્ય) છે તોપણ હર્ષ તથા શોકનો ક્ષણ માત્રથી ઊલટપૂલટ થઈ જાય છે, કારણ કે મન પોતે ક્ષણિક છે તેથી તે હર્ષ તથા શોકની માનસતા છે. એ હર્ષ–શોક પણ ક્ષણિક એવા મનોજન્ય છે એમ અંગીકાર કરવું જોઈએ.

દૃષ્ટાંતમા સિદ્ધ કરેલા અર્થને દાર્ષ્ટાંતિકમા યોજી દેખાડે છે

**आकाशेऽप्येवमानंदः सत्ताभाने तु संमते ।**
**वाय्वादिदेहपर्यंतं वस्तुष्वेवं विभाव्यताम् ॥७५॥**

એમ (આનંદની સિદ્ધિને અર્થે નિજાત્માને વિષે કહી દેખાડેલા પ્રકારે) આકાશને વિશે પણ આનંદ (પ્રિયતારૂપે) છે, અને સત્તા તથા ભાન એ બે તો ૭૧મા તથા ૭૨મા શ્લોકમા અંગીકાર કરાઈ ગયેલાં જ છે. એ જ પ્રમાણે વાયુથી આદિ લઈને દેહ પર્યંત વસ્તુઓને વિષે વિભાવના કરી લ્યો (આકાશના વિષયમાં કહેલી યુક્તિ, વાયુ આદિક દેહ પર્યંતના પદાર્થોમાં જોડી લ્યો).

હવે વાયુ આદિકના સ્વકીય અસાધારણ ધર્મો બે શ્લોકથી કહે છે

**गतिस्पर्शौ वायुरूपं वह्नेर्दाहप्रकाशने ।**
**जलस्य द्रवता भूमेः काठिन्यं चेति निर्णयः ॥७६॥**

ગતિ તથા સ્પર્શ એ બે વાયુનું રૂપ છે, દાહ તથા પ્રકાશ એ બે અગ્નિનું રૂપ છે. જળનું રૂપ દ્રવતા (પ્રવાહીપણું) છે અને કઠિનતા પૃથ્વીનું રૂપ છે, એ પ્રકારે વાયુ, વહ્નિ, જળ તથા પૃથ્વીના સ્વરૂપનો નિર્ણય છે.

**असाधारण आकार औषध्यन्नवपुष्यपि ।**
**एवं विभाव्यं मनसा तत्तद्रूपं यथोचितम् ॥७७॥**

એ જ પ્રમાણે ઔષધિ, અન્ન તથા શરીરને વિષે પણ અસાધારણ આકાર (પોતપોતાના ખાસ ધર્મો) છે. એવી રીતે જે જે વસ્તુના અસાધારણ આકારને જેને જેમ ઉચિત હોય, તદનુસાર મને કરી વિભાવન (ચિંતન) કરવું.

ઉપરના સમગ્ર નિરૂપણનો ફલિત અર્થ દેખાડે છે.

**अनेकधा विभिन्नेषु नामरूपेषु चैकधा ।**
**तिष्ठंति सच्चिदानंदा विसंवादो न कस्यचित् ॥७८**

અનેક પ્રકારેથી વિશેષે કરી ભિન્ન (નિરાળાં) જે નામ તથા રૂપ છે તેને વિષે સત્, ચિત્ તથા આનંદ એકધા (એકસરખી રીતે) સમાન ભાવે સ્થિત છે એમા કોઈને પણ વિસંવાદ નથી (અર્થાત્ એ વિષયમાં કોઈ પણ પુરુષ વિવાદ કરે તેવું નથી, કેમકે 'આ ઘટ છે' 'એ ઘટ ભાસે છે' અને 'એ ઘટ પ્રિય છે' એવી રીતે ઘટાદિક યાવત્ પદાર્થોમાં સત્ (સત્તા), ચિત (ભાસવું) તથા પ્રિયતારૂપ આનંદ એ ત્રણે અંશ આબાલ અનુભૂત થાય છે).

**ફળ સહિત નામરૂપાત્મક જગતની ઉપેક્ષા**

ત્યારે સ્પષ્ટ રીતે પ્રતીયમાન થતા એવા નામ તથા રૂપની શી ગતિ? એવી આશંકા થાય ત્યા એનું તો કલ્પિતપણું માનવુ એ જ ગતિ એમ કહે છે

**निस्तत्त्वे नामरूपे द्वे जन्मनाशयुते च ते ।**
**बुद्ध्या ब्रह्मणि वीक्षस्व समुद्रे बुद्बुदादिवत् ॥७९**

તે નામ તથા રૂપ, જન્મ તથા નાશથી યુક્ત છે તેથી તે બન્ને નિસ્તત્ત્વ (વાસ્તવ સ્વરૂપરહિત) કેવળ કલ્પિત છે, માટે તે નામ તથા રૂપ બેયને, સમુદ્રને વિષે બુદ્બુદ (બરબડીઓ) આદિ શબ્દે કરી ફીણ, તરંગ વગેરે જેમ ભાસે છે, તેમ બ્રહ્મને વિષે કલ્પિત છે એમ બુદ્ધિ વડે જાણો. (અર્થાત સમુદ્રમા તરંગ વગેરેની પેઠે એ નામરૂપ [illegible] મિથ્યા છે એમ નિશ્ચય કરો.)

એ નામરૂપનું કલ્પિતપણું સિદ્ધ [illegible] કહે છે

**सच्चिदानंदरूपेऽस्मिन्पूर्णे ब्रह्मणि [illegible] ।**
**स्वयमेवावजानाति नामरूपे शनैः शनैः ॥८०॥**

સચ્ચિદાનંદરૂપ એ પરિપૂર્ણ [illegible]

દેખે (સાક્ષાત્ કરે), ત્યાર પછી હળવે હળવે પોતાની મેળે જ મુમુક્ષુજનો તે નામ તથા રૂપ બન્નેની અવજ્ઞા કરે છે (અર્થાત્ કલ્પિત જાણી પરિત્યાગ કરે છે).

પ્રથમ દ્વૈતપદાર્થોમા અવજ્ઞા ઉત્પન્ન થાય, ત્યારે જ બ્રહ્મજ્ઞાનની દઢતા થાય છે, માટે શ્રવણાદિકની પેઠે દ્વૈતાવજ્ઞા પણ કર્તવ્ય છે એમ કહે છે

**यावद्यावदवज्ञा स्यात्तावत्तावत्तदीक्षणम् ।**
**यावद्यावद्वीक्ष्यते तत्तावत्तावदुभे त्यजेत् ॥८१॥**

જેટલે જેટલે અંશે નામરૂપાત્મક દ્વૈતની અવજ્ઞા (મિથ્યાબુદ્ધિપૂર્વક અનાદર) થાય છે, તેટલે તેટલે અંશે તે બ્રહ્મનુ દર્શન થાય છે; અને જેમ જેમ તે બ્રહ્મનુ દર્શન થતું જાય છે, તેમ તેમ તે અનુભવ કરનાર પુરુષ એ નામરૂપ બન્નેને ત્યજે છે.

નામરૂપની અવજ્ઞા તથા બ્રહ્મનુ દર્શન એ બેયના અભ્યાસનું ફળ કહે છે

**तदभ्यासेन विद्यायां सुस्थितायामयं पुमान् ।**
**जीवन्नेव भवेन्मुक्तो वपुरस्तु यथा तथा ॥८२॥**

નામરૂપની અવજ્ઞા તથા આત્મદર્શન એ અભ્યાસે કરી વિદ્યા (બ્રહ્મજ્ઞાન) જ્યારે સુસ્થિત (દૃઢ) થાય એટલે પછી એ પુરુષ જીવતાં જ મુક્ત થાય છે. શરીર જેમ હો તેમ ભલે હો (અર્થાત્ પ્રારબ્ધશેષવશાત્ શરીર ભલે તદનુસાર વર્ત્યા કરો, પરંતુ તે પુરુષને તો મુક્તિસુખ તે જ ક્ષણે આવી મળે છે, એવો આશય છે).

હવે બ્રહ્મદર્શનના અભ્યાસનુ સ્વરૂપ કહેવાને તૃપ્તિદીપના ૧૦૬મા શ્લોકરૂપ વાક્ય અહી પુન ભણી દેખાડે છે

**तच्चिंतनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।**
**एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥८३॥**

તે બ્રહ્મનું ચિતન કરવુ, તે બ્રહ્મનું કથન કરવું અને તે બ્રહ્મનું જ અન્યોન્ય (એકબીજાને) પ્રબોધન (ઉપદેશ) કર્યા કરવુ, અને તેની સાથે એ એક બ્રહ્મમાં જ તત્પરતા કરવી, તેને વિદ્વાન (આત્મવેત્તા) જનો બ્રહ્માભ્યાસ જાણે છે (કહે છે).

અનાદિ કાળથી ભાસમાન જગતની કોઈ એક કાળમા ઉત્પન્ન થયેલા જ્ઞાનાભ્યાસે કરી કેમ નિવૃત્તિ થાય? એવી શંકા કરીને, દીર્ઘકાળ પર્યંત નિરંતરપણે સેવન કરેલા અભ્યાસથી તે (દ્વૈતની) નિવૃત્તિ સંભવે છે, એમ કહે છે

**वासनानेककालीना दीर्घकालं निरंतरम् ।**
**सादरं चाभ्यस्यमाने सर्वथैव निवर्तते ॥८४॥**

અનાદિકાળની જે દ્વૈતપ્રપંચના સંસ્કારરૂપ વાસના છે, તે ઘણાક કાળ સુધી નિરંતર આદરપૂર્વક બ્રહ્માભ્યાસ કરે, તો સર્વથા નિવૃત્ત થઈ જાય છે.

## એક બ્રહ્મને માયાએ કરી અનેક કાર્યાકારતાનો સંભવ

એક બ્રહ્મને અનેક આકારવાળા જગતનુ હેતુપણું ઘટતું નથી એવી શંકા કરી, માયા સહિત બ્રહ્મને જગતનુ હેતુપણું ઘટે છે, એમ કહે છે.

**मृच्छक्तिवद्ब्रह्मशक्तिरनेकाननृतान्सृजेत् ।**
**यद्वा जीवगता निद्रा स्वप्नश्चात्र निदर्शनम् ॥८५॥**

મૃત્તિકાની શક્તિની પેઠે બ્રહ્મની માયાશક્તિ પણ અનેક પોતાથી વિલક્ષણ એવા અનૃત આકારને સરજે છે. (મૃત્તિકાની શક્તિ મૃત્તિકાના સમાન સત્તાવાળી છે તેથી અનેક કાર્યનો હેતુ હોઈ શકે, પણ બ્રહ્મની શક્તિ તો મિથ્યા છે તેથી અનેકાકારનો હેતુ માનવામા દૃષ્ટાંત–દાર્ષ્ટાંતિકનું વૈષમ્ય થાય છે, તેના પરિહારાર્થે અન્ય દૃષ્ટાંતપક્ષ કહે છે.) અથવા તો જીવગત નિદ્રા તથા સ્વપ્ન અહીં દૃષ્ટાંત હોઈ શકે છે.

ઉપરના શ્લોકમા સૂચન કરેલા દૃષ્ટાંતને સ્પષ્ટ કરી દેખાડે છે.

**निद्राशक्तिर्यथा जीवे दुर्घटस्वप्नकारिणी ।**
**ब्रह्मण्येषा स्थिता माया सृष्टिस्थित्यंतकारिणी ॥८६**

જેમ જીવમાં રહેલી નિદ્રાશક્તિ દુર્ઘટ (અસંભવિત જેવાં) સ્વપ્નોને કરવાવાળી થાય છે, તેમ બ્રહ્મને વિષે સ્થિત એવી જે આ માયાશક્તિ તે જગતનાં સૃષ્ટિ, સ્થિતિ તથા અંતને કરનારી થાય છે.

નિદ્રાશક્તિનુ દુર્ઘટ સ્વપ્નકારીપણું જે કહ્યું, તેને સ્પષ્ટ કરે છે

**स्वप्ने वियद्गतिं पश्येत्स्वमूर्धच्छेदनं यथा ।**
**मुहूर्ते वत्सरौघं च मृतपुत्रादिकं पुनः ॥८७॥**

જેમ સ્વપ્નમાં કોઈ પુરુષ આકાશમાં પોતાની ગતિ દેખે છે, વળી પોતાના જ મસ્તકનુ છેદન પોતે દેખે છે, તેમ બે ઘડીના કાળમાં વર્ષના

સમૂહ વીતતા અનુભવે છે અને મરી ગયેલા પોતાના પુત્ર આદિકને ફરી દેખે છે.

સ્વપ્નની દુર્ઘટતામા હેતુ કહે છે

इदं युक्तमिदं नेति व्यवस्था तत्र दुर्लभा ।
यथा यथेक्ष्यते यद्यत्तत्तद्युक्तं तथा तथा ॥ ८८॥

'આ યુક્ત અને આ યુક્ત નહિ' એવી વ્યવસ્થા તે સ્વપ્નકાળમાં દુર્લભ (હોવી મુશ્કેલ) છે; કેમકે જે જે પદાર્થ જેવી જેવી રીતે દેખાય છે તે તે વસ્તુ તેમને તેમ જ યુક્ત (ઘટિત) જણાય છે.

ઉપરના ૮૮મા શ્લોકમા કહેલા અર્થને કૈમુતિકન્યાયથી સ્પષ્ટ કરે છે.

ईदृशो महिमा दृष्टो निद्राशक्तेर्यदा तदा ।
मायाशक्तेरचिंत्योऽयं महिमेति किमद्भुतम् ॥८९॥

જ્યારે નિદ્રાશક્તિ(કે જે હજુ તો માત્ર જીવગત છે તે)નો આવો (૮૭મા શ્લોકમાં કહ્યો તેવો) મહિમા અનુભવ્યો, ત્યારે હવે માયા-શક્તિનો આ અચિંત્ય મહિમા છે તેમાં તો પછી શું આશ્ચર્ય? (અર્થાત્ એમાં અસંભવ માની વિસ્મય પામવા જેવુ કશું છે જ નહિ).

હવે પોતે કંઈ પણ પ્રયત્ન નહિ કરતું એવુ જે બ્રહ્મ, તન્નિષ્ઠમાયા શક્તિને જગતના હેતુપણામાં દૃષ્ટાંત કહે છે

शयाने पुरुषे निद्रा स्वप्नं बहुविधं सृजेत् ।
ब्रह्मण्येवं निर्विकारे विकारान्कल्पयत्यसौ ॥ ९० ॥

જેમ સૂતેલા પુરુષની નિદ્રા બહુ બહુ પ્રકારના સ્વપ્નને સરજે છે, તેમ નિર્વિકાર (સ્વતઃ ક્રિયા-રહિત) બ્રહ્મને વિષે રહેલી એ માયાશક્તિ બહુ પ્રકારનાં વિકારરૂપ કાર્યોને કલ્પે છે (સરજે છે).

માયાએ સરજેલા પદાર્થોને દર્શાવે છે

खानिलाग्निजलोर्व्यंडलोकप्राणिशिलादिकाः ।
विकाराः प्राणिधीष्वंतश्चिच्छाया प्रतिबिंबिता ॥ ९१

આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, બ્રહ્માંડ, ચૌદ લોક, જંગમ પ્રાણી તથા શિલા આદિક સ્થાવર; આ સઘળા એ માયાના કાર્યરૂપ વિકારો છે. હવે એમા કેટલાએક જડ છે અને કેટલા-એક ચેતન છે તેનું કારણ એમ છે કે, પ્રાણીની બુદ્ધિઓને વિષે અંતરચેતનની છાયા (પ્રતિબિંબિત) થાય છે, તેથી તે ચેતન જણાય છે અને ઇતર જડ કહેવાય છે.

### જડચેતનાત્મક જગતમાં અનુસ્યૂત બ્રહ્મનું નિર્જગતપણું

જગતને વિષે ચેતન–અચેતન ઇત્યાદિ વિભાગ ચિદ્ બ્રહ્મપ-કૃત જ કેમ ન હોય? એવી શંકા કરી, બ્રહ્મ તો સર્વનુ વિવર્ત ઉપાદાન કારણ હોવાથી સર્વત્ર સમાન છે, તેથી એમ ન હોય, એમ કહે છે

चेतनाचेतनेष्वेषु सच्चिदानंदलक्षणम् ।
समानं ब्रह्म भिद्येते नामरूपे पृथक् पृथक् ॥९२॥

આ બધા ચેતન તથા અચેતન યાવત્પદાર્થોને વિષે સચ્ચિદાનંદ લક્ષણવાળુ બ્રહ્મ સમાન જ છે, અને નામ તથા રૂપ જુદા જુદા ભેદ પામે છે (વિલક્ષણ જણાય છે).

બ્રહ્મ જડ તથા ચેતનમા સમાન છે, એમ જે કહ્યુ તેમાં હેતુ કહે છે

ब्रह्मण्येते नामरूपे पटे चित्रमिव स्थिते ।
उपेक्ष्य नामरूपे द्वे सच्चिदानंदधीर्भवेत् ॥ ९३ ॥

પટને વિષે ચિત્રની પેઠે બ્રહ્મને વિષે આ નામ તથા રૂપ બન્ને સ્થિત છે (અર્થાત્ બ્રહ્મ સવ વસ્તુ કલ્પનાનુ આધાર(અધિષ્ઠાન)ભૂત છે તેથી તે બ્રહ્મનુ સર્વગતપણુ સંભવે છે). નામ તથા રૂપ એ બેની ઉપેક્ષા કરીએ ત્યારે અધિષ્ઠાન માત્ર સચ્ચિદાનંદની બુદ્ધિ જ પરિશેષરૂપે થાય છે (અનુભવાય છે).

ઉપર કહેલા અર્થમા દૃષ્ટાંત કહે છે.

जलस्थेऽधोमुखे स्वस्य देहे दृष्टेऽप्युपेक्ष्य तम् ।
तीरस्थ एव देहे स्वे तात्पर्यं स्याद्यथा तथा ॥ ९४ ॥

જેમ જળમાં પ્રતિબિંબરૂપે ઊંધે માથે જણાતા પોતાના દેહને વિષે ઉપેક્ષાબુદ્ધિ કરીને તીર ઉપર ઊભેલા પોતાના દેહને વિષે જ તાત્પર્ય (તટસ્થતાએ કરી મમત્વબુદ્ધિ) હોય છે; તેમ જ (પ્રકૃતમા પણ સમજી લેવુ).

હવે સર્વજન પ્રસિદ્ધ એક બીજુ પણ દૃષ્ટાંત કહી દેખાડે છે

सहस्रशो मनोराज्ये वर्तमाने सदैव तत् ।
सर्वैरुपेक्ष्यते यद्वदुपेक्षा नामरूपयोः ॥ ९५ ॥

જેમ હજારો મનોરાજ્ય (મનઃકલ્પિત

(વિવિધ વિષય) થયા કરે છે, તો પણ તે મનોરાજ્ય સર્વદા સર્વ જનોએ ઉપેક્ષા વિષય કરાય છે (એટલે કે મનમાં જે જે સંકલ્પ આવે તે સઘળા કંઈ અમલમાં મૂકી શકાતા નથી, પણ તેમા ઉપેક્ષાબુદ્ધિ કરી વિવેકપૂર્વક તેનો પરિત્યાગ થાય છે), તેમ નામ તથા રૂપને વિષે પણ ઉપેક્ષા કરવી.

પ્રપંચના વિચિત્રપણામા દૃષ્ટાત કહે છે

**क्षणे क्षणे मनोराज्यं भवत्येवान्यथाऽन्यथा ।**
**गतं गतं पुनर्नास्ति व्यवहारो बहिस्तथा ॥९६॥**

ક્ષણ ક્ષણવારમાં જુદા જુદા પ્રકારનુ મનોરાજ્ય થયા જ કરે છે અને ગયેલુ મનોરાજ્ય ફરીને હોતું નથી, તે જ પ્રમાણે બાહ્ય વ્યવહાર સકળ પ્રપચ સમજી લેવો.

ગયેલુ ફરી હોતુ નથી, એ વિષયને દૃષ્ટાત આપી સ્પષ્ટ કરે છે

**न बाल्यं यौवने लभ्यं यौवनं स्थाविरे तथा ।**
**मृतः पिता पुनर्नास्ति नायात्येव गतं दिनम् ॥९७॥**

બાળપણ યૌવનદશામાં હોતું નથી, તેમ જ યૌવન વૃદ્ધદશામાં હોતું નથી. મૂએલો પિતા ફરી હોતો નથી અને ગયો દિવસ પાછો આવતો જ નથી.

દ્વૈત(પ્રપચ)નુ જે ક્ષણિકપણુ પ્રકૃત છે તેનો ઉપસહાર કરે છે

**मनोराज्याद्विशेषः कः क्षणध्वंसिनि लौकिके ।**
**अतोऽस्मिन्भासमानेऽपि तत्सत्यत्वधियं त्यजेत् ९८**

ક્ષણ માત્રમા નાશ પામનારા લૌકિક (બાહ્ય વ્યવહારના) વિષયોમા મનોરાજ્ય કરતાં શો વિશેષ છે? માટે એ ક્ષણિક પદાર્થ ભાસમાન હોય છતા પણ તેના સત્યપણાની બુદ્ધિનો ત્યાગ કરવો.

ભલા એવી રીતે લૌકિક વસ્તુમા ઉપેક્ષાબુદ્ધિ કરીએ તો તેથી લાભ શો? એવી શકા લઈ, બ્રહ્મને વિષે બુદ્ધિ સુસ્થિર થાય એ જ લાભ, એમ કહે છે

**उपेक्षिते लौकिके धीर्निर्विघ्ना ब्रह्मचिंतने ।**
**नटवत्कृत्रिमास्थायां[१३] निर्वहत्येव लौकिकम् ॥९९**

લૌકિક(બાહ્યપ્રપંચ માત્ર)ની જ્યારે ઉપેક્ષા થઈ જાય, ત્યાર પછી બ્રહ્મના ચિંતન વિષે બુદ્ધિ નિર્વિઘ્ન (પ્રતિબંધકના અભાવને લીધે સ્થિર) થાય છે. આથી કરી જ્ઞાનીના વ્યવહારની અયોગ્યતા સમજવી નહિ; કેમકે નટ વેષધારીની પેઠે 'આ બધું કૃત્રિમ (કેવળ બનાવટી) છે' એવી આસ્થા (નિરૂઢભાવના) થઈ જાય તો પછી લૌકિક વ્યવહારનો નિર્વાહ થયા જ કરે છે (એમાં જ્ઞાનીને કશું પ્રતિબધક થતું જ નથી, એવો આશય છે).

૧૩. કેટલાક પુસ્તકોમા नटवत् कृतिमास्थाय એવો પાઠ છે. તેનો પણ અર્થ એવો જ છે કે 'નટની પેઠે અનુસધાન રાખીને' તથાપિ ઉપરના પાઠમાં 'નટની પેઠે કૃત્રિમાસ્થા (આ બધુ કૃત્રિમ છે એવી ભાવના રાખવાથી) એવો વધારે સંગત અર્થ સ્ફુરે છે તેથી તે જ પાઠ સ્વીકાર્યો છે. જેમ કોઈ નટ પોતાના ઉદરભરણાર્થે વ્યાઘ્રવેશ લે તથાપિ કોઈને ભક્ષણ કરવા ઇચ્છતો નથી, વળી સ્ત્રીનો વેશ લે તો પણ કોઈ અન્ય પુરુષની કામના કરતો નથી, પણ આ બધું કૃત્રિમ છે એમ મનમા જાણતા છતા નાટ્ય વસ્તુ નિર્વાહાર્થે તેવી તેવી ચેષ્ટા કરે છે, તેમ જ્ઞાની પણ 'હુ મનુષ્ય છુ, બ્રાહ્મણ છુ, જોઉં છુ, કર્તા-ભોક્તા છું' ઇત્યાદિક અધ્યાસજન્ય વ્યવહાર ઉપલક રીતે કર્યા કરે છે. અંતરમા તો 'આ સઘળુ મિથ્યા છે હુ તો અસગ અવિકાર પ્રસગભિન્ન પરબ્રહ્મરૂપ જ છુ' એમ માને છે, તેથી જ્ઞાની વ્યવહાર કરે તોપણ તે અસગ જ છે

જ્યારે જ્ઞાનીને વ્યવહારનો અગીકાર કરીએ, ત્યારે તે જ્ઞાનીને વિકારીપણાની આપત્તિનો પ્રસગ આવશે, એવી શકા લઈને તેની બુદ્ધિ ભલે વ્યવહારવાળી હોય તથાપિ તેનો સાક્ષી આત્મા નિર્વિકાર રહે છે, એમ દૃષ્ટાત સહિત કહે છે

**प्रवहत्यपि नीरेऽधः स्थिरा प्रौढशिला यथा ।**
**नामरूपान्यथात्वेऽपि कूटस्थं ब्रह्म नान्यथा ॥१००**

જેમ ઉપરથી જળનો પ્રવાહ વહેતો હોય તે છતાં પણ નીચે રહેલી પ્રૌઢ (મોટી) શિલા સ્થિર રહે છે—હાલતીચાલતી નથી; તેમ નામ તથા રૂપનો અન્યથાભાવ થાય તોપણ કૂટસ્થ બ્રહ્મ અન્યથા થતું નથી. (અર્થાત્ બુદ્ધિ સંસાર પામે તોપણ જ્ઞાની સસાર સર્વથા પામતો નથી એવો આશય છે.)

અખડ બ્રહ્મને વિષે તેનાથી વિલક્ષણ એવા જગતનુ અવભાસન કેમ સભવે? એવી શંકા લઈ, છિદ્રરહિત દર્પણમા સાવકાશ વસ્તુનુ ભાન જેમ થાય તેવી રીતે. એમ કહે છે.

निश्छिद्रे दर्पणे भाति वस्तुगर्भं बृहद्वियत् ।
सच्चिद्घने तथा नानाजगद्गर्भमिदं वियत् ॥१०१

આકાશથી રહિત એવા દર્પણને વિષે ઘટપટાદિક અનેક વસ્તુ જેના ગર્ભ(મધ્ય)મા છે, એવું મોટું આકાશ જેમ ભાસે છે, તેમ સચ્ચિદ્ઘન બ્રહ્મને વિષે પૃથ્વી આદિક નાના પ્રકારનાં જગત જેના ગર્ભમાં છે એવું આકાશ ભાસી રહ્યું છે.

અદ્રશ્ય બ્રહ્મને વિષે જગતની પ્રતીતિ કેમ સંભવે ? એવી શંકા લઈ, સચ્ચિદાનંદ પ્રતીતિ પુરસ્સર જગતની પ્રતીતિ થાય છે એમ દૃષ્ટાંત સહિત દાખવે છે

अदृष्ट्वा दर्पणं नैव तदंतस्थेक्षणं तथा ।
अमत्वा सच्चिदानंदं नामरूपमतिः कुतः ॥१०२॥

જેમ દર્પણને ન દેખીને તે દર્પણની અંદર રહેલી ઘટાદિ વસ્તુઓના પ્રતિબિંબનું દર્શન થઈ શકતું નથી, તેમ જ સત્, ચિત્ત અને આનંદ રૂપ બ્રહ્મને નહિ માનીને (નિશ્ચયપૂર્વક નહિ જાણીને) નામરૂપની મતિ ક્યાંથી થાય ? (અર્થાત્ વસ્તુમાં અસ્તિ છે, ભાતિ–ભાસે છે, અને પ્રિય–અનુકૂળતાએ વેદ્ય છે; એવી રીતે જ્યાં સુધી સત્, ચિત્ તથા આનંદલક્ષણ બ્રહ્મધર્મની સ્ફૂર્તિ ન થાય, ત્યાં સુધી તેનાં નામ તથા રૂપની બુદ્ધિ કેમ થાય ? ન જ થાય.)

નામ તથા રૂપ પણ ભાસમાન છે, તેથી નિર્વિષય બ્રહ્મની પ્રતીતિ કેમ થાય ? એવી શંકા કરીને તેવી(નિષ્પ્રપંચ બ્રહ્મની) પ્રતીતિનો ઉપાય કહે છે

प्रथमं सच्चिदानंदे भासमानेऽथ तावता ।
बुद्धिं नियम्य नैवोर्ध्वं धारयेन्नामरूपयोः ॥१०३

પ્રથમ સચ્ચિદાનંદ બ્રહ્મ ભાસમાન થયા પછી તેટલાથી જ બુદ્ધિને નિયમિત કરી લઈને, એનાથી ઉપર પછી નામરૂપને વિષે બુદ્ધિને ધારણ કરવી નહિ (એટલે કે સચ્ચિદાનંદ બ્રહ્મને વિષે જે આ નામરૂપાત્મક પ્રપંચ કલ્પિત છે તેમા સચ્ચિદાનંદ માત્રને બુદ્ધિથી ગ્રહણ કરી લઈ નામરૂપાત્મક અંશમા બુદ્ધિને ધરવી જ નહિ).

એતાવત્પર્યંતના ગ્રંથનો ફલિત અર્થ કહી દેખાડે છે.

एवं च निर्जगद्ब्रह्म सच्चिदानंदलक्षणम् ।
अद्वैतानंद एतस्मिन्विश्राम्यंतु जनाश्चिरम् ॥१०४

એવી રીતે પૂર્વોક્ત પ્રકારે નિર્ધારિત કરેલું નિર્જગત (જગદ્ભાવનો જેમાંથી બાધ થયેલો છે એવું) બ્રહ્મ સચ્ચિદાનંદ લક્ષણ સિદ્ધ થાય છે. આ અદ્વૈતાનંદરૂપ પરબ્રહ્મને વિષે મુમુક્ષુજનો ઘણા કાળ પર્યંત વિશ્રામ પામો.

હવે આ અધ્યાયના અર્થનો ઉપસંહાર કરે છે

ब्रह्मानंदाभिधे ग्रंथे तृतीयोऽध्याय ईरितः ।
अद्वैतानंद एव स्याज्जगन्मिथ्यात्वचिंतया ॥१०५

બ્રહ્માનંદ નામના પંચાધ્યાયીરૂપ ગ્રંથમા આ ત્રીજો અધ્યાય (આદિથી તેરમો અધ્યાય) કહ્યો. આ અધ્યાયમાં કહ્યા પ્રમાણે જે જિજ્ઞાસુ જગતનું મિથ્યાત્વ ચિંતન કરે, તે પુરુષ પોતે અદ્વૈત આનંદરૂપ જ થાય છે.

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'બ્રહ્માનંદાંતર્ગત અદ્વૈતાનંદ' નામનું તેરમું પ્રકરણ સમાપ્ત**

## 'બ્રહ્માનંદાંતર્ગત અદ્વૈતાનંદ'નું મનન

આનંદથી અતિરિક્ત કંઈ વસ્તુ જ નથી એવો અર્થ પ્રતિપાદન કરવા ગ્રંથારંભની અદ્વૈતતા સૂચવીને પ્રકરણનુ 'અદ્વૈતાનંદ' એવુ નામ અન્વયાર્થ કહી દેખાડ્યું. તૈત્તિરીય શ્રુતિમા આકાશથી લઈને સ્વદેહ પર્યંતનું સકળ જગત આનંદથી નિરાળુ છે જ નહિ, એમ કહેલુ છે તે ઉપરથી બ્રહ્મરૂપ આનંદની અદ્વૈતતા સિદ્ધ થાય છે. આનંદથી જ આ જગત ઉત્પન્ન થયેલુ છે, આનંદમાં જ સ્થિતિ કરી રહ્યુ છે અને આનંદને વિષે જ અંતે લીન થાય છે; તો પછી તે ઉક્ત આનંદથી પૃથક્ કેમ હોઈ શકે ? ઉપાદાન કારણ વિવર્ત્ત, પરિણામ, અને આરંભક; એવા ભેદથી ત્રણ પ્રકારનુ છે. તેમાના પરિણામ તથા આરંભ નિરંશ બ્રહ્મને વિષે ઘટે નહિ, કેમકે તંતુથી આરંભ કરાતા પટની પેઠે અથવા દહીંરૂપે પરિણમતા દૂધની પેઠે બ્રહ્મને અવસ્થાંતરની પ્રાપ્તિ થતી નથી આ બ્રહ્મ તો જગતનુ વિવર્ત્ત ઉપાદાન કારણ છે. જેમ નિરંશ આકાશને વિષે કાળાશ અજ્ઞજનોથી કલ્પાય છે તેમ નિરંશ બ્રહ્મને વિષે અવસ્થાન્તરતાના ભાનરૂપ વિવર્ત્ત સંભવી શકે છે તેથી નિરંશ બ્રહ્મને વિષે માયાશક્તિએ કલ્પેલ આ જગતરૂપી વિવર્ત્ત છે. એ માયાશક્તિ માયી મહેશ્વરથી નિરાળી નથી. પણ તેના કાર્ય પંચભૂતાદિક ઉપરથી તે માયાશક્તિ અનુમિત થાય છે જેમ ફળ, પત્ર, પુષ્પ, શાખા, ડાળીઓ આદિક અવયવોથી સહવર્તમાન એવું વૃક્ષ એક નાનાશા બીજમાં સૂક્ષ્મરૂપે રહેલું હોય છે, તેમ આ સચરાચર જગત બ્રહ્મને વિષે અવસ્થિત છે. એ શક્તિઓ અમુક પ્રકારના દેશ-

કાલાદિકના વૈચિત્ર્યને લઈને નાના પ્રકારે ઉદ્ભવે છે. અહીં માયાસ્વરૂપનુ અનિર્વચનીયપણુ સિદ્ધ કરવા ધાત્રી-કથાનો યોગવાસિષ્ઠોક્ત પ્રસંગ વર્ણવી શક્તિકાર્ય ઘટાદિકનુ પણ અનિર્વચનીયત્વ કહ્યુ ઘટાદિ પદાર્થને વિષે મૃત્તિકાબોધે કરી નામરૂપાદિની નિવૃત્તિ થાય છે. એવી જ નિવૃત્તિ કારણરૂપે બ્રહ્મને જાણીને થાય એ જ પુરુ-પાર્થ વેદાંતવાદીઓને અભિમત છે. કોઈ પદાર્થની અપ્રતીતિ થવાની જરૂર નથી. એવી રીતે કાર્યમાત્રની અનૃતતાનું ભાવન કરવાથી કેવળ કારણમાત્રના નિર્મળ બોધે કરી સકળ જ્ઞાન સિદ્ધ થાય છે. જેમ જીવમાં સ્થિત એવી નિદ્રાશક્તિ દુર્ઘટ સ્વપ્નની રચનારી થાય તો પછી બ્રહ્મમા સ્થિત એવી માયાશક્તિ આ જગતના સૃષ્ટિ, સ્થિતિ, પ્રલય આદિક કરે એમાં શુ આશ્ચર્ય પામવા જેવુ છે, માટે આ ચેતન તથા અચેતનને વિષે બ્રહ્મ નિર્વિશેષ છે, માત્ર નામ તથા રૂપ પૃથક્ પૃથક્ ભેદ પામે છે. જેમ છિદ્રરહિત દર્પણને વિષે નાના પ્રકારના પદાર્થો છે. ગર્ભમા જેને એવુ આકાશ ભાસે છે, તેમ નિરંશ સચ્ચિદાનંદ બ્રહ્મને વિષે અનેકવિધ વૈચિત્ર્યવાળું જગત છે, જેમ દર્પણ વિના કશો ભાસ નથી થતો, તેમ બ્રહ્મ વિના નામરૂપમતિ નથી જ; માટે ભાસમાન સચ્ચિ-દાનંદ વિષે બુદ્ધિને નિયમિત કરી ઉપર નામરૂપાદિકથી વિનિવૃત્ત કરવી એટલે પછી નિર્ગત છે જગત જેથી એવુ સચ્ચિદાનંદલક્ષણ બ્રહ્મ એ જ અદ્વૈતાનંદ સમજો અને તેને વિષે સર્વ અધિકારી પુરુષો વિશ્રામ પામો, એવી રીતે જગન્મિથ્યાત્વભાવનનો ઉપદેશ કરી પ્રક-રણનો ઉપસંહાર કર્યો.

# ૧૪: બ્રહ્માનંદાંતર્ગત વિદ્યાનંદ

## વિદ્યાનંદસ્વરૂપપૂર્વક નિવૃત્તિવિભાગ

### વિદ્યાનંદનું સ્વરૂપ તથા તેના અવાંતર ભેદ

બ્રહ્માનંદના પ્રણેતા શ્રી ભારતીતીર્થ મુનિ, ૧૧મા પ્રકરણ-થી લઈને કહેવાઈ ગયેલા તથા હવે પછી આ ચૌદમા પ્રકરણમા કહેવાશે, એ વિષયોના પ્રતિપાદક પૂર્વાપર ગ્રંથની સંગતિ કહી દેખાડે છે.

**योगेनात्मविवेकेन द्वैतमिथ्यात्वचिंतया ।**
**ब्रह्मानंदं पश्यतोऽथ विद्यानंदो निरूप्यते ॥ १ ॥**

યોગ વડે તથા આત્માના વિવેક વડે તેમ જ દ્વૈતરૂપ આ પ્રપંચના મિથ્યાત્વરૂપ ચિંતન વડે બ્રહ્માનંદને દેખતા વિદ્વાનના અંતઃકરણમાં ઉદય પામતો જે વિદ્યાનંદ (સ્વરૂપબોધજન્ય આનંદ) તે હવે આ ચૌદમા પ્રકરણને વિષે નિરૂપણ કરાય છે.

વિદ્યાનંદનું સ્વરૂપ કહે છે.

**विषयानंदवद्विद्यानंदो धीवृत्तिरूपकः ।**
**दुःखाभावादिरूपेण प्रोक्त एष चतुर्विधः ॥ २ ॥**

વિષયાનંદની પેઠે વિદ્યાનંદ પણ બુદ્ધિવૃત્તિ-રૂપ જ છે અને તે વિદ્યાનંદ દુઃખાભાવ આદિક ભેદે કરી ચાર પ્રકારનો છે.

ઉપર કહેલું વિદ્યાનંદનું ચતુર્વિધપણું વર્ણવી દેખાડે છે.

**दुःखाभावश्च कामाप्तिः कृतकृत्योऽहमित्यसौ ।**
**प्राप्तप्राप्योऽहमित्येव चातुर्विध्यमुदाहृतम् ॥ ३ ॥**

દુઃખનો અભાવ તથા કામાપ્તિ (સર્વ ભોગની પ્રાપ્તિરૂપ પૂર્ણકામપણું) તથા 'હું કૃતકૃત્ય છું' એવા આકારની કૃતકૃત્યતા અને 'હું પ્રાપ્ત પ્રાપ્તવ્ય છું' એવા આકારની પ્રાપ્તપ્રાપ્તતા; એવા ભેદથી વિદ્યાનંદનું ચતુર્વિધપણું કહેલુ છે.

### વિદ્યા વડે નિવૃત્ત કરવા યોગ્ય દુઃખનું સ્વરૂપ

વિદ્યા વડે નિવર્ત્ય જે દુઃખ તેનો વિભાગ કરી દેખાડે છે:

**ऐहिकं चामुष्मिकं चेत्येवं दुःखं द्विधेरितम् ।**
**निवृत्तिमैहिकस्याह बृहदारण्यकं वचः ॥ ४ ॥**

ઐહિક (આ લોક સંબંધી) તથા આમુ-ષ્મિક (પરલોક સંબંધી) એવા ભેદથી દુઃખ બે પ્રકારનું કહેલું છે, તેમાંના આ લોક સંબંધી દુઃખની નિવૃત્તિને બૃહદારણ્ય ઉપનિષદનું વચન કહે છે અર્થાત્ ઐહિક દુઃખની નિવૃત્તિનો ઉપાય બૃહદા-રણ્યકમાં દર્શાવેલો છે.

ઉપરના શ્લોકમા સૂચવેલું બૃહદારણ્યક વચન કે જેના વ્યાખ્યાનમાં સમગ્ર તૃપ્તિદીપ પ્રકરણ લખાયેલુ છે, તે શ્રુતિ-વાક્ય અહીં પણ કહી દેખાડે છે.

**आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।**
**किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ ५ ॥**

પુરુષ પોતાના આત્માને 'આ હું છું' એવી રીતે જાણે ત્યારે કઈ ભોગ્ય વસ્તુને ઇચ્છતો કયા ભોક્તાના કામ (અભિલાષાપૂરણ)ને અર્થે શરીર-ની પાછળ સંતાપ પામ્યા કરે? સર્વથા સંતાપ પામે નહિ.

આત્મામા શોકનો સંબંધ દર્શાવવા માટે પ્રથમ આત્માના ભેદ કહે છે:

जीवात्मा परमात्मा चेत्यात्मा द्विविध ईरितः ।
चित्तादात्म्यात्त्रिभिर्देहैर्जीवः सन्भोक्तृतां व्रजेत् ॥

જીવાત્મા તથા પરમાત્મા એવા ભેદથી આત્મા બે પ્રકારનો કહ્યો છે. સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણરૂપ ત્રણ દેહની સાથે ચૈતન્યનું તાદાત્મ્ય થવાથી, (એટલે કે 'તે શરીરો હું જ છું' એવો તાદાત્મ્ય અધ્યાસ થવાથી) તે ચિત્ત જીવપણાને પામીને ભોક્તાપણાનો અભિમાની થાય છે (પ્રાણનું ધારણ કરનાર હોવાથી જીવસંજ્ઞાને પામી ભોક્તાપણાને પ્રાપ્ત થાય છે).

જીવાત્માનું સ્વરૂપ દર્શાવીને હવે પરમાત્માનું સ્વરૂપ કહી તેને ભોગ્યતાપત્તિ કથનપૂર્વક તેના ભોક્તાપણાના અભાવનું કારણ પણ કહી દેખાડે છે :

परमात्मा सच्चिदानंदस्तादात्म्यं नामरूपयोः ।
गत्वा भोग्यत्वमापन्नस्तद्विवेके तु नोभयम् ॥ ७ ॥

પરમાત્મા તો સચ્ચિદાનંદસ્વરૂપ છે. તે પરમાત્મા નામ તથા રૂપને વિષે તાદાત્મ્ય(તદ્રૂપતાના અભિમાન)ને પામીને ભોગ્યપણાને પ્રાપ્ત થયો છે (અર્થાત્ નામરૂપની કલ્પનાનું અધિષ્ઠાન હોવાથી તે નામરૂપ સાથે એકતાના ભ્રમને પામીને ભોગ્ય બની ગયો છે). વસ્તુગત્યા તેને વિષે ભોક્તાપણું કે ભોગ્યપણું કશું છે જ નહિ (કારણ કે તે ત્રિવિધ શરીર તથા જગતથી એ આત્માનો ભેદ જ્ઞાનરૂપ વિવેક કરાય ત્યાર પછી ભોક્તા કે ભોગ્ય એ બેમાનું કશું છે નહિ).

પાંચમા શ્લોકથી કહેલા અર્થને વર્ણવી દેખાડે છે :

भोग्यमिच्छन्भोक्तुरर्थे शरीरमनुसंज्वरेत् ।
ज्वरास्त्रिषु शरीरेषु स्थिता न त्वात्मनो ज्वराः ॥८॥

ભોક્તાને અર્થે ભોગ્ય(ભોગ સામગ્રીરૂપ વિષય)ને ઇચ્છતો પુરુષ શરીરની પાછળ સંતાપ પામ્યા કરે છે. એ જ્વરો ત્રણ શરીરોને વિષે સ્થિત છે. કંઈ આત્માને (વિષય કરનાર) તો જ્વરો છે જ નહિ.

કયા શરીરમા કયો જ્વર? એવી શંકા લઈને પ્રત્યેક શરીરના જ્વરો કહી દેખાડે છે :

व्याधयो धातुवैषम्ये स्थूलदेहे स्थिता ज्वराः ।
कामक्रोधादयः सूक्ष्मे द्वयोर्बीजं तु कारणे ॥ ९ ॥

વાત, પિત્ત તથા કફ એ ત્રણ ધાતુઓ અથવા શુક્રશોણિતાદિક ધાતુઓની વિષમતાને લીધે થતા જ્વરો સ્થૂળ દેહમાં સ્થિત છે અને કામક્રોધાદિક જ્વરો સૂક્ષ્મ (લિંગ) દેહને વિષે રહેલા છે; અને સ્થૂળ તથા સૂક્ષ્મ બંને દેહગત જ્વરોના બીજરૂપ જે સંસ્કારો છે તે તો કારણદેહને વિષે સ્થિત છે એમ દેહપરત્વે જ્વરોનો વિભાગ છે.

## વિદ્યાનંદના અવાંતર ભેદોનું પ્રતિપાદન

### દુઃખાભાવ અથવા દુઃખનિવૃત્તિ

હવે પાચમા શ્લોકમા સૂચન કરેલ 'किमिच्छन्' એ શ્રુતિના તાત્પર્યવર્ણન દ્વારા પૂર્વોક્ત આત્માનંદ તથા અદ્વૈતાનંદને સ્પષ્ટ કરી દર્શાવે છે

अद्वैतानंदमार्गेण परात्मनि विवेचिते ।
अपश्यन्वास्तवं भोग्यं किं नामेच्छेत्परात्मवित् ॥१०

આ બ્રહ્માનંદના અદ્વૈતાનંદ નામના ત્રીજા અધ્યાયમાં બતાવેલા પ્રકારે સચ્ચિદાનંદ બ્રહ્મને માયાનાં કાર્ય જે નામરૂપ તેથી વિવેચિત કરે (અર્થાત્ નામરૂપાત્મક પ્રપંચથી ભેદે કરી આત્માને જાણે), ત્યાર પછી કંઈ પણ વાસ્તવ ભોગ્યને નહિ દેખતો એવો એટલે 'આ સઘળું મિથ્યા છે' એવા નિશ્ચયવાળો પરમાત્મવિદ્ (તત્ત્વજ્ઞાની) પુરુષ કયા ભોગ્ય પદાર્થને ઇચ્છે? કશાને નહિ.

બ્રહ્માનંદના આત્માનંદ નામના બીજા અધ્યાયમા કહેલી રીતે આત્મસ્વરૂપ જાણતાં જ્વરસંબંધ પણ રહેતો નથી, એમ કહે છે

आत्मानंदोक्तरीत्यास्मिन्जीवात्मन्यवधारिते ।
भोक्ता नवास्ति कोऽप्यत्र शरीरे तु ज्वरः कुतः ॥

આત્માનંદ નામના બારમા પ્રકરણમાં કહેલી રીતે આ આત્મા અવધારિત થઈ જાય (અર્થાત્ જીવનું સ્વરૂપ અસંગ કૂટસ્થ ચૈતન્યરૂપ છે એવો નિશ્ચય થઈ જાય). ત્યારે આ શરીરને વિષે કોઈ પણ ભોક્તા રહેતો નથી (કોઈ કામના કરનાર જ હોતો નથી), તો પછી જ્વર (સંતાપ) ક્યાંથી હોય? સર્વથા નહિ.

હવે પારલૌકિક જ્વર (સંતાપ) દર્શાવે છે :

पुण्यपापद्वये चिंता दुःखमामुष्मिकं भवेत् ।
प्रथमाध्याय एवोक्तं चिंता नैनं तपेदिति ॥१२

પુણ્ય તથા પાપ એ બેની બાબતમાં જે

ચિંતા થાય છે, તે પરલોક સંબંધી દુઃખ (જ્વર) છે અને તે પારલૌકિક જ્વરનો અભાવ તો પહેલા (યોગાનંદ) અધ્યાયમા જ પાંચમા શ્લોક પર્યંતમાં 'એ જ્ઞાનીને આ લોક સંબંધી અથવા પરલોક સંબંધી કોઈ પણ પ્રકારની ચિંતા તપાવતી નથી (બાધજનક થઈ શકતી નથી),' એવી રીતે કહેવાઈ ગયુ છે.

જ્ઞાનીને પ્રારબ્ધકર્મવિષયિણી ચિંતા ભલે ન હો તથાપિ આગામીકર્મવિષયિણી ચિંતા તો જ્ઞાનીને પણ હશે એવી આશંકા લઈને 'तद्यथा पुष्करपर्णं । (છા ૪-૧૪-૩) જેમ કમળના પત્રને વિષે જળનો અસ્પર્શ હોય છે,' ઇત્યાદિક શ્રુતિથી જ્ઞાનીને આગામી કર્મના સંબંધનુ નિરાકરણ કરેલુ છે તેથી તે વિષયની ચિંતા નથી, એમ કહે છે

**यथा पुष्करपर्णेऽस्मिन्नपामश्लेषणं तथा ।**
**वेदनादूर्ध्वमागामिकर्मणोऽश्लेषणं बुधे ॥१३॥**

જેમ આ કમળના પત્રને વિષે જળનો સ્પર્શ નથી (અર્થાત્ તેને જળ ભેજ કરી શકતું નથી), તેમ જ જ્ઞાન થાય પછી તત્ત્વજ્ઞાનીને આગામી કર્મનો અસ્પર્શ છે.

'तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैव हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते । (છા ૫-૨૪-૩) તે જેમ ઇષીકા નામના તૃણમા થતુ તૂલ (રૂ) અગ્નિમા નાખતા બળી જાય છે,' એ શ્રુતિના આશ્રયથી જ્ઞાનીને સંચિતકર્મ વિષયની પણ ચિંતા રહેતી નથી એમ કહે છે.

**इषीकातृणतूलस्य वह्निदाहः क्षणाद्यथा ।**
**तथा संचितकर्मास्य दग्धं भवति वेदनात् ॥१४॥**

જેમ ઈષીકા નામના તૃણવિશેષમાં થતું તૂલ (કપાસ) ક્ષણમાત્રમાં અગ્નિથી બળી જાય છે, તેમ આ જ્ઞાનીનું સંચિત કર્મ પણ જ્ઞાને કરી તે જ ક્ષણે દગ્ધ થઈ જાય છે.

ઉપર ૧૨મા શ્લોકથી, જ્ઞાનીને કર્મના અભાવનું જે પ્રતિપાદન કર્યું, તેમા ભગવદ્‌ગીતાના અ. ૪ શ્લો. ૩૭ તથા અ. ૧૮ શ્લો ૧૭ રૂપ બેય વાક્યને પ્રમાણ તરીકે ટાંકી બતાવે છે.

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥१५॥**

હે અર્જુન! જેમ પ્રજ્વલિત થયેલો અગ્નિ કાષ્ઠોને ભસ્મ કરી નાખે છે, તેમ જ જ્ઞાનરૂપી અગ્નિ જ્યારે પ્રકટ થાય છે, ત્યારે તે (જ્ઞાનીનાં) સર્વ કર્મોને ભસ્મ કરી નાખે છે.

**यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।**
**हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥१६**

જે પુરુષને 'હું કર્તા છું' એવો ભાવ (અભિમાન) નથી, તેમ જેની બુદ્ધિ લેપાતી નથી (અર્થાત્ શુભાશુભ કર્મનાં ફળોમા આસક્ત થતી નથી), તે પુરુષ આ ચરાચર સકળ લોકને હણીને પણ તે પોતે જાણે હનન કરતો જ નથી, તેમ તેના ફળભૂત નરક-દુઃખાદિકથી બંધન પામતો નથી.

એ જ અર્થમા વિશેષ પ્રમાણ તરીકે 'न मातृवधेन' ઇત્યાદિ કૌષીતકી બ્રાહ્મણની શ્રુતિને અર્થથી કહી દેખાડે છે:

**मातापित्रोर्वधः स्तेयं भ्रूणहत्यान्यदीदृशम् ।**
**न मुक्तिं नाशयेत्पापं मुखकांतिर्न नश्यति ॥१७**

માતાપિતાનો વધ (અનાદર), ચોરી, ભ્રૂણહત્યા (બાળહત્યા) તથા એના જ જેવું બીજુ પણ પાપ મુક્તિને નાશ પમાડી શકતું નથી. તેમ તે જ્ઞાનીના મુખની કાંતિ પણ નાશ પામતી નથી–અદલાઈને શ્યામ થતી નથી.

### સર્વ કામની પ્રાપ્તિનું નિરૂપણ

આજ પ્રકરણના ત્રીજા શ્લોકમા વિદ્યાનંદનુ જે ચતુર્વિધપણુ કહ્યુ, તેમાથી પહેલો દુઃખાભાવ કહી દેખાડયો, હવે બીજો કામાપ્તિ નામનો પ્રકાર દર્શાવે છે:

**दुःखाभाववदेवास्य सर्वकामाप्तिरीरिता ।**
**सर्वान्कामानसावाप्त्वा ह्यमृतोऽभवदित्यतः ॥१८**

ઉપર દશમા શ્લોકથી માંડીને ૧૭મા શ્લોક પર્યંત કહેલા પ્રકારે દુઃખાભાવની પેઠે જ એ જ્ઞાનીને સર્વ કામની પ્રાપ્તિ પણ કહેલી છે; કેમકે ઐતરેય શ્રુતિમાં કહ્યુ છે કે 'આ જ્ઞાની સર્વ કામનાઓને પામી અમૃત (મરણાદિ ધર્મરહિત) થયો,' આ શ્રુતિવાક્યથી એ જ્ઞાનીને સર્વ કામની પ્રાપ્તિરૂપ વિદ્યાનંદ પણ સિદ્ધ થાય છે.

એ જ અર્થમા 'जक्षन्' ઇત્યાદિ છાંદોગ્ય શ્રુતિને પણ અર્થથી કહે છે:

**जक्षन्क्रीडन्रतिं प्राप्तः स्त्रीभिर्यानैस्तथेतरैः ।**
**शरीरं न स्मरेत्प्राणः कर्मणा जीवयेदमुम् ॥१९॥**

ખાતો તથા ક્રીડા કરતો, સ્ત્રીઓની સંગે

અથવા યાને (રથાદિક વાહનોએ) કરી અથવા અન્ય જ્ઞાની અથવા અજ્ઞાનીની સંગે રમણ કરતા છતાં જ્ઞાની પુરુષ (સમીપસ્થિત આ) શરીરને સ્મરણ કરતો નથી; અને પ્રાણ પ્રારબ્ધકર્મ વડે કરી તેને જિવાડે છે.

એ જ અર્થમાં તૈત્તિરીય શ્રુતિવાક્યને પણ અર્થથી કહી દેખાડે છે.

**सर्वान्कामान्सहाप्नोति नान्यवज्जन्मकर्मभिः ।**
**वर्तन्ते श्रोत्रिये भोगा युगपत्क्रमवर्जिताः ॥२०**

સર્વ કામનાઓને જ્ઞાની સાથે જ પ્રાપ્ત થાય છે અને એ શ્રોત્રિય (તત્ત્વવેત્તા) પુરુષને વિષે અન્ય(અજ્ઞાની)ની પેઠે જન્મ તથા કર્મ વડે ભોગો રહેતા નથી (અર્થાત્ ઇતરની પેઠે ભોગ ભોગવવા જ્ઞાનીને જન્મ ધારણ કરવા પડતા નથી), પણ એક જ કાળને વિષે ક્રમરહિત સર્વ ભોગો જ્ઞાનીને વિષે વર્તે છે (અર્થાત્ જ્ઞાને કરી સંચિત કર્મ તો બળી ગયેલા છે તેથી અજ્ઞાનીની માફક તેને જન્મવાનુ નથી એટલે સર્વ ભોગ એક કાળે ભોગવાઈ જાય છે).

હવે તૈત્તિરીય તથા બૃહદારણ્યકના વાક્ય અર્થથી કહી દેખાડે છે.

**युवा रूपी च विद्यावान् नीरोगो दृढचित्तवान् ।**
**सैन्योपेतः सर्वपृथ्वीं वित्तपूर्णां प्रपालयन् ॥२१**

જુવાન તથા રૂપવાન તેમ જ વિદ્યાવાન તથા નીરોગી, વળી દૃઢ ચિત્તવાળો અને સૈન્યે કરી યુક્ત એવો હોઈને સર્વ પ્રકારના દ્રવ્યથી પરિપૂર્ણ એ સમગ્ર પૃથ્વીનુ પાલન કરતો—

**सर्वैर्मानुष्यकैर्भोगैः संपन्नस्तृप्तभूमिपः ।**
**यमानन्दमवाप्नोति ब्रह्मविच्च तमश्नुते ॥२२॥**

એવી રીતે મનુષ્યલોકના સર્વ ભોગ(વૈભવ-સાધન)થી સંપન્ન એવો ચક્રવર્તી રાજા જે આનંદને પ્રાપ્ત થાય છે, તે આનંદને બ્રહ્મવિત્ પુરુષ પામે છે. (અર્થાત્ ચક્રવર્તીથી લઈને હિરણ્યગર્ભાખ્ય સમષ્ટિ સૂક્ષ્મ જીવોમાં રહેલા જે આનંદ છે, તે સર્વ આનંદ જ્ઞાનીએ જાણેલા બ્રહ્મના અંશભૂત છે, તેથી તે યાવત્ આનંદ જ્ઞાનીને વિષે સંભવે છે.)

સાર્વભૌમ રાજા અને જ્ઞાની એ બેયને વિષયની સમાનતાનો અભાવ છે, તો પછી તે બેના આનંદની પ્રાપ્તિની સમતા કેમ થશે? એવી શંકા કરી, બન્નેને ઇચ્છાના અભાવની સમતા છે તેથી આનંદપ્રાપ્તિની સમાનતા હોઈ શકે છે, એમ કહે છે:

**मर्त्यभोगे द्वयोर्नास्ति कामस्तृप्तिरतः समा ।**
**भोगान्निष्कामतैकस्य परस्यापि विवेकतः ॥२३॥**

ચક્રવર્તી રાજા તથા તત્ત્વવિદ્ પુરુષ એ બંનેને મનુષ્યના ભોગને વિષે કામ (અભિલાષ) હોતો નથી, તેથી તે બેયની તૃપ્તિ સમાન હોય છે; કારણ કે એક(ચક્રવર્તી રાજા)ને તો ભોગ યથેચ્છ ભોગવ્યાથી નિષ્કામપણુ થયેલુ હોય છે અને અન્ય(જ્ઞાની)ને પણ વિવેક(વિચારપૂર્વક ભોગની અનિત્યતા તથા દુઃખહેતુતાના જ્ઞાન)થી નિષ્કામતા (ઇચ્છારહિતપણુ) થાય છે, તેથી ઇચ્છાનિવૃત્તિથી થતી તૃપ્તિ બેયને તુલ્ય છે

ઉપરના શ્લોકમા 'વિવેકથી' એમ જે કહ્યુ તેનું વિશેષ વર્ણન કરે છે

**श्रोत्रियत्वाद्वेदशास्त्रैर्भोगदोषानवेक्षते ।**
**राजा बृहद्रथो दोषांस्तान् गाथाभिरुदाहरत् ॥२४॥**

જ્ઞાની પુરુષ પોતે શ્રોત્રિય (શ્રુતિના રહસ્યને જાણનારો) હોવાથી વેદ તથા શાસ્ત્રોના પરિશીલન દ્વારા ભોગના દોષોને વિચારે છે, જેમકે બૃહદ્રથ નામના રાજાએ તે (ભોગના) દોષોને ગાથાઓથી કહેલા છે (અર્થાત્ મૈત્રાયણીય શાખામા વિષયગત દોષોને વિસ્તારથી વર્ણવ્યા છે).

ત્યા ક્યા ક્યા દોષો કહ્યા છે તે કહી, વિવેકીને ઇચ્છા ન થવામા દૃષ્ટાંત કહે છે

**देहदोषांश्चित्तदोषान् भोग्यदोषाननेकशः ।**
**शुना वांते पायसे नो कामस्तद्वद्विवेकिनः ॥ २५ ॥**

એ ગાથાઓમાં દેહના દોષોને તથા ચિત્તના દોષોને અને ભોગ્ય પદાર્થના દોષોને અનેક પ્રકારે બૃહદ્રથે કહેલા છે. આવી દોષદૃષ્ટિ થતાં, શ્વાને વમન કરેલા દૂધપાકને વિષે જેમ પુરુષની કામના થતી નથી, તેમ વિવેકીને ભોગ્યમાં ઇચ્છા થતી નથી.

સાર્વભૌમ રાજાના કરતા તત્ત્વજ્ઞાનીની અધિકતા દર્શાવે છે.

**निष्कामत्वे समेऽप्यत्र राज्ञः साधनसंचये ।**
**दुःखमासीद्राविनाशादतिभीरनुवर्तते ॥ २६ ॥**

જો કે ચક્રવર્તી રાજા તથા જ્ઞાની બન્નેનું નિષ્કામપણુ સમાન છે, તથાપિ એ નિષ્કામતામાં, રાજાને પ્રથમ સાધન–સંપત્તિ એકત્ર કરવામાં દુઃખ થયુ હતું, તેમ જ આગળ ઉપર તે સાધનો-નો નાશ થવાનો ભાવી ભય પણ રહ્યા કરે છે.

**नोभयं श्रोत्रियस्यातस्तदानंदोऽधिकोऽन्यतः ।**
**गंधर्वानंद आशास्ति राज्ञो नास्ति विवेकिनः ॥२७॥**

પણ શ્રોત્રિય (તત્ત્વવિદ્) પુરુષને તો ઉપર કહેલા બેય ભય હોતા નથી. આથી કરી તે જ્ઞાનીનો આનંદ અન્ય રાજાદિકના આનંદ કરતાં અધિક છે. વળી શ્રોત્રિય(જ્ઞાની)માં બીજી પણ અધિકતા એ છે કે, રાજાને ગંધર્વાનંદમાં આશા (કામના) રહે છે, વિવેકીને તે હોતી નથી, એ પણ અધિકતા છે.

છાંદોગ્ય ઉપનિષદમા વર્ણવેલા આનંદના તારતમ્યનું નિરૂપણ કરવાના ઉપક્રમમા પ્રથમ ગંધર્વાનંદનું દ્વિવિધપણું દર્શાવવા ગંધર્વનું દ્વિવિધપણું બે શ્લોકથી કહી દેખાડે છે :

**अस्मिन्कल्पे मनुष्यः सन्पुण्यपाकविशेषतः ।**
**गंधर्वत्वं समापन्नो मर्त्यगंधर्व उच्यते ॥ २८ ॥**

આ વર્તમાન કલ્પમા મનુષ્ય થઈ પુણ્ય કર્મના કંઈ વિશિષ્ટ પ્રકારના પરિપાકથી ગંધર્વ-પણાને પામે તે મનુષ્ય ગંધર્વ કહેવાય છે.

**पूर्वकल्पे कृतात्पुण्यात्कल्पादावेव चेद्भवेत् ।**
**गंधर्वत्वं तादृशोऽत्र देवगंधर्व उच्यते ॥ २९ ॥**

અને પૂર્વ (ગત) કલ્પમાં કરેલાં પુણ્ય-કર્મથી આ (ચાલતા) કલ્પના આરંભમા જો ગંધર્વભાવ પ્રાપ્ત થાય, તો તેવો પુરુષ શાસ્ત્રોમાં દેવગંધર્વ કહેવાય છે.

ચિરલોકવાસી પિતૃ તથા દેવના આનંદ દર્શાવવા માટે તે પિતૃઓ તથા ત્રિવિધ દેવોનું નિરૂપણ કરે છે

**अग्निष्वात्तादयो लोके पितरश्चिरवासिनः ।**
**कल्पादावेव देवत्वं गता आजानदेवताः ॥ ३० ॥**

પોતપોતાના લોકને વિષે ચિરકાળથી વાસ કરી રહેલા અગ્નિષ્વાત્ત આદિક પિતૃઓ છે, તેમ જ કલ્પના આદિમા જે દેવપણાને પામેલા છે તે આજાનદેવ કહેવાય છે.

**अस्मिन्कल्पेऽश्वमेधादि कर्म कृत्वा महत्पदम् ।**
**अवाप्याजानदेवैर्याः पूज्यास्ताः कर्मदेवताः ॥३१॥**

અને જેઓ આ (ચાલતા) કલ્પમાં અશ્વ-મેધ આદિક પુણ્યકર્મો કરીને મોટા પદને પામી, પૂર્વોક્ત આજાનદેવોએ પૂજવા યોગ્ય થએલ છે તે કર્મદેવતા કહેવાય છે.

**यमाग्निमुख्या देवाः स्युर्ज्ञाताविंद्रबृहस्पती ।**
**प्रजापतिर्विराट् प्रोक्तो ब्रह्मा सूत्रात्मनामकः ॥३२॥**

વળી યમ તથા અગ્નિ આદિક મુખ્ય દેવો છે. ઇંદ્ર (દેવરાજ) તથા બૃહસ્પતિ (દેવગુરુ) એ બે તો સુપ્રસિદ્ધ જ છે. અને પ્રજાપતિ વિરાટ-ને કહે છે તથા બ્રહ્મા સૂત્રાત્મા નામવાળા છે.

સાર્વભૌમથી લઈને સૂત્રાત્મા પર્યંતની શ્રોત્રિયથી ન્યૂનતા દર્શાવે છે

**सार्वभौमादिसूत्रांता उत्तरोत्तरकामिनः ।**
**अवाङ्मनसगम्योऽयमात्मानंदस्ततः परः ॥३३॥**

સાર્વભૌમથી આદિ લઈને સૂત્રાત્મા પર્યંત જે કહ્યા તે સર્વે ઉત્તરોત્તર કામનાવાળા હોય છે. અર્થાત્ પોતાના કરતાં અધિક જે પદ હોય તેની અભિલાષાવાળા હોય છે, પણ વાણી તથા મનને અગમ્ય જે આત્માનંદ તે તો તેથી પર જ છે, અર્થાત્ ઉક્ત સર્વ આનંદની અપેક્ષાએ આ આત્માનંદ સર્વથી ઉત્કૃષ્ટ છે.

હવે ઉપર કહેલા સર્વ આનંદ શ્રોત્રિય(જ્ઞાની)ને વિષે છે, કારણ કે તે જ્ઞાની એ આનંદોમા નિઃસ્પૃહ હોય છે એમ કહે છે

**तैस्तैः काम्येषु सर्वेषु सुखेषु श्रोत्रियो यतः ।**
**निःस्पृहस्तेन सर्वेषामानंदाः संति तस्य ते ॥३४॥**

તે તે સાર્વભૌમ (સકળ પૃથ્વીના રાજા) આદિકે કામ્ય (અભિલષણીય) એવાં જે સર્વ સુખો, તેને વિષે શ્રોત્રિય (જ્ઞાની) સર્વથા નિઃસ્પૃહ હોય છે, તેથી તે સર્વના આનંદો તે-(જ્ઞાની)ને અનુભવ વિષય હોય છે.

અહીં સુધીના ગ્રંથથી પ્રતિપાદન કરેલા અર્થનો ઉપસંહાર કરે છે

**सर्वकामाप्तिरेपोक्ता यद्वा साक्षिचिदात्मना ।**
**स्वदेहवत्सर्वदेहेष्वपि भोगानवेक्षते ॥ ३५ ॥**

આ સર્વ કામાપ્તિ (સર્વ અભિલાષોની પરિ-પૂર્તિરૂપ અવસ્થા) કહી બતાવી અથવા તો જ્ઞાની પોતાના દેહને વિષે જેમ આનંદાકાર

વૃત્તિના સાક્ષી ચેતન વડે સ્વયં આનંદવાન થાય છે, તેમ સવ અન્ય દેહને વિષે પણ આત્મભાવ નાથી ભોગને દેખે છે ( અર્થાત્ તે ભોગના સાક્ષી-રૂપે રહી આનંદી થાય છે).

ત્યારે ઉપર કહ્યા પ્રમાણે તો અજ્ઞજનને પણ સર્વ આનંદ-ની પ્રાપ્તિ થશે એવી આશંકા લઈ, તે અજ્ઞાનીને 'સર્વમા સર્વ બુદ્ધિનો સાક્ષી હું છું' એવી ભાવના હોતી નથી, તેથી તેમ થતું નથી એમ કહે છે.

**अज्ञस्याप्येतदस्त्येव न तु तृप्तिरबोधतः ।**
**यो वेद सोऽश्नुते सर्वान्कामानित्यब्रवीच्छ्रुतिः ॥३६**

અજ્ઞાનીને પણ એ સાક્ષીરૂપ હોવાને લીધે સર્વ આનંદની પ્રાપ્તિ છે જ, તથાપિ તેને પોતાના સાક્ષીરૂપપણાના અજ્ઞાનથી તૃપ્તિ હોતી નથી; કેમકે 'જે પુરુષ ( પંચકોશરૂપ ગુહાને વિષે અવસ્થિત એવું પ્રત્યગભિન્ન પરમાત્મ બ્રહ્મને ) જાણે છે, તે (પુરુષ) સર્વ કામ(ભોગ)ને ભોગવે છે.' એમ તૈત્તિરીય શ્રુતિમાં કહેલુ છે.

હવે સર્વકામાવાપ્તિના વિષયમા ત્રીજો પ્રકાર દર્શાવે છે

**यद्वा सर्वात्मतां स्वस्य साम्ना गायति सर्वदा ।**
**अहमन्नं तथान्नादश्चेति साम ह्यधीयते ॥ ३७ ॥**

અથવા એ જ્ઞાની પોતાની સર્વાત્મતાને સામ-વેદના મંત્રરૂપ વચન વડે સર્વદા ગાયા કરે છે; કારણ કે 'હું અન્ન સર્વ ભોગ્યવસ્તુરૂપ છું તથા હું અન્નાદ (સકળ વસ્તુઓનો ભોક્તારૂપ) છું,' એવી રીતે સામ ભણવામા આવે છે. અર્થાત્ એ સ્વર્ગાદિ લોક તથા તે લોકમાં રહેલા ભોગમાત્રને પોતે નિષ્કામરૂપે (કેવળ સાક્ષીરૂપે) અનુગત રહી જ્ઞાની ભોગવે છે.

## વિદ્યાનંદના અવાંતર ભેદ

### કૃતકૃત્યતા

ગત ગ્રંથથી સાધિત કરેલા અર્થને સંક્ષેપથી કહી દેખાડે છે

**दुःखभावश्च कामाप्तिरुभे ह्येवं निरूपिते ।**
**कृतकृत्यत्वमन्यच्च प्राप्तप्राप्यत्वमीक्ष्यताम् ॥३८॥**

એવી રીતે અહી સુધીના ગ્રંથથી દુઃખનો અભાવ તથા સર્વ કામની પ્રાપ્તિ એ બેયનુ નિરૂ-પણ કર્યું અને એ બેયથી અન્ય કૃતકૃત્યપણું તથા પ્રાપ્તપ્રાપ્યપણું એ બે છે તે જોઈ લ્યો. ( અર્થાત્ તૃપ્તિદીપ નામના સાતમા પ્રકરણમાં શ્લોક ૨૫૩ થી ૨૭૦ સુધીમાં કૃતકૃત્યતા તથા શ્લોક ૨૯૨થી ૨૯૭ સુધીમાં પ્રાપ્તપ્રાપ્યતાનુ નિરૂપણ કરેલું છે તેનું અનુસંધાન કરી લ્યો.)

અવશિષ્ટ કૃતકૃત્યતા પ્રાપ્તપ્રાપ્યતા એ બંને તૃપ્તિદીપમા કહેવાઈ ગયેલ છે તે ત્યાથી જોઈ લેવુ, એમ કહે છે

**उभयं तृप्तिदीपे हि सम्यगस्माभिरीरितम् ।**
**त एवात्रानुसंधेयाः श्लोका बुद्धिविशुद्धये ॥ ३९ ॥**

જેથી કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતા એ બન્નેય તૃપ્તિદીપ નામના સાતમા પ્રકરણમા અમોએ સારી રીતે કહેલાં છે, તેથી તેના તે શ્લોકો બુદ્ધિની વિશુદ્ધિને અર્થે અહીં પણ અનુસંધાન કરી લેવા.

કર્તવ્યના કથનપૂર્વક જ્ઞાનીની કૃતકૃત્યતાનું ઉપપાદન કરવા પૂર્વસૂચિત તૃપ્તિદીપના ૨૫૩મા શ્લોકથી ઉપક્રમ દર્શાવે છે.

**[1]ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सिद्धये ।**
**बहुकृत्यं पुरास्याभूत्तत्सर्वमधुना कृतम् ॥ ४० ॥**

એ જ્ઞાનીને પ્રથમ અજ્ઞાન કાળમાં તો આ લોક તથા પરલોક સંબંધી ભોગસમૂહની સિદ્ધિને અર્થે તેમ જ મુક્તિની સિદ્ધિને માટે બહુ જ કર્તવ્ય હતું, તે સઘળુ હવે જ્ઞાનદશામાં કરાઈ ગયું.

૧ અહીના આ શ્લોકોનુ સવિસ્તર વ્યાખ્યાન તૃપ્તિદીપના ૨૫૩થી ૨૭૦ સુધીના તથા ૨૯૨થી ૨૯૭ સુધીના શ્લોકોમાં આપેલુ છે, તેથી વિશેષ જિજ્ઞાસુએ તે પ્રકરણમા જોઈ લેવુ.

કર્તવ્ય સહિત કૃતકૃત્યતાના અનુસંધાનથી જ્ઞાનીને તૃપ્તિ થાય છે

**तदेतत्कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरम् ।**
**अनुसंदधदेवायमेवं तृप्यति नित्यशः ॥ ४१ ॥**

તે આ પૂર્વોક્ત કૃતકૃત્યત્વને પ્રતિયોગી-(કર્તવ્ય)પૂર્વક અનુસંધાન કરતો એ જ્ઞાની નિરંતર તૃપ્તિ પામ્યા કરે છે.

ઉપર 'પ્રતિયોગીપુરસ્સર' જે કહ્યુ તેને સ્પષ્ટ કરવા પ્રથમ આ લોક સંબંધી સુખના અર્થી પુરુષના કરતાં જ્ઞાનીની વિલક્ષણતા દર્શાવે છે

**दुःखिनोऽज्ञाः संसरन्तु कामं पुत्राद्यपेक्षया ।**
**परमानंदपूर्णोऽहं संसरामि किमिच्छया ॥ ४२ ॥**

દુઃખી અજ્ઞાની જનો પુત્રાદિકની ઇચ્છાથી ભલે આ લોક સંબંધી વ્યવહાર કર્યા કરો, પણ

પરમાનંદપૂર્ણ એવો હુ શાની ઇચ્છાથી સંસરણ (જનન–મરણાદિક સંસાર) પામ્યા કરું.

જ્ઞાનીને પારલૌકિક કર્તવ્યનો પણ અભાવ છે; એમ કહે છે.

**अनुतिष्ठंतु कर्माणि परलोकयियासवः ।**
**सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥४३॥**

પરલોક (સ્વર્ગાદિક) પામવાની ઇચ્છાવાળા પુરુષો ભલે સુખેથી કર્મોનાં અનુષ્ઠાન કર્યા કરો, પણ હું તો પોતે સર્વ લોકસ્વરૂપ જ છુ, તો પછી શા માટે કયુ કર્મ કેવી રીતે કરું? (અર્થાત્ અજ્ઞાનીની પેઠે મારે કોઈ પ્રાપ્તવ્ય લોક રહ્યો જ નથી; કારણ કે હું પોતે જ સર્વ લોકમય છું.)

તેમ જ્ઞાનીને લોકાનુગ્રહની ઇચ્છાથી પણ કર્તવ્યનો અભાવ કહે છે.

**व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयन्तु वा ।**
**येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः ॥ ४४**

જે આચાર્ય પુરુષો પરાર્થ પ્રવૃત્તિને વિષે અધિકારી છે, તેઓ ભલે શાસ્ત્રોના વ્યાખ્યાન કરો અથવા વેદોનુ અધ્યયન કરાવો, પણ હું પોતે અક્રિય હોવાથી મને તેવી પરાર્થ પ્રવૃત્તિમાં અધિકાર નથી.

જ્ઞાનીને દેહનિર્વાહાર્થ ભિક્ષાદિક ક્રિયાઓનો પણ વાસ્તવ અભાવ છે, એમ કહે છે.

**निद्राभिक्षे स्नानशौचे नेच्छामि न करोमि च ।**
**द्रष्टारः कल्पयंति चेत् किं मे स्यादन्यकल्पनात् ४५**

નિદ્રા, ભિક્ષા, સ્નાન, શૌચ ઇત્યાદિ ક્રિયાઓને હું ચૈતન્યસ્વરૂપ જ્ઞાની ઇચ્છતો નથી તેમ કરતો પણ નથી, અને દેખનારા પુરુષો એ ક્રિયાઓને કદી મારે વિષે કલ્પે છે, તો એવી અન્યકૃત કલ્પનાથી મને શું બાધ આવે? કશો બાધ ન થાય.

**गुंजापुंजादि दह्येत नान्यारोपितवह्निना ।**
**नान्यारोपितसंसारधर्मानेवमहं भजे ॥ ४६ ॥**

જેમ અગ્નિના જેવી રક્તતાવાળા ચણોઠીના ઢગલા, તેને વિષે કલ્પેલા અગ્નિથી બળી જતા નથી, તેમ અન્યે આરોપિત એવા સંસાર–ધર્મોને હુ સેવતો નથી.

જ્ઞાનીને શ્રવણાદિક કર્તવ્યનો પણ અભાવ છે એમ કહે છે:

**शृण्वंत्वज्ञाततत्त्वास्ते जानन्कस्माच्छृणोम्यहम् ।**
**मन्यंतां संशयापन्ना न मन्येऽहमसंशयः ॥ ४७ ॥**

આત્મતત્ત્વને નહિ જાણનારા જનો ભલે શાસ્ત્રશ્રવણ કર્યા કરો, પણ હુ તો જાણું છું તો પછી શા સારું શ્રવણ કરું? વળી જેઓ 'તત્ત્વ આમ હશે કે તેમ હશે? એવા સંશયવાળા હોય તે સુખેથી મનન કર્યા કરો, પણ હુ તો સંશયરહિત છું તેથી મનન કરતો જ નથી.

**विपर्यस्तो निदिध्यासेत् किं ध्यानमविपर्यये ।**
**देहात्मत्वविपर्यासं न कदाचिद्भजाम्यहम् ॥४८॥**

વિપર્યવાન પુરુષ નિદિધ્યાસન કરે, પણ વિપર્યયનો જ અભાવ હોય તો પછી ધ્યાન શુ? હું તો કોઈ પણ કાળમા દેહને વિષે આત્મતાના ભાન રૂપ વિપર્યયને ભજતો નથી.

'હું મનુષ્ય છું' ઇત્યાદિ વ્યવહાર તો વિપર્યય વિના પણ અનાદિકાળથી અભ્યસ્ત કરેલી વાસનાથી સંભવી શકે છે, એમ કહે છે.

**अहं मनुष्य इत्यादिव्यवहारो विनाप्यमुम् ।**
**विपर्यासं चिराभ्यस्तवासनातोऽवकल्पते ॥४९॥**

'હું મનુષ્ય છું' ઇત્યાદિ વ્યવહાર તો વિપર્યય વિના ઘણા કાળથી અભ્યાસ કરેલી વાસનાના બળથી પણ હોઈ શકે છે.

ધ્યાન કંઈ વ્યવહારનુ નિવર્તક નથી, પણ પ્રારબ્ધક્ષય નિમિત્ત છે, એમ કહે છે

**आरब्धकर्माणि क्षीणे व्यवहारो निवर्तते ।**
**कर्माक्षये त्वसौ नैव शाम्येद्ध्यानसहस्रतः ॥५०॥**

પ્રારબ્ધકર્મનો ક્ષય થાય એટલે વ્યવહાર એની મેળે નિવૃત્ત થઈ જાય અને જો પ્રારબ્ધકર્મનો ક્ષય ન થયો હોય તો હજારો ધ્યાન કરે, તો તેથી પણ વ્યવહારની નિવૃત્તિ થઈ જતી નથી.

જ્ઞાનીને વ્યવહાર અબાધક હોવાથી તેની નિવૃત્તિને અર્થે પણ ધ્યાન અનાવશ્યક છે, એમ કહી સમાધિની પણ અકર્તવ્યતા કહે છે:

**विरलत्व व्यवहतेरिष्टं चेद्ध्यानमस्तु ते ।**
**अबाधिकां व्यवहृतिं पश्यन्ध्यायाम्यहं कुतः ॥५१**

હે વાદી! જો તારે વ્યવહારનુ વિરલપણુ કરવાને ઇષ્ટ હોય, તો ભલે તારે માટે ધ્યાન હો, પણ

હું તો વ્યવહારને અબાધક દેખું છું, તો પછી શા સારુ ધ્યાન કરું ?

**विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम ।**
**विक्षेपो वा समाधिर्वा मनसः स्याद्विकारिणः ॥५२**

વળી મારે વિક્ષેપ પણ છે નહિ, તેથી મારે સમાધિ પણ અનુષ્ઠેય નથી; કારણ કે વિક્ષેપ વા સમાધિ એ તો વિકારવાળા મનને હોય છે.

અનુભવને અર્થે પણ સમાધિ અનાવશ્યક છે એમ કહી જ્ઞાનીનો નિશ્ચય કહે છે.

**नित्यानुभवरूपस्य को मे वाऽनुभवः पृथक् ।**
**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव निश्चयः ॥५३॥**

નિત્ય અનુભવરૂપ એવો જે હુ તેનાથી જુદો અનુભવ કયો ? મારાથી ભિન્ન કઈ છે જ નહિ. જે કંઈ કરવા યોગ્ય હતુ તે કર્યું અને પામવા યોગ્ય હતું તે પામ્યા એવો જ મારો નિશ્ચય છે.

કૃતકૃત્ય જ્ઞાનીના આચરણનું નિર્ધારણ

**व्यवहारो लौकिको वा शास्त्रीयो वाऽन्यथापि वा ।**
**ममाकर्तुरलेपस्य यथारब्धं प्रवर्तताम् ॥ ५४ ॥**

સર્વદા અકર્તા તથા નિર્લેપ એવો જે હુ તેને લૌકિક વ્યવહાર ભોજનાદિક તથા શાસ્ત્રીય વ્યવહાર જપપ્રણિધાનાદિક, અને એ બેયથી વિપરીત હિંસાદિક નિદિત વ્યવહાર, પ્રારબ્ધને અનુસાર પ્રવર્ત્યા કરો, તેથી મને કશી ક્ષતિ નથી.

જ્ઞાની કદી લોકાનુગ્રહેચ્છાથી શાસ્ત્રીય માર્ગે ચાલે તો તેથી કશી હાનિ નથી એમ કહે છે.

**अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।**
**शास्त्रीयेणैव मार्गेण वर्तेऽहं का मम क्षतिः ॥५५**

અથવા હું કૃતકૃત્ય છુ તોપણ લોકના અનુગ્રહની ઇચ્છાથી શાસ્ત્રોક્ત માર્ગે જ વર્તુ, તો તેથી મારી શી ક્ષતિ છે ? સર્વથા ક્ષતિ નથી.

શાસ્ત્રીય ઉત્તમ આચારથી વર્તતા છતા પણ જ્ઞાનીની તેમાં નિરભિમાનતા હોય છે.

**देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां वपुः ।**
**तारं जपतु वाक् तद्वत्पठत्वाम्नायमस्तकम् ॥५६॥**

દેવતાનુ પૂજન, સ્નાન, શૌચ અને ભિક્ષા આદિક વ્યવહારોને વિષે શરીર ભલે વર્તો, અને વાણી, તાર( પ્રણવ )નો જપ કર્યા કરો, તેમ જ આમ્નાયમસ્તક( ઉપનિષદ )નો પાઠ કર્યા કરો.

**विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानंदे विलीयताम् ।**
**साक्ष्यहं किंचिदप्यत्र न कुर्वे नापि कारये ॥५७**

બુદ્ધિ વિષ્ણુનું ધ્યાન કરો અથવા બ્રહ્માનંદને વિષે વિલીન થાઓ. સાક્ષીરૂપે જે હું છું તે તો રાજાના અનુચરની પેઠે કઈ કરતો નથી; તેમ રાજાની પેઠે કંઈ કરાવતો પણ નથી, તેથી આચરણપ્રયુક્ત અભિમાન પણ મારે વિષે છે નહિ.

## પ્રાપ્તપ્રાપ્યતા નિરૂપણ

કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતાના પરિણામનુ વર્ણન કરે છે :

**कृतकृत्यतया तृप्तः प्राप्तप्राप्यतया पुनः ।**
**तृप्यन्नेवं स्वमनसा मन्यतेऽसौ निरंतरम् ॥५८॥**

એ જ્ઞાની કૃતકૃત્યપણાથી તેમ જ પ્રાપ્તપ્રાપ્યપણાથી પૂર્વોક્ત પ્રકારે વારંવાર તૃપ્તિ પામતો જ પોતાના મનથી નિરતર એમ માને છે કે :

**धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमंजसा वेद्मि ।**
**धन्योऽहं धन्योऽहं ब्रह्मानंदो विभाति मे स्पष्टम् ॥**

હુ ધન્ય છું હુ ધન્ય છું; કેમકે નિત્ય આત્માને સાક્ષાત્ જાણુ છું. વળી હું ધન્ય છું હુ ધન્ય છું કેમકે બ્રહ્માનંદ મને સ્પષ્ટ રીતે ભાસે છે.

**धन्योऽहं धन्योहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य ।**
**धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥**

ફરી પણ હુ ધન્ય છુ ધન્ય છું, કેમકે આજે સસાર સબધી દુઃખને હું દેખતો નથી. વળી હુ ધન્ય છું ધન્ય છુ કે મારું અનાદિ અજ્ઞાન કોણ જાણે કયાં નાસી ગયુ.

**धन्योऽहं धन्योऽहं कर्तव्यं मे न विद्यते किंचित् ।**
**धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥६१**

અરે, હજી હુ ધન્ય છુ, ધન્ય છું કે મારે કઈ પણ કર્તવ્ય રહેતું નથી અને પ્રાપ્ત થવા યોગ્ય સઘળુ આજે આવી મળ્યુ. માટે ધન્ય છુ.

**धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके ।**
**धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः ॥**

અરે, હજી હું ધન્ય છું ધન્ય છુ કે મારી તૃપ્તિની ઉપમા લોકને વિષે શી થઈ શકે ? અર્થાત મારી તૃપ્તિ અનુપમ છે અને તેથી જ હુ ધન્ય

છું, ફરીને પણ હું ધન્ય છું ધન્ય છુ એમ જ્ઞાની તૃપ્તિના ઉદ્‌ગાર દર્શાવે છે.

જ્ઞાનપ્રાપ્તિના નિદાનભૂત પોતાના પ્રાક્તન પુણ્યને યાદ કરી જ્ઞાની તૃપ્ત થાય છે

**अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम् ।**
**अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥६३॥**

મારુ પૂર્વનુ પુણ્ય અહો—સર્વથી ઉત્કૃષ્ટ છે, એ પુણ્યને પણ વાહવાહ છે, કે જે દૃઢ રીતે ફળ્યુ છે, અને એવા પુણ્યના સંપાદક હોવાથી અમે પણ અહો ધન્ય છીએ.

**अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।**
**अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥६४॥**

વળી વેદાંતશાસ્ત્ર પણ અહો—સર્વ શાસ્ત્રનુ શિરોમણિરૂપ છે, એ શાસ્ત્ર પણ આજે અહો—સફળ થયુ. એવા શાસ્ત્રના ઉપદેષ્ટા—ગુરુ પણ અહો સર્વથા ઉપાસ્ય જ છે, અને તે જ્ઞાન સર્વ સાધનોનુ ફળરૂપ જ્ઞાન—પણ અહો—પરમ અવધિ છે અને એ સુખ, અહો નિરતિશય હોવાથી અહો—અવર્ણનીય છે.

સમગ્ર અધ્યાયના અર્થનો ઉપસંહાર કરે છે

**ब्रह्मानंदाभिधे ग्रंथे चतुर्थोऽध्याय ईरितः ।**
**विद्यानंदस्तदुत्पत्तिपर्यंतोऽभ्यास इष्यताम् ॥६५॥**

બ્રહ્માનંદ નામના પચાધ્યાયીરૂપ ગ્રંથને વિષે આ વિદ્યાનંદ નામનો ચતુર્થ (મૂળથી ચૌદમો) અધ્યાય કહ્યો. એવા વિદ્યાનંદની ઉત્પત્તિ થાય તાવત્ પર્યંત શ્રવણ—મનનાદિ લક્ષણ અભ્યાસ ઇચ્છાઓ—અંગીકાર કરાઓ.

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'બ્રહ્માનંદાંતર્ગત વિદ્યાનંદ' નામનું ચૌદમું પ્રકરણ સમાપ્ત**

**'બ્રહ્માનંદાંતર્ગત વિદ્યાનંદ'નું મનન**

સકલ દુઃખવિયોગાત્મક યોગે કરીને તેમ જ આત્મ વિવેકે કરી તથા દ્વૈત માત્રના મિથ્યાત્વ ચિંતને કરી બ્રહ્માનંદના સાક્ષાત્કારવાન પુરુષને જે વિદ્યાનંદ(આત્મજ્ઞાનજન્ય નિરતિશય સુખ)નો અનુભવ થાય છે તેનુ નિરૂપક હોવાથી આ પ્રકરણને પણ 'વિદ્યાનંદ' એવુ અન્વર્થ નામ આપેલુ છે આ વિદ્યાનંદ બુદ્ધિવૃત્તિરૂપ છે અને દુઃખાભાવ, સર્વકામાપ્તિ, કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતા, એવી રીતે ચાર પ્રકારનો છે આ લોકના તથા પરલોકના સર્વ પ્રકારના દુઃખની નિવૃત્તિરૂપ દુઃખાભાવ થાય તે પછી સર્વ વૈભવની પ્રાપ્તિથી ચક્રવર્તીને ભોગે કરી જેવી તૃપ્તિ થાય છે, તેવી જ તૃપ્તિ જ્ઞાનીને વિવેકે કરી થાય છે, તે સર્વકામાપ્તિ કહેવાય છે. કૃતકૃત્યતા, પ્રાપ્તપ્રાપ્યતા પ્રથમ તૃપ્તિદીપમા કહેવાઈ ગયેલું છે. ત્યાં એટલો જ નિષ્કર્ષ છે કે દુઃખી એવા અજ્ઞાની જનો પુત્રાદિકની અપેક્ષાથી જનનમરણરૂપ સંસારમા દુઃખ પામ્યા કરો, પણ પરમાનંદથી પૂર્ણ એવો હુ શેની ઇચ્છાથી સંસારમા અથડાઉ? કદી કોઈ મારે વિષે સંસારધર્મની કલ્પના કરે તો તેવી અન્યકૃત કલ્પના કંઈ મને બાધ કરી શકવાની નથી જેમ વાનર આદિકે ચણોઠીના ઢગલામા કલ્પેલા અગ્નિથી તે ગુંજાપુંજ બળી જતો નથી, તેમ અન્યકૃત કલ્પનાની મારે વિષે કશી અસર નથી વ્યવહારની વિરલતા ઇચ્છનાર પુરુષો ભલે ધ્યાનાદિક કર્યા કરો, પણ હુ તો વ્યવહારને બાધક સમજતો જ નથી, તો પછી મારે ધ્યાનાદિકની પણ કશી આવશ્યકતા નથી. તથાપિ લોકાનુગ્રહની ઇચ્છાથી કદી હુ શાસ્ત્રીય માર્ગથી જ વર્તું, તો તેથી મને શી ક્ષતિ છે? શાસ્ત્રીય અથવા લૌકિક કોઈ પણ પ્રકારનો વ્યવહાર પ્રારબ્ધાનુસાર ભલે પ્રવર્ત્યા કરે. તેથી કરીને અકર્તા તથા અલેપ એવો જે હુ છું તેને કશી બાધા નથી, કેમકે હુ પોતે સાક્ષીરૂપ કશુ કરતો નથી તેમ કરાવતો પણ નથી, અને મારે જે કંઈ પામવાનુ હતુ તે તમામ હુ પામી ચૂક્યો તેથી હુ સર્વથા ધન્ય છુ!!! આવી ભાવના થતાં કૃતકૃત્યતા તથા પ્રાપ્તપ્રાપ્યતાના આવિર્ભાવથી વિદ્યાનંદનો પરમ અવધિ દર્શાવી પ્રકરણનો ઉપસંહાર કર્યો

# ૧૫ : બ્રહ્માનંદાંતર્ગત વિષયાનંદ

## સપ્રપંચ બ્રહ્મસ્વરૂપનું કથન

### વિષયાનંદની ઉપાધિભૂત વૃત્તિઓનો વિભાગ

શ્રી ભારતીતીર્થ મુનિ પ્રકરણાત બ્રહ્માનંદના પચમ અધ્યાય તથા આદિથી પંદરમા પ્રકરણરૂપ આ વિષયાનંદ નામના ગ્રંથથી પ્રતિપાદન કરવા ધારેલા અર્થને કહી દેખાડે છે

**अथात्र विषयानंदो ब्रह्मानंदांशरूपभाक् ।**
**निरूप्यते द्वारभूतस्तदंशत्वं श्रुतिर्जगौ ॥ १ ॥**

હવે આ અંતિમ પ્રકરણને વિષે બ્રહ્માનંદના અંશરૂપ વિષયાનંદનું નિરૂપણ કરાય છે, જો કે વિષયાનંદ તો લોકપ્રસિદ્ધ છે, તેથી તેનું નિરૂ-

પણ મોક્ષશાસ્ત્રમાં આદરવું ઘટે નહિ, તથાપિ એ વિષયાનંદ બ્રહ્માનંદનો એક દેશ (અંશભૂત) હોવાથી દ્વારભૂત (બ્રહ્મજ્ઞાનનો ઉપયોગી) છે, તેથી તેનું આ સ્થળે નિરૂપણ કરવું ઉચિત છે અને તે વિષયાનંદને બ્રહ્માનંદના અંશપણે શ્રુતિએ કહેલો છે.

એ વિષયાનંદ બ્રહ્માનંદનો અંશરૂપ છે, તેમાં શું પ્રમાણ છે? એવી શંકા કરી પૂર્વસૂચિત શ્રુતિને અર્થતઃ કહી બતાવે છે

**एषोऽस्य परमानंदो योऽखंडैकरसात्मकः ।**
**अन्यानि भूतान्येतस्य मात्रामेवोपभुंजते ॥ २ ॥**

જે અખંડ એકરસરૂપ છે એ આ બ્રહ્મના સ્વરૂપભૂત પરમાનંદ છે અને અન્યભૂત (પ્રાણીમાત્ર) એ પરમાનંદની માત્રા(લેશ–કલા)ને ભોગવે છે (અનુભવે છે).

હવે વિષયાનંદનું બ્રહ્માનંદનું લેશપણું દર્શાવવા માટે તે વિષયાનંદની ઉપાધિભૂત જે અંતઃકરણવૃત્તિઓ તેનો વિભાગ દર્શાવે છે

**शांता घोरास्तथा मूढा मनसो वृत्तयस्त्रिधा ।**
**वैराग्यं क्षांतिरौदार्यमित्याद्याः शांतवृत्तयः ॥ ३ ॥**

શાંતા (સાત્વિકી વૃત્તિઓ,) ઘોરા (રાજસી વૃત્તિઓ) તથા મૂઢા (તામસી વૃત્તિઓ), એવા ભેદથી મનની વૃત્તિઓ ત્રણ પ્રકારની હોય છે, તેમાં વૈરાગ્ય, ક્ષમા, ઔદાર્ય ઇત્યાદિક શાંત (સાત્વિક) વૃત્તિઓ છે.

**तृष्णा स्नेहो रागलोभावित्याद्या घोरवृत्तयः ।**
**संमोहो भयमित्याद्याः कथिता मूढवृत्तयः ॥ ४ ॥**

તૃષ્ણા, સ્નેહ, રાગ તથા લોભ આદિ ઘોર (રાજસ) વૃત્તિઓ છે અને સંમોહ તથા ભય આદિક મૂઢ વૃત્તિઓ છે.

**ઉક્ત સર્વ વૃત્તિઓને વિષે ચૈતન્યાંશનું પ્રતિબિંબ દ્વારા ભાન તથા શાંત વૃત્તિમાં આનંદનું પ્રતિબિંબ દ્વારા ભાન**

ઉપર કહેલી વૃત્તિઓમાં બ્રહ્મનું ચિદ્રૂપપણું ભાસે છે, એમ કહે છે

**वृत्तिष्वेतासु सर्वासु ब्रह्मणश्चित्स्वभावता ।**
**प्रतिबिंबति शांतासु सुखं च प्रतिबिंबति ॥ ५ ॥**

એ સર્વ વૃત્તિઓને વિષે બ્રહ્મની ચિદ્રૂપતા પ્રતિબિંબિત થાય છે અને શાંત જે સાત્વિક વૃત્તિઓ તેને વિષે સુખ(આનંદ) પણ પ્રતિબિંબિત થાય છે, એટલો ઇતર વૃત્તિઓની અપેક્ષાએ શાંત વૃત્તિઓમાં વિશેષ છે.

ઉપર કહેલા અર્થનું સાધક શ્રુતિવાક્ય અર્થથી કહી દેખાડે છે

**रूपं रूपं बभूवासौ प्रतिरूप इति श्रुतिः ।**
**उपमा सूर्यकेत्यादि सूत्रयामास सूत्रकृत् ॥ ६ ॥**

એ પરમાત્મા રૂપ રૂપ પ્રત્યે (પ્રત્યેક દેહ પ્રતિ) પ્રતિરૂપ (પ્રતિબિંબ રૂપ થયો) એવી શ્રુતિ છે. વળી સૂત્રકાર શ્રી વ્યાસ ભગવાને પણ 'अत एव चोपमा सूर्यकादिवत् (બ્ર. સૂ. ૩. ૨. ૧૮) એટલા જ માટે સૂર્યક–જલાદિ પ્રતિબિંબિત સૂર્ય, ઉપમા–દૃષ્ટાંત છે' એમ બ્રહ્મસૂત્રમાં કહેલું છે.

સ્વરૂપથી એક જ હોવા છતાં ઉપાધિ સંબંધને લીધે નાના (ભિન્નભિન્ન) પ્રતીત થાય, એ વિષયમાં પ્રમાણભૂત શ્રુતિ કહી દેખાડે છે

**एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।**
**एकधा बहुधा चैव दृश्यते जलचंद्रवत् ॥ ७ ॥**

સર્વ ભૂતનો નિજસ્વરૂપભૂત ભૂતાત્મા પોતે એક જ, ભૂત ભૂતને વિષે વ્યવસ્થિત છે. (સર્વ પ્રાણીશરીરોને વિષે વ્યાપી રહ્યો છે) તે જલચંદ્રની પેઠે એક પ્રકારે અને અનેક પ્રકારે દેખાય છે (જેમ તળાવમાં તથા જળના ઘડામાં પ્રતિબિંબિત એવો ચંદ્ર આકાશમાં એકરૂપે તથા જળાદિકમાં અનેકરૂપે ભાસે છે. તેમ આ પરમાત્મા પણ ઈશ્વરરૂપ કરી એક પ્રકારનો તથા જીવરૂપે અનેક પ્રકારનો દેખાય છે).

ઉપર પાંચમા શ્લોકમાં બ્રહ્મનું કેટલેક ઠેકાણે ચિન્માત્રતાનું ભાન અને ક્યાંક ચૈતન્ય તથા આનંદ ઉભયરૂપ ભાન જે કહ્યું, તે નિરવયવ બ્રહ્મને ઘટી શકતું નથી, એવી શંકા કરી દૃષ્ટાંતથી સમાધાન આપે છે

**जले प्रविष्टश्चंद्रोऽयमस्पष्टः कलुषे जले ।**
**विस्पष्टो निर्मले तद्वद्द्वेधा ब्रह्मापि वृत्तिषु ॥ ८ ॥**

જેમ જળને વિષે પ્રતિબિંબરૂપે પ્રવિષ્ટ થયેલો ચંદ્ર, તે જળ જો ડોળું હોય તો અસ્પષ્ટ જણાય છે અને જો નિર્મળ જળ હોય તો વિસ્પષ્ટ જણાય

છે, તેમ વૃત્તિઓને વિષે બ્રહ્મ પણ બે પ્રકારે પ્રતીત થાય છે.

ઉપરના આઠમા શ્લોકમા કહેલા અર્થનું ઉપપાદન કરે છે

घोरमूढासु मालिन्यात्सुखांशश्च तिरोहितः ।
ईषन्नैर्मल्यतस्तत्र चिदंशप्रतिबिंबनम् ॥ ९ ॥

ઘોર તથા મૂઢ વૃત્તિઓને વિષે મલિનપણાને લીધે બ્રહ્મનો સુખરૂપ અંશ તિરોહિત (નિગૂઢ પણે રહેલો) હોય છે. અને થોડા નિર્મળપણાથી તે મૂઢ તથા ઘોર વૃત્તિઓમા ચૈતન્યના અંશનો પ્રતિબિંબ થાય છે.

ચંદ્રના ઉપાધિભૂત જળનુ મલિન તથા નિર્મળ એવા ભેદથી દ્વિવિધપણુ હોવાથી તેમા એક અંશનુ ભાન ઘટી શકે છે, પણ ચાલતા વિષયમા તો ઉપાધિભૂત અંતઃકરણ એક જ છે, તેથી તેમા એક અંશનું ભાન ઘટી શકશે નહિ, એની શંકા કરીને અન્ય દૃષ્ટાંતથી સમાધાન આપે છે.

यद्वापि निर्मले नीरे वह्नेरौष्ण्यस्य संक्रमः ।
न प्रकाशस्य तद्वत्स्याच्चिन्मात्रोद्भूतिरेव च ॥१०

અથવા તો જેમ નિર્મળ એવા પણ જળને વિષે અગ્નિના ઉષ્ણપણાનુ આગમન થાય છે, કંઈ અગ્નિના પ્રકાશનું એ જળમા આગમન થતું નથી, તેની પેઠે ઘોર તથા મૂઢ વૃત્તિઓને વિષે ચિદંશ માત્રનો ઉદ્ભવ (આવિર્ભાવ) થાય છે.

હવે શાંત વૃત્તિઓને વિષે ચૈતન્ય તથા આનંદની પ્રતીતિ થવામા અન્ય દૃષ્ટાંત દર્શાવે છે

काष्ठे त्वौष्ण्यप्रकाशौ द्वावुद्भवं गच्छतो यथा ।
शांतासु सुखचैतन्ये तथैवोद्भूतिमाप्नुतः ॥ ११॥

જેમ કાષ્ઠને વિષે તો અગ્નિનું ઉષ્ણપણુ તથા પ્રકાશ બન્ને ઉદ્ભવે છે, તેમ જ શાંત વૃત્તિઓને વિષે સુખ તથા ચૈતન્ય (જ્ઞાન) પ્રકટતાને પામે છે.

ઉપર ૧૦ તથા ૧૧મા શ્લોકથી જે વ્યવસ્થા કહી તે શા ઉપરથી કલ્પી? ત્યાં કહે છે:

वस्तुस्वभावमाश्रित्य व्यवस्था तूभयोः समा ।
अनुभूत्यनुसारेण कल्प्यते हि नियामकम् ॥१२

વસ્તુના સ્વભાવનો આશ્રય કરીને બન્ને (દૃષ્ટાંત તથા દાર્ષ્ટાંતિક)ની વ્યવસ્થા સમાન છે; કેમકે અનુભવ અનુસાર પ્રત્યેક વસ્તુના નિયામકની કલ્પના કરાય છે.

શાંત, ઘોર અને મૂઢ વૃત્તિઓમાં ક્રમથી સુખ-દુઃખના અનુભવપૂર્વક બ્રહ્મના સત્ વગેરે ત્રણ અંશોની વ્યવસ્થાનું કથન

જે અનુસાર નિયામક કલ્પાય તે અનુભવ દર્શાવે છે.

न घोरासु न मूढासु सुखानुभव ईक्ष्यते ।
शांतास्वपि क्वचित्कश्चित्सुखातिशय ईक्ष्यताम् ॥१३

ઘોર વૃત્તિઓને વિષે કે મૂઢ વૃત્તિઓને વિષે સુખનો અનુભવ દેખાતો નથી અને શાંત વૃત્તિઓને વિષે પણ જે કંઈ કોઈ સમયે આનંદનો અનુભવ થાય છે, તે સુખના અતિશયવાળો જાણી લેવો, (અર્થાત્ શાતવૃત્તિમાં પણ કોઈ સમયે અભીષ્ટ પદાર્થના સ્મરણરૂપ અથવા આકાંક્ષિત વિષયની પ્રાપ્તિરૂપ સુખ થાય છે, તેનુ પણ સ્થળ ભેદને લઈને ન્યૂનાધિક ભાન થાય છે).

પૂર્વોક્ત ઘોર તથા મૂઢ વૃત્તિઓમા સુખના અભાવનું પ્રતિપાદન કરે છે:

गृहक्षेत्रादिविषये यदा कामो भवेत्तदा ।
राजसस्यास्य कामस्य घोरत्वात्तत्र नो सुखम् ॥१४

ગૃહ, ક્ષેત્ર ઇત્યાદિક વિષય વિષે જ્યારે અભિલાષા થાય છે, ત્યારે એ કામ (અભિલાષ) રાજસ (રજોગુણ)નુ કાર્ય છે, તેથી તે ઘોરવૃત્તિરૂપ હોવાને લીધે તેને વિષે સુખ નથી.

सिद्ध्येन्न वेत्यस्ति दुःखमसिद्धौ तद्विवर्धते ।
प्रतिबंधे भवेत् क्रोधो द्वेषो वा प्रतिकूलतः ॥१५

કેમકે એ વિષયજન્ય સુખ સિદ્ધ થશે કે નહિ આવો સંશય હોય ત્યાં દુઃખ થાય છે અને જો તે વૈષયિક સુખની અસિદ્ધિ થાય તો તે દુઃખ વૃદ્ધિ પામે છે અને સુખનો જો કોઈ પણ કારણથી પ્રતિબંધ થાય તો એકદમ ક્રોધ થઈ જાય છે. (વળી એ સુખના અભાવનું બીજું કારણ એવું છે કે) તે સુખના પ્રતિબંધમાં પ્રતિકૂળ વેદનીય દુઃખ જો હોય, તો તેમાં ઊલટાનો દ્વેષ થાય છે.

હવે ઉપર જે દુઃખ કહ્યુ તે મટાડવું જો અશક્ય જ થાય, તો તે સમયે વિષાદ (ખેદ) થાય છે, તે પણ તામસ છે તથા તેમાં પણ સુખ નથી; એમ કહે છે

अशक्यश्चेत्प्रतीकारो विषादः स्यात्स तामसः ।
क्रोधादिषु महद्दुःखं सुखशंकाऽपि दूरतः ॥ १६ ॥

અભીષ્ટ સુખના પ્રતિબંધના પ્રતિકાર (નિવારણનો ઉપાય) જો અશક્ય જ થાય, ત્યારે વિષાદ (ખેદ) થાય છે કે જે તમોગુણનું કાર્ય છે અને ક્રોધાદિકને વિષે મોટું દુઃખ છે, તેમાં સુખની તો શંકા પણ દૂર રહે છે, સુખનો તો લેશ પણ હોતો નથી.

काम्यलाभे हर्षवृत्तिः शांता तत्र महत्सुखम् ।
भोगे महत्तरं लाभप्रसक्तावीषदेव हि ॥ १७ ॥

કામ્ય વસ્તુનો લાભ થાય ત્યારે શાંત એવી હર્ષવૃત્તિ થાય છે, તેમાં મહત્સુખ ઊપજે છે; અને તે વસ્તુનો ઉપભોગ લેતામાં મહત્તર સુખ થાય છે અને લાભનો પ્રસંગ થાય, ત્યારે તો ઈષત્ (જરાક) સુખ થાય છે.

महत्तमं विरक्तौ तु विद्यानंदे तदीरितम् ।
एवं क्षांतौ तथौदार्ये क्रोधलोभनिवारणात् ॥१८॥

તેમ જ વિષયમાત્રથી વિરક્તિ (આસક્તિનો અભાવ) થતામાં મહત્તમ સુખ થાય છે અને તે સુખ વિદ્યાનંદ નામના ચૌદમા પ્રકરણમાં૨૧,૨૨ શ્લોકથી કહેવાઈ ગયું. એ જ પ્રકારે ક્ષાંતિ(ક્ષમા) તથા ઔદાર્ય(ઉદારતા)ને વિષે ક્રોધ તથા લોભના નિવારણથી–

यद्यत्सुखं भवेत्तत्तद्ब्रह्मैव प्रतिबिंबनात् ।
वृत्तिष्वंतर्मुखास्वस्य निर्विघ्नं प्रतिबिंबनम् ॥१९॥

જે જે સુખ ઉદ્ભવે છે તે તે સુખ બ્રહ્મ જ પ્રતિબિંબરૂપથી થાય છે અને એ અંતર્મુખ વૃત્તિઓને વિષે બ્રહ્મનું નિર્વિઘ્ન (સ્પષ્ટ) પ્રતિબિંબન થાય છે, તેથી એ આનંદ પણ બ્રહ્માનંદના જ અંશરૂપ આનંદ છે.

હવે સર્વત્ર બ્રહ્મસ્વરૂપનો અનુભવ દર્શાવવા સારુ પ્રથમ તે બ્રહ્મનું પૂર્વોક્ત સ્વરૂપ સ્મરણ કરાવે છે:

सत्ता चितिः सुखं चेति स्वभावा ब्रह्मणस्त्रयः ।
मृच्छिलादिषु सत्तैव व्यज्यते नेतरद्द्वयम् ॥ २० ॥

સત્તા (આસ્તિત્વ), ચિતિ (ચૈતન્ય) તથા સુખ (આનંદ); એ ત્રણ બ્રહ્મના સ્વભાવ (સ્વરૂપલક્ષણાવિષ્ટ ધર્મ) છે, તેમાથી મૃત્તિકા તથા શિલા આદિક જડ પદાર્થોને વિષે માત્ર સત્તા જ અભિવ્યક્ત (પ્રકટ) હોય છે, અન્ય (ચિત્ તથા આનંદ) પ્રકટ હોતા જ નથી.

सत्ता चितिर्द्वयं व्यक्तं धीवृत्त्योर्घोरमूढयोः ।
शांतवृत्तौ त्रयं व्यक्तं मिश्रं ब्रह्मेत्थमीरितम् ॥२१॥

ઘોર તથા મૂઢ બુદ્ધિ વૃત્તિઓને વિષે સત્તા તથા ચૈતન્ય એ બેય પ્રકટ થાય છે, અને શાંત વૃત્તિને વિષે તો સત્તા, ચૈતન્ય અને આનંદ એ ત્રણે પ્રકટ થાય છે એવી રીતે મિશ્ર (બુદ્ધિવૃત્તિ આદિક પ્રપંચ સહિત) બ્રહ્મનું નિરૂપણ કરાયું.

## નિષ્પ્રપંચ બ્રહ્મના જ્ઞાનનો હેતુ તથા માયાના વિભાગ

### અમિશ્રબ્રહ્મકથનપૂર્વક માયાના સ્વરૂપના વિભાગ

ત્યારે અમિશ્ર બ્રહ્મ શાથી જણાય? ત્યાં કહે છે:

अमिश्रं ज्ञानयोगाभ्यां तौ च पूर्वमुदीरितौ ।
आद्येऽध्याये योगचिंता ज्ञानमध्याययोर्द्वयोः ॥२२॥

અમિશ્રબ્રહ્મ જ્ઞાન તથા યોગે કરી જણાય છે અને તે જ્ઞાન તથા યોગ પૂર્વે કહેવાઈ ગયા. તેમાં યોગાનંદ નામના પ્રથમ (૧૧મા અધ્યાયને વિષે) યોગનો વિચાર કહ્યો છે અને તે પછીના આત્માનંદ તથા અદ્વૈતાનંદ નામક બીજા (૧૨મા) તથા ત્રીજા (૧૩મા) અધ્યાયને વિષે જ્ઞાન કહ્યું છે.

જ્યારે સત્, ચિત્ અને આનંદ એ બ્રહ્મરૂપ છે, ત્યારે માયાનું શું રૂપ છે? એવી આશંકા કરી કહે છે

असत्ता जाड्यदुःखे द्वे मायारूपत्रयं त्विदम् ।
असत्ता नरशृंगादौ जाड्यं काष्ठशिलादिषु ॥२३॥

અસત્તા, જડતા તથા દુઃખ, એ ત્રણ તો માયારૂપ છે, તેમાંની નરશૃંગ આદિક નિસ્તત્ત્વને વિષે અસત્તા છે. અને કાષ્ઠ તથા શિલા આદિક વસ્તુને વિષે જડતા છે; એવો વિવેક છે.

ત્યારે અવશિષ્ટ દુઃખ શામાં છે? એવી આશંકા કરી કહે છે:

घोरमूढधियोर्दुःखमेवं माया विजृंभिता ।
शांताद्विबुद्धिवृत्त्यैक्यान्मिश्रं ब्रह्मेति कीर्तितम् ॥२४॥

ઘોર તથા મૂઢ બુદ્ધિ વૃત્તિઓને વિષે દુઃખ

છે. એવી રીતે માયા સર્વત્ર વિજૃંભણુ કરી રહી છે (ભાસી રહી છે). (શાંત આદિક વૃત્તિઓને વિષે બ્રહ્મની જે મિશ્રતા પૂર્વે ૨૧મા શ્લોકમાં કહી તેનુ કારણુ એમ છે કે) તે શાત આદિક બુદ્ધિ વૃત્તિઓની સાથે એકતા( અભેદતા )થી મિશ્રબ્રહ્મ એમ કહેવાય છે.

### ત્રણ પ્રકારનું સવૃત્તિક તથા એક પ્રકારનું અવૃત્તિક બ્રહ્મધ્યાન

આ પૂર્વે નિરૂપણુ કરેલા અર્થનુ કથન શા માટે છે? એવી આશકા કરી, બ્રહ્મના ધ્યાન અર્થે છે, એમ કહે છે

**एवं स्थितेऽत्र यो ब्रह्म ध्यातुमिच्छेत्पुमानसौ ।**
**नृशृंगादिमुपेक्षेत शिष्टं ध्यायेद्यथायथम् ॥ २५ ॥**

આવી રીતે બ્રહ્મ તથા માયાનુ સ્વરૂપ સ્થિત છે, તો હવે જે પુરુષ બ્રહ્મનુ ધ્યાન કરવા ઇચ્છે તે પુરુષ નરશૃંગ આદિકની ઉપેક્ષા કરીને શિષ્ટ (અવશેષ) રહેતા બ્રહ્મનું યથાર્થ (જેમ ઘટે તેવી રીતે) ધ્યાન કરે.

જિજ્ઞાસુએ કયે ઠેકાણે કેવી રીતે બ્રહ્મનુ ધ્યાન કરવા યોગ્ય છે? ત્યા કહે છે

**शिलादौ नामरूपे द्वे त्यक्त्वा सन्मात्रचिंतनम् ।**
**त्यक्त्वा दुःखं घोरमूढधियोः सच्चिद्विचिंतनम् २६**

શિલા આદિક જડ વસ્તુને વિષે નામ તથા રૂપ એ બેયનો ત્યાગ કરીને માત્ર સતનુ ચિંતન કરવું, તેમ જ ઘોર તથા મૂઢવૃત્તિને વિષે દુઃખનો પરિત્યાગ કરીને સત્ તથા ચિત્રૂપનુ જ ચિંતન કરવું.

સાત્ત્વિક વૃત્તિઓને વિષે સત્, ચિત્ તથા આનંદ એ ત્રણેનુ ધ્યાન કરવુ, એમ કહે છે

**शांतासु सच्चिदानंदांस्त्रीनप्येवं विचिंतयेत् ।**
**कनिष्ठमध्यमोत्कृष्टास्तिस्रश्चिंताः क्रमादिमाः ॥ २७**

એ પ્રકારે શાતવૃત્તિઓને વિષે સત, ચિત્ તથા આનંદ એ ત્રણેનુ ચિતન કરવુ (આ) ધ્યાનોનુ કંઈ સામ્ય સમજવાનુ નથી, (કેમકે) આ ત્રણે પ્રકારની ચિંતા (ધ્યાન) ક્રમથી કનિષ્ઠ, મધ્યમ તથા ઉત્કૃષ્ટ (ઉત્તમ) સમજવાનાં છે.

હવે નિર્ગુણ બ્રહ્મના ધ્યાનમા જે અનધિકારી છે તેવા પુરુષોના અનુગ્રહ અર્થે તેવાઓને મિશ્ર (સમપચ) બ્રહ્મના ધ્યાનમા અધિકાર છે, એવા અભિપ્રાયથી કહે છે

**मंदस्य व्यवहारेऽपि मिश्रब्रह्मणि चिंतनम् ।**
**उत्कृष्टं वक्तुमेवात्र विषयानंद ईरितः ॥ २८ ॥**

મંદ (સ્થૂલ બુદ્ધિવાળા) પુરુષના વ્યવહારમાં પણ મિશ્રબ્રહ્મને વિષે ચિંતન કરવું શ્રેષ્ઠ છે, એમ કહેવા સારુ કરીને જ આ વેદાંતના પ્રકરણમાં વિષયાનંદ કહ્યો છે.

એ પ્રમાણે ત્રણ પ્રકારનુ સવૃત્તિક ધ્યાન કહીને હવે એક પ્રકારનુ અવૃત્તિક ધ્યાન કહી દેખાડે છે.

**औदासीन्ये तु धीवृत्तेः शैथिल्यादुत्तमोत्तमम् ।**
**चिंतनं वासनानंदे ध्यानमुक्तं चतुर्विधम् ॥२९॥**

ઉદાસીનપણાની દશામાં તો બુદ્ધિવૃત્તિઓની શિથિલતાથી વાસનાનંદને વિષે જે ધ્યાન થાય તે ઉત્તમોત્તમ છે (અર્થાત્ પૂર્વોક્ત ત્રણે પ્રકારનાં ચિતન કરતા શ્રેષ્ઠ છે). એવી રીતે ૨૬મા શ્લોકથી અહીં સુધીમાં ચાર પ્રકારનુ ધ્યાન કહ્યું.

### ઉપર કહેલા અવૃત્તિક ધ્યાનનુ બ્રહ્મવિદ્યાપણું

ત્યારે આ શુ ધ્યાનનો અવાતર ભેદ છે? ત્યા 'નહિ' એમ કહે છે

**न ध्यानं ज्ञानयोगाभ्यां ब्रह्मविद्यैव सा खलु ।**
**ध्यानेनैकाग्र्यमापन्ने चित्ते विद्या स्थिरीभवेत् ॥३०॥**

જ્ઞાન તથા યોગ બેયના સદ્ભાવથી આ ધ્યાન નથી, પણ નિશ્ચયે કરી બ્રહ્મવિદ્યા જ છે અને ધ્યાને કરી એકાગ્રતાને પામેલા ચિત્તને વિષે વિદ્યા (જ્ઞાન) સ્થિર થાય છે.

ઉક્ત ધ્યાનનુ જે બ્રહ્મવિદ્યાપણું કહ્યુ, તેમા હેતુ કહી દેખાડે છે

**विद्यायां सच्चिदानंदा अखंडैकरसात्मताम् ।**
**प्राप्य भांति न भेदेन भेदकोपाधिवर्जनात् ॥३१**

વિદ્યા(જ્ઞાન)ને વિષે સત્, ચિત્, તથા આનંદરૂપ બ્રહ્મના જે ત્રણ સ્વભાવ છે, તે અખંડ

એકરસતાને પામીને ભાસે છે. કંઈ ભેદે કરી ભાસતા નથી; કારણ કે ભેદક ઉપાધિનો નિષેધ છે તેથી (ભેદની પ્રતીતિ ભેદક ઉપાધિને અધીન જ હોય છે).

પૂર્વ શ્લોકમા 'ભેદક ઉપાધિના વર્જ નથી' એમ જે કહ્યું, તે ભેદક ઉપાધિને જ દર્શાવે છે

**शांता घोराः शिलाद्याश्च भेदकोपाधयो मताः ।**
**योगाद्विवेकतो वैषामुपाधीनामपाकृतिः ॥ ३२ ॥**

શાંત, ઘોર અને મૂઢ તથા શિલા આદિક ભેદક ઉપાધિઓ માનેલ છે અને ચિત્તની એકાગ્રતારૂપ યોગથી અથવા આત્મ-અનાત્મ વસ્તુના વિચારરૂપ વિવેકથી, એ પૂર્વોક્ત ઉપાધિઓનુ નિવારણ થાય છે.

**निरुपाधिब्रह्मतत्त्वे भासमाने स्वयंप्रभे ।**
**अद्वैते त्रिपुटी नास्ति भूमानंदोऽत उच्यते ॥३३॥**

સ્વયંપ્રકાશ તથા અદ્વૈતરૂપ નિરુપાધિક બ્રહ્મતત્ત્વ જ્યારે ભાસમાન થાય, ત્યારે ત્રિપુટી (જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિતયરૂપા ત્રિપુટી) ભાસતી નથી અને એ ત્રિપુટીજ્ઞાનના અભાવથી આ ભૂમા આનંદ (દેશકાલ વસ્તુ પરિચ્છેદરહિત આનંદ) કહેવાય છે.

ગ્રંથનો ઉપસંહાર કરે છે

**ब्रह्मानंदाभिधे ग्रंथे पंचमोऽध्याय ईरितः ।**
**विषयानंद एतेन द्वारेणान्तः प्रविश्यताम् ॥३४॥**

બ્રહ્માનંદ નામના ગ્રંથમા આ પાંચમો (૧૫મો) અધ્યાય વિષયાનંદ કહ્યો. આ વિષયાનંદરૂપ દ્વારે કરી બ્રહ્માનંદમાં પ્રવેશ કરો.

ગ્રંથના અંતમા આશીર્વાદરૂપ મંગલ કરે છે

**प्रीयाद्धरिहरोऽनेन ब्रह्मानंदेन सर्वदा ।**
**पायाच्च प्राणिनः सर्वान् स्वाश्रितान्शुद्धमानसान् ॥**

આ પંચાધ્યાયીરૂપ બ્રહ્માનંદ ગ્રંથે કરીને માયાશક્ત્યાત્મક હરિથી સંપૃક્ત એવા માયી (મહેશ્વર) સર્વદા પ્રસન્ન થાઓ અને પોતાના આશ્રિત જે શુદ્ધ મનવાળા સર્વ પ્રાણીઓ છે તેઓની રક્ષા કરો (તેઓને આ જન્મમરણાદિ લક્ષણ સંસારથી ઉગારો).

**ઇતિ શ્રીમદ્ વિદ્યારણ્યસ્વામીવિરચિત પંચદશી વિષે 'બ્રહ્માનંદાંતર્ગત વિષયાનંદ' નામનું પંદરમું પ્રકરણ સમાપ્ત**

### 'બ્રહ્માનંદાંતર્ગત વિષયાનંદ'નું મનન

ગ્રંથારંભમા વિષયાનંદના નિરૂપણની સંગતિ દર્શાવવા બૃહદારણ્યક શ્રુતિનો ઉપર કહેલો અખંડ એકરસ બ્રહ્મરૂપ પરમાનંદ છે, તેની જ માત્રાઓનુ ઇતર પ્રાણી સેવન કરે છે, તેથી એ વિષયાનંદ પણ બ્રહ્માનંદનો અંશ હોવાથી બ્રહ્મ છે-એમ કહી તેનુ નિરૂપણ આ અંતિમ પ્રકરણથી કરાય છે, એવી પ્રતિજ્ઞા સૂચવી શાંતા, ઘોરા, તથા મૂઢા, એવા ભેદથી મનની વૃત્તિઓ ત્રણ પ્રકારની છે તેમા વૈરાગ્ય, ક્ષમા, ઉદારતા આદિક શાંત વૃત્તિઓ છે, તૃષ્ણા, સ્નેહ, લોભ, રાગાદિક ઘોર વૃત્તિઓ છે અને મોહ, ભય વગેરે મૂઢ વૃત્તિઓ છે ઉપરની સર્વ વૃત્તિઓમા બ્રહ્મનુ ચૈતન્યસ્વભાવપણુ પ્રતિબિંબિત થાય છે શાંત વૃત્તિઓમા તો ચિત્સ્વભાવતાની સાથે બ્રહ્મનો સુખાંશ પણ પ્રતિબિંબિત થાય છે ઘોર તથા મૂઢવૃત્તિઓના સુખાંશ તિરોહિત હોય છે, પણ કંઈક નિર્મળતાના યોગથી તેઓમા ચિદંશ પ્રતિબિંબિત થાય છે, તેથી કરીને ઘોર તથા મૂઢ વૃત્તિઓને વિષે આનંદનો અનુભવ થતો નથી જેમ ગૃહ-ક્ષેત્રાદિકને વિષે જ્યારે કામ (અભિલાષ) થાય, ત્યારે તે કામ રાજસ હોવાથી ઘોર હોવાને લીધે તેમા સુખાનુભવ જણાતો નથી, તેમ જ એ કામ સિદ્ધ થશે કે નહિ? એવી સંશયજન્ય ચિંતાને અવલંબી દુઃખ થાય છે, કદી તે કામ સિદ્ધ ન જ થાય તો તે દુઃખમાં ઉમેરો થાય છે અને જો તેમા કંઈ પ્રતિબંધ(અટકાયત) થાય, તો એકદમ ક્રોધ આવે છે, અને કદી ધાર્યા કરતાં ઊલટું પરિણામ આવે તો તેનો દ્વેષ થાય છે. વળી જો તેનો પ્રતિકાર (નિવારણોપાય) અશક્ય થાય તો તેથી વિષાદ (ખેદ)થાય છે તે તામસ છે, એ ક્રોધાદિકને વિષે મહાદુઃખ છે અને સુખનો તો અંશ પણ તેનાથી દૂર છે અભિલષિત વસ્તુની પ્રાપ્તિ ધાર્યા જે

હર્ષ થાય છે તે શાતવૃત્તિ છે, તેમા મહાસુખ થાય છે, તે વસ્તુ ભોગવવામા વળી તે કરતા મહત્તર સુખ થાય છે અને ભોગપ્રસગમાં સહેજ સુખ થાય છે અને એ બધા કરતા વિરક્તિમા મહત્તમ સુખ થાય છે કે જે પૂર્વે વિદ્યાનંદમા કહેવાઈ ગયુ એવી રીતે ક્રોધ તથા લોભના નિવારણપૂર્વક ક્ષમા, ઉદારતા આદિકમા જે સુખ થાય છે, તે શાંતવૃત્તિરૂપ હોવાથી પ્રતિબિબિત બ્રહ્મસ્વરૂપ જ છે; કેમકે અતર્મુખવૃત્તિઓને વિષે એ બ્રહ્મનું પ્રતિબિંબિતપણુ નિર્વિઘ્ન છે. સત્તા, ચૈતન્ય તથા સુખ; એ ત્રણ બ્રહ્મના સ્વભાવ છે, તેમાંથી મૃત્તિકા, શિલા ઇત્યાદિકને વિષે માત્ર સત્તા જ પ્રતિબિંબરૂપે અભિવ્યક્ત થાય છે, ઇતર બે સ્વભાવ નહિ, તેમ ઘોર તથા મૂઢ વૃત્તિઓને વિષે સત્તા તથા ચૈતન્ય એ બે સ્વભાવ પ્રકટતા પામે છે; અને શાત વૃત્તિઓનો ઉત્કર્ષ વર્ણવી આ પ્રકરણનો ઉપસહાર કર્યો છે.

ૐ શાંતિ: શાંતિ: શાંતિઃ

**पंचदशी समाप्त**

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના

# ઉપયોગી ગ્રંથો

## ધર્મગ્રંથો

- મહાભારત-ભાષાંતર ૫૨-૦
- યોગવાસિષ્ઠ મહારામાયણ (બે ગ્રંથોમાં) ૧૪-૦
- શ્રીશિવમહાપુરાણ (બે ભાગમાં) ૧૨-૦
- તુલસીકૃત રામાયણ (બે ભાગમાં) ૧૦-૦
- વાલ્મીકિ રામાયણ (બે ભાગમાં) ૧૨-૦
- ગિરધરકૃત રામાયણ ૪-૮
- શ્રીરામચરિતમાનસ ૨-૦
- શાંતિપર્વ-મહાભારતનું ૮-૮
- શ્રીમદ્ ભગવતી ભાગવત ૬-૦
- એકનાથી ભાગવત ૫-૦
- શ્રીમદ્ભાગવત(બે ભા.) ૧૦-૦
- શ્રીવિષ્ણુપુરાણ... ૪-૦
- ધમ્મપદ ... ૧-૦
- તુલસી સતસઈ .. ૧-૮
- એકાદશ ઉપનિષદ ૩-૦
- બૃહદારણ્યક ઉપનિષદ ૨-૦
- સો ઉપનિષદો... ૫-૦
- ભગવદ્ગીતા-પુરુષાર્થ બોધિની (બે ગ્રંથો) ૧૨-૮
- શ્રીમદ્ ભગવદ્ગીતા-શાંકરભાષ્ય ૪-૦
- શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા ૪-૮
- શ્રીમદ્ ભગવદ્ગીતા-નીલકંઠી ટીકા સાથે ૩-૦
- પંચરત્નગીતા (સટીક) ૨-૦
- શ્રીમદ્ ભગવદ્ગીતા-મોટા અક્ષરમાં ૦-૧૨
- જ્ઞાનસત્રગીતા ૧-૪
- શ્રીમદ્ ભગવદ્ગીતા (ગુટકો) ૦-૮
- પંચરત્નગીતા મૂળ મૂળ ૦-૮
- શિક્ષાપત્રી ... ૦-૬
- ગીતાસાર .. ૦-૪
- ગીતાપોથી ... ૦-૬
- ગીતાસંકલન ... ૦-૩
- ઉત્તરગીતા ... ૦-૬
- ભગવદ્ગીતા (૧૨,૧૫) ૦-૩

## નીતિગ્રંથો

- બળવાન થવા ૦-૧૨
- વિદુરનીતિ ... ૧-૦
- મનુસ્મૃતિ ... ૪-૮
- પ્રભુમય જીવનનું રહસ્ય ૧-૦
- પ્રભુમય જીવન ૦-૧૨
- મોક્ષમાળા ... ૧-૪
- અંતર નિરીક્ષણ ૧-૦
- યક્ષ અને યુધિષ્ઠિર ૦-૩
- પ્રેમપંથ (૧) ... ૦-૩
- પ્રેમપંથ (૨) .. ૦-૪
- નારદના ભક્તિસૂત્રો ૦-૩
- શ્રી રામકૃષ્ણ ઉપદેશ ૦-૫
- ઉચ્ચ જીવન ... ૦-૪
- પરવાળા ... ૦-૩
- વ્યવહારમાળા.. ૦-૮
- વિચારમાળા ... ૦-૮
- સત્સંગમાળા ... ૦-૬
- વિવેક-વિચાર ૦-૬

## વેદાંત-તત્ત્વજ્ઞાન

- પક્ષપાતરહિત અનુભવપ્રકાશ ૫-૦
- આપણો ધર્મ... ૨-૦
- ધર્મજ્યોતિ ... ૧-૮
- વેદાંત-રસબિંદુ ૦-૧૨
- મનુષ્યધર્મ ... ૨-૦
- વેદાંતમાર્ગદર્શિની ૧-૮
- સનાતન ધર્મ ... ૧-૦
- મહાવાક્યરત્નાવલી ૦-૧૨
- વિચારસાગર ... ૩-૦
- આત્મસાક્ષાત્કારની કસોટી ... ૧-૪
- જીવન્મુક્તિવિવેક ૧-૪
- પંચીકરણ ... ૨-૦
- સ્વરૂપવિચાર .. ૦-૧૦
- અષ્ટાવક્રગીતા ૦-૮
- અવધૂતગીતા ... ૧-૪
- સ્વામી રામતીર્થ ઉપદેશો (૧) ૩-૦
- ઉપદેશસારસંગ્રહ ૧-૮
- સમયસાર નાટક ૩-૦
- ભક્તિયોગ (ભા ૮મો) ૨-૦
- મોહમુદ્ગર ને બીજા દશ રત્નો ૧-૦
- શતશ્લોકી ને બીજા ચાર રત્નો ૦-૧૨
- સ્તોત્રસંગ્રહ ... ૦-૧૦
- સર્વવેદાંત-સિદ્ધાંત-સારસંગ્રહ ૧-૪
- વિવેકચૂડામણિ ૦-૧૨
- લઘુયોગવાસિષ્ઠસાર ૦-૬
- રત્નમા . ૦-૮
- જ્ઞાનલહરી ... ૦-૮
- હસ્તામલકસ્તોત્ર ૦-૨
- પ્રશ્નોત્તરમાળા ને જીવન્મુક્ત આનંદલહરી ૦-૩
- તૈત્તિરીય ઉપનિષદ ૦-૩
- દૃગ્-દૃશ્યવિવેક ૦-૨
- ધ્યાન અને જ્ઞાન ૦-૩
- સમાધિશતક ... ૦-૮
- વિચારસૂર્યોદય ૦-૪
- યોગવાસિષ્ઠના સૂત્રો ૦-૪
- તંત્રની સાધના ૦-૪
- જ્ઞાનેશ્વર ને ચાંગદેવ ૦-૬
- વૈરાગ્યશતક ... ૦-૪
- નીતિશતક ... ૦-૪
- પ્રવાસી ... ૦-૬
- પુરોગામી ... ૦-૪

## ધર્મકથા-પ્રાર્થના

- શ્રીપુરુષોત્તમમાસ-માહાત્મ્ય ૨-૦
- શ્રી ચંડીપાઠ ... ૧-૪
- શ્રી સત્યનારાયણની કથા ૦-૧૦
- નિત્યપાઠ ... ૦-૧૨
- જપ અને નામસ્મરણ ૧-૦
- સૂર્યકાંત ... ૨-૦
- તુકારામગાથા (બે ગ્રં.) ૦-૬
- રામકૃષ્ણ વાર્તાલાપ (૧) ૦-૮
- શ્રી રામકૃષ્ણ વાર્તાલાપ (૨) ૨-૦

- આખ્યાનમાળા (૧લો) ૩–૦
- સતની વાતો ... ૧–૮
- સંતગુરુનો પરિચય ૨–૦

### સ્વ૦ પઢિયારનાં પુસ્તકો

- સ્વર્ગનું વિમાન ૨–૦
- સ્વર્ગની કૂંચી ૨–૦
- સ્વર્ગનો ખજાનો ૨–૦
- સ્વર્ગનો પ્રકાશ ૨–૦
- સ્વર્ગનો આનંદ ૨–૦
- સ્વર્ગની સીડી ૨–૦
- સાચું સ્વર્ગ ... ૨–૦
- નારાયણકવચ ... ૦–૮
- શ્રીવિષ્ણુસહસ્રનામ ૦–૪
- ગજેન્દ્રમોક્ષ ... ૦–૬
- ભગવત્પ્રસાદ ... ૦–૪
- પાંડવગીતા ... ૦–૪
- ગીતાંજલિ ... ૦–૬
- દત્તાત્રેય ... ૦–૪
- શિવમહિમ્નસ્તોત્ર ૦–૮
- કણ્ઠાભરણમ્ ... ૦–૩
- બંસીમાં ભગવાને શું ગાયું? ૦–૩
- મણિરત્નમાળા ૦–૧–૬
- ગંગામાતા ... ૦–૬

### संतवाणी–भजनो

- ભજનસાગર (ભા.૧–૨) ૩–૮
- ભજનસાગર (ભા. ૨) ૨–૦
- મીરાંબાઈનાં ભજનો ૦–૧૨
- નરસિંહ મહેતાનાં ભજનો ૦–૧૨
- ભજનસંગ્રહ ૧–૦
- પરિચિત પદસંગ્રહ ૧–૧૨
- અખાની વાણી ૩–૦
- પ્રીતમદાસની વાણી ૩–૦
- તુલસી રામાયણના મહાવાક્યો ૦–૮
- દલપતરામની કવિતા ૦–૧૦
- અખાના છપ્પા ... ૧–૦
- શામળના છપ્પા ૦–૧૨
- કર્મગાથા... ... ૧–૦
- સાંખ્યસાર અને યોગસાર ૦–૬
- વૈતાલ કહે ... ૦–૩
- ગોરખવાણી ... ૦–૬
- સંત દાદૂ ... ૦–૪
- ગિરિધર કવિરાય ૦–૩
- સો ભજનો ... ૦–૬
- ઋષિરાજના પદો ૦–૪
- ધ્રુવાખ્યાન ... ૦–૬
- તુલસીદાસની સાખીઓ ૦–૪
- કબીરસાહેબની સાખી ૦–૪
- વિશ્વજ્યોતિ ... ૦–૪
- પ્રબોધબાવની... ૦–૪
- રવિ, ભાણ અને મોરાર સાહેબની વાણી ૦–૪
- ભક્તકવિ રહીમ ને જમાલ ... ૦–૪
- સાંઈ દીનદરવેશ ૦–૪
- કેશવકૃતિ ... ૦–૪
- દોહારત્નાવલી ૦–૩
- ભક્ત સૂરદાસનાં પદો ૦–૬
- ભોજા ભગતના ચાબખા ૦–૬
- કવિ દીનદયાલગિરિ ૦–૪
- ધીરાભગતનાં પદો ૦–૪
- તુકામ્હણે ... ૦–૫
- સંતકવિ નઝીર ૦–૮
- હરિપાઠ ... ૦–૨

### स्त्री तथा बाळोपयोगी पुस्तको

- ભારતની દેવીઓ ગ્રં ૨જો ૩–૦
- " " ગ્રંથ ૩જો ૩–૦
- નળાખ્યાન ... ૧–૦
- ગૃહિણી ... ૧–૦
- ઓખાહરણ ... ૦–૮
- પાકશાસ્ત્ર ... ૧–૧૨
- શ્રી શારદામણિદેવી ૦–૮
- ઇસપની બાલવાર્તાઓ ૧–૪
- કાકાનો સંજય ૧–૧૨
- મહાભારતની નીતિકથાઓ ૧–૪
- અરેબિયન નાઇટ્સ (અરબી કથાઓ) ૩–૦
- કથાસરિત્સાગર ૧–૦
- બાલભારત ... ૧–૮
- વડીલોની વાતો ૦–૧૨
- બાલસદ્બોધ ... ૦–૮
- વિદ્યાર્થી ... ૦–૮
- વિક્રમની વાતો ૨–૮
- બિરબલ અને બીજા ૨–૦
- આદર્શ દૃષ્ટાંતમાળા (બે ગ્રંથોમાં) ૫–૦
- તંત્રકથા (સચિત્ર) ૧–૮
- " (અચિત્ર) ૧–૪
- ટૂંકી વાર્તાઓ
  - ગ્રંથ ૧લો–૬૬ વાર્તાઓ ૨–૮
  - ગ્રંથ ૨જો–૫૭ વાર્તાઓ ૨–૮
  - ગ્રંથ ૬ઠ્ઠો–૮૬ વાર્તાઓ ૨–૮
- સુંદર કામદારની વાર્તા ૦–૧૨
- શેઠ સગાળશા... ૦–૪
- સદ્ગુણી બાળકો ૦–૧૦
- દંડા પહોરની વાતો ૦–૧૨
- કચ્છુ અને બચ્છુ ૦–૬
- બાળકોની રીતભાત ૦–૪
- બાળકોના આચાર ૦–૪
- સદ્બોધવાટિકા ૦–૩
- બાળકોની વાતો (૧) ૦–૬
- પ્રૌઢ વાચનપોથી ૦–૪
- પ્રૌઢ વાચનપૂર્તિ ૦–૪
- શિશુસાથી ભા. ૧ ૦–૨
- શિશુસાથી ભા. ૨ ૦–૨
- શિશુસાથી ભા. ૩ ૦–૨
- સુબોધપુષ્પવાટિકા ૦–૫
- વસંતનું આગમન ૦–૪
- આકાશના તારા ૦–૬
- અમારા માધવકાકા ૦–૩
- સૌથી પહેલા દાદાજી ૦–૬
- કુણાલ ... ૦–૮
- ભીમભાઈનું પહેરણ ૦–૪
- ઉખાણાં ... ૦–૪
- દેશપાઠો ... ૦–૪
- રમૂજી ટુચકા ... ૦–૬
- ધાણીચણા .. ૦–૪
- ઢોલામારુની વાર્તા ૦–૬
- ધીરામારુની વાર્તા ૦–૫

### आरोग्य अने वैदक

- સુશ્રુત–આયુર્વેદ (બે ગ્રંથોમાં) ૧૫–૦
- અષ્ટાંગહૃદય–વાગ્ભટ ૧૨–૦
- વનસ્પતિવર્ણન ૨૦–૦

વનસ્પતિવર્ણન–પ્રવેશ ૨–૦
રસતંત્રસાર અને સિદ્ધ-પ્રયોગસંગ્રહ ૧૦–૦
આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ ૬–૦
આરોગ્યની કૂંચી ૨–૮
વૈદ્યજીવન .. ૧–૦
ઘરઘરનો વૈદ્ય… ૧–૮
વૈદક સંબંધી વિચારો ૧–૧૨
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ૦–૧૨
ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો ૦–૧૦
ખોરાકના ગુણદોષ ૦–૧૨
આયુર્વેદ યોગશતક ૦–૧૨
પ્રકીર્ણ ઔષધિ ૦–૫
ખોરાકમાં ઝેર ૦–૪
માંદગીમા ઉપવાસ ૦–૬
પાક–ઔષધિ ૦–૬
ચૂર્ણ–ઔષધિ… ૦–૪
ક્વાથ–ઔષધિ ૦–૬
વૈદકના અકસીર ઉપાયો ૦–૬
જીવનચર્યા … ૦–૬
માંદાનો આહારવિહાર ૦–૪
માંદગીના કારણો ૦–૬
હરડે અને તેનો ઉપયોગ ૦–૬

### जीवनचरित्रो

ચૈતન્ય મહાપ્રભુ (ત્રણ ગ્રંથોમાં) ૮–૦
સ્વામી રામતીર્થ ૩–૮
સંત તુકારામ… ૩–૦
રમણ મહર્ષિ ૨–૦
મહર્ષિ દયાનંદ ૧–૮
હંસ મહારાજ ૨–૮
સ્વામી આત્માનંદ સરસ્વતી ૧–૮
ભિક્ષુ અખંડાનંદ ૩–૦
ભક્તચરિત્ર … ૨–૮
આદર્શચરિત્રસંગ્રહ (૨) ૩–૦
સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદ ૧–૬
બૂકર ટી. વૉશિંગ્ટન ૧–૮
સ્વામીશ્રી નિત્યાનંદ ૦–૮
શ્રીરામચંદ્ર દત્ત અને નાગમહાશય ૧–૦
યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ૦–૮
મહાત્મા મસ્તરામજી ૦–૬
કબીર સાહેબ ૦–૬
બાળકોના વિવેકાનંદ ૦–૪
વિશ્વામિત્ર ને હરિશ્ચંદ્ર ૦–૪
સંત મૂળદાસ ૦–૬
ગોસ્વામી તુલસીદાસ ૦–૬
ચંદ્રહાસ … … ૦–૩
સુદામાચરિત્ર … ૦–૩
વીર હનુમાન … ૦–૩
સતી સાવિત્રી ૦–૪
મેનાવતી ને ગોપીચંદ ૦–૩
જેસલ ને તોરલ ૦–૪
શ્રી તૈલંગસ્વામી ૦–૪
ભક્ત અંબરીષ ૦–૪
ભક્ત પ્રહ્લાદ ૦–૪
નાનભટ્ટ બાપા ૦–૪
શ્રીશુકદેવજી … ૦–૪
જડભરત … ૦–૩
નાનક … ૦–૬
સ્વામી રામતીર્થ ૦–૪
શ્રીરામકૃષ્ણ પરમહંસ ૦–૬
મદાલસા અને અલર્ક ૦–૫
ભક્ત રોહીદાસ ૦–૩

### नवलकथा–वार्तासंग्रहो

મંગળ વાતો … ૨–૦
આળાં હૈયાં … ૨–૦
માણસાઈની વાતો ૨–૦
રંગમેળો … ૧–૮
કૃષ્ણચરિત્ર (નાટક) ૧–૮
ગોપીચંદ (નાટક) ૦–૧૨
ગુલાબસિંહ … ૪–૦
વનરાજ ચાવડો ૨–૮
રાજા ભોજ અને કવિ કાલિદાસ ૧–૦
કમળકુમાર … ૦–૧૨
રાજર્ષિ … ૨–૦
કતલખાનું … ૨–૦
સંત બળરામ ને પતિતા ૦–૧૦
બરાસ–કસ્તૂરી ૦–૮
ગજરામારુ .. ૦–૧૦
સિંદબાદનાં સાહસો ૦–૮
એક હતો શેઠ ૦–૪
મદન–મોહના ૦–૪
સમીસાંજની વાતો ૦–૬
નંદબત્રીસી … ૦–૬
લોકસાહિત્યના રહસ્યો ૦–૪
સુશીલા … ૦–૪
દયાળુ માતા … ૦–૪
સદ્ગુણી પુત્રી ૦–૬
શ્રમણ નારદ … ૦–૩
દુષ્યંત ને શકુંતલા ૦–૬
ધાવણની ધાર ૦–૩
સમ્રાટ શ્રેણીક ૦–૩
કેરીની મોસમ ૦–૫
બે ડોસાની જાત્રા ૦–૪
ગુજરાતની રંગભૂમિ ૦–૬
મનને (કાવ્ય) ૦–૩
શ્રીમંતનો સડો (કાવ્ય) ૦–૪

### उत्साह–चेतनाप्रेरक अने प्रकीर्ण ग्रंथो

શુભસંગ્રહ (બીજો) ૩–૦
,, (નવમો) ૩–૦
આગળ ધસો… ૩–૦
સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ ને વિચારોના ચમત્કાર ૩–૦
કૈલાસદર્શન … ૨–૮
સાહિત્ય પ્રવેશિકા ૨–૮
સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો ૧–૪
કહેવતો … ૧–૪
હિંદુસ્થાની સંગીત ૦–૮
આત્મનિરીક્ષણ અને સંકલ્પ … ૧–૦
ગુજરાતની ગઝલો ૧–૦

### ખેતીનાં મૂળ તત્ત્વો

ભાગ ૧લો … ૧–૪
ભાગ ૨જો … ૧–૮
ભાગ ૩જો … ૧–૮
ભાગ ૪થો … ૧–૧૨

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

પ્રકાશના પગલા(સચિત્ર) ૦–૧૨
રાખની ઢગલી (સચિત્ર) ૦–૧૦
હાસ્યતરંગ . ૦–૧૨
જગતમા જાણવા જેવુ ૦–૧૨
જીવન-પરિવર્તન ૦–૧૦
ઇતિહાસને અજવાળે ૦–૧૨
ગામડું બોલે છે (સચિત્ર) ૦–૧૦
ગૃહજીવનની કલા ૦–૧૨
ગૃહજીવનના દશ્યો ૦–૧૦
મારો ભારત દેશ ૦–૧૦
ગુજરાતના સેવકો ૦–૧૨
સાહસકથાઓ ૦–૧૨
પટલાઇના પેચ (બે ગ્રંથ) ૧–૪
ગ્રામરચના (સચિત્ર) ૧–૪
કંકુ ને કન્યા ૧–૪
પરમપૂજ્ય બાપુ ૧–૦
બાળકોની માવજત ૦–૧૨
બાળક ... ૧–૪
ખોળાનો ખૂંદનાર ૦–૧૦
પ્રકૃતિના લાડકવાયા પંખીઓ ... ૧–૪

મહાત્મા ટૉલ્સ્ટૉય ૧–૪
ભીમના પરાક્રમો ૧–૮
ગૌતમ બુદ્ધ . ૧–૪
મીરા દાસી જનમ જનમકી .. ૦–૧૨
સોનાનો સૂરજ ૧–૪
હિતોપદેશ .. ૧–૪
ઇન્સાન મિટા દૂંગા ને બીજી વાતો ૧–૪
ગુજરાતના લોકગીતો ૧–૪
કોઇ ને કહેશો નહિ ૧–૪
શ્રીમત્ શંકરાચાર્ય ૦–૧૦
જગન્નાથપુરી અને ઓરિસાના પુરાતન અવશેષો (સચિત્ર) ૦–૧૦
આરોગ્યની બારમાસી ૧–૮
શાકભાજી ને બીજા લેખો ૦–૧૨
વનવગડામા વસનારા ૦–૧૨
આખતું આરોગ્ય ૧–૪
અદાલતને આગણે ૧–૮

પૃથ્વીની કથા .. ૦–૧૨
રશિયા ... ૧–૮
અમેરિકા ... ૧–૮
સૌભાગ્ય સુંદરી અને બીજા નાટકોનુ નવનીત ૧–૮
વૈતાલની વાતો ૧–૮
માટીની મૂર્તિઓ ૦–૧૨
અક્ષયપાત્ર ... ૧–૮
ધર્મકથાઓ ... ૧–૮
અંધારી રાતે... ૦–૧૨
અન્તરના દીવા ૧–૮
રંગ અને દીવા ૧–૮
ગદાધારી ભીમ ૨–૪
સંસારના રંગ ૧–૦
જીવનસુવાસ ... ૧–૮
ભરતીઓટ ... ૨–૦
સંગમ ... ૨–૦
પાંચ લોકકથાઓ ૧–૮
જીવનરંગ .. ૧–૮
બનાવટી ફૂલો . ૧–૦

## કેટલાંક ઉપયોગી પુસ્તકો—સેટોમાં

૧: રસિક વાર્તામાળાનો સેટ
પુસ્તકો ૫ · કિં ૪–૮ · પૃષ્ઠ ૭૫૦
૨: સસ્તી બાલચરિત્રમાળા, સેટ ૧લો
પુસ્તકો ૧૧ કિં ૩–૦ પૃષ્ઠ ૭૭૫
૩: સસ્તી બાલચરિત્રમાળા, સેટ ૨જો
પુસ્તકો ૧૦ · કિં. ૩–૦ પૃષ્ઠ ૭૨૫
૪: સસ્તી વાર્તામાળાનો સેટ
પુસ્તકો ૧૦ . કિં. ૩–૦ · પૃષ્ઠ ૭૭૦
૫: મંગળ કથાવલી, સેટ ૧લો
પુસ્તકો ૩ . કિં. ૪–૮ : પૃષ્ઠ ૬૯૦
૬: મંગળ કથાવલી, સેટ ૨જો
પુસ્તકો ૩ · કિં. ૪–૮ : પૃષ્ઠ ૬૧૦
૭: આરોગ્ય ગ્રંથાવલી, સેટ ૧લો
પુસ્તકો ૩ કિં ૪–૮ પૃષ્ઠ ૬૯૨
૮: આરોગ્ય ગ્રંથાવલી, સેટ ૨જો
પુસ્તકો ૪ કિં ૪–૧૨ પૃષ્ઠ ૬૦૦
૯: આરોગ્ય ગ્રંથાવલી, સેટ ૩જો
પુસ્તકો ૧૦ કિં ૩–૮ પૃષ્ઠ ૮૨૮
૧૦: શ્રેયસ્ બાળગ્રંથાવલી, સેટ ૧લો
પુસ્તકો ૬ કિં ૨–૪ પૃષ્ઠ ૩૪૦
૧૧: શ્રેયસ્ બાળગ્રંથાવલી, સેટ ૨જો
પુસ્તકો ૨ કિં. ૪–૦ પૃષ્ઠ ૬૧૪

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } સ્વામી અખંડાનંદ માર્ગ, અમદાવાદ
ને પ્રિન્સેસ સ્ટ્રીટ, હવાડા સામે, મુંબઈ–૨